# તદ્દન નવાં પ્રગટ થયેલાં 'ભારતી' પ્રકાશનો

| | | |
|---|---|---|
| મહાભારતની કથાઓ | ધૂમકેતુ | ૩/૫૦ |
| ઉપનિષદ્કથાઓ (સંવર્ધિત નવી આ.) | ,, | ૩/— |
| પેટલીકરની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૪/— |
| પંચામૃત | ઈશ્વર પેટલીકર | ૧/૭૫ |
| આભના ભેજ | ,, | ૧/— |
| આંખ વિના અજવાળાં | ,, | ૧/૨૫ |
| જુનાય એ શે કહી? | ,, | ૧/૭૫ |
| સુવર્ણ-પ્રતિમા | ચુનીલાલ વ. શાહ | ૫/— |
| નણ દીકરાની મા | ,, | ૧/૭૫ |
| કડદો | પન્નાલાલ પટેલ | ૧/૫૦ |
| છોરાં અને મોરાં (આઠ ભાગ) | જીવરામ જોષી | ૧૩/૫૦ |
| અજપો | શેખાદમ આબુવાલા | ૦/૭૫ |
| ઠોકર | 'ઉમાકાન્ત' | ૬/૭૫ |
| મંગળ જ્યોત | ,, | ૬/૭૫ |
| અંકુર | ડાહ્યાભાઈ પટેલ | ૩/૫૦ |
| પુનર્મિલન | ,, | ૫/— |
| નવા કલેવર ધરો હંસલા | ,, | ૫/— |
| આત્મતર્પણ | વિશ્વમિત્ર | ૫/૫૦ |
| અમર દીપ | ભૂપત વડોદરિયા | ૫/— |
| સાથ વિનાના સગાથી | | ૫/— |
| મૂંગા પડછાયા | બળવંત નાયક | ૭/૫૦ |
| અંજળપાણી | 'સત્યમ્' | ૫/૭૫ |
| ભવની વાટે | ,, | ૫/૭૫ |
| ધરતીનાં હીર | દેવશંકર મહેતા | ૬/— |
| ધરતીની આરતી | ,, | ૮/૭૫ |
| પ્રેરણામૂર્તિઓ | ઈશ્વરભાઈ પટેલ | ૧/૫૦ |
| જનતા કાજે જીવનાર | ,, | ૧/૬૦ |
| ગામડાની કેડીએ | પીતાંબર પટેલ | ૧/૭૫ |
| ધરમ તારો સંભાળ રે | ,, | ૧/૫૦ |
| નૂતન ભારતના તીર્થ (પાંચ ભાગ) | ,, | ૩/— |
| સાહસની શોધમાં | નવનીત સેવક | ૨/૫૦ |
| ધરતીનાં અમી | મણિભાઈ પટેલ | ૩/૭૫ |
| સાહિત્યનિકષ | અનંતરાય મ. રાવળ | ૪/૨૫ |
| સાહિત્યવિહાર (નવી આવૃત્તિ) | ,, | ૪/૫૦ |
| સલાટ | ઝવેરચંદ મેઘાણી | ૧/૨૫ |
| રેલગાડીની સૃષ્ટિ | ,, | ૧/૨૫ |
| પાનખર અને વસંત | સાને ગુરુજી | ૫/૭૫ |
| સંધ્યા (નવી આવૃત્તિ) | ,, | ૬/— |
| કરુણાદેવી | ,, | ૧/૨૫ |
| શ્યામની મા | ,, | ૬/— |
| મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૪/— |
| તીર અને તુક્કા | રંભાબેન ગાંધી | |
| જીવન-ઝંઝાવાત | ,, | ૭/— |
| રાખમાં જલે છે અંગારા | રમણિક પટેલ | ૩/૫૦ |
| સાધના અને સિદ્ધિ | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૭/૫૦ |
| સાચા જીવતર | રતનાભાઈ પટેલ | ૩/૫૦ |
| છેલ્લી રાત | ટી પી સૂચક | ૩/૫૦ |
| હૈયાઉકલત | મનુભાઈ જોધાણી | ૧/૭૫ |
| ફુલ હસ્યાં | ,, | ૧/૨૫ |
| શૌર્ય કથાઓ | ,, | ૧/૨૫ |
| સૂતી પડી રે સીતાર | ઘનશ્યામ ઠાકર | ૭/૫૦ |
| દૂરના ડુંગરા | ચંદુલાલ સેલારકા | ૪/૫૦ |
| અમૃત પાત્ર | ,, | ૪/૫૦ |
| દિલદરિયાવના મોતી | વિનોદિની નીલકંઠ | ૪/૫૦ |
| ખરતા તારા | જિતુભાઈ પ્ર. મહેતા | ૪/૫૦ |
| જીવીમા | વિજયકુમાર ત્રિવેદી | ૧/૨૫ |
| ચીંથરે વીંટ્યા રતન | ,, | ૧/૨૫ |
| અંતિમ દીપ | મોહનલાલ પટેલ | ૪/૫૦ |
| ભારતયાત્રા | રામનારાયણ ના. પાઠક | ૬/— |
| વતનની વાતો | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૨/૭૫ |
| છેલ્લાં આંસુ | ,, | ૪/— |

— ઉપરનાં નવા પ્રકાશનો ઉપરાંત અમારા બધાં પ્રકાશનોનું નવું સૂચિપત્ર મંગાવો :—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ૬૪, ગાંધીરોડ ફર્નાન્ડીઝ બ્રિજ અમદાવાદ, ૧

# મેગેઝીનોનાં લવાજમ ભરી ખાસ લાભ મેળવો

અમારે ત્યાં હિંદભરના તથા પરદેશના શિષ્ટ અને સંસ્કારી, કોઈપણ વિષયના તેમ જ ભાષાનાં મેગેઝીનોનાં લવાજમ પ્રકાશકના દરે જ **સ્વીકારાય છે.** નીચેના ભાવો પ્રકાશકોના ફેરફારને આધીન છે.

અમારે ત્યાં સીધું લવાજમ ભરવાથી ખાસ લાભ મેળવી શકાશે.

(૧) એકી સાથે **બે લવાજમ મોકલનારને** મનીઓર્ડર ખર્ચ મજરે અપાશે.

(૨) **ત્રણ લવાજમ મોકલનારને, હિન્દના જવાહર, ગાંધીજીની આત્મકથા-હિંદી, નિત્યમનન** એ ત્રણમાંથી પસંદગીનું એક પુસ્તક ભેટમાં મળશે.

(૩) **પાંચ લવાજમ મોકલનારને** નેહરુચાચાની આર્ટ પેપર પર છપાયેલી ૯૦ તસવીરોની પુસ્તિકા તથા આરોગ્યની ચાવી (ગાંધીજીકૃત) પુસ્તિકા એમ **બે પુસ્તિકા ભેટમાં મળશે.**

**....તો આજે જ લવાજમો મોકલી આપી ખાસ લાભ મેળવો.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઊર્મિ-નવરચના | ૭-૫૦ | વિશ્વવિજ્ઞાન | ૭-૨૫ | સોવિયેત દેશ | ૫-૦૦ |
| તંદુરસ્તી | ૫-૫૦ | વિશ્વમંગલ | ૬-૨૫ | ગુજરાતી નાટ્ય | ૬-૦૦ |
| જીવનમાધુરી | ૭-૫૦ | વિશ્વમાનવ | ૭-૦૦ | મંગલમંદિર | ૬-૨૫ |
| નવચેતન | ૭-૫૦ | વિજ્ઞાન છદ | ૬-૦૦ | વ્યાયામ | ૩-૫૦ |
| મિલાપ | ૯-૦૦ | ચિત્રલેખા | ૧૫-૦૦ | શારીરિક શિક્ષણ | ૩-૦૦ |
| કુમાર | ૯-૦૦ | જી | ૮-૦૦ | નવજીવન | ૪-૦૦ |
| સંસાર | ૫-૦૦ | રસરંજન | ૮-૫૦ | | |
| શ્રીરંગ | ૮-૦૦ | બાલસંદેશ | ૮-૫૦ | **હિંદી** | |
| યુવક | ૫-૦૦ | ઝગમગ | ૮-૫૦ | નવનીત | ૧૦-૦૦ |
| ક્ષિતિજ | ૧૦-૦૦ | બાલજીવન | ૪-૦૦ | ધર્મયુગ | ૨૮-૦૦ |
| પ્રજ્ઞા | ૧૦-૦૦ | બાલમિત્ર | ૫-૦૦ | કહાની | ૬-૦૦ |
| આરસી | ૬-૦૦ | ચાંદામામા | ૬-૦૦ | બાલક | ૪-૫૦ |
| ગાંડીવ | ૭-૨૫ | રમકડું | ૯-૦૦ | ચુન્નુમુન્નુ | ૪-૫૦ |
| ગીતગઝલ | ૬-૦૦ | બાલવાડી | ૨-૦૦ | યુવક કોંગ્રેસ | ૩-૦૦ |
| ચાંદની | ૬-૦૦ | નૂતન શિક્ષણ | ૫-૦૦ | વિજ્ઞાનલોક | ૯-૦૦ |
| બીજ | ૬-૦૦ | કોંગ્રેસ પત્રિકા | ૫-૦૦ | હિંદી જ્ઞાનદૂત | ૪-૮૦ |
| નીરોગી | ૫-૦૦ | અખંડઆનંદ | ૮-૫૦ | વિજ્ઞાન પ્રગતિ | ૫-૦૦ |
| સવિતા | ૬-૦૦ | પ્યારાબાપુ | ૬-૦૦ | બાલભારતી | ૪-૦૦ |
| આરામ | ૬-૦૦ | સ્ત્રીજીવન | ૭-૦૦ | સરિતા | ૧૨-૦૦ |
| રંગદા | ૬-૦૦ | સમર્પણ | ૭-૦૦ | આરોગ્ય | ૫-૦૦ |
| દક્ષિણા | ૫-૦૦ | સંસ્કૃતિ | ૭-૦૦ | હિંદી શિક્ષક | ૫-૦૦ |

[ પાછળને પાને ચાલુ ]

# તદ્દન નવાં પ્રગટ થયેલાં 'ભારતી' પ્રકાશનો

| | | |
|---|---|---|
| મહાભારતની કથાઓ | ધૂમકેતુ | ૩/૫૦ |
| ઉપનિષદ્‌કથાઓ (સંવર્ધિત નવી આ.) | ,, | ૩/— |
| પેટલીકરની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૪/— |
| પંચામૃત | ઈશ્વર પેટલીકર | ૧/૨૫ |
| આભના ટેકા | ,, | ૧/— |
| આંખ વિના અજવાળાં | | ૧/૨૫ |
| [illegible] | | ૧/૭૫ |
| સુવર્ણ-પ્રતિમા | ચુનીલાલ વ. શાહ | ૫/— |
| ત્રણ દીકરાની મા | ,, | ૧/૭૫ |
| કડદો | પન્નાલાલ પટેલ | ૧/૫૦ |
| છોરો અને મોરો (આઠ ભાગ) | જીવરામ જોષી | ૧૩/૫૦ |
| અજંપો | શેખાદમ આબુવાલા | -/૭૫ |
| ઠોકર | ઉમાકાન્ત' | ૬/૨૫ |
| મંગળ જ્યોત | | ૬/૭૫ |
| અંકુર | કાન્તિભાઈ પટેલ | ૩/૫૦ |
| પુનર્મિલન | ,, | ૫/— |
| નવા કલેવર ધરો હંસલા | | ૫/— |
| આત્મરચના | વિશ્વમિત્ર | ૫/૫૦ |
| અમર દીપ | ભૂપત વડોદરિયા | ૫/— |
| સાથ વિનાના સંગાથી | | ૫/— |
| મૂંગા પડછાયા | બાબુભાઈ નાયક | ૭/૫૦ |
| અંજળપાણી | સત્યમ્ | ૫/૭૫ |
| ભવની વાટે | ,, | ૫/૭૫ |
| ધરતીનું હીર | દેવશંકર મહેતા | ૬/— |
| ધરતીની આરતી | ,, | ૮/૭૫ |
| પ્રેરણામૂર્તિઓ | ઈશ્વરભાઈ પટેલ | ૧/૫૦ |
| જનતા કાજે જીવનારા | | ૧/૩૦ |
| ગામડાની કેડીએ | પીતાંબર પટેલ | ૧/૨૫ |
| ધરમ તારો સંભાળ રે | | ૧/૫૦ |
| નૂતન ભારતના તીર્થ (પાંચ ભાગ) | ,, | ૩/— |

| | | |
|---|---|---|
| સાગરની શોધમાં | નવનીત સેવક | ૨/૫૦ |
| ધરતીના અમી | મણિભાઈ પટેલ | ૩/૭૫ |
| સાહિત્યનિકષ | અનંતરાય મ. રાવળ | ૪/૨૫ |
| સાહિત્યવિહાર (નવી આવૃત્તિ) | ,, | ૪/૫૦ |
| સમાર | ઝવેરચંદ મેઘાણી | ૧/૨૫ |
| રેલગાડીની સૃષ્ટિ | ,, | ૧/૨૫ |
| પાનખર અને વસંત | સાને ગુરુજી | ૫/૭૫ |
| સંધ્યા (નવી આવૃત્તિ) | ,, | ૬/— |
| કરુણાદેવી | ,, | ૧/૨૫ |
| શ્યામની મા | | ૬/— |
| મંડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૪/— |
| તીર અને તુક્કા | રંભાબેન ગાંધી | |
| જીવન-ઝંઝાવાત | | ૭/— |
| રાખમાં જલે છે અંગારા | રમણિક પટેલ | ૩/૫૦ |
| સાધના અને સિદ્ધિ | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૭/૫૦ |
| સાચા જીવતર | ધનાભાઈ પટેલ | ૩/૫૦ |
| છેલ્લી રાત | ટી પી સૂચક | ૩/૫૦ |
| હૈયાઉકલત | મનુભાઈ જોધાણી | ૧/૨૫ |
| કુળ હત્યા | ,, | ૧/૨૫ |
| શૌર્ય કથાઓ | ,, | ૧/૨૫ |
| સૂની પડી રે સીતાર | ઘનશ્યામ ઠાકર | ૭/૫૦ |
| દૂરના ડુંગરા | ચંદુલાલ સેલારકા | ૪/૫૦ |
| અમૃત પાત્ર | ,, | ૪/૫૦ |
| દિલદરિયાવના મોતી | વિનોદિની નીલકંઠ | ૪/૫૦ |
| ખરતા તારા | જિતુભાઈ પ્ર. મહેતા | ૪/૫૦ |
| જીવીમા | વિજયકુમાર ત્રિવેદી | ૧/૨૫ |
| ચૌટે વીંધ્યા રતન | ,, | ૧/૭૫ |
| અંતિમ દીપ | મોહનલાલ પટેલ | ૪/૫૦ |
| ભારતયાત્રા | રામનારાયણ ના. પાઠક | ૬/— |
| વ્રતની વાતો | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૨/૭૫ |
| છેલ્લાં આંસુ | ,, | ૪/— |

— ઉપરના નવા પ્રકાશનો ઉપરાંત અમારા બધા પ્રકાશનોનું નવું સૂચિપત્ર મંગાવો —

ભારતી સાહિત્ય સંઘ (પ્રાઈવેટ) લિમિટેડ  ૧૪, ગાંધીરોડ ફર્નાન્ડીઝ બ્રિજ  અમદાવાદ, ૧

# મેગેઝીનોનાં લવાજમ ભરી ખાસ લાભ મેળવો

અમારે ત્યાં હિંદભરના તથા પરદેશના શિષ્ટ અને સંસ્કારી, કોઈપણ વિષયના તેમ જ ભાષાનાં **મેગેઝીનોનાં લવાજમ પ્રકાશકના દરે જ સ્વીકારાય છે.** નીચેના ભાવો પ્રકાશકોના ફેરફારને આધીન છે.

અમારે ત્યાં સીધું લવાજમ ભરવાથી ખાસ લાભ મેળવી શકાશે.

(૧) એકી સાથે **બે લવાજમ મોકલનારને** મનીઑર્ડર ખર્ચ મજરે અપાશે.

(૨) **ત્રણ લવાજમ મોકલનારને, હિન્દના જવાહર, ગાંધીજીની આત્મકથા-હિંદી, નિત્યમનન** એ ત્રણમાંથી પસંદગીનું એક પુસ્તક ભેટમાં મળશે.

(૩) **પાંચ લવાજમ મોકલનારને** નેહરુચાચાની આર્ટ પેપર પર છપાયેલી ૯૦ તસવીરોની પુસ્તિકા તથા આરોગ્યની ચાવી (ગાંધીજીકૃત) પુસ્તિકા એમ **બે પુસ્તિકા ભેટમાં મળશે.**

**....તો આજે જ લવાજમો મોકલી આપી ખાસ લાભ મેળવો.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઊર્મિ-નવરચના | ૭-૫૦ | વિશ્વવિજ્ઞાન | ૭-૨૫ | સોવિયેત દેશ | ૫-૦૦ |
| તંદુરસ્તી | ૫-૫૦ | વિશ્વમંગલ | ૬-૨૫ | ગુજરાતી નાટ્ય | ૬-૦૦ |
| જીવનમાધુરી | ૭-૫૦ | વિશ્વમાનવ | ૭-૦૦ | મંગલમંદિર | ૬-૨૫ |
| નવચેતન | ૭-૫૦ | વિજ્ઞાન છદ | ૬-૦૦ | વ્યાયામ | ૩-૫૦ |
| મિલાપ | ૯-૦૦ | ચિત્રલેખા | ૧૫-૦૦ | શારીરિક શિક્ષણ | ૩-૦૦ |
| કુમાર | ૯-૦૦ | જી | ૮-૦૦ | નવજીવન | ૪-૦૦ |
| સંસાર | ૫-૦૦ | રસરંજન | ૮-૫૦ | | |
| શ્રીરંગ | ૮-૦૦ | બાલસંદેશ | ૮-૫૦ | **હિંદી** | |
| યુવક | ૫-૦૦ | ઝગમગ | ૮-૫૦ | નવનીત | ૧૦-૦૦ |
| ક્ષિતિજ | ૧૦-૦૦ | બાલજીવન | ૪-૦૦ | ધર્મયુગ | ૨૮-૦૦ |
| પ્રજ્ઞા | ૧૦-૦૦ | બાલમિત્ર | ૫-૦૦ | કહાની | ૬-૦૦ |
| આરસી | ૬-૦૦ | ચાંદામામા | ૬-૦૦ | બાલક | ૪-૫૦ |
| ગાંડીવ | ૭-૨૫ | રમકડું | ૯-૦૦ | ચુન્નુમુન્નુ | ૪-૫૦ |
| ગીતગઝલ | ૬-૦૦ | બાલવાડી | ૨-૦૦ | યુવક કોંગ્રેસ | ૩-૦૦ |
| ચાંદની | ૬-૦૦ | નૂતન શિક્ષણ | ૫-૦૦ | વિજ્ઞાનલોક | ૯-૦૦ |
| બીજ | ૬-૦૦ | કોંગ્રેસ પત્રિકા | ૫-૦૦ | હિંદી જ્ઞાનદૂત | ૪-૮૦ |
| નીરોગી | ૫-૦૦ | અખંડઆનંદ | ૮-૫૦ | વિજ્ઞાન પ્રગતિ | ૫-૦૦ |
| સવિતા | ૬-૦૦ | પ્યારાબાપુ | ૬-૦૦ | બાલભારતી | ૪-૦૦ |
| આરામ | ૬-૦૦ | સ્ત્રીજીવન | ૭-૦૦ | સરિતા | ૧૨-૦૦ |
| રંગદ્રા | ૬-૦૦ | સમર્પણ | ૭-૦૦ | આરોગ્ય | ૫-૦૦ |
| દક્ષિણા | ૫-૦૦ | સંસ્કૃતિ | ૭-૦૦ | હિંદી શિક્ષક | ૫-૦૦ |

[ પાછળને પાને ચાલુ ]

[ પાછળના પાનાથી ચાલુ ]

| | |
|---|---|
| ઉત્થાન સાહિત્ય | ૪-૦૦ |
| આર્થિક સમીક્ષા | ૭-૦૦ |
| મહિલા પ્રગતિ ક પથપર | ૩-૦૦ |
| સોવિયેત સંઘ | ૬-૭૫ |
| ભારતીય સમાચાર | ૭-૦૦ |
| આજકલ | ૬-૦૦ |
| નવચિત્રપટ | ૬-૦૦ |
| સોવિયેત નારી | ૪-૨૫ |
| આપકા સ્વાસ્થ્ય | ૬-૦૦ |
| સ્વાસ્થ્ય ઔર જીવન | ૭-૫૦ |

— અંગ્રેજી —

| | |
|---|---|
| મોર્ડન રીવ્યુ | ૧૫-૦૦ |
| સનશાઈન | ૫-૦૦ |
| કેરિયર એન્ડ કોર્સિસ | ૯-૦૦ |
| સાયન્સ એન્ડ કલ્ચર | ૧૦-૦૦ |
| ટ્રેઝર ચેસ્ટ | ૨-૫૦ |
| રીડર્સ મેગેઝીન | ૬-૦૦ |
| રીડર્સ ડાયજેસ્ટ | ૧૮-૦૦ |
| બ્લીટ્ઝ | ૧૪-૫૦ |
| ફેમિના | ૧૪-૫૦ |
| કરન્ટ | ૧૨-૦૦ |
| લીન્ક | ૨૫-૦૦ |
| કોમર્સ | ૬૫-૦૦ |
| શંકર્સ વીકલી | ૨૫-૦૦ |
| ઈકોનોમિક રિવ્યુ | ૮-૦૦ |
| ઈલસ્ટ્રેટેડ વીકલી | ૪૧-૦૦ |

| | |
|---|---|
| કેરેવાન | ૭-૫૦ |
| સ્પોર્ટસ એન્ડ પાસ્ટાઇમ | ૧૯-૭૬ |
| ડીઝાઈન | ૮-૦૦ |
| સોવિયેત લેન્ડ | ૭-૦૦ |
| પાર્લમેન્ટ સ્ટડીઝ | ૪-૦૦ |
| કેપીટલ | ૬૪-૦૦ |
| બીઝનેસ ડાયજેસ્ટ | ૨૪-૦૦ |
| દીપિકા | ૫-૦૦ |
| ઈકોનોમિક વીકલી | ૨૪-૦૦ |
| ફિલ્મફેર | ૨૦-૩૦ |
| આર્યન પાથ | ૬-૦૦ |
| નેશનલ રિવ્યુ | ૧૦-૦૦ |
| બોમ્બે માર્કેટ | ૪૮-૦૦ |
| સિવિક અફેર્સ | ૧૫-૦૦ |
| ગાંધીમાર્ગ | ૫-૦૦ |
| કરન્ટ સાયન્સ | ૧૨-૦૦ |
| પ્રોગ્રેસ ઑફ એજ્યુકેશન | ૬-૬૦ |
| એજ્યુકેશનલ રિવ્યુ | ૫-૦૦ |
| લાઈફ (૩૯ અંક) | ૨૪-૫૦ |
| લાઈફ (૧૯ અંક | ૧૨ ૦૦ |
| ટાઈમ | ૪૮-૦૦ |
| સાયન્સ ડાયજેસ્ટ | ૨૧-૬૦ |
| સાયન્સ-મિકેનિકસ | ૧૬-૮૦ |
| પોપ્યુલર સાયન્સ | ૨૮-૮૦ |
| પોપ્યુલર મિકેનિકસ | ૨૧-૧૦ |
| નેશનલ જ્યો મેગેઝીન | ૪૫-૭૦ |
| જ્યોગ્રાફીકલ મેગેઝીન | ૨૪-૫૦ |

| | |
|---|---|
| આરગોસી | ૨૪-૦૦ |
| કોરોનેટ | ૧૪-૪૦ |
| લુક | ૪૦-૮૦ |
| એસ્કવાયર | ૫૭-૬૦ |
| ટીટબીટ્સ | ૨૦-૬૨ |
| બોયઝ લાઈફ | ૧૯-૨૦ |
| ચાઈલ્ડ લાઈફ | ૨૪-૦૦ |
| સાયકોલોજી | ૧૨-૦૦ |
| ચિલ્ડ્રન્સ ડાયજેસ્ટ | ૧૯-૨૦ |
| હાઉસ બ્યુટીફુલ | ૧૫-૬૦ |
| હાઉસ એન્ડ ગાર્ડન | ૩૨-૧૫ |
| ગુડ હાઉસ કીપીંગ | ૩૧-૨૦ |
| બ્યુટી ફેશન | ૨૪-૦૦ |
| લેડીઝ હોમ જર્નલ | ૩૩-૬૦ |
| વુમન એન્ડ હોમ | ૧૮-૨૫ |
| વાઈફ એન્ડ હોમ | ૧૫-૨૫ |
| મોડર્ન વુમન | ૧૫-૮૦ |
| હોમ્સ એન્ડ ગાર્ડન્સ | ૨૨-૬૫ |
| અ ઈંડિયન હોમ | ૨૬-૧ |
| વીનપુ | ૧૯-૦૦ |
| જી. ડી. આર રિવ્યુ | ૫-૬૦ |
| વર્લ્ડ ડાયજેસ્ટ | ૧૬-૨૫ |
| વર્લ્ડ સ્પોર્ટસ | ૧૮-૬૫ |
| ડીઝાઈન (વિદેશ) | ૩૦-૪૦ |
| પેરેન્ટસ મેગેઝીન | ૧૯-૨૦ |
| મોડર્ન ફોટોગ્રાફી | ૩૮-૪૦ |
| ન્યૂઝ વીક | ૪૮-૦૦ |

અમારે ત્યાં બાલસાહિત્યના તથા ખ્યાતનામ લેખકોના તથા પ્રકાશકોના પુસ્તકો ઑર્ડર મળ્યે યોગ્ય કમિશનથી મોકલી આપવામાં આવશે.

* વિશેષ માહિતી અને સુચિપત્ર માટે આજે જ મળો યા લખો

મહાગુજરાતની સદ્ધર, સુવ્યવસ્થિત અને ખ્યાતનામ અગ્રગણ્ય મેગેઝીન લવાજમ એજન્સી

**સૌરભ પુસ્તક ભંડાર**

સંચાલક જયકાન્ત કામદાર

આ પાનાં કાપીને સાચવી રાખશો

પાદશાહની પોળ સામે, ૬૨૫, રિલીફરોડ–અમદાવાદ

શ્રી રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ નં. ૧૪ મી દર શનિવારે સાંજે અને દર રવિવારે સવારે યોગ, વેદાંત, ભક્તિ, શારીરિક, માનસિક અને આત્મિક ઉન્નતિ માટે શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી તથા અન્ય સુપ્રસિદ્ધ વિદ્વાનોનાં વ્યાખ્યાનો થાય છે.



શ્રી ઉમેશચંદ્રજી યોગીરાજ

# ઉમેશ યોગદર્શન

[ પ્રથમ ખંડ ]

લેખક શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી

આ ગ્રંથમાં રોગી તથા નીરોગી સ્ત્રી-પુરુષોની તંદુરસ્તી સારી રાખવા માટે છ પ્રકારના મલ શોધન કર્મ આસનો, માનસિક ઇલાજ, જલોપચાર, સૂર્યકિરણ ચિકિત્સા, આહાર ચિકિત્સા વગેરે અનેક શક્તિવર્ધક તથા રોગનિવારક ઘરમાં થઈ શકે તેવા સુલભ સાધ્ય ઇલાજો બતાવેલા છે આ ગ્રંથમાં ૧૦૦ થી વધુ ગ્લેજ આર્ટ પેપર ઉપર આકર્ષક અને અત્યંત ઉપયોગી મલશોધન કર્મ તથા આસનોના ફોટાઓ છે. યોગવિદ્યાનો અદ્વિતીય ગ્રંથ છે. દરેક ઘરમાં, વાચનાલયમાં, સ્કૂલ, કોલેજોમાં રાખવા યોગ્ય છે. ફોટાઓ જોતાં તથા લેખો વાંચતાં સુખ અને શાંતિનો અનુભવ થતો જશે.

કિંમત : રૂ. ૧૫), પોસ્ટેજ : રૂ. ૨ છે * વિદેશ માટે ૧ પૌંડ અને ૮ શિલિંગ છે.

ગુજરાતી, હિંદી, મરાઠી તથા અંગ્રેજી ભાષામાં છે

## યોગાસન ચિત્રપટ

ગ્લેજ આર્ટ કાર્ડ ઉપર અનેક મુખ્ય આસનો બે રંગોથી છપાવીને તૈયાર કરેલ છે. આસનો કરતી વખતે દીવાલમાં ટીંગાડીને રાખવામાં ખાસ ઉપયોગી છે આસનોના નામ તથા ફાયદા લખેલ છે. દરેક ઘર, લાયબ્રેરી વગેરેમાં ખાસ રાખવાથી શોભા વધી જશે

કિંમત : પોસ્ટેજ સાથે રૂ ૨-૫૦ નયા પૈસા છે.

## રામતીર્થ બ્રાહ્મી તેલ (સ્પેશ્યલ નં. ૧.)

(રજિસ્ટર્ડ)

શ્રી રામતીર્થ યોગાશ્રમ ૨૫ વર્ષથી આમજનતાની સેવા કરી રહ્યો છે. તેના ખર્ચને પહોંચી વળવા માટે રામતીર્થ બ્રાહ્મી તેલ તૈયાર કરવામાં આવે છે ૫૨ કિંમતી આયુર્વેદ ઔષધિમાંથી શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરેલ છે આ તેલ ખાસ કરીને માથાના વાળ ખરતા અટકાવવા, લાંબા કરવા, યાદશક્તિ વધારવી, ગાઢ નિદ્રાને માટે તથા શરીરે માલિસ કરીને સ્ફૂર્તિ વધારવા માટે ઉપયોગી છે

મોટી બાટલી કિં. રૂ. ૪) : નાની બાટલી કિં. રૂ. ૨) ટપાલ ખર્ચ અલગ : બધે મળે છે.

**શ્રી રામતીર્થ યોગાશ્રમ, દાદર (સેન્ટ્રલ રેલ્વે) મુંબઈ-૧૪**

Coty OGY

અંક ૧ : એપ્રિલ '૬૦
સળંગ અંક ૩૬૧
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના' : વર્ષ ૨૫
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



★

સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા
  વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મુફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

# ચિંતન
# નવરચના

## દિશા અને દૃષ્ટિ

ઠરેલપણું, કાંઈક સ્થિરતા, જીવન વિશે વિચાર કરવાની સાચી અને સીધી દૃષ્ટિ જ્યારે માણસમાં આવી જાય ત્યારે માણસ જે શાંતિ અને નિરાંત અનુભવે છે તે અવર્ણનીય હોય છે. જન્મે ત્યારથી જ માણસ સુખ અને શાંતિની ઝંખના સેવવી શરૂ કરે છે. એ ઝંખના જીવનભર અધૂરી જ રહે છે ત્યારે માણસ હેરાન પરેશાન થઈ જાય છે એ વાત પણ એટલી જ સાચી. પણ લગભગ બધી વખત હેરાની પરેશાની માનવ ઉપર કોઈ જ લાદતું નથી હોતું પણ એના મનની માનેલી જ હોય છે. કેટલીકવાર તો એને ખબર પણ નથી હોતી કે પોતે હેરાન પરેશાન છે છતાં એવી સ્થિતિમાં જ એ રહેવા લાગે છે કે કોઈ તેને એમાંથી વાળી શકતું નથી. આપણને આપણી પરિસ્થિતિનો કોઈ ખ્યાલ ન આપે ત્યાં સુધી તો ઠીક, પણ એ પરિસ્થિતિ આપણે કોઠે પડી જાય પછી તો આપણે તેને માટે જરાય ચિંતા ન સેવવી જોઈએ. માણસ જન્મથી જ વિચારશીલ પ્રાણી છે એ વાત જેટલી સાચી છે તેટલી જ એ પરિવર્તનશીલ પ્રાણી છે એ પણ સાચી છે. જીવનમાં ગમે ત્યારે, ગમે તે કાળે માણસ જ પરિવર્તન અનુભવી શકે છે એટલે એ પરિવર્તનમાં કંઈક વિચારપૂર્વકની દૃષ્ટિ આવે એ ખૂબ જરૂરી છે. પ્રયત્નથી માણસ બધું કરી શકે છે. તો પછી વિચારોને વળાંક આપવાનું માણસના હાથમાં કેમ ન હોય? માણસની દૃષ્ટિ, વિચારસરણી અને તેની બધી યોજનાઓ જો નસીબ બદલતું હોય તો એમાં થોડોક પુરુષાર્થ માણસ કેમ ન ભેળવી શકે? સુખ અને શાંતિ અને નિરાંત એ બધું આપોઆપ તો કોઈને સામે ચાલીને મળતું નથી. દરેક વસ્તુ મેળવવા પ્રયત્ન કરવો પડે છે. મોં ખોલીને બેસીએ તો આપણને કોઈ ખવડાવી દેતું નથી પણ આપણા જ હાથથી આપણા મોંમાં કોળિયો મૂકવો પડે છે. એટલે નાનકડાથી માંડીને ભગીરથ પ્રયત્નો માણસે જ કરવાના હોય છે. પુરુષાર્થ અને પ્રયત્નો માણસને સુખ, શાંતિ અને નિરાંત બક્ષે છે, પરિવર્તનની સાચી દિશા દેખાડે છે. જન્મની, જીવ્યાની અને મૃત્યુની ત્રિવિધ સફળતામાં રાચવાનું સુભાગ્ય ત્યારે જ માણસને મળે છે.

*

'પ્રભાત'

## જગચેતના

પથે પ્રગટતા હતા અકળ સામટાં કિરણો–
મહા વિશદના ભરી અવલ એક પંથે જતાં.
ભરી મહત વાટમાં પ્રખર સાધનાએ થતાં
પલોયન, રહી, ભરી નવલ ખૂબ શ્રદ્ધા ગણો!

અખૂટ પથનાં કરી સુગમ સ્થાન અસ્થાનયે
શમ્યાં, શમનવા બની સતત તત્પર પૂર્ણતા
ઝગ્યાં, ઝગમગાટમાં હજુ ઝગે અપૂર્ણતા
બધી સમસની રહે—સતત ઝંખના સ્થાનયે!

જગે વિજનતા કશી? કવચિત્ વેડફી નાખવા
અપાર નહિ પાર એ નવલ વિશ્વક્રીડાંગણો
કરું, પરિભ્રમ્યો, ન થાક એ કદીય સાંભળ્યો
ગમ્યો અગમ એક એ સતત વાતને ચાખવા
ભમ્યો જગત આંજતાં પ્રબળતાં સહુ પ્રાંગણો
મળે સતત ચેતના જગભરી જગમાં ભર્યો!

★

નાથાલાલ દવાણી

## શબનમ

અમથું અમથું હૈયું પુલકી જાય છે,
કે તમારી આગમન–આગાહી મલકી જાય છે?

*

પીવાનીયે તમન્ના, મોસમ વળી શરાબી
ગાવાનો યે ઉમળકો, સરગમ વળી ગુલાબી!

*

નયનનાં તીર છે કેવાં હસીન!
જેને હસીનોયે ઝીલે હસતે વદન!

*

શ્વાસ કેરા શ્યામ મારા છેલ છોગાળા,
'ધડકનો'–કોણે કહ્યું? એ ગોપી મારા કહાનની!

*

હૈયે તો એમના મને સંભળાય છે હકાર,
મોઢે હજાર વાર ભલે આવતો નકાર!

*

યાદ જેવી યાદનોયે વાહ રે, છણકો જુઓ!
શૂન્ય વિરહ–રાત્રીએ રણકો કરે છે એ ગજબ!

*

રાતભર કેવળ સિતારાઓ અમે ગણતા રહ્યા?
એમનાં નયનો ઇશારાઓ અજબ કરતાં રહ્યાં!

*

'ઇશારા–ઇશારા'– તમે શું કહો છો?
અરે એ બધા છે પ્રણયના સિતારા!

*

રાન અહો શી મલકી!
રહી ચાંદની છલકી!
વન ધોળાતો હૈયે જાણે,
અમી–સરવાણી છલકી!

★

'સાલિક' પોપટિયા

## મધુરસનું નિમંત્રણ

તજીને અલ્પ જીવનની વૃથા વ્યાખ્યાઓ કરવાનું,
મળ્યું છે જિંદગીમાં જે કંઈ તે આજ માણી લે,
મહોની ચાલની કરવી ગણતરી છે નકામી, ને
વૃથા છે વાત પણ જો કાલની તું આજ જાણી લે.

જીવન–પોથીના પાનાં બંધ છે તું બંધ રહેવા દે,
ઊઘડવાને સમે પાનું ઊઘડતું જાય છે એકેક,
લખી રાખ્યું છે લખવાનું બધુંયે એમાં લખનારે,
વહેતા કાળ સાથે નિત્ય એ વંચાય છે એકેક.

ઘડી છે સાંપડી આજે મધુરસ–પાન કરવાને,
મૂકીને હોઠ પર મારા તું તારા હોઠ દાબી દે,
મધુરા દ્રાક્ષ–રસથી તું ભરી લે જામને તારા,
બધીયે કાલની વાતો ને ચિંતાઓ ભૂલાવી દે.

કબરમાં એક દિન કાયા ઉભય કેરી ઢળી જાશે,
અને માટી થઈ અંતે એ માટીમાં ભળી જાશે.

★



'પતીલ'

## પ્રકીર્ણ મુક્તકો

[ ૧ ]

દસ્તખરતી, સીનાદોઝી એક બાઝી છે બની,
છે મુહબ્બત વારતા ને છે રિવાયત દુશ્મની;
ખોઈ નાખ્યો કયારનો મેં તો મહારો રોજગાર—
ના પડો ઝાંખી કદીયે ખિદમતો આ રંકની.

[ ૨ ]

પોતાની મેળે ફર્જ બજાવે
પરાયા બોજા હેતે ઊઠાવે
તેઓને ભલે કોઈ ન ચાહે—
શા માટે મિથ્યા આળો ચઢાવે ?

[ ૩ ]

બાંદીઓ હસીન નિત્ય પેશકસી લે,
કોઈ હિના આવકારે, કાંઈ મસ્ત લે;
આંખમાં શેતાન નશો. ઇશ્ક કસેજે,
લૂંટી લીધું સ્વર્ગ નાયલોન–વસીલે !

[ ૪ ]

પિછાણ્યા નહીં સેવાવીરોને,
પૂજાયા ગોર, માન્યા પીરોને,
ફકીરો કરે જિંદગી હરામ
આપીને દુઆ હોદ્દાગીરોને !

[ ૫ ]

શિક્ષિતોના હક મહીં છે ભૂખમરો ને નગ્નતા
જ્યારથી આવી અમલમાં જૂઠી, પોકળ સભ્યતા;
તે જ સાચા માર્ગદર્શક છે બની બેઠા હવે
ગાંઠી છેડે છે શકયા જેઓ ન સાચી યોગ્યતા.

[ ૬ ]

પોંકાતા જ્યાં ફુરસદ–વેરી
રોપાતા ત્યાં કાંટા ઝેરી;
આવી જ્યાં ઉલ્લુની સ્વારી
આગાહી છે સંકટ કેરી !

[ ૭ ]

એક કનીઝા પુંઠે હઝાર ગુલામો,
સાંકડા પડે નવાઝનાર મુકામો;
આદતો નપેત પડી મૂઢને ગળે,
આજીજીઓ કાકલૂદી, નિંદ્ય સલામો !

[ ૮ ]

હસે હજાર મુરવ્વત
વસે જ્યાં ખરી મુહબ્બત;
જાય તૂટી દિલ અગર
છે ન ફરી મરમ્મત !



'ઉશનસ'

## પ્રીતિધૃતિ

શ્રુણ્યું : અધરને અડેલ રતિપૂર્ણ જામો ગયા
હેરાઈ અથવા ઢળ્યા ધરતીપે, અને તે ક્ષણે
અણી ચુકી ગયેલ તે કમનસીબ થાતાં રહ્યાં
સુદૂરતર, વિદ્ધ ભ્રાન્ત મૃગશાં ભ્રમંતાં વને;

પિછાણું : રતિ ભાગ્યનું અવરનામ, એ તો ફળે
વસંતતરુશી અયત્નકયહીં, ને કહીં સર્વથા
પ્રયત્ન ઋતુબીજવારિતપના જતા સૌ વૃથા,
જિતાય નહીં ભાગ્યજંગ પુરુષાર્થ કેરા બળે;

પરંતુ કવિઓ કહે : 'પ્રણયનું ન કો કારણ'
'અકારણ જ સંભવે પ્રણય', એ જ આશ્વાસને
રહ્યા સરવથા અયોગ્યજન હુંય ઝંખી તને;
અપાત્ર જનનેય પાત્ર સમ પ્રીતના તો વ્રણ !
મિથઃ નહિ પિછાણ કોઈ, નહિ શકયતા યે જરી
તથાપિ અતલાન્તમાં તણખલે ધૃતિ રૂહે તરી !



'પ્રવાસ'

## જગચેતના

પથે પ્રગટતા હતા અકળ સામટાં કિરણો-
મહા વિશદતા ભરી અવલ એક પંથે જતાં.
ભરી મહત વાટમાં પ્રખર સાધનાએ થતાં
પલાયન, રહી, ભરી નવલ ખૂબ શ્રદ્ધા ગણો!

અખૂટ પથનાં કરી સુગમ સ્થાન પ્રસ્થાનયે
શમ્યાં, શમનતા બની સતત તત્પર પૂર્ણતા
ઝગ્યાં, ઝગમગાટમાં હજુ ઝગે અપૂર્ણતા
બધી સમસમી રહે—સતત ઝંખના સ્થાનયે!

જગે વિજનતા કશી? ક્વચિત્ વેડફી નાખવા
અપાર નહિ પાર એ નવલ વિશ્વક્રીડાંગણો
કર્યું, પરિભ્રમ્યો, ન થાક એ કદીય સાંભળ્યો
ગમ્યો અગમ એક એ સતત વાતને ચાખવા
ભમ્યો જગત આંજતાં પ્રબળતાં સહુ પ્રાંગણો
મળે સતત ચેતના જગભરી જગમાં ભળ્યો!

★

નાથાલાલ દત્તાણી

## શબનમ

અમથું અમથું હૈયું પુલકી જાય છે,
કે તમારી આગમન-આગાહી મલકી જાય છે?

*

પીવાનીયે તમન્ના, મોસમ વળી શરાબી
ગાવાનો યે ઉમળકો, સરગમ વળી ગુલાબી!

*

નયનનાં તીર છે કેવાં હસીન!
જેને હસીનોયે ઝીલે હસતે વદન!

*

શ્વાસ કેરા શ્યામ મારા છેલ છોગાળા,
'ધડકનો'-કોણે કહ્યું? એ ગોપી મારા કહાનની!

*

હૈયે તો એમના મને સંભળાય છે હકાર,
મોઢે હજાર વાર ભલે આવતો નકાર!

*

યાદ જેવી યાદનોયે વાહ રે, છણકો જુઓ!
શૂન્ય વિરહ-રાત્રીએ રણકો કરે છે એ ગજબ!

*

રાતભર કેવળ સિતારાઓ અમે ગણતા રહ્યા?
એમનાં નયનો ઇશારાઓ અજબ કરતાં રહ્યાં!

*

'ઇશારા-ઇશારા'- તમે શું કહો છો?
અરે એ બધા છે પ્રણયના સિતારા!

*

રાત અહો શી મલકી!
રહી ચાંદની છલકી!
વૃખ ઘોળાતો હૈયે જાણે,
અમી-સરવાણી છલકી!

★

'સાલિક' પોપટિયા

## મધુરસનું નિમંત્રણ

તજીને અલ્પ જીવનની વૃથા વ્યાખ્યાઓ કરવાનું,
મળ્યું છે જિંદગીમાં જે કંઈ તે આજ માણી લે,
અહોની ચાલતી કરવી ગણતરી છે નકામી, ને
વૃથા છે વાત પણ જે કાલની તું આજ જાણી લે.

જીવન-પોથીનાં પાનાં બંધ છે તું બંધ રહેવા દે,
ઊઘડવાને સમે પાનું ઊઘડતું જાય છે એકેક,
લખી રાખ્યું છે લખવાનું બધુંયે એમાં લખનારે,
વહેતા કાળ સાથે નિત્ય એ વંચાય છે એકેક.

ઘડી છે સાંપડી આજે મધુરસ-પાન કરવાને,
મૂકીને હોઠ પર મારા તું તારા હોઠ દાબી દે,
મધુરા દ્રાક્ષ-રસથી તું ભરી લે જામને તારા,
બધીયે કાલની વાતો ને ચિંતાઓ ભૂલાવી દે.

કબરમાં એક દિન કાયા ઉભય કેરી ઢળી જાશે,
અને માટી થઈ અંતે એ માટીમાં ભળી જાશે.

★





'પતીલ'

## પ્રકીર્ણ મુક્તકો

[૧]

દસ્તખરતી, સીનાદોઝી એક બાઝી છે બની,
છે મુહબ્બત વારતા ને છે રિવાયત દુશ્મની;
ખોઈ નાખ્યો ક્યારનો મેં તો મ્હારો રોજગાર—
ના પડો ઝાંખી કદીયે ખિદમતો આ રંકની.

[૨]

પોતાની મેળે ફર્જ બજાવે
પરાયા બોજા હેતે ઊઠાવે
તેઓને ભલે કોઈ ન ચાહે--
શા માટે મિથ્યા આળો ચઢાવે?

[૩]

બાંદીઓ હસીન નિત્ય પેશકસી લે,
કોઈ હિના આવકારે, કાંઈ મસ્ત લે;
આંખમાં શેતાન નશો. ઇશ્ક કલેજે,
લૂંટી લીધું સ્વર્ગ નાયલોન–વસીલે!

[૪]

પિછાણ્યા નહીં સેવાવીરોને,
પૂજાયા ગોર, માન્યા પીરોને,
ફકીરો કરે જિંદગી હરામ
આપીને દુઆ હોદ્દાગીરોને!

[૫]

શિક્ષિતોના હક મહીં છે ભૂખમરો ને નગ્નતા
જ્યારથી આવી અમલમાં જૂઠી, પોકળ સભ્યતા;
તે જ સાચા માર્ગદર્શક છે બની બેઠા હવે
ગાંઠી છેડે છે શક્યા જેઓ ન સાચી યોગ્યતા.

[૬]

પોંકાતા જ્યાં ફુરસદ–વેરી
રોપાતા ત્યાં કાંટા ઝેરી;
આવી જ્યાં ઉલ્લુની સ્વારી
આગાહી છે સંકટ કેરી!

[૭]

એક કનીઝા પુંઠે હઝાર ગુલામો,
સાંકડા પડે નવાઝનાર મુકામો;
આદતો નપેત પડી મૂછને ગળે,
આજીજીઓ કાકલૂદી, નિંદ્ય સલામો!

[૮]

હસે હજાર મુરવ્વત
વસે જ્યાં ખરી મુહબ્બત;
જાય તૂટી દિલ અગર
છે ન ફરી મરમ્મત!



'ઉશનસ'

## પ્રીતિધૃતિ

શ્રુણ્યું: અધરને અડેલ રતિપૂર્ણ જામો ગયા
હરાઈ અથવા ઢળ્યા ધરતીપે, અને તે ક્ષણે
અણી ચુકી ગયેલ તે કમનસીબ થાતાં રહ્યાં
સુદૂરતર, વિદ્ધ ભ્રાન્ત મૃગશાં ભ્રમંતાં વને;

પિછાણ્યું: રતિ ભાગ્યનું અવરનામ, એ તો ફળે
વસંતતરુશી અયત્નકયહીં, ને કહીં સર્વથા
પ્રયત્ન ઋતુબીજવારિતપના જતા સૌ વૃથા,
જિતાય નહીં ભાગ્યજંગ પુરુષાર્થ કેરા બળે;

પરંતુ કવિઓ કહે: 'પ્રણયનું ન કો કારણ'
'અકારણ જ સંભવે પ્રણય', એ જ આશ્વાસને
રહ્યો- સરવથા અયોગ્યજન હુંય ઝંખી તને;
અપાત્ર જનનેય પાત્ર સમ પ્રીતના તો ઋણ!
મિથઃ નહિ પિછાણ કોઈ, નહિ શકયતા યે જરી
તથાપિ અતલાન્તમાં તણખલે ધૃતિ રૂહે તરી!







'રાજહંસ'

# સમયનાં શોર-બોર

### નીંગળતા ઘા સાથેનું સમાધાન

ચીન સાથે સાથે બેસીને વાટાઘાટો કરવી અને સમાધાનનો માર્ગ શોધવો એ અત્યારની સરકાર માટે સહજ છે. એનું ઘડતર જ એ પ્રકારનું કે બીજું એ કરી પણ શું શકે? સમાધાન કરવાની તૈયારીમાં નીચાજોણું ખરું કે નહિ એ સવાલથી કેટલાક મૂઝાય છે. એની તરફેણમા ને તકેદારીમાં ઘણુંક કહેવાયું છે ખરું. પણ એક વાત જાહેર છે ચીને સમાધાન કરવાનું કબૂલ કર્યું છે, અને એ ચાલીને ઠેઠ આપણે ત્યાં આવે છે.

ચીન આવે છે તે વિજયની ધજા પાછળ મૂકીને આવે છે કે સાથે લઈને એટલું જોવાનું છે. એ કોઈની સલાહ સાંભળીને આવે છે, પશ્ચાત્તાપની બુદ્ધિથી આવે છે કે પછી ઝીણાસાહેબની માફક ભારતને માથે દોષ ઢોળવા આવે છે? ઘણો સંભવ છે કે 'ભારતને સમાધાન ખપતું નથી' એવો પ્રચાર કરવાની બાજી તૈયાર રાખીને એ આવતું હશે.

અને એની સમાધાનની તૈયારી કેવીક હશે? એ તો એમ જ કહેશે કે જે પ્રદેશ અમારો હતો તે અમે લીધો છે. તમે કહેતા હશો તો આગળ નહિ વધીએ. તમે કહેતા હશો તો થોડા ડુંગરા તમારી હદમાં વાળી લઈશું. આમ તમારે એકર કે માઈલોની તૂટ નહિ પડે. પણ તિબેટમાં અમે જે કરીએ છીએ તેને તમારે વધાવી લેવું જોઈએ. નેપાળમાં તમે જે પ્રભાવ રાખ્યો છે તેવો અમારો પણ રાખવો જોઈએ. અને સિક્કિમ–ભૂતાનમાં અમને પૂછયા સિવાય તમે કશો ફેરફાર નહિ કરી શકો.

ચીન તો આપણો ટેકો માગશે કે વિયેટનામ ને કોરીઆમાં એ જે કરે તેને આપણે માન્ય રાખવું જોઈએ, એટલું જ નહિ પણ એનાં બોર દુનિયામાં કોઈ ના લેતું હોય તો તે ખપાવવા આપણે ધાંધા પાડવા જોઈશે. પેલા જાવા સુમાત્રાવાળા ચીનાઓથી ચેતીને ચાલે તો એની સરકારને આપણે સમજાવવી જોઈશે. ને કાલે ઊઠીને બ્રહ્મદેશમાં, મલાયામાં ને સિયામના પ્રદેશમાં એનો અવાજ બુલંદ રહેવો જોઈશે. એશિયાના લોકોની સમૃદ્ધિનું હિત એકવાર જાપાનના હૈયે વસ્યું હતું, હવે ચીનની જબાન ખૂલી છે—અલબત્ત લશ્કરી તાકાત વડે સ્તો.

આવી ઘણી બધી ચીનની મહત્ત્વાકાંક્ષાઓને પંપાળવાનું કામ ભારત સરકારથી થઈ શકશે? ને તે સિવાય ચીન, કબજે કરેલી ભૂમિ છોડવા એના લશ્કરને કહી શકશે? એટલે બંને પક્ષ હસી-ખુશીની વાતો કરી ફરી મળવાનાં નિમંત્રણો આપી છૂટા પડશે. વખત કાઢ્યા સિવાય આ સંજોગોમાં કોઈથી કશું વળે એમ નથી. દુઃખ એ છે કે ચીનની ધજા કબૂલ કરાવવા આપણે જ બધે ફર્યા, એને એણે જ પાટુ માર્યું.

ચીન તો રાહ જુવે છે કે અમેરિકા સાથે રશિયા જે વાતો કરે તેમાંથી શું નીકળે છે? મંથનમાંથી અમૃત નીકળે તે કોણ લઈ જાય, ને વિષ નીકળે તે કોણ પીએ? રશિયાને પણ ફીકર પેઠી છે કે ચીન તે 'સાથી' ગણાય કે 'બાજરો' ગણાય! એને કેમ પલોટવો ને કેમ કામે વળગાડેલો રાખવો?

ચીન કે રશિયા બળની ભાષા છોડી શકતાં નથી. એની ખુમારી રાખીને શસ્ત્રમાપનથી ભાવતી છે. તો અમેરિકા પણ એવી જ વેતરણમાં છે. મ્યુનીકના

કરાર વડે ચેમ્બરલેને એક વરસ ખેંચી આપ્યું અને જર્મની સાથે લડવા જેવી તૈયારી કરી તેમ અમેરિકા પણ કરે તો એની નવાઈ નથી.

### પૂજ્યભાવનું વહેણ વાળતાં શીખીએ

કાશ્મીરની બાબતમાં પાકીસ્તાનના પ્રમુખે એક કાગળ વિનોબા ઉપર મોકલ્યો. આપણાં લશ્કર ને પરદેશ-નીતિ સંબંધી વિનોબાનો વિચાર જાણવો એ આ દેશમાં સારો શિષ્ટાચાર મનાય છે ત્યાં સુધી આવાં ધતીંગ ચાલવાનાં. અયુબખાન એની સમાધાનની યોજનાનું કાગળિયું કાશીના પૂજારી પાસે યોગ્ય દક્ષિણા સાથે મોકલી આપે તો તેના ઉપર વિશ્વેશ્વરના આશીર્વાદ ઉતારી આપવામાં આવે અને રશિયાના નવા શાસ્ત્ર ઉપર ગંગાજળ છાંટવાનું હોય તો તેનો બંદોબસ્ત પણ થઈ જાય. ચાઉ-એન-લી જો કહે તો તિબેટના શરણાર્થીઓને વતનમાં પાછા ફરવાની સલાહ આપવાનું કામ શાંતિ અર્થે ઉપાડી લેનાર આપણે ત્યાં નીકળે એમાં શંકા શી! જો એ કામ માટે પણ પદયાત્રા થતી હોય તો લોકો એટલી ધૂળને પવિત્ર ગણી માથે ચઢાવે. શાંતિ અર્થે વેદમાં કેટલું બધું લખાયું છે—એમ સ્તો!

આ એક જ દેશ એવો છે કે હજુ વેદ ઉપનિષદની વાતો ખેતીની કે લશ્કરી બાબતો સાથે રમતાં રમતાં ભેળવી દેવાય. નહિ તો લાખો માણસો સ્વર્ગ જેવા સુરાજ્યની કલ્પના ખાતર પોતાની જમીનો કાઢી આપે નહિ અને કાઢી આપે તો એનું શું થયું કે કેમ કરવું એવું પૂછવા માટે દેવદૂત બનીને ઊતરી આવેલાને હાથ ઝાલીને રોકે. પણ ચાલે છે, આ હિંદુસ્તાન છે.

ખેતીનું, ખેતમાલિક કે મજૂરોનું, ગામડાંનું—એ બધું તો વેદની ઋચાઓના આધારે ઉકલશે ત્યારે ખરું. પણ આવા તર્ક લશ્કર કે પરદેશનીતિ સાથે થવા દેવામાં 'ઈશ્વરનો હાથ' છે એવું માની લેવાની જરૂર નથી. આપણા પૂજ્યભાવનું વહેણ કેળવીને વાળવું જોઈશે એવું કહેવાની ઘડી આવી છે. દરેક એને સ્થાને શોભે છે, પછી એ આત્મવિદ્યા હોય કે નખ ને કેશ હોય.

### નવાં નાનાં શહેરોનું સર્જન

ગામડાં તરફ ઘણી લાગણી રાખીને એના ઉદ્ધાર કાજે વારંવાર કહેવામાં આવ્યું, ત્યારે જાણે શહેરો પાપી અને ગામડાં અપરાધી હોય એવી ભ્રમણા થઈ. શહેરોના ભૂંડા આકર્ષણના જોરે જાણે ગામડાની ભલી ભોળી પ્રજા વિનાશ તરફ દોટ મૂકી રહી હોય એવું એક ચિત્ર આપણી સામે રજૂ થયું. અને ગામડાંની પડતી, એનું શોષણ, એની લાચારી, એની સામે લડી લેવા એ જ ગામડામાં દટાઈ જવા યુવકોને હાકલ થઈ, તે પણ આપણે ચકિત થઈને વધાવી લીધું.

જૂના આદર્શને નવાં કાળબળના સલીલમાં વિશુદ્ધ કર્યા વિના જોવાની ટેવ હજુ છૂટતી નથી. ને ભૂતકાળનો અવાજ સંભળાય ત્યારે ગાંડાતૂર બની પાછળ દોડવાનું સૂઝે છે. આવા બાલિશ માનસમાં આપણે આનંદ લઈએ છીએ. ગૌરવ પણ કરીએ છીએ. દોર્યા દોરવાઈ જઈએ એની તો નવાઈ જ શી!

ગામડાંઓ પોતાનું નભાવી શકે એ સ્થિતિ તો ક્યારેય હતી જ ને હજુયે છે. પણ એમ માત્ર નભી રહેતા ગામડામાં રહેવા ગમે એવું માનસ રહ્યું નથી એનું શું? એને પોતાને પણ નભી રહેવું નથી. દુનિયાના બીજા લોકોથી વિખૂટા પડી રહેવાનું ગામડાંને ગમે કેમ, એને કહેવાય પણ શી રીતે!

એટલે બહુ ઉદારભાવે આપણે સારો રસ્તો, પાણીનો કૂવો, નિશાળ, ટપાલપેટી વગેરે ગામડામાં લઈ જવા માંડ્યાં. પણ એટલેથી શું વળે? વીજળીનું શું? રેડિયોનું શું? સિનેમાનું શું? મોટરનું શું? આ બધું શહેરમાં કૂદકે ને ભૂસકે નથી વધતું શું? અગર એ ખોટું છે તો એનો પ્રચાર કેમ થાય છે? ઉપયોગ વધે છે કે ઘટે છે?

અને વાત એટલેથી કેમ અટકે? એ બધું વિનોબાની સામુદાયિક ઢબે આપવાની ગોઠવણ કરવામાં આવે તોયે ચાલે એવું નથી. એ મેળવવા ધન જોઈએ. તે મેળવવાની રીત પણ ગામડાને જોઈએ છે. જે ઉદ્યો-

ગોના જોરે શહેરો સુખ ને સગવડો ભોગવે છે,- તેવા ઉદ્યોગો ગામડાંમાં હોય તો જ ધન ઉભરાય. ને એ ઉદ્યોગો ત્યાં કેમ નહિ ?

હિંદુસ્તાનને ગામડાં કેમ ખપે છે ? શું એમને આ ઝાડનાં ઝૂંડ અને ચરતાં ઢોર ને હરિયાળી એનીમાં વેદના વારાનું 'દર્શન' કરવું છે ? ગામડાં તે કાંઈ સંગ્રહસ્થાનમાં સાચવવાની વસ્તુ છે ! એનું સ્વરૂપ કવિઓએ કે ચિત્રકારોએ ગમે તેટલું વખાણ્યું હોય, પણ એમાં આપણે ફેરફાર નથી કરવો શું ?

આપણું કૈં ચાલવાનું નથી. શહેરની આડે હાથ દેવાનું વ્યાજબી નથી એમ ગાંધીજીએ પણ કહ્યું— પણ ગામડાંની બાબતમાં અપવાદ રાખ્યો વિનોબા જે કાંઈ કહે તેની શી અસર થઈ તે જોવા એ ઊભા રહી શકતા, નથી, કારણ કે એમને 'આગળ' વધવું છે. ગામડાંને પણ આગળ વધવું છે—પણ જગતની રીતે એમની આસપાસ વડીલશાહી ચલાવવી ને જુદા ગજ રાખવા એ વ્યાજબી નથી.

દેશમાં ગરીબી હતી ત્યાં સુધી તો ગામડાંના સંસ્કાર અને ત્યાં પ્રકૃતિની શોભાની વાતોમાં ગામડાનું ગજડ્યું હવે સમૃદ્ધિ આવે છે. આવવાની શરૂઆત થઈ ગઈ છે. એ સંજોગે માં વાહનો ને વીજળી ગામડામા પહોંચી જવાનાં. એની સાથે ઉદ્યોગોની માગ પણ થવાની. ઉદ્યોગો આવતાં ધન દેખાવાનું. અને ધનથી શું નથી મળતું ?

આપણાં ગામડાં ભાંગીને શહેરો થયાં. હવે ગામડાં પોતે શહેરો થવાનાં. ઉંક નાનાં ગામ શોધવાં પડે એ સ્થિતિ પણ આવવાની. કારણ કે ગામડાંનું શહેરીકરણ શરૂ થશે એટલે આપોઆપ લોકો એવાં મથકોએ જઈ રહેવાના. પર્ણકુટિઓમાં રહી દહાડા ખેંચી કાઢવાનું કોને ગમશે ?

### ઉદ્યોગો આપણા સંસ્કાર ઘડશે ?

આપણે કલ્પના કરવી હોય તો સમૃદ્ધ ભારતનાં નવાં નાનાં શહેરોની કરવી જોઈએ. એનું સ્વરૂપ, એનો વિભાગ, એની ગુંજાશ—એ હમણાંથી વિચાર્યું હશે તો એને આકાર આપી શકાશે. નહિ તો બીજે થાય છે એની આપણે ત્યાં ધનિકોની નકલ ચાલવાની.

આપણે ઇચ્છીએ કે ચારથી-પાંચ હજારની વસ્તી કરતાં નવું નાનું શહેર મોટું ના હોય આમ કરવું હોય તો અત્યારનાં મોટાં શહેરોનું પ્રભુત્વ આપણે પ્રયત્નપૂર્વક ઘટાડવું જોઈએ. પણ અમદાવાદ જેવા ઔદ્યોગિક શહેરની નજદીકમાં પાટનગર બાંધવાની મિના એથી જુદી જ વાત કહી જાય છે, એ કેમ ભૂલીશું !

એ નવા શહેરમાં સામુદાયિક પદ્ધતિએ રસ્તા, પાણી, વાહન, વીજળી હોય એમ ઉદ્યોગ પણ રાખવો જોઈએ. આ ઉદ્યોગના ઉપાંગ જેવા નાના ઘર-ઉદ્યોગના પ્રબંધ પણ કરવા જોઈએ. કામ જેમ અને તેમ વધારે માણસોમાં વહેંચાયલું રહે તેમ ઉદ્યોગ ઉપદ્રવી મટી ઉપકારક થવા લાગશે.

એક રાષ્ટ્ર તરીકે આપણે કેવા મોજશોખ પસંદ કરીએ છીએ અને કેટલી સંપત્તિ ઇષ્ટ ગણીએ છીએ એની સીમાઓ નવેસરથી આંકવી પડશે. નહિ તો ધુરંધર સેવાધારીઓનાં ફરજંદો અપાર સમૃદ્ધિમાં ગળાડૂબ મહાલતા જોઈએ છીએ તેમ ઠેર ઠેર દેખાશે ,ને ત્યાગનો મહિમા ભૂંસાઈ જશે. જે જીવન પોતે અપનાવ્યું તે સંતાનો સુધી પણ નહિ પહોંચાડે એવા નેતાગીરી આ દેશની અને એની પ્રણાલીઓની મોટી દુશ્મન છે. નવાં શહેરો એમની ચાલે ચાલશે તો ? જૂની રીત ઘણી જૂની જીર્ણ છે, ને નવી રીત વિવેકથી આપણે ઉપજાવી શકીશું. એકલાં ગામડાં માટે જ નહિ પણ સમગ્ર રાષ્ટ્ર માટે તો આપણી સંસ્કૃતિનું પ્રતિબિંબ એમાં જોવા મળશે. એ સિવાય તો જગત એકાકારનો તરંગ ચોમેર ઘૂમી વળશે ને ભારતની લાક્ષણિકતા શું એમ છિન્ન ભિન્ન થતી રહેશે !

### 'ચાલો ચઢીએ ગિરિઓ ગરવા'

જગતનું સર્વશ્રેષ્ઠ ગિરિશિખર એવરેસ્ટ શોધ્યું હિંદુસ્તાનમાંથી, હવે એનું આરોહણ કરવા હિંદી ટુકડી



ઊપડી છે એ આપણું ગૌરવ છે. આધુનિક વિજ્ઞાને તૈયાર કરેલાં સાધનોથી સજ્જ બનીને આ ટુકડી ગઈ છે. હોમહવન ને મંગલવિધિ કર્યાનું જણાયું નથી, પણ આખા દેશની શુભેચ્છાઓ લઈને ગઈ છે એમાં શક નથી. એમને વિજય મળો.

આ દેશના કરોડો નવજુવાનોને પહાડ કે જંગલ પ્રત્યે પ્રીતિ નથી. આ નદીઓ અહીં છે, ને આવો વિશાળ સાગરકાંઠો અહીં છે. પરંતુ, એનો સાદ ઝીલનારા કેટલાક? એની મસ્તી લાગે અને સાહસોની એક પરંપરા આપણે પણ ઊભી કરી શકીએ તો કેવું સારું.

હશે, આપણે ત્યાં એ પહાડોમાં ને જંગલમાં ફરનારા હશે. એ પણ જોખમો ખેડતા હશે. પરંતુ એના આનંદ કરતાં કોઈ જુદી વસ્તુ એમને પ્રેરણા આપે છે. એટલે એમની ખેડ મર્યાદિત રહે છે—યૌવનસુલભ બનતી નથી. આપણે તો ભણેલા વર્ગનું મુખ આ દિશામાં ફેરવવું છે અને એમ કહીને અહીંના જીવનમાં હિમાલયનું અચલ તત્ત્વ કે સાગરનું જીવંત અસીમ તત્ત્વ પલ્લવિત કરવું છે. પહાડો કે જંગલો કે સાગરોમાંથી આપણી સંસ્કારિતાને પુષ્ટ કરવી છે. એ વિના જાણે જે હતું તે થીજી ગયું હોય એવું લાગે છે. નવા પ્રયાસે ભલે હવે એ તેજોમય બને, આનંદમય બને.

### ગુજરાતને પણ એ જ લાચારી!

આપણું કહી શકીએ એવું ગુજરાત નીપજ્યું છે ત્યારે ગાંધીજીની પ્રણાલી મુજબ એક દિવસનો ઉપવાસ કરી ઈશ્વરનો ઉપકાર માનવામાં આપણે કાઢવો જોઈએ. ઈશ્વર કરે અને નવા ગુજરાતનું સુકાન જેમના હાથમાં સોંપાયું છે તેઓ જવાબદારી પૂરી કરવામાં સદા સાવધ રહે, વિવેકી રહે, વિચારને સ્વીકાર્યા પછી એને પાર પાડવામાં લાચાર ના બને, વ્યક્તિઓની સમતાનો આદર કરતા રહી એમના ગુણ પારખે અને ખીલવે:

ગુજરાત પહેલું એવું પેટ ભરતાં શીખે. લાખોને મોં સુધી અનાજ પહોંચતું નથી, ત્યાં પોષણની શી વાત. હજારો નહિ ખાવાનું તે જ મોંમાં ઓરે છે, વેચે છે, બનાવે છે, ઉત્તમ તરીકે ખપાવે છે. પથ્ય ને પોષક ખોરાક સહુને મળે, એ બનાવતાં શીખે ને એનો આનંદ લે એવું ગુજરાતનો ખોરાક-પ્રધાન કરી બતાવે ને ઈશ્વર એને જશ આપે.

આપણાં મિત્ર જેવાં પશુ અને ઝાડ—બંનેની મૈત્રી જાળવીને પણ એમને ઉપયોગી બનાવીશું ને ઉત્તમ સેવાઓ લઈશું. આપણી સંતતિમર્યાદા અને કાળજીભર્યો ઉછેર જેમ પશુ અને વનસ્પતિનુંયે જતન કરતાં શીખીશું—માત્ર વધારો નહિ થવા દઈએ.

પછી એટલી જ તાકીદ ને વાત તે કાયદાની અટપટી જંજાળ વડે કર અને એની આકરી વસુલાત વડે નોકરશાહીમાં આવતી તુમાખી, એને વશ જતી જનતા, ને એમાંથી નીપજતાં લાંચરુશ્વત. નવા જમાનાનો આ ઘોર અત્યાચાર માનવીને બૂઠાં કરી મૂકે છે. શું ગુજરાતને પણ એ જ લાચારી વળગેલી રહેશે?

### 'સૌન્દર્ય ને સ્નેહનાં મૃત્યુ કદી નથી'

આપણા દેશમાં પતિભક્તિનો મહિમા ઘણો છે. પતિ સાથે પોતાનું જીવન એકરૂપ બનાવી દેવું એ અહીંની સ્ત્રીનો સ્વભાવ થઈ ગયો છે. પણ આ સ્વભાવની આપણે જોઈએ તેવી કદર કરી છે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. એ બીજું શું કરે એમ ગણી એનું લેખું ઉતારી પણ પાડીએ છીએ.

શું પતિભક્તિ સ્નેહમાંથી જન્મે છે? કે ગુણપૂજામાંથી ઉદ્ભવે છે? કે એ પરંપરાગત ને માથે પડેલી છે? આવો વિચાર પણ આપણને અકળાવે કે ઉશ્કેરી મૂકે છે?

પરદેશની સ્ત્રીઓ પતિભક્ત હશે કે કેમ એની આપણે વારંવાર શંકા કરીએ છીએ, કદીક મજાક પણ કરી લઈએ છીએ. ત્યાં સતીની તો કલ્પના પણ શેની હોય એમ કહી અહીંના પરિસ્થિતિનું ગૌરવ ધરીએ છીએ.

લેડી એડવીના માઉન્ટબેટને મૃત્યુ પહેલાં એક ઇચ્છા કરેલી કે પતિ પહેલાં એનું મૃત્યુ થાય તો એના દેહને જળસમાધિ લેવડાવવી. કારણ કે એના પતિએ જીવ-

લેણુ સાગરયુદ્ધો ખેડ્યાં છે ને એમાં એમનું વીરત્વ જોઈ એ હરખી છે. સાગર એ એના પતિની પુરુષાર્થની ભૂમિ છે અને યશક્ષેત્ર છે. એમાં જ એ પોઢી જશે.

જ્યારે એડ્વીનાનું શબ સાગરના જળમાં ઉતારવામાં આવ્યું ત્યારે આ પત્નીનો પતિપ્રેમ આખા જગતે ચકિત થઈને જોયો. પતિને આપેલા આ અર્ઘ્ય વડે ઘણાને એણે વિચારતા કરી મૂકયા કે એમનું સખ્ય કેવું હશે! પતિ જ્યારે પત્નીને ફૂલો વરસાવી વિદાય દેતો હતો ત્યારે પત્ની એના પતિના સાગર સંગ્રામોની ગાથા દિગંતમાં સંભળાવતી હતી—અને છતાં બધું જ શાંતિથી!

✶

સાને ગુરુજી

## કુંપળ અને કળી

'પાનખર અને વસંત' નામની સાને ગુરુજીની નવી નવલકથા પ્રગટ થઈ છે. સાને ગુરુજીનાં લખાણો દરેકને હોંશે હોંશે વાંચવા ગમે. આ નવલકથા પણ એટલી જ પ્રિય થઈ પડે તેવી છે. તેમાંથી થોડોક ભાગ અહીં મૂક્યો છે. આ નવલકથાના અનુવાદક છે **શ્રી જયન્ત પરમાર...**

બારણામાં કાગડો આવશે, ચકલી આવશે અને તને રમાડશે. તેમને કાંકરા ન મારતો, કાઢી ન મૂકતો. એમને દાણા નાખજે, રોટલાનો ટુકડો નાખજે. અને બિલાડી તારા દૂધ પાસે આવીને મિયાઉં-મિયાઉં કરશે, તો તેને લાકડી લઈ મારતો નહીં. એને દૂધ પીવડાવજે. બા પાસે જઈને તેને પીવડાવવાનું દૂધ લઈ આવજે. અને ગાયનું વાછરડું ભાંભરે ત્યારે તું જઈને તેને પંપાળજે. તેમના જેવો તું ચપળ થજે. અને મોતીઓ કૂતરો તને ચાટવા આવે ત્યારે તેના મોંમાં રોટલાનો ટુકડો મૂકજે. અને આંગણામાં સેવતી, મોગરો અને તુલસી ડોલશે. તેમને તારી નાનકડી ઝારી લઈને પાણી પાજે. પતંગિયાંને દૂરથી જોજે. એમની પાંખ ન તોડતો. પ્રાણીઓ ચતુર હોય છે. એમને દોરડાથી બાંધતો નહિ

મન ખૂબ વિશાળ છે. જીવનનાં બધાં સ્મરણો તેમાં ભરાયેલાં હોય છે. એ ક્યારે જોર કરીને બહાર આવે છે અને બીજાં સ્મરણોને દાબી દે છે તે નક્કી નથી હોતું.

ધરતીમાતાની પથારી બધાંને સંઘરશે. એ તો માતાની પણ માતા છે. જીવનમાં આ સંસારથી કંટાળીને ગયેલા જીવને ધરતીમાતા જ આશરો આપે છે. નાનાં મોટાં બધાંને તે ગોદમાં લે છે. માનવ માતાને પોતાના મોટા છોકરાને ગોદમાં લેતાં સંકોચ થાય છે. પણ ધરતીમાતા બધાંને, નાનાં-મોટાંને, ગરીબ-તવંગરને, સ્ત્રી-પુરુષને, આબાલ-વૃદ્ધને, પાપી-પુણ્યશાળીઓને,—વગેરે બધાંને પાસે લે છે. એનાં અનંત પંખીઓ બધાંને માટે છે. એની લીલીછમ ઝાડી, એનાં ફૂલ બધાંને ઠંડક આપે છે. પંખીઓ ગીત ગાય છે બધાંને તે આરામ આપે છે.

સ્વપ્નો જ અમર હોય છે. સ્વપ્નમાંથી જ દુનિયાને સૌંદર્ય મળ્યું. કવિનાં, કલાકારોનાં અને મહાત્માઓનાં સ્વપ્નોને લીધે જ માણસની મહત્તા છે. માણસ સ્વપ્ન જોઈ શકે છે અને કલ્પના કરી શકે છે એટલે તે મોટો.

કલાકારોનાં મન પ્રસન્ન ન હોત તો આ શિલ્પકળા એ શી રીતે પ્રગટ કરી શકત! એમના આત્મામાં કળા હતી એટલે તો એ પથ્થરમાં પ્રગટ કરી શક્યા. આત્મા અભંગ છે. અભંગ આત્માની કળા વધુ સમય સુધી ટકતા પથ્થરમાં એમણે પ્રગટાવી. હિંદુ મંદિરોના કળશ જાણે ગગનને ભેટવા મથે છે. મુસલમાન ભાઈઓની મસીદ ઉપર ભવ્ય ઘુમ્મટ હોય છે.

✶





'ધૂમકેતુ'

# એકલવ્ય

મહાભારત એ આપણું મહાકાવ્ય છે તેમાં કેટલીય પ્રેરક કથાઓ છે જે દરેકને સાચા અર્થમાં પ્રેરણા પાય. આ પણ એવો જ એક પ્રસંગ છે જે દરેકને સાંભળવો-વાંચવો ગમે. આ પ્રસંગને દરેક જાણે છે છતાં આપણા જાણીતા કલમનવેશે તેમની આગવી શૈલીમાં બહેલાવી છે જે દરેકને પ્રેરણા પાશે...

એકલવ્ય હમેશાં વિચાર કરે. એને મહાન ધનુર્ધર થવાનાં સ્વપ્નાં આવે. શિકાર અને શિકારી—અને જંગલના હિંસક પશુઓની પાછળ દોટ—એ બધું એ કરે, કારણ કે છેવટે તો ભીલનો છોકરો. અને આ એના ગુજરાનની વાત થઈ, એટલે શિકાર ન કરે તો જીવે શી રીતે? પણ એનું ધ્યાન રાત અને દિવસ એક જ વાતમાં. હું શી રીતે મહાન ધનુર્ધર બનું? બાણ તો સૌ ફેંકે. નિશાનબાજી પણ સૌ કરે. પણ ધનુર્વિદ્યા એ ધનુવિદ્યા. જો આવડે તો હાથમાં તીરકામઠું રાખ્યું પ્રમાણ!

એણે અર્જુનનું નામ સાંભળ્યું હતું. કર્ણની વિદ્યાનાં વખાણ સાંભળ્યાં હતાં. એણે ગુરુ દ્રોણાચાર્યની વાત સાંભળી હતી. એને રાત દિવસ સ્વપ્નાં આવે, ક્યારે હું હસ્તિનાપુર પહોંચું અને ક્યારે ત્યાંથી ધનુર્વિદ્યા ભણી આવું. ક્યારે હું એમના જેવો બાણાવળી ગણાઉં.

એ હસ્તિનાપુર જવા માટે થનગની રહ્યો હતો. એને ધનુર્વિદ્યા શીખવી હતી. એને બધાનાં માન મૂકાવે એવા બાણાવળી થવું હતું. છેવટે એણે પોતાના પિતા હિરણ્યધનુને કહ્યું: 'પિતાજી! મારે હસ્તિનાપુર જવું છે!'

પિતા તો એ સાંભળીને નવાઈ પામી ગયા. 'હસ્તિનાપુર જવું છે? ત્યાં શું છે?'

'મારે, પિતાજી! ધનુર્ધર થવું છે. ત્યાં જઈને ધનુર્વિદ્યા શીખવી છે.'

નિષાદરાજ હિરણ્યધનુ તો આ વાત સાંભળીને નવાઈ પામી ગયો. છોકરાના મગજમાં આ ભૂસું કોણે ભરાવ્યું હશે તેની તેને સમજણ પડી નહિ. પોતે નિષાદરાજ હતો—એ ખરું પણ એને હસ્તિનાપુરમાં કોણ રાજા માને? આંહીં એ શિકારીઓનો રાજા હતો. અફાટ જંગલમાં એ એકલો ચક્રવર્તી હતો. પણ છેવટે તો એ નિષાદ-શિકારી-ભીલ હતો. એને હસ્તિનાપુરમાં કોણ ગણવાનું હતું? આ છોકરો ત્યાં જશે, તો એની સામે પણ કોણ જોવાનું હતું?

પણ એકલવ્ય નિરાશ ન થઈ જાય માટે એણે કહ્યું: 'જો ભાઈ! આપણે આ આપણા થાનકે સારા છીએ. આંહીં આપણા જેવા બીજા કોણ નિશાનબાજ છે? આપણે હસ્તિનાપુર જઈએ—હસ્તિનાપુર ક્યાં રહ્યું? ત્યાં આપણને કોણ ઓળખે? આંહીં તો જંગલનો શિકારી માત્ર આપણને જાણે. હિંસક પશુઓ પણ આપણને ઓળખે. આ જંગલનાં વૃક્ષો પણ જાણે કે આ નિષાદરાજનો પુત્ર છે. એવું આપણું પોતાનું થાનક છોડી, અને હાથે કરીને હીણા બનવા માટે ત્યાં જવું? અને ત્યાં જઈને શું? આપણે શું શીખવાનું બાકી રહ્યું છે? આપણે તો બધું જાણીએ છીએ!

'અરે! હોય કાંઈ પિતાજી? આપણે તો આ

મૂગાં પ્રાણીઓનો શિકાર કરી શકીએ. પણ એ કાંઈ ધનુર્વિદ્યા છે? ધનુર્વિદ્યા તો જેને આવડે એ શબ્દવેધી બાણ છોડે. આકાશમાં રથ ઉડાડી મૂકે પળભરમાં ઘોર અંધકાર ફેલાવી દે. એમાં બાણની એવી એવી વાતો આવે છે કે, આપણને તો એનો સ્વપ્નોમાં પણ ખ્યાલ ન આવે!'

'પણ એ આપણને શીખવાડે કોણ?'

'કેમ વળી? કોણ ન શીખવાડે? વિદ્યા શીખવાવાળાને ના પાડે એવો માણસાઈ વિનાનો કોણ હોય? અને ત્યાં તો ગુરુ દ્રોણ જેવા બેઠા છે એ તો વિદ્યા આપવા બેઠા છે. શીખવાવાળો જોઈએ'

'અરે ભાઈ! તને આ બધી વાતો આ જંગલમાં કરવી ફાવે છે પણ હસ્તિનાપુર જુદું છે. ત્યાંની વાત જુદી છે એ વાત જવા દે બેટા! આપણે આહીં મજા છે....'

'પણ મારે એક વખત હસ્તિનાપુર જોવા તો જવું જ છે. કહે છે ત્યાં તો ધનુર્વિદ્યાના પ્રયોગો થાય છે ત્યારે દેવતાઓ પણ જોવા આવે છે!'

'તે હશે બેટા! દેવતાઓ તો આવે. આપણે રહ્યા ભીલ. આપણો પડછાયો પણ કોઈ ન લ્યે, એટલે હું તો કહું છું, રહેવા દે ને જવું!'

'ના. પણ મારે હસ્તિનાપુર જોવું તો છે!'

'તો ભલે, સારાં શુકન જોઈને નીકળજે. પણ મારું માન તો જવું રહેવા દે. ત્યાં તારો કોઈ ભાવ નહિ પૂછે.'

પણ જુવાન એકલવ્યના દિલમાં તો હસ્તિનાપુર રમી રહ્યું હતું. એક દિવસ પિતાની રજા લઈને હસ્તિનાપુર જવા માટે એ ચાલી નીકળ્યો. એના મનમાં અર્જુન, કર્ણ એ બધાં નામ રમે. પણ ખરું નામ તો રમે, ગુરુ દ્રોણાચાર્યનું. એના મનમાં એની એક મહાન મૂર્તિ ઊભી થઈ ગઈ હતી. ગુરુ દ્રોણ એટલે ગુરુ દ્રોણ ગુરુ દ્રોણાચાર્યની પાસે બધા પાણી ભરે. એને ગુરુ દ્રોણાચાર્યના જ શિષ્ય થવુ હતું. અને આખા ભારતવર્ષમાં નામના મેળવવી હતી. આ એનું સ્વપ્ન હતું એના જુવાન દિલમાં કૈં કૈં વાતો રમતી હતી. એ હસ્તિનાપુર પહોંચ્યો. નગર જોઈને છક્ક થઈ ગયો. પણ નગરની બહાર ધનુર્ધરો માટેનુ મેદાન જોયું, ત્યારે તો એનું હૈયું નાચી ઊઠયું!

ઊંચે ઊંચે વૃક્ષોનાં ઘટ્ટ પત્રોમાં નાનાં નાનાં રમ્મતનાં પંખી ટાંગ્યા છે—ને ધનુર્ધરો ત્યાં પ્રયોગો કરે છે. એ પંખીની આખ વીંધવાની! અને તે પણ એવી રીતે કે પંખીને આંચ ન આવે!

એકલવ્ય તો આ બધું જોઈ જ રહ્યો! કેવી કેવી વિદ્યા આંહીં હતી? પણ એણે જોયું કે વિદ્યા માગતી હતી, એક ધ્યાન. એક જ વાત. એક જ લક્ષ્ય એક જ તલ્લીનતા.

એ બે ચાર દિવસ ત્યાં આસપાસ આંટા મારતો રહ્યો શું બાણવળીઓ આવે છે? એક એક કરતાં ચડે તેવા. પણ બધા અભ્યાસ અભ્યાસ ને અભ્યાસ—અભ્યાસમાં એકાગ્ર છે. ભીલકુમાર એ વાત પકડી લે છે. એકાગ્રતા તલ્લીનતા.





પણ ભીલકુમાર જુએ છે—પોતાના જેવા રંગ-રૂપનો કોઈ ત્યાં દેખાતો નથી. બધા જ રાજકુમારો. એક એકથી ચડે તેવા. એમનાં રૂપ પણ નખશીખ રાજકુમારને શોભે તેવાં. પોતાના જેવા રૂપરંગનો કોઈ મળે નહિ. એકલવ્યનું મન હવે ડગવા માંડ્યું. 'મને આમાં રાખશે ખરા ?' એને શંકા પડી. પણ વળી થાય છે, કેમ નહિ રાખે! હું પણ નિષાદપતિ તો છું!'

એક દિવસ ગુરુ દ્રોણાચાર્ય જેવા એકલા પડ્યા કે એ તરત ત્યાં એમની પાસે પહોંચી ગયો. જઈને એમને પ્રણામ કર્યા. 'ગુરુદેવ! હું આંહીં ધનુર્વિદ્યા શીખવા આવ્યો છું. મને આપ સ્વીકારો. આપનો શિષ્ય બનાવો!'

ગુરુ દ્રોણાચાર્ય તો એને જોઈને નવાઈ પામી ગયા. એમના સામે જોઈ રહ્યા. 'પણ તું ભાઈ! છે કોણ?' તેમણે પૂછ્યું. 'ક્યાંથી આવે છે?'

'હું નિષાદરાજ હિરણ્યધનુનો કુમાર!'

'નિષાદરાજ?' ગુરુને આ શબ્દ સાંભળીને નવાઈ લાગી.

'નિષાદરાજ? એ કોણ?'

'એ જંગલના રાજા છે!'

'પણ જાતે કેવા?'

'નિષાદ. ભીલ....'

'ભીલ?.. ઓ હો! ત્યારે તો તું ભીલકુમાર. હું તો રાજકુમારોને શીખવાડું છું. ભીલકુમારને નહિ. તું બીજે જા!'

'પણ મેં તો તમને જ ગુરુ ધાર્યા છે!'

'પણ મેં તને ક્યાં શિષ્ય કહ્યો છે?' ગુરુ દ્રોણાચાર્યે કહ્યું:

'તું તો ગમે તે ધારે ભીલકુમાર! એમ કાંઈ તારા ધારવાથી હું કોઈને નહિ—ને નિષાદને—ભીલને—આ વિદ્યા આપીશ એમ? આ વિદ્યા તો અમૂલ્ય ચીજ છે. જેને તેને આપવાની એ ન હોય. આપનારો રૌરવ નરકમાં જાય.... અને લેનારો પણ!'

એકલવ્ય તો આ વાત સાંભળીને ઘડીભર દિઙ્મૂઢ બની ગયો. એને પિતાના શબ્દો સાંભર્યા. ઘડીભર તો શું બોલવું એ એને સૂઝ્યું નહિ. એની જીભ જાણે સીવાઈ ગઈ.

પણ અચાનક એના મનમાં એક વાત આવી ગઈ—તેણે બે હાથ જોડીને કાંઈ ન હોય તેમ કહ્યું:—'ગુરુદેવ! તમે મને ન શીખવો....પણ મને તમારી પાદુકા તો આપો. મેં તમને ગુરુ ધાર્યા છે. દિલ આખું આપના નામથી ભરાઈ ગયું છે. એમાં બીજા કોઈને હવે સ્થાન નથી બીજા કોઈ પાસેથી મારે કાંઈ શીખવું નથી. તમારી પાદુકા આપો, ગુરુદેવ!'

'પણ પાદુકા તને શું શીખવશે ભીલકુમાર?'

'શીખવશે, શીખવશે, દેવ! મારામાં કાંઈ સત્ય હશે તો બધું શીખવશે!'

ગુરુ દ્રોણાચાર્યે વિચાર્યું: આને તદ્દન નિરાશ ન કરવો. એણે પોતાની પાદુકા એને આપી. ભીલકુમાર એકલવ્યનું દિલ છિન્નભિન્ન થઈ ગયું હતું. એ નિષાદ હતો માટે એને કોઈ વિદ્યા આપવા માગતું ન હતું. એનું મન ખાટું થઈ ગયું. પણ એણે નિશ્ચય કર્યો કે કોઈ વિદ્યા ન આપે તો આપણે આપણી





૩

મેળે શીખવી. એવી એકાગ્રતાથી એની ઉપાસના આદરવી કે વિદ્યા આપણને મળે જ મળે. અભ્યાસમાં રચ્યાપચ્યા રહેનારને શું નથી મળતું ?

તે ઘેર આવ્યો. એનો ચહેરો લેવાઈ ગયો હતો. દિલ ભાંગી ગયું હતું. મન નિરાશ થઈ ગયું હતું. નિષાદરાજે એ જોયું. એ સમજી ગયો. આને કોઈએ કોઠું આપ્યું લાગતું નથી. પણ એના ભાંગેલા મનને વધારે ન ભાંગવા માટે નિષાદરાજે એને બહુ પ્રશ્નો પૂછ્યા નહિ.

પણ એટલામાં તો એકલવ્યે પાદુકા કાઢી પોતાના ઘર પાસેના મોટા મેદાનમાં એની સ્થાપના કરી. માટીની એક મૂર્તિ બનાવવા મંડ્યો.

હિરણ્યધનુએ પૂછ્યું : 'ભાઈ! આ તું શું કરે છે ? ગુરુ દ્રોણાચાર્યે તને સ્વીકાર્યો ? શિષ્ય તરીકે ?'

'ગુરુને કાંઈક વાંધો છે, આપણી નિષાદ જાતિ સામે. પણ મેં એમની પાદુકા મેળવી છે. એમને ગુરુપદે સ્થાપ્યા છે. ત્યાં પણ બધા એકાગ્રતાથી સિદ્ધિ મેળવે છે. આપણે પણ રાત દિવસ આ એક વાતની પાછળ પડીશું, તો આપણને પણ સિદ્ધિ મળશે !'

પિતાએ વધુ કાંઈ કહ્યું નહિ.

એકલવ્યે તો ગુરુ દ્રોણની પ્રતિમા સરજી. એની આગળ એમની પાદુકા મૂકી. એની પૂજા કરી. ફૂલહાર પહેરાવ્યા. પ્રણામ કર્યા. અને એમને અંતઃકરણથી નમીને, બાણ છોડવાં શરૂ કર્યાં.

પછી તો એ રાત દિવસ એ એક જ કામમાં મંડ્યો. જુદાં જુદાં નિશાન લે. જુદી જુદી રીતે શરીરને કેળવે. રાત દિવસ એક જ વાત છે. શિકાર પણ ભૂલી ગયો એક જ વાત આદરી. નિશાન લેવું. નિશાન પાડવું. વધુ મુશ્કેલ નિશાન સિદ્ધ કરવું. બાણના પ્રયોગો કરવા. આકરામાં આકરી રીતે બાણ છોડવું. હળવામાં હળવી રીતે છોડવું. એક ફૂલની પાંદડીને પણ નુકસાન ન કરે, અને છતાં નિશાન આમાદ લે, એમ બાણ છોડવું.... ભીલકુમાર તો પોતાની હૈયાઉકલતથી હજાર નવી વાતો હમેશાં શીખે છે, ને સતત અભ્યાસથી એ સિદ્ધ પણ કરે છે.

એમ કરતાં કરતાં એણે તો એવી સિદ્ધિ મેળવી કે ગુરુ દ્રોણાચાર્ય જુએ તો એમને પણ એમ થાય કે આ ભીલકુમારે હદ કરી નાખી છે.

હવે એક વખત એવું બન્યું કે પાંડવ કૌરવ બધા આ જંગલમાં શિકારે નીકળ્યા ભીલકુમાર આ જંગલમાં પોતાનો સતત અભ્યાસ ચલાવી રહ્યો હતો. એને તો કોણ આવે છે, કોણ જાય છે, એ કોઈ વાતની ખબર નથી એ તો પોતાના અભ્યાસમાં જ તલ્લીન છે. પણ થયું એવું કે પાંડવ કૌરવ સાથે જે શિકારી કૂતરો હતો, તે આડો અવળો આમ તેમ રખડપટ્ટીમાં ચડી ગયો. ને રખડતો રખડતો જ્યાં આ ભીલકુમાર અભ્યાસ કરતો હતો, ત્યાં આવી ચડ્યો

ભીલકુમારને જોઈને એ જોરથી ભસવા માંડ્યો. પણ એથી તો ભીલકુમારના અભ્યાસમાં ખલેલ





પડવા માંડો. એને એમ કે ભસીને થાકી જશે, એટલે બંધ થઈ જશે. પણ કૂતરાએ તો વધારે જોસથી ભસવા માંડ્યું. ભીલકુમારનાં વિચિત્ર વેષથી એ ભસવે ચડી ગયો.

ભીલકુમારે તરત તેના તરફ નાનાં બાણ છોડવા માંડ્યાં.

પણ કૂતરાને જરા પણ ઈજા ન થાય તે છતાં એ ભસતો બંધ થઈ જાય, એવું એને કરવું હતું. એટલે એણે એવી તો આસ્તેથી, કોમળ હાથે, નાનકડાં બાણોની એક ઝૂડી કરીને છોડી કે એની છોડેલી બાણોની ઝૂડી જાણે કૂતરાના મોંમાં આવીને બેસી જતી હોય તેમ ધીમેથી બેસી ગઈ.

નથી એ એના મોંને ઈજા કરતી. નથી એ એના શરીરને સ્પર્શતી. કેવળ એના મોંમાં જાણે ધીમેથી ગોઠવાઈને એનું ભસવું બંધ કરી દે છે!

અને એની આ બાણવિદ્યા તો જોનારને છક્ક કરી નાખે તેવી હતી.

કૂતરાનું ભસવું બંધ થયું, એટલે ભીલકુમારે તો પોતાનું કામ આગળ ચલાવ્યું.

હવે આ બાજુ કૂતરો રખડતો રખડતો પાછો પાંડવ કૌરવ પાસે આવ્યો. એને આમ આવેલો જોઈને બધા નવાઈ પામી ગયા. પણ અર્જુન તો બાણવિદ્યાનો પૂરો જાણકાર હતો. એ તો આ જોઈને વિચારમાં જ પડી ગયો.

એને થયું, આ બાણાવળીએ તો હદ કરી નાખી છે.

કૂતરાના મોંમાંથી લોહીનું એક ટીપું નીકળતું નથી. ફક્ત એનું મોં જડબેસલાખ થઈ ગયું છે. બાણો એવી રીતે એના મોંમાં ગોઠવાઈ ગયાં છે.

આ થયું શી રીતે?

આ તો બાણ ચલાવનારાએ હદ કરી હતી.

બરાબર આવી રીતે ગોઠવાઈને બાણ શી રીતે બેઠાં હશે, એનો વિચાર આવતાં સૌ છક્ક થઈ ગયાં. બાણાવળીની શોધમાં એ જંગલમાં નીકળ્યા. અને ત્યાં એકલવ્યને દીઠો.

પેલાં બાણ મૂકનાર આ માણસ જ એ ખાત્રી થઈ. એટલે રાજકુમારોમાંથી એક જણાએ તેને પૂછ્યું: 'તમે કોણ છો? ને કોના શિષ્ય છો?'

એકલવ્યે જવાબ વાળ્યો: 'હું નિષાદરાજ હિરણ્યધનુનો પુત્ર છું. અને દ્રોણાચાર્યનો શિષ્ય છું!'

આ સાંભળીને તો બધા રાજકુમારોનાં મન ખિન્ન થઈ ગયાં. એમને થયું કે ગુરુએ આપણને અંધારામાં રાખીને આવી વિદ્યા આ ભીલકુમારને આપી દીધી છે. તે વખતે તો એ કાંઈ બોલ્યા નહિ.

એમણે હસ્તિનાપુર જઈને ગુરુ દ્રોણાચાર્યને આ વાત કહી.

ગુરુને પણ પહેલાં તો નવાઈ લાગી. પછી પેલો એક ભીલનો છોકરો આવ્યો હતો, એ તો આ ન હોય? એમ મનમાં વાત ઊગી. એ પોતે જ રાજકુમારો સાથે જંગલમાં ગયા. જ્યાં એકલવ્ય અભ્યાસ કરી રહ્યો હતો ત્યાં પહોંચ્યા.

એમને જોતાં જ એકલવ્ય તો એમના ચરણમાં પડી ગયો.

દ્રોણાચાર્યે એને પૂછ્યું : 'તું આ વિદ્યા-કોની, મારી પાસેથી શીખ્યો છે ?'

એકલવ્યે કહ્યું, 'હા ગુરુદેવ ! આ આપની પ્રતિમા. અણે જીવંત હોય તેમ મને જવાબો આપ્યા છે હું આપનો શિષ્ય છું !'

'પણ શી રીતે ? મેં તો તને શિષ્ય તરીકે કોઈ દિવસ કાંઈ શીખવાડયું નથી !'

એકલવ્યે જવાબમાં પોતાનો બધો જ વૃત્તાંત કહી સંભળાવ્યો.

પણ હવે જ પ્રશ્નનો પ્રશ્ન આવ્યો. આ માણસ તો ધનુર્વિદ્યાનો પારગત બની ગયો હતો. આ પ્રમાણે ચાલે તો તો એ કોઈક દિવસ અર્જુન જેવાને પણ ભારે પડી જાય

ગુરુ દ્રોણાચાર્ય અર્જુન બધા વિમાસણમાં પડી ગયા ભીલકુમારે તો હદ કરી નાખી હતી ગુરુદક્ષિણા માગીને જ આ વાતને કાંઈક પણ બંધ આપી શકાય.

ગુરુ દ્રોણાચાર્યે કહ્યુ : 'હે ભીલકુમાર ! જો તારે મારા સાચા શિષ્ય થવુ હોય તો ગુરુદક્ષિણા આપ !'

એકલવ્યે બે હાથ જોડીને કહ્યુ : 'ગુરુદેવ ! જે માગો તે આપું. ગમે તે દક્ષિણા માગી લ્યો !'

દ્રોણાચાર્યે કહ્યુ : 'જો તારે મને ગુરુદક્ષિણા આપવી હોવ તો તારા જમણા હાથનો અંગૂઠો આપી દે !'

એક ક્ષણના પણ વિલંબ વિના એકલવ્યે પોતાના જમણા હાથનો અંગૂઠો કાપીને ત્યાં ગુરુચરણે ધરી દીધો !

રાજકુમારો અન દ્રોણાચાર્ય પોતે પણ આભા બનીને આ જોઈ જ રહ્યા.

પણ એ ત્યાથી પાછા ફર્યા કે તરત એકલવ્યે અંગૂઠાની મદદ વિના પણ બાણવિદ્યા સિદ્ધ કરવા માટે તરત અભ્યાસ આદરી દીધો.

★

વિખ્યાત અણુ પ્રયોગના શોધક અને વૈજ્ઞાનિક આઈનસ્ટાઇન એક દિવસ ચિંતન માટે સમુદ્રતટ પર જઈ રહ્યા હતા એવામા એમણે જોયુ કે એક નાનો પાચ છ વર્ષનો બાળક રેતીમા એક નાનો સરખો ખાડો ખોદી એમા છીપથી પાણી લાવી ભરી રહ્યો છે ત્રણ ચાર કલાક બાદ જ્યારે આ પ્રસિદ્ધ વૈજ્ઞાનિક પાછા ફર્યા ત્યારે એમણે જોયુ કે હજુ પણ એ બાળક પહેલાની જેમ કામમા મગ્ન છે એનુ મો લાલ થઈ ગયુ હતુ. પણ રાજી રાજી થઈ એ પોતાના કામમાં લાગ્યો રહ્યો હતો એમણે બાળકને પૂછ્યુ 'ભાઈ ! આ શુ કરી રહ્યો છે ?' અણે કહ્યુ કે 'હુ સમુદ્રને આ ખાડામા ભરી દઈશ.' બાળકનો આ જવાબ સાભળી આઈનસ્ટાઈને કહ્યુ 'સમુદ્ર તો બહુ મોટો છે. તારા આ નાના ખાડામા કેવી રીતે સમાશે ?' બાળકે કહ્યુ : 'તમારુ હૃદય શુદ્ધ થઈ જાય તો એમા સ્વય ભગવાન આવીને બેસી જાય છે એવી પ્રભુ ઈસુની વાત તમે નથી જાણતા ? શુ આ રીતે આ ખાડામા સમુદ્ર આવીને નહિ સમાય ?' બાળકનો આ અટલ વિશ્વાસ જોઈ ભૌતિક વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈન નતમસ્તક બની ગયા. એમણે બાળકના ચરણ ચૂમ્યા અને કહ્યુ : 'બેટા ! તુ મારા માટે ભગવાન ક્રાઈસ્ટ છે તે મને ભગવાનનો સાચો મહિમા બતાવ્યો.' આ પછી ભૌતિકવાદી આઈન્સ્ટાઈન દલજેના, આધ્યાત્મવાદી આઈન્સ્ટાઈન બની ગયા

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરુ સરનામું લખવું કયારેય ભૂલશો નહિ



વાડીલાલ મો. શાહ

# અરવિંદ ઘોષનું 'નગ્ન સત્ય'

અરવિંદબાબુના એક લેખનો જાણીતા વિદ્વાન શ્રી વા. મો. શાહે અનુવાદ કરેલો તેને સ્વ. વા. મો. શાહના સાહિત્યના અભ્યાસુ સંપાદકે ખાસ ઊર્મિનાં વાચકો કરીને વાચનીય બનાવ્યો છે...

[ ગુજરાતી સાહિત્યના શબ્દભંડોળને સમૃદ્ધ કરવામાં સદ્‌ગત ચિંતક અને ફિલસૂફ વાડીલાલ મોતીલાલ શાહે કેટલાયે પારિભાષિક શબ્દોની યોજના કરીને સારો કહી શકાય એવો અચૂક ફાળો આપેલો છે; તેમાંનો જ એક આ 'નગ્ન સત્ય' રૂપી શબ્દપ્રયોગ છે. અલબત્ત, એ અંગ્રેજી શબ્દો ' નેકેડ ટ્રુથ 'નું ભાષાન્તર છે, પરન્તુ તે ભાગ્યે જ તરજુમિયો લાગે છે. એ શબ્દ પહેલપ્રથમ યોજાયો હતો સને ૧૯૧૫ના સપ્ટેમ્બર માસમાં અને તે પણ સદ્‌ગતના તાત્ત્વિક વિચારોને મૂર્ત્ત કરવા માટે 'નગ્ન સત્ય' શીર્ષક નીચે તેમના ' જૈનહિતેચ્છુ 'માં રફતે રફતે પ્રગટ થતી લેખમાળા દ્વારા. ધ્યાનમાં રહે કે એ લેખમાળા માટે વા. મો. શાહને રૂ. ૧૦૦૦નું પહેલી હરોળનું ગલિયારા પારિતોષિક સને ૧૯૨૭માં આપવામાં આવ્યું હતું એ ઇતિહાસનોંધી હકીકત છે.
સદરહુ લેખમાળામાં જે વિચારોની રજૂઆત એ વિચારક વાડીલાલે વર્ષો સુધી અવારનવાર કરી હતી તે જ વિચારોને સહારો આપનારો તેમ જ વા. મો. શાહનાં તત્ત્વજ્ઞાનને પુષ્ટિ આપે એવો અરવિંદ બાબુનો એક લેખ 'આર્ય' પત્રમાંથી તેમને મળી ગયો એટલે તેમણે તેમની પોતાની લાક્ષણિક શૈલી દ્વારા તેને ગુજરાતીમાં ઊતારી લીધો. એ લેખ એટલે જ આ ' અરવિંદ ઘોષનું નગ્ન સત્ય. '
પ્રસ્તુત લખાણની સંકલના એવા પ્રકારની છે કે એક યૂરોપિયન જિજ્ઞાસુ અરવિંદ બાબુને એક વિચારવાજોગ પ્રશ્ન પૂછે છે, જેનો તેઓ સુંદર ખુલાસો કરી બતાવે છે. અલબત્ત, લખાણ ટૂંકું છે, પરન્તુ તેમાં રહેલું ઊંડાણ અનેકગણું વધારે છે. આમ હોવાથી તેની ઉપયોગિતાનો આંક કેટલી હદ સુધીનો ગણાય તેનો યોગ્ય નિર્ણય તો અધિકારી વાચકવર્ગે કરી લેવાનો રહે એ જ વધુ હિતાવહ ગણાય; અને એવા કોઈ નિર્ણય પર આવવા મથનારને ખૂબ જ મોટા પ્રમાણમાં માર્ગદર્શક થાય એવી એક વિચારપ્રેરક ટૂંકી નોંધ સદરહુ લેખને છેડે પાદનોંધમાં આપી છે તે તરફ અભ્યાસી વાચકોનું ધ્યાન ખેંચવું અસ્થાને નહિ ગણાય.

—ત્રિ. વી. હેમાણી ]

**પ્રશ્ન :**

વિશ્વદૃષ્ટિવાળા કેટલાક પુરુષોના સહવાસમાં આવતાં મને તેઓમાં દયા, દુઃખી તરફ સહાનુભૂતિ કે સહાય કરવાની ઇચ્છા—પરોપકારવૃત્તિ ઓછી જણાઈ. આથી મને લાગે છે કે વિશ્વદૃષ્ટિવાળું જીવન જીવવા કરતાં વ્યક્તિત્વના જ ભાનવાળું—સંકુચિત જીવન જીવવું એ વધારે ઇષ્ટ કાં ન ગણાવું જોઈએ ? મારા અભિપ્રાય પ્રમાણે વ્યક્તિગત જીવન (' ઇન્ડિવિડ્યુઅલ કોન્શ્યસનેસ ') જીવનારને બીજા તરફ દયા, સહાનુભૂતિ, પરોપકારવૃત્તિ વિશેષપણે હોઈ શકે છે. કદાચ મારી ભૂલ પણ થતી હોય તો મને સુધારશો.

**અરવિંદ બાબુનો ઉત્તર**

વિશ્વદૃષ્ટિવાળા પુરુષમાંથી દયાનું તત્ત્વ જતું જ રહે છે એવો નિશ્ચય બાંધવા પહેલાં ખાત્રી કરો કે

(૧) તમે જે દાખલાઓ ઉપરથી ' સિદ્ધાંત ' બાંધવા પ્રેરાયા તે દાખલાઓમાં તે તે મનુષ્યો **ખરેખર** વિશ્વદૃષ્ટિવાળા છે ?

(૨) અને તેઓ જો ખરેખર વિશ્વદૃષ્ટિવાળા હોય તો શું તેઓ **ખરેખર** દયા ને પરોપકારવૃત્તિથી શૂન્ય છે ?

(૩) દયા અને પરોપકારવૃત્તિનાં અસ્તિત્વની પરીક્ષા બાહ્ય મદદથી જ થવી જોઈએ ?

(૪) **દૃશ્ય** મદદ ને **દૃશ્ય** કોમળતા સિવાય **બીજી** રીતે પણ દયા ને મદદ હયાતી ધરાવી શકે નહિ શું ?

જો કોઈ માણસ દુનિયાના બીજા મનુષ્યોના સુખદુઃખ તરફ અંધ જ હોય તો તે વિશ્વદૃષ્ટિવાળો હોઈ શકે જ નહિ. એમ જ હોય તો સમજવું કે

(૧) વ્યક્તિગત શાન્તિ અને સ્વાર્થી સંતોષની કેદમાં રહેલી તે વ્યક્તિ છે. અગર તો

(૨) કોઈ વિશ્વવ્યાપક સત્યને લગતી **ભાવના** માત્ર—સિદ્ધાંત માત્ર—'યુનિવર્સલ પ્રિન્સિપલ ઇન એબ્સ્ટ્રેક્ટ ફોર્મ'માં રમનારો અને 'ભાવના'થી આગળ વધીને 'કાર્ય' સુધી **નહિ** પહોંચેનો એવો તે મનુષ્ય છે. અલબત્ત આ બધી સ્થિતિઓ પણ તેના આત્મના વિકાસ માટે **જરૂરી** શ્રેણીઓ છે. પણ તે કાંઈ વિશ્વદૃષ્ટિ ન જ કહેવાય.

જે મનુષ્ય વિશ્વદૃષ્ટિવાળું જીવન નિર્વહે છે તે તો નિઃશંક આખા વિશ્વના જીવનને પોતાની બાથમાં લે છે. અને અહંભાવવાળી સ્થિતિમાંથી આગળ વધતાં મર્ત્ય તમામ દુનિયા તેની દયાનો વિષય બને છે. પણ દયાની આ મહાન વૃત્તિ કાંઈ **નિયમ તરીકે** બાહ્ય લાગણીના ઉછાળામાં કે સક્રિય ઉદારતામાં જ દેખા દેવાને **બંધાયલી** નથી. વિશ્વદૃષ્ટિની સઘળી પ્રકૃતિઓ અને સઘળાં સ્વરૂપોને આપણને **પરિચિત** હોય અગર આપણને **પસંદ** હોય અગર આપણને **જરૂરી** લાગતી હોય કે **આકર્ષક** લાગતી હોય **એવી જ** પ્રકૃતિ અને **એવાં જ** સ્વરૂપ સાથે જકડી રાખવાની ભૂલ ન થવી જોઈએ. સહન કરવાની શક્તિના અભાવે જે 'લાગણી' (ઇમોશન) આપણને થાય છે તે લાગણી એ એક જ દયાનું સ્વરૂપ છે એમ માનવું ન જોઈએ. તેમજ અમુક વ્યક્તિને અમુક દુઃખ વખતે તાત્કાલિક લાભ જે ચીજથી થાય તે ચીજ કરવાથી કે દેવાથી જ 'પરોપકાર' થાય છે એમ પણ ન માની બેસવું જોઈએ.

ખરેખર મનુષ્ય વ્યક્તિગત જીવન ભોગવે છે ત્યારે તેની લાગણી એક પછી એક ભૂમિકામાં આગળ વધે છે. પ્રથમ તે પોતાનો જ વિચાર અને પોતા સિવાય તમામના સુખ-દુઃખ તરફ અંધ હોય છે. એ સ્થિતિમાંથી આગળ વધીને તે જેઓ તે પોતાના માનેલા હોય છે તેમના સુખદુઃખમાં રસ લેતો થાય છે, અને બીજાઓ તરફ બેદરકાર અને શત્રુ તરફ દ્વેષમય બને છે. એથીયે આગળ વધે છે ત્યારે તે વિશ્વદૃષ્ટિને લાયક બને છે. પરન્તુ ખુદ દયા અને પરોપકાર પણ પ્રથમ તો સ્વાર્થમય જ હોય છે. એવા ભાવો 'અહં' સાથે સંબંધ ધરાવતા હોય છે.

(૧) દુઃખનું દૃશ્ય જોવાથી જોનારના જ્ઞાનતંતુઓને પીડા થાય છે. તે પીડાથી 'લાગણી' ઉત્પન્ન થાય છે, એટલે 'લાગણી'થી પ્રેરાતી સહાય **સ્વાર્થમાંથી** પ્રગટેલી ગણાય. વ્યક્તિગત દૃષ્ટિમાંથી જ તેનો જન્મ ગણાય—નહિ કે વિશ્વદૃષ્ટિમાંથી.

(૨) બીજાઓ તરફ આપણે ભલાઈ કરીએ તેથી બીજાઓ આપણે માટે સારું બોલે એ આપણને 'પ્રિય' લાગે છે. તેથી પણ દયા કે પરોપકારનું કાર્ય થાય છે. અને તે કાંઈ વિશ્વદૃષ્ટિનું સંતાન ન ગણાય.

(૩) આપણી ઉદારતા કે ભલાઈ માટે આપણને **પોતાના દિલમાં હર્ષ** થાય છે તેથી પણ એવું કૃત્ય કરાય છે. જેને પણ વિશ્વદૃષ્ટિનું સંતાન ન ગણાય.

(૪) **સંજોગવશ** થઈને અગર આપણી **પ્રકૃતિને** વશ વર્તીને કેટલીક વખત ભલાઈ કર્યા વગર **ચાલતું** જ નથી—ભલાઈ કે દયા કરવી જ પડે છે. એ કાંઈ વિશ્વદૃષ્ટિનું કાર્ય ન ગણાય. કેટલાક એવા પણ છે કે જેમને હમેશાં દુઃખી માણસ તરીકે જોઈએ છીએ. દાન કરે ત્યાં સુધી તેમની પ્રકૃતિને સુખ ન જ મળે. એમની 'લાગણી'રૂપ કીડો હમેશાં કાંઈ કારણ ન હોય. અને તે છતાં જે ભલાઈ થાય તે જ વિશ્વદૃષ્ટિનું પ્રગટીકરણ કહેવાય. એમાં ન હોઈ શકે કોઈ **હેતુ** કે ન હોઈ શકે **ફરજ**. સઘળાં જીવોમાં પોતાની એકતાના અનુભવથી આપોઆપ જે થાય તે જ દયા કે ભલાઈ છે.

પરન્તુ આવી પણ ભૂલ ન થવી જોઈએ. આ પણ કાંઈ ઉચ્ચતમ ભૂમિકા તો નથી જ. એવી સ્થિતિ પછી પણ એક સ્થિતિ એવી આવે છે કે જેમાં બીજાના કે પોતાના દુઃખોથી આપણે ગભરાતા કે પરાજિત થતા નથી. આપણે દુઃખ જોઈ શકીએ

છીએ અને દુઃખની લાગણી અનુભવ્યા વગર જ સહાય કરી શકીએ છીએ. એથી પણ આગળ એક સ્થિતિ છે કે જેમાં આપણે 'આનંદ'(બ્યુટિટ્યુડ)માં વસતા હોવાથી કોઈના કે પોતાના દુઃખથી અસર પામતા નથી.

એ તો થઈ બીજાનાં દુઃખ પોતાને સ્પર્શવા–ન સ્પર્શવા સંબંધી વાત. હવે બીજાનાં દુઃખ દૂર કરવાના માર્ગ સંબંધી વિચારીએ. અમુક માણસનું અમુક જ દુઃખ દૂર કરવા માટે **બાહ્ય ક્રિયા** થાય તો જ મદદ કરી કહેવાય કે દયાનું અસ્તિત્વ કહેવાય એમ કાંઈ નથી. દુઃખ રૂપી ઝાડની એક ડાળી કાપી નાખવી એ ઠીક છે, પરન્તુ તેથી ડાળી ફરીને નહિ જ ઊગે એમ કોણ કહી શકશે ? એ વૃક્ષનાં મૂળિયાં જ ઉખેડી નાખવાના કામમાં તે મનુષ્યને મદદગાર થવું એ સર્વોત્તમ દયા છે. આનંદ અને શાન્તિ અને સમ્પૂર્ણતાનું દાન કરવું એ આધ્યાત્મિક અને ઉચ્ચત્તમ દયા છે અને વિશ્વદૃષ્ટિવાળાને તે સ્વાભાવિક હોય છે.*

---

*'નિશ્ચયનય'(એબ્સોલ્યૂટ સ્ટેન્ડપોઈન્ટ ના અભ્યાસીઓ તથા તેરાપંથના મૂળ આશયના શોધકો અને 'નગ્ન સત્ય'ના વાચકો તેમજ વેદાન્તના રહસ્યના વિચારકોને આ લેખ ઘણો જ કિંમતી થઈ પડશે. લાગણીરહિત-પણામાંથી લાગણીવાળી દશામાં આવવું, અર્થાત્ 'અશુભ' માંથી 'શુભ'માં આવવું એ પ્રાથમિક સ્થિતિ છે (અને એ સ્થિતિમાં ભલું-બૂરું, નીતિ-અનીતિ વગેરે દ્વન્દ્વોના વિવેકની આવશ્યકતા છે. ભેદ અથવા વિવેક ત્યાં અવશ્ય જોઈએ. એ ભેદ પોતાના વિકાસ માટે કરાતી મર્યાદાનું બીજું નામ માત્ર છે, નહિ કે 'સત્ય.'); અને 'શુભ'માંથી 'શુદ્ધ'માં આવવું એ ઉચ્ચતર સ્થિતિ છે, 'શુદ્ધ'માં લાગણીની ગુલામી હોઈ શકે જ નહિ. લાગણીનો શોખતી તત્ત્વજ્ઞાની બની શકે જ નહિ. તે બહુ તો તત્ત્વજ્ઞાનનાં હીરચીર પહેરી શકે અથવા તત્ત્વજ્ઞાનની 'ભાવના'ઓનો 'સંગ્રહ' કરી શકે. તેનાથી તત્ત્વજ્ઞાનના પ્રદેશની અલૌકિક હવાનો દમ લઈ શકાય નહિ.



ઈરાનના અખાતમાં રહેતા લોકો પુષ્કળ પ્રમાણમાં ખજૂર ખાય છે; અને છતાં તેમના દાંત સારા હોય છે. પરંતુ તેવો ચીકણો અને ગર્યો ટોરી જેવો બીજો પદાર્થ એટલા પ્રમાણમાં ખાઓ, તો તરત દાંત સડવા લાગે. કારણ કે, દાંત બગડવાનું મુખ્ય કારણ એ છે કે, દાંત ઉપર ચોટેલ સ્ટાર્ચ અને શર્કરામાં આથો આવી જે તેજાબ પેદા થાય છે, તે દાંતને સડવી નાખે છે. તો પછી ખજૂર ખાનારાના દાંત કેમ બગડતા નથી ? એનું કારણ એ છે કે, ખજૂરમાંની શર્કરા તો સજીવ કોશોમાં હોય છે. તેથી ઝાડ ઉપરની ખજૂરમાં સડાથી આથો ચડતાં રોકનારાં જે દ્રવ્યો હોય છે, તે તેમાં મોજૂદ હોય છે. તે દ્રવ્યો ખજૂરની દાંતે ચોટેલી શર્કરામાં સડાનો આથો ચડવા દેતાં નથી. એ કોશો નિર્જીવ થવા માંડે અને તેથી શર્કરામાં આથો ચડવો શરૂ થાય, ત્યાર પહેલાં તો નવા સજીવ કોશો બીજા કોળિયા સાથે આવી જાય છે અને પેલા કોશો દાંત આગળથી ધકેલાઈ પેટમાં ચાલ્યા જાય છે !



વિખ્યાત વૈજ્ઞાનિક આલ્વા એડિસનને એકવાર એની કંપનીના એક 'ગંભીર' શેર હોલ્ડર તરફથી પત્ર મળ્યો. આ પત્રમાં જણાવવામાં આવ્યું હતું કે, "તમારી કંપનીના વાઈસ-પ્રેસીડન્ટને એના હોદ્દાના મોભાનું કે તમારા જેવા પુરુષ સાથેના સંબંધના ગૌરવનું બરાબર ભાન નથી. મને માહિતી મળી છે કે કેટલીકવાર એટલા જોરથી હસે છે કે એનો અવાજ બહાર ઓફિસ સુધી સંભળાય છે."

એડિસને આ પત્ર મુક્ત હાસ્ય વેરતા એક પુરુષની મઢેલી તસ્વીર સાથે વાઈસ પ્રેસિડેન્ટને મોકલી આપ્યો અને સાથે એવી સૂચના લખી જણાવી કે 'આ તસ્વીર ઓફિસના મધ્ય ઓરડામાં એવી રીતે ટાંગજો કે બધા જોઈ શકે. આ તસ્વીર બધાને સતત યાદ આપતી રહે કે ખુશખુશાલ દિમાગ રાખ્યા વગર સારી રીતે કામકાજ થઈ શકતું નથી.'

પન્નાલાલ પટેલ

# અદલ બદલ

કોમ, કક્ષા કે કુળના ભેદભાવ જ્યાં નડતા નથી એવી માણસની સદ્‌વૃત્તિની, માણસની સહજતાની, માણસની માનવતાની આ એક નિર્ભેળ વાત છે. આપણા જાણીતા વાર્તાકાર બાળવાર્તાઓ ઉપર પણ ઠીક ઠીક હાથ ચલાવી શકે છે તેની પ્રતીતિ કરાવવાની ઊર્મિના વાચકો અગાઉ પણ આવી વાર્તાઓ વાંચી ચૂક્યા છે તેના જ આ એક વધુ વાર્તા..

હોળીની સમી સાંજ હતી. ફળી વચ્ચે એક લીંબડો હતો. લીંબડા નીચે છોકરાં ટોળે વળ્યાં હતાં. એક બીજા ઉપર ધૂળ ઉડાડતાં રમતાં હતાં

ત્યાં અમરત અને ઈસબ આવી પહોંચ્યા. એકમેકના ખભા ઉપર હાથ નાખ્યા છે. નવાં નવાં ચડ્ડી ખમીસ પહેર્યાં છે. એક જ કાપડનાં, એક જ ઘાટનાં, એક જ માપનાં ને આજે જ સિવડાવેલાં. આ બેઉ એક જ નિશાળમાં જાય છે ને એક જ ધોરણમાં ભણે છે બેઉનાં ઘર આ ફળીના નાકે છે. સામ સામે આવેલાં છે.

અમરત ઈસબનાં માબાપનો ધંધો પણ એક જ —ખેતીનો છે. સ્થિતિ પણ સરખી—વાણિયો પાંચ ધક્કા ખવરાવે ત્યારે એક વાર ધીરે!

ટૂંકામાં આ બે ભાઈબંધોને ફેર હોય તો એટલો: અમરતને બા હતી, બાપ હતો ને ત્રણ બીજાં ભાંડુ હતાં. ઈસબને બા નો'તી, ભાંડુ નો'તાં, બાપ એકલો જ હતો.

છોકરાંઓનાં તોફાન જોઈ રહેલા જુવાનોમાંથી એક જણ બોલી ઊઠયો: 'અલ્યા અમરત–ઈસબ, કયાંય બદલાઈ ના જાઓ.'

બીજા એકને તુક્કો સૂઝ્યો: 'અલ્યા બાથે પડો જોઉં, જોરમાં તો જોઈ એ? એ તો બરાબરિયા છે કે વત્તા ઓછા?'

પછી તો પેલાં છોકરાં પણ બોલી ઊઠયાં: 'હાં હાં અમરત, ખરી વાત ઈસબ. જુઓ તો ખરા 'લ્યા. કુણ ટપે છે જો!'

પહેલો જુવાન વળી બોલ્યો: 'ને આ કંઈ રીસમાં ઓછું છે? આ તો અમથા અમથા!'

ઈસબે અમરત સામે જોયું. અમરતે પોતાનાં કપડાં સામે જોયું: 'ના ભાઈ ના, મારી મા મારી નાખે!'

અમરતનો ભય સાચો હતો. ઘેરથી નીકળતાં જ માએ એને ચેતવ્યો હતો. 'હઠ કરીને લૂગડાં લેવરાવ્યાં તો છે પણ જો કયાંય ફાંડયાં કે મેલાં કર્યાં તો આવી બન્યું જાણજે!'

વાત સાચી હતી. ઈસબને ગઈ કાલે ચડ્ડી ખમીસ સીવવા નાખ્યા હતાં એ જાણીને અમરતે પાકી હઠ પકડી હતી: 'ઈસબ જેવાં સીવડાવો તો જ નિશાળે જઉં, નકર નથી જતો.'

માએ કહ્યું: 'બેટા, ઈસબ તો વેલા વીંટા બતો'તો ને તારે તો હજુ ચાલે છે!

'કયાં ચાલે છે, જો આ?' કહી અમરતે આંગળી ઘાલી ફાટેલાને વધારે ફાડયું.

માએ બીજી વાત કરી: 'પણ ઈસબને એના બાપાએ કાલે અદ્ધર કેવો બાંધ્યો 'તો? એટલે બેટા, એ તો મારેય એ ખાય ને લૂગડાંય નવાં એ પે'રે!'

પણ અમરત એમ છેતરાય એવો ન હતો: 'ના મારે તો! મનેય બાંધ અદ્ધર, પણ ઈસબનાં જેવાં લૂગડાં સીવડાવ!'



'તો કે' તારા બાપાને.' માએ જાણે જવાબદારી માથેથી કાઢી નાખી.

પણ મા ન માની પછી બાપા કેમ માને ? તો અમરનેય હઠ ન છોડી : ન નિશાળે ગયો, ન ખાધું કે ન રાતે ઘેર સૂવા આવ્યો.

ને માએ પતિને ઠપકો કરીને નવાં કપડાં સિવડાવવાની સંમતિ મેળવી. અમરતનેય ઈસબના વાડામ થી શોધી લાવી ઘેર સુવરાવ્યો.

પછી આજે ઈસબની જેમ બની ઠની ગામમાં નીકળેલો અમરત, કપડાંને આળ આવે એવું પગલું ભરી જ કેમ શકે ? તેમાંય પાછું ઈસબ જોડે લડવાનું !

પણ ત્યાં તો પેલી ટોળીમાંથી એક તોફાની છોકરો બહાર નીકળ્યો. સીધો જ અમરત પાસે ગયો. જતામાં જ એના ગળે હાથ નાખ્યો : 'તો હેંડ, આપણ બે બાથે પડીએ.' ને ખેંચી લઈ ગયો ખુલ્લામાં.

પણ અમરતને વઢવું હોય તો સામું જોર કરે ને ? એ તો છૂટવા માટે જ મથી રહ્યો : 'મેલી દે, હેંડ. મારે નથી બાથે પડવું. જો હાં, કાળિયા ? નથી કર હો ...'

એટલામાં તો કાળિયાએ એને ભોંય ભેગો કરી દીધો. આ જોઈ પેલાં છોકરામાં ને જુવાનોમાં આનંદ જાણે ઊછળી પડ્યો : 'હે. હે. અમરત હાર્યો. ખરો કાળિયો ! જીતી ગ્યો.... જીતી ગ્યો....'

આ સાથે જ ઈસબનો મિજાજ ગયો. ઊભો હતો ત્યાંથી ધસી આવ્યો. ટોળામાં જતા કાળિયાનો હાથ પકડ્યો : 'આવી જા હેંડ, મારી સામે !'

કાળિયો ખચકાયો. પણ પેલા જુવાનોએ એને પાનો ચઢાવ્યો. ને ત્યાં જ આ બે નાનકડા બળિયા, 'બથં' બથા !'

ને એવા બાઝયા કે—નીચે પડેલો કાળિયો જોરજોરથી રોવા મંડ્યો.

જુવાનોએ જોયું તો હસવામાંથી ખસવું થઈ ગયું. વહેલા વહેલા, વેર લેવા વળેલા ઈસબને છૂટો પાડ્યો. કાળિયાને રડતો મૂક્યો ને નાના મોટા બધા આડાઅવળા છૂ થઈ ગયા કાળિયાના માબાપ વઢે એવી બીકે સ્તો.

અમરત પણ ઇસબને લઈ છટકી ગયો. થોડેક ગયો ત્યાં એની નજર ઇસબના ફાટેલા ખમીસ ઉપર પડી. ખિસ્સા સહિત દોઢ વેંત લીરો નીચે લટકતો હતો.

જોતામાં જ બેઉના પગ જડાઈ ગયા, મોં ફાટી ગયાં. અડધી જીભ બહાર નીકળી પડી ને ભયભરી બે ચારેય આંખો લીરા ઉપર ચોંટી રહી : 'હવે !'

ઓછું હોય તેમ પેલા છોકરાને રડતો સાંભળીને કે કોણ જાણે ઈસબના બાપે ઘેરથી હાંક પાડી : 'ઈસબઅ ક્યાં ગ્યો ?'

ને બેઉ છોકરાઓની નાડીઓ જાણે બોલી રહી : 'આવી બન્યું ! આવી બન્યું !' ખાતરી હતી કે ખમીસનો લીરો જોતાં જ ઈસબનો પઠાણ બાપ એની ચામડીના લીરલીરા કરી નાખવાનો !

હાસ્તો, કેટકેટલું વાણિયાને કાલે કરગર્યો ત્યારે આટલું લૂગડું નામે માંડ્યું હતું !

બીજો અવાજ આવ્યો : 'અબે કોણ રો'તા હૈ ? કિધર ગયા ઈસમ ?'

છોકરાઓને વહેમ પડ્યો : 'કાં તો આ તરફ આવશે.'
એકાએક અમરતના મગજમાં જાણે ચમકારો થયો ઈસબને એ એક બાજુ દોરી ગયો : 'તું આવ તો ખરો !'
ને બે ઘર વચ્ચેના નેળિયામાં દાખલ થતાં જ અમરત પોતાનું ખમીસ કાઢતો ગયો ને કે'તો ગયો : 'કાઢ તારું....કાઢ ઝટ... લે તું આ મારું પે'રી લે !'
ઈસબનું મગજ જાણે બહેર મારી ગયું : 'ને તું ?'
'હું આ તારું પે'રીશ. અદલ બદલ કરી દઈએ.. કાઢ હેંડ ઝટ, કોક જોઈ જશે'
ઈસબ બટણ કાઢતાં ગૂંચવાઈ રહ્યો : 'અદલ બદલ ? પણ તને પછી તારા બાપા ઓછા માર્યા વગર મેલશે !'
અમરતે ઈસબનું ખમીસ કાઢવા જતાં કહ્યું : 'મારશે, પણ મારે તો મા છે ને ?'
વાત સાચી હતી. ઈસબે ઘણી વાર જોયું હતું. બાપના મારમાંથી બચવા અમરત એની મા પાછળ ભરાઈ જતો ને મારમાંથી બચી જતો. હા, માના બે ધબ્બા ખાવા પડતા. પણ એ તો, જોઈ રહેલા ઈસબને ગોળ જેવા લાગતા.

તોય ઈસબ હા નાં કરત પણ બહાર કંઈક ખખડ્યું. ને એણે ચટ દેતુંકને કાઢી દીધું. બેઉ જણાએ એક બીજાનું પહેરી લીધું. ખાંચામાંથી પછી બહાર નીકળ્યા ને ડરતા સંકોચાતા પોતપોતાના ઘર તરફ વળ્યા
પણ આજ સપરમો દન હતો. એમાં વળી હોળીનો ધમાલિયો તહેવાર એટલે સ્વાભાવિક રીતે જ અમરતનો કસૂર થોડાંક દાંતિયાંમાં પૂરો થઈ ગયો.
આ સાથે જ બેઉ છોકરાઓનો પેલો ડર સંકોચ પણ છૂ થઈ ગયો.
ને વળી પાછા બેઉ ભઈબંધ એકમેકના ખભા ઉપર હાથ નાખી હોળી ભેગી કરવા, ગામ પાછળ રવાના થઈ ગયા ને તે પણ આ વખતે તો કોઈ અનેરા ઉલ્લાસથી.
પણ ત્યાં તો એક જાણભેદુ જુવાને એમના ઉલ્લાસને ઓગાળી નાખ્યો. આંખ મિચકારતાં બોલ્યો : 'કેમ અદલ બદલ ?'
અમરત ઈસબ સમજી ગયા : આ ભાઈ જોઈ ગયો છે ! ને બેઉ જણ ત્યાંથી બીજે ઠેકાણે છટકી ગયા.
પણ પાસેના છોકરા જાણી ગયા : આ બે ચિઢાય છે. એટલે ત્યાં જઈને એમણેય આ બેને ચીઢવવા માંડ્યા : 'કેમ અદલ બદલ ?'

વળી આ બે છટક્યા. પણ હવે શું ? છોકરાં બધાં બૂમ મારતાં હવે તો એમની પાછળ જ પડ્યાં હતાં : 'અદલ બદલ ? એ અદલ બદલ ?'
ને થાકીને વાત ફૂટી જશે એવી બીકે બેઉ જણ હોળી ચકલેથી ઘેર નાસી આવ્યા.
ત્યાં તો આંગણામાં ખાટલો નાખી હોકો પીતા બેઠેલા ઈસબના બાપાએ એમને પાસે બોલાવ્યા, 'કેમ અળગા અળગા ફરો છો ?' એમ પૂછી ખાટલા ઉપર બેસવા કહ્યું : 'બેઠ જાઓ, બેય બેટા !'
ઈસબના બાપનો આવો મીઠો અવાજ જોઈ બેય છોકરા કંપી ઊઠ્યા : 'આવી બન્યું !

વાત જાણવામાં આવી ગઈ છે. એટલે જ આ બનાવટી હેત દેખાડી રહ્યા છે!'

પણ ત્યાં તો આ પઠાણ બાપ ઊભો થઈ ગયો. એટલા મોટા દસ વરસના અમરતને તેડી લીધો. હાંક મારી : 'અરે વ્હાલીભાભી ? આ તમારો અમરત આજથી હવે મારો છે હાં ?'

વ્હાલીભાભી હસતાં હસતાં બહાર નીકળ્યાં : 'એક તો પલવાતો નથી, હસનભાઈ!'

'પણ આજથી તો હવે—એકવીસ હોય તો ય પાલવીશ વ્હાલીભાભી.' પઠાણનો અવાજ ગળગળો થઈ ગયો.

વ્હાલીને પણ નવાઈ લાગી.

પઠાણે ગળું સાફ કરતાં આ બે છોકરાઓને પેલા નવેળામાં જતા જોયા હતા એ વાત કરી. કહ્યું : 'મને થયું ક્યા હૈ દેખું તો સહી.—'

પઠાણે વાત માંડેલી જાણીને આજુબાજુની સ્ત્રીઓ પણ આવી ઊભી.

પણ આની વાત કંઈ લાંબી ન હતી. ખમીસ કાઢયાની ને અદલ બદલ કરવાની વાત સમજાવતાં કહ્યું : ઈસબ કે' છે, 'તારા બાપા તને મારશે એનું શું ?'

પણ જવાબમાં તમારો આ અમરત શું કે' છે, ખબર છે ? 'મારે તો મા છે ને પણ ?' ને વળી પાછી આંખો ભરી બેસતાં પઠાણે ઉમેર્યું : 'સચ કહું છું. આની આટલી વાતે મારું દિલ ખોલી નાખ્યું છે ! દિમાગ ઠેકાણે આણ્યું છે !'

ફળીની સ્ત્રીઓ પણ આ સાંભળીને ને આ છોકરાઓનું એકબીજા ઉપરનું હેત જાણીને દિંગ બની રહી....

ત્યાં તો હોળી ઊભી કરી પાછાં ફરેલાં પેલાં છોકરાંએ વળી અહીં અમરત ઈસબનો કેડો પકડયો : 'ઈસબ–અમરત અદલ બદલ, અદલ બદલ ભાઈ અદલ બદલ !...'

પણ હવે શું ! આ સાંભળીને હવે તો અમરત ઈસબને ઊલટાની મઝા પડી...

ઓછું હોય તેમ આ પછી હોળી પ્રગટાવવા ગયા હતા ત્યાં ખમીસ બદલ્યાની બધી વાત જાણી મોટેરાંમાંથી ખુદ મુખીએ જ આ નવા નામનો જાણે ઈલકાબ આપતા હોય તેમ જાહેરાત કરી; 'તો એમ કરો : આજથી હવે અમરતનું નામ અદલ ને ઈસબનું નામ બદલ રાખો.'

ને-આ સાથે ગામનાં બધાં છોકરાં એવાં તો રાજી રાજી થઈ ઊઠયાં કે—ગામને જ નહિ ગગનનેય જાણે ગજવી રહ્યાં : 'અમરત–ઈસબ અદલ બદલ; અદલ બદલ ભાઈ અદલ બદલ.



૧૯૫૯માં દેશમાં કુલ ૩૫,૫૦૦ મોટરગાડીઓ બનશે. ૧૯૫૮માં ૨૬,૭૮૮ બની હતી.

૩૧ માર્ચ ૧૯૫૮માં દેશમાં કુલ ૪ લાખ, ૯૯ હજાર મોટરગાડીઓ હતી.

જાન્યુઆરીથી સપ્ટે૦ ૧૯૫૯ સુધીમાં ૮,૦૮૦ મોટરકાર બની. ૨,૯૪૨ છાપાકાર બની. ૧૩,૬૭૨ ટ્રક બન્યાં.

'સ્ટેંડર્ડ–૧૦' મોટરોમાં ૪૯.૪ ટકા ભાગ દેશમાં બનેલા હોય છે; 'હિંદુસ્તાન એમ્બેસેડર'માં ૭૩.૪ ટકા ભાગ દેશમાં બનેલા હોય છે.

ઈશ્વર પેટલીકર

# લગ્નનું ખર્ચ

લગ્નોમાં થતા મોટા ખર્ચે નવે સ્વરૂપે પણ માઝા જ મૂકી છે ધનવાનોને આ પોસાય, પણ મધ્યમવર્ગ અને ખોટી મોટાઈમાંથી હાથ ન કાઢનાર કેટલાય કુટુંબો હેરાન થાય છે અહીં રજૂ થતો આપણા જાણીતા લેખકે છણેલો એક પ્રશ્ન છે જે દરેકને વાંચવો-વિચારવો ગમે

[હું મેટ્રિક સુધી ભણેલો મધ્યમ વર્ગનો યુવક છું મારા માતાપિતા સંસ્કારી છે અને તેમના ગુણો કદાચ મારામાં ઊતરેલા હોવા જોઈએ આજે મધ્યમવર્ગની પરિસ્થિતિનો ખ્યાલ કોને નહી હોય? મારા પિતા પૈસો કેવી રીતે કમાય છે તે હું જાણું છું, અને અનુભવું છું હું પણ પૈસો કમાઉં છું મહિને રૂ ૧૨૦ પગાર છે પણ હું તેમાંથી એક પૈસો બચાવી શકતો નથી પ્રયત્ન ઘણા જ કર્યાં મહિનાને અંતે તૂટ જ પડે છે મારે ત્રણ બહેનો છે, બે ભાઈ છે મારા પિતા મારા અને બહેનના લગ્ન કરવા ઉત્સુક છે પણ પૈસાનો સવાલ આવે છે અત્યારે અમારી ન્યાત સુધારા પર નથી આવી જેથી પૈસા વગર લગ્ન કરી શકાય અગર તો બીજી જ્ઞાતિમાં લગ્ન કરી શકાય

મારો વિવાહ થયેલો છે મારી ભાવિ પત્ની મેટ્રિકમાં અભ્યાસ કરે છે અમારા વચ્ચે પત્રવ્યવહાર ચાલુ છે અને અતિ નીકટમાં કેટલીય વાર આવી ગયા છીએ છેવટે જ્યારે હું કૂલહાર પદ્ધતિથી લગ્ન કરવાની ઇચ્છા ધરાવતો થયો અને જ્યારે તે વાત મારા માતાપિતાના જાણવામાં આવી ત્યારે તેઓ ગુસ્સે થયા આ વાત જ્યારે મારી પત્નીના પિતાએ જાણી ત્યારે તેઓએ સખ્ત વિરોધ ઉઠાવ્યો મારી પત્ની એટલી બીકણ અને નિર્દોષ છે કે તે કદી મારા કાર્યમાં સાથ આપે તેમ લાગતું નથી જો અત્યારે હું તેને છોડી દઉં તો નિસાસો નાખે કારણ પત્રવ્યવહાર દ્વારા અમારો સંબંધ એટલો મજબૂત થયો છે કે અમે અંદરખાનેથી પતિ-પત્ની જેવો વ્યવહાર રાખીએ છીએ આજે વિવાહ થયે ચાર વર્ષ થયાં એક બાજુ હું એ ચાર વર્ષ એકનો રહી કંટાળી ગયો છું બીજી બાજુ માતાપિતા માટેની ફરજ પણ બજાવી શકતો નથી. પૈસા પણ બચાવી શકતો નથી આજે પિતાજી મારું લગ્ન કરવા માટે પૈસા દેવું કરી લે અને તે દેવું મારે જ ભોગવવાનું છે તે જાણવા છતાં હું દેવું કરાવું ને પરણું? અને ધારો કે પૈસા આવ્યા અને એ પૈસા બચાવી અને મારા ભાઈ બહેનોને ભણાવું તો તેઓ કેટલા આશીર્વાદ દે? તેઓની જિંદગી નહિ સુધરે? મને કેટલીકવાર આશ્ચર્ય થાય છે કે મેટ્રિકમાં ભણતી એક છોકરી જેની સાથે પોતાના લગ્ન થવાના છે તેનું ભલું પણ ન ઇચ્છી શકે? મારે શું કરવું?]

આ દુઃખાવેલા પત્રમાં યુવકે પોતાની ભાવના, નમ્રતાઈ, અને નિખાલસતા વ્યક્ત કર્યા છે આપણા સમાજના દુઃખર્દ કેવા છે તે આવા પત્રો ખ્યાલ આપે છે આ યુવક જે જ્ઞાતિનો છે તેમાં નાનપણથી વિવાહ કરી રાખવાનો રિવાજ છે એવા વિવાહિત યુવક-યુવતી ઉંમરલાયક થયા પછી જો માબાપ લગ્ન ન કરી આપે તો જાતીય વૃત્તિને રોકી શકતા નથી લગ્ન નથી થયા પણ વિવાહ થયેલો છે એને આપણે કંઈ ખોટું નથી કરતા તેવી આત્મવંચના કરી શરીર સંબંધ બાંધવાનો શરૂ કરી દે છે યુવકે એનો આમાં એકરાર કર્યો છે અને તે પત્નીને માગે છે તેમ કબૂલ પણ કર્યું છે તે વહેલામાં વહેલો પરણી જવા ઉત્સુક છે તેમાંથી આખોય પ્રશ્ન ઊભો થયો છે

વિવાહ કરી મૂક્યા પછી ઉંમરલાયક અને નોકરીએ લાગી ગયેલા પુત્રને માબાપે પરણાવી દેવો જોઈએ પરંતુ યુવકે જણાવ્યું છે તેમ નાતના રિવાજ પ્રમાણે દીકરો પરણાવતા ત્રણ ચાર હજાર રૂપિયા ખરચ થાય કે કન્યાને ઘરેણાં આપવા પડતા હશે માબાપ પાસે પૈસા નથી દેવું કરીને તે ખરચ કરવાનું છે, એ રકમ ધીરનાર પણ જોઈએ અને ધીરનાર ન હોય તો પણ એ બચત

ક્યાંથી કરવી એ સવાલ છે. કદાચ દેવું કર્યા પછી પેટે પાટા બાંધી બચત કરવામાં આવે તો યુવકને પ્રશ્ન થાય છે કે, તેનો સદ્‌ઉપયોગ નાનાં ભાઈ બહેનોને ભણાવવામાં કરવો જોઈએ કે લગ્નના ખોટા ખરચમાં? માબાપ તો દીકરો વગરપૈસે પરણતો હોય તો પસંદ કરે. પણ કન્યાપક્ષ કેમ માન્ય રાખે? દીકરીને જણસો આપવાની હોય તે ન મળે તો સારે માઠે પ્રસંગે એનો સહારો શું? એ જતો કરી ન્યાતમાં પોતાનું ખોટું શું કામ દેખાડે? જ્ઞાતિ સુધારા પર આવી નથી એનું દુઃખ છે તેમ યુવક માને છે. વાત સાચી છે. જમાના પ્રમાણે ખરચને પહોંચી વળાય તેવા રિવાજો હોવા જોઈએ. મધ્યમ-વર્ગમાં કેળવણીનું ખરચ વધ્યું છે. યુવકને પોતાનાં નાનાં ભાઈ બહેનોને ભણાવવાની ઉત્સુકતા છે, સસરા પણ એની દીકરીને મેટ્રિક સુધી ભણાવે છે. આ ખરચ વધ્યું તેના પ્રમાણમાં જેમની આવક વધી છે તેમને તો કંઈ મુશ્કેલી નથી, પરંતુ મધ્યમ વર્ગમાં આ એવડું ખર્ચ પોસાય તેમ નથી. દેવું કરીને ખરચ કરવાથી મધ્યમ વર્ગ વધુ દુઃખી થાય છે. પરંતુ એ કરુણ સ્થિતિ યુવક ટાળી શકે તેમ નથી. સસરાનો સહકાર નથી. સાળો સંમત નથી. કન્યામાં માબાપની વિરુદ્ધ સાદાઈથી લગ્ન કરવાની તૈયારી નથી. યુવકને થાય છે વિવાહ તોડી નાખું? એક નિર્દોષ ભોળી અને ગભરુ છોકરીના જીવન સાથે રમત ખેલ્યા પછી આવો વિચાર આવવો એ કેટલું હીણું ગણાય? આ સંજોગોમાં એના પેટે ચાડી ખાધી તો એની શી સ્થિતિ થઈ હોત? લગ્ન પહેલાં જેને પત્ની કરી દીધી છે તેને છોડીને માર્ગ કાઢવાનો વિચાર કરવો એ નિંદ્ય છે. યુવક એની સાથે પરણી ચૂક્યો છે. ભલે સમાજની નજરે લગ્ન ન થયું હોય. વળી એના પ્રત્યે લાગણી છે. બંને અતિ નિકટ પણ આવ્યાં છે. આમ સ્થિતિ હોવાથી યુવકે લગ્ન માટે રિવાજનો ભોગ થવું પડે તે થઈ ને પણ લગ્નની વિધિ વેળાસર થઈ જાય તેમ પ્રયત્ન કરવો રહ્યો.

અને એ વેળાસર કરવા માટે જ યુવકે સાદાઈથી ફૂલહાર પદ્ધતિ ઇચ્છી છે. આપણામાં સામાન્ય જ્ઞાન ઘણું ઓછું છે. તેનું પ્રતિબિંબ યુવકે ફૂલહારની પદ્ધતિ સૂચવી છે તેમાં જોવા મળે છે. ઘણા માને છે કે સાદાઈથી લગ્ન કરવું હોય તો કંઈ કર્યા વિના પતિ પત્નીએ સામસામા ફૂલહાર. નાખી દેવા.

એક ભાવનાવાદી યુવક મારી પાસે આવ્યો અને તેણે ગાંધીજી પ્રત્યેની ભક્તિ બતાવતાં કહ્યું કે હું ગાંધી આશ્રમ (અમદાવાદ) માં બાપુની કુટિર હૃદયકુંજ છે ત્યાં આગળ જઈ સૂતરની આંટી સામસામી પહેરાવીને લગ્ન સાદાઈથી પતાવી દેવા માગુ છું. જે બહેન પરણવા તૈયાર હતાં તે પણ સંમત થયાં. હું તે પ્રસંગે હાજર રહું તેવી એમની ઇચ્છા હતી. મેં એમને કહ્યું, કે તમારી ભાવના અને સાદાઈ માટે અભિનંદન આપું છું પરંતુ લગ્નની કાયદેસરતા માટે જે વિધિ ઠરેલી હોય તે તો કરવી પડે. આજે જે હિંદુવિધિ થાય છે તે કાયદેસર લગ્ન માટે જરૂરી જ ગણાય. અને તે માન્ય ન હોય તો જિલ્લા રજીસ્ટ્રારની કોર્ટમાં તે લગ્ન નોંધાવવું જોઈએ. બાકી કોઈ વિધિ વગર કે રજીસ્ટર કરાવ્યા વગર સામસામા ફૂલહાર પહેરાવી દો તેને કાયદેસર રીતે લગ્ન થયું ન કહી શકાય. આ યુવક પણ એવું જ માનતા દેખાય છે કે ફૂલહાર સામસામા પહેરી લગ્ન પતાવી લેવું. મેટ્રિકમાં ભણતી છોકરી સમજાવ્યા છતાં નથી સમજતી તેનું એ યુવકને આશ્ચર્ય થાય છે. પરંતુ છોકરી સમજતી હોય તો પણ એનાં માબાપની વિરુદ્ધ જવાની એની શક્તિ ન હોય તે પણ સમજવું જોઈએ. બળવો કરવાનો સ્વભાવ અને શક્તિ દરેકમાં હોતાં નથી. અને જો હોત તો મધ્યમવર્ગે ખર્ચાળ રિવાજ સામો બળવો કર્યો હોત. પરંતુ મોટી ઉંમરે એના પિતા જો સાદાઈથી લગ્ન કરવા તૈયાર ન હોય, ભાઈ પણ તૈયાર ન હોય, તો કન્યા બિચારીનું શું ગજું? મતલબ કે, છોકરીની બળવો કરવાની હિંમત નથી તે સ્વીકારીને જ યુવકે માર્ગ વિચારવો જોઈએ. કારણ કે એનામાં નથી તો હું શું કરું, મારી એ જવાબદારી નથી તેમ એ કહી શકે તેવો એ નિર્દોષ રહ્યો નથી. વળી એ રહ્યો હોય તો પણ વિવાહ તોડી નાખવાથી એ જેને માટે ઉત્સુક છે તે લગ્ન એ બીજી રીતે વેળાસર કરી શકે તેવું પણ નથી.

જ્ઞાતિ સુધારા ઉપર આવી નથી નહિ તો બીજી જ્ઞાતિમા લગ્ન કરી શકાય તેમ એણે ઉલ્લેખ કર્યો છે પરતુ એ ભૂલી જાય છે કે, આજે એનો જે વિવાહ થયો છે તે જ્ઞાતિના રિવાજને લીધે બાકી જ્ઞાતિ સુધારા ઉપર આવી હોય અને બીજી જ્ઞાતિમા વિવાહ થાય તેને માન્ય રાખે તેવી સ્થિતિ હોત તો આ પ્રશ્ન સહેલો બની જાત તેમ માનવાને કારણ નથી જે જ્ઞાતિમા નથી માનતો તેવો વર્ગ આજે જે કઈ થોડો ઘણો જોવા મળે છે તે એને બદલે ભણતર, સસ્કાર, આવક જીવનધોરણ એવુ માગે છે આ યુવક માડ માડ રૂ ૧૨૦ કમાય છે ત્યા એ ઘરખર્ચ શી રીતે નભાવે તે ગણતરીએ એનો વિવાહ જ ન થાય

આજે જ્ઞાતિમાથી જેમને કન્યા નથી મળતી તેવા યુવકો થાકીને મને લખતા હોય છે, મળતા હોય છે, અને પોતે જ્ઞાતિ બહારની કન્યા સ્વીકારવા તૈયાર છે તેમ જણાવતા હોય છે એ આશાએ કે જાણે બીજી જ્ઞાતિની કન્યા મેળવવી સુગમ જ હશે પરતુ જે યુવકમા ભણતર, આવક અને અગત લાયકાતની ખામીને લીધે જ્ઞાતિમાથી કન્યા ન મળતી હોય તેમને માટે બીજી જ્ઞાતિની કન્યાની પણ એવી જ મુશ્કેલી હોય છે એ જ રીતે મોટી ઉમરે વિધુર થયેલા પુરુષો જ્ઞાતિમાથી કુવારી કન્યા મેળવવામા નિષ્ફળ જાય છે ત્યારે વિધવા લગ્નની તત્પરતા બતાવે છે પરતુ કુવારી કન્યા જેવા જ જેને કોડ છે તેવી નાની ઉમરની વિધવા ૪૫-૫૦ વરસના પાચ બાળકોના પિતાને પરણવા તૈયાર હોતી નથી તેનો એમને ખ્યાલ હોતો નથી એ તો એમ જ માને છે કે, વિધવાને કોઈ પરણનાર જ નથી એટલે સારુ ખોટુ કર્યા વિના અમને પરણી જશે ! તેમ આ યુવકને પણ એવો ભ્રમ છે કે બીજી જ્ઞાતિમા જવાથી કે આ વિવાહ ફોક કરવાથી જાણે એનો લગ્નપ્રશ્ન ઉકલી જશે ! પરતુ એવુ નથી આથી એણે પોતાનો પ્રશ્ન આજે જે સ્થિતિમા એ છે તેમાથી ઉકેલવો જોઈએ

એ ઉકેલ છે આ લગ્ન અગે જે ખર્ચ કરવુ પડે તેની તેવડ કરીને, બાપને એણે ખાત્રી આપવી જોઈએ કે પોતે આ દેવુ વાળી આપવા બધાય છે અને એ બોજો એમના ઉપર ચડવા દેશે નહિ એ જ રીતે એણે પત્નીને પણ એ માટે તૈયાર કરી દેવી જોઈએ એ મેટ્રિકમા છે એટલે ભણી રહ્યા પછી પ્રાથમિક શાળામા કે એવી કોઈ નોકરી મેળવી શકે તેમ છે એને કહેવાનુ કે સાદાઈથી લગ્ન કરવામા તારી સમતિ નથી અને હિમત નથી તો, તારે થનાર ખર્ચ માટે પહોચી વળવા તત્પરતા બતાવવી પડશે એટલે જાતના પગારમા ઘર ખર્ચ ચલાવવુ અને બીજાનો પગાર દેવુ વાળવામા વાપરવો આમેય, આ યુવક કહે છે કે મધ્યમવર્ગ ક્યારેય ઊચો નહિ આવે શુ ? તો એનો જવાબ એ જ છે કે આજની મોઘવારી અને વધતી જતી જીવનજરૂરિયાતને પહોચી વળવા મધ્યમવર્ગમા પુરુષ એકલો કમાય તે નહિ પોસાય, સ્ત્રીએ પણ આવક વધારવામા હિસ્સો આપવો પડશે છોકરીઓને કેળવણી એ રીતે આપવી જોઈશે, કુટુબમા બાળકોની સખ્યા પણ મર્યાદિત કરવી પડશે અને બાળકોએ પણ અભ્યાસની સાથે કિશોર-યુવક થતા જાય છે તેમ પોતાનાથી થાય તે ફરજ અદા કરવી પડશે કિશોરાવસ્થામા પુત્રપુત્રી ઘરકામમા સારા પ્રમાણમા મદદરૂપ થઈ શકે અને કોલેજકાળમા નાનુ મોટુ કામ મેળવીને પોતાની ફી જેટલુ ખર્ચ કાઢી શકે તે ભાવના કેળવવી જોઈએ તે માટે અમુક જ કામ મળે તેવો આગ્રહ ન રાખતા શ્રમનુ નાનુ મોટુ કામ હોય તે ઉપાડી લેવા તત્પર રહેવુ જોઈએ

મધ્યમવર્ગ આખો આ કરશે ત્યારે કરશે, પણ આ યુવકે એ માટે તત્પર થવુ અને તેમા પત્નીને પણ તૈયાર કરવી લગ્નખર્ચને પહોચી વળવાના ચાલુ રિવાજને પોષીને એને માટે આ એક માર્ગ છે બાકી છોકરી બળવો કરી માબાપથી છાની જેની સાથે માબાપે વિવાહ કર્યો છે તેની સાથે ચૂપચાપ પરણી જઈ ખર્ચમાથી ઊગરી જાય તો એ સારુ છે તેમા શકા નથી

*

સરલા જગમોહન

# ઘડપણ કોણે મોકલ્યું રે !

જુવાનીનો સો ઘડપણની કેવી ઠેકડી ઉડાવે છે એને આબાદ રીતે રજૂ કરતી આ વાર્તા બે પેઢીને જે રીતે સાંકળી લે છે તે રીત, રજુઆત અને શૈલી અતિ રોચક છે, અને તેને રજૂ કરતી એક ઘડાયેલી કલમ પણ છે......

વાત કંઈ મોટી નહોતી. મુંબઈની સબર્બન ટ્રેનનો પહેલા વર્ગનો ડબ્બો હતો. સ્ત્રીઓનો ડબ્બો પણ, સાંજનો સમય હતો તે, ખીચોખીચ હતો. પણ આમાં એ કંઈ જોયું નહોતું. એ તો રોજની રામાયણ હતી. જેટલાં પેસેન્જર સીટ પર બેઠાં હતાં તે કરતાંય વધારે પેસેન્જર તો જેમ તેમ કરીને, એક બીજા પર પડતાં ને આખડતાં, ઊભાં હતાં. અધૂરામાં પૂરું ફાસ્ટ ટ્રેન હતી એટલે ગ્રાન્ટ રોડ સ્ટેશને એ ચિક્કાર ભરેલી ટ્રેનમાં ચડવા માટે પેસેન્જર પડાપડી કરી રહ્યાં હતાં. ટોળાંની એ ધક્કામુક્કીની વચ્ચે તણખલું હવામાં આપમેળે ઊડતું આવે તેમ એક ડોશીમા ધકેલાતાં ધકેલાતાં ડબ્બામાં આવી ગયાં. ઊભા રહેવામાં, કે બેસવામાંયે, બિચારાં બહુ જગા રોકે તેમ નહોતું. નાનું કદ ઉંમરને લીધે વધારે નાનું બની ગયું હતું. વજનમાં પાંસઠ સિત્તેર પાઉન્ડથી વધારે હોય જ નહિ. એ ઘરડાં માજી ટ્રેનના આંચકા ખમી ઊભાં રહી શકે તેમ નહોતું. ને આંચકા ન હોય તોયે એંશીને આરે પહોંચેલો લાગતો એ વૃદ્ધ દેહ કેટલીક વાર ઊભો રહી શકે ? તેમાંયે વળી બારણા પાસે દરવાજાના હેન્ડલને વળગીને ઊભેલી સ્ત્રીઓના ધક્કા આવતા હતા. અધૂરામાં પૂરું ડોશીમાના હાથમાં ઠાંસોઠાંસ ભરેલી લાકડાના હેન્ડલવાળી મોટી થેલી હતી. એક જોશનો ધક્કો આવ્યો ને ડોશીમા સમતોલ રહી શક્યાં નહિ. જે સીટની પીઠનો ટેકો લઈને એ ઊભાં હતાં તેના પર છેડે એક યુવાન સ્ત્રી બેઠેલી હતી. એ યુવાન સ્ત્રી બહુ રૂપાળી હતી. ગોરો, ત્રેકોણ ચહેરો, ચમકદાર કાળી આંખો, વાંકડિયા, ચકચકતા સોનેરી વાળનો માથે જથ્થો, હોઠે લિપ્સ્ટીક ગાલે લાલી અને ઘાટીલો દેહ—એ સ્ત્રી ખરે જ સુંદરતાની મૂર્તિ સમી હતી. એણે પહેરેલા બાટલી રંગના લીલા ફ્રોક પર જમાનાની હવાના પ્રતીક જેવી પાઉંડ અને ડોલરની છાપ હતી. ગળામાં સફેદ પ્લાસ્ટિકના મણકાની માળા ગાંઠ મારીને પહેરેલી હતી. ખોળામાં પ્લાસ્ટિકની લાલ શોપિંગ બેગ હતી. અનેક વસ્તુઓની ખરીદી કરીને એ આવી લાગતી હતી. એની શોપિંગ બેગમાં એક ફેશન મેગેઝીન પણ આગળ તરી આવતું હતું. ઘરના કોઈક ટેબલને શણગારવા બદામી રંગના એક ટેબલક્લોથ પર એ ખરેખર આકર્ષક ભરતકામ કરી રહી હતી. ડોશીમા એ યુવતી પર પડી જાત પણ પડ્યાં નહિ. પરંતુ યુવતીના કામમાં વિક્ષેપ તો પડ્યો. એક પળ એના ચહેરાની સુંદરતા જાણે અદૃશ્ય થઈ ગઈ. એનો સખત અણગમો લગભગ ક્રૂર સ્વરૂપે વ્યક્ત થયો. ભવાં સંકોચાઈ ગયાં, અને કપાળે ત્રિપુંડ કોતરાઈ ગયું. પરંતુ બીજી જ પળે સંકોચાયેલાં ભવાંવાળી મૂળ સ્થિતિમાં આવી ગયાં, અને એનો તંગ બની ગયેલો ચહેરો પાછો ભાવવાહી અને નમણો બની ગયો. અને વળી પાછી એ પોતાનું ભરતકામ કરવા મંડી ગઈ.

ટ્રેન ઝડપભેર દોડી જતી હતી. ડોશીમા આંચકા ખાતાં ખાતાં થોડી વાર તો જેમ તેમ પોતાની જાતને સંભાળી રહ્યાં. પરંતુ એમના પગમાં ધીમે ધીમે જાણે સીસું ભરાતું હોય તેવો ભાર લાગવા માંડ્યો. ન છૂટકે એમણે પેલી યુવતીને કહ્યું :

'જરા જેટલી જગા આપ ને, દીકરા !'

બસ—એ યુવતીનું પહેલા વર્ગના પેસેન્જર તરીકેનું અધિકારભાન જાગી ઊઠ્યું. અક્કડ થઈને એ બોલી ઊઠી :

'સીટ પર ત્રણ જણાં બેઠાં છે !'

'ઠીક, મા !' ડોશીમા આટલું જ બોલ્યાં, અને દોડ્યે જતી ટ્રેનના આંચકા સાથે ડોલવા માંડ્યાં. બાજુમાં ઊભેલી એક આધેડ સ્ત્રીને દયા આવી. એણે, નહિ લેવા કે દેવા તોયે, પેલી યુવતીને કહ્યું :

'ઘરડાં છે—બેસવા દો ને બિચારાંને ! કેટલીક જગાયે

શેના હતા એ ?

'તમને શું છે એનું બધું ? વગર બોલ્યે જાણે આંખોના ભાવથી જ એ યુવતીએ પરખાવી દીધું અને છતાં એણે ડેશીમા પર મહેરબાની કરી પોતે સીટના છેડા પર ખસી આવી ને બાજુને અંદરની બાજુ ચાર આગળની જગા કરી આપી મૂઠી હાડકાના એ નાનકડા દેહને માટેયે આટલી જગા તો બહુ નાની હતી અંદર બેઠેલી સ્ત્રીઓ જરા સંકોચાઈ અને એ ડોશીમાની દૂબળી કાયા માંડ માંડ તેમાં ગોઠવાઈ શકે તેટલી એ જગા મોટી થઈ પરંતુ અંદર જવા સારુ એમણે સીટની પીઠનો આધાર લીધો અને જેવો અંદર જવા પગ ઉપાડ્યો કે હાથમાની ભારે થેલી સાથે એ સામેની સીટ પર બેઠેલી એક સ્ત્રી પર ધકેલાઈ ગયા ડોશીમાના સેલ્યુલોઈડની ફ્રેમના ચશ્માં નીચે પડી ગયા એક સ્ત્રીના હાથનો ટેકો મળતા માંડ માંડ માંડ પેલી સુંદર યુવતીની બાજુમાં ગોઠવાયા યૌવનની એ ગર્વિષ્ઠ પ્રતિમાને ક્યાંય કંઈ આંચ ન આવે તેની ડોશીમાએ સભાળ તો ઘણી રાખી પણ તોયે ટ્રેનની ગતિથી શરીરે આંચકા આવતા હતા તેને રોકવાનું તો એમના વશનું કામ નહોતું ઘણું કરવા છતાં એક વાર તો એમની કોણી એ યુવતીના પડખામાં જરા વાગી જ ગઈ

બસ—થઈ રહ્યું

સરખા બેસી રહોને પાછા ! સખત અણગમો બતાવતા યુવતીએ કહ્યું અને એનો સુંદર ચહેરો તિરસ્કારથી કદરૂપો બની ગયો એવા તિરસ્કારનું કારણ તો કંઈ જ હતું નહિ એમ તો એ ડબ્બામાં બધા એકમેક પર અથડાતા હતા પણ આવું કોઈ કરતું નહોતું પરંતુ આ તો યુવાની જ કદાચ ઘડપણને તિરસ્કારી રહી હોય !

'પણ દીકરા આ ટ્રેનના આંચકા આવે છે તે શું કરું ?

'એટલે શું કોઈના શરીર પર આવી પડવાનું ?' કહી યુવતી જરા અક્કડ થઈને બેઠી

ઘડપણ છે, મા અમારી માયા કહ્યું કરે નહિ !'

તે કેમ બેસી રહેતા નથી ઘરમાં ? આવામાં શું કામ બહાર આવવું પડે ?

ડોશીમાએ જવાબ આપ્યો નહિ માત્ર એમની આંખોના ખૂણે કંઈક ભીનું ભીનું દેખાયું યુવતીને નહિ પણ બીજી તરફ બેઠેલી સ્ત્રીને એમણે કહ્યું

ન નીકળીએ તો શું કરીએ ? જુવાન દીકરો હતો તે બે વરનો સંસાર ભોગવી દસ વર્ષ પર ફાટી પડ્યો ધણી પાંચ વરસથી લકવા છે કામ કર્યા વિના કેમ આરો છે ?

તે મજૂરી શું કામ કરો છો ?

ધણીનો બિઝનેસ હતો માણસ રાખીને કામ તે ફેરવીએ તો યે અંગત દેખરેખ તો રાખવી જ પડે

રોજ જાઓ ?

રોજ તો નહિ પણ અઠવાડિયે ત્રણ ચાર વાર તો ખરું

આ વાત ચાલતી હતી તે દરમ્યાન યુવતી તો ભમ્મરની પણછ ચડાવીને ભરતકામ કર્યા કરતી હતી આસપાસની સ્ત્રીઓ આ વિચિત્ર યુવતીને જોઈ રહી ઉપલા વર્ગની પહેલા વર્ગમાં મુસાફરી કરતા લોકો ઉદાસીનતાનો દેખાવ કરતા હોય છે એટલે ઘણી સ્ત્રીઓ તો જોયું ન જોયું કરીને અને સાંભળ્યું ન-સાંભળ્યું કરીને ચહેરા પર એક પ્રકારની ભાવહીનતા લાવીને બેઠી રહી પરંતુ કેટલીક ક્રાન્તિકારી પહેલા વર્ગની સ્ત્રીઓએ અછું હસીને લીધું યુવતીની બરાબર પાછળ ઊભેલી ટેરેલીનની કેસરી સાડી અને મેળા બ્લાઉઝમાં સજ્જ થયેલી એક ગ્રેજ્યુએટને તો વાહ રે ! પણ કહ્યું અને ડબ્બામાં એક હાસ્યનું મોજું ફરી વળ્યું

જેમ તેમ કરતા વાદરા આવ્યું એ સુંદર યુવતી પોતાનું ભરત સંકેલીને ઊભી થઈ અને ધસારાની સાથે બહાર વહી ગઈ બાજુની જગ્યા ખાલી પડતા ડોશીમા જરા ફેલાઈને બેઠા વાદરાથી ચડેલા પેસેન્જરમાંથી કોઈ જાતીમાં પેસે એમના આવ્યું નહિ પરંતુ ઘણીયે સ્ત્રીઓ ધક્કા ખાતી ઊભેલી હતી વગર માગ્યે ડોશીમાએ એકને જગા આપી બાજુનો આભાર





માની એ સ્ત્રી એમની બાજુમાં બેસી ગઈ. અને ટ્રેન જોશભેર આગળ દોડી રહી...

*

વર્ષો વીતી ગયાં છે. એક વૃદ્ધ સ્ત્રી પોતાના આલેશાન બંગલામાં ઊંડી આરામખુરશીમાં પડેલી છે. એના હાથે પગે સોજો છે. આંખો નીચેનાં થેથડ પર કાળાં ઝામાં બાઝી ગયેલાં છે. ઊભા રહેવાનું એના પગમાં જોર નથી. શક્તિહીન એ દેહ સંપન્ન દશાના પ્રમાણ જેવાં ઝવેરાતથી લદાયેલો છે. અને એ વૃદ્ધ ચહેરા પર યુવાનીના મોહક આકર્ષણની છાયા છે. આજે કોથળા જેવાં લાગતાં અંગો એક વખત માંસલ અને સુડોળ હશે એમ માન્યા વિના રહેવાતું નથી.

'મેરી ! જરા આવ તો ?'

મેરી ખુરશીમાં 'સ્માર્ટ' લાગતાં એ માઇની પૌત્રી થાય. પ્રિય લેખકની એક નવલકથા આજે જ એ કૉલેજની લાયબ્રેરીમાંથી લાવી છે તે વાંચવામાં એ મશગૂલ છે. દાદીમાનો અવાજ એને સંભળાયો જ નહિ. એમણે વળી ધાંટો પાડ્યો.

'અરે ઓ મેરી ! અરે, કોઈ છે ? કોને કહેવા જવું ? આ ઘરમાં તો નોકરોયે દાદ આપતા નથી ! જોસેફ, જરા મેરીને બોલાવ તો !'

પણ જોસેફ હોય તો ને ? એ તો બજારે ગયેલો હતો.

'મેરી ! અરે ક્યાં છે ? ઓ મેરી, સાંભળે છે ?'

દાદીમાનો સાદ લગભગ ફાટી ગયો.

હવે આ વખતે તો નવલકથાના રસની વચ્ચે એ મેરીને દાદીમાનો સાદ સંભળાયો.

'આ ડોસલાં એક બાજુ બેસી રહેતાં કેમ નહિ હોય ?' બબડતી મેરી દાદીમા પાસે આવી.

'શું છે ? શાનાં આટલા ધાંટા પાડો છો ?'

મેરી એવી ગુસ્સામાં આવી હતી કે એનો ગોરો ચહેરો લાલચોળ થઈ ગયો હતો અને નસકોરાં ફૂલી ગયાં હતાં. અને બે આંખોની વચ્ચે કોરાઈ ગયેલી ઘૃણાની ઊંડી રેખા તો એ રૂપાળા ચહેરા પર જરાયે શોભતી નહોતી. અને આ બધું કંઈ દાદીમાની નજર બહાર રહ્યું નહિ. પણ એમણે ઊભરાતા રોષને બહાર છલકાવા દીધો નહિ. ઠંડે સ્વરે એમણે તો કહ્યું :

'કંઈ નથી, બેટા. એકલું લાગે છે. કંઈ ગમતું નથી. જરા વાર બેસ ને ?'

હવે મેરી એટલે દીપશિખા જ જોઈ લો. બોલી :

'હા, બેસ ને ? એમ તમારી પાસે બેઠાં રહીએ તે અમારે કંઈ કામ નહિ હોય શું ?'

દાદીમાને મનમાં દાઝ તો એવી બળતી હતી કે થઈ ગયું કે હમણાં ઊઠી એને ચાર તમાચા ચોડી દે ! ઊભાં થવા એ જરા અક્કડ થયાં પણ ખરાં. પણ પગ હવે ક્યાં એમના હતા ? આવું ઘડપણ તે કોણે મોકલ્યું ? ને આ ઘડપણનું દુઃખ કહેવુંયે કોને ? કોઈનું ખવડાવ્યું ખાવું—ન ખવડાવે તો ન ખાવું—વહુ-દીકરા રાખે તેમ રહેવું—ને જૂની આંખે નવા તમાશા જોવા ! અત્યારે પોતાનું અંગ ચાલતું હોય તો ? મજાલ હતી આ છોકરીની કે આમ આગઝરતી વાણી પોતાને સંભળાવી જાય ? પણ અંગ એક વખત ચાલતું હતું ને—આજે ક્યાં ચાલે છે ? અને ક્યાં કોઈનુંયે અંગ હમેશાં ચાલે છે ? સૌને ઘડપણ વેઠવું પડે છે—હા, સૌને. નહિ તો એક વખત પોતેયે જુવાન નહોતી શું ? અને ત્યારે એ જુવાનીમાં કંઈ મણા હતી ?

અને અચાનક દાદીમાને કંઈક યાદ આવી ગયું. આજે મેરી ઘડપણની ઘૃણા કરી રહી હતી એવું પોતે પણ એક વાર નહોતું કર્યું ? પણ, બળ્યું આ ઘડપણ—કંઈ સરખું યાદ આવતું નથી ! યાદ નહોતું આવતું તેને યાદ કરવા દાદીમાએ આંખ ઝીણી કરી અને ખુરશીની પીઠ પર અઢેલીને બેસી ગયાં. ફાસ્ટ ગાડી—ગરદી—તૂટક તૂટક વસ્તુઓ મનમાં આવતી હતી પણ કોઈ સળંગ ચિત્ર તેમાંથી નીકળતું નહોતું. અવસ્થા થતાં આ મન પણ કોણ જાણે કેવું થઈ ગયું છે ! કેમ કંઈ યાદ નહિ આવતું હોય ? મન એવું તો થોડે બળતું હતુ ! પણ તોયે દાદીમા સૂનમૂન થઈ ને આરામખુરશીની પીઠને અઢેલીને બેઠાં રહ્યાં.

થોડી વારે નોકરે ઘરમાં સાફસૂફી કરવા માંડી. દાદી-



મની આરામખુરશીની બાજુમાં પોલા ટેબલ પરનો જૂનો ટેબલક્લોથ એણે કાઢી લીધો અને અંદરથી મેરીએ ધોયેલો બીજો ટેબલક્લોથ કાઢી આપ્યો તે એણે ત્યાં પાથરતાં માલ્યો એ જ પેલો વર્ષો પહેલાં દાદીમાએ પોતાની જુવાનીમાં ભરેલો બદામી ટેબલક્લોથ આટલાં વર્ષોથી જાળવી મૂકેલો એ ટેબલક્લોથ કોઈક પ્રસંગે જ વપરાતો આજે સાંજે મેરીની સગાઈ નિમિત્તે મિજબાની હતી એટલે આ ટેબલક્લોથ બહાર આવ્યો હતો

હવે બરાબર દાદીમાના મનમાં બધું બેસી ગયું એ આખો પ્રસંગ એવો તાદૃશ થઈ ગયો કે જાણે પોતે ખીચોખીચ ભરેલા ફર્સ્ટ ટ્રેનના પહેલા વર્ગના ડબ્બામાં બેઠી છે એક ડેરીમાં એના પર આવી પડે છે ટ્રેનના આંચકા આવે છે અરે દોડી રહેલી ટ્રેનનો ઘરઘરાટ પણ જાણે એને સંભળાય છે ડબ્બામાં એટલી ગ્રીઓન તાજગીભરી આંખો જાણે પોતા પર મંડાઈ રહી છે કે ઈક એના તરફ કટાક્ષભર્યું સ્મિત ફેંકી રહ્યું છે ક્યાંકથી 'અરે વાહ !' પણ સંભળાય છે

'એયે ઘરડી હતી ને હું યે અત્યારે ઘરડી જ છું !'

દાદીમાએ ઊંડો નિશ્વાસ નાખ્યો અને એમને હોઠે પણ એક સ્મિત રમી ગયું પણ બીજી જ પળે એમની આંખો ઉભરી ગઈ એ આંસુ વીતેલી જુવાનીની સાંભરણનાં હતાં કે પોતે એક વાર તિરસ્કારેલા ને આજે વેરી રહેલાં ઘડપણના એકરારનાં હતાં તેની તો એમને પોતાનેયે ખબર પડી નહિ ને ઘરમાં તો સાંજની મિજબાનીની તૈયારીની દોડધામ થઈ રહેલી હતી તેમાં દાદીમાની આંખમાંથી સરેલાં આ ચાર આંસુ તરફ તો કોઈનું ધ્યાન પણ ગયું નહિ !

★

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ગ્રામભજન મંડળી :** સં જુગતરામ દવે પાનાં ૧૨૮ ૦/૭૦ **પ્રેમપન્થ (૮) :** દેસાઈ વાલજી ગોવિન્દજી પાનાં ૧૦૮ ૦/૪૦ **વિશ્વશાંતિનો અહિંસક માર્ગ :** ગાંધીજી પાનાં ૫૨ ૦/૩૫ **સામ્યવાદ અને સામ્યવાદીઓ** ગાંધીજી પાનાં ૨૪ ૦/૨૧ **બાપુના પત્રો—કુ. પ્રેમાબહેન કંટકને** સં કાકા કાલેલકર પાનાં ૩૮૮ રૂ ૩/૫૦—પાંચેયના પ્રકાશક નવજીવન કાર્યાલય, અમદાવાદ **માટી દ્વારા તંદુરસ્તી :** ભૂપતરાય મો દવે પાનાં ૩૨ ૦/૪૦. **વીમો ઉતરાવતાં પહેલાં :** નિર્મળચન્દ્ર દેસાઈ પાનાં ૩૨ ૦/૪૦—બન્નેના પ્રકાશક પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ **દાંપત્ય સુખનું શાસ્ત્ર** પાનાં ૧૭૬ રૂ ૩/૫૦ **જાતીય મુશ્કેલીઓ** પાનાં ૩૨ ૦/૬૨—બન્નેના લેખક-પ્રકાશક : ડૉ નવનીતલાલ વી પટેલ, અમદાવાદ, ૧ **વા. મો. શાહની તત્ત્વકથાઓ :** ત્રિભુવન વી જીભાઈ હેમાણી પાનાં ૧૬૮ રૂ ૩/- દેવચંદજી પ્રકાશન મંદિર, લીંબડી. **વિવેચનસંચય :** ભાઈલાલ પ્ર કોઠારી પાનાં ૨૫૬ રૂ રા ૫/— ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા **ભારત આજ અને આવતીકાલ** જવાહરલાલ નેહરુ અનુ મનસુખલાલ ઝવેરી પાનાં ૬૬ ૦/૭૫—પબ્લિકેશન ડિવિઝન, દિલ્હી, ૮ **નિકિતા સ ખ્રુશ્ચોવ** પાનાં ૫૬ ૦/૨૦ સોવિયેત દેશ કાર્યાલય મુંબઈ, ૮ **મજનૂની ડાયરી** કાઝી અબ્દુલગફાર અનુ વજ્ર માતરી પાનાં ૮૭ રૂ ૧/— **પ્રેમી** ગોવિંદ માલ્દી અનુ. જયંત રેલવાણી પાનાં ૧૬૨ ૧/— **જતિ અને સતી** દેવશંકર મહેતા પાનાં ૧૩૮ ૧/— **કુમારી તુ :** નિન સુનાગ અનુ અશોક હર્ષ પાનાં ૧૪૫ ૧/— **પથ પર** આનંદ શંકર અનુ કનુ સુણાવકર. પાનાં ૧૭૧ ૧/—. **જંધીરાખાન .** હેરોલ્ડ લેમ્બ અનુ અશોક હર્ષ પાનાં ૩૯ ૧/— **આકાશ પિછોડી** - વસુમેન પાનાં ૧૮૦ ૧/— **કાચર** - મોહમ્મદ માંકડ પાનાં ૧૧૯ ૧/— **વાડી અને વગડો :** પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ પાનાં ૧૭૪ ૧/—નવેયના પ્રકાશક જનસત્તા કાર્યાલય, અમદાવાદ





**ડૉ. સી. એસ. શાહ**

# બનાવટી ઔષધિઓનાં અનિષ્ટો

*અમદાવાદની ફાર્મસી કૉલેજના ફાર્માકોગ્નોઝીના વિદ્વાન પ્રોફેસર અને અખિલ ભારત ફાર્મસી કાઉન્સીલના સભ્ય આપણને બનાવટી દવાઓનાં અનિષ્ટો વિષે આ લેખમાં જે માહિતી આપે છે તે વિચારણીય છે...*

મનુષ્યની ઉત્પત્તિ સાથે જ રોગની ઉત્પત્તિ થઈ. રોગની પીડા દૂર કરવા અને રોગના નિવારણ માટે ઔષધિઓ અસ્તિત્વમાં આવી. આથી ઔષધિઓનો ઇતિહાસ લગભગ મનુષ્યના ઇતિહાસ જેટલો જૂનો છે.

સંસ્કૃતમાં ઔષધિ એટલે ओषं रुजं धयति इति औषधिः—જે વેદના અથવા પીડાને દૂર કરે છે તેને ઔષધિ કહેવાય છે.

વનસ્પતિનો ઔષધિ તરીકે ઉપયોગ પહેલવહેલાં કરવાનું માન આર્યોને છે અને ઋગ્વેદમાં તે સંબંધી અગત્યની માહિતી મળે છે.

ઔષધિઓનું એક વર્ગીકરણ નીચે પ્રમાણે છે :—

(૧) Crude drugs—મૂળભૂત ઔષધિઓ.
(૨) Pharmaceuticals–અને fine chemicals—ઔષધીય રસાયણો.
(૩) Galenicals—ઔષધીય બનાવટો.
(૪) Patent અને Proprietary medicines—ખાનગી અથવા માલિકીય ઔષધો.

(૧) મૂળભૂત ઔષધિઓ:–વનસ્પતિ અથવા પ્રાણીના ભાગો જેનો ઉપયોગ દવા તરીકે થયો છે અને થાય છે તેને મૂળભૂત ઔષધિઓ કહે છે. તે કેટલીક વખત કાચાં ઓસડીયાં તરીકે પણ ઓળખાય છે. વનસ્પતિના લગભગ બધા જ ભાગો જેવા કે છાલ, ફૂલ, ફળ, પાન, મૂળ, કંદમૂળ અને બીજ એક અથવા બીજી રીતે ઔષધિ તરીકે વપરાય છે. ત્રિફળામાં આવતાં ત્રણ ફળો હરડે, બહેડાં અને આમળાં જાણીતી ઔષધિઓ છે. સીંકોનાની છાલ, વછનાગ, અતિવિષનાં મૂળ, અરડુસીનાં પાન, ઝેરકચોરું અને જાયફળ (જે બીજ છે) આ બધાં વનસ્પતિનાં જુદાં જુદાં અંગો જ છે.

પ્રાણી અથવા પ્રાણીના ભાગમાંથી ઘણી ઔષધિઓ બને છે જેમ કે કોડ નામની માછલીમાંથી કોડલીવર ઑઇલ, હરણમાંથી (Musk) કસ્તુરી, (Cobra venom) સાપનું ઝેર (Thyroid gland) થાયરોડ ગ્લેન્ડ, મધમાખીનું મીણ વગેરે. આ ઔષધિઓ ઘરગુથ્થુ ઉપાયોમાં વપરાય છે.

(૨) ઔષધીય રસાયણો:–જે રસાયણો ઔષધિ તરીકે વપરાય છે તે આ વર્ગમાં આવે છે. આ વર્ગ વિશાળ છે. અને વિટામિન, હોરમોન, પેનીસીલીન, સ્ટ્રેપ્ટોમાઈસીન જેવાં એન્ટી બાયોટીક્સ, ક્વીનાઇન, એસ્પીરીન વગેરે આ વર્ગમાં આવે છે. આ વર્ગના બે ભાગ પાડી શકાય (अ) Organic chemicals કાર્બનિક (ब) Inorganic chemicals અકાર્બનિક. કાર્બનિકના બે પેટા વિભાગ છે. વનસ્પતિ અથવા પ્રાણીના દ્રવ્યો.

જેમ કે સીંકોનાની છાલમાંથી ક્વીનાઈન, અફીણમાંથી મોર્ફિન, સ્વાદુ પીંડમાંથી ઈન્સ્યુલીન, લીવરમાંથી વિટામિન બી૧૨. ૨ સીન્થેટીકલ્સ:–એસ્પીરીન, સલ્ફાનીલઅમાઇડ અને બીજા સલ્ફાડ્રગ્ઝ, કેટલાંક વિટામિનો, હોરમોન્સ, ક્લોરોમાયસેટીન જેવાં એન્ટીબાયોટીક વગેરે ઔષધિઓ રસાયણશાસ્ત્રીઓ પ્રયોગશાળામાં બનાવે છે.

અકાર્બનિક દ્રવ્યો:–કેટલીક ધાતુ અથવા ધાતુની બનાવટો ઔષધિ તરીકે વપરાય છે. દા. ત. સુવર્ણભસ્મ, અભ્રક ભસ્મ, આયુર્વેદની જાણીતી દવા મકરધ્વજ, Kaolin, જુલાબની દવા calomel, ફ્રેંચ ચોક જે ટૉયલેટ પાવડરમાં વપરાય છે તે બધાં અકાર્બનિક દ્રવ્યો છે. આ વર્ગની ઔષધિઓ પ્રમાણમાં સીધી ઓછી વપરાય છે પણ ઔષધીય કારખાનાંઓ તેનો ઉપયોગ કરે છે.



(૩) ઔષધીય બનાવટો:-ગેલન નામના વૈજ્ઞાનિકના નામ ઉપરથી આ ઔષધિઓ Galenicals કહેવાય છે. ઉપરના પહેલા બે વર્ગની ઔષધિઓમાંથી Pharmaceutical factories આ ઔષધિઓ તૈયાર કરે છે. ડૉકટરો અને દરદીઓમાં આ ઔષધિઓ મુખ્યત્વે વપરાય છે. દા. ત. (powders) ચૂર્ણ, (Liquid extracts) પ્રવાહી સત્વ, (solid extracts) ઘનસત્વ, Tinctures, (syrups) શરબતો, (Pills) ગોળીઓ, (Tablets) વટી અથવા ટીકડી, ઇન્જેકશન, લોઝેન્જેસ વગેરે.

(૪) ખાનગી અથવા માલિકીય ઔષધો:-ખાસ formula પ્રમાણે બનાવેલી માલિકી ઔષધિઓ ઔષધીય બનાવટોના બધા પ્રકારમાં બને છે. થોડાક અપવાદ સિવાય આ ઔષધિઓનો લાભ તેની વધારે કિંમતમાં જ રહેલો છે.

ઉપરની ચારે પ્રકારની ઔષધિઓમાં અનેક રીતે ભેળસેળ થઈ શકે છે અને થાય છે. અને પરિણામે બનાવટી હલકી ઔષધિઓ થાય છે. એક ઔષધિને બદલે જુદી જ, ગુણ વિનાની અથવા ઓછા ગુણવાળી ઔષધિ સામાન્ય રીતે (Spurious) બનાવટી ઔષધિ તરીકે ઓળખાય છે. જે ઔષધિનાં active constituentsનું પ્રમાણ અને બીજાં પ્રમાણો નિયત કરતાં ઓછાં હોય છે અથવા સમૂળગાં નથી હોતાં તે (Substandard) હલકી ઔષધિ તરીકે ઓળખાય છે.

ઔષધિઓમાં ભેળસેળ આપણા ખ્યાલ કરતાં ઘણી જ વ્યાપક છે. ઘણી વખત તે હેતુપૂર્વક હોય છે જ્યારે કેટલીક વખત અજાણતાં પણ બને છે. મૂળભૂત ઔષધિઓ અને ઔષધીય રસાયણોમાં નીચે પ્રમાણે ભેળસેળ કરી બનાવટી ઔષધિ બને છે—

(૧) Substitution:-એક ઔષધિને બદલે બાહ્યરૂપમાં તેના જેવી જ દેખાતી પણ જુદી જ વસ્તુ મૂકવી. જાયફળને બદલે લાકડાના કકડામાથી તેના જેવો જ આકાર બનાવી જાયફળ જેવી કોતરણી કરી મૂકવું. મધમાખીના મીણને બદલે બજારમાં સસ્તું મળતું Paraffin wax લઈ તેને પીળો રંગ કરી મૂકવું. Ergotને બદલે માટીમાંથી તેના જેવી આકૃતિ બનાવી વારાફરતી લાલ અને વાદળી શાહીમાં મૂકી તેના જેવો રંગ કરી આપવું. સૂંઠના ભૂકાને બદલે મેંદાઅને મરચાંનો અર્ક, ક્વીનાઈનને બદલે ચૉક (ખડી). આવા બનાવો પહેલાં એક અથવા બીજી રીતે બન્યા છે.

(૨) Inferior Drugs:—બાહ્ય દેખાવમાં થોડે ઘણે અંશે મળતી પણ હલકી ઔષધિઓ મૂકવી. સીંકોનાની છાલમાં ૬ ટકા ક્વીનાઈન હોય છે તેને બદલે ઓછા ટકા ક્વીનાઈનવાળી છાલ અથવા જેમાં ક્વીનાઈન ન હોય તેવી છાલ મૂકવી શુદ્ધ કોડલીવર ઑઈલને બદલે જૂનુ ખોરૂં ખરાબ સ્વાદ અને વાસવાળું અને એ. ડી વિટામિનના યોગ્ય પ્રમાણ ન હોય તેવું આપવું મીંઢીઆવળ કે સોનામુખીનાં પાંદડાંને બદલે જંગલી ઓછા ગુણવાળાં Dogsenna મૂકવાં. તજ, લવીંગ, ઈલાયચી, પીપરીમૂળ જેમાં સુગંધીદાર અર્ક હોય તે ખેંચી સુંગધીદાર તત્વ વિનાની ફીકી ઉપરની વસ્તુઓ આપવી. કેટલીક વખત ફેરીઆઓ ઉપર જણાવેલી તજ વગેરે વસ્તુઓ ઘર આગળ બજાર કરતાં સસ્તે ભાવે વેચે છે અને ઘણી સ્ત્રીઓ ખરીદીને છેતરાય પણ છે

(૩) દવાની અંદર નકામી બહારની વસ્તુઓનો ઓછાવત્તા પ્રમાણમાં ભેગ.

હિંગની અંદર કેટલીક વખત ગુંદર, પથ્થર અથવા લાકડાના કકડાનો ભેગ થાય છે Ergot જેવી મોંઘી દવામા સીસું મળી આવે છે એળીઆમાં બાઇલરનો કચરો મળે છે.

(૪) ઔષધિમાં સામાન્ય રીતે મળતી વસ્તુઓનું Pharmacoepeaએ નક્કી કર્યા કરતાં વધારે પ્રમાણ હોવું.

લવીંગ જે ફૂલની કળીઓ છે તેની અંદર લવીંગની દાંડીઓ જેમા સુગંધ તત્વ ઓછું છે તેનું પાંચ ટકા કરતા વધારે પ્રમાણ હોવુ. તેવી જ રીતે મીંઢીઆ-



વળમાં હાંડીનું પાંચ ટકા કરતાં વધારે પ્રમાણ હોવું.
(૫) યોગ્ય ઋતુ, સમય અને સ્થિતિમાં ન કરાયેલ ઔષધિઓ બનાવટી થાય છે.
Ephedra જેમાંથી Ephedrin બને છે તે. Wild Cherry Bark શરદ્ ઋતુમાં ભેગાં કરવાં જોઈએ. રેવંચી શરદ્ અથવા વસંત ઋતુમાં, તેવી રીતે બેલાડોના અને ધંતુરાનાં પાન સવારમાં અને સૂકી ઋતુમાં છોડ ફૂલથી ખીલ્યો હોય ત્યારે. Digitalis પાન સાંજના સૂકી ઋતુમાં. Chamomile ફૂલ પૂરેપૂરાં ખીલ્યાં હોય ત્યારે જ અને બપોરે. એમ દરેક ઔષધિ ભેગી કરવાનો નિયમ હોય છે. આ વખતે ઔષધિઓમાં ગુણકારી તત્ત્વ વધારેમાં વધારે હોય છે.
(૬) ઔષધીય બનાવટો અને patent preparationમાં નીચે પ્રમાણે ભેળસેળ કરવામાં આવે છેઃ—

ઔષધિઓમાં નિયત કરતાં ઓછું પ્રમાણ નાખવું. કવીનાઈનના ઈંજેકશનમાં ૧૦ને બદલે બે ગ્રેન નાખવું. પેનીસીલીન અથવા વિટામિનની દવાઓમાં નક્કી કરેલા કરતાં ઓછાં યુનીટ આપવાં.
(૭) કેટલાક અસાધ્ય રોગ જેવા કે કેન્સર, મધુપ્રમેહ, દમ, વગેરે સંપૂર્ણપણે મટાડવાનો દાવો કરતી ઔષધિઓ પણ બનાવટી ઔષધિ છે.
(૮) દારૂબંધીના અમલમાં કાયદાની બારીકીઓને લીધે કેટલીક ઔષધિઓ જેવી કે Tr Cardamom co, Tr Zingiberis ઔષધિ તરીકે વપરાવાને બદલે માદક પીણા તરીકે વપરાય છે. અને કેટલાંક કારખાનાંઓ મોટા પ્રમાણમાં આવાં Tinctures બનાવી સમાજવિરોધી પ્રવૃત્તિને મદદ કરે છે. નૈતિક રીતે આવી ઔષધિઓને પણ બનાવટી ઔષધિઓ કહી શકાય.
ઔષધિઓ બધી રીતે યોગ્ય હોય પણ તેની યોગ્ય સાચવણ ( Storage ) ન હોય તો પણ બનાવટી બને છે. સૂર્યનો પ્રકાશ, હવા, ભેજ અને તાપને લીધે ઘણી ઔષધિઓ બગડી જાય છે. તે ઉપરાંત સૂક્ષ્મ જીવાણુ, ફૂગ અથવા ઊમ, અને જીવજંતુઓ ઔષધિઓને ઘણીવાર નુકસાન પહોંચાડે છે. કેટલીક વખત ઔષધિની શરૂઆતથી ઔષધિમાં ઇંડાં હોય છે. આ ઇંડાંમાંથી ઔષધિમાં ઇયળ–કોશેટો અને જંતુ ઉત્પન્ન થાય છે. ઇયળ કેટલીક ઔષધિમાં કાણાં પાડી ભૂકો કરે છે. વળી આ જંતુઓ ઔષધિમાં મળ મૂત્ર વગેરે કરે છે. આ બધાથી ઔષધિમાં સૂક્ષ્મ જંતુ, ફૂગ વગેરે ઉત્પન્ન થાય છે. અને કેટલીક વખત ઔષધિ એટલી હદ સુધી બગડે છે કે તે ઉપયોગમાં આવી શકતી નથી. અને તેનો સંપૂર્ણ નાશ કરવો પડે છે. ઔષધિઓની વખારોમાં ઉંદર ફરે છે. દવાના કોથળીનાં લેબલ હોય તે તોડી નાખી બીજી જગ્યાએ લઈ જાય છે. ઘણી વખત દવા માટલીમાં ભરેલી હોય છે અને ચાકથી તેનું નામ લખેલું હોય છે તે ભુંસાઈ જાય છે. અને દવા બદલાવાની, એકને બદલે બીજી દવા મળવાની શકયતા એ રોજનો બનાવ છે. વખારમાં કરોળીઆ ઘર કરે છે. દેશી ઔષધિ ભંડારમાં ગાંધીઓ ઢાંકણાવાળી શીશી, રેફ્રીજરેટર, કોલ્ડ સ્ટોરેજ શું છે તે સમજતા નથી અથવા રાખતા નથી. અને એ રીતે ઘણી વખત હલકી દવાઓ વેચાય છે અને વપરાય છે.
(૧) ઔષધિ બરાબર છે કે બનાવટી છે તેની પરીક્ષા આ વિષયના જુદા જુદા નિષ્ણાતો મારફતે પ્રયોગશાળામાં થાય છે. ત્યાં તેનું બાહ્યરૂપ, આકાર, દેખાવ, ગંધ, રંગ, વગેરે જોવાય છે. તે ઉપરાંત માઈક્રોસ્કોપની મદદથી આ ઔષધિઓની સૂક્ષ્મદર્શીક રચના નક્કી થાય છે. ઔષધિ ચૂર્ણમાં હોય તો પણ Pharmacognosyથી તેની પરીક્ષા થઈ શકે છે.
(૨) રસાયણશાળામાં દરેક ઔષધિના ગુણકારી તત્ત્વોની પરીક્ષા થાય છે અને તેનું પ્રમાણ નક્કી થાય છે.

(૩) કેટલીક ઔષધિઓ જેવી કે Digitalis પાન, ઇન્સ્યુલીન, ભાંગ, Ergot, હોરમોન્સ, વિટામિન વગેરેની પરીક્ષા જીવતા પ્રાણી અથવા જીવતા પ્રાણીના ભાગ ઉપર થાય છે. આ રીતે દેડકાં, સસલું, બિલાડી,

કૂતરા ઉપર પ્રયોગ કરી આ ઔષધિની યોગ્ય પરીક્ષા થાય છે

(૪) ઍન્ટી બાયોટીકનુ પ્રમાણ જાણવા માટે જુદા જુદા સૂક્ષ્મ જંતુ ઉપર પ્રયોગ થાય છે અને તે રીતે તેનુ પ્રમાણ નક્કી થાય છે

સાધારણ રીતે ઔષધિની પરીક્ષા ઉપરની ચાર રીતે થઈ શકે પણ કેટલાકમા અદ્યતન ખાસ રીતો વપરાય છે

ઔષધિઓ ગોડાઉનમા આવે કે તપાસ પછી સારા બધ વાસણમા, નિયમ પ્રમાણે ભેજ હવા પ્રકાશ અને તાપથી મુક્ત સ્થળે સૂક્ષ્મ જીવાણુ ફૂગ જીવજતુ અને ઉદર ન બગાડે તેમ કાચના અથવા ધાતુના વાસણમા સગ્રહ કરવી જોઈએ આપણા દેશમા જ બનતી ઔષધિઓ બનાવટી છે તેવુ નથી પણ કેટલીક વખત પરદેશથી આયાત કરેલી દવાઓ પણ હલકી હોય છે બનાવટી ઔષધિઓનો વ્યવહાર આપણે માનીએ તે કરતા વધારે વ્યાપક છે આ પ્રવૃત્તિઓ ચલાવનાર એ પોતાના થોડાક અગત લાભને માટે સમાજ વિરુદ્ધ કાર્ય કરે છે અને પોતાની બુદ્ધિનો દુરુપયોગ કરે છે

બનાવટી ઔષધિઓ બનાવવાના અને પકડાવવાના બનાવો અવારનવાર છાપામા આવે છે બનાવટી ઔષધિઓ લોકોની તદુરસ્તી દર્દ અને જીવન સાથે ચેડા કરે છે બહારથી નિર્દોષ જણાતા આ ગુના અને તેના પરિણામો તેના સાચા સ્વરૂપમા જોતાં ઘણા ભયકર છે બનાવટી ઔષધોને લીધે દર્દીનુ દર્દ દૂર થતુ નથી દર્દીના પૈસા નકામા વેડફાઈ જાય છે દવા વેચનાર વેપારીની આબરૂને હાનિ પહોંચે છે ડૉક્ટરની હોશીઆરી આવડત અને પ્રતિષ્ઠાને ધોકો પહોંચે છે કોઈ વખતે ચેપી અથવા ભયકર રોગમા દર્દી જીવન મરણ વચ્ચે ઝોલા ખાતો હોય છે ત્યારે યોગ્ય ઔષધિ પૂરતા પ્રમાણમા ન મળવાથી દર્દી મરણને શરણે થાય છે આ ઉપરથી આ ગુનાની ભયકરતાનો આપણને ખ્યાલ આવશે બનાવટી ઔષધ બનાવનારની તરકીબો વિષે પશ્ચિમ બગાળના મુખ્ય પ્રધાન ડૉ બી સી રોયે એક વખત જણાવેલ

બનાવટી દવાઓ બનાવનારની વ્યવસ્થિત ટોળી હોય છે તે ટોળીના માણસો જૂની શીશીના વેપારીઓ અજ્ઞાન ગૃહિણી અને દવાખાનાઓના કમ્પાઉડર પાસેથી અસલ દવાની શીશીઓ અને ઇન્જેક્શનના ખાલી પેક ખરીદે છે અને તેમા અસલને બદલે બનાવટી હલકી દવા ભરી અસલને નામે વેચે છે તેઓ બનાવટી દવાઓ એવી સફાઈથી પેક કરે છે કે તે દવા બનાવટી છે તે સહેલાઈથી ખબર પડતી નથી તેઓ આ ધધામાં રોકાયેલા દલાલોને સારુ કમીશન આપે છે એટલે તેમનો ધધો ધમધોકાર ચાલે છે આવા માણસો નજરે પડે તો પોલીસને સ્વાધીન કરવા જોઈએ

બનાવટી ઔષધો અગે એક ચુકાદો ઘણો જ સૂચક છે વડોદરાની અદર બનાવટી દવા વેચતા એક વેપારીને વડોદરાના ન્યાયાધીશે વેપારીની ગરીબાઈને ધ્યાનમા લઈ ૨૦૦ રૂપિયાનો દડ કરી છૂટો કર્યો સરકારે આ સજા ઓછી ગણી અપીલ કરી અને મુબઈ હાઈકોર્ટે સામાન્ય ગુના કરતા આ ગુનાને વધારે હાનિકર્તા ગણી બનાવટી દવા વેચતા વેપારીને દડને બદલે કેદની સજા કરી

Drug Act ના હેલ્લા સુધારાઓમા પણ Drug act નો ભગ કરતી વ્યક્તિને કેદની સજામા વધારો કરવામા આવ્યો છે

કેટલીક વખત આપણે સાચી ઔષધિને બદલે બનાવટી ઔષધિઓ પરદેશ નિકાસ કરીએ છીએ અને તેથી આપણા દેશની પ્રતિષ્ઠા અને વ્યાપારને ધોકો પહોંચે છે એક વખત આપણે સારી જાતની ભાંગ પરદેશ મોકલતા અને તેની સારી માગ હતી પણ પાછળથી હલકી જાતની ભાગ મોકલવા માડી તેવુ જ આપણા દેશમાથી મોકલાતા વછનાગ માટે પણ થયુ એક બીજો દાખલો કડાછાલનો છે કડાછાલ મરડા ઉપર અકસીર દવા છે અને તે પરદેશમા



ઈશ્વરભાઈ પટેલ

# પતિયાંનો પિતા [૨]

જે સેવાભાવી અને જીવનને જોખમમાં મૂકનાર પ્રવૃત્તિ ઉપાડનારની અજોડ કથા ગયા અંકે શરૂ થયેલી. તેનો આ ઉત્તરાર્ધ છે. મૂળ અંગ્રેજી ઉપરથી આચાર્ય શ્રી ઈશ્વરભાઈ પટેલે સરળ ગુજરાતીમાં ઉતારી છે. દરેકને ગમે તેવી આ કથા છે...

## દુઃખિયાંની દુનિયાં

દૂરપૂર્વના આ ટાપુઓ પત યા કુષ્ટરોગથી સાવ અજાણ હતા. મધ્યયુગમાં યૂરોપમાં એ રોગે મહાઉગ્ર રૂપ લીધું ને હજારો લોકો એના ભોગ બન્યા. પરિણામે પ્રજા ને સરકાર જાગ્રત થયાં ને રોગના ચેપ સામે ચાંપતા ઉપાયો લેવાવા માંડ્યા. પણ આ જ અરસામાં યૂરોપના સાહસિકો દુનિયાભરમાં ઘૂસી વળ્યા ને નવા નવા દેશ એમણે શોધી કાઢ્યા. આ દરેકમાં વસાહત યા કબજો સ્થાપવા તેમણે પ્રયત્નો આદર્યા અને ઠેકાણે ઠેકાણે એ સ્થિર થયા. જ્યાં જ્યાં એ વસ્યા ત્યાં ત્યાં પોતાની રહેણીકરણી, પોશાક, ખોરાક વગેરેનો જેમ વારસો યા ચેપ આવ્યો તેમ એમના રોગનો ચેપ પણ એમણે મૂક્યો.

સને ૧૮૫૩માં હવાઈ ટાપુમાં પતના રોગે સર્વપ્રથમ દર્શન દીધાં ને દસ વરસમાં તો એણે એવું વ્યાપક સ્વરૂપ પ્રાપ્ત કર્યું કે સત્તાવાળાઓય ચોંકી ઊઠ્યા. આ નવતર રોગ સામે ઇલાજ ઘડવાનું સરકાર માટેય મુશ્કેલ હતું. તેમાં એ રોગના ભોગ બનેલાનું દૃશ્ય એવું સૂગ પેદા કરનારું ને હબક ઉપજાવનારું હતું કે એ રોગીના સાન્નિધ્યમાં રહેવાનું કે ઊભવાનુંય મુશ્કેલ પડતું. હોનોલુલુની સરકારે શહેરમાં એક પતિયા ઇસ્પિતાલ શરૂ કરવાનું ઠરાવ્યું પણ રોગની ભયંકરતાથી ભડકેલા શહેરીઓએ એવો અવાજ ઊઠાવ્યો કે સરકારે મોલોકાઈ ટાપુના એકાકી વિસ્તારમાં પતિયાંની વસાહત ઊભી કરી અને સને ૧૮૬૬માં ૧૪૦ પતિયાને આ ટાપુ પર વસાહતીઓ તરીકે મોકલી આપ્યા.

એ સૌને ખેતર અને ખેતીનાં સાધનો આપ્યાં ને એ પોતાને જરૂર પૂરતાં ઉત્પાદન કરી લે એમ આશા રાખવામાં આવી. પણ સડેલા અવયવો ને ગંધાતાં શરીરવાળા આ કુષ્ટરોગીઓ આમાંનું કશું કરી શકે તેમ નહોતાં. પરિણામે સત્તાવાળાની યોજના અસફળ થઈ છતાં એ સસ્તી હતી એટલે થોડી થોડી સામગ્રી સાથે વધુ ને વધુ રોગીઓ ટાપુ પર ઠલવાવા માંડ્યા. થોડા સમયમાં સામગ્રી ખૂટવા આવતાં જરા સબળા, નબળાંનું લૂંટી લેવા લાગ્યા. મરવા પડેલા સૌ ભૂખ ને દુઃખથી મૃત્યુ અગાઉ ખૂબ રીબાતા. આ નિઃસહાય દશામાં એ સૌએ, એક પ્રકારના મૂળમાંથી તૈયાર થતા દારૂનો આશરો લીધો. પરિણામે વ્યસન, મારામારી, ચોરી, વ્યભિચાર એ આ વસાહતના જીવનનાં સામાન્ય અંગ બની ગયાં. આ પરિસ્થિતિ અસહ્ય બનતાં કેટલાક રોગીઓ નાસી છૂટ્યા, ને બહારનાને ટાપુ પરની દુઃખદ સ્થિતિની જાણ કરી. સત્તાવાળાઓના પેટનું પાણી લાંબુ હાલ્યું નહીં ને હુલ્લડખોરોને તાબે કરવા એમણે લશ્કર મોકલ્યું.

---

...ારા પ્રમાણમાં નિકાસ થતી. પણ તેની માંગ વધી ...વાથી પૈસા કમાવાની વૃત્તિને લીધે આપણા વેપા...ીઓ કડાછાલને બદલે બીજી હલકી છાલ પરદેશ ...ોકલવા માંડ્યા અને કડાછાલના ગુણ વિષે પણ ...ોકોને સંશય પેદા થયો.

...ીજા દેશો પોતાની પ્રતિષ્ઠા અને વ્યાપાર ચાલુ રાખવા પૂરતાં પગલાં લે છે. નોર્વેમાં કોડલીવર ઓઈલ પેક થતી વખતે સરકારની દેખરેખ હોય છે. તેવી જ રીતે ટર્કીમાં સરકારની દેખરેખ નીચે જ અફીણ પેક થાય છે અને એકસરખો માલ પરદેશ જાય છે. આપણી સરકાર આ બાબત ધ્યાનમાં લે તે જરૂરી છે.



એ લશ્કરના માણસોને આ પતિયાઓએ ભગાડી મૂક્યા એ રીતે કે એકદ સિપાઈને બેચાર રોગીઓ ઘેરી વળી એના મોઢે, હાથે, શરીરે એમના પરુ ઝરતા અવયવો ઘસી વળતા એટલે પેલો જીવ લઈને ભાગતો આવી દારુણ અવ્યવસ્થાવાળા ટાપુ પરના જીવનને સૌ પતિયા, આવતા અગાઉ, ધિક્કારવા લાગ્યા ને સૌ પતિયાઓને અલગ વસાવવા માટેનો સરકારી કાયદો પળાવવામા, સરકારને લશ્કરનો આશરો લેવો પડતો પતિયાઓને પોતાના કુટુબથી બળજબરીથી છૂટા પાડી, સ્ટીમરોમા ભરી, મોલોકાઈ ટાપુ પર હકમેની દેવાતા જ્યા એક પછી એક સ્ટીમરના રોગી કાફલાથી આખો ટાપુ સાક્ષાત દોજખ યા નરકાગારનુ સ્વરૂપ ધારણ કરી રહ્યો હતો

પતનો રોગ એટલે જીવતા જીવત મૃત્યુ ને તેમાયે આ રોગીઓ સાવ નિરાધાર ના મળે કોઈ સારવાર કરનારુ, ના મળે કોઈ દિલાસો દેનારુ ખાવા પૂરતુ ધાન નહી, પીવા પૂરતુ પાણી નહી, રહેવા માટેના છાપરા પાદડાના વરસાદનો પાર નહી ને ભોયતળિયામા ભીનાશનો આરો નહી મચ્છરનુ સામ્રાજ્ય ને માખોને બણબણાટ શરીર પરથી ખસે નહી કાયદાનુ નામ નહી ને નિયમ કે નિયમન નજરે પડે નહી રોજ ગાળાગાળી, મારામારી ને રોજરોજ મૃત્યુ મરનારને દાટનાર નહી ને દાટેલાને સાચવનાર નહી કૂતરા ને શિયાળવા, ગીધ ને સમડી શબ પર ઉજાણી કરે ટાપુ પર આવનાર સરકારી કાયદાનુસાર કદી, પાછો ફરી શકે નહી એટલે અહી આવનારે, સાજોસમો હોય તો ય સાક્ષાત મૃત્યુને નોતરવાનુ, ' નર્યા નરકાગારમા સચાર ' કરવાનો આવી પિશાચી દુનિયામા કોણ પગ દે ?

**પતિયાંનો પિતા •**

પતિયાના આ દોજખની કથાથી એ વિસ્તારના બિશપ વ્યથા અનુભવતા ને એમને થતુ કે આ હડધૂત થયેલા માનવીઓ માટે કઈક કરવુ ઘટે એટલે એક સાથે એમના સૌ પાદરીઓને એમણે પ્રસગવશાત નોતર્યા હતા ત્યારે ધર્મની પ્રગતિની ને ભાવિ યોજનાની વાત કરતા કરતા, એમના દિલની વરાળ બહાર નીકળી ગઈ ને સાક્ષાત મૃત્યુમય દશામા જીવવા ને જીવતા દટાવા તૈયાર હોય તેવાઓના સ્વેચ્છાએ નામ માગ્યા ચાર જુવાનોએ અનુમતિ આપી જેમાથી બિશપે ફાધર ડેમિયનની પસદગી કરી અને વળતે અઠવાડિયે પતિયાના એક વૃદ્દ ભેગા પેલા બિશપ, ફાધર ડેમિયનનેય મોલોકાઈ ટાપુ પર મૂકી ગયા

વિદાયવેળાએ બિશપનુ મન ઢીલુ થયુ ને આ જુવાનજોધ, પહેલી નજરે ગમી જાય તેવા પાદરીને આ જીવતા કબ્રસ્તાનમા છોડી જતા દિલ પાછુ પડવા લાગ્યુ પણ ડેમિયનનો નિર્ણય પાકો હતો ને સ્વેચ્છાપૂર્વક દટાવાનુ એણે સ્વીકાર્યુ-હોવાથી, બિશપના આશીર્વાદ માગી, પોતાના 'બળીકા'ના ઘર ભણી એણે ડગ દીધા

દિશા બદલાતા જ એના મન પર એકાકીપણાના ભાવે કબજો લીધો ત્યા તો એની ચારેય બાજુ એ ભગ્નમાનવોનુ વૃદ વીટળાઈ વળ્યુ કેટલાકનો આકાર રોગને કારણે સાવ અમાનવ જેવો હતો તો કેટલાકની આખોને સ્થાને માત્ર પરુ ઓકતા બાકોરા હતા નાકને સ્થાને કેટલાકને ગધાતા એવા કાણા જ હતા તો કેટલાકના હાથપગ ને આગળા ખરી ગયા હતા કેટલાકના કાન કા તો જાડા ભસમોટા હતા તો કેટલાકને કાન જેવુ કઈ હતુ જ નહી એમનો દેખાવ માત્ર જ એવો ઓકારી પેદા કરનારો હતો કે ભલભલાના હાજા ગગડી જાય

કેટલાકને તો એ જોઈ જ ન શક્યો ને આખો બધ કરી ચાલ્યો એની ગણતરી હતી કે આ રોગની વિષમ દશાએ પહોચેલા હશે પણ એ વસાહતમા પહોચ્યો ત્યારે એ આખો ને આખો હચમચી ઊઠ્યો એવા જુગુપ્સા પેદા કરનાર દશ્ય ખડા હતા

એમના ગધાતા ઓરડાની હાર વચ્ચેથી એ પસાર થતો હતો ત્યારે એણે જોયુ તો ત્યાના સ્ત્રી કે બાળકોમા જરા સરખોય તરવરાટ કે જીવનનો ધમકાર નહોતો સૌ નિસ્તેજ નિરાશાના ગર્ભમા ડૂબેલ હતા એને

ડાન્ટેની નરક અંગેની કાવ્યપંક્તિ કદાચ યાદ આવી ગઈ હશે : 'અહીં પ્રવેશનાર સૌ આશાને ત્યજજો.'

આખી વસાહત એ ઘૂમી વળ્યો ને એનું મન આ જીવતા દોજખને જોઈ કંપારી અનુભવી ગયું. એવામાં એની નજર દેવળ પર પડી. અને પ્રભુમાં અપાર શ્રદ્ધા ધરાવનાર એણે જોરથી ડગ ઊઠાવી, પ્રભુ ઈશુખ્રિસ્તની મૂર્તિ સમક્ષ ઘૂંટણીએ પડી પ્રાર્થના કરી અને એના મનનું નૈરાશ્ય ને વિષાદ વિદાય ગયાં.

ઊહતાંકને એ એક ઝાડની ડાળખીઓ તોડી લાવ્યો ને સાવરણો બનાવી દેવળ વાળવા લાગી ગયો. એ આ સફાઈકામમાં મશગૂલ હતો ત્યાં જ એક કૅથોલિક રોગી ફળ લાવ્યો અને કૃતજ્ઞતાનો એક માત્ર ભાવ સાથે એણે એ સ્વીકાર્યાં. બીજો એક ફૂલ લાવ્યો ને ઓરડો સુગંધથી મઘમઘી ઊઠ્યો. જે બિનસૂગાળી રીતે એણે ફળ લીધાં ને ખાધાં તે સૌને માટે અચંબાનો વિષય બન્યો ને ઉભય વચ્ચે આત્મીયતાનાં બીજ રોપાયાં.

એક ગોરા આદમીને આમ દેવળ વાળતો સાંભળી એક-ટોળું ત્યાં એકત્ર થઈ ગયું ને સૌ આશ્ચર્યમાં ડૂબ્યાં. ચાર કલાકે એ આમાંથી પરવાર્યો ને પોતાના રહેઠાણનો કંઈ વિચાર કરે ત્યાં જ, આગલે દિવસે મૃત્યુ પામેલા એક રોગીની દફનવિધિ માટે એને બોલાવવામાં આવ્યો.

દફનવિધિ માટે નહોતું કફન કે નહોતું વીંટાળવાનું કપડું. એક સાદડીમાં મૃતદેહને વીંટાળી કબ્રસ્તાનમાં લાવતા ત્યારે કબ્રસ્થાનની હાલત જોઈ ડેમિયન થંભી ગયો. એક ગંધાતી ખાઈમાં, માણસપૂર જગા ખોદી, શબને સૂવાડી જરાતરા માટી પાથરી સૌ પાછા ફરતા. વરસાદને કારણે કબ્રસ્તાનમાં કાદવ કાદવ થઈ ગયો હતો અને આ કાદવમાં પ્રાણીઓથી ચૂંથાયેલાં શબ જોઈ ડેમિયનના મને ભારે વ્યગ્રતા અનુભવી.

દફનક્રિયાની વિધિ કરતાં કરતાં તો ડેમિયનના મનમાં કંઈક યોજનાઓ રમી ઊઠી ને પ્રાર્થના પતાવી એ પેલી યોજનાઓ વાગોળતો ગામમાં પાછો ફરતો હતો ત્યાં મૃત્યુને આરે પહોંચેલા એક પૃતિયાંની 'કબૂલાત' માટે એને તેડું આવ્યું.

ડેમિયન ત્યાં પહોંચ્યો તો એ અંધારિયા, ગંધાતા ઓરડામાં એ ઘૂંટણ લગી કળી ગયો. ઓરડામાં એ દુર્ગંધ તો એટલી મારે કે આંતરે આંતરે શુદ્ધ હવા લેવા એને બહાર નીકળવું પડે. જ્યાં સભાન એવા એ મરતા દર્દીની પથારીકોરે એ શાંતિપ્રાર્થના માટે ઘૂંટણીએ પડ્યો ત્યારે એને સમજાયું કે એ શરીર, માનવશરીર જ નહોતું, માત્ર ખવાઈ ગયેલા માંસલોચા હતા. એ જીર્ણશીર્ણ શરીરમાંથી પાર વગરની દુર્ગંધ આવતી હતી તોય એણે વિધિપૂર્વક એની કબૂલાતથી માંડી અંતિમ પ્રાર્થના પતાવી ને અતિશ્રદ્ધાવાન એ દર્દીએ પોતાની એ જ આંગળીઓથી પ્રાર્થનાપોથી પકડી ભગવદ્સ્મરણ કર્યું, તે પ્રસંગે એનો દુર્ગંધયુક્ત શ્વાસોચ્છ્વાશ્વાસ ડેમિયનના મોઢા પર સીધો ફૂંકાવા લાગ્યો. અતિનિશ્ચયાત્મક બુદ્ધિથી એણે કામ પતાવ્યું ત્યારે એની નજર હાલતા પગ તરફ પડી તો માલૂમ પડ્યું કે એના પગને કીડા કોરી ખાતા હતા ! રાત્રિના ઓળા ઊતર્યા ત્યાં એ દર્દી અપાર શાંતિથી કાયમ માટે આંખ મીંચી ગયો.

એની આ શાંતિના સાથી બનનાર માતાને આ કાર્ય પ્રત્યે એટલી શ્રદ્ધા બેઠી કે વળતી સવારે એણે દીક્ષા લીધી ને તે પછી એ જ કલાકે પુત્રને પગલે પરવરી. મા ને દીકરો—બન્નેની અંતિમક્રિયા ડેમિયને પતાવી પણ તે કરતા પહેલાં એણે જેવાં મળ્યાં તેવાં હથિયારથી કફન તૈયાર કર્યાં. ત્યારથી રોજરોજ મરતાં સૌ પતિયાં માટે એણે કફન તૈયાર કરવા માંડ્યાં. આવાં ઓછામાં ઓછાં બે હજાર કફન એણે એકલે તૈયાર કર્યાં હશે !

સાંજ પડ્યે એ વિરામસ્થાનની શોધમાં નીકળ્યો. ને વસાહતને છેડે એક ઝાડ નીચે એ લાંબો થયો. ચૂંગી પીતાં પીતાં, આખા દિવસના શ્રમને નિવારવા લાગ્યો. આ તમાકુની ધુમાડી દિવસ આખાની દુર્ગંધમાં એને એવી મીઠી લાગતી કે એ લખે છે કે સાંજ પડ્યે

એના ધુમાડામા દિવસભરની દુર્ગંધ દૂર થતી એટલુ જ નહી એના કપડામાથીય એ નીકળી જતી લાગતી !

આ પ્રથમ રાત્રિ આખી શાતિથી જાય એમ નિર્માયેલ નહેતુ મધ્યરાત્રિનો સમય થતા આવ્યો ત્યા દુખિયાની આહ જેમ દૂર સુધી સભળાવા લાગી, તેમ તોફાન, ધાધલ, ગાળાગાળી, ધમાચકડી, શોરબકોર વધવા માડ્યા જિદગીથી હાથ ધોઈ બેઠેલા આ સૌ જેમ શરીરે ને રહેઠાણે દુર્ગંધથી ભરેલા હતા, તેમ એમનુ વર્તનેય અનીતિ, અનાચાર ને વ્યભિચારની દુર્ગંધથી ભરેલુ હતુ છડેચોક નગ્ન પાશવતા ચાલતી, એક મૃગિયાનો દેશી દારૂ ગળાતો, જે પી એ સૌ ભાન ભૂલતા ને નાગા બની નાચતા

આ સૌ પાપાચારને ડામવા ડેમિયને કમર કસી જેમ એમના ઘા ધોવા માડ્યા, એમના ઘરની, કબ્રસ્તાનની, દેવળની સફાઈ આદરી, તેમ એમના આચારવિચારની સ્વચ્છતા માટેય એ ઝઝૂમ્યો આ પ્રયાસમા, એને ગોકસા, એને ખીસડાવવા, પિશાચી દાદાઓએ એના પર હિસક હુમલા કર્યા પણ એની શારીરિક તાકાતના જોરે એણે સૌને જેર કર્યા ને પાપને નિવાર્યું

અહીની અસ્વચ્છતાનુ કારણ પાણીની તગી હતી દૂરદૂરથી પાણી લઈ આવવાનુ હોવાથી પીવા ને વાપરવામા સૌ કોઈ તકલીફ અનુભવતુ એ નિવારવા એણે રોજ રાત્રે પેલા વૃક્ષ નીચે સૂતા સૂતા વિચારવા માડ્યુ ને એને ખ્યાલ આવ્યો કે ચારેકોરની દીવાલના ખડકોની વચ્ચે ક્યાક કુદરતી પાણી-સગ્રહ હોવો જોઈએ આખા વિસ્તારની તપાસે એ નીકળ્યો ને એને એક સુદર જળાશય જડ્યુ એટલે એણે સરકારને પાઈપો માટે લખ્યુ સરકારી આરોગ્યખાતુ એને દુશ્મન લેખતુ ને બે વચ્ચે ખૂબ ચકમક ઝરતી પણ ડેમિયન વળગી રહ્યો ને એક દિવસ એક સ્ટીમર પાઈપો લઈ આવી પહોચી

ગામના લૂલા લગડાને ઉત્સાહિત કરી એ ખાડીએ લઈ આવ્યો ને સૌની સહાયથી એ પાઈપો વગર યોજના ને વગર સાધને, એણે ગોઠવી દઈ, જળમાથી શીતળ પાણી સૌને આપ્યુ ત્યારે આખી વસાહત એના પર વારી ગઈ ને એની શારીરિક, માનસિક, આધ્યાત્મિક સૌ તાકાત પ્રતિ આદરથી જોવા લાગી

પાણીની જોગવાઈએ કઈક સ્વચ્છતા અર્પી પણ વસાહતની ગદકી ટાળવાનો એક માત્ર ઉપાય એને નવેસરથી બાધવી એ હતો આ વાતમા કુદરત એની કુમકે આવી

એક દિવસ વાવાઝોડા સાથે એવો ધોધમાર વરસાદ પડ્યો કે સૌ છાપરા ધોવાઈ ગયા ને ઊડી ગયા એ છાપરાના ગધના ખાડા પૂરાઈ ગયા ને આખી વસ્તી રક્ષણહીન બની, પણ ભૂમિ આખી સ્વચ્છ ને સપાટ થઈ ગઈ

ડેમિયન દોડ્યો હોનોલુલુ ત્યા સરકારે તો દાદ ન દીધી પણ બિશપે અપીલ બહાર પાડી ને ડેમિયનના કામની છાપાઓએ મુક્તકઠે પ્રશસા કરી એટલે એને સહાય મળી ને સરકારનેય લાકડુ આપવુ પડ્યુ આમ સરકારી ને બિનસરકારી મદદથી એણે આખી વસાહત નવેસર ઊભી કરી સૌને સ્વચ્છ કુટિર આપી, ઘર આગળ બાગ બનાવડાવ્યા ને પોતાની કોટડીય, કબ્રસ્તાન નજીક ઊભી કરી, સૌની સાથે, સૌના ભેગો સૌનો બની એ રહેવા લાગ્યો

### નવજીવનનો સચાર

જીવનથી હતાશ થયેલા ને જેમ તેમ દહાડા વીતાવતા આ પતિયાના જીવનમા આશા ને ઉમગો કઈ સચાર કરી શકાય તો એમને જીવનમા આનદ પ્રાપ્ત થાય અને જીવન જીવવા જેવુ લાગે એમને વસાહતના પાણી ને રહેઠાણના પ્રશ્નો પતતા ડેમિયન સરકાર પાછળેય લાગ્યો ને એને દાનનો પ્રવાહ પણ પડતો રહ્યો એ સૌને માટે સારા કપડા, સારા ખોરાકની નિયમિત ગોઠવણ કરી અને આ લોકોના સ્વભાવમા પડેલી ગાન ને સગીત માટેની વૃત્તિઓને વિકસાવવા એણે બિશપની મદદથી એક બૅન્ડ વસાવ્યુ એ સૌને સારો ગણવેશ અપાવ્યો અને અકેક બબ્બે આગળી વાળા જ્યારે વાજા પકડી એમાથી સૂરની લેરી કાઢતા ત્યારે સૌ તાકી રહેતા





એના દેવળ પ્રતિ સૌનું આકર્ષણ રહે ને ત્યાંય પ્રસન્નતાનું વાતાવરણ મળે તે હેતુસર એણે આ લોકોને ગમતા, ભભકભર્યા રંગોથી દેવળને રંગ્યું, તેના પર રંગબેરંગી ધજાપતાકાઓ લહેરાવી, અવારનવાર આવતા ધાર્મિક ને અન્ય ઉત્સવોની ઉજવણીઓ આદરી ને આમ એમના જીવનમાં નવજીવનનો સંચાર કર્યો.

આખો દિવસના શ્રમ પછી એ સાંજે જમવા બેસતો ત્યારે એનાં 'બાળકો'નું ટોળું એની આસપાસ જામતું. આ પ્રદેશના લોકોને ટુચકાઓનો ખૂબ શોખ. એ બધા એની આસપાસ વીંટળાઈ આવા ટુચકાઓ કહે ત્યારે આખી મંડળી પર હાસ્યમોજું ફરી વળતું. ભોજન પત્યે, ડેમિયન મોંમાં ચૂંગી નાખી, દિવસનો થાક ઉતારતો ત્યારે એના કુટુંબમાંથી કેટલાંકનેય મન થઈ જતું. ડેમિયને પોતાની જાતને એ લોકો સાથે એટલી એકરૂપ બનાવી દીધી હતી કે એમાંથી થોડાકને એ ચૂંગીના સડાકા રોજ મારવા દેતો. પોતાને ચેપ લાગશે એ વાત નિશ્ચિત સમજતો હોવાથી એ એમનાં શ્રદ્ધા ને દિલ જીતવા એમના ભેગો જમતો, એમના ભેગો રમતો, એમના ઘા ધોતો, એમને ચૂંગી પીવા આપતો ને રાત્રિ ઢળતાં, ફાનસ પર ચા મૂકતો ત્યારે સૌ એ ચાનો સ્વાદ ને મજા એકઠાં મળી માણતાં ને આત્મીયતા અનુભવતાં.

ડેમિયનના કાર્યની મહેક હવે સર્વત્ર ફેલાતી થઈ, દેશ-પરદેશનાં છાપાંઓએ પણ એના કાર્યની મુક્તકંઠે પ્રશંસા કરી અને પરિણામે એનાં 'સંતાનો' માટે દાનનો પ્રવાહ વહેતો રહ્યો.

એને ઓર ઉત્સાહિત કરવા માટે બિશપે એના ટાપુની સપ્તાહની મુલાકાત ગોઠવી ત્યારે આખા ટાપુ પર નવોત્સાહની ભરતી આવી. દિવસો સુધી આ ભગ્ન માનવોએ પોતાના ધર્મવડાને સત્કારવા માટે અવિરત શ્રમ ઊઠાવ્યો ને આ ભાંગલીતૂટલી મંડળીએ સ્વાગત માટેનું બેન્ડ બજાવ્યું ત્યારે વડા પાદરીનું હૃદય હાલી ઊઠ્યું ને વિના અંગ સૂર પેદા કરવાની એમની શક્તિ પર આફરીન થઈ ગયા.

બિશપના સ્વાગત સમયે એક પતિયાએ ઊભા થઈ એના અંતરની વાત કહી જે ડેમિયનની કામગીરીનું સુંદર અને સચોટ વર્ણન રજૂ કરે છે.—

'અમારી કાળજી રાખવામાં એ કદી મણા રાખતા નથી, અરે! અમને કદીક કદીક મૂઝવી નાખે છે. અમારાં ઘર એ બાંધે છે અને અમારામાંથી કોઈ બિમાર પડે છે તો એ પોતાનું ખાવાનું એને આપે છે. ગરીબને એ કપડાં આપે છે અને કેથોલિક પ્રોટેસ્ટન્ટના ધાર્મિક ભેદ પણ રાખતા નથી.'

સપ્તાહના બિશપના વસવાટે ડેમિયનની કામગીરી ને એનામાં પેદા થયેલી પતિયાંની શ્રદ્ધાનું સાચું નિરુપણ કરાવ્યું ને એમની વિદાયે એક નવા યુગનો પ્રારંભ થયો. ડેમિયનને વિશેષ સહાય મળી અને એણે એક બાળાશ્રમ અને એક નાનું દવાખાનું શરૂ કર્યાં. અને આમ એ આખી વસાહતમાં એટલા સુધારા કર્યા કે સૌને જીવન રસમય લાગવા માંડ્યું ને એક નવા પ્રાણનો સંચાર થયો.

**પરિવર્તન -**

ડેમિયનના કામની કદર એના પાદરી તો કરી શક્યા, એની પતિયા જમાત કરવા માંડી પણ સરકારી તંત્ર હજુ એના પ્રત્યે ઉગ્ર ને ઉદાસીન હતું. એવામાં સને ૧૮૮૧માં રાજા પરદેશપ્રવાસે ઊપડ્યા ત્યારે હવાઈ ટાપુનો કારભાર શાહજાદીના હાથમાં આવ્યો. એના કાને ડેમિયનની પતિયાંપ્રવૃત્તિની વાતો આવી હતી એટલે એણે ટાપુની મુલાકાત ગોઠવી.

ઉત્સાહપૂર્વક પતિયાંઓએ એનું સ્વાગત કર્યું. એમના ચહેરાની વિકૃત દશા, શરીરનાં અંગોની ગેરહાજરી અને કઢંગાપણું અને છતાંય એમના ચહેરા પરનો આનંદ જોઈ શાહજાદીનું હૃદય પીગળી ગયું. સભામાં તો એ કશું બોલી શકી નહીં કારણ એને ડૂમો ભરાઈ આવ્યો પણ વસાહતમાં જે રોગીઓની દશા એણે જોઈ તેથી તો એ ધ્રૂજી ઊઠી ને કદીક કદીક અડબડિયાંથી બચવા એને સહારો લેવો પડ્યો.

આ બધું જોઈ એ બોલ્યા સિવાય રહી શકી નહીં કે



આવી દોજખમય દશામા આપમેળે કોઈ રહે કે રહેવા તૈયાર થાય તે ગળે ઊતરે તેવુ નથી

શાહજાદીએ મુનાકાતનો સમય લબાવ્યો ને બધી પ્રવૃત્તિ ધારી ધારીને જોઈ એની વિદાય ખૂબ વિષાદમય નીવડી પણ એની મુનાકાતે પતિયાના ગામને અણધાર્યો વેગ મળ્યો

છાપાએ આખી મુનાકાતની જરીને જરી વિગત છાપીને ડેમિયનની અપ્રતીમ હિમત, એનો અનન્ય સેવાભાવ, એની આત્મવિનોપનની શક્તિ, એનુ 'એકલો જાને રે' એ કાવ્યપક્તિનુ અક્ષરશ પાલન, એ બધાથી છાપાના પાનાના પાના ભરાયા ને એના પર સહાય સહાનુભૂતિ ને સહકારની વૃષ્ટિ થઈ

થોડા જ વખત પછી શાહજાદીએ બિશપને મહેલ પર નોતરી વિનતી કરી કે એમણે શાહજાદી વતી, ડેમિય નને 'રોયલ ઓર્ડર ઓફ કલાકાવ' ના ખિતબની નવાજેશ કરી આવવી એ સર્વોચ્ચ માનની નવાજેશ કરતા શાહજાદીએ લખેનો પત્ર નીચે પ્રમાણે હતો

માનાર્હ મહાશય,

મારા સૌથી વધુ દુખી પ્રજાજનની જે અપ્રતીમ અને વીરતાયુક્ત સેવા તમે બજાવો છો તે બદલ હુ પ્રશસા વ્યક્ત કરવાની, અને કુટુબીજન ને મિત્રોની સેવાથી સાવ વચિત એ કમનસીબ લોકોને ભૌતિક ને આધ્યાત્મિક રાહત આપવા તમે જે ધીરજ, ભક્તિભાવ અને બેહદ પરોપકારીપણુ દાખવો છો તેની કઈક અશે, જાહેર કદર કરવાની આ તક લઉ છુ

હુ સમજુ છુ કે તમારા આ બધા શ્રમ ને ત્યાગનો હેતુ આફતમા આવેલાને સહાય કરવા માત્રનો જ છે અને જગ્ નિયતા પ્રભુ સિવાય કોઈની પાસે તમે શી બદલાની અપેક્ષા રાખતા નથી છતા પણ મારી તાજે તરની એ વસાહતની મુનાકાત પ્રસગે મે પ્રત્યક્ષ જોયેલ એ લોકોના દુખ રોગ ને કષ્ટ નિવારવા તમે જે પ્રયત્ન આદરી રહ્યા છો તેની પ્રસશાયુક્ત કદર રૂપે, હે પૂજ્ય પદરી, મારા આત્મસતોષ ખાતર, હુ જે 'રોયલ ઓર્ડર ઓફ કલાકાવ' ના માનની નવાજેશ તમારા પર કરુ છુ તે સ્વીકારવા મારી સાચા અતકરણની પ્રાર્થના છે

હુ છુ
તમારી મિત્ર
શાહજાદી

ડેમિયનને માટે આ બધી પ્રસશા ને જાહેરાત પીડારૂપ હતી છતા બિશપની આજ્ઞાને વશ થઈ એની ધર્મપ્રિય પ્રજાની સાક્ષીમા એને ચાદ પહેરવો પડ્યો "એને બાધ લાગશે એમ બહાનુ કાઢી એ એને ઉતારવા પ્રયત્ન કરતો હતો તેને બિશપે અટકાવ્યો પણ તે જ, રાત્રે એણે એ ચદ્રકને એક પેટીમા મૂકી દીધો તે એના મૃત્યુ પછી એના સામાનમાથી હાથ આવ્યો ત્યારે જ એ ફરી બહાર આવ્યો! એવો હતો એ મૂક સેવક!

### પતિયાની જમાતમાં

સને ૧૮૮૫ ના જૂન માસના પહેલા રવિવારે એ હમેશ મુજબ દેવળમા પ્રાર્થના યોજી રહ્યો હતો એની ઉમર ત્યારે પીસ્તાલીસ વરસની હતી ને આ પતિયા ટાપુ પર આવ્યે એને બાર વરસ વીતી ગયા હતા

આટને વરસેય એનો પ્રાર્થનાનો ઉત્સાહ અપ્રતીમ હતો, અને ભારે ભાવપૂર્વક ને ભક્તિયુક્ત વાણીથી એ પ્રાર્થનાગીત ગાતો હતો, અને એની પતિયામડળી એને નતવદને સાભળી રહી હતી

વિષુવવૃત્તનો પ્રદેશ, ને જૂન માસ એટલે તાપનુ તો પૂછવુ જ શુ? તેમાયે નાનાશા દેવળમા ખાસ્સી મડળી જામેલી એટલે કેટલાક તો કઈક ઘેનાતા હશે! ત્યા મિયને ઉપદેશ શરૂ કર્યો ને એના સબોધન માત્રે સૌને સચેત કરી દીધા, હચમચાવી દીધા, ટટ્ટાર બનવ્યા એના હમેશના સબોધન 'પ્યારા ભાઈઓ' ને બદલે એના મુખમાથી શબ્દ સર્યા, 'આપણે પતિયાઓ' સૌ સમજી ગયા કે પતિયાની જમાતમા એ ભળી ગયો હતો!

એના આ રોગના સમાચાર ફેલાતા, સૌ પર વીજળીશી પડી એક જણે હિમત કરી એને પૂછ્યુ 'ફાધર ડેમિયન, તમે આરામ કેમ કરતા નથી?'





આરામ ?' એણે ટકોર કરતાં કહ્યું, 'આરામનો સમય ક્યાં છે? હજુ કરવાનું તો ઘણું બાકી છે ને સમયગાળો તો ઘણો ટૂંકો છે!'

એના આ રોગની પ્રસિદ્ધિ અગાઉ થોડા મહિને એ કામ કરતો હતો ત્યારે ઊના પાણીની વાટકી એના પગ પર ઢોળાઈ ગઈ. ચામડી બળી ગઈ પણ એને દુઃખ કે બળતરા ન થયાં. ત્યારથી એ સમજી ગયો હતો કે ચેપે એના દેહમાં પ્રવેશ કર્યો છે અને થોડા સમયમાં એ દેહ પર દેખા દેશે. છતાંયે એ હંમેશની સ્વસ્થતા ને શાંતિથી પોતાનું કામ આટોપતો ને કોઈનેય એની દશાનો વહેમ સરખો આવેલો નહીં એટલે આ સમાચાર વીજળી પડે તેવા નીવડ્યા. ને ચારેકોર ચિંતા પ્રસરી.

એની પોતાની હવે શી દશા થશે એ એને શોધવા જવું પડે તેમ નહોતું છતાંયે એક જર્મન ડૉક્ટરે એને તપાસી, આરામ ને દવા માટે બહાર જવા સૂચવ્યું ત્યારે એ પટ બોલી ઊઠ્યો, 'મારું કામ ત્યાગવું પડે ને આ ટાપુ છોડવો પડે એ શરતે મારી તંદુરસ્તી પ્રાપ્ત કરવા હું મુદ્દલે તૈયાર નથી.'

જીવતરના દિવસો ગણતર બાકી રહ્યા છે એ ખ્યાલે પ્રેરાઈ, એની કાર્યશક્તિ અદ્ભુત વધી ગઈ. રોગીઓના ઘા ખૂબ કાળજીથી એ ધોવા લાગ્યો ને પાટા બાંધવા લાગ્યો. રોજિંદી દફનવિધિ, કબરનું ખોદકામ, કફનની બનાવટ એ સૌ એ ઉત્સાહપૂર્વક ને જોસથી કરવા લાગ્યો. શહીદી એને વરવા આવી ત્યારેય એને કોઈ ખાસ અધિકાર જોઈતો નહોતો, ઊલટાની એ શહીદી એને ગમી, એ હિસાબે કે એની ને એની સેવ્યમંડળી વચ્ચે, રહીસહી ભેદ દિવાલ મીટી ગઈ અને એ સૌના જેવો, સૌનો બની, સૌની સેવામાં પરોવાઈ ગયો અને સેવક ને સેવ્ય વચ્ચે એક પ્રકારનો ઉત્કૃષ્ટ અભેદ-ભાવ જન્મ્યો.

એના સ્વભાવમાં નરમાશે પ્રવેશ કર્યો, ને જે સરકારી અધિકારીઓ સાથે, પોતાનાં પતિયાં માટે એ જીવનભર કટુતાથી લડ્યો, એ સૌ પ્રત્યેય એના દિલમાં કુમાશ જન્મી. વસાહતનાં બાળકોને એ આજ સુધી ખવડાવતો, દવાદારૂ કરતો, હવે તો સાંજ પડ્યે એ સૌના ભેગો ખેલતોય ખરો. એ સૌના કિલકિલાટમાં એ જોડાતો ને પોતાનાં હથિયારોથી આજ સુધી એ બારીબારણાં કે કફન વગેરે ઉપયોગી વસ્તુઓ જ બનાવતો. પણ હવે એ આ બાળકો માટે, આવડે તેવાં રમકડાં કંડારવા લાગ્યો. હવે પછીના એના આખા જીવન-વ્યવસાયમાં એક નવી જ ચેતના ને નવો જ ભાવ જન્મ્યો. 'દિવસો ટૂંકા છે એટલે શક્ય તેટલું બધું સારું, સારી રીતે કરો'—એ એનો જીવનમંત્ર થઈ ગયો. પોતાના આ ટાપુ પર, પોતાનાં 'બાળકો'ની જેમ, સાવ અજાણ ને અણપ્રસંશિત જીવન જીવવાની એની ખેવના હતી એટલે પોતાને થયેલા રોગની વાત એણે કોઈનેય જણાવેલી નહીં પણ મુલાકાતની વસાહતે આવેલા એક જર્મન ડૉક્ટર દ્વારા બિશપને એની જાણ થઈ. એટલે એને તરત જ હોનોલુલુ આવી એક જાપાનીઝ ડૉક્ટરની સારવાર લેવા સૂચવવામાં આવ્યું.

પોતાના વસાહતીઓથી દૂર નહીં જવાની ઇચ્છાવાળા ડેમિયને પોતાના વડાના સૂચનને આ કે તે નિમિત્તે ઠેલાય તેટલું ઠેલવા યત્ન કર્યો પણ બિશપ મક્કમ હતા અને એને હોનોલુલુ જવું પડ્યું. ડેમિયનના કામની આદરયુક્ત હવા સર્વત્ર એવી પ્રસરી હતી કે હવાઈ ટાપુઓ પર કેથેલિક સાધ્વીઓને હવે આગમનની અનુકૂળતા થઈ ગઈ હતી ને હોનોલુલુની પતિયા હોસ્પિટલનો ચાર્જ એમણે લીધો હતો.

ડેમિયનનું આગમન એ સૌ માટે એક ઉત્સવ જેવું હતું. બધી સિસ્ટર્સે એની ઓરડીઓ વાળી ઝૂડી, ઘસી સાફસૂથરી કરી દીધી હતી અને એની સારવાર માટે અતિવિગતે યોજના થઈ ગઈ હતી. વડાના હુકમને માન આપી ડેમિયન આવ્યો તો ખરો પણ એનું ચિત્ત આખોય સમય એની 'પ્રજા'માં હતું એટલે પખવાડિયામાં, પાછા જવાની એની સતત ચિંતનિતે, કોઈ અવગણી શક્યું નહીં ને ડેમિયન, અંતિમ વિદાય લઈ સ્ટીમરમાં બેઠો ત્યારે એના શબ્દો હતા, 'જલદી કરો,



આવી દોજખમય દશામા આપમેળે કોઈ રહે કે રહેવા તૈયાર થાય તે ગળે ઊતરે તેવુ નથી

શાહજાદીએ મુલાકાતનો સમય લબાવ્યો ને બધી પ્રવૃત્તિ ધારી ધારીને જોઈ એની વિદાય ખૂબ વિષાદમય નીવડી પણ એની મુલાકાતે પતિયાના કામને અણધાર્યો વેગ મળ્યો

છાપાએ આખી મુલાકાતની જરીયે જરી વિગત છાપીને ડેમિયનની અપ્રતીમ હિંમત, એનો અનન્ય સેવાભાવ, એની આત્મનિવેદનની શક્તિ, એનુ 'એવો જાને રે' એ મધ્યપક્તિનુ અક્ષરશ પાલન, એ બધાથી છાપાના પાનાના પાના ભરાયા ને એના પર સહાય, સહાનુભૂતિ ને સત્કારની વૃષ્ટિ થઈ

થોડા જ વખત પછી શાહજાદીએ બિશપને મહેલ પર નોતરી વિનતી કરી કે એમણે શાહજાદી વતી, ડેમિય નને 'રૉયલ ઑર્ડર ઑફ કલાકાર' ના ખિતાબની નવાજેશ કરી આપવી એ સર્વોચ્ચ માનની નવાજેશ કરતા શાહજાદીએ લખેલો પત્ર નીચે પ્રમાણે હતો

માનાર્હ મહાશય,

મારા સૌથી વધુ દુખી પ્રજાજનની જે અપ્રતીમ અને વીરતાયુક્ત સેવા તમે બજાવો છો તે બદલ હુ પ્રશસા વ્યક્ત કરવાની, અને કુટુબીજન ને મિત્રોની સેવાથી સાવ વચિત એ કમનસીબ લોકોને ભૌતિક ને આધ્યાત્મિક રાહત આપવા તમે જે ધીરજ, ભક્તિભાવ અને બેહદ પરોપકારીપણુ દાખવો છો તેની કઈક અશે, જાહેર કદર કરવાની આ તક લઉ છુ

હુ સમજુ છુ કે તમારા આ બધા શ્રમ ને ત્યાગનો હેતુ આફતમા આવેલાને સહાય કરવા માત્રનો જ છે અને જગનિયતા પ્રભુ સિવાય કોઈની પાસે તમે કશી બદલાની અપેક્ષા રાખતા નથી છતા પણ મારી તાજેતરની એ વસાહતની મુલાકાત પ્રસગે મે પ્રત્યક્ષ જોયેલ એ લોકોના દુખ રોગ ને કષ્ટ નિવારવા તમે જે પ્રયત્ન આદરી રહ્યા છો તેની પ્રસશાયુક્ત કદર રૂપે હે પૂજ્ય પાદરી, મારા આત્મસતોષ ખાતર હુ જે 'રૉયલ ઑર્ડર ઑફ કલાકાર' ના માનની નવાજેશ તમારા પર કરુ છુ તે સ્વીકારવા મારી સાચા અત કરણની પ્રાર્થના છે

હુ છુ

તમારી મિત્ર

શાહજાદી

ડેમિયનને માટે આ બધી પ્રસશા ને જાહેરાત પીડારૂપ હતી છતા બિશપની આજ્ઞાને વશ થઈ એની ધર્મપ્રિય પ્રજાની સાક્ષીમા એને ચાદ પહેરવો પડ્યો "એને ગધ લાગશે' એમ બહાનુ કાઢી એ એને ઉતારવા પ્રયત્ન કરતો હતો તેને બિશપે અટકાવ્યો પણ તે જ રાત્રે એણે એ ચદ્રકને એક પેટીમા મૂકી દીધો તે એના મૃત્યુ પછી એના સામાનમાથી હાથ આવ્યો ત્યારે જ એ ફરી બહાર આવ્યો! એવો હતો એ મૂક સેવક!

**પતિયાની જમાતમાં**

સને ૧૮૮૫ના જૂન માસના પહેલા રવિવારે એ હમેશ મુજબ દેવળમા પ્રાર્થના યોજી રહ્યો હતો એની ઉંમર ત્યારે પીસ્તાલીસ વરસની હતી ને આ પતિયા ટાપુ પર આવ્યે એને બાર વરસ વીતી ગયા હતા

આટલે વરસેય એનો પ્રાર્થનાનો ઉત્સાહ અપ્રતીમ હતો અને ભારે ભાવપૂર્વક ને ભક્તિયુક્ત વાણીથી એ પ્રાર્થનાગીત ગાતો હતો અને એની પતિયામડળી એને તન્મયતાથી સાભળી રહી હતી

વિષુવવૃત્તનો પ્રદેશ, ને જૂન માસ એટલે તાપનુ તો પૂછવુ જ શુ? તેમાયે નાનાશા દેવળમા ખાસ્સી મડળી, જમેલી એટલે કેટલાક તો કઈક ઘેનાતા હશે! ત્યા ડેમિયને ઉપદેશ શરૂ કર્યો ને એના સબોધન માત્રે સૌને સચેત કરી દીધા, હચમચાવી દીધા, ટટ્ટાર બનાવ્યા એના હમેશના સબોધન 'પ્યારા ભાઈઓ' ને બદલે એના મુખમાથી શબ્દ સર્યા, 'આપણે પતિયાઓ' સૌ સમજી ગયા કે પતિયાની જમાતમા એ ભળી ગયો હતો!

એના આ રોગના સમાચાર ફેલાતા, સૌ પર નીરાશી પડી એક જણે હિંમત કરી એને કહ્યુ, 'ફાધર ડેમિયન તમે આરામ કેમ કરતા નથી?





'આરામ ?' એણે ટકોર કરતાં કહ્યું, 'આરામનો સમય ક્યાં છે ? હજુ કરવાનું તો ઘણું બાકી છે ને સમયગાળો તો ઘણો ટૂંકો છે !'

એના આ રોગની પ્રસિદ્ધિ અગાઉ થોડા મહિને એ હજામત કરતો હતો ત્યારે ઊના પાણીની વાટકી એના પગ પર ઢોળાઈ ગઈ. ચામડી બળી ગઈ પણ એને દુઃખ કે બળતરા ન થયાં. ત્યારથી એ સમજી ગયો હતો કે ચેપે એના દેહમાં પ્રવેશ કર્યો છે અને થોડા સમયમાં એ દેહ પર દેખા દેશે. છતાંયે એ હંમેશની સ્વસ્થતા ને શાંતિથી પોતાનું કામ આટોપતો ને કોઈનેય એની દશાનો વહેમ સરખો આવેલો નહીં એટલે આ સમાચાર વીજળી પડે તેવા નીવડ્યા. ને ચારેકોર ચિંતા પ્રસરી.

એની પોતાની હવે શી દશા થશે એ એને શોધવા જવું પડે તેમ નહોતું છતાંયે એક જર્મન ડૉક્ટરે એને તપાસી, આરામ ને દવા માટે બહાર જવા સૂચવ્યું ત્યારે એ પટ બોલી ઊઠ્યો, 'મારું કામ ત્યાગવું પડે ને આ ટાપુ છોડવો પડે એ શરતે મારી તંદુરસ્તી પ્રાપ્ત કરવા હું મુદ્દલે તૈયાર નથી.'

જીવતરના દિવસો ગણતર બાકી રહ્યા છે એ ખ્યાલે પ્રેરાઈ, એની કાર્યશક્તિ અદ્‌ભુત વધી ગઈ. રોગીઓના ઘા ખૂબ કાળજીથી એ ધોવા લાગ્યો ને પાટા બાંધવા લાગ્યો. રોજિંદી દફનવિધિ, કબરનું ખોદકામ, કફનની બનાવટ એ સૌ એ ઉત્સાહપૂર્વક ને જોસથી કરવા લાગ્યો. શહીદી એને વરવા આવી ત્યારેય એને કોઈ ખાસ અધિકાર જોઈતો નહોતો, ઊલટાની એ શહીદી એને ગમી, એ હિસાબે કે એની ને એની સેવ્યમંડળી વચ્ચે, રહીસહી ભેદ દિવાલ મીટી ગઈ અને એ સૌના જેવો, સૌનો બની, સૌની સેવામાં પરોવાઈ ગયો અને સેવક ને સેવ્ય વચ્ચે એક પ્રકારનો ઉત્કૃષ્ટ અભેદ-ભાવ જન્મ્યો.

એના સ્વભાવમાં નરમાશે પ્રવેશ કર્યો, ને જે સરકારી અધિકારીઓ સાથે, પોતાનાં પતિયાં માટે એ જીવનભર કટુતાથી લડ્યો, એ સૌ પ્રત્યેય એના દિલમાં કુમાશ જન્મી. વસાહતનાં બાળકોને એ આજ સુધી ખવડાવતો, દવાદારૂ કરતો, હવે તો સાંજ પડ્યે એ સૌના ભેગો ખેલતોય ખરો. એ સૌના કિલકિલાટમાં એ જોડાતો ને પોતાનાં હથિયારોથી આજ સુધી એ બારી-બારણાં કે કફન વગેરે ઉપયોગી વસ્તુઓ જ બનાવતો. પણ હવે એ આ બાળકો માટે, આવડે તેવાં રમકડાં કંડારવા લાગ્યો. હવે પછીના એના આખા જીવન-વ્યવસાયમાં એક નવી જ ચેતના ને નવો જ ભાવ જન્મ્યો. 'દિવસો ટૂંકા છે એટલે શક્ય તેટલું બધું સારું, સારી રીતે કરો'—એ એનો જીવનમંત્ર થઈ ગયો. પોતાના આ ટાપુ પર, પોતાનાં 'બાળકો'ની જેમ, સાવ અજાણ ને અણપ્રસંશિત જીવન જીવવાની એની ખેવના હતી એટલે પોતાને થયેલા રોગની વાત એણે કોઈનેય જણાવેલી નહીં પણ મુલાકાતની વસાહતે આવેલા એક જર્મન ડોક્ટર દ્વારા બિશપને એની જાણ થઈ. એટલે એને તરત જ હોનોલુલુ આવી એક જાપાનીઝ ડૉક્ટરની સારવાર લેવા સૂચવવામાં આવ્યું.

પોતાના વસાહતીઓથી દૂર નહીં જવાની ઇચ્છાવાળા ડેમિયને પોતાના વડાના સૂચનને આ કે તે નિમિત્તે ઠેલાય તેટલું ઠેલવા યત્ન કર્યો પણ બિશપ મક્કમ હતા અને એને હોનોલુલુ જવું પડ્યું. ડેમિયનના કામની આદરયુક્ત હવા સર્વત્ર એવી પ્રસરી હતી કે હવાઈ ટાપુઓ પર કેથેલિક સાધ્વીઓને હવે આગમનની અનુકૂળતા થઈ ગઈ હતી ને હોનોલુલુની પતિયા હોસ્પિટલનો ચાર્જ એમણે લીધો હતો.

ડેમિયનનું આગમન એ સૌ માટે એક ઉત્સવ જેવું હતું. બધી સિસ્ટર્સે એની ઓરડીઓ વાળી ઝૂડી, ઘસી સાફસૂથરી કરી દીધી હતી અને એની સારવાર માટે અતિવિગતે યોજના થઈ ગઈ હતી. વડાના હુકમને માન આપી ડેમિયન આવ્યો તો ખરો પણ એનું ચિત્ત આખોય સમય એની 'પ્રજા'માં હતું એટલે પખવાડિયામાં, પાછા જવાની એની સતત વિનંતિને, કોઈ અવગણી શક્યું નહીં ને ડેમિયન, અંતિમ વિદાય લઈ સ્ટીમરમાં બેઠો ત્યારે એના શબ્દો હતા, 'જલદી કરો,




સમય ઘણો ઓછો છે ને કરવાનું ઘણું બાકી છે'

**વારસની પ્રાપ્તિ**

ડેમિયન પર થયેના પતનના હુમનાની વિગતો જગતમાં પ્રસરી એને એનું સ્થાન લેવા, એના મોગાભાઈ સહિત અર્ધો ડઝન પાદરીઓએ માગણી કરી, એક સવારે ડેમિયન સ્ટીમરની રાહ જોતો કાઠે આવી બેઠો હતો ત્યારે, બિશપની અનુમતિથી બ્રધર ડટન આ પતિયા વસાહતને કાઠે ઊતર્યો

ડેમિયનના શરીરના સર્વ અંગો પર રોગની પકડ જામતી જતી હતી એના પગ હવે અકડાતા ને કદીક એ લથડિયું ખાઈ જતો, એના નાકનું ટેરવું ગરી ગયું હતું એની આંગળીઓ એક પછી એક ખરે જતી હતી એના કાન ફૂલીને સૂપડા જેવા થયા હતા એની એક આંખ ખવાઈ ગઈ હતી ને બીજીનું તેજ લુપ્ત થતું હતું ને એનો દેખાવ ઘૃણાજનક બનતો જતો હતો સને ૧૮૮૮નું વરસ બેઠું હતું અને પતિયાની સામાન્ય જીવનઅવસ્થાની દૃષ્ટિએ તો એ ખતમ થઈ જવો જોઈતો હતો પણ પોતાના 'લોકો' માટે જરૂરી સગવડો થઈ નહોતી ને હજુ એની જરૂર હતી એ એક માત્ર ખ્યાલે એની જિજિવિષા ટકી રહી હતી

આ જ વરસમાં બ્રધર જૅન સહિત ત્રણ ભાઈઓ ને ત્રણ સાધ્વીઓ એની મદદે આવ્યા ને બ્રધર ડટનના કામથી એ એવો સંતોષ પામ્યો કે એને લાગ્યું કે એને વારસ પ્રાપ્ત થઈ ગયો છે ને એ વારસના શિરે એ જવાબદારી નિશ્ચિતપણે નાખી શકે છે

એના જીવનના આ છેલ્લા વરસમાંય એ મંડ્યો રહ્યો એક નવું દેવળ બાંધ્યું, બહેનો માટે અલગ વસતી ગૃહ ઊભું કર્યું, એક નવી સરસ દવાખાનું તૈયાર કરી બ્રધર ડટન એને વારંવાર આરામ લેવા અર્થે વિનંતિ કરતા ત્યારે એ ન ચલાવે તોય ઊલટાનો એ હસતો ને કહેતો 'બ્રધર જોસેફ, હું તો આ ઊપડ્યો!'

પણ શરીરનેય મર્યાદા હોય છે રોગનો અંકુશ જામતો ગયો ને એના પગ ગળી ગયા એના એક 'બાળકે' એને એક 'નરસિંહ મહેતાની વહેલ' આપી એમાં બેસી એ સમુદ્ર જોતો, દેવળે જતો, પોતાનાંની સાર સંભાળ રાખવા જતો ને આગળ નહોતા તો ય સુથારી કામ કરવા યત્ન કરતો

એના અંતિમ દિવસોમાં દુનિયા આખીએ—પરિચિત અપરિચિત સૌ કોઈએ એના પર અપાર સ્નેહવર્ષા કરી દરેક સ્ટીમરના આગમને નાણાં ને ચીજોનો ધોધ વહેતો જ રહ્યો એના સ્વપ્ન હવે સાચાં પડવા લાગ્યાં ને પોતાના છ મદદનીશોની સહાયથી આ આખી વસાહતના ઉત્કર્ષ ધડતરનું કામ ભારે ઉમંગ, શાંતિ ને આનંદથી એ કરતો રહ્યો

દુનિયાની આ કૃતજ્ઞતા ને પોતાના સહાયકો કે વારસેના કામથી એને અપાર તૃપ્તિ થઈ અને એને લાગ્યું કે હવે એ ચાલશે, ચલાવ્યા કરશે

એના જીવનની સંધ્યાકાળે એણે અપાર કૃતકૃત્યતા અનુભવી અને એ રટવા લાગ્યો 'ભગવદ્ ઇચ્છા બળિયસી!'

**મૃત્યુ મરી ગયું રે લોલ**

એનો ઓગણપચાસમો જન્મદિન વીત્યો અને એણે મૃત્યુનો વધાઈ શાંતિથી આદરી એના મદદનીશોને એણે જણાવ્યું, 'મને કોઈ આશ્રયસ્થાન મળ્યું તે અગાઉ જે મહાન વૃક્ષ નીચે મેં દિવસો લગી આરામ કર્યો છે ત્યાં, મારા દેવળની બાજુએ મારો મૃત્યુ પછીનો નિવાસ રાખજો'

એના જીવનના આ સર્વોત્તમ સુખી દિવસો હતા, એણે પોતાનું વિલ કર્યું ને જે કંઈ હતું તે બધું બિશપને અર્પી દેતા એ બોલ્યો, 'હવે નિશ્ચિત બની હું નિરાંતે પ્રભુની પાસે પહોંચીશ'

એણે પોતાના વતન બેલ્જિયમમાં પત્ર લખી સૌની વિદાય માગી લીધી માર્ચ માસ બેઠો ને એની અશક્તિનો પાર નહોતો છતાં એ પોતે સાપ્તાહિક પ્રાર્થનામાં હાજર રહેતો

રોજ સવારે એને ઘર બહાર, આંગણામાં સાદી પાથરી સુવાડતા ને એનું આખું 'કુટુંબ' ત્યાં એકત્ર થતું એની આ દશા જોઈ એમના દિલ હચમચી ઊઠતા





ને એ કાચા હૃદયનાં માનવીઓની આંખો અશ્રુથી ઊભરાઈ ઊઠતી. ડેમિયન સૌને વિલાપ ન કરવા કહેતો અને એમની સાથે ઠઠ્ઠા મશ્કરી કરી વાતાવરણમાં ઉલ્લાસ ભરવા ને ગમગીની હઠાવવા યત્ન કરતો.

એક સવારે ફાધર વેન્ડેલીનને પોતાનો હાથ બતાવતાં આનંદિત સ્વરે એણે કહ્યું, 'જુઓ, આ હાથ પરના બધા ઘા પૂરાઈ જવા આવ્યા છે...ચામડી કાળી પડતી જાય છે. મારી આંખો પણ સાક્ષી પૂરે છે કે હવે અંત નજદીક છે.'

ફાધર વેન્ડેલીન સમક્ષ એણે મૃત્યુ સમયનું 'કન્ફેશન' (કબૂલાત) કરી લીધું અને પોતાના લોકોને પોતાને મનગમતી પ્રાર્થના સમૂહમાં ગાવા સૂચવ્યું. એ પ્રાર્થના-ગાનમાં એ મસ્ત બની ડોલવા લાગ્યો ને સર્જનહારની આ લીલા પર વારી જવા લાગ્યો.

પ્રાર્થનાગીત પ્રત્યે એણે પોતાના મદદનીશને પાસે બોલાવી કહ્યું, 'પરમ કૃપાળુ પ્રભુની મારા પર કેટલી મહેરબાની કે તમે સૌ અને આ સિસ્ટર્સ, અહીંનું કામ ઊપાડી લો છો તે જોવા મને જીવતો રાખ્યો. પતિયાંની સેવા અવિરત ચાલે તેની પાકી ખાત્રી થઈ ગઈ છે. મારી જરૂર હવે રહી નથી અને ગણતરીના દિવસોમાં હું ઉપર પહોંચીશ.'

'તમે **ત્યાં** જાવ ત્યારે, તમે આગળ મૂકતા જાવ છો, તે **અમને** સૌને ભૂલતા નહીં.' ફાધર વેન્ડેલીને કહ્યું.

પોતાની સ્વાભાવિક સરળતાથી એણે જવાબ આપ્યો, 'અરે! ના, ના, પ્રભુ પાસે મારું કંઈ કૈય ઉપજે તેવું હશે તો આ પતિયાંવસાહતમાંના સૌ માટે હું એમને વિનંતિ કરીશ.'

એ જુવાન પાદરીએ આગળ વધતાં જણાવ્યું, 'તમારો ઝભ્ભો મને આપો જેથી તમારા હૃદયની વિશાળતાનો વારસો હું પ્રાપ્ત કરી શકું.'

એની હંમેશની નમ્રતાથી એણે કહ્યું, 'એ તમને શું ખપમાં લાગશે? એ તો **પત**થી ભરેલો છે!'

એ રવિવારે આખો દિવસ એ બેભાન રહ્યો ને એનું આખું 'સંતાનવૃંદ' ચિંતાગ્રસ્ત ચહેરે એની કુટિરને ઘેરી વળ્યું. વહેલી સવારે અપાર શાંતિથી, કશાય હલનચલન સિવાય ઊંઘમાં પડ્યો હોય તેમ, કાયમી નિદ્રામાં એ પોઢી ગયો. મૃત્યુ સમયે પતની સર્વ નિશાનીઓ એના શરીર પરથી અદ્‌ભુત રીતે અદૃશ્ય થઈ ગઈ હતી, જાણે કોઈ નરવા માણસનું શરીર ન હોય તેવું એ લાગતું હતું!

એના મૃત્યુના સમાચાર મળતાં જ સૌ પતિયાં રોકકળ કરવા લાગ્યા. પાદરીઓને સાધ્વીઓએ એમને છાના રાખવા યત્ન કર્યો અને વિધિસર કફન તૈયાર કરી, એને પેલા વૃદ્ધ વૃક્ષ નીચે કબરમાં ઉતાર્યો ત્યારે સૌ 'સંતાનો' ચારેકોર વીંટળાઈ રહ્યાં. એની કબરને બંધ કરી તો ય એ ખસ્યાં નહીં. એ તો ત્યાં બેસી જ પડ્યાં અને છાતી કૂટતાં, વલોપાત કરતાં ક્યાંય સુધી પોતાના 'પિતા'ના વિરહનાં ગાણાં એમના પ્રાદેશિક રિવાજ મુજબ ગાતાં રહ્યાં.

ડેમિયનના મૃત્યુના સમાચારે આખી દુનિયાને સ્તબ્ધ કરી દીધી, એને હલાવી મૂકી અને પ્રદેશ, ધર્મ, સંપ્રદાયના આત્મભેદો ભૂલી સૌએ, એના અપ્રતીમ ત્યાગ, બહાદુરી ને ફના થવાની શક્તિને મુક્ત અંજલિ અર્પી, કૃતકૃત્યતા અનુભવી.

ડેમિયનના મૃત્યુએ પતિયાંના સવાલને વિશ્વવ્યાપી સ્વરૂપ આપ્યું. લંડનમાં તે વખતના શાહજાદા ને પાછળથી શહેનશાહ બનેલા એડવર્ડ સાતમાના પ્રમુખપદે શોકસભા ભરાઈ. એ સભાએ પોતાના વતી મોલોકાઈ ટાપુ પર ડેમિયનનું સ્મારક રચવાનો ને ભારતભરના અઢી લાખ કમનસીબ પતિયાંની સ્થિતિ તપાસી તેમને માટે વ્યવસ્થા કરવાનું ને તે માટે જરૂરી ફંડ એકઠું કરવાના ઠરાવ કર્યા ને બધાનું અણિશુદ્ધ પાલન કર્યું. ડેમિયનના મરણમાં મૃત્યુ મરી ગયું કારણ એના જીવનનો પ્રાણપ્રશ્ન પતિયાંની સેવા આજેય દુનિયાભરમાં એના વારસારૂપે ચાલ્યા જ કરે છે ને એને ઊભી કરેલી આત્મવિલોપનની પ્રણાલીને અનુસરનારા મરજીવા પ્રાપ્ત થતા રહ્યા છે.



વિજયકુમાર ત્રિવેદી

# છેવટની ભલામણ

જીવનમા આસ્થા, શ્રદ્ધા વિશ્વાસ માણસને કેટલા બધા આસ્તિક બનાવે છે તેની પ્રતીતિ કરાવતી સત્યકથા અહી રજૂ થાય છે આ કથાને વાચનાર હચમચી ઊઠશે એમા શકા નથી ? ણ આ ધરતી ઉપર પુણ્યશાળી આત્માઓ વસે છે ઉત્તર ગુજરાતના જાણીતા ધારાશાસ્ત્રી અને અગ્રગણ્ય કાર્યકરે તે લખી છે.

હું જ્યારે મેટ્રિક પાસ થયો ત્યારે મારા ઉપર અભિનંદનનો વરસાદ વરસ્યો હતો હુ અમારી હાયસ્કૂલમા પહેલો આવ્યો હતો એટલુ જ નહિ પણ હુ આખા વડોદરા સેન્ટરમા પાચમો આવ્યો હતો આટલો ઊંચો નબર અમારી હાયસ્કૂલનો કોઈ વિદ્યાર્થી કદી ભૂતકાળમા લાવ્યો નહોતો મારી બાબતમા બીજી પણ કેટલીક વિશિષ્ટતા હતી મારા બાપા મને સાવ નાનો મૂકીને મરી ગયા મને તો મારા બાપા યાદ જ નથી મા પણ નાનપણમા જ વિદાય થયેલી અને મને મારા બાપની મા દાદીમાએ ઉછેરીને મોટો કરેલો

દાદીમા તો હમણા સુધી જીવતા હતા એટલે મને બરાબર સાભરે છે મારા દાદાની સ્થિતિ ઘણી સારી વેપાર પણ સારો અને જમીન પણ ખરી દાદાના વખતમા ઘણી જાહોજલાલી હતી ઘેર નોકર ચાકર હતા ગાય ભેસ અને બળદ હતા ઘરની ગાડી અને ઘોડા પણ હતા પરતુ દાદાની પાછલી અવસ્થામા જ અમે નરમ પડવા માડ્યા હતા વેપારમા ખોટ આવવા માડી દાદાનો સ્વભાવ એટલો દયાળુ કે ખેડૂતો આપે તેટલુ જ લેતા એટલે તે આવક પણ કમી થવા માડી

દાદાનુ અવસાન થયુ ત્યારે મારા પિતાની ઉમ્મર ભાગ્યે જ વીસ વર્ષની હશે તેમના લગ્ન નાનપણમા થયેલા પરતુ શેઠના એકના એક દીકરા એટલે ઠીક ઠીક લાડકોડમા ઉછરેલા તે પચીસેક વર્ષની ઉમ્મરે અવસાન પામ્યા ત્યારે મારી દાદીને માથે ત્રણ પેટ ભરવાની જવાબદારી આવી જો કે આવકનુ કોઈ સાધન નહોતુ પરતુ જૂના વખતનુ સુખી ઘર એટલે દાદીમા દર દાગીનો અને રાચરચીલુ વેચીને નિર્વાહ ચલાવતા કેટલુક છૂટુ દળવાનુ સીવવાનુ અને તે જમાનામા પગ ભરવાનુ કામ પણ દાદીમા કરતા અને તેમાથી પણ થોડી આવક થતી

મારી માએ પણ દાદીમાને તેમની જવાબદારીમાથી તુરત જ છુટા કર્યા પિતાજીને ગયાને ભાગ્યે જ બે વર્ષ થયા હશે ત્યારે બા પણ ચાલી ગઈ એક વાત સાચી કે બનો મકાન પણ અમારા રહ્યા સહ્યા દાગીના અને રાચરચીલુ વેચતા ગયા

દાદીમાએ મારો ઉછેર બહુ જ કાળજીભરી રીતે કર્યો હુ ગમેતેમ તો ગરીબ હોઉ તો પણ આખા પરગણામા જાણીતા મગનશાહનો એકનો એક વારસ હતો મને યાદ છે કે ઘણા લોકો કહેતા કે વિધવાનો છોકરો અને તે પણ એમનો એક ઓઝો જ ભણવાનો છે ?

દાદીમા મારા ઉપર ખૂબ જ ધ્યાન રાખતા અમે ગરીબ સ્થિતિના છીએ તેનો મને મેટ્રિક પાસ થયો ત્યા સુધી ખ્યાલ સરખો તેમણે આવવા દીધો નથી પોતે પેટે પાટા બાધીને અને જાતે મજૂરી કરીને પણ શ્રીમતના છોકરા પેઠે જ મને ઉછેર્યો મારા શ્રીમત મિત્રો જે રીતે તહેવારોમા મિષ્ટાન્ન ખાતા તે રીતે હુ પણ ખાતો હુ પણ હોળી દિવાળી તેમની જેમ જ ઉજવતો જો કે મારી આ બધી સરભરા પાછળ દાદીમાને કેટલુ વેઠવુ પડતુ તે તો આજે જ હવે સમજાય

---

ડેમિયન અમર થઈ ગયો અને આજેય એના અમરત્વનો પોકાર કરતો એક વિશિષ્ટ સ્મારક ક્રૂસ મોનોકાઈના ધક્કા નજીક સૌનુ ધ્યાન ખેચતો ઊભો છે એ સ્મારક સ્થળ પર ડેમિયનના કાર્યને મૂર્તિમત કરતા નીચેના શબ્દો કોતરાયા છે

'પોતાના મિત્રો અર્થે સર્વસ્વ સમર્પણ કરવુ તેથી વિશેષ પ્રેમની પ્રતીતિ કઈ હોઈ શકે ?'

આવો પ્રેમમૂર્તિ ડેમિયન ઘણુ જીવો !

*





છે. જેટલો દાદીમાનો પ્રેમ તેટલો જ કડપ. સાંજના દીવા-બત્તી થયા પછી મારાથી કદી ઘરની બહાર રહેવાય જ નહિ. જ્યાં હોઉં ત્યાં દાદીમા શોધવા આવી પહોંચે અને લાગ પડે તો ફટકારી પણ દે તે એટલે સુધી કે મારા મિત્રોએ 'રમેશ દીવો થયો' એવી મારી ખીજ પાડી દીધી હતી. અને કદાપી જો હું ઘર બહાર હોઉં અને દીવો થઈ જાય તો બધા જ મને 'રમેશ દીવો થયો, રમેશ દીવો થયો' કહીને ચીડવતા.

વાંચવા માટે એટલી જ દાદીમાની કાળજી. જાતે ભાગ્યે જ થોડું ભણેલાં પણ હું વાંચુ છું કે નહિ તેની તેટલી જ કાળજી રાખતાં. વાંચવા માટે સવડ પણ તેટલી જ ચીવટથી કરી આપે.

દાદીમાને ઈશ્વર ઉપર પણ ભારે શ્રદ્ધા. સમજણો થયો ત્યારથી ન્હાયા પછી સૂર્યની સ્તુતિના એક બે શ્લોકો મારે પૂર્વ દિશા તરફ જોઈને બોલવાના જ. દાદીમા કહેતાં કે સૂર્યની ઉપાસનાથી બુદ્ધિ વધે છે. એ વાત ગમી ન હોય તો પણ મને સૂર્ય-ઉપાસનાથી સારો ફાયદો થયો એ તો મારા અનુભવની વાત છે.

દાદીમા હતાં માતાજીનાં ભારે ઉપાસક. દર શુક્રવારે છોકરાંને ચણા વહેંચે અને શનિવારે એકાદ નાળિયેર હનુમાનદાદા પાસે વધેરી છોકરાંને ટોપરું વહેંચે. હું પાસ થાઉં એટલે હનુમાનદાદાનો ઓચ્છવ થાય અને દાદાની પણ અમારા ઉપર એટલી કૃપા કે હું દર વર્ષે પાસ થાઉં જ અને તે સારે નંબરે.

મેટ્રિકમાં આટલા ઊંચે નંબરે પાસ થયો ત્યારે દાદીમાના હરખનો પાર નહોતો. ત્યારે ધામધૂમથી તેમણે હનુમાન દાદાનો ઓચ્છવ કર્યો. જો કે થોડાં વાસણો તે માટે વેચવાં જ પડયાં. પણ ભલે ગમે તેટલો થોડો હોય પણ પ્રસાદ આખા મહોલ્લાના છોકરાઓને વહેંચ્યો.

અમારી ખરી મુશીબત તો મેટ્રિક પાસ થયા પછી જ થઈ. અત્યાર સુધી તો ઘેર રોટલા ખાઈ ભણતો પણ હવે આગળ ભણવા જવું પડે તો શહેરમાં જવું પડે તેનું શું? કૉલેજની ફી દાદીમા કયાંથી આપી શકે? એક તરફથી મેટ્રિક પાસ થયાનો આનંદ હતો અને બીજી તરફથી આગળ શું કરવું તેની ચિંતા હતી.

દાદીમા રોજ રાતે હનુમાનદાદા સાથે પ્રત્યક્ષ વાતો કરતાં હોય તેમ તેને કહેતાં: 'તારો માલ છે. તું આટલે સુધી લાવ્યો છે તો હવે તારી જવાબદારી છે. લાજ જશે તો તારી જવાની છે મારી જવાની નથી. રમેશનું તારે જે કરવું હોય તે કરજે.'

મુસીબત નાની સૂની નહોતી. આમ તો અમારે ઘણાંય સગાં છે. કેટલાક સુખી અને ગાડી-ઘોડાવાળા છે. કેટલાક મોટા અમલદારો અને કેટલાક મોટા વેપારીઓ પણ છે. કેટલાય એવા છે કે જે મારા દાદાની મદદને લીધે જ જિંદગીમાં આગળ વધ્યા હોય. આવા લોકો કેટલીક વાર મારી બાની પાસે આવતા, મગન શેઠની વાહવાહ બોલતા અને મારી ખબરઅંતર પૂછતા. દાદી કહેતાં કે મારા દાદા જીવતા ત્યારે તો ઘેર રીતસરનો ડાયરો જ રહેતો. ડાયરામાં માણસ ભરેલા જ હોય અને ચા પાણી ને નાસ્તા ઊડતા જ હોય. ડાયરામાં આવનારે ઘણાને દાદાએ નોકરી ધંધે વળગાડ્યા હતા, ઘણાને પ્રત્યક્ષ પૈસાની મદદ કરી હતી. અને આવું આવું તો કેટલુંય કર્યું હતું.

જ્યાં સુધી મેટ્રિક પાસ થયો નહોતો ત્યાં સુધી આવા બધા સ્નેહીઓ દાદીમા પાસે આવતા અને કંઈ કામકાજ હોય તો પૂછતા. કેટલાક તો 'પૈસા બૈસા જોઈતા હોય તો પણ મંગાવજો, સંકોચ રાખશો નહિ, અમારું જે કંઈ છે તે મગનશેઠના પ્રતાપનું જ છે' આવો વિવેક પણ કરતા. પરંતુ મને ચોક્કસ ખ્યાલ છે કે દાદીમાએ આજસુધી કદી કોઈનો પૈસો લીધો નથી કે કોઈ પાસે કદી કોઈ જાતની મદદ માગી નથી.

હું મેટ્રિક પાસ થયો ત્યારે દાદીમાએ આવા ઘણા સ્નેહીજનોને કાગળ લખાવ્યા હતા. કેટલાકમાં આડકતરું નાણાંની, કૉલેજના અભ્યાસ માટે મદદ કરવાનું સૂચન હતું અને એકાદ બે નિકટના સ્વજન પાસે તો ફીનાં તથા કૉલેજનાં નાણાં આપવા માટેની સીધી માગણી પણ હતી. હું જાણતો હતો કે આવા કાગળો લખાવતાં દાદીમાનું મન ખાટું ખાટું થઈ જતું પણ ઉપાય નહોતો એટલે થાય શું?

આમાના ઘણા સ્વજનો તો કાગળનો જવાબ જ ખાઈ ગયા કેટલાકે જવાબ લખ્યો તો જવાબમા મને અભિનંદન આપ્યા અને આવી "કાળજીભરી ઉછેર માટે દાદીમાના ભારોભાર વખાણ કર્યાં એકાદ બે જણે મદદ કરવાની તૈયારી બતાવી પણ તે પણ એવુ લખેતુ કે મોઘવારી ઘણી છે, અમારુ પૂરુ થતુ નથી છતા મગન શેઠનો અમારા ઉપર ઓછો ઉપકાર નથી તો રમેશને અમારે ત્યા મોકલજો થોડુ કામ કરાવશુ અને ઘેર રહી રોટલા ખાઈને ભણશે

કેટલાક સગા સારા ધનવાન હતા પણ તેમણે તો નવો જ કિસ્સો શોધ્યો એક બે તો જાતે ચાલીને દાદીમાને સલાહ આપી ગયા, 'હવે રમેશને નોકરીએ જ વળગાડી દો આ જમાનામા ભણનારની કઈ કિમત નથી અને ભણવાથી છોકરા સારા રહેતા પણ નથી, વિ' જો કે આવા બધા સલાહ આપનારના છોકરાઓ તો કોલેજોમા ભણતા હતા પણ આ તો મારે માટે જ એમની સોનેરી સલાહ હતી

દાદીમા કહેતા કે હુ કોઈ રેજી પેજી કે બ પડી બાઈને રમેશને સોપવાની નથી જરૂર પડશે તો મજૂરી વધારે કરીશ પણ તેને અત્યારથી નોકરીએ નહી વળગાડુ કે ગમે તેને ત્યા નહિ નાખુ

દાદીમા ભલે ગમે તે કહેતા હોય પરતુ જેમ જેમ કોલેજ ઉઘડવાના દિવસો નજીક આવતા હતા તેમ તેમ અમારી મૂઝવણ વધતી હતી દાદીમાની બજરગાની સ્ફુર્તિ વધારે પ્રબળ બની હતી હવે તો તે રીતસર તેને ઠપકો આપતા મને પણ ભારે ચિતા થતી હતી મે કોલેજમાથી ફોર્મ પણ મગાવી રાખ્યુ હતુ અને ભરી પણ રાખ્યુ હતુ પણ ફીનુ શુ ? હુ દાદીમાની પરિસ્થિતિ જાણતો હતો તેથી ફીની વાત દાદીમાને કહેવાની હિમત ચાલતી નહિ

કોલેજ ઉઘડવાની બે દિવસની વાર હતી અમારી મૂઝવણનો પાર નહોતો મારી તેમજ દાદીમાની ઊઘ પણ ઊડી ગઈ હતી પરતુ અમે એકબીજાથી આ વાત છુપાવતા હતા રાતના નવેક વાગ્યા હતા અને અમારુ બારણુ કોકે ખખડાવ્યુ સામાન્ય રીતે અમારે ત્યાં કોઈ આ વખતે આવતુ નહિ એટલે મને ખૂબ જ નવાઈ લાગી દાદીમા તો પ્રાર્થનાની એવી ધૂન માડતા કે કોણ આવનાર છે તે જોતા પહેલા જ બોલી ઊઠ્યા કે જરૂર એ તો બજરગો કે તેનો મોકલેલો કોઈ તારી ફીનેજતુ નક્કી કરવા આવ્યો છે

બારણુ ઊઘાડતા મનોરમાસ્તર નજરે પડ્યા અને અમારા બન્નેના મનમા નિરાશા થઈ બિચારા મનોર માસ્તર પોતાનુ જ પરાણે પૂરુ કરતા હતા ત્યા તે તો મને મદદ કરવાનો ક્યાથી સ્વપ્નામા વિચાર પણ કરી શકે ?

મનોર માસ્તરના પિતા મારા દાદાને ત્યાં નોકર હતા પહેલા તો કેવળ વાસણ માજવા રહેલા પરતુ પાછળથી દાદાના અગત સાથી જેવા થઈ ગયા હતા દાદાની સ્થિતિ નબળી થયા પછી ઘણા જૂના માણસો તેમને છોડી ગયા હતા પરતુ કાકાએ તો મરતા સુધી દાદાની સેવાચાકરી કરી હતી તેથી જ અમે બધા પણ તેમને કાકા જ કહેતા

મનોર માસ્તર કાકાના એકના એક દીકરા તેમને પણ ભણાવેલા દાદાએ જ અને દાદાએ જ નોકરીએ રખાવેલા દાદીમા કહેતા કે કાકાને કોઈ કન્યા આપતુ નહિ તે મારા દાદાની ખટપટથી જ કન્યા મળેલી અને પરણાવ્યા પછી પણ છોકરુ થતું નહોતુ ત્યારે મારા દાદાએ જ અબાજીની બાધા રાખેલી અને તેનો આ મનોર

મનોર માસ્તર પ્રાથમિક શાળાના શિક્ષક હતા માડ પોતાનુ પૂરુ કરતા બાપની મુડીમા ઘર સિવાય કઈ જ મળ્યુ નહોતુ અને માસ્તર જાતે ઘણા જ નીતિવાન તે કાયમ કહેતા–'રળે તે રોટલા જ ખાય, આડાઅવળો હાથ પડે તે જ ધનવાન થાય '

મનોર માસ્તરે આવતાવેત દાદીના પગે હાથ મૂકી ખપમે રૂપીઆ બસોની નોટોનો ઢગલો કર્યો અને અમે કઈ બોલીએ તે પહેલા જ બોલ્યા 'બા, રમેશને કાલે ને કાલે જ કોલેજમા મોકલો, જો કઈ બોલો તો મારા સમ છે હુ દર વર્ષે રૂપિયા બસો આપતો રહીશ '

'અલ્યા, પણ તારુ ગજુ નથી તુ ક્યાથી તારા ટૂકા





પગારમાં આટલા પૈસા કાઢી શકીશ ?' દાદીમાએ કહ્યું.
'ગમે તે કરીશ. તેની તમે ચિંતા કરશો નહિ. એટલી ખાતરી રાખશો કે આ મનોરે આખી જિંદગી ખોટું કામ નથી કર્યું ને હવે પાછલી અવસ્થામાં નહિ કરે. અને ભાઈને ભણવા માટે અનીતિનો પૈસો નહિ આપે. મગનશેઠે અમારું એટલું કર્યું છે કે આ ચામડીનાં જોડાં સીવડાવીએ તો પણ ઓછું છે.' માસ્તરનો જવાબ તૈયાર હતો.
'આવું તો ક્યાં તારા એકલાનું કર્યું છે? ઘણાનું કર્યું છે,' આટલું કહેતાં કહેતાં દાદીની આંખો ભીની થઈ ગઈ. તેમની નજર આગળ મારા દાદાની કૃપાથી ધનિક થયેલા જે અનેક લોકો હતા તે દેખાતા હતા.

મનોર માસ્તરે સાચે જ પોતાની ચામડીના મારે માટે જોડા જ સીવડાવ્યા હતા. તેમણે પૈસા ક્યાંથી આપવા માંડ્યા તે તો હજી સુધી એક કોયડો છે પરંતુ મને ખ્યાલ છે તેમણે પોતાની રહીસહી બચત અને વૃદ્ધાવસ્થાની ટેકણલાકડી મારે માટે વાપરી નાખવા માંડી હતી.
તે દિવસની મુલાકાત કોઈ ઓર જ પ્રકારની હતી. ન મનોર માસ્તર કંઈ વધારે બોલ્યા ન દાદીમા કંઈ બોલી શક્યાં. બન્નેની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં. હું તો આમાં શું કરવું તે જ સમજતો નહોતો. 'ત્યારે જાઉં છું' આટલું બોલી અને રૂપીઆ મૂકી મનોર માસ્તર ચાલી ગયા. દાદીએ પણ 'કાલે તારે કોલેજ જવાનું છે' એટલું જ કહ્યું અને બજરંગાના ધ્યાનમાં પાછાં લીન થઈ ગયાં.
'હું જ પાપી છું કે તારામાં વિશ્વાસ નહોતી રાખતી. તારે કરવાનું હતું અને તેં કર્યું પણ હું નકામી ભાર લઈને ફરતી હતી'—અને આવી આવી કેટલીય વાતો દાદી બજરંગા સાથે કરતાં હતાં. મોડી રાત સુધી જાગતાં રહ્યાં. જો કે મને તો તુરત જ ઊંઘ આવી અને ઊંઘતાંવેંત હું તો કૉલેજજીવનનાં મીઠા સ્વપ્નામાં પડી ગયો તે એટલે સુધી કે સવાર ક્યારે પડ્યું તેની પણ ખબર રહી નહીં.

મનોર માસ્તર આદર્શ શિક્ષક હતા. તેમના હાથ નીચે ભણેલા વિદ્યાર્થીઓ આજે પણ તેમને ખૂબ જ માનની લાગણીથી જુએ છે. તેઓ શિક્ષણ સારું આપતા એટલું જ નહીં પણ ચારિત્ર્યઘડતરને ખૂબ જ મહત્ત્વ આપતા. વારે વારે તેમની વાતમાં આ વાક્ય આવવાનું જ: 'રળે તે રોટલા ખાય અને રોટલા ખાય તે જ સુખી થાય.' તેઓ માનતા કે જેઓ સાચા પરસેવાનું કમાય છે તે જ સાચા સુખી છે. બાકી ધનવાન પાસે પૈસો ભલે હોય પણ સુખ તો નથી જ. અને આખી જિંદગી તેમણે આ સૂત્ર જીવવામાં કાઢી. તેમણે કદી વધારે ધન કમાવાની ઇચ્છા કે પ્રયત્ન કર્યાં નહોતાં.
આમ તો પ્રાથમિક શાળાના શિક્ષકો અનેક ધંધા કરતા. કેટલાક ખેતી કરતા, કેટલાક થોડો વેપાર કરતા અને જેટલાને ટ્યુશન મળે તેટલાં તો ટ્યુશન તો રાખતા જ. મનોર માસ્તરે કદી ટ્યુશન રાખ્યું નથી. જો કે તેમને ત્યાં વિદ્યાર્થીઓની કાયમ ઠઠ જામેલી જ રહેતી. કોઈ આવે તેને તે મફત ભણાવતા.
મનોર માસ્તરનો નીતિનો ખ્યાલ ઘણો જ ઊંચો હતો. જે દિવસે નિશાળમાં બે મિનિટ પણ મોડા પડે તે દિવસે નિશાળમાં રજા મૂકી દેતા પરંતુ આખો દિવસ નિશાળમાં રોકાઈ પોતાનું કામ કરતા. તે નિશાળે જવામાં એટલા નિયમીત હતા કે તેમના પાડોશના લોકો કહેતા કે ઘડીઆળ મેળવવી હોય તો મનોર માસ્તર નિશાળે જાય ત્યારે મેળવી લો. ઘણાં માબાપ પોતાના છોકરાને કહેતાં, 'અલ્યા ઝટ કરો હવે, મનોર માસ્તર તો નિશાળે ક્યારનાય ગયા !'

મનોર માસ્તર કાયમ અમારે ત્યાં એકાદ આંટો મારી જતા. ઘરનું શાક વગેરે લાવવું હોય તો મનોર માસ્તર લાવી આપતા. રાચરચીલું વેચવું હોય તો તે પણ મનોર માસ્તર જ કરી આપતા. અમારા તરફથી કંઈ પણ મળવાની હવે આશા નહોતી છતાં તેઓ વફાદારીથી કામ કરતા અને દાદીમા કંઈ પણ વિવેકના બે શબ્દો કહે તો તેમનો જવાબ એટલો જ

હતા કે મગનશેઠ માટે તો ખાલના જોડા સીવડાવીએ તો પણ ઓછુ છે

કોલેજનુ શિક્ષણ લેવાનુ હોય તેના બે દિવસ પહેલા મનોર માસ્તર અમારે ઘેર આવી બસો રૂપીઆ આપી જતા મને શિષ્યવૃત્તિ મળતી પાછળથી એક સારા છાત્રાલયમા રહેવાનુ પણ મળ્યુ એટલે આટલા પૈસા પૂરતા થઈ રહેતા ખુબીની વાત તો એ છે કે મનોર માસ્તરે આટલી મદદ કરી છે તે વાત એમણે એટલી ખાનગી રાખી છે કે આજ સુધી હુ દાદીમા અને મનોર માસ્તર સિવાય કોઈ જ આ વાત જાણતુ નથી

મનોર માસ્તરને મદદ લાબો વખત કરવાની જરૂર ન પડી ઈન્ટરસાયન્સ પાસ થઈ એન્જીનીઅરીગના પહેલા જ વર્ષમા હુ એટલા ઊચે નબરે પાસ થયો કે મને મારુ ખર્ચ નભી રહે તેવી શિષ્યવૃત્તિ મળી રહેતી મારુ ગાડુ આવુ સરાડે ચડ્યુ પછી તો દાદીમાના આનદનુ પૂછવુ જ શુ ? કેટલાક સદ્ભાવથી અને કેટલાક કુતૂહલવૃત્તિથી મારુ કેવી રીતે ચાલે છે તે દાદીમાને પૂછતા તો દાદીમા એક જ જવાબ આપતા કે એ બધી ચિતા બજરગાને છે, મારે નથી

હુ બી ઈ થયો ત્યારે દાદીમા તથા મનોર માસ્તરના આનદનો પાર નહોતો જો કે અમારા અનેક સગા વહાલા અને મિત્રો પણ આ આનદમા ભાગ લેવા હાજર હતા અરે જેમણે દાદીમાને મને ન ભણાવવાના સલાહ આપી હતી તે પણ આમા ભાગ લેવા હાજર હતા અમારા આખા ગામમા અને આખી કોમમા હુ પહેલો જ બી ઈ થયો એટલે આનદનો પાર નહોતો અને મગન શેઠના ઘણા સ્નેહીજનો કહેતા કે આ તો મગન શેઠના પુણ્યનો પ્રતાપ છે અને આડકતરી રીતે મારા પાસ થયાનો યશ લેતા

યશ નહોતા લેતા માત્ર દાદીમા ને મનોર માસ્તર દાદીમા તો પહેલેથી બધો બોજો બજરગાને માથે જ નાખીને બેઠા હતા એટલે એ તો એટલુ જ કહેતા 'એમા મારે શુ ? ન ભણ્યો હોત તો બજરગાની લાજ જાત અને ભણ્યો તો પણ તેને જ આભારી છે' મનોર માસ્તર તો રખે ને પોતાની મદદની વાત બહાર પડી જાય તેથી અદરથી ભલે ગમેતેટલા હરખાતા હોય પણ બહારથી આનદ વ્યક્ત કરવામા પણ બહુ જ સયમ રાખતા

એક મહત્ત્વની વાત તો કહેવી ભૂલી જ ગયો મેટ્રિક પાસ થયા પછી અમારી નાતના એકબે ધનિકોની દાદીમા પાસે સૂચના આવેલી કે જો દાદીમા મારો વિવાહ તેમની છોકરી સાથે કરે તો તેઓ મારા ભણતરનો બધો જ ખર્ચ ઉપાડી લેવા તૈયાર હતા કેટલાક તો મને ઘરજમાઈ તરીકે જ રાખી લઈને મારી બધી જ જવાબદારી સભાળી લેવાનુ સૂચવતા આમા એકાદ બે તો મીલ–માલિક અને સારા વકીલ અને ડૉક્ટરો પણ હતા દાદીમાનો બધાને એક જ જવાબ હતો

કન્યા તો રમેશ ગ્રેજ્યુએટ થશે ત્યારે જાતે શોધી લેશે હુ લાકડે માકડુ વળગાડવા માગતી નથી ભણાવવાની જવાબદારી તો બજરગાની છે તેને માટે મારાથી આવો સોદો થાય નહિ'

આજે મને દાદીમાની વાત સમજાય છે આવા એકાદ ધનપતિની છોકરી મારી કોટે વળગી હોત તો મારી શુ દશા થાત તેનો વિચાર કરતા પણ મને કપારી છૂટે છે કારણ કે આવા ધનપતિઓના ઘરજમાઈઓની શુ દશા હોય છે તે હું પ્રત્યક્ષ જોઉ છુ

હુ બી ઈ પાસ થઈ નોકરીમા હજી સ્થિર થઉ છુ ત્યા તો દાદીમા માદા પડ્યા પાસ થયા પછી મારી સમતિ મેળવી દાદીમાએ મારુ લગ્ન કરાવી આપ્યુ હતુ અને હવે દાદીમાને પોતાના જીવનની મુરાદ પૂરી થઈ હોય તેમ લાગતુ હતુ દાદીમા સીધો બહુ ઉપદેશ આપતા નહિ પણ બે ત્રણ વાતો આડકતરી રીતે મારા જીવનમા ઉતારી ગયા છે તે કદી ભુલાય તેમ નથી

જીવનમા જે કાઈ સફળતા મળે છે તે ઈશ્વરની કૃપાથી જ મળે છે દાદીમાનુ મુખ્ય સૂત્ર હતુ 'એમ માનીશ નહિ કે તારી બુદ્ધિના બળે કે ભણતરથી આટલો આગળ વધે છે ' દાદીમાએ મને જ્યારે સારી નોકરી

મળેલી ત્યારે કહેલું : 'આ તો બજરંગાનો પ્રતાપ. બાકી તારા જેવા તો કેટલાય જોડા ફાડતા ફરે છે.' વાત સાચી હતી. મારા સાથીદારોમાં હું એક જ માત્ર હતો જેને આસાનીથી આટલી સારી નોકરી મળી ગઈ હોય.

ત્રેવડ તે ત્રીજો ભાઈ છે એ વાત દાદીમા રોજ કહેતાં. અમારે ત્યાં રોજ રાંધવાનું સીધું કાઢે તેમાંથી દાદીમા ચપટી ચપટી કાઢી લેતાં અને આવી રીતે એકઠું કરેલું સીધું દર બારશને દિવસે સ્વાશ્રયી છાત્રાલયના વિદ્યાર્થીને આપતા. અમારા ગામમાં એક સ્વાશ્રયી છાત્રાલય ચાલતું જેમાં ગરીબોના છોકરા બધું જ કામ હાથે કરીને સીધું ઉઘરાવી લાવી પોતાનો ગુજારો કરતા અને હાયસ્કૂલમાં ભણતા આ વિદ્યાર્થીઓના દાદીમા મોટા ટેકેદાર હતા. પોતે તેમને કાયમ સીધું આપતાં એટલું જ નહિ પણ મહોલ્લાના ઘણાને તેમણે વિદ્યાર્થીઓને સીધું આપતા કરી નાખ્યા હતા. વિદ્યાદાન માટે તેમનો પ્રેમ અપાર હતો અને કોઈ પણ ગરીબ વિદ્યાર્થીને ભણવામાં સહાયભૂત થવામાં દાદીમાને ભારે આનંદ આવતો.

મને નોકરી મળી અને હું શહેરમાં નોકરી માટે ગયો ત્યારે મેં દાદીમાને મારી સાથે આવવાનો ઘણો આગ્રહ કર્યો છતાં દાદીમા મારી સાથે ન આવ્યાં તે ન જ આવ્યાં. તેમના જીવનનાં બે જ ધ્યેય હતાં : એક બજરંગાની સેવા અને બીજું મારું ભણતર. તેમાં મારું ભણતર પૂરું થયું એટલે હવે બજરંગાની સેવા એ જ એક માત્ર તેમની જિંદગીનું ધ્યેય બાકી રહ્યું હતું.

દાદીમા માંદાં પડ્યાનો મને તાર મળ્યો ત્યારે હું મુંબઈ હતો. તાર મળ્યા પહેલાં બે દિવસ ઉપર કાગળ પણ મળ્યો હતો. 'મારું કામ હવે પૂરું થયું છે. મને બજરંગો બોલાવે છે. મારી ચિઠ્ઠી ફાટી ગઈ છે. બીજું તો કંઈ ખાસ કામ નથી પણ થોડી ભલામણ કરવાની છે માટે રૂબરૂ આવી જજે.'

દાદીમાનો તાર મળતાં જ હું વતનમાં આવ્યો. દાદીમા પથારીમાં હતાં. મનોર માસ્તર તેમનાં પત્ની અને દીકરો સુરેશ તો દાદીમાની ચાકરીમાં હોય જ. દાદીમાને શ્વાસ શરૂ થઈ ગયો હતો. શરીર સાવ જીર્ણ થઈ ગયું હતું. આ શરીરે દુનિયાની અનેક તડકીછાંયડી જોઈ હતી. છતાં હજી આંખોમાં તેજ તેનું તે જ હતું. બજરંગાની ભક્તિ પણ તેની તે જ હતી. અમારો બધાનો ખૂબ જ આગ્રહ હોવા છતાં વિલાયતી દવા તો લેવાની સાફ ના જ પાડી હતી.

મને વિચાર થતો કે દાદીમાને શું ભલામણ કરવાની હશે? તે દિવસે રાતના તેમણે મનોર માસ્તરને અને તેમનાં ઘરનાંને પોતપોતાને ઘેર સૂવા મોકલી દીધાં.

રાતનાં દાદીમાએ મને બે જ વાતની ભલામણ કરી. ભલામણ નહિ પણ માત્ર સૂચના જ કરી કહો ને. એક તો કહ્યું : 'જો જિંદગીમાં ગમેતેટલો આગળ વધે તો પણ બજરંગાને ભૂલીશ નહિ.' અને બીજું કહ્યું: 'જો મનોર અને તેનાં છોકરાંની બધી જ જવાબદારી તારે માથે છે. પછી આજકાલની સુધરેલી બૈરીઓની વાદે એ મનોર કે એનાં છોકરાંને ભૂલીશ નહિ.'

મારી પાસે આનો શો જવાબ હોય? મનોર માસ્તરે મારે માટે શું શું વેઠ્યું છે તે હું સારી રીતે જાણતો હતો. 'બા તું મને એટલો નગુણો ધારે છે?' મારાથી વધુ બોલાયું નહિ. મારાં સાસુએ બાના પગનો અભિષેક કર્યો અને જાણે જીવનનું આટલું જ કામ બાકી હોય તેમ મારા સાસુના અભિષેકની સાથે પોતાની ભલામણનો બરાબર અમલ થશે તેવી ખાતરી ન મળી ગઈ હોય તેમ દાદીમાનો આત્મા બજરંગાની સાન્નિધ્યમાં તેની સેવા કરવા ચાલ્યો ગયો.



'યુનો'ની જનરલ એસેમ્બલીના પહેલા પ્રમુખ બેલ્જિયમના પોલ હેન્રી સ્પાક અમેરિકાના વ્યાખ્યાન પ્રવાસે નીકળેલા ત્યારની આ વાત છે. એક સ્થળે ભાષણના અંતે એક મહિલાએ શ્રી. સ્પાકની નજીક આવી કહ્યું : 'અરે મી. સ્પાક! તમે તો અદ્ભુત છો...તમે દેખાવે છો ચર્ચિલ જેવા અને બોલો છો ચાર્લ્સ બોયરની જેમ.'

'માદામ' સ્પાકે જવાબ વાળ્યો, 'મને દેખાવું ચાર્લ્સ બોયરની જેમ ગમે છે ને બોલવાનું ચર્ચિલની જેમ...'

પીતાંબર પટેલ

# મહર્ષિ દધીચિ શલ્યભવન

ગયા મીસના અને આ માસના અંકમા છપાયેલ એક વીરલ વિદેશી માનવીની કથા 'પતિતનો પિતા' જેવી જ આપણા દેશના એક સેવાભાવી દાક્તરની સંસ્થાની આ લેખના લેખકે લીધેલી મુલાકાતની આ કથા છે .....

બધા રોગોમાં રક્તપિત્તનો રોગ મહા ભયંકર ગણાય છે. કોઈને શાપ આપવો હોય, ગાળ દેવી હોય કે રોષ વ્યક્ત કરવો હોય તો હજીયે લોકો કહે છે...' તને કોઢ નીકળજો, તને પીત નીકળજો ..' 'પીત' તે 'રક્તપીત.' એને હવે મહારોગ કે કુષ્ઠરોગ પણ કહે છે. આ રક્તપીતનો રોગ ચેપી છે એવી માન્યતા સમાજમાં પ્રચલિત છે. પણ દાક્તરી વિદ્યાએ સંશોધન કરીને સાબિત કર્યું છે કે બધા દર્દીઓ ચેપી–રોગી હોતા નથી. તેમ એ રોગ વધતો અટકાવી શકાય છે. દર્દીને જો સમયસરની સારવાર મળે, તેનો ઇલાજ થાય તો પ્રારંભના કેસ તો સુધરી શકે છે.

પણ આ રોગની ભારે ઉપેક્ષા થઈ છે. તેમાં એ રોગીનાં આગળાં ખરી પડે, અંગ સંકોચાય, શરીર અને ચહેરો કુરૂપ બની જાય...ને દર્દીનો દેખાવ જ જુગુપ્સાપ્રેરક બની જાય છે. એથી લોકો તેનાથી દૂર ભાગે છે. તેની દવા કરનારા પણ મળતા નથી. તો સારવાર કરનાર પરિચારિકાઓ તો મળે જ ક્યાંથી? પરિણામે દર્દી રિબાય છે. હીજરાય છે.. ને કણસતો, ઠોકરો ખાતો કાગડા કૂતરાના મોતે મરે છે. એવો દર્દી સમાજમાંથી તરછોડાય છે. રક્તપીત ચેપી રોગ છે એમ ગણી સૌ દર્દીને હડધૂત કરે છે. ને આખરે એ ઘરમાંથી પણ ફેંકાઈ જાય છે. આવા રક્તપીતિયા ભીખ માગતા ફરે છે. કે પછી મંદિરોના ઓટલા પર બેસી દયાયાચના કરતા, વલવલતા રડતા–કકળતા મોતના મુખમાં ધકેલાતા જાય છે. એ રોગ એવો તો વધી જાય છે કે તેનો ચેપ લાગવાનો ભય ઊભો થાય છે. પણ આ મહારોગને ખાળવા જે ઇલાજો, જે ઉપચારો લેવાવા જોઈએ અને જે સાવધાની રાખવી જોઈએ તે રખાતી લાગતી નથી આ કુષ્ઠરોગની ઉપેક્ષા જેમ સમાજે કરી તેમ ડૉકટરોએ પણ કરી. પરિણામે એ રોગ વધતો ગયો, રોગ વિશેની ગેરસમજ પણ વધતી ગઈ અને રક્તપીતિયા ભિખારીઓ પણ વધતા ગયા.

આ ઉપેક્ષિત રોગીઓ સામે જો સૌથી પહેલાં કોઈનુંયે લક્ષ ગયું હોય તો તે ખ્રિસ્તી મિશનરીઓનું. વિદેશી ડૉકટરો અને નર્સો આવી, આ દેશના રક્તપીતિયાઓની સેવા કરવા લાગ્યા. મિશનરી હોસ્પિટલો શરૂ થઈ અને હડધૂત થયેલા, ફેંકાઈ ગયેલા મહારોગીઓનો ઇલાજ શરૂ થયો. ખ્રિસ્તી મિશનરીઓનું સેવા પાછળનું ધ્યેય કદાચ ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરવાનું હશે. કેટલાકે એ સેવાના અંચળા તળે ધર્માંતર કરાવવાનુંયે કામ કર્યું હશે. પણ એક વાતનો તો સ્વીકાર કરવો જ જોઈએ કે ખ્રિસ્તી મિશનરીઓએ માનવતાની સેવા કરી છે. પછાત વર્ગમાં, આદિવાસીઓમાં, દૂર સુદૂર, જ્યાં રેલવે પહોંચતી નથી, બસમાર્ગ નથી, તાર ટેલિફોન નથી એવાં જંગલોમાં અને પહાડોમાં પણ જઈને આ સેવાભાવી ડૉકટરોએ રોગીઓની સેવા કરી છે. આ ભૂમિના ડૉકટરોએ તે વર્ગની, પેલાં વસુંધરાનાં વહાલાં દવલાંની સામે પણ કદી જોયું નથી.. જ્યાં ધનપતિઓનો પણ કૃપાળુ હાથ પહોંચ્યો નથી, અરે સરકારી દવાયે પહોંચી નથી ત્યાં આ પરદેશથી ડૉકટરો અને નર્સો પહોંચી ગયાં છે. આ પરભૂમિને માતૃવતન ગણી રોગી, દુ:ખી અને દુભાયેલાં દીનહીનોની સેવા કરી છે. એ પ્રદેશની ભાષા શીખી, એ પ્રદેશની રહેણીકરણી સમજી એ પ્રદેશનું માનસ સમજી, આખાયે પ્રદેશને પોતાની સેવા આપી છે. આવા દરિદ્રનારાયણોની સૌથી પ્રથમ સેવા મિશનરીઓએ જ શરૂ કરી તેમણે જ નીજની સેવાપરાયણતાથી, કરુણા અને ભલાઈથી ભારતમાં સેવાજીવનથી નવી જ પ્રણાલિકા પાડી. નવી કેડી પાડી દેશભરમાં મિશનરીઓનાં દવાખાના મોટી સંખ્યામાં





ફેલાયેલાં છે. આજે પણ ચાલુ છે. એક ડૉક્ટર જાય અને બીજો આવે, તો પણ પેલું સેવાનું ઝરણુ તો વહેતું જ રહે છે. એ જ ઉત્સાહ, એ જ ધૂન, એ જ કાર્યક્ષમતા અને એ જ સેવાપરાયણતા. ખ્રિસ્તી મિશનરીઓના આ ગુણ ભારતીય ડૉક્ટરોએ લોહીમાં ઉતારવાના હજુ બાકી છે. મિશનરીઓની પેઠે સેવાના દીવડા પ્રગટાવવાના હજી બાકી છે. મિશનરીઓએ શરૂ કરેલું આ વહેણ નિરાંત વહેતો પ્રવાહ બની રહે, તેમણે પાડેલી કેડી સેવાનો રાજમાર્ગ બની રહે એવી આશા રાખી.

અને આ દેશના દીનહીન કરોડો લોકો હજીયે રોગના ભોગ બન્યા કરે છે. તેમના સુધી હજીયે દવા પહોંચી નથી, દાક્તરોનો સેવાભાવી હાથ પહોંચ્યો નથી. આજે રક્તપીતના દર્દીઓની સેવા કરવા સેવાભાવી ડૉક્ટરો શોધ્યા જડતા નથી. પછી એવી હૉસ્પિટલ ચલાવનાર તો મળે જ ક્યાંથી? અમદાવાદમાં જ એક હૉસ્પિટલ છે. પણ તે ચલાવવા કોઈ આગળ ન આવ્યું. ખ્રિસ્તી મિશનરીઓ જ તેનું સંચાલન કરે છે. ગુજરાતમાં અન્ય સ્થળે પણ સેવાનું કામ ગુજરાતી ડૉક્ટરો કરતાં ખ્રિસ્તી મિશનરીઓ, ગોરા ગુજરાતીઓ દ્વારા વિશેષ પ્રમાણમાં ચાલી રહ્યું છે. આણંદમાં ડૉ. કુક સેવાની સુવાસ મૂકી ગયા છે. એ ગોરા ગુજરાતીને કેમ ભુલાય? ગાંધીજીના ગુજરાતમાં તો માનવસેવાની અનેકવિધ સંસ્થાઓ નિઃસ્વાર્થી સેવકો દ્વારા ચાલે એવી સૌ કોઈ અપેક્ષા રાખી શકે.

પણ રક્તપીતની એક મોટી હૉસ્પિટલ અમરાવતી (વિદર્ભ) માં જોઈ અને પેલો 'મિશનરી સ્પીરીટ' જોઈ, નિર્વ્યાજ માનવસેવા જોઈ હૈયું હરખાયું અને શીર્ષ નમ્યું. ડૉ. શિવાજીરાવ પટવર્ધનની આ સેવા-સંસ્થા જોઈ અંતર કરુણાથી ઊભરાઈ રહ્યું. આ સેવાભાવી ડૉક્ટર મહારોગીઓના મા-બાપ બની ગયા છે, તેમનાં ઘરબાર બની ગયા છે, તેમના રખેવાળ અને પાલક બની ગયા છે. તેમની આવી નિર્મળ સેવા પ્રવૃત્તિ જોઈ ભારત સરકારે તેમને પદ્મભૂષણનો ઇલ્કાબ પણ આપ્યો છે.

આમ તો ડૉ. શિવાજીરાવ પટવર્ધન ખાનગી પ્રેક્ટીસ કરતા હતા. મહિને પાંચ હજાર રૂપિયા જેવી પ્રેક્ટીસ ચાલતી હતી. પણ અંદરનો જીવ હીજરાયા કરતો હતો. મધ્યપ્રદેશમાં રક્તપીતના રોગનું પ્રમાણ કંઈક વિશેષ છે. તે કુષ્ઠરોગીને જુએ, તેને ભીખ માગતો દેખે, તરછોડાયેલો ભાળે અને હૈયું રડી ઊઠે! આ રોગની કોઈ દવા જ નહિ! એના માટેની કોઈ હૉસ્પિટલ જ નહિ? એ બિચારાને આમ ઠેબે ચડવાનું ને કકળતાં, રડતાં દીનહીન દશામાં રિબાતા રિબાતા મરવાનું! ડૉક્ટર પટવર્ધનથી રક્તપીતિયાંઓની હાલાકી જોઈ જતી નથી, તેમની કરુણ દશા દીઠી જતી નથી. તેમનો આતમરામ જાગી ઊઠે છે. 'તું જ આ કામ ઉપાડી લે. તું જ તેમનો બાંધવ બન. તું જ તેમનો હાથ પકડ...' ને આંતર પ્રેરણાથી જ ડૉ. શિવાજીરાવ પટવર્ધને અમરાવતીમાં, શહેરથી માઈલ બે માઈલ દૂર રક્તપીતના દર્દીઓ માટે હૉસ્પિટલ શરૂ કરી. રક્તપીતની સારવાર શરૂ થઈ.

આ રોગમાં આંગળાં ખરી પડ્યાં હોય, હાથ પગ સંકોચાઈ ગયા હોય, અંગ ખેંચાઈ ગયું હોય, ચામડી જડ બની ગઈ હોય તો તે પાછી આવતી નથી આંગળાં સીધાંયે થતાં નથી, પણ દવાથી, સારવારથી એ રોગ વધતો અટકાવી શકાય છે. દર્દીને ભયમુક્ત કરી શકાય છે. પણ આવાં, કુષ્ઠરોગથી ભયમુક્ત બનેલાં દર્દીઓ જાય ક્યાં? ઘરમાં કે સમાજમાં તેમનું સ્થાન હોતું નથી. વસુંધરાનાં દુભાયેલાં દવલાંને જો આશરો ન મળે તો તે પાછાં ભીખ માગતાં સમાજમાં ફર્યાં કરે. એટલે ડૉ. પટવર્ધને તેમને માટે વસાહત શરૂ કરી. આ હૉસ્પિટલ તો સેવાઆશ્રમમાં ફેરવાઈ ગઈ. કુષ્ઠરોગીઓનું નવું નગર બની રહ્યું. કુષ્ઠરોગીઓને ત્યાં સારવાર મળે, જે સારા થયા હોય તે દર્દીઓ માટે રસોઈ કરે, કોઈ ઉદ્યોગો ચલાવે, થઈ શકે તે કામ કરે. કુષ્ઠરોગી સ્વમાનપૂર્વક જીવી



શે, તે સમાજને ભારરૂપ ન થાય તે માટે તેમને અનકૂળ નાના ઉદ્યોગો અહીં શરૂ કરવામાં આવ્યા છે

આ તો પેના બાવાના લગોટી જેવુ થયુ એક જીવાડના બીજી પ્રવૃત્તિ શરૂ કરી એ પ્રવૃત્તિને ટકાવવા વળી ત્રીજુ કામ હાથ ધરવુ પડ્યુ આ રીતે ડૉ પટવર્ધનની સેવાપ્રવૃત્તિ દવાથી માડીને તેરસાશ્રય સુધી વિસ્તરી છે સેવાશ્રમને પગભર કરવા અને કુષ્ઠરોગીઓને પગભર કરવા તેમનામાં જીવનનો નવો ઉત્સાહ પ્રગટાવવા તેમનામા નવચેતના રેડવા તેમણે અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરી છે

તેમની સસ્થામા રક્તપીતના દર્દીઓને સારવાર કઈ રીતે મળે છે તે ફરીને દેખાડ્યુ હોસ્પિટલને દાન પણ મળ્યુ છે અને મળે છે વૈજ્ઞાનિક પદ્ધતિએ દર્દીઓની સારવાર થાય છે તે બતાવી તે વસાહત તરફ ફેરવતા હતા સ્ત્રીઓ અને પુરુષોના નિવાસ સ્થાનો દેખાડ્યા સમાજે તરછોડેના કુટુબથી ત્યજાયેલા દુખિયા અહી જાણે નવુ જીવન શરૂ કરે છે નવા સબધો, નવા પરિચયો નવી ઓથ પ્રાપ્ત કરે છે સહજીવીઓ જ કુટુબીઓ બની જાય છે આખી સસ્થા એક વિશાળ કુટુબ બની જાય છે ત્યા હાથશાળ ચાલે છે, કાતણ વણાટ પાટીનુ કામ કાગળ બનાવવાનુ કામ સાબુ બનાવવાનુ અને બીજા કારખાના ઉપરાંત પ્રેસ પણ ચાલે છે આ બધા કામ આ રક્તપીતના દર્દીઓ જ કરે છે

ઉપરાંત ત્યા 'રીમાન્ડ હોમ'ના છોકરાઓને પણ રાખવામાં આવે છે ગુનાહિત વૃત્તિવાળા કે ચોરીની બદીમા ફસાયેના કિશોરોને અહી ઉદ્યોગો શીખવવામાં આવે છે ભણાવવામા આવે છે પ્રેમ અને હૂફ મળતા તેઓ સારા યુવાનો બને છે કેટલાક તો ત્યાં જ એ સસ્થામાં સેવાભાવથી કામ કરવા જોડાઈ જાય છે

આ સસ્થામા ફરતા ફરતા ગાધીજીની પ્રતિમા આગળ આવી ડૉક્ટર પટવર્ધન ઉભા રહ્યા ગાધીજીના ચહેરા સામે જોઈ તેમણે કહ્યુ યહ કાર્ય કો બાપુકા આશીર્વાદ મીલા હૈ ઉન્હોંને જો દીખાયા વો રાહ પર મૈં ચલ રહા હું '

ને એ પ્રતિમા નીચે બાપુનો ઉદ્ગાર અકાયેલો હતો મહારોગીઓની સેવા કરવાની એમની ઉત્કટ ભાવના તેમાં મઢાયેલી હતી સેવાગ્રામમા તેમણે કુષ્ઠરોગની સારવાર પણ શરૂ કરાવી હતી પ્રખર સગીતકાર પરચુરે શાસ્ત્રીને કુષ્ઠરોગ થયેલો ખુદ બાપુ તેમની સેવા કરતા માલીસ કરતા ને એમની સેવા કરતા કરતાં જ બાપુએ મહારોગ તરફ આખા દેશનુ લક્ષ ખેચેલુ આ સસ્થાને પણ બાપુ આશિષ આપતા જાણે બેઠા છે અને સૌનુ આ અનિવાર્ય આવશ્યક સેવાધર્મ તરફ લક્ષ ખેંચી રહ્યા છે જાણે ડા શિવાજીરાવ બાપુનુ ચીધેલુ તેમનુ પ્યારુ કામ અહી કરી રહ્યા છે

કુષ્ઠરોગનો ઈલાજ કેમ કરવો તેને માટેના તાલીમ વર્ગ પણ ત્યા ચાલે છે આ વર્ગમા ગુજરાતના છ સાત વિદ્યાર્થીઓ ભણે છે પાટણના અકલેશ્વરના વિદ્યાર્થીઓ અમને મળ્યા સેવાના રગે રગાયેના આ જુવાનોને મળી સૌ પ્રવાસીઓને આનદ થયો ડા શિવાજીરાવે તેમની હોસ્પિટલને સૂચક નામ આપ્યુ છે મહર્ષિ દધીચિ શલ્ય ભવન અહી ત્રણસો જેટલા દર્દીઓ લાભ લે છે ત્યા બીજા ડાક્ટરો અને પરિચારિકાઓ અને કાર્યકરો ભાઈ બહેનો કામ કરે છે ડૉ સુરેશ ઉદયપુકર ડૉ કાણે વગેરે અનુભવી ડૉક્ટરો છે તેમાના કેટલાક તો વિદેશ જઈ આની તાલીમ લીધેલી છે

આ હોસ્પિટલનુ વાતાવરણ જ સેવાશ્રમ જેવુ છે ડૉક્ટરોના નિવાસસ્થાનો કુટિર જેવા છે ત્યા કાર્યનો પ્રારભ પ્રાર્થનાથી થાય છે દર્દીઓ અને ડૉક્ટરો સૌ પ્રાર્થનામા જોડાય છે સાજના પણ સમૂહપ્રાર્થના થાય છે

અમને લેખકોને મળવા ડૉ શિવાજીરાવે બપોરે સમૂહ પ્રાર્થના યોજી ઘટના સાકેતિક ટકોરાઓ લોકોને જરૂરી સૂચના આપી રહે છે અમુક પ્રકારનો ઘટ ઊઠવાનો અમુક ટકોરા પ્રાર્થનાના અમુક જમવાના



વગેરે સભાગૃહમાં મહારોગીઓ અને કામ કરનારાઓ આવી ચૂપચાપ લાઈનસર ગોઠવાઈ ગયાં આશ્રમ જેવી જ શાંતિ.

પ્રાર્થનાનો આરંભ થયો.

'પ્રભુ તુમ બાર બાર આયે...'

જાણે આ દર્દીઓ પ્રભુને વિનવતા હતા. તેમના જેવાં દીન દુખિયાંની ખબર લેવા કાકલુદી કરતા હતાં. પ્રાર્થના તે દિવસથી અંતરમાં ગૂંજી રહી છે. એ કરુણાગર્ભવાણી, એ હૈયું વલોવી નાખે એવી કાકલુદી, એ અંતરની આરત જેવી અંતરમાંથી નીકળતી હતી તેવી જ અમારા અંતરમાં સોંસરી ઊતરી જતી હતી.

અને પ્રાર્થના પછી, ડૉ. પટવર્ધનનું પ્રવચન પણ એવું જ મર્મસ્પર્શી અને હૃદયવેધક હતું. કુષ્ઠરોગીઓની સેવા કરવાનું કામ એકલા મિશનરીઓનું નથી, આપણા સૌનું છે. આ કામ ગાંધીજીના ગુજરાતે ઊપાડી લેવું જોઈએ એવી અપીલ કરી. તેમની વાણીમાં નરી કરુણા વહેતી હતી. તેમની આંખમાં દયા છલકાતી હતી. તે ખૂબ જ વેદનાભર્યા અવાજે બોલતા હતા જાણે તે સામે બેઠેલાં પેલાં દુભાયેલાં મહારોગીઓની મૂકવાણીને વાચા આપી રહ્યા હતા.

અમે આ સ્થળે માણસાઈનો દીવડો જલતો જોયો. ન મળે પ્રચાર, ન મળે પરિચય-પુસ્તિકા, ન મળે કશો દેખાવ, ત્યાં તો સેવા બોલતી હતી. ત્યાં કરુણા વહેતી હતી ને ત્યાં માનવસેવાનો દીવડો જલી રહ્યો હતો. એવી સંસ્થા જોઈ કોને આદર ન થાય? કોનું હૈયું ન પીગળે?

બાપુના ચીંધેલા સેવાના માર્ગે જવાની પ્રેરણા મળે એવી જીવતી સેવાપરાયણતા અને મૂર્તિમંત ત્યાં કરુણા જોઈ, એવી કરુણા કદીયે ન વિસરાય. સહપ્રવાસીઓનાં અંતરમાં પણ માણસાઈ પ્રગટી રહી હતી. આવી સંસ્થાઓ દેશમાં વધે, ડૉ. પટવર્ધન જેવા સેવાભાવી ડૉક્ટરો પણ બહાર આવે એવી આશા સેવતા અમે બસ પકડવા બહાર નીકળ્યાં.



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**પાનખર અને વસંત :** સાને ગુરુજી. અનુ. જયન્ત પરમાર. પાનાં ૨૯૮. રૂ. ૫/૭૫. **જીવન-ઝંઝાવાત :** રંભાબેન ગાંધી. પાનાં. ૧૧૬. રૂ. ૨/–. **મૂગા પડછાયા :** બળવંત નાયક. પાનાં ૩૮૮. રૂ. ૭/૫૦. **ધરતીનાં અમી :** મણિભાઈ ર. પટેલ. પાનાં ૧૭૬. રૂ. ૬/૭૫. **વ્રતકથાઓ :** કૃષ્ણપ્રસાદ ભટ્ટ. પાનાં ૧૪૨. રૂ. ૨/૭૫. **સાહસની શોધમાં :** નવનીત સેવક. પાનાં ૧૩૨. રૂ. ૨/૫૦ **ખરતા તારા :** જિતુભાઈ પ્ર. મહેતા. પાનાં ૨૨૩. રૂ. ૪/૫૦. **અંતિમ દીપ :** મોહનલાલ પટેલ. પાનાં ૨૧૮. રૂ. ૪/૫૦. **પુનર્મિલન :** ડાહ્યાભાઈ પટેલ. પાનાં ૨૪૦. રૂ. ૪/૭૫. **દ્વિરેફનું વાર્તામધુ :** (બીજી આ.) રામનારાયણ વિ. પાઠક. પાનાં ૮૬. રૂ. ૧/૫૦—દસેયના પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. **પૂર્ણજીવનનું ઉપનિષદ :** અનુ. મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૧૮. ૦/૨૫. **વિવેકાંજલિ :** મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૨૭૧. રૂ. ૩/— —બન્નેના પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪.



૧૯૭૫ થી ૧૯૮૦ સુધીમાં ભારતની વસતિ ૫૦ કરોડની થવાનો સંભવ છે. ચીનની વસતી ૧૯૭૧ સુધીમાં ૯૦ કરોડની થવાનો સંભવ છે. ૧૯૮૦ સુધીમાં એશિયા અને દૂરપૂર્વની વસતિ દુનિયાની વસતિના ૫૫ ટકા થશે. ૧૯૫૦માં આ ભાગની વસતી ૧ અબજ ૩૧ કરોડ ૭૦ લાખ હતી, જે ૧૯૮૦માં વધીને ૨ અબજ ૨૬ કરોડ ૮૦ લાખની થશે. ૧૯૮૦ માં અગ્નિ એશિયાની વસતિ ૩૪ કરોડ ૮૦ લાખ થવાનો અંદાજ છે. ૧૯૫૦-૮૦ ના આંકડાની દૃષ્ટિએ એશિયા અને દૂરપૂર્વની વસ્તીની ગીચતા દર ચોરસ કીલોમીટરે ૭૦ છે, રશિયા, ઉત્તર અને લેટિન અમેરિકામાં વસ્તીની ગીચતા ૯ ની છે. જ્યારે દુનિયાના અન્ય સ્થળોએ ૧૫ ની છે.

નાનુભાઈ દવે

# 'ઉપરામ'—એક પરિચયાંજલિ

રોજની ઘટમાળ તો ચાલ્યા કરે છે

ઘણાના સસાર ગબડી જાય છે કોઈ થાબડ થીગડ ચલાવે છે, ગોઠવી સાચવી શકે છે કોઈ એની મજા ચખે છે પણ એટનુ જ હોત તો સમારની ફિકર આપણે આટલા વર્ષોથી કરતા આવ્યા છીએ તે ના કરત કેટલાક નર્યું ઝેર ઓકે છે, દીવાનુ તેજ ઢાંકી ઊભા રહે છે અને બધુ ઉદાસ નિરાશાભર્યું કરી મૂકે છે

છતા સસગના રૂપ કરમાયા નથી એનુ માધુર્ય સમજી એનુ જતન કરનાર પણ નીકળે છે કહે છે કે ગમેતેવ મૂઢ માનવીને પણ એકવર ગેમી સૂર સભળાય છે એની આસ્થા જાગે છે એ નમ્ર બને છે શરણુ શોધે છે ને મદદ માટે વિનવણી કરે છે એ વિના માનવી જીવી જતો નથી

એનુ આધ્યાત્મિક જીવન ટૂકુ અલ્પજીવી હોય તો બેસતાની વાર એ ફૂલ ખીલ્યા વિના ખરી પડે ને નહિ તો એ સભર બને પ્રફુલ્લ પાખડી કમળ કે પૂર્ણ ઘરના પ્રતીકો ઠેર ઠેર રચીને આપણે જીવન સમૃદ્ધ કરવા તરફ ધ્યાન આપ્યુ છે જ ને

કોઈએ એનુ સાવ સાદુ રૂપ રાખ્યુ ને નહિ જેવી ક્રિયા મની પણ હૃદયની આસ્થા તો ભરી ભરીને રાખી એટલેથીયે કામ તો ચાલત પણ માનવીનુ અવતાર કાર્ય મોટુ સમજાયુ એટલે એના ચિતનોમાથી એણે ઘણુ જોયુ, ઘણુ ઓળખ્યુ, એની સાથે સબધ વધાર્યો અને એમાથી શક્તિ મેળવી જગતમા ઉતારી

આ કામ જેવુતેવુ તે નથી જ એમ એ અશક્ય પણ નથી એ માર્ગના ધુરધર પ્રવાસીઓના અનુભવો અદ્ભુત રીતે સરખા ઊતર્યા છે અને એમણે જે સાવચેતીઓ જણાવી તે પણ સરખી જણાઈ છે એ પછી એ અનુભવો સાચા માનવા જોઈએ કોઈએ વિરાળ દર્શન કર્યું હોય તો કોઈએ કેન્દ્રિત કર્યું હોય કોઈની ભાષા ગૂઢ હોય તો કોઈની સરળ કોઈની વાણી થોડાને સ્પર્શ કરી જાય તો કોઈ ઘણાને પ્રેરણા આપે

આ દિશામા વગર થાકયે જીવનનુ અણુએ અણુ એકાગ્ર કરીને સતત મચ્યા રહેનાર વિરલ પુરુષો ભારત દેશમા છે એથી એ Spiritual છે એમના જેવા થવા કે દેખાવા લાખો પ્રયાસ કરતા હશે, નિષ્ફળ જતા હશે કે રોગ બની ફરતા હશે પણ જેમની નિષ્ઠા સાચી છે તે તીક્ષ્ણ છે, સતત છે, તેમને સિદ્ધિ વરે છે, એમનો માર્ગ અનોખો છે

એ માર્ગ ઉપર બે મિત્રો બનીને મિત્રભાવે આવે એવુ એક પુસ્તક હમણા પ્રગટ થયુ છે એનુ નામ 'ઉપરામ' આ ગ્રથ નથી પુસ્તક પણ નથી એ છે નાનકડો ગુચ્છ એમા કાવ્યો છે પણ ગદ્યમા એ દુકાને મળતો નથી અને છતા મેળવવાની નિષ્ઠા હોય એને મળે એમ છે વિચિત્ર લાગે છે, નહિ? પણ લેખકે જ ખુલાસો કર્યો છે કે એમણે આપ્યાના ખ્યાલ વગર આપવાનુ છે લીધાના ખ્યાલ વગર લેવાનુ છે એ કહે છે કે 'આપુ લઉ' 'આપુ લઉ'ના નાદ સૂચવે છે કે તારા અને મારા વચ્ચે લાખો જોજનનુ અતર છે એ અતર ભાગવાનું છે'

આમ વાચક સાથે તદાકાર થવા લેખક તત્પર છે પણ વાચકનુ શુ?

પુસ્તકનુ નામ પણ નવુ જ છે ને? પણ એવુ તો પુસ્તકમા પાનેપાને અને કાવ્યેકાવ્યે જણાશે એમા ઘણુ ગૂઢ છે અને છતા વાણી સરળ વહેતી સચોટ ને લાક્ષણિક છે એમણે જે પ્રતીકો રચ્યા છે એ એમના આગવા છે, વિચારો અનુભવમાથી ઘડાયેલા છે અને વિધાનોમા પ્રતીતિનો રણકો આવે છે

'ઉપરામ'ના લેખક શ્રી ગિરધરલાલ પચાસેક વર્ષથી શ્રી

આસન પાનાના ૧૦૮ મુક્તકોના આ પુસ્તકની કોઈ કિંમત નથી પુસ્તક મેળવવા ઇચ્છનાર પોતાને ઠીક લાગે તે રકમ કિંમત તરીકે મોકલી આ સરનામેથી મંગાવી શકે—ગિરધરલાલ શ્રી અરવિંદ આશ્રમ પોંડિચેરી





અરવિંદના આશ્રમે રહેલા છે. એમ તો ત્યાં સાધકોની મોટી સંખ્યા છે અને એમાં ગુજરાતીઓ પણ ઝાઝા છે. પણ એ કહે છે:

'મેં બોલાવ્યો ને એ આવ્યો.

'અમેય બોલાવીએ છીએ.

'તો મારા બોલાવવામાં અને તમારા બોલાવવામાં ફેર.'

આમાં ગુમાન નથી, પણ આત્મશ્રદ્ધાનો સૂર છે. એમણેય જોયું છે કે ઘણા માણસોને આધ્યાત્મિક વિકાસ કરવાના કોડ જાગે છે. પરન્તુ,

'કલ્પો: વરસાદની ઝડીઓમાં પડી રહેલાં કંઈ કાળજૂનાં ખોહાયલાં દેવદારનાં ખોખાંનાં પાટિયાં, કોઈ અણઘડ સુતાર અને ગુજરીમાંથી અદ્ધર ઉપાડી આણેલો કાટમાળ.

'એની પેટી ઘડાવી એમાં દરદાગીના મૂકવાનો વિચાર કરે તેને કેવો કહેવો?

'મૂઢ.

'તો વાસના-ઝડીઓથી ચળાઈ ગયેલાં શરીર, ભક્તિનું દેવાળું કાઢેલું એવી બુદ્ધિ અને લોઢાના કાટમાળ જેવા જીર્ણ સંપ્રદાયોનો આશરો લઈ પ્રભુભક્તિ કરવાના, સ્વદેહને પ્રભુમંદિર બનાવવાના કોડ કરે તેને કેવો કહેવો?'

કાચી તૈયારીએ અને મોળા વિચારે આ દિશામાં જનારને કૈં નહિ મળે એમ એ કહે છે. સાંભળો:

'સાત લોકનો માલિક કેવળ લૂલીબાઈને નોતરે તમારે દ્વાર આવી ઊભો રહે?

'એ કદી બને નહિ.

'એને નોતરું આપી ઘેર તેડી લાવવા વિનમ્રવેશે જીવે જાતે સાથે હૃદયની ખાલી પાલખી લઈ જવું જોઈએ.'

પણ આમ કરવું કેટલાને સૂઝે છે?

'ખત્તા બધા જ લોકે ખાધા હશે. એ દ્વારા બધા જ લોકે એક નહિ તો બીજે સમે જાગૃતિ અનુભવી હશે. પણ એ રીતે આવેલી જાગૃતિ ક્ષણ પછી લુપ્ત.'

એમનો તો અનુભવ છે કે 'માનો સાદ વિરલ પુરુષ ઝીલે છે. માના સાદે વિરલ પુરુષ જાગે છે. પરન્તુ એ સાદે જાગ્યા પછી જાગનારો સૂતો નથી.'

આ અનુભવમાં એમનો કૃતજ્ઞભાવ કેવો ભળી જાય છે તે પણ જોઈએ:

'અંધારાં ઉલેચી થાકયો હતો તે સમે એ અંધારામાં પૂળો મૂકવા મને કોઈએ દીવાસળી આપી.

'એ આપનારને એમના પગમાં પડી પછી મેં મારું સંઘરેલું બધું ઝવેરાત આપ્યું છે. છતાં રોજ મને મારું હૃદય કહે છે: તું એનો કરજદાર છે.

'મેં મોટાં નાનાં ઘણાં ઋણ શાહજોગ ચૂકવી ખાતાં રદ કરાવ્યાં છે. પરન્તુ દીવાસળીનું આ ઋણ મારાથી નથી ચુકવાયું. એ ખાતું હજી રદ નથી કરાવ્યું.

'કદાચ એ ઋણ આની એ આનીય નહિ જ ચુકવાય. એ ખાતું રદ નહિ જ થાય.'

કેટલાય ભાવિકો શરૂઆત તો કરે છે પણ માંદલી. અડધેય ના પહોંચ્યા હોય ત્યાં ધીરજ ખૂટી જાય છે ને પ્રયત્ન છૂટી જાય છે. પણ અહીં એવું નથી.

'જેમ જેમ ખોદું છું તેમ તેમ કાળો અને વધારે કાળોમેશ કાદવ જ નીકળે છે. કોશ તોડનાર પથ્થર નીકળે છે. મારી શાંતિ ઘટે છે અને અમૂંઝણ વધે છે.

'પણ મેં તો ખોદે જ રાખ્યું. વિશેષ અને વિશેષ ઊંડું.

'અંતે પાણી આવ્યું. ને મેં નળિયેર વધેર્યું.

'આજે મારી પત્ની અને પુત્રી એ કૂવે પાણી ભરે છે. આજે દૂરદૂરથી પાણિયારીઓ એનાં અમૃત સોનાને ઘડે લઈ જાય છે.

'આજે મેં કૂવે કોસ જોડયા છે. એનાં પાણી પી લીલાછમ મોલ સાતે લોકનાં ખેતરોમાં ઊભા છે. મારી કીર્તિ, મારી પૂંજી વધી રહી છે.

'હું થાકયો હોત?'

એ નથી થાકયા. અને 'હુંયે પૂર્વપાપો ભેગાં કરું ને આંતરવેદનાએ યજ્ઞાગ્નિ પ્રકટાવું ને માંહીં પાપને જ

હોમ્યા કરુ છેલ્લા તણખના સુધી ને ફૂક્યા કરુ મમત્વવિહોણી વાસગીથી ' આમ ચાલ્યા કર્યું

'યજ્ઞનારાયણ

'આપના પદે અચેતનાના દારિદ્રભર્યાં અક-ઓઘ હોમુ છુ

'નિષ્પ્રયોજને ?

'ના મો પર મોતની રેખાઓ છે તે ભૂસવા હોમુ છુ પિડમા થાક છે તેને દેશવટો દઈ તેમા અમર પ્રાણ પૂરવાની આશાઓ સાથે હોમુ છુ

'નર મટવા અને નારાયણ તારા સમો થવા હોમુ છુ '

આવુ યજ્ઞકાર્ય ચાલ્યુ, ત્યારે એમની મહેચ્છાઓ કેવીક હતી ? આપણા મનની ઇચ્છાઓ સાથે એને સરખાવી શકાશે ?

'જાણવુ નથી, અનુભવવુ છે અનુભવે અટકવુ નથી, અનુભવ જીવવો છે

'જ્ઞાન લોકોને જણાવવુ નથી હવામા ભરી દેવુ છે

'ભજન કરવા લોકોને ભેગા કરવા નથી, જ્યા બેઠા હોય ત્યા જ સૌના દિલમા તબૂરા રણઝણતા કરવા છે

'આ કર, આ ન કર, એમ કહેવુ નથી સૌ કરવાનુ જ કરે, ના કરવાનુ ના જ કરે એવુ કઈક એમની માટી કરી મૂકવુ છે

'ચિદાનદ કેવળ સૂક્ષ્મમા પ્રત્યક્ષ કરવો નથી સ્થૂળમા મૂર્ત કરવો છે, જીરવી જીવવો છે'

એ કાઈ સહેલુ નથી કેવી રીતે એ પ્રાપ્ય બને ? કેમ જાણવુ કે શિખર સર કર્યું ?

'પૂર્ણ દૈવી અધ્યાત્મજીવન વીરશિરોમણિ નિત્ય-સત્યસ્થ આત્મવાનને જ પ્રાપ્ત થાય છે ' હવે એક એથી ચડતી સવાર ઊગે છે'

'આજે કોઈ ગેબી મુકામથી મારા પર તાર આવ્યો છે તેમા લખ્યુ છે સુખ પર પ્રીતિ અને દુ ખ પર નફરત કરવાના તારા દિવસ આજ પૂરા થાય છે

'તાર ઘરમા સૌને મે વચાવ્યો છે અને સૌએ આજે ઉજાણી કરી છે'

વળી આગળ કહે છે

'આજે જે ખેતર મે જોયુ તેની જમીન પ્રકાશતી હતી '

'તેમા લણણી શેની હશે ?'

એનો હિસાબ ગણી કાઢી એમણે જવાબ લખી આપ્યો છે

'ઈશ્વરની કૃપાનો મને અનુભવ થયો ત્યાર પહેલા હુ જે રહ્યો હતો તે બધાનો સરવાળો થાય છે શૂન્ય અને ત્યાર પછી હુ જે કાઈ રહ્યો તેમાથી બધા ખરચ બાદ જતા જે બાકી રહ્યુ છે તે છે અનત '

આ અનુભવ પછી આપણને સહુને વિચારમા મૂકી દે એવો વણપૂછાયેલો પ્રશ્ન અહી જુદી રીતે રજૂ થયો છે

'મારી પાસે એક સર્ટિફિકેટ છે એની ભાષા અને રુશનાઈ અનોખા છે પણ એના લખાણનો સાર આવો છે

કોઈનીય પાસેથી સર્ટિફિકેટ મેળવવાની ઇચ્છા કરે એવો હવે તુ રહ્યો નથી '

'આની નીચે બે સહી છે સદાનદ
ચિદાનદ'

આવુ સર્ટિફિકેટ મેળવવા આપણે શુ કર્યું ને એ ક્યારે મળે એ સવાલ દરેક વાચકને નથી સૂઝતો શુ!

ગદ્યમુક્તકોના આ સગ્રહમા ઠેરઠેર કાવ્યતત્વ ઉભરાય છે અને કવ્યાનદ અને બ્રહ્માનદ ભેગા મળ્યા છે, મોટી ઉજાણી થઈ છે

'મને ભાળ લાગી છે કે અગ દેશમા એક ટેકરી છે એની માટી અણમૂલ રત્નો છે

'મને થયુ કે લાવ ખોદુ

'પણ એ કાળમીઢ પથ્થરની છે, મન-પ્રાણના કોદાળા લગાડુ છુ તો કોદાળા તૂટે છે, પથ્થર નથી તૂટતા

'મે વિમાસ્યુ 'મારે રત્ન તો જોઈએ છે કરુ શુ ? કયુ બળ મામે લગાડુ ?'

અને મને સ્ફુર્યું કે હૃદયાગ્નિના એકકેન્દ્રિત ઓવથી એની પીડ ભાગશે





'મેં એવું કર્યું', એની પીઠ ભાંગી છે, માંહીથી અણમૂલ રત્ન સરી પડ્યાં છે. એણે મારો ખોળો ભર્યો છે.'

આમ પ્રકૃતિને નાથીને એની અપાર શક્તિને કામે લગાડવાની રીત એમણે સરળ પણ કાવ્યથી છલકાતી ભાષામાં વર્ણવી છે. વળી જુઓ :

'મને હજારો દિશામાંથી હજારો દગા થયા છે, તને દગો દીધો છે, ધને દીધો છે, મને દીધો છે. પણ એક એવો છે જે સદા મારી સાથે ઊભો છે. જેણે મને કદીય દગો દીધો નથી.

'એ કોણ ?

'સૃષ્ટિના મૂળમાં રહેલો આનંદ.'

આપણા મનનું પાત્ર ભરી દેવા પરમ આનંદ વરસ્યા કરે છે—પાત્ર આડે હાથ ધરી રાખીએ તોયે એની ઝરમર બંધ થઈ જતી નથી. એ ધારા તો સતત વરસે છે.

શાંતિને યુદ્ધનાબુદીના અર્થમાં આપણે હમણાં ઘણીવાર સંભારીએ છીએ. પણ એનો પરિચય અનોખી રીતે 'ઉપરામ'માં મળે છે :

'મારા ઘરથી દોઢ ગાઉ દૂર સ્ટેશન પસાર કરતી ઘણીયે રેલગાડીના અવાજ મેં રાત્રે સાંભળ્યા છે. દહાડે કદાપિ નહિ. અને કોઈ કોઈ ફેરો તો બરાબર મધ્યરાત્રે સ્ટેશન વટાવી જતી કોઈ ગાડી તો જાણે મારી પથારી આગળ થઈને જતી હોય એમ લાગ્યું.

'એ સૌ શાંતિના પ્રતાપ.

'આગગાડીના અવાજને પથારી સુધી આવવાની છૂટ, તો માનવ, તારા અંતર્યામી અવાજને તારે રોમરોમ વ્યાપી જવાની કેમ છૂટ નહિ ?

'સ્થૂલ શાંતિથી ઉચ્ચતર કોઈ અન્ય શાંતિને વરેલો યોગી દુનિયાના ગમે તે જીવતા હૃદયના ધબકારા ગમે તેટલો દૂર બેસી સાંભળી શકે એમ માનવામાં શો વાંધો ?'

'એ ઉચ્ચતર અને સૌથી ઉચ્ચતમ શાંતિના પ્રતાપ ?'

પહાડો કે જંગલોમાં ભમતાં ક્યાંક sign-posts આવે છે—આ તરફ શું છે ને પેલી તરફ શું છે તે જણાવવા. જ્યાંથી આવ્યા તેની યાદ પણ, આવી મળે છે. 'ઉપરામ'માં આવા ઘણા sign-posts ખડા છે. ચેતવણીઓ આપી છે, ઉત્સાહ આપ્યો છે, પરિચય આપ્યો છે ને પહોંચ્યાનો આનંદ પણ જણાવી દીધો છે. એ ઉપરાંત કૃતજ્ઞભાવ વડે એ બધું સજીવ ને સાર્થક બનાવી દીધું છે.

'ઉપરામ'ની એક આગવી વિશિષ્ટતા ને એની થોડી પણ અનોખી માગણીઓ—પ્રાર્થનાઓ—માનવકુળની સંસ્કૃતિને ઊંચે લઈ જાય, અંતરની આરઝૂને મહત્‌નાં દર્શન કરાવે, અને સર્વત્ર ઈશ્વરનું ઐશ્વર્ય વ્યાપી રહે —એવી.

'દેહ તેજોમય, પ્રાણ છંદોમય, મન આનંદમય થાય એ મારી માગણી છે. કારણ પૃથ્વી પર દેવ અવતારવા છે, સમતાયુક્ત દિવ્ય વ્યવસ્થા સ્થાપવી છે. આનંદની હેલી વરસાવવી છે.'

'હે નાથ, પૃથ્વી પરથી પશુતા ભૂંસવી છે, અવ્યવસ્થા ટાળવી છે. દુઃખદારિદ્ર ફેડવાં છે. સદાને માટે નામ નિશાન જડે નહિ એવી રીતે.

'મારી માગણી કબુલ કર. કારણ તારો સંકલ્પ એ જ મારી માગણી છે. તારી પ્રેરણા એ જ મારું જોર છે. તારો વિજય એ જ મારા આનંદની અવધિ છે. મારા જીવનનું સાર્થક્ય છે.

'પૃથ્વી, તારી ચીસ મેં સાંભળી છે. તારા કરુણ સ્વરે અને તારા શરીર પરના વ્રણોએ મારું ચેતન એકવાર હરી લીધું, એકવાર મને કંપાવ્યો.

'પણ મારા અસલ ખાનદાનની સ્મૃતિ તરત તાજી થઈ...અને...

'જો હું શ્વેત-અશ્વતર પર ચઢ્યો છું. રણે પડ્યો છું.

'પૃથ્વી, હવે કાં તો તારા વ્રણ રુઝાશે, કાં તો હું નર્યો વ્રણમય થઈ જઈશ.'

'પરમોચ્ચ શિખર પર બેઠેલા સત્ય, અધમાધમ ખીણોમાં ઊતર, તારાં હાસ્ય ત્યાં હાલવ. તારાં અમૃત ત્યાં ઢોળ.

તારા કટ્ટર શત્રુઓને જીત અને તારા દિલચસ્પ દોસ્ત બનાવ

'સુરેશ, અસુરોને—પતિત સુરોને—હવે તારા બાહુમા ઊંચક એમને પાછા સ્વસ્થ બનાવ પાછા સુર બનાવ'

'હે ભગવાન ! પાતાળમા કરોડ સૂર્યના અજવાળા કરો અમને અન્નમયને અમૃતમય કરો અમારા જીવન ઊર્ધ્વમૂલમાથી અમૃત પીએ પણ અધોમૂલમાથી પણ અમૃત પીએ એવુ કરો

'ભગવાન ! જેવા અરૂપે છો તેવા જ રૂપે બનો જેવા ઊર્ધ્વલોકે વિચરો છો—વિલસો છો તેવા સાતે લોક વિચરો, વિલસો

'કોલસો અને હીરો તત્ત્વે એક જ છે, કોલસો હીરો બને એ શક્ય છે, તો નાથ ! સર્વ અંધારાને અજવાળા બનાવી દો હલાહલને આહ્‌લાદકારી અમૃત બનાવી દો મોતના મૂળિયા ઉખેડી નાખો બસ સર્વત્ર તમે જ વિચરો તમે જ વિલસો

'પાતાળ વગોવાય અને સ્વર્ગ વખણાય એવું ના રાખો સર્વત્ર તમારો ભેટો સહજ—સુલભ કરો'

ગુજરાતી સાહિત્યમા પાંડિત્યથી ભર્યાભર્યા ગ્રંથો આજ પણ છે ખરા કાવ્યોના ઉમંગથી છલકાતા ગ્રંથો પણ છે વિચારરત્નો પણ કેટલાય ગ્રંથોમા સચવાયા છે આધ્યાત્મિક દૃષ્ટિએ લખાયેલા પુસ્તકો પણ છે પરન્તુ, 'ઉપરામ' જેવુ સરળ છતા સચોટ, મૌલિક અને કાવ્યમય, અંતરચેતનાને સ્પર્શતુ—જાણે મિત્રભાવે ભોમિયો બની સાથે રહેતુ, તળપદા શબ્દો અને શબ્દના મર્મને પકડી વ્યક્ત કરનારુ—જેમા અનુભવ અને સિદ્ધિના ધટારવ સંભળાય છે, કલ્પના જાગે છે ન મહેચ્છાઓ ઊગી ચગે છે, જે જગત સાહિત્યમા હકપૂર્વક ઊભુ રહી શકે છે એવુ નનકુ (૧૦૮ જ મુક્તકોનુ) છતા સમૃદ્ધ પુસ્તક વિરલ છે

☆

ભારતમા દર સાલ ૭૦ ૦૦૦ ટન કાજૂ ઉત્પન્ન થાય છે. તેની પેદાશ ત્રીજી યોજનાના અંત સુધીમા બે ગણી કરવાની ધારણા છે એક ઝાડમ થી દર વર્ષે ૬૦ રતલ કાજૂ મળે છે

૧૯૫૨–૫૬ સુધીમા દર સાલ ૧૨ કરોડ રૂપિયાના ૩૨,૦૦૦ ટન કાજૂ પરદેશ ચડયા છે. ૧૯૫૭મા ૧૪ કરોડ ૭૦ લાખ રૂપિયાના ચડયા હતા

બ્રાઝિલ પૂર્વ આફ્રિકા અને ભારત એ ત્રણ સ્થળે કાજૂ થાય છે તેનુ મૂળ સ્થાન બ્રાઝિલ છે

કાજૂની છાલમાથી તેલ પણ કઢાય છે દર વર્ષે ૮ થી ૯ હજાર ટન તેલ કાઢવામા આવે છે નાવ, જાળ વગેરેની પાણીથી ખરાબી થતી અટકાવવામા તે કામે લેવાય છે, સાફ કર્યા બાદ તે વાર્નિસ, ટાઈપરાઈટરના રોલ, ટાઈલ્સ વગેરેની બનાવટોમા ઉપયોગમા લેવાય છે

*

વિખ્યાત અભિનેત્રી મેરી ડ્રેસલર જ્યારે ગંભીર બીમાર હતી ત્યારે એના જીવનના આખરી પાંચ માસ દરમ્યાન એને આનંદિત રાખવા માટે મેટ્રો ગોલ્ડવિન મેયરના સંચાલક લુઈસ બી મેયર દર અઠવાડિયે ગમે તેટલુ કામ હોય તો પણ નવા ચિત્રપટ માટે જુદી જુદી કથા વસ્તુઓ અને યોજનાઓ લઈ ડ્રેસલરને મળવા જાય આ મુલાકાત દરમ્યાન મેયર ક્યાય પણ માંદગીનો ઉલ્લેખ ન કરે બન્ને વખત જુદી જુદી વારતાઓ અને તેમા ડ્રેસલરને ભજવવાના ભાગ પર જ ચર્ચા કર્યા કરે. જાણે બન્ને જણા સ્ટુડિયોમા જ હોય આમ બી મેયર ડ્રેસલરના જીવનના આખરી અઠવાડિયા સુધી એને આનંદી અને સુખી રાખી શકયા હતા.





જયતિકા પરમાર 'સુમંગલા'

# ગૃહમંગલ

સ્વાતંત્ર્ય, વ્યક્તિ સ્વાતંત્ર્ય. બાળક નાનું હોય છે ત્યારથી જ તેને સ્વતંત્રતા-આપવાની જરૂર છે. બાળક પોતાની સ્વતંત્ર પ્રવૃત્તિ કરી શકે એવી તક તેને મળવી જોઈએ. તેથી તે સ્વતંત્ર રીતે વિચાર કરતું થઈ શકે અને ત્યારે જ તેનામાં આગળ જતાં પોતાની નૈતિક જવાબદારીનું ભાન આવશે. બાળકને રોકટોક કરવાથી કે તેના પ્રત્યે બેદરકારી બતાવવાથી તે અસંતોષી બને છે. આ અસંતોષનું પરિણામ વિકૃતિમાં આવે છે.

આમ દરેક વ્યક્તિનું ઘડતર બાળપણથી જ થાય છે. બાળપણમાં તેની પ્રત્યે દાખવવામાં આવેલું વર્તન સાચું સ્વરૂપ પકડે છે અને મોટપણે પોતાની રીતે ઘડવા જતાં સ્વતંત્ર માનસને પોતે જે રીતે સમજે તે રીતે સ્વતંત્રતાના નામ પર ખેંચવા આગ્રહી બને છે. ક્યારેક આવેગોનું સ્વાતંત્ર્ય પ્રધાનપદુ ભોગવે છે. દરેક વ્યક્તિ પોતાની જાત માટે સ્વતંત્ર છે પરંતુ તેને ખોટી રીતે વળગી રહેવામાં આપ્તજનોને દુઃખી બનાવવાં પડે છે. સ્વતંત્રતાના નામ પર જક્કીપણું અને હઠ ગમે તે રસ્તે ખેંચી જાય છે. કેટલીકવાર 'ખેંચ પકડ મુઝે જોર આતા હૈ'ની માફક ભવિષ્યનો વિચાર કરતાં નથી, જ્યારે પાછળથી હાથ ઘસતાં રહેવું પડે છે. પસ્તાવો પુષ્કળ થાય છે પરંતુ કોઈ ઈલાજ નથી જડતો.

માટે જ દરેક વ્યક્તિ પોતે કઈ સ્વતંત્રતા ભોગવે છે અને તેનું સ્વરૂપ કયા પ્રકારનું છે તે કોઈપણ અનુભવમાં મૂકાતા પહેલાં વિચારી લેવું જોઈએ. અમુક સંજોગોમાં મૂકાયા પછી દૃષ્ટિ બદલી શકાતી નથી. ગમે તે દલીલો કરીને મક્કમ રહેવું પડે છે પરંતુ ભાવિ જીવનને સુધારવું હોય અને આપણા દેશને ઉચ્ચ ધોરણે વાળવો હોય તો સાચે જ સાચી સ્વતંત્રતાનું ભાન નાનપણથી જ કેળવાવું જોઈએ. ભાવિ પ્રજા અને વર્તમાનયુગનું ભલું ઇચ્છવા માટે અને દેશનું પણ ભલું ઇચ્છવા માટેય સ્વતંત્રતાને નામે ખોટી બડાશ કે વાહિયાતપણું ન ઘૂસી જાય તે જ ખાસ અગત્યનું છે.

આજે સ્વતંત્રતાના નામ પર સ્વચ્છંદતા જ વધુ જોવામાં આવે છે અને એટલે જ સ્વતંત્રતાને જુનવાણી, રૂઢિચુસ્તો ગાળો દે છે. સાચી સ્વતંત્રતા આપણું સત્યાનાશ નહિ વાળે પણ સન્માર્ગે જરૂર દોરી જશે. અને સન્માર્ગ એ તો દરેક ધ્યેયને માટે સાચો રાજમાર્ગ છે.

## જાગૃત કરવાનું કામ

વિહુ જન્મ્યો ત્યારે તેના પિતાની જાહોજલાલી સારી હતી એકનો એક વિહુ ઠીક ઠીક લાડમાં ઉછરી રહ્યો હતો. પણ કુદરત જ્યારે વિફરે ત્યારે તે કોઈ ને પૂછવા પણ રહેતી નથી. વિહુની મા સાતેક વર્ષનો મૂકીને મૃત્યુને શરણ થઈ. ઘણે વર્ષે ઘરમાં બાળક આવ્યું અને સુખેથી ન રહેવા દીધાં પિતાને માટે આ આઘાત અસહ્ય હતો. પરંતુ હિંમત એકઠી કરી દીકરાના સહારે જીવન વિતાવવાનું નક્કી કર્યું. નોકર ચાકરથી ઘરનો કારભાર ચલાવવા માંડ્યો. વિહુના પિતા ક્યારેક ખૂબ દુઃખી થતા. ઉમ્મર બહુ મોટી નહોતી થઈ પણ ફરીવાર પરણવાની એમની ઇચ્છા જ નહોતી. સગાં-સંબંધીએ સલાહ આપી ખૂબ આગ્રહ કર્યો પણ 'મારો વિહુ ભણીગણીને તૈયાર થઈ ને મારી થાપણ સંભાળે એટલે મારે કશાની જરૂર નથી' એમ કહી લગ્નનો વિરોધ કરતા. વિહુ એમનો ખૂબ લાડકવાયો હતો.

આઠેક વર્ષ પસાર થઈ ગયાં. વિહુ ભણેલો હતો. તેના જીવનમાં પિતા એ જ તેની માતા હતા. પિતાનું વાત્સલ્ય તેના ઉપર ઉછળતું હતું છતાં પણ મા તે મા, માની ખોટ તો દુનિયાની કોઈ વ્યક્તિ પૂરી શકે તેમ નથી હોતું. વિહુ સ્વભાવે હઠીલો, તોફાની હતો તેને ખબર નહોતી કે આ તેનું સુખ ઘડીના છઠ્ઠા ભાગમાં નાશ પામવાનું છે. કાલે શું થવાનું છે તેની કોઈ ને ખબર નથી હોતી.

વિહુના પિતા અચાનક માંદગીમાં પટકાયા. એવા સખત પટકાયા કે ફરીવાર તેમાંથી ઊઠ્યા જ નહિ. હવે વિહુનું કોઈ રહ્યું નહિ વિહુના કાકા વિહુને તેમને ઘેર લઈ ગયા. નિશાળે બેસાડ્યો. વિહુને હવે જીવનમાં રસ રહ્યો નહોતો. મા ગઈ, બાપ ગયા કાકા તો સ્વાર્થે રાખવા તૈયાર થયા હતા. વિહુની મિલકતના હકદાર તે થયા, અને બરોબર મિલ્કત બધી મળી ગઈ એટલે કાકાની દાનત બગડી વિહુને ખૂબ ત્રાસ આપવો માંડ્યા. ખાવાપીવાનું પણ બરોબર આપે નહિ. ન હોય ત્યાંથી વાંક કાઢી મારે પણ ખરા. જ્યારે વિહુનો ઉછેર જુદા જ પ્રકારનો હતો એટલે એ આ બધું સહી શક્યો નહિ. તે સમજી ગયો કે આ કાકા મારી મિલકતના પ્રતાપે મને ક્યાં તો મારી નાખશે અથવા ખૂબ રંજાડશે. ભવિષ્યમાં પોતે ઊંચો નહિ આવી શકે. ત્રાસેલો વિહુ ઘર છોડીને જવાની પેરવી કરી રહ્યો હતો. ત્યાં કાકાએ જ ઘરમાંથી ચાલ્યા જવાનો હુકમ કર્યો.

અને એક દિવસ તે કાકાનું ઘર છોડી ચાલી નીકળ્યો. માંડ દશેક રૂપિયા પાસે હતા. થોડા દિવસ તેમાંથી ચાલ્યું. હવે શું....! પૈસા ખૂટી પડ્યા, કમાવાનું કંઈ સાધન નહિ, નોકરી પણ મળે નહિ. કરવું શું ? વણઓળખીતા માટે નોકરી કંઈ ઓછી રસ્તામાં પડી છે! ત્રણ દિવસનો ભૂખ્યો વિહુ હવે ધીરજ રાખી શકે તેમ નહોતો. રસ્તે ચાલતાં ખીસા કપાતાં જોયાં. તેને પણ ચોરી કરવાનું મન થયું. પેટનો અગ્નિ ભભૂકી રહ્યો હતો. સીફતભરી રીતે તેણે એક ભાઈની ૧૦ રૂપિયાની નોટ તફડાવી. તે ગુંડા સાથીદારોની ટોળકીમાં જોડાયો. તેને દુનિયામા બીજો કોઈ જ રસ રહ્યો નહિ ખાવુંપીવું અને મોજમઝા કરવી, દોસ્તો સાથે આનંદ કરવો,





કોઈની સાથે દાદાગીરી કરવી, લાગ આવે તો મારવો અને તેને હેરાન કરી કામ કઢાવવું એ તેનું મુખ્ય કામ થઈ ગયું. નાનપણની એની શક્તિ ઊંધે રસ્તે દોરાઈ અને વિઠુ એક ગુંડો બન્યો. ગુંડા તરીકે પંકાવા લાગ્યો. ગુંડાગીરી કરતાં પકડાઈ ગયો અને એક વખત જેલ પણ ભોગવી આવ્યો.

પરંતુ તેની અંદર આત્મા સાથે જકડાયેલ 'ઈન્સાનીયત' હજુ મરી પરવારી નહોતી. તેનો ભૂતકાળ યાદ કરી કરીને તે ખૂમ નિરાશ થઈ જતો. એક ખાનદાન કુટુંબમાં જન્મેલો પોતે આજે કયે રસ્તે જઈ રહ્યો છે! કારણ આજે તેનું જીવનમાં કોઈ નથી. એ ઈન્સાન બનવા માગે છે. સંજોગોવશાત્ જે કંઈ થઈ ગયું તેને વર્ષો પછી ભૂલવા અને 'સાચો મનુષ્ય' બનવા તેનું અંતરમન ઝંખી રહ્યું છે. એને સહારો જોઈએ છે. સારી સોબત જોઈએ છે.

સંજોગો વ્યક્તિને ઉપર ચઢાવે છે અને નીચે પણ પાડે છે. ગુંડાઓ કેવી રીતે ઉત્પન્ન થયા? તે કંઈ જન્મોને જ અવતર્યા નથી હોતા. સંજોગો જ એને પછાડે છે. તેમાં મોટી જવાબદારી તો આપણા સમાજની છે. સમાજ જ્યારે તેને ધુત્કારે છે ત્યારે તેને આબરૂની પડી નથી હોતી અને વધુ ખરાબ બને છે. તેમાંય એક વખત પંકાઈ ગયેલા ગુંડાને સારો થયા પછી પણ અપનાવવા કોણ તૈયાર થાય...!

દરેક વ્યક્તિને સુધરવાની તક આપવી જોઈએ. જો સમાજમાંથી અનિષ્ટ તત્ત્વ દૂર કરવું હોય તો સમાજે મુકરર કરેલી રૂઢિ છોડવી પડશે. આર્થિક મુશ્કેલીઓનો સામનો કરી દરેક વ્યક્તિને કામ મળે તે જોવું પડશે. સમાજ અને સરકારનું આ કામ આપણી પ્રજાને જાગૃત કરવા માટેનું ખૂબ અગત્યનું છે.

## કવળાં સાસરિયાંમાં...

ખૂબ લાડકોડમાં ઉછરેલી નયના પરણીને સાસરે જાય છે. કેટલાક રિવાજથી અબુધ નયનાને સાસુજીનો ક્રોધી સ્વભાવ જીરવવો, એને અનુકૂળ થવું દુઃખદ થઈ પડે છે.

નયના પરણીને સાસરે આવી ત્યારે ઘરના કેટલાક રિવાજોથી અબુધ હતી. અને તેમાંય તેના બાપાજી પૂરતો કરિયાવર નહોતા કરી શકયા એટલે બીજા જ દિવસથી તેને માથે આભ તૂટવા માંડ્યું.

જેઠાણી: નયના, તારી પાસે પેલી ભરેલી થેલી છે તે બાને જોઈએ છે. તારી ચાવી આપ તો હું કાઢી આપું.

નયનાએ કહ્યું, ભાભી, ચાવી જડતી નથી, હમણાં જડે એટલે આપું છું.

જેઠાણી: બા, નયના તો ના પાડે છે.

સાસુ: ચાવી દેવાની ના પાડી તે શું હું ખાઈ જવાની હતી?

નયનાએ કહ્યું, બા, પણ ચાવી ગોતી તો મળી નહિ એટલે મેં કહ્યું ગોતીને આપું છું.

સાસુ: બસ હવે, મૂક તારી ચાલાકી! મારે તારી થેલી નથી જોઈતી. બહુ બધું લઈને આવી છે તે જાણું છું ને? કંઈ કરિયાવરે નથી લાવી. તારા બાપમાં બળ્યું છે શું? ઘડિયાળનું કહીને દીકરાની ઘડિયાળ પણ ન લાવી. જો હું તો કેટલું બધું લાવી છું.

આમ રોજના સાસુનાં મહેણાંટોણાં શરૂ થઈ ગયાં. એક વખત કોઈ ઘેર નહોતું ત્યારે નયના ભજન ગાતી હતી ત્યાં જેઠ અને પતિ આવી પહોચે છે.

પતિ : તને કંઈ અક્કલ છે કે નહિ ?

'પણ કોઈ હતું નહિ એટલે...

[ પતિ લાફો મારે છે. ]

સાસુ : હાં ઠીક થયું. મારે તો એમાં રોવાનું શાનું ? કંઈ ભાન તો છે નહિ. કેમ બેસવું, કેમ ઊઠવું—કંઈ શીખીને જ નથી આવી આવું રોઝડું મારા નસીબે ક્યાંથી ભટકાણું ?

આવું તો રોજ ચાલ્યા કરે. નયના રસોઈ કરે - તો પાછળથી દાળમાં મીઠું વધારે નાખી દે. પછી જેઠાણી કહે કે બા, નયનાને કોઈ કામ સરખું ફાવતું નથી, રાંધતાંય નથી આવડતું. આમ ચઢાવા થાય અને સાસુ પણ તેને મારે.

ખૂબ માર ખાઈ ખાઈ ને એ તો સાવ ગાંડા જેવી થઈ ગઈ. એના શરીરમાંથી જાણે બધી જ તાકાત હણાઈ ગઈ. બધાં જ એને 'ગાંડી ગાંડી' કહેવા લાગ્યાં. બહાર જવાનું હોય તો કહે કે આ ગાંડીને ક્યાં લઈ જવી ? એ તો બધું જ બગાડશે. ઘરની તો ઠીક પણ એની પોતાની કોઈ વસ્તુ ઉપર પણ એનો હક નહિ. એક સાલ્લો પણ પૂછ્યા વગર પહેરાય નહિ. એક દિવસ એને ખૂબ ગભરામણ થઈ. આકુળ-વ્યાકુળ થઈ ગઈ એટલે સાસુએ કહ્યું ચોક્કસ આને તો ભૂત જ વળગેલું લાગે છે. લાવો ભૂવો બોલાવીએ. અને એમણે ભૂવો બોલાવ્યો.

સાસુ : આવો ભૂવાજી, આ મારી વહુને કંઈ નઃતર બડતર તો નથી ને ?

ભૂવો : એની પાસે મારણગાંઠ છે. ધણીને વશ કરવાનો મંત્ર છે.

સાસુ : બોલ, સાચું બોલ ( મારે છે ) બોલ!

'હા છે. પણ મને મારો નહિ. મારાથી માર સહન થતો નથી ' નયના બોલી.

ભૂવો : જો બેટી, હું કહું છું તેમ કરજે ને બોલાવું તેમ બોલજે એટલે તારામાં પેઠેલું ભૂત તરત નાસી જશે

'મને નવઘરું છે, જોઈએ છે, સાડલો, પોલકું ઘાઘરો, લાવો મારે ખાવું છે'

ભૂવો : જુઓ આ ભૂત શું બોલે છે ? સાંભળો. આ બધી ચીજ લાવો. બધું સારું થઈ જશે.

આમ ભૂવો બધું લઈ લે છે. પૈસા પણ લીધા અને એ હેરાન થઈ. એના માબાપને કાગળ પણ ન લખી શકે. સાસુ અને પતિ એનાં માબાપને ખોટા ખોટા કાગળો લખે 'ક્યાંકથી દોરાધાગા મંત્રીને લાવી છે. ને મૂઢ જેવી બેસી રહે છે. ભૂત આવે છે.' ને એવું બધું વાંચીને એની બાએ માન્યું કે ભૂત આવે છે ને એને કંઈક થઈ ગયું છે. થોડા સમય પછી એ બાને ઘેર ગઈ. પણ સગી માએ પણ એને ન સાંભળી. કહે કે 'તારું સાંભળું કે આ લોકોનું ? તું તો એકલી છે અને આટલાં બધાં કહે છે તે ખોટું ?' વહેમીલા લોકોએ ભૂવા બોલાવ્યા અને એની જિંદગી બરબાદ કરી.

સાચું દુઃખ શું છે તે સમજવા પ્રયાસ નથી કરતાં અને ગાંડી ગાંડી કરીને એને ગણકારતાં નથી. એક દિવસ કંટાળીને એ સાસરેથી ચાલી નીકળી. એક સંબંધીએ આપઘાત કરતી બચાવી લીધી.

## પાંગરેલું નસીબ

[ પાંચેક વર્ષની એક નાની છોકરીને લઈને બેત્રણ જણ આવે છે. છોકરીનું માથું સડી ગયેલું છે. કપાળે ઘા છે અને ડામ પણ દીધેલો છે. ]

એક ભાઈ: આ નાની છોકરીનું નામ તારા છે. એના માબાપ મરી ગયાં છે. એનું કોઈ સગું નથી.

એક પડોશી બહેન: તેના બાપની કોઈ દૂરની બહેનને ઘેર એ રહેતી હતી. એની માને મરી ગયાંને હજુ બાર મહિનાય પૂરા નથી થયા ત્યાં તો એના આ હાલ જોઈ અમારાથી ન રહેવાયું. આટલી નાની છોકરી ઉપર શું ત્રાસ વરતાવે ? ચીપીઓ હાથમાં આવે તો ગરમ કરીને ચાંપી દે. ખાવા તો શાંતિથી આપે જ નહિ. જે હાથમાં આવ્યું તે છૂટું ફેંકે. નાની તારા બિચારી રડતી રડતી ઘરની બહાર નીકળી જાય. છાનીમાની મારે ઘેર આવી ચડતી. ખૂબ રડતી બે અક્ષર સાંભળીને પણ એને છોડાવવા દોડતી. મને આ છોકરીની દયા વધુ આવે. આ નરકમાંથી છોડાવવા પ્રયત્ન કરતી હતી. આવાં છોકરાંને આશરો આપતી સંસ્થા શહેરમાં હોય છે એવી ખબર પડતાં ભાઈને લઈને છાનાંમાનાં એને ભગાડી લાવ્યાં.

આ અનાથ દુખીયારી બાળાને તરત જ હોસ્પિટલમાં દાખલ કરી. અને તેની દવા કરાવી. માર ખાઈ ખાઈ ને એનું મગજ નબળું પડી ગયું હતું. તે સાજી થઈ પણ તેની યાદશક્તિ ઘસાઈ થઈ.

[ એ કહેવાતી ફોઈ તારાની તપાસ કરવા સંસ્થામાં પહોંચે છે. ]

ફોઈ: તમારે ત્યાં તારા નામની છોકરી છે ?

'કોણ તારા ? તમે શું થાઓ એના ?'

ફોઈ: હું એની આઘેની સગી થાઉં. એના ગામની છું.

'ના બહેન, અહિંયા તો તમે કહો છો તેવી છોકરી નથી.'

[ તેનું કોઈ સગું હતું નહિ અને વળી આ નવું કોણ સગું થતું આવ્યું ? અજાણ્યા બનીને તેને સંસ્થાએ દાદ દીધી નહિ. આમ વર્ષો પછી વર્ષો ચાલ્યાં ગયાં. તારા તો ખાસ્સી અઢાર વર્ષની થઈ ગઈ. અને એને લાયક એક મુરતીઓ ગોતીને પરણાવી પણ દીધી. ત્યાં થોડા સમય પછી વળી નવું જ તૂત જાગ્યું. ]

ભાડુઆત: તમારે ત્યાં તારા છે તેની તો તેના ગામમાં ખૂબ મિલકત છે. હું એના ઘરમાં જ ભાડવાત તરીકે રહું છું. એ જે ફોઈ ને ત્યાં રહેતી હતી તે તારાના વાલી તરીકે જ છે. આટલાં વર્ષો પછી છોકરીનો કંઈ પત્તો ન મળ્યો એટલે વારસદાર મરી ગઈ છે એમ કહી પોતાને નામે મિલકત કરાવવા તલાટી પાસે તેનાં ફોઈ પહોચ્યાં અને છેવટે સરપંચ પાસે ગયાં. સરપંચે તો તેમને ચોખ્ખું પરખાવ્યું કે 'બેન, તારા મરી ગઈ છે તેનું સર્ટિફિકેટ લઈ આવો. તે સિવાય મારાથી કશું જ થાય નહિ. અમારે સરપંચને તો કાયદા પ્રમાણે ચાલવું પડે.'

આમ તેમનું કંઈ ચાલ્યું નહિ. મિલકતની ખબર પડતાં મને થયું કે લાવ તમને ખબર

આપું, તો છોકરીને મિલ્કત તો આટલે દહાડે મળે

'મિલ્કતમાં શું શું છે?'

ભાડુઆત : જમીન છે, અને ઘર પણ છે. બીજાં પચાવી પાડવા પ્રયત્ન કરે છે. તમે કંઈ કરશો તો પાર પડશે.

તપાસ કરતાં ખબર પડી કે તારાને પંદર વીઘા જમીન છે અને ઘર પણ છે. તારાને ત્યાં લઈ ગયાં શરૂઆતમાં તો એ લોકો ગમે-તેમ બોલવા લાગ્યાં, તારાના નામે ગમે તે છોકરીને ઊભી નહિ કરી હોય તેની શી ખાત્રી? પણ ધીમે ધીમે તેમને સમજાવી વિગત આપી એટલે ગાડું સરાડે ચડ્યું. વાતવાતમાંથી એ પણ જાણવા મળ્યું કે તારાને એના મોસાળની પણ મિલ્કત છે. તારાની બા એકની એક હતી અને તે મિલ્કત પણ તારાના નામે હતી.

તારાને મોસાળના ગામ લઈ ગયાં તારાની બાના કાકા અને બીજા થોડાક નજીકનાં સગાંઓને વિગતે સમજાવીને વાત કરી એટલે તે તો પોતાની તારા પાછી મળી જાણતાં ખુશખુશ થઈ ગયાં. કાકીએ તો કહ્યું કે 'અમને ખબર આપી હોત તો અમારી તારાને અમે ધામધૂમથી પરણાવત. અમને કેટલો આનંદ થાત!'

આમ ખુશ થતાં થતાં મોસાળની બધી મિલ્કત તે લોકોએ આપી દીધી. પેલી કહેવાતી ફઈ તો તારાને જોઈને ડઘાઈ જ ગઈ. તેની પાસેથી મિલ્કત મેળવતાં કોર્ટે જવું પડ્યું. તારાને આજે નાની બેબી છે, તે જન્મીને થોડાક સમયમાં તારાને મિલ્કત પણ મળી. છોકરીના નસીબનું ધન આવ્યું તેમ સૌ કોઈ કહેવા લાગ્યા

પણ તારાના આનંદનો પાર નથી. એ તો કહે છે:

'આટલી નસીબદાર હોઈશ તેવી તો મને કલ્પનાયે નહોતી. માબાપ વગરની હું હતી પણ મને તો મારી મા મળી ગઈ. એ માના પ્રતાપે જ આજે હું મિલ્કત પામી વધારે નસીબદાર તો મારી બેબી કે જેના જન્મતાં જ મિલ્કતના સમાચાર મળ્યા. માર આનંદનો પાર નથી.'

☆

વૈદ્યકશાસ્ત્ર વાચતા એવું વાચવા મળે છે કે સવારના કરતા સાંજ વખતનું ગાયનું દૂધ સુપાચ્ય હોઈ સારું છે આ વાચીને મને બહુ આનંદ થયો અને હું વિચારવા લાગ્યો કે આનું શું કારણ હશે? કારણ અજકાનના દુગ્ધાલયો અમે ચલાવેલા છે અને એનો અનુભવ તો અમારી પાસે એવો છે કે સવારનું દૂધ તો બધું સપાટાબંધ ઉપડી જાય છે. પરંતુ સાંજના દૂધ વિષે ફિકર રહે છે એથી વૈદ્યકશાસ્ત્રના આ વાક્યે મને વિચારે ચઢાવ્યો વૈદ્યકશાસ્ત્ર કહે છે કે આંખી રાત ખીલે બંધાઈને બેસી રહેવાથી સ્વચ્છ હવા એને ન મળવાથી સવારનું દૂધ પચવામા ભારે હોય છે જ્યારે આખો દિવસ સૂર્યપ્રકાશમા ફરવાથી વ્યાયામ મળવાથી સાંજનુ દૂધ પચવામા સુપાચ્ય હોય છે વિટામીનોથી વધુ પરિપૂર્ણ હોય છે 'વ્યાયામાનિલસેવનત' વ્યાયામ અને ખુલી હવા તડકો વગેરેના સેવનથી ગાયનું સાંજનું દૂધ વધુ મૂલ્યવાન ગણાય છે

—વિનોબા ભાવે





## સર્જનના રાહે

મનનો માનેલો :

[ લે. ધીરુબહેન પટેલ. પ્ર. એન. એમ. ત્રિપાઠી, મુંબઈ. રૂ. ૨/૫૦ ]

વાર્તાક્ષેત્રે શ્રેષ્ઠ સફળતાને વર્યા બાદ શ્રી. ધીરુબહેન પટેલે રેડિયો-નાટકો લખવાની કળા પણ સારી એવી હસ્તગત કરી છે અને આ સંગ્રહની કૃતિઓ વાંચ્યા પછી એમની આશાસ્પદતા વિષે જરૂર ખાતરી થાય છે.

આકાશવાણી પરથી અનેકવાર પ્રસારિત થઈ ચૂકેલાં અને લોકપ્રિય નીવડેલાં પાંચ એકાંકી અને એક ત્રિઅંકીનો આ સંગ્રહમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જે કૃતિ પરથી પુસ્તકનું નામકરણ થયું છે તે ત્રિઅંકી 'મનનો માનેલો'નું તો વળી મરાઠીમાં ભાષાંતર દ્વારા રૂપાંતર થઈને આકાશવાણી પરથી પ્રસારિત થઈ ચૂક્યું છે તે લેખિકાની જેવી તેવી સિદ્ધિ ન ગણાય. મૂળેય ગુજરાતી ભાષામાં એકાંકી ઓછાં લખાય છે, તેમાંય વળી ભજવવામાં સરળતા પડે તેવાં સાવ ઓછાં લખાય છે. આ સંગ્રહની વિશિષ્ટતા એ છે કે એ બધાં રેડિયો પર ભજવવાની દૃષ્ટિએ લખાયાં છે એટલે સંવાદો માર્મિક, અર્થગર્ભિત અને સચોટ હોવા છતાં સંક્ષિપ્ત છે. પાત્રો બને તેટલાં ઓછાં છે એટલે સાંભળતી વખતે શ્રોતાઓને ધાંટો ઓળખવામાં કશી મુશ્કેલી ન પડે.

દરેક એકાંકીનું વસ્તુ એમણે સામાન્ય જીવનમાંથી ઉપાડ્યું છે અને છતાં વસ્તુગૂંથણી એવી કલાત્મક રીતે કરી છે કે વસ્તુ સામાન્ય ન બની રહે. આપણી આજુબાજુ જીવતાં ઘણાં માનવીઓ રોજીંદા પ્રશ્નોનો જે રીતે ઉકેલ આણતાં હોય છે તે આપણે જોઈએ છીએ, જાણીએ છીએ અને અનુભવીએ છીએ પણ એ બધાં માનવીઓ પુસ્તકમાં આલેખી શકાય એવાં છે, પાત્રો બની શકે તેવાં છે એવી ઘણીવાર કલ્પનાયે નથી આવતી. લેખિકાની વેધક દૃષ્ટિએ એવાં બધાં પાત્રોને કાળા અક્ષરોમાં સાકાર બનાવ્યાં છે અને મર્માળા ને જીવંત સંવાદો દ્વારા સુગઠિત ચરિત્રલેખનને પાત્ર બનાવીને સાંભળનાર કે વાંચનારના મનમાં સમસંવેદના ઉત્પન્ન કરાવી જાય એવાં હાલતાં ચાલતાં ને બોલતાં બનાવ્યાં છે. નાટકો લખાયાં છે સાંભળવા માટે પણ વંચાઈ જાય છે પણ એવી જ રસપ્રદ રીતે.

સંગ્રહનું પ્રથમ નાટક 'પ્રોફેસર સાહેબ'નું વસ્તુ પ્રસ્તાવનામાં શ્રી. જ્યોતીન્દ્ર દવેએ જણાવ્યું છે તે પ્રમાણે અસાધારણ છે. ઘરભંગ થયેલા પ્રોફેસર-સાહેબનો રસ જીવનમાંથી લુપ્ત થાય છે ને એમના ઇતિહાસના વિષય પૂરતો મર્યાદિત બની જાય છે. એમની યુવાન પુત્રી ઘરનો બધો વહીવટ સંભાળે છે પણ અઢી વર્ષનું ભાડું ચઢી જાય છે. ઘરનો નવો માલિક ઉઘરાણીએ આવે છે પણ એને પ્રોફેસરી માનસનો (ધૂની માનસનો) અનુભવ થાય છે, એના હૃદયમાં પ્રોફેસર માટે સહાનુભૂતિ જાગે છે, એની માનવતાનો ઉદય થાય છે. પ્રોફેસરની મૃત પત્ની શ્રીલેખા એની પરિચિત છે એવી ખબર પડતાં એ ભાડું વસૂલ કર્યા વિના દબાતે પગલે પાછો વળે છે.

સંગ્રહનું બીજું નાટક પણ એટલું જ સૂચક છે. સ્વપ્નતરંગમાં લહેરો ખાતા કેટલાય યુવકો પોતાના ભાવિ જીવન વિષે ચોક્કસ નિર્ણય લેતાં ખમચાય છે ત્યારે યુક્તિ-પ્રયુક્તિ વડે જ એમની સાન ઠેકાણે લાવી

ધાટન ગુજરાતી પુસ્તક માટે નીરલ એવુ આપણા વડા પ્રધાન પડિત નેહરુએ ચારેક માસ પહેના કરેન બાકી રહેના બને ખડ પણ હવે તૈયાર થઈ ગવા છે એટલે કવિશ્રી ન્હાનાનાનના આ મહાકાવ્યના ત્રણેય ખડ હવે મળી શકે છે એ મહાકા ને વિશે-ષાજનિ આપતુ આ નાનકડુ છતાય મહત્ત્વનુ પુસ્તક સમયસર પ્રગટ થાય છે એ બદન તેના ઉત્સાહી અભ્યાસુ કર્તા શ્રી બાનચદ્ર પરીખને અભિનદન ઘટે

ન્હાનાલાલ વિષેનુ અભ્યાસીઓને ઉપયોગી અને ન્હાનાનાનમા રસ ધરાવનારને જરૂરી સાહિત્ય પુસ્તકો મારે ખૂ ઓછુ હતુ તેમા શ્રી બાનચદ્ર પરીખના બે અગ્રેજી અને આ સહિત ત્રણ ગુજરાતી ગ્રથો મહત્ત્વનુ સ્થાન ધરાવે છે હવે તો મહાકવિ શ્રી ન્હાનાલાન સ્મારક ટ્રસ્ટ પ્રકાશનો દ્વા એ માર્ગને વધુ સરળ બનાવી હ્યુ છે એ પણ ગુજરાતી સાહિત્ય માટે ગર્વની વાત ગણાય એટલે આ વિશેષાજલિ પણ એક મહત્ત્વનો સાહિત્યિક ઉમેરો કરે છે જે વિષે બે મત છે જ નહિ

'પરમ જ્યોતિનુ અવતરણ નામના પહેલા પ્રકરણમા 'હરિસહિતા નુ ઉદ્ઘાટન થયુ ત વખતના ભવ્ય ઉત્સવને બિરદાવતા થોડાક શબ્દો છે જેમા ન્હાનાનાલને તેમના ગ્રથમણિ હરિસહિતાને અને તેના ઉદ્ઘાટક શ્રી જવાહરલાન નેહરુને ભ અજનિ અપાયેન છે યુગવિધાયક સાહિત્યસ્વામી નામનો બીજો લેખ આ પુસ્તકનો મહત્વનો ભાગ બની રહે છે તેમા રવિન્દ્રનાથ ટાગોર હોમર ડાટે, શેક્સપિયર, મિલ્ટન ગેટે ગોવર્ધનરામ જેવા વિશ્વસાક્ષરો સાથે આપણા કવિવરનુ સમતોલન કર્યુ છે સાથે સાથે વિશ્વસાહિત્યનુ, વિશ્વઇતિહાસનુ અને ન્હાનાલાલની કૃતિઓનુ વિશદ સમાલોચન પણ આવી જાય છે આ પ્રકરણને અતે હરિસહિતાને સારસ્વત જીવનના કીર્તિકળશ તરીકે કર્તાએ ઘટાવેન છે તે દરેક અર્થમા સાચુ ઠરે છે

આર્ષદ્રષ્ટા કવિવર ' નામનુ ત્રીજુ પ્રકરણ આપણા એ મહાકવિની અનેક શક્તિઓની પ્રતીતિ કરાવે છે કવિ નાટ્યકાર સર્જક, દ્રષ્ટા પયગમ્બર સિદ્ધ જ્યોતિર્ધર વગેરે અનેક સ્વરૂપે કવિવરને બિરદાવીને સાચા અર્થમા આર્ષદ્રષ્ટા સાબિત કરવામા કર્તાએ તેમના અભ્યાસનો નીચોડ રજૂ કર્યો છે હરિસહિતાના પ્રથમ ખડનુ ઉદ્ઘાટન શ્રી નેહરુએ કર્યુ ત્યારે ' હાનાલાનને મૂલવનાર હુ કોણ ? ' જેવુ સત્યકથન આપણા એ વિદ્વાન વડા પ્રધાને ઉચ્ચારેલુ તે જ આ પુસ્તકનુ છઠ્ઠુ અને ચોથુ પ્રકરણ શિર્ષક બન્યુ છે

આમ ૬૭ પાનામા પૂરુ થતુ આ પુસ્તક પાનાની નાની સખ્યા ધરાવતુ હોવા છતા ન્હાનાલાલના અભ્યાસુ અને તેમના સાહિત્ય ઉપર આશક બનેલા રસિકો માટે એક જરૂરી માર્ગદર્શન આપનારુ સાચુ સાથી બની રહેશે એમા શકા નથી

## ભગવાન ઇશુની બોધકથાઓ

[ લે મુકુનભાઈ કનાર્થી પ્ર ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ ૧૪ ૦/૪૦ ]

દરેક ધર્મના પયગમ્બરોમા જે જનતામા પ્રિય થવાનુ એક અને અમોલુ સાધન હોય છે તે સીધી સાદી બોધકથાઓથી આમજનતાને પોતાની બનાવવાન એ બોધકથાઓ ટૂકી મુદ્દાસર અને એટની સચોટ હોય છે કે સાભળનારને સોસરવી ઊતરી જાય તેનુ મહત્ત્વ એટને જ આગવુ હોય છે ભગવાન ઈશુની આવી જ ૨૮ બોધકથાઓ આ ૪૮ પાનાની પુસ્તિકામાથી મળે છે જે આબાલવૃદ્ધને એક સરખી જ ગમી જાય તેમાય શ્રી મુકુનભાઈની સરળ અને સચોટ શૈની પણ આ બોધકથાઓને લોકભોગ્ય બનાવવામાં સારી એવી મદદ કરે છે આપણાં બાળકો અને ઓછુ ભણેનાઓ માટે આ પુસ્તિકા સારી એવી સામગ્રી પૂરી પાડે છે

*





# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| મહાભારતની કથાઓ | ધૂમકેતુ | ૩/૫૦ |
| પેટલીકરની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૪/— |
| પંચામૃત | ઈશ્વર પેટલીકર | ૧/૭૫ |
| આભના ટેકા | ,, | ૧/— |
| આંખ વિના અજવાળાં | | ૧/૨૫ |
| ભુલાય એ શે કદી? | ,, | ૧/૮૫ |
| સુવર્ણ-પ્રતિમા | ચુનીલાલ વ શાહ | ૫/— |
| ત્રણ દીકરાની મા | ,, | ૧/૭૫ |
| અણોજો (નવી આ) | ,, | ૧/— |
| કડદો | પન્નાલાલ પટેલ | ૧/૫૦ |
| છકો અને મકો (આઠ ભાગ) | જીવરામ જોષી | ૧૩/૫૦ |
| અજંપો | શેખાદમ આબુવાલા | ૨/૨૫ |
| ઠોકર | 'ઉમાકાન્ત' | ૬/૨૫ |
| સુષુમણા (નવી આ) | ,, | ૭/૭૫ |
| મંગળ જ્યોત | ,, | ૬/૭૫ |
| અંકુર | કાલાભાઈ પટેલ | ૩/૫૦ |
| પુનર્મિલન | ,, | ૫/— |
| નવા કલેવર ધરો હંસના | ,, | ૫/— |
| આત્મવંચના | 'વિશ્વમિત્ર' | ૫/૫૦ |
| અમર દીપ | ભૂપત વડોદરિયા | ૫/— |
| સાથ વિનાના સગાથી | | ૫/— |
| મૂંગા પડછાયા | બળવંત નાયક | ૭/૫૦ |
| અંજળપાણી | 'સત્યમ્' | ૫/૭૫ |
| ભાનીની વાટે | ,, | ૫/૭૫ |
| ધરતીનું હીર | દેવશંકર મહેતા | ૬/— |
| ધરતીની આરતી | ,, | ૮/૭૫ |
| પ્રેરણામૂર્તિઓ | ઈશ્વરભાઈ પટેલ | ૧/૩૦ |
| માનવતાનો સાદ | ,, | ૮/૫૦ |
| જનતા કાજે જીવનારા | | ૧/૫૦ |
| ગામડાની કેડીએ | પીતાંબર પટેલ | ૧/૭૫ |
| ધરમ તારો સંભાળ રે .. | ,, | ૧/૫૦ |
| નૂતન ભારતના તીરથ (પાંચ ભાગ) | ,, | ૩/— |
| પીતાંબર પટેલની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૪/૫૦ |
| સાહસની શોધમાં | નવનીત સેવક | ૨/૫૦ |
| ધરતીનાં અમી | મણિભાઈ પટેલ | ૪— |
| સાહિત્યનિકષ | અનંતરાય મ રાવળ | ૪/૨૫ |
| સાહિત્યવિહાર (નવી આવૃત્તિ) | ,, | ૪/૫૦ |
| દ્વિરેફની વાર્તામધુ (ન આ ) | રા વિ પાઠક | ૧/૫૦ |
| ધર્મકથાઓ ૧થી૫ ( ,, ) | ,, | ૭/— |
| સંસાર (નવી આ ) | ઝવેરચંદ મેઘાણી | ૧/૨૫ |
| રેલગાડીની સૃષ્ટિ (નવી આ ) | ,, | ૧/૨૫ |
| પાનખર અને વસંત | માને ગુરુજી | ૫/૭૫ |
| સંધ્યા (નવી આવૃત્તિ) | ,, | ૬/૭૫ |
| કરુણાદેવી | ,, | ૧/૭૫ |
| શ્યામની મા | ,, | ૬/— |
| મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ | | ૪/— |
| તીર અને તુક્કા | રંભાબેન ગાંધી | ૩/૫૦ |
| જીવન-ઝંઝાવાત | ,, | ૭/— |
| રાખમાં જલે છે અંગારા | રમણિક પટેલ | ૩/૫૦ |
| સાધના અને સિદ્ધિ | પ્રહ્‌લાદ બ્રહ્મભટ્ટ | ૭/૫૦ |
| સાચા જીવતર | શનાભાઈ પટેલ | ૩/૫૦ |
| છેલ્લી રાત | ટી પી સૂચક | ૩/૫૦ |
| હૈયાઉકલત | મનુભાઈ જોધાણી | ૧/૨૫ |
| કુળ હત્યા | ,, | ૧/૨૫ |
| શૌર્ય કથાઓ | ,, | ૧/૨૫ |
| અમૃતપાત્ર | ચંદુલાલ સેલારકા | ૪/૫૦ |
| ખરતા તારા | જિતુભાઈ પ્ર મહેતા | ૪/૫૦ |
| જીવીમા | વિજયકુમાર ત્રિવેદી | ૧/૨૫ |
| અંતિમ દીપ | મોહનલાલ પટેલ | ૪/૫૦ |
| ભારતયાત્રા | રામનારાયણ ના પાઠક | ૬/— |
| વતની વાતો | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૨/૭૫ |
| છેલ્લાં આંસુ | , | ૫/— |
| વંદના | સોમાભાઈ ભાવસાર | ૧/૫૦ |
| ચાદા ચાદા પોળી | વસંત જોધાણી | ૦/૭૫ |
| સૂતી પડી રે સીતાર | ઘનશ્યામ ઠાકર | ૦/૫૦ |

— ઉપરનાં નવાં પ્રકાશનો ઉપરાંત અમારાં બધાં પ્રકાશનોનું નવું સૂચિપત્ર મંગાવો :—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ૬૪, ગાંધીરોડ ફર્નાન્ડીઝ બ્રિજ અમદાવાદ, ૧

# મેગેઝીનોનાં લવાજમ ભરી ખાસ લાભ મેળવો

અમારે ત્યાં હિંદભરના તથા પરદેશના શિષ્ટ અને સંસ્કારી, કોઈપણ વિષયના તેમ જ ભાષાનાં મેગેઝીનોનાં લવાજમ પ્રકાશકના દરે જ સ્વીકારાય છે. નીચેના ભાવો પ્રકાશકોના ફેરફારને આધીન છે.

અમારે ત્યાં સીધું લવાજમ ભરવાથી ખાસ લાભ મેળવી શકાશે.

(૧) એકી સાથે બે લવાજમ મોકલનારને મનીઑર્ડર ખર્ચ મજરે અપાશે.

(૨) ત્રણ લવાજમ મોકલનારને, હિન્દના જવાહર, ગાંધીજીની આત્મકથા-હિંદી, નિત્યમનન એ ત્રણમાંથી પસંદગીનું એક પુસ્તક ભેટમાં મળશે.

(૩) પાંચ લવાજમ મોકલનારને નેહરુચાચાની આર્ટ પેપર પર છપાયેલી ૯૦ તસવીરોની પુસ્તિકા તથા આરોગ્યની ચાવી (ગાંધીજીકૃત) પુસ્તિકા એમ બે પુસ્તિકા ભેટમાં મળશે.

....તો આજે જ લવાજમો મોકલી આપી ખાસ લાભ મેળવો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઊર્મિ-નવરચના | ૭-૫૦ | વિશ્વવિજ્ઞાન | ૭-૨૫ | સોવિયેત દેશ | ૫-૦૦ |
| તંદુરસ્તી | ૫-૫૦ | વિશ્વમંગલ | ૬-૨૫ | ગુજરાતી નાટ્ય | ૬-૦૦ |
| જીવનમાધુરી | ૭-૫૦ | વિશ્વમાનવ | ૭-૦૦ | મંગલમંદિર | ૬-૨૫ |
| નવચેતન | ૭-૫૦ | વિજ્ઞાન છંદ | ૬-૦૦ | વ્યાયામ | ૩-૫૦ |
| મિલાપ | ૯-૦૦ | ચિત્રલેખા | ૧૫-૦૦ | શારીરિક શિક્ષણ | ૩-૦૦ |
| કુમાર | ૯-૦૦ | જી | ૮-૦૦ | નવજીવન | ૪-૦૦ |
| સંસાર | ૫-૦૦ | રસરંજન | ૮-૫૦ | | |
| શ્રીરંગ | ૮-૦૦ | બાલસંદેશ | ૮-૫૦ | **હિંદી** | |
| યુવક | ૫-૦૦ | ઝગમગ | ૮-૫૦ | નવનીત | ૧૦-૦૦ |
| ક્ષિતિજ | ૧૦-૦૦ | બાલજીવન | ૪-૦૦ | ધર્મયુગ | ૨૮-૦૦ |
| પ્રજ્ઞા | ૧૦-૦૦ | બાલમિત્ર | ૫-૦૦ | કહાની | ૬-૦૦ |
| આરસી | ૬-૦૦ | ચાંદામામા | ૬-૦૦ | બાલક | ૪-૫૦ |
| ગાંડીવ | ૭-૨૫ | રમકડું | ૯-૦૦ | ચુન્નુમુન્નુ | ૪-૫૦ |
| ગીતગઝલ | ૬-૦૦ | બાલવાડી | ૨-૦૦ | યુવક કોંગ્રેસ | ૩-૦૦ |
| ચાંદની | ૬-૦૦ | નૂતન શિક્ષણ | ૫-૦૦ | વિજ્ઞાનલોક | ૯-૦૦ |
| બીજ | ૬-૦૦ | કોંગ્રેસ પત્રિકા | ૫-૦૦ | હિંદી જ્ઞાનદૂત | ૪-૮૦ |
| નીરોગી | ૫-૦૦ | અખંડઆનંદ | ૮-૫૦ | વિજ્ઞાન પ્રગતિ | ૫-૦૦ |
| સવિતા | ૬-૦૦ | પ્યારા બાપુ | ૬-૦૦ | બાલભારતી | ૪-૦૦ |
| આરામ | ૬-૦૦ | સ્ત્રીજીવન | ૭-૦૦ | સરિતા | ૧૨-૦૦ |
| રંગદ્રા | ૬-૦૦ | સમર્પણ | ૭-૦૦ | આરોગ્ય | ૫-૦૦ |
| દક્ષિણા | ૫-૦૦ | સંસ્કૃતિ | ૭-૦૦ | હિંદી શિક્ષક | ૫-૦૦ |

સૌરભ પુસ્તક ભંડાર, અમદાવાદ.

[ પાછળને પાને ચાલુ ]

[ પાછળના પાનાથી ચાલુ ]

| | | | | | |
|---|---|---|---|---|---|
| જીવન સાહિત્ય | ૪-૦૦ | કેરેવાન | ૭-૫૦ | આરગોસી | ૨૪-૦૦ |
| આર્થિક સમીક્ષા | ૭-૦૦ | સ્પોર્ટ્સ એન્ડ પાસટાઇમ | ૧૯-૭૬ | કોરોનેટ | ૧૪-૪૦ |
| મહિલા પ્રગતિ કે પથપર | ૩-૦૦ | ડીઝાઈન | ૮-૦૦ | લુક | ૪૦-૮૦ |
| સોવિયેત સંઘ | ૬-૭૫ | સોવિયેત લેન્ડ | ૭-૦૦ | એસ્કવાયર | ૫૭-૬૦ |
| ભારતીય સમાચાર | ૭-૦૦ | પાર્લામેન્ટ સ્ટડીઝ | ૪-૦૦ | ટીટબીટ્સ | ૨૦-૬૨ |
| આજકલ | ૬-૦૦ | કેપીટલ | ૬૪-૦૦ | બોયઝ લાઈફ | ૧૯-૨૦ |
| નવચિત્રપટ | ૬-૦૦ | બીઝનેસ ડાયજેસ્ટ | ૨૪-૦૦ | ચાઈલ્ડ લાઈફ | ૨૪-૦૦ |
| સોવિયેત નારી | ૪-૨૫ | દીપિકા | ૫-૦૦ | સાયકોલૉજી | ૧૨-૦૦ |
| આપકા સ્વાસ્થ્ય | ૬-૦૦ | ઈકોનોમિક વીકલી | ૨૪-૦૦ | ચિલ્ડ્રન્સ ડાયજેસ્ટ | ૧૯-૨૦ |
| સ્વાસ્થ્ય ઔર જીવન | ૭-૫૦ | ફિલ્મફેર | ૨૦-૩૦ | હાઉસ બ્યુટીફૂલ | ૧૫-૬૦ |
| | | આર્યન પાથ | ૬-૦૦ | હાઉસ એન્ડ ગાર્ડન | ૩૨-૧૫ |
| —— અંગ્રેજી —— | | નેશનલ રિવ્યુ | ૧૦-૦૦ | ગુડ હાઉસ કીપીંગ | ૩૧-૨૦ |
| મોર્ડન રીવ્યુ | ૧૫-૦૦ | બોમ્બે માર્કેટ | ૪૮-૦૦ | બ્યુટી ફેશન | ૨૪-૦૦ |
| સનશાઈન | ૫-૦૦ | સિવિક એફેર્સ | ૧૫-૦૦ | લેડીઝ હોમ જર્નલ | ૩૩-૬૦ |
| કેરિઅર એન્ડ કોર્સિસ | ૯-૦૦ | ગાંધીમાર્ગ | ૫-૦૦ | વુમન એન્ડ હોમ | ૧૮-૨૫ |
| સાયન્સ એન્ડ કલ્ચર | ૧૦-૦૦ | કરન્ટ સાયન્સ | ૧૨-૦૦ | વાઈફ એન્ડ હોમ | ૧૫-૨૫ |
| ટ્રેઝર ચેસ્ટ | ૨-૫૦ | પ્રોગ્રેસ ઓફ એજ્યુકેશન | ૬-૬૦ | મૉડર્ન વુમન | ૧૫-૯૦ |
| રીડર્સ મેગેઝીન | ૬-૦૦ | એજ્યુકેશનલ રિવ્યુ | ૫-૦૦ | હોમ્સ એન્ડ ગાર્ડન્સ | ૨૨-૬૫ |
| રીડર્સ ડાયજેસ્ટ | ૧૮-૦૦ | લાઈફ (૩૯ અંક) | ૨૪-૫૦ | આઈડિયલ હોમ | ૨૬-૧૦ |
| ફ્લીટ્રેસ | ૧૪-૫૦ | લાઈફ (૧૯ અંક) | ૧૨-૦૦ | લીલીપુટ | ૧૯-૦૦ |
| ફેમિના | ૧૪-૫૦ | ટાઇમ | ૪૮-૦૦ | જી. ડી. આર રિવ્યુ | ૫-૦૦ |
| કરન્ટ | ૧૨-૦૦ | સાયન્સ ડાયજેસ્ટ | ૨૧-૬૦ | વર્લ્ડ ડાયજેસ્ટ | ૧૬-૨૫ |
| લીન્ક | ૨૫-૦૦ | સાયન્સ-મિકેનિક્સ | ૧૬-૮૦ | વર્લ્ડ સ્પોર્ટ્સ | ૧૮-૬૫ |
| કોમર્સ | ૬૫-૦૦ | પોપ્યુલર સાયન્સ | ૨૮-૮૦ | ડીઝાઈન (બ્રિટીશ) | ૩૦-૪૦ |
| શંકર્સ વીકલી | ૨૫-૦૦ | પોપ્યુલર મિકેનિક્સ | ૨૧-૬૦ | પેરેન્ટ્સ મેગેઝીન | ૧૯-૨૦ |
| ઈકોનોમિક રિવ્યુ | ૮-૦૦ | નેશનલ જ્યો. મેગેઝીન | ૪૫-૭૦ | મોડર્ન ફોટોગ્રાફી | ૩૮-૪૦ |
| ઈલસ્ટ્રેટેડ વીકલી | ૪૬-૦૦ | જ્યોગ્રોફીકલ મેગેઝીન | ૨૪-૫૦ | ન્યૂઝ વીક | ૪૮-૦૦ |

અમારે ત્યાં બાલસાહિત્યનાં તથા ખ્યાતનામ લેખકોનાં તથા પ્રકાશકોનાં પુસ્તકો ઑર્ડર મળ્યે યોગ્ય કમિશનથી મોકલી આપવામાં આવશે.

* વિશેષ માહિતી અને સૂચિપત્ર માટે આજે જ મળો યા લખો :

મહાગુજરાતની સદ્ધર, સુવ્યવસ્થિત અને ખ્યાતનામ અગ્રગણ્ય મેગેઝીન લવાજમ એજન્સી

**સૌરભ પુસ્તક ભંડાર**

સંચાલક : જયકાન્ત કામદાર

આ પાનાં કાપીને સાચવી રાખશો

પાદશાહની પોળ સામે, ૬૨૫, રિલીફરોડ–અમદાવાદ

અમારાં પ્રકાશનો ઉપરાંત ગુજરાતી સાહિત્યના બધા નવા પ્રકાશનો અમારે ત્યાંથી હમેશ મળી શકે છે ૧૯૬૦નાં નવા પ્રકાશનો (બીજા પ્રકાશકોના) નીચે મુજબ છે :—

★

| | | |
|---|---|---|
| સરિતા ૧-૨-૩ | ન્હાનાલાલ કવિ | ૩૦-૦૦ |
| પુષ્યમિત્ર | ધૂમકેતુ | ૪-૫૦ |
| કુમારદેવી | " | ૫-૦૦ |
| પ્રેમપંથ ૧-૨ | ઈશ્વર પેટલીકર | ૧૧-૦૦ |
| દરિયાપાર | ગુણવંતરાય આચાર્ય | ૪-૫૦ |
| આચાર્યની શ્રેષ્ઠ નવલિકાઓ | " | ૩-૫૦ |
| ભગવાન તારું શું થશે | " | ૩-૦૦ |
| ભરજોબન | " | ૪-૫૦ |
| ચંપાવતી | " | ૪-૦૦ |
| હું એક મુરતિયો | દામુ સાંગાણી | ૩-૦૦ |
| પરણ્યા છતાં કુંવારા | " | ૨-૫૦ |
| શું હતા શું થઈ ગયા | " | ૩-૫૦ |
| મનના મનોરથ | ગ૦ હી૦ બદામી | ૪-૦૦ |
| ગરમનો મેની | " | ૩-૦૦ |
| વીતી જશે આ રાત? | ભગવતીકુમાર શર્મા | ૩-૫૦ |
| રાજયોગી | રમણલાલ ધીરજલાલ શાહ | ૩-૦૦ |
| લોખંડી ખાખનાં ફૂલ ૧-૨ | 'જયભિખ્ખુ' | ૧૧-૦૦ |
| અંતરના અજવાળાં | પીતામ્બર પટેલ | ૬-૦૦ |
| કરને સિંગાર | " | ૫-૦૦ |
| રૂંધાતા જીવન | શ્રી ના પેંડસે | ૭-૦૦ |
| આભનાં | અરવિંદ ગોખલે | ૬-૦૦ |
| શ્રમસુગાથા | ગો ની દાંડેકર | ૫-૦૦ |
| ટીનડી | વિ સ ખાંડેકર | ૫-૦૦ |
| ખમ્મા અન્નદાતા | યાદવેન્દ્ર શર્મા | ૫-૦૦ |
| મંજળરેખા | હરીશ નાયક | ૪-૦૦ |
| વિષ અને અમૃત | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૭-૦૦ |
| કચ દેવયાની | મંજુલાલ સાકરલાલ | ૩-૦૦ |
| માંગલદ્રષ્ટા મહાકવિ | બાલચંદ્ર પરીખ | ૧-૨૫ |
| કુનનાગ | નીરૂપમા દેવી | ૩-૦૦ |
| રહસ્યનગરી | શિવકુમાર જોષી | ૪-૦૦ |
| સેવાશ્રમ | જસવંત મહેતા | ૩-૫૦ |
| મંગલ પ્રભાત | ફાલ્ગુની મુખોપાધ્યાય | ૮-૦૦ |
| દેવકુમારી ૧-૨ | શરદ | ૮-૦૦ |
| મા તે મા ૧-૨ | " | ૧૦-૦૦ |
| ચાલો સજોડે સુખી થઈએ | ચિતુભાઈ પટવા | ૬-૫૦ |
| આનંદ ભૈરવી | સારંગ બારોટ | ૮-૭૫ |
| રાગ વૈરાગ | " | ૪-૦૦ |
| અગનખેલ | " | ૪-૦૦ |
| સુજાતા | કાશીરામ ઠાકુર | ૫-૭૫ |
| જળપ્રલય | પ્રભાકર શાસ્ત્રી | ૩-૦૦ |
| પ્રીત પરાઈ ૧-૨ | કોલક | ૧૨-૦૦ |
| દ્વાર અને દીવાલ | કુન્દનિકા કાપડિયા | ૪-૫૦ |
| આત્મચક્ષુ | સુરેશ ગાંધી | ૪-૦૦ |
| ગોર્કીની શ્રેષ્ઠ વાર્તા | ગોર્કી | ૭-૫૦ |
| ઊંધે ઘડે પાણી | જયેન્દ્રરાય દૂરકાળ | ૩-૫૦ |
| પ્યાર | ચન્દ્રકાન્ત બક્ષી | ૪-૨૫ |
| રોમા | " | ૩-૭૫ |
| અભિશાપ | ખીમચંદ વોરા | ૫-૦૦ |
| રૂપરાણી | વજુ કોટક | ૬-૨૫ |
| છબડી | પરાગ | ૫-૭૫ |
| ગૌરી ૧-૨ | કોલક | ૧૧-૦૦ |
| ઉરના એકાંત ખડકે બળે | ભદ્રકુમાર યાજ્ઞિક | ૬-૦૦ |
| મન મોતી ને કાચ | વિઠ્ઠલ પંડ્યા | ૭-૫૦ |
| વૈશાખી વાદળ | નંદકુમાર પાઠક | ૫-૦૦ |
| વસંતસેના | ગોરખ | ૪-૭૫ |
| અગ્નિમાન | " | ૪-૦૦ |
| બાવન પત્તે | કૃષ્ણચંદ્ર | ૭-૫૦ |

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ. ૬૪, ગાંધીરોડ · ફર્નાન્ડીઝ બ્રિજ અમદાવાદ, ૧

અંક ૨ : મે '૬૦
સળંગ અંક ૩૬૨
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના' : વર્ષ ૨૫
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



પૂંઠા ઉપરનું ત્રિરંગી ચિત્ર
'તુજને વંદન જય ગુજરાત' ચિત્રકાર : શ્રી કનુ દેસાઈ

## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટે, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :-

'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.




## માંગલ્ય

— જ્ઞ

નવા રાજ્યની, પોતાના રાજ્યની, સ્વરાજ્યની જે ખુમારી આપણામાં હોવી જોઈએ, આવવી જોઈએ તે આજે આ શુભદિને જ નથી એમ કહીને આ મંગળ પ્રસંગને અવમાનવો ન જોઈએ. અંગ્રેજોએ ભારત પર દયા કરીને ભારતને સ્વાતંત્ર્ય બક્ષ્યું એવું નહોતું. ભારતે આઝાદી મેળવવા એક મહાન નેતૃત્વ નીચે સામુદાયિક પ્રયોગ કર્યો. વિશ્વને આંજી નાખતી એ મહાન ક્રાંતિ કહેવાય છે. ગુજરાતનું અલગ રાજ્ય હોય તો બધી રીતે સંપૂર્ણ વિકાસ થાય એમાં બે મત છે જ નહિ. પણ એ રાજ્ય પ્રજાના પૂરા સહકારથી ચાલવું જોઈએ—વરિષ્ટ નેતાઓની આપખૂદીથી નહિ. આજથી શરૂ થતું ગુજરાત રાજ્ય મેળવેલું નહિ પણ લદાયેલું છે એ હકીકત છે. માનવ માનવ વચ્ચે ભાઈચારાની વાતોનો માનવતાભર્યો આદર્શ ભારતની નસેનસમાં છે તેમાં પાકિસ્તાનના ભાગલાએ જે મોંઘું બલિદાન લીધું એથીય વધુ મોંઘું બલિદાન આજે બે પડોશી પ્રાંતોને વહેંચીને એક નવી આડખીલી ઊભી કરી છે. માનવતાભર્યો મીઠો પડોશ-સંબંધ આજે તિરસ્કાર અને હડધૂત થતો જાણે આપણે નિહાળી રહ્યા છીએ. મહાગુજરાત અને મુંબઈ માટેનાં તોફાનોને યાદ ન કરીએ તોય એની કળકળતી આંતરડી હજુય આપણાં સુખી માનસને ઢંઢોળી રહી છે. એ આંતરડી ઠારવાનું ગજું કોઈનુંય નથી? માનવ માનવ વચ્ચેનાં વેરઝેર વધારવાને બદલે ઘટાડવાને આજે કોઈ ઈશુ, બુદ્ધ કે ગાંધી નથી? નવા રાજ્યની ખુમારી, તેની મંગલમયી આનંદની અવધિ કે ઉત્સાહનો અતિરેક સરકારી વટહુકમો કરતાંય પ્રજાનો અંતરાત્મા વધુ સારાં પ્રતિબિંબ પાડી શકે. એ જ આજે જાણે ક્યાંય શોધ્યો જડતો નથી. મહાગુજરાત મેળવવા, ગુજરાતનું આગવું રાજ્ય ઇચ્છનાર પ્રજાનો જુસ્સો આજે મહાગુજરાતને બદલે મળતું એકલું ગુજરાત ગુમાવી બેઠું ન હોય! અને છતાંય ગુજરાતીઓ સર્જકો છે. જંગલમાં મંગળ કરી શકનાર છે. ગુજરાત જંગલ નથી. મંગળભૂમ છે. મંગળમાંયે તો માંગલ્યો જ પ્રગટશે ને?



પ્રવાત

## હો ગૂજરાત

છાતી તો ગજ ગજ ફૂલે હો ગૂજરાત,
લેતાં લેતાં રે તારું નામ હો ગૂજરાત!
તું તો છે અમ ગરવી,
શિર સાટેય વરવી;
ફોડું ન છેડલો પકડ્યો જે માત;
ગભરુ ગુણિયલ ગીરા ગરવી ગૂજરાત.
શત્રુ જવ તને મોડતા,
સૌએ શુધ-બુધ છોડતા;
મોંઘેરી માત! તારા ખોળલે હો ગૂજરાત,
એક પછી એક શીષ હોમતા હો ગૂજરાત!
જનની કો ગઈ, ને જશે,
કોઈની અમ્મર એ ન થશે;
જનમની ભોમ તો જતાં જતાં હો માત,
જુગજુગ ખોળલે ખેલાવશે તું માત!
દરિયા છે, ડુંગરા છે,
નદી છે, કંદરા છે,
લીલી લલિત કુંજ શીતલ સુવાસ માત!
સમીર-લહેરો લહરાવે ચહુદિશ માત!
જન્મ્યો આ ભોમમાં,
જપીશ આ ભોમમાં,
તારી પ્રયત પદ્મદલશી પથારી માત,
જીવન તુજ પુત્ર-પુત્રી જુદ્ધશે હો માત!
ગુર્જરી હો ગાન તારા,
ગાય છે તનુજ તારા,
સાંભળવા ગાન તારા પ્રેરે તું ગૂજરાત,
ધરાય ના ખૂબ ખૂબ ગાતાં હો ગૂજરાત!

★

ભૂપેન્દ્ર વકીલ

## સ્વ-તંત્ર

ઇચ્છા નથી પલટવા જગ કેરું તંત્ર;
ઝંખી રહું પલટવા નિજ જાત તંત્ર!

★



'પારાશર્ય'

## રસજ્ઞતા

ચાહે કોકિલ આમ્રમંજરી અને હંસો ચહે પદ્મને,
ચાહે માત્ર ગુલાબને બુલબુલો, ના અન્ય કો પુષ્પને
એ છે કિન્તુ રસજ્ઞ એ મધુકરો સ્નેહી બધા પુષ્પના
એ રાચે સુમનત્વમાં *સુરભિનો ના રાગ કે દ્વેષના

☆

* ફૂલપણું તથા સારું-પવિત્ર હૃદય હોવું તે.




## સર્વોદયપાત્રનું ઓછું આયુષ્ય

અમદાવાદના લોકોએ મહારાજનું કહ્યું માની હજારોની સંખ્યામાં સર્વોદયપાત્રો મૂક્યાં. એ સમાચારથી નથી લોકો ચકિત થતા કે નથી નવા જીવનની આશા પડતી. આવી ભાવનાની વાતો આંકડાથી શોભતી નથી કે જોર પકડતી નથી.

મહારાજ પોતે ખૂબ સહૃદયી સાચા સેવક છે. એમણે ઘેર ઘેર ફરીને સર્વોદયપાત્રની વાત કરી તે યજ્ઞકાર્ય થયું. એ પાત્ર પણ ગરીબો પ્રત્યેના ઋણનો ખ્યાલ આપનારું છે. એમના તરફ સહાનુભૂતિ જગાડનારું છે. અને એમ છતાં એ પાત્ર થોડા સમયમાં ઉપેક્ષિત થવાનું, અદૃશ્ય પણ થવાનું.

ભાવનાઓ જીવનમાંથી ઊગે છે, ઉછીની લેવાતી નથી કે અપાતી નથી. એની કુંપળ ફૂટે તો યે એનો છોડ થવા માટે અંદરનું બળ જોઈએ. જીવનનું વહેણ જે દિશામાં હોય—તેને અનુકૂળ ના હોય એવી ભાવના ગમે તો યે સ્થિર થતી નથી. પ્રભાતના ખીલતા રંગ હેઠે એવું દૃશ્ય ઘડી આનંદ ફેલાવી વિલીન થઈ જાય છે. સર્વોદયપાત્ર પણ એક નિર્દોષ ને મનોરમ ભાવના છે. એમાં પ્રવૃત્તિ કે આંદોલન ઉમેરી એને વ્યવહારુ કરવાના યત્ન પુરુષાર્થી છે. અને તો યે અત્યારના જીવન સાથે એ પાત્રનો મેળ ખાવો મુશ્કેલ છે. પાત્ર પ્રતિષ્ઠિત થશે, આયુષ્યમાન થશે એમ જણાતું નથી.

સંભવ છે કે એનો પ્રભાવ દશ વર્ષ પછી લોકોને સમજાય. કેટલાંક સર્જનો—વિચારો કાવ્યો ચિત્રો—સમય કરતાં વહેલાં જન્મે છે ને અકાળ મૃત્યુ પામે છે. એમનું મૂલ્ય ખરું, પરન્તુ વેડફાય છે. કદાચ આ પાત્રનું પણ એવું હશે.

ભાવના અને વ્યવહાર એ બંને સાથે વહે તો જ કાંઈ પરિણામ જોઈ શકાય. ગુજરાતમાં ભાવનાનું પ્રમાણ ઓછું નથી, પરંતુ એમાં બળ તો ઓછું જ છે, સચ્ચાઈ એથી ઓછી છે; એ બળ આવતું હોય એવાં ચિહ્નો હમણાં દેખાતાં નથી.

### ભાવના બળવાન બને તો જ

ભાવનાઓને પુષ્ટ કરે એવું બળ ક્યાંથી મળે ? એ માર્ગની ગાંધીજીને ભાળ લાગી હતી. એમણે જોખમો ઉઠાવ્યાં હતાં, સંકટો બરદાસ્ત કરવા પ્રજાને તત્પર કરી હતી, ફનાગીરી ઉપર ત્યારે લોક ફિદા થયા હતા. સલામતી શોધનારને કે સાચવી જાણનારને એ બળ મળતું નથી. એના પગ પાછા પડે છે. સંકટ સામે નાસવાની બારીઓ પહેલેથી ખોલી રાખે છે.

જો ભાવનાઓ પ્રભુનું નામ લેવાથી પૂજાપાઠથી ને સાધુઓનાં દર્શન કરવાથી પુષ્ટ થતી હોત તો આ દેશ ક્યારનો નંદનવન થયો હોત. ગુજરાતમાં પોતાના મનને છાનું રાખવા કે ચાર જણ વચ્ચે રૂડા દેખાવા ભગવાનનો પગ વારંવાર ખેંચાય છે. એને વારંવાર ઢંઢોળીને જગાડીને ઊભો કર્યા પછી એને વસવાલાયક અંદરનો ઓરડો હોતો જ નથી એટલે એ બળસ્વરૂપ સમજીને પાછો ઊંઘી જાય છે.

ચાંદીની આરતી, મોંઘાં ગુલાબનાં ફૂલ, ચંદનના લેપ, ગીતાના પાઠ, સાધુનાં દર્શન, મંદિરના દેવ—એ આખી પરંપરા કશી ખોટી નથી—દિલ રીઝવેય ખરી, ને મોભો સાચવેય ખરી। એ રીતે તરી જવાશે એવો ખ્યાલ ઘણાં સંઘરે છે ને પોષે છે. કેટલાક હજી ચમત્કારની વાટ જુએ છે. પરન્તુ એને અનુરૂપ કોઈ ફેરફાર વિચારમાં કે વર્તનમાં થતો નથી. દયા દાખવે



પ્રવાત

## હો ગૂજરાત

છાતી તો ગજ ગજ ફૂલે હો ગૂજરાત,
લેતાં લેતાં રે તારું નામ હો ગૂજરાત!
તું તો છે અમ ગરવી,
શિર સાટેય વરવી;
છોડું ન છેડલો પકડયો જે માત;
ગભરુ ગુણિયલ ગીરા ગરવી ગૂજરાત.
શત્રુ જવ તને મોડતા,
સૌએ શુધ-બુધ છોડતા;
મોંઘેરી માત! તારા ખોળલે હો ગૂજરાત,
એક પછી એક શીષ હોમતા હો ગૂજરાત!
જનની કો ગઈ, ને જશે,
કોઈની અમ્મર એ ન થશે;
જનમની ભોમ તો જતાં જતાં હો માત;
જુગજુગ ખોળલે ખેલાવશે તું માત!
દરિયા છે, ડુંગરા છે,
નદી છે, કંદરા છે;
લીલી લલિત કુંજ શીતળ સુવાસ માત!
સમીર-લહેરો લહરાવે ચહુદિશ માત!
જન્મ્યો આ ભોમમાં,
જળીશ આ ભોમમાં,
તારી પ્રયત પદ્મદલશી પથારી માત;
જીવન તુજ પુત્ર-પુત્રી જુદ્ધશે હો માત!
ગુર્જરી હો ગાન તારા,
ગાય છે તનુજ તારા,
સાંભળવા ગાન તારાં પ્રેરે તું ગૂજરાત,
ધરાય ના ખૂબ ખૂબ ગાતાં હો ગૂજરાત!

★

ભૂપેન્દ્ર વકીલ

## સ્વ-તંત્ર

ઇચ્છા નથી પલટવા જગ કેરું તંત્ર;
ઝંખી રહું પલટવા નિજ જાત તંત્ર!

★



'પારાશર્ય'

## રસજ્ઞતા

ચાહે કોકિલ આમ્રમંજરી અને હંસો ચહે પદ્મને,
ચાહે માત્ર ગુલાબને બુલબુલો, ના અન્ય કો પુષ્પને.
એ છે કિન્તુ રસજ્ઞ એ મધુકરો સ્નેહી બધાં પુષ્પના
એ રાચે સુમનત્વમાં *સુરભિનો ના રાગ કે દ્વેષના.

★

* ફૂલપણું તથા સારું-પવિત્ર હૃદય હોવું તે.



'રાજહંસ'

# સમયનાં ક્ષીર-નીર

## સર્વોદયપાત્રનું ઓછું આયુષ્ય

અમદાવાદના લોકોએ મહારાજનું કહ્યું માની હજારોની સંખ્યામાં સર્વોદયપાત્રો મૂક્યાં. એ સમાચારથી નથી લોકો ચકિત થતા કે નથી નવા જીવનની આશા પડતી. આવી ભાવનાની વાતો આંકડાથી શોભતી નથી કે જોર પકડતી નથી.

મહારાજ પોતે ખૂબ સહૃદયી સાચા સેવક છે. એમણે ઘેર ઘેર ફરીને સર્વોદયપાત્રની વાત કરી તે યજ્ઞકાર્ય થયું. એ પાત્ર પણ ગરીબો પ્રત્યેના ઋણનો ખ્યાલ આપનારું છે. એમના તરફ સહાનુભૂતિ જગાડનારું છે. અને એમ છતાં એ પાત્ર થોડા સમયમાં ઉપેક્ષિત થવાનું, અદૃશ્ય પણ થવાનું.

ભાવનાઓ જીવનમાંથી ઊગે છે, ઉછીની લેવાતી નથી કે અપાતી નથી. એની કુંપળ ફૂટે તો યે એનો છોડ થવા માટે અંદરનું બળ જોઈએ. જીવનનું વહેણ જે દિશામાં હોય—તેને અનુકૂળ ના હોય એવી ભાવના ગમે તો યે સ્થિર થતી નથી. પ્રભાતના ખીલતા રંગ હેઠે એવું દૃશ્ય ઘડી આનંદ ફેલાવી વિલીન થઈ જાય છે. સર્વોદયપાત્ર પણ એક નિર્દોષ ને મનોરમ ભાવના છે. એમાં પ્રવૃત્તિ કે આંદોલન ઉમેરી એને વ્યવહારુ કરવાના યત્ન પુરુષાર્થી છે. અને તો યે અત્યારના જીવન સાથે એ પાત્રનો મેળ ખાવો મુશ્કેલ છે. પાત્ર પ્રતિષ્ઠિત થશે, આયુષ્યમાન થશે એમ જણાતું નથી.

સંભવ છે કે એનો પ્રભાવ દશ વર્ષ પછી લોકોને સમજાય. કેટલાંક સર્જનો—વિચારો કાવ્યો ચિત્રો—સમય કરતાં વહેલાં જન્મે છે ને અકાળ મૃત્યુ પામે છે. એમનું મૂલ્ય ખરું, પરન્તુ વેડફાય છે. કદાચ આ પાત્રનું પણ એવું હશે.

ભાવના અને વ્યવહાર એ બંને સાથે વહે તો જ કાંઈ પરિણામ જોઈ શકાય. ગુજરાતમાં ભાવનાનું પ્રમાણ ઓછું નથી, પરંતુ એમાં બળ તો ઓછું જ છે, સચ્ચાઈ એથી ઓછી છે; એ બળ આવતું હોય એવાં ચિહ્નો હમણાં દેખાતાં નથી.

## ભાવના બળવાન બને તો જ

ભાવનાઓને પુષ્ટ કરે એવું બળ ક્યાંથી મળે? એ માર્ગની ગાંધીજીને ભાળ લાગી હતી. એમણે જોખમો ઉઠાવ્યાં હતાં, સંકટો બરદાસ કરવા પ્રજાને તત્પર કરી હતી, ફનાગીરી ઉપર ત્યારે લોક ફિદા થયા હતા. સલામતી શોધનારને કે સાચવી જાણનારને એ બળ મળતું નથી. એના પગ પાછા પડે છે. સંકટ સામે નાસવાની બારીઓ પહેલેથી ખોલી રાખે છે.

જો ભાવનાઓ પ્રભુનું નામ લેવાથી પૂજાપાઠથી ને સાધુઓનાં દર્શન કરવાથી પુષ્ટ થતી હોત તો આ દેશ ક્યારનો નંદનવન થયો હોત. ગુજરાતમાં પોતાના મનને છાનું રાખવા કે ચાર જણ વચ્ચે રૂડા દેખાવા ભગવાનનો પગ વારંવાર ખેંચાય છે. એને વારંવાર ઢંઢોળીને જગાડીને ઊભો કર્યા પછી એને વસવાલાયક અંદરનો ઓરડો હોતો જ નથી એટલે એ બાળસ્વરૂપ સમજીને પાછો ઊંઘી જાય છે.

ચાંદીની આરતી, મોંઘાં ગુલાબનાં ફૂલ, ચંદનના લેપ, ગીતાના પાઠ, સાધુનાં દર્શન, મંદિરના દેવ—એ આખી પરંપરા કશી ખોટી નથી—દિલ રીઝવેય ખરી, ને મોભો સાચવેય ખરી! એ રીતે તરી જવાશે એવો ખ્યાલ ઘણાં સંઘરે છે ને પોષે છે. કેટલાક હજી ચમત્કારની વાટ જુએ છે. પરન્તુ એને અનુરૂપ કોઈ ફેરફાર વિચારમાં કે વર્તનમાં થતો નથી. દયા દાખવે

તેમાય નર્યું અભિમાન છવાય છે 'પુણ્ય' કરે તેમાય આડંબર ઊભરાય છે બદલાની આશા વડે સંયમ રહીને સારો વર્તાવ રાખે તો યે જુદી વાત રૂઢિને વશ થઈ કે આદત મુજબ એવુ કરે તો ય સમજ્યા પણ મનમા જુદીજ ગણતરીઓ રાખી બીજા રોજીંદા વ્યવહારમા ભાવનાનુ ટીપ પણ ના રહેવા દે, ત્યારે પેલા ભજન પૂજન માત્ર શોભાના પરખાઈ આવે છે, જીવનમાથી ઊગેલી સ્વાભાવિક ભાવના તરીકે ઓળખી શકાતા નથી

કોઈ કહે છે ધર્મ તો અબુધ માણસોને સન્માર્ગે વાળવાનુ કામ કરે છે એમને તત્ત્વજ્ઞાનની શી પડી છે? વળી બીજા ચેતવે છે કે તત્ત્વજ્ઞાન એ તો શુષ્ક ભૂમિ છે, વિવાદો જગાડે ને શંકાઓ ઉપજાવે એમાથી કોઈ ભાવના ઊગે નહિ, નમ્રતા આવે નહિ આ રીતે માણસોની 'શ્રદ્ધા' ટકાવવા વર્ષોથી યત્ન ચાલે છે એ યત્નો વગોવાયા નથી કારણ કે એ રીતે કોઈ કોઈ સરળ હૃદયના માનવીને જીવનનો મર્મ લાધે છે ને એનો રાહ બદલાય છે પણ એવુ તો બીજી રીતે ક્યા નથી થતુ? શુ તત્ત્વજ્ઞાન કે શુ ધર્મ—જ્યારે જીવનને દોરે ત્યારે સાર્થક થાય મનની વાણી કે વિચાર ઉપર એવુ રાજ્ય બેસે, અંગેઅંગ એનો હુકમ માની અમલ કરતા થાય ત્યારે એમને એ ળખ્યા કમના બધી એમની સેવા જે સેવે તેનેય ફળે ને બીજા ઘણાને ભ્રમમા નાખે

ગુજરાતીઓનુ જીવન શુષ્ક નથી, ભક્તિભીનુ છે પણ એના અધિનાયક ધર્મ કે તત્ત્વજ્ઞાન નથી, અર્થ છે બીજાની સરખામણીમા વધારે સુખી દેખાવા, સફળ દેખાવા કોણ વલખા નથી મારતુ? કપટથી કે ચોરીથી 'એ તો એમ જ ચાલે' કહી કોણ મન મારતુ નથી? જીવન આમ રઝળપાટે ચડ્યુ છે

સુખો—પ્રાકૃત અને સંસ્કારી

શાથી આવુ બન્યુ છે? ગુજરાતની સાત્વિક મુડી કોણ લૂટાવી દે છે? કોણ એના ઉપર મોજશોખના ડામર પટા લગાડે છે? કોણ એમની નજરે ઊંધા દાખલા બેસાડી ભરમાવે છે, ડરાવે છે, થકવે છે?

એ છે, ને ઉઘાડે છોગ છે સહુ જુએ છે ને જાણે છે એક લૂટ ચાલી રહી છે—લોકકલ્યાણના નામે જે લૂટમા સામેલ નથી તેય બચ્યા નથી, કારણ કે 'હુ રહી ગયો'ના હિસાબે એ ભાડનારા પક્ષમા છે એવુ ચાલે તો એ બેવડી લૂટ કરે એમનુ કોઈ નામ પણ શકે એમ નથી ઈશુ ખ્રિસ્તે ૧૯૬૦ વર્ષ પહેલા છૂટ આપી હતી કે એનુ નામ લો ને પથ્થર મારો—પણ એમ કરવા એ રીતથી બચ્યા હો તે આગળ આવો કોણ આગળ આવે, કોઈ બચ્યુ નથી! ને બચી શકશે એવી તાકાતવાળુ દેખાતુ યે નથી!

અને તો યે નવા ધનિકોની ગણતરીમા ઝડપથી દાખલ થવા સહુને અધીરાઈ આવી છે ધનના નહિ પણ ધનથી મળતી બધી ચીજોના પ્રદર્શનો કરી મનમા હુંકાર ભરવા છે આવા પ્રદર્શનો ઉપર આકરા કરવેરા કેમ નહિ ઠલવાય?

એ વાત ઠીક છે કે માણસને મહેનત કરી છે સહેલ ખેડવુ છે અને એ વડે મળતા સુખ ભોગવવા છે એની છૂટ બંધ કરી લે તો સામ્યવાદ આવી ગયો ગણાય બીજાની નજરે જે સુખ હોય તે શા કામના? એ તો પોતાને ભાવે તે જ ખરા એથી સુખ ઉપર અંકુશો ના હોવા ઘટે ખોટા સુખથી એ જાતનુ નુકશાન કરે કે સમાજનુ સ્વાસ્થ્ય પણ બગાડે એવુ ના થાય એ માટે કોઈ ધોરી માર્ગ નથી લોકરુચિ સમય અનુસાર કેળવાતી રહે તો જ પ્રાકૃત સુખોને બદલે સંસ્કારી સુખો તરફ પ્રવાહ રહે ને લોકરુચિની પાંખ ઊંચે રાખવા કાવ્યો, ચિત્રો, ગીતો, નૃત્યો, નિબંધો, શિલ્પો વગેરે સતત પ્રયાસ કરે છે એમના જ માર્ગમા અવરોધ કરનારુ એવુ જ ગંદુ તત્ત્વ ઢગલાબંધ ઊતરે છે તેને આપણે કેવી રીતે પહોંચી વળીશુ? શુ વ્યક્તિના કે શુ સમાજના—સંસ્કારો ઊંચી કક્ષાના રાખવા એ મથે છે, ધર્મની આજ્ઞાઓને પાત્ર કે પ્રસંગોમા ઉતારી વિવિધ માધ્યમો દ્વારા રજૂ કરી પ્રેરણા આપે છે સંસ્કારોને માર્ગ ઉપર રાખવાનુ ધર્મકાર્ય છે

### સંસ્કારમાર્ગમાં અવરોધ ક્યાંથી?

પણ એમનો જ અવરોધ કરનારું એવું જ ગંદું તત્ત્વ ઢગલાબંધ ઊતરે છે તેને આપણે કેમ રોકતા નથી? હલકું સાહિત્ય થોકબંધ છપાય છે ને ખપે છે. જીવનમાંથી ભાગેડુ થવાની બિનજવાબદાર વૃત્તિને ફિલ્મો કેવી બિરદાવે છે! ત્યાં આપણે લાઈલાજ બની જોઈ રહીએ છીએ. એ તરફ સૂગ ફેલાવવા જેટલું કામ પણ આપણાથી થતું નથી.

કોઈ માને નહિ પણ ફિલ્મી નટ—નટીઓ આપણી નવી પ્રજાનાં દેવદેવી થઈ પડ્યાં છે. એમની ગલતીઓ સાંભળી સંભળાવી હરખની તાળીઓ લેવાય છે. એમના ઐશ્વર્યની છાકમછોળથી મુગ્ધ બની લોક પ્રશંસાનાં ફૂલ વેરે છે. કોન્ગ્રેસના વાર્ષિક જલ્સાઓમાં એમને હાજર રાખી શો સાર નીકળે છે? એમની મહેફીલોમાં ને તાયફાઓમાં હાજરી આપી કોન્ગ્રેસી પ્રધાનો કોને પારિંખો આપે છે?

ટોળાં બેકાબૂ બને, હળાહળ અંધાધુંધી મચાવી મૂકે, લોકસભ્યતા કચરાઈ જાય—એ વાત જાણીતી હોવા છતાં આ ફિલ્મી 'કળાકારો'ની દેવપૂજાઓ છડેચોક થયાં કરે છે. લાખોના કરવેરાની ઊઘાડેછોગ ઉઠાઉગીરી કરી જનારાઓને આપણે માનચાંદ આપી છાપરે ચડાવીએ છીએ.

પ્રજાના સંસ્કારને છૂંદી નાખવાનું અધમ કાર્ય ત્રીજી રીતે પણ થઈ રહ્યું છે. દેશસેવાનું કામ કરતાં જે વ્રતનિયમો પોતે પાળે છે તે એમનાથી આગળ વધીને કુટુંબ સુધી પહોંચતાં નથી, એમના સુપુત્રો તો નફટાઈથી એની અવગણના કરે છે. આપણા પીઢ રાજપુરુષો એમના સંસારમાં દેશભક્તિ ને ચામડી ઉપરના વસ્ત્ર સુધી જાળવે છે, અંદરના ભાગમાં જાતજાતની છૂટ છે. એમનાં સંતાનોને એમણે મુક્તિ આપી દીધી છે, ભવિષ્યની ફિકરમાંથી ઉગારી લીધા છે.

ઊતરતા ઢાળનું એક ચોથું પગથિયું પણ છે. સંત સાધુઓ યાત્રીસમુદાયમાંથી સાધનસંપન્નની તરફ અમી નજર ફેરવે છે. એમની નજરે આધ્યાત્મિક મૂલ્યો કાં તો વસતાં નથી અગર તો એની અવગણના કરવાથી વ્યવહારુ થવાય એમ માનતા જણાય છે.

લોક તો આ સંસ્કારો જુએ છે ને પામે છે, ને એના વ્યાધિ એમને જોત જોતામાં લાગે છે. એ રોકવાનું કામ શાસનનું નથી, પણ સજ્જનોનું છે. અને સજ્જન આ નવા જમાનામાં સક્રિય રહ્યો નથી. એની ઉદાસીનતા અને નિર્માલ્યતા એ જ મૂળમાં લાગેલો રોગ છે.

### હજારમું એન્જીન થયું, લાખમું થશે

ચિત્તરંજનના કારખાનામાંથી હજારમું એન્જીન તૈયાર થઈ મેદાને પડ્યું અને હવે વધુ એન્જીનો ઝડપથી તૈયાર થતાં જશે. અહીંના હવાઈ જહાજ ઝડપથી બનવા લાગ્યાં. પરદેશમાં ખપતાં પણ થયાં. ઉત્પાદનમાં પરદેશી નિષ્ણાતો ઘટતા જાય છે, પરદેશી સામગ્રી ઉપર આધાર રાખવાનું પણ ઓછું થાય છે. એથી આશા ઉપજે છે કે જોતજોતામાં આપણો દેશ બીજાં ક્ષેત્રોમાં—નહેરો વીજળી લોખંડ અનાજ વગેરેના લક્ષ્યાંકોને પહોંચી વળવા સમર્થ થશે.

ઉત્પાદનના ક્ષેત્રે ઘણો બગાડ થયો, ઢીલ થઈ, ખરચ વધ્યા. આ દોષ અજાણ્યા નથી. એ દોષ કઠે છે. પણ એ દોષ કોઈ ત્રાહિતને ભળાવીને આપણે શો સાર કાઢીશું? એના અપરાધી આપણા જ ભાઈઓ છે. એમને સજા થાય—જેમ પાકિસ્તાને દંડ ઉગામ્યો છે—તો આપણને શાતા વળશે? ના, એવા બદલાની રાહ જોવી ઠીક નથી. એથી તો નવી જ આપદાની દેશમાં શરૂઆત થવાની. બદલો તો ઈશ્વર લેશે—એવો ભરોસો સારો છે. આપણી નજરે તો 'હજારમું એન્જીન' જેવી બીજી સિદ્ધિઓ શોધતી રહે તે જ ઠીક.

કોઈ કોઈને આ યંત્રો ગમતાં નથી, એની ધાક લાગે છે. રખે એ માનવીના વશમાંથી છટકી જાય ને હાહાકાર મચાવે. રખે એ માનવીને પરવશ કરી મૂકે, પાંગળો બનાવે. એ ભય ખોટો નથી તેમ એથી ડરીને ખસી જવું પણ વાજબી નથી. આપણે તો ઇચ્છીએ કે યંત્રોનું ઉત્પાદન વધે એની સાથે માનવીની છાતી પણ ગજબની થાય. એનાં હૈયાં હિમાલય જેવાં બને તો ભલે ને લાખમું એન્જીન ધમધમ કરતું આપણી આગળથી પૂરપાટ દોડવા માંડે.



### જાગો અમ ગુર્જર દેશ

ટાગોરની નિધિ હજુ લોક સંભારે છે, ઉજવે છે. એમની યાદગીરીમાં રવીન્દ્રસદનો ઊભવવાનાં છે. આનંદની વાત છે કે આ દેશ હજુ ટાગોરની અસર તળે રહેવા ઇચ્છે છે. ઉગ્ર આ દોલનો વચ્ચેય પ્રતિભા ટકે અને વ્યક્તિત્વ સચવાય એ શિરસ્તો ટાગોરે સરસ રીતે પાડ્યો છે. બંગાળમાં તો રવીન્દ્ર સંગીતની સુરાવલિ જામી છે એની સુગંધ દેશભરમાં જરૂર ફેલાવાની. એક એક કાવ્યમાંથી નિત્ય નવું માધુર્ય લોકોને મળવાનું, ઉપનિષદના મંત્રોની જેમ. નૂતન ગુજરાતના જન્મ ટાણે એમના જ એક કાવ્યનું રૂપાંતર રજૂ કરી આપણી કલ્પનાઓને ચગાવીશું, ભાવનાઓને વિશુદ્ધ કરીશું.

'મન સદા ભયમુક્ત રહો,
ગરદન ઝૂકેલી કદી ના હો,
ને જ્ઞાનનું ઝરણું નિર્બંધ વહેતું રહો.
ચોપાસ પથરાયેલું જગત
છિન્નભિન્ન ના રહો,
એકનો સુવિચાર સહુને સ્પર્શો
એકની અનુકંપા સહુને દ્રવો.

સત્યનો રણકો
અને અનુભવનું ઊંડાણ
અમ વાણીમાં પ્રગટ થાવ.
સતત્ પ્રયાસે, વિના થાકે
પૂર્ણત્વને પહોંચવા મથતા રહો.
ના ટકો જડ આદતની ગુલામી
બુદ્ધિ ને વિવેક એની પાર જાવ.
ને પ્રભુનું પ્રેર્યું મન
વિકાસની ક્ષિતિજોની પાર
ઊંડા ચિંતને ભરી રહો
શુભ કર્મે પ્રવૃત્ત બનો.
એવા પુનિત સ્વર્ગે
જાગો, અમ ગુર્જર દેશ.'



માતા જ્યારે બાળકોને ખવડાવે છે ત્યારે નાના બાળકને દૂધ આપે છે, એથી જે મોટું હોય છે એને ઓછું દૂધ આપે છે, અને સૌથી મોટા બાળકને ફક્ત રોટલો ખવડાવે છે, એ ગણિત હિસાબથી બધાને સમાન દૂધ અને સમાન રોટલો નથી આપતી આવી જ સમતા વિવેકયુક્ત છે. ઘરની જેમ સમાજમાં પણ જેટલી વ્યક્તિઓ છે એમને પણ આપણે એમની ભૂખ અને પાચનશક્તિ અનુસાર જ ભોજન આપીએ. જેને દૂધની જરૂર છે એને દૂધ અને જેને રોટલાની જરૂર છે એને રોટલો આપીએ, આવો વિવેક રાખ્યા વગર જો સમાનતા લાવવામાં આવશે તો એ નકામી બની જશે

—વિનોબા ભાવે

*

બોઅર યુદ્ધ પૂરું થયા બાદ ઇંગ્લાંડ પાછા ફરતા સૈનિકો પાસેથી 'હૃદયસ્પર્શી' વાતો મેળવવા માટે બ્રિટિશ વર્તમાનપત્રોમાં જબરી હરીફાઈ જામેલી. એક છાપાએ પોતાના હરીફોને હાર આપવા માટે પોતાના એક રિપોર્ટરને ખૂબ ગુપ્તપણે દ. આફ્રિકાથી સૈનિકોને લઈને ઊપડતાં જહાજમાં બેસાડી દીધેલો. સૈનિક જહાજમાં બેસડવા પાછળનો આશય એ હતો કે જહાજ બ્રિટનના કાંઠે આવે એ દરમ્યાન આખો અહેવાલ તૈયાર થઈ જાય ગોઠવણ એવી કરવામાં આવેલી કે જહાજ કાંઠે આવીને લાંગરે એ પહેલાં એક મછવો દરિયામાં દૂર જહાજને સામો મળે અને મછવામાંથી નિશાની થાય કે તરત જ જહાજના ડેક પરથી રિપોર્ટર પોતાનો અહેવાલ એક બાટલીમાં મૂકીને દરિયામાં ફેંકી દે. અગાઉથી નક્કી થયેલી આ યોજના મુજબ બરાબર ચાલ્યું જહાજ નજીક મછવો આવ્યો નિશાની થઈ અને રિપોર્ટરે બાટલી દરિયામાં ફેંકી પણ આ સાથે ડેક ઉપર ઊભા રહેલા તમામે ફટાફટ બાટલીઓ દરિયામાં ફેંકવા માંડી નીચે દરિયામાં સંખ્યાબંધ બાટલીઓ તરવા લાગી અને ઉપર જહાજમાં ભારે હસાહસ મચી ગઇ. રિપોર્ટરે એક નાની પણ ભારે વિનાશક ભૂલ કરી નાખેલી. એણે પોતાની આ યોજનાની ડફાસ જહાજ પરના તમામ સૈનિકો આગળ હાંકી!





નાનુભાઈ દવે

# ગુજરાતનું મંગલાચરણ

ગુજરાતના આગવા રાજ્યનું મંડાણ થાય છે ત્યારે સરકાર જેટલો પ્રજામાં જાણે ઉત્સાહ જ નથી. એ રાજ્યને માટે કોઈ તટસ્થ રીતે, પક્ષાપક્ષીથી પર રહીને સૂચનો, વિચારો દર્શાવે તેવો એક વિચારકનો આ શુભટાંકણા ઉપરનો લેખ દરેકને માટે વાચનીય બનશે...

ગુજરાત રાજ્યનું વહાણ આવીને નાંગર્યું છે. એ ક્યાંથી આવ્યું, એને કોણે રોકી રાખ્યું હતું, એની પ્રસવપીડા કોના શાપે થઈ—એ તપાસવાની આ ઘડી નથી. ઇતિહાસમાં એની નોંધ લેવાશે ખરી, ને ત્યારે લોકો ચકિત પણ થશે. અત્યારે તો મુંબઈથી નિરાશ્રિતોની જેમ એ શરૂઆત કરે છે. એમાં નથી સિદ્ધિનો ગર્વ કે નથી આત્મવિશ્વાસનો ઉમંગ.

હશે, વિજયના ડંકા સાથે ગુજરાતનો પ્રારંભ ભલે ના થાય. કોઈ ગ્લાનિ કે કોઈ ક્લેશ સાથે પણ એ ન થવો ઘટે. જે મળે છે તે ક્ષિતિજો ઉપરના પડદા હટાવી થાય તેટલું વ્યાપક ને સબળ ચિંતન અને ઉજ્જ્વળ ભાવિમાં પૂર્ણ શ્રદ્ધા સાથે હિંમતથી ઉઠાવેલા કદમ. એ માટે આપણી પાસે કેવુંક સચિંત છે?

કોન્ગ્રેસના હાથે ૧૯૧૫ પછી ગુજરાતનું ઘડતર થયું. તે પહેલાં શરૂઆત થઈ પણ બીજરૂપે, આંદોલનો તો પછીથી ચાલ્યાં. અને એ ચાલ્યાં ત્યારે એમનો પ્રભાવ એવો પડ્યો કે એમાંથી દેશ આખાએ હિંમત અને પ્રેરણા મેળવ્યાં. જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં આપણે સ્વતંત્ર વિચારો ને નૈતિક હિંમત વડે આગળ ધપ્યા.

અનેક પ્રવૃત્તિઓના એ વ્યાપકપણાથી એક છત્ર ઊભું થયું. સ્વતંત્રતા મેળવવાની મોટી ધગશમાં રાજકીય નેતાગીરીએ બધે પાંખ ફેલાવી અને બીજી પ્રવૃત્તિઓને એમના તરફ પરાવલંબી કરી. કોઈક કાર્યને ટેકો આપી એમણે બદલામાં શરણાગતિ મેળવી. જ્યારે નવા આદર્શોનું ભારે આકર્ષણ હતું, નવી પદ્ધતિઓનો ભારે વેગ હતો ત્યારે સહુકોઈ રાષ્ટ્રિય નેતાઓને વશ થઈ રહે એમાં શી નવાઈ!

એમાંથી એક પડકાર ગાજ્યો—'ગુજરાત મારું છે.' ને સહુ સાંભળી રહ્યા. જેમણે પક્ષનું શરણું કે શિસ્ત સ્વીકાર્યાં હતાં તે હરખાયા. જેમને દેખાયું કે હવે ગુજરાતની નેતાગીરી કુંઠિત થવાની અને એનું જાહેર જીવન રુંધાવાનું તેમણે મૌન સેવ્યું. એ પડકારનો ત્યારે જવાબ નહોતો, હજુયે નથી.

નવા રાજ્યની શરૂઆત કોન્ગ્રેસ કરે છે. એ હક સરી જાય તે પહેલાં વાપરવાની એની કુનેહની આપણે કદર કરીએ. અહીંના સુકાન ઉપર હાથ ગમે તેનો હોય, લાંબો હાથ તો મોરારજીનો છે. સરદાર પછીની સરદારી એમણે લીધી છે. સરદારી લેવાથી મળે, આપવાથી નહિ. એ એમણે બરાબર શીખ્યું ને શીખવ્યું છે. બીજા ભલે ઉત્સાહ દાખવે કે ખાણુ ખાય—ગુજરાત અત્યારે તો મોરારજીનું છે.

એમણે સત્તા વાપરી જાણી છે, પચાવી દીધી છે. સત્તા ઉપર ચડ્યા પછી ઊતરી જાય એ કાચા મોરારજી નહિ. એમનાથી ગોળ, ખાંડ, ચા, કોફી, બધું છૂટી જાય, પણ સત્તા ક્યારેય વિખૂટી પડવાની નથી. એમની ભાગ્યરેખા એવી પ્રબળ હશે, શંકા પડતી નથી. ને એમની ઇચ્છાશક્તિ પણ એવી પ્રબળ હોવી જોઈએ. નહિ તો સત્તા દ્વારા જ દેશનું બધું કામ થઈ શકે એવું સૂત્ર એમને સાંપડત નહિ.

એમ તો એમની પાસે ઘણી મૂડી છે: નિષ્ઠા છે, પરિશ્રમ છે, કોઈને ભલે જુદો અનુભવ થયો હોય પણ નમ્રતાયે છે. કોઈનાથી અંજાવાની કે દબાવાની ઘડી એમને માટે ક્યારનીયે વહી ગઈ છે. ખૂબ નીડર છે, ધાર્યું પાર પાડવાની ધગશ છે. અને એથી એ જીદ્દી છે, ભૂલો કરતાં અચકાય એમ નથી. પોતાની વાત કઈ રીતે ખોટી હોઈ શકે એ એમને ક્યાંથી સમજાય?

જે એમનામાં નથી તે લોકપ્રિયતા. લોકોની પ્રીતિ મેળવવામાં એમને જાણે નાનમ આવે છે, કેમ જાણે લોકોની ખુશી મેળવવા એમને ગુણ નીચે ઊતારવો પડતો હોય ને! લોકાદર સિદ્ધ કર્યા વિના અને



ભૂનોની પર પગ કરવા છતા સત્તા એમની મ્ને ટકી શકી છે એ રહસ્યનો સાર ગુજરાતે પામવો જોઈએ

દેખીતુ છે કે નવગુજરાતનુ ઘડતર મોરારજીની રીતે થશે, ચાની એમની કને છે યશ કે અપયશ તો ભવિષ્યમા મળે, વર્તમાનમા તો એ બગ જ્યા દોરે ત્યા ખરુ ગુજરાત પસે પ્રાતની તો ઠીક પણે જિલ્લા –તાલુકા નાચે બીજી નેતાગીરી નથી નથી કોન્ગ્રેસ પાસે કે નથી બીજા કોઈપણ પક્ષ પાસે એ જગ્યા ભરવાનુ જાણે હવે ગુજરાતીને મન જ નથી

નવી ચૂટણીઓ જોત જોતામા આવી પહોચવાની ને ત્યારે વળી પાછી ટિકિટની વહેચણી કરવા રાજકીય પક્ષો દોડાદોડી કરવાના પણ જેની છત નથી તેની પસદગી ઠીક થવાની ?

નવી આગેવાની કાજે પ્રયાસો તો થાય છે આશા પણ બધાય છે પણ કોન્ગ્રેસ એમને ઓળખવાની દરકારમા નથી આવકાર આપવાનુ તો સૂઝે શેનુ ? જે બહાર પડે છે તેમને વહેલી સત્તા જોઈએ છે, લોકપ્રીતિ કે જાહેરજીવન કેળવવા ધીરજ રહેતી નથી ને સેવાના નત તો ખૂણે ખાચરે ભરાયા છે

આવ્યા છે—નવા નતધારીઓએ ગુજરાતને મઢ્યા છે પણ એમણે જે આદર્શો કે પદ્ધતિઓ પસદ કર્યા છે એ પ્રજાને મન દેરાસરના દેવ જેવા છે એ સામે જુએ છે અને એના હૈયા ગળગળા થઈ જાય છે ભક્તિના ફૂલ ચડાવે છે પણ મંદિરમા દેવ એમ પ્રસન્ન થતા નથી અને ભક્તિ નિષ્ફળ જાય છે

આધુનિક જમાનાને વિજ્ઞાને જુદી રીતે ઘડ્યો છે, અને આવતા દસવીસ વર્ષોમા વળી નવી ઉથલપાથલો થવાની માનવીનુ જીવન આમ ક્રાતિ લઈ રહ્યુ છે ત્યારે સત આવનના' ગુ. અહાલેક પોકારનારા ભેખધારીઓ મનોમન જુદી ક્રાતિની ઝાખી કરી રહ્યા છે એ બનેની વચમા મો વકાસી બેસી રહ્યા હોય તો આપણા ગામડા

ઘણીવાર આપણે સાભળ્યુ કે ગુજરાતના ગામડામા એનુ હાર્દ વસેલુ છે એના વડે આપણે ગુજરાતીઓ છીએ ખરુ, ના કેમ કહેવી ? પણ, એ ગામડા એવા ને એવા અસલની દશામા ઉછરે, એવુ કેમ કહી શકાય ? ગામડા રળિયામણા ખરા તો પણ એમને સગ્રહસ્થાનમા તો નહિ રખાય ને ! એમનેય આશા છે જીવનને ઊચે લઈ જવાની ઇચ્છા હોય તો એ સ્વાભાવિક છે ગુજરાતે એના ગામડા અને શહેર વચ્ચેની પરિસ્થિતિમા જે ફેર રહ્યો છે એ ભાગવો જોઈએ એ કઈ રીતે ભાગી શકાય તે વિચારવુ જોઈશે એમ કરતા ચરચા રહે કે જાત એ ગૌણ બાબત છે મ્હેના શક્ય નહિ હોય પણ ગામડામા નાના ઉદ્યોગ ના થઈ શક્યા દૂધના સઘા જેવા કોઈક થયા તો ગેરસમજમા તે બધ કરાવ્યા સા. પવિત્ર ગણી રખડતા મૂક્યા ખોડાઢોરને પાજરાપોળને આશરે મૂકી પુણ્ય મેળવવાનો હરખ લીધો કે એમની ભેગા સારા ઢોરને પણ રઝળતા રાખી પાક ખરાબ કરવા દીધા એવી એવીય ખેતીની જેને દરકાર હતી તને ખમેતી દરિદ્રીઓના હાથમા ધરતી સોપી દેવા આપણે ધમસાણ મચાવ્યુ એમા ન તો ખેતી સુધરી ન તો ઢોરની ઓલાદ કે પેદાશ સુધરી ન તો ગામડુ પેગયુ કે ન તો 'નૂતન ભૂમિપુત્રો' ખેતીમા પગભર થયા

સારુ દેખાય છે કે રેલ્વે ગઈ ત્યા ત્યા ગુજરાત તરતુ થયુ, મોટી લાઈન આવી ત્યા વધારે ફાલ્યુ, જ્યા ઉદ્યોગ ચાલુ થયા ત્યા તાકાત દેખાઈ પશ્ચિમ ગુજરાત અને પૂર્વ ગુજરાત વચ્ચેનો તફાવત કયા છૂપો છે ? ખેતીનો કે ઉદ્યોગનો—રોજી આપતો ધધો ચાલે ને જે માલ ઉત્પન્ન થાય તેનો ઉપાડ કરવા સસ્તા વાહનો જોઈએ રેલ્વે જોઈએ હોડી ને સ્ટીમરો પણ જોઈએ જ્યા એ સાધનો પહોચ્યા ત્યા આબાદી દેખાઈ બળદના ગાડા વડે જ ચાલ્યા કરશે એમ હવે નહિ માની શકાય

બહુ લગન વડે નવી કેળવણીના પ્રયોગ ગુજરાતમા ચાલ્યા જ્યા વિદ્યાર્થીમા હીર હતુ તે તો એ ખાસની કેળવણી પઠીને બહાર નીકળી આવ્યા, પણ બીજા એની આમે પાગ બધાયા સ્વરાજ મેળવવાની ધગશમા ઘણી ધૂનો નભી તે હવે ફેરી મૂલવવી પડશે



અને પરદેશ રહી ભણી આવેલા વિદ્યાર્થીઓમાંથી કોઈકને પૂછીગાછી અભ્યાસ કરવાની પદ્ધતિ જાણવી જોઈશે.

ઠીક છે, આદર્શોની ધૂન આપણામાં હોવી જોઈએ. પણ એનાં પાનાં કોઈ કોઈવાર બદલવાની જરૂર પડે છે.

બહુ વર્ષો સુધી ગુજરાતે ભક્તિની ધારા ઝીલી. દેશના બધા જ સંત મહંત ને જોગીજતિ ગુજરાતે સત્કાર્યા, સ્ત્રીઓએ એમના પતિઓને રસોડાનિકાલ કરીનેય ધાર્મિકતા સાચવી. ઘણા સાધુ પુરુષોએ વિદ્વાનોની જેમ ધર્મને લગતાં પ્રવચનો કર્યાં. એમ છતાં હવે ક્રિયાકર્મ ને ભક્તિના આવેશો પાછળ હઠતા જાય છે. એમની જગ્યાએ જ્ઞાનની જિજ્ઞાસા આવતી જણાય છે. શું એવી ખોજ પ્રબળ થઈ શકશે ?

ગુજરાતમાં ગરીબો પ્રત્યે અનુકંપા જાગી છે. એમાંથી થોડી સહાનુભૂતિ પણ આવી છે. કેટલાક પછાત કોમોને સમાજિક ન્યાય આપવા રાજકીયો દાવ અજમાવે છે. ને મીઠી છાંય મેળવી થોડા પછાતો ઘણા બીજાનો ચોકો અલગ રાખવા મથે છે. અંદરની વૃત્તિઓ કે શક્તિઓ જોર પકડવાને બદલે લાલચુ બની સસ્તો સંતોષ મેળવે છે. પ્રજાની લાયકાત કે ગુણ નીચેની સપાટીએ પણ ઉતારે છે.

સમાન કક્ષાએ ઘણી બાબતો લાવવાની આ જમાનાની ધૂન છે. સારી લાગણીઓ ફેલાય અને સહુને સરખો ન્યાય થાય એવા હેતુઓ પહેલાં હતા. હવે તો જવાબદારીના ભાનવિનાના અધિકાર મેળવવા ઘર્ષણો દેખા દે છે. એથી ઘણો સમય બરબાદ જાય, ઉત્પાદન રખડી પડે, અગવડો વેઠવી પડે, અરાજકતા ફેલાય તો યે સમાન કક્ષાની બૂમ તજી દેવાતી નથી, ધીરી પણ પાડી શકાતી નથી. સામ્યવાદીઓ કે સામ્યયોગીઓ પછાતજનોની ભેરુબંધીના ઉત્સાહમાં જે ઉહાપોહ મચાવે છે, મંત્રો રચે છે કે આંદોલનો ચલાવે છે એથી તો જવાબદારીનું ભાન ઘટે છે, સંસ્કાર ઝંખવાય છે, ગુણ ઢંકાય છે, સાહસો ને પ્રતિભા સૂકાય છે. મથી મથી અને ટીપીટીપી જીવનને ઘડતા જવાની ક્રિયાની ઉપરવટ જઈ, ટૂંકા માર્ગે પછાતોને ઊંચે લઈ જવાની ક્રિયા બીજાનેય પછાત કરે અને આગળ ખેંચાતા હોય તેમના જીવનનો મર્મ પણ ઢીલો બને.

ગુજરાત આવી આધુનિક ધૂનોમાંથી કેમ ઊગરે ! એનેય કાળબળથી તણાવાનું, ઘસડાવાનું ખમી લેવાનું રહેશે ?

નવાઈ છે કે આપણી આંખે ચાની હોટલ ખૂંચે છે, બીડીનો ધુમાડો નાક રુંધે છે, સિનેમાની ફિલ્મ મનમાં કઠે છે. થોડાં વરસ પહેલાં સ્ત્રીઓ પાવડર લગાડે તેથી અજંપો થતો તેવો હવે લીપસ્ટીકથી થાય છે. અને પાછું રફતે રફતે બધું કોઠે પડે છે. પણ પ્રજાનું હીર ક્યારે ચંપાય છે ને એનો સ્વભાવ ક્યારે બગડે છે તેની પરવા ઓછી રહે છે. નાની બાબતોની આળપંપાળ સહેલી છે, એટલે એવું સૂઝે છે, ને ગમે છે. આપણી ભાવનાઓ પણ નાની અને રાંક બની જાય છે, કાર્યક્રમો પણ ધૂળઢેફાંનાં થાય છે. દોરનારા માણસો જોઈએ તો એમનામાં મહેચ્છા નથી, જોખમો ગુજરાતીઓ કળ વાપરી સમય પારખી હસીવાળીને ગાડું ગબડાવે છે.

હશે, આપણા અસંતોષો મનમાં વાળી લઈએ. તો ય વિચારવા જેવું રહે છે—હવે પછી શું ?

ગુજરાતે એની ભાષા પૂરેપૂરી ખીલવવી જોઈએ. એ ભાષા શીખી લેવાય એવી જોગવાઈ દૂરના ભાગમાં થવી જોઈએ. ગુજરાતી સાહિત્ય પડોશી પ્રાંતોમાં પહોંચવું જોઈએ—આબુ, ડુંગરપુર, માળવા, ખાનદેશ તો ખરાં જ, એથી આઘે પણ કેમ નહિ ? જોઈએ તો નાગરી લિપિમાં પ્રગટ કરી એનો ફેલાવો થવો જોઈએ. સાહિત્યનું બળ અનોખું છે. અને આપણા સાહિત્યને પોષવા સંસ્કૃત તેમ જ અંગ્રેજી બન્ને ભાષાઓનો અભ્યાસ વધારવો જોઈએ, એ બંને ભાષાઓ પારકી શીદ ગણવી ?

શાળા અને કોલેજમાં ગુજરાતી લખાય વંચાય તે કરતાં વધારે બોલાવું જોઈએ. એ બોલવામાં મધુરતા ને ખુમારી બંને આવવાં જોઈએ. અભ્યાસકાળ દર-



ધ્યાન પચામેક ગુજરાતી કા ને કદચ થાય ને ગાઈ પણ શકાય તો કેવુ સરુ ? ગુજરાતનો રડિયો સુનદા માચો ઉપર વિવેચનો આપે એના રાગ આપે અને લોકપ્રિય બનાવે તો કેવુ સારુ ?

ગુજરાતે એની ખેતી પહેની સુધારવી જોઈશે માય દાના જાગા પાથર્યા વિના ખેડૂતને વિશ્વાસ બેસે અને ઉમગ વધે એ રીતે ખેતીનો વિકાસ કરી શકીશુ રોકડ પાક મગફળી કે તમાકુ બને થતા નથી એના ઉપર અકરો મૂકવાથી અનાજના ઉપનમા વધારો થતો હોય તો પણ એવી આડખીલીઓ ઉભી કરવા જેવી નથી બે ખાતર ને પણી—એ ખેડૂતો તારે ગુજરાતને પણ તારે એમા છાણનુ ખાતર અગત્યનુ છે ગુજરાતમા ઢોર ઓછા નથી જે છે તને સાચવીશુ ને વધારીશુ ને એમને આર્થિક મદદરૂપ થતા કરીશુ તો એ ઢોર ધરતીને પોષશે ને માણસનેય જાળવશે પાણી—ગુજરાતમા આટઆટલી નદીઓ હોય ને એની અછત કેમ ચલાવી લેવાય ?

આ ખેડૂતને એના ગામડામા એકાદ ઉદ્યોગ આપવો જોઈશે ગુજરાતના સાત હજાર ગામ। એમાથી હજાર ગામને ગામનો પોતાનો સહકારી ઉદ્યોગ આપીએ તો એમનુ દળદર ફીટે કુટુબની એકાદ વ્યક્તિ પણ કામે જતી હશે તો એના યોગ વડે બીજા નભી જશે આનદ પમશે નવા ક્યા ઉદ્યોગો નાખવા કેવુ ઉપાદન કરવુ ક્યા સજોગો પાધરા છે—એ તપાસ સરકાર કરે કે વેપારી મહાજન કરે પહેલા વાવ કૂવા તળાવ ધર્મશાળા ને મદિરો બધાતા ત્યારે પુણ્ય મેળવવાનો ઉમગ હતો હવે ગામેગામ નવા ઉદ્યોગો ચાલુ કરી લોકોના જીવનમા આશા ઉમેરવાનો ઉમગ થવો જોઈએ પછી ભલે એની ભાગીદારીમા નફો વહેચી લેવાય

ઘણો વખત ગુજરાતમા ઊચી ભાવનાવાળા પણ તાલીમ વિનાના કાર્યકરો ગામડે જઈ વસ્યા એમનાથી બને એટલુ એમણે કર્યું હવે આકર્ષક વેતન આપી દસ વર્ષની બાંહેધરીથી ગ્રામવ્યવસ્થા માટે ખાસ તાલીમ પામેલા ગ્રેજ્યુએટો રોકવા જોઈએ પ્રજા અને સરકાર વચ્ચે પક્ષના બધન વિના સેવા આપનાર નવયુવાનો મળીએ તો એમની આવકના પાળી સર કારનુ પીઠબળ પણ હશે આવા હજાર બે હજાર કાર્યકરો પાચેક વર્ષમા તૈયાર કરવા ગુજરાત માટે મુશ્કેલ નથી

વેપારીઓ કનેથી વેચાણવેરો ઉઘરાવવાનુ કામ ગુજરાત પહેલી તકે ખમેડી લે તો કેવુ સારુ ! એમનુ કામ દુશ્મન ચલાવવાનુ છે, ઉઘરાણુ કરવુ નથી રાજ્યને એટલી રકમ સીધી રીતે વસૂલ કરવા બીજા રસ્તા મળશે હમણા અફીણુ ગાજા ઉપર જકાત લેવાય છે તે બીજી ચીજોની આયાત કે ઉત્પાદન ઉપર લઈ શકાય એ રીતે આવક વધશે અને જનજાગૃતિ ઘટશે એવો સભવ વધારે છે

આપણે શિક્ષણને ધધાદારીઓના હાથમાથી છોડવવુ જોઈએ ચરોતર એજ્યુકેશન સોસાયટીમા બે વર્ગના શિક્ષકો છે—સ્વયસેવકોનો અને સામાન્ય મીશનરી પ્રણાલી આમ પૂરી નહિ તો થોડી પણ જળવાય છે કમાણી અને દાખલા—એ બે પવિત્ર કામ સમજી એમાથી અળગ થતી બધ થવી જોઈએ એની આવક સરકારી ખાતામાથી થાય ત્યારે એ અક્ષમ્ય એટલે કે દડને પાત્ર ઠરવી જોઈએ

પણ અહી આપણે રાજ્ય શુ કરે ને લોક શુ કરે એની યાદી નહિ મૂકી શકીએ હમણા તો લોક બધુ રાજ્ય તરફ જોતુ થયુ છે, એમા વાક લોકનો નથી રાજ્ય તો કરશે તે જ કરશે—મોટા કારખાના, ઘણા કાયદા શહેરોની સીમાઓનો વિસ્તાર રસાયણીક ખાતર અને વનસ્પતિનુ ઘી આકરા ભાવ, મોટા નફા વધારે કર એવ ચાલે છે ને ચાલશે

ગુજરાતની પ્રજાને હમણા એ ગમે કે ના ગમે તે તપાસવાની ફુરસદ નથી એમાથી કેમ રસ્તો ખોળવો એ જ એની તાકાત છે ને થોડા સમય પછી તો એની પસદ જ જતી રહેશે, ચલાવી એકલી જ રહેશે

[ અનુસધાન ૬૨મે પાને ]



'ધૂમકેતુ'

# કુંતીનો ત્યાગ

ભૂતકાળમાં આપણા દેશે જેમ મહાપુરુષો આપ્યા તેમ મહાન સ્ત્રીઓ પણ આપણા જ દેશમાં થઈ ગઈ. બહુ જાણીતી સ્ત્રીઓ વિષે તો બધાં જાણે પણ એવી કેટલીય સ્ત્રીઓ છે જેને વિષે, જેના જ્ઞાન વિષે આપણે તદ્દન અજાણ છીએ. એવી એક મહાન સ્ત્રીનું સાચું જ્ઞાન અહીં રજૂ થાય છે......

'યુધિષ્ઠિર! આપણે યુદ્ધ શા માટે કર્યું છે તે તને ખબર છે?'

'કેમ, શા માટે? રાજ મેળવવા.'

'ના, આપણે યુદ્ધ કર્યું છે ક્ષત્રિયધર્મ જાળવવા, રાજ મેળવવા નહિ. પણ તેં આપેલા જવાબમાં જ મારા હવેના પ્રયાણનું રહસ્ય પણ મળી રહે છે. હું હવે હસ્તિનાપુરમાં એક દિવસ પણ રહું, એ અધર્મ છે. વિલાસ છે. મોહ છે. માયા છે. મમતા છે. અને વધુ તો એ જીવનની અશુદ્ધિ છે!' કુંતીમાતાએ એક પછી એક વધુ બળવાન શબ્દ મૂકીને વનવાસમાં જવાનું રહસ્ય સમજાવ્યું.

મહારાજ યુધિષ્ઠિર હસ્તિનાપુરમાં રાજપદે આવી ગયા હતા. મહાભારત યુદ્ધ ક્યારનુંય ખેલાઈ ગયું હતું. પાંડવો વિજયી નીવડ્યા હતા. કૌરવો હાર્યા હતા. બધે બોલાતું હતું કે, ધર્મનો વિજય થયો હતો. પાંડવો હવે સુખેથી પ્રજાપાલન કરવાના હતા.

પણ રાજા ધૃતરાષ્ટ્રને ક્યાંય નિરાંત ન હતી. તેમ ગાંધારીને પણ ક્યાંય ચેન ન હતું. એમને રાતદિવસ એક વાત મનમાં સતાવતી હતી. કૌરવો હાર્યા. હાર્યા એ તો ઠીક, પણ હવે પોતે પાંડવોને આધારે, સુખચેનમાં જીવન ગાળે, એમાં નથી મહત્તા, નથી ગૌરવ, નથી જીવન. નથી પોતાનું છેલ્લું શ્રેય. એ જાણતા છતાં તેઓ મહાલયમાં રહેતા હતા. પણ મહાલયના જીવનમાં હવે હતું શું? ગત જીવનની સ્મૃતિનાં ખંડેરો સિવાય બીજું હતું શું?

'એ વખતે આમ થયું હોત' એવા પશ્ચાત્તાપના શબ્દો સિવાય બીજું એમના જીવનનું આશ્વાસનબળ પણ કયું હતું? જાણે નિરાધાર, નિરાશ્રિત માણસ, ગમે તેમ વખત કાઢે એવી વખત કાઢવાની આ જિંદગી હતી.

એમને ઘણી વખત લાગતું કે, માણસ છેક છેલ્લી પળ સુધી જીવન જીવે એમાં જ જીવન રહ્યું છે. પણ જ્યારે જ્યારે પોતે વનમાં જવાનો આગ્રહ કરતા, ત્યારે ત્યારે મહારાજ યુધિષ્ઠિરની આંખમાંથી આંસુ નીકળી પડતાં:

'મહારાજ! તમને ઓછું આવે એવું મેં શું કર્યું છે કે તમે વનમાં જવાની વાત કરો છો! તમારે પર્ણકુટિમાં જ રહેવું હોય તો અહીં પાસે જ ક્યાંક પર્ણકુટિ બંધાવીએ. આપણે સૌ હવે થોડાં વર્ષ સાથે ગાળીએ. તમારી વાતો સાંભળતાં સાંભળતાં અમે ઘડાતા જઈશું. મહાભારત-યુદ્ધ સંભારીને કાંઈ ને કાંઈ આનંદવિનોદ મેળવતા રહીશું. મહારાજ! આપણા કુટુંબજીવનના તમે સ્તંભ છો. તમે કેવળ અહીં હાજર છો, એ વસ્તુનું પણ જેવું તેવું મહત્ત્વ નથી!'

મહારાજ ધૃતરાષ્ટ્રને વનમાં જવું હતું. પણ યુધિષ્ઠિરની આવી વાતો સાંભળીને એમને રોકાઈ જવું પડતું. ગાંધારી તો એમની સાથે જ હોય. માતા કુંતી પણ એમની સાથે

રહેવામાં કુળધર્મ સમજતાં હતાં. એટલે વનની વાત ઊડી જતી.

એમ ને એમ દિવસો પસાર થતા હતા. પણ એક દિવસ તો ભીમનાં આકરાં અને આખાં વેણે મહારાજના મનમાં નિશ્ચય જ કરાવી દીધો. જ્યારે જુઓ ત્યારે ભીમ વાતો કરતો જ હોય. મેં દુર્યોધનને આમ મારી દીધો, ને દુઃશાસનને આમ પીંખી નાખ્યો. પાછો વાતો કરે, મહારાજ ધૃતરાષ્ટ્ર સાંભળે તેમ એટલે મહારાજે સંકલ્પ કર્યો હવે ગમે તેમ થાય, હસ્તિનાપુરમાં રહેવું નથી. રાજવૈભવમાં રહેવું નથી. મહેલમાં વસવું નથી. એમણે પોતાનો નિર્ણય જાહેર કર્યો. આખો મહાલય આ સાંભળીને ખળભળી ઊઠયો આખી નગરી ખળભળી ઊઠી. ધૃતરાષ્ટ્ર મહારાજ ગમે તેમ પણ, હસ્તિનાપુરના લોકદિલમાં, વૃદ્ધ, જૂના જમાનાના છેલ્લા અવશેષ સમા, એક પ્રકારનું ગૌરવ ધારી રહેલા નૃપતિ હતા. એમની પાસેથી યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, કુંતીમાતા, પ્રજાજનો બધાંને કાંઈક જાણવા મળતું. કાંઈક સાંભળવા મળતું. બધા જેમને માન આપે એવા એ એક જ બાકી રહ્યા હતા. પણ છેવટે એમણે મક્કમ દૃઢતાથી કહ્યું : 'હવે અહીં જીવન જીવવું મને આકરું લાગે છે ભીમના કે કોઈના શબ્દઆઘાતથી નહિ, મારા પોતાના મનની મનોવેદનાથી મારે હવે વનમાં જવું જ છે'

પણ યુધિષ્ઠિર મહારાજ એકલા એમની પાસે પહોંચી ગયા. ભીમના આકરા શબ્દોએ મહારાજને આઘાત આપ્યો હતો, એ એ જાણતા હતા. ભીમે દુર્યોધનને કેમ હણ્યો એનું વર્ણન સાંભળીને મહારાજના દિલમાં ભારે પશ્ચાત્તાપ થયો હતો એમને મનમાં થયું : 'આખા યુદ્ધની વાત જવા દઈએ. એ મારા પુત્રમોહથી થયું. નાના નાના બીજા પ્રસંગો પણ જવા દઈએ. પણ દુર્યોધનને ભીમે અધર્મથી હણ્યો, એ જાણવા છતાં, આજે પંદરપંદર વર્ષથી, હું આ મહાલયમાં પડયો છું, એ આળસુ સુખી જિંદગી ગાળવા માટે ન હોય, તો બીજા શા માટે હોય? મને મહાલય છોડવો ગમતો નથી. રાજવૈભવ જાય એ રુચતું નથી. સેવકો દોડાદોડ કરતા હોય, એ વસ્તુઓથી જ હું ટેવાયેલો છું નવું જીવન શરૂ કરીને, બાકીની જિંદગી જીવી જવાની મારામાં શક્તિ નથી એટલે જ, હું વનમાં જતો નથી.'

આવા મનોમંથનને પરિણામે મહારાજ ધૃતરાષ્ટ્ર હવે દૃઢનિર્ણયી બન્યા હતા. એમણે યુધિષ્ઠિરને કહ્યું : 'વત્સ! હવે બસ, હું જીવું છું તે જીવન નથી. આળસથી હું અહીં રહું છું. મારે વનમાં જવું જ જોઈએ. શરીર અને મનને ઘડવા માટે વનધર્મનું નિર્માણ કરાયું છે. હવે તું મને જતાં ન રોક!'

પણ મહારાજ યુધિષ્ઠિર કોઈ રીતે એમની વાતમાં સંમત થાય નહિ. ત્યારે વેદવ્યાસે આવીને એમને કહ્યું : 'યુધિષ્ઠિર! જે જીવન કોઈ દિવસ જાગતું જ નથી, તે જીવન જ નથી. આજે વર્ષો પછી મહારાજ ધૃતરાષ્ટ્રનું જીવન જાગ્યું છે. પુત્રનો મોહ તેઓ છોડી શકતા ન હતા તેમજ મહાલયનો મોહ પણ





છોડી શકતા ન હતા. અપંગતાએ એમનામાં આળસ પેદા કરી હતી. આધાર વિના જીવી જ ન શકે, એવા અનાથ એ બની ગયા હતા. આજે એમના અંતરમાં એક વાત જાગી છે. જીવન થોડું જીવાય, પણ હૃદયના ઊંડાણથી જીવાય એટલું જ સાચી રીતે જીવાય છે. ભલે તેઓ વાનપ્રસ્થ થાય. ત્યાં દેહકષ્ટથી જીવે, એ એમને માટે સાચું જીવન હશે. કારણ કે દેહકષ્ટ છેવટે છે શું? આત્માનો શરીર ઉપરનો વિજય, એનું નામ દેહકષ્ટ. છેવટની ઘડીએ મહારાજ એ કરીને પોતાને ઘડવા નીકળ્યા છે, તો એમણે મેળવેલી આ આત્મ-જાગૃતિ એમને ભલે દોરી રહે! એમની એ જીવનશુદ્ધિ છે!'

વેદવ્યાસના શબ્દોએ યુધિષ્ઠિરને જીવનશુદ્ધિનું રહસ્ય સમજાવ્યું ને છેવટે મહારાજના વન-પ્રયાણમાં એ સંમત થયા. પણ જ્યારે માતા કુંતીએ કહ્યું કે મારે પણ સાથે જવું છે, ત્યારે યુધિષ્ઠિર શાંત રહી શક્યા નહિ. તેમના દિલમાં વેદના જાગી ગઈ.

આટલું આટલું સહન કર્યા પછી, માતા આ રાજવૈભવ ભોગવવાના વખતે, એ બધું છોડીને ચાલી નીકળે તો પછી પોતે જે ભોગવે, એ પ્રમાદની, માયાની, સ્વાર્થની અને આળસની પરાકાષ્ટા સિવાય બીજું શું કહેવાય?

પોતે એકલા આ ભોગવવા બેસે, ને માતા એ તજીને ચાલ્યા જાય? એ તો કદી જ ન બને. એ વખતે એમણે માતા કુંતીને પોતાની વ્યથા જણાવી. પોતે પણ ભીમ-અર્જુનને રાજ સોંપીને ચાલી નીકળશે એમ કહ્યું.

કુંતીમાતાને લાગ્યું કે આ વ્યામોહ બધાને ધર્મથી ચલિત કરી દેશે. એટલે એમણે પૂછ્યું: , 'યુધિષ્ઠિર, આપણે યુદ્ધ શા માટે કર્યું તે તું જાણે છે?'

'કેમ શા માટે? રાજ મેળવવા. આપણું હતું તે મેળવવા.'

'ના, આપણે ક્ષત્રિયધર્મ પાળવા યુદ્ધ કર્યું હતું. એ ધર્મ પળાયો. તો દુનિયાને હંમેશને માટે એક પ્રકાશકિરણ મળ્યું. તે પ્રકાશકિરણ આ—અન્યાય થતો હોય ને પોતે વખતે ફના થઈ જશે એ ડરથી જે અન્યાયને સાંખી લે, તે ક્ષત્રિય નથી, રાજા નથી, કદાચ માણસ પણ નથી. એ માણસાઈનો તંતુ નિત્યને માટે ઇતિહાસમાં વણાઈ જાય, માટે મેં તેમને કહેવરાવ્યું:

ભીખ્યાં, ભટક્યાં, વિષ્ટિ વિનવણી, કર્યાં સુજનનાં કર્મ,
આર્ય સુજનતા દૈન્ય ગણી તો, યુદ્ધ એ જ યુગધર્મ,
પાર્થને કહો ઉપાડે બાણ.

'મેં તમને યુદ્ધમાં પ્રેર્યા આટલા માટે. ન પ્રેર્યા હોત ને તમે યુદ્ધ કર્યું ન હોત, તો ક્ષત્રિયધર્મ જ લોપ થઈ જાત. સૌ એમ સમજત કે બળવાન સામે નમતું જોખનારો ડાહ્યો છે, સજ્જન છે, વ્યવહારુ છે, વિવેકી છે ને સમયને જાણનારો છે.

'આ છાપ તમે મૂકતા જાત. માનવજાત એમાંથી ધડો લેત. એને અનુસરત. એને દૃષ્ટાંત ગણત. એની કથા ચાલત. ક્ષત્રિયનો વિશિષ્ટ ધર્મ લોપ થાત. ક્ષત્રિયધર્મ જો કોઈ પાળે જ નહિ, તો કોઈ કોઈની મદદે દોડે શી રીતે? કોઈ અન્યાયને ન સાંખે, એવી હવા પ્રગટે શી રીતે?



'યુધિષ્ઠિર! એટલા માટે મેં તમને યુદ્ધમાં પ્રેર્યા. એ વખતે મારા માતૃદિલમા શું થતું હતું, તે હુ એક જ જાણું છું. બળવાન પ્રતિસ્પર્ધી હતા. બળવાન સૈન્ય હતું. બળવાન વ્યૂહ કરનારા હતા. છતાં મેં તમને પાંચેને આ સંદેશો આપ્યો : યુદ્ધ કરો, ભલે સર્વનાશ થાય. સર્વનાશ, એ સર્વોદય કરતાં ક્યારેક વધારે મહાન ગણાય છે. એ જે સમજતો નથી, તે યુદ્ધવીર તો નથી, રાજનીતિજ્ઞ પણ નથી, પણ એથી વધુ એ માણસ પણ નથી. એને એટલી ખબર નથી કે ક્યારેક તો માણસ મરે છે, ત્યારે જ તે જીવે છે.'

કુંતીની સમર્થ વાણી સાંભળતાં યુધિષ્ઠિર ડોલી ગયા. એમને લાગ્યું કે માતાની વાણીમાં પ્રેરણાદાયી તેજસ્વિતા હતી.

'પણ માતા! ત્યારે હવે હું તમને પૂછું છું, તેનો જવાબ આપો તમે અમને પ્રેર્યા. અમે ક્ષત્રિયધર્મ પાળ્યો. જીત્યા. રાજવૈભવ આણ્યો. હવે જ્યારે તમારે માટે આ વૈભવ અમે મેળવ્યો છે, ત્યારે એનો ત્યાગ શા માટે કરો છો? શા માટે તમે વનમાં જાઓ છો? જીવન વનમાં ગાળવાનો સમય હજી કયાં થયો છે? તમારા વિના અમને આ મહાલયો ખાવા દોડશે. અમારી ખાતર પણ તમે રહી જાઓ.'

'પુત્રોથી જિતાયેલા રાજનો વૈભવ ભોગવવા માટે હવે હું થોભુ યુધિષ્ઠિર? તો એ ભોગ કે વિલાસ પણ નહિ હોય. એ તો હશે—કેવળ વાસના. એ ભોગવાશે, તેમ વધશે. છેવટે એ જીવનને જ નષ્ટ કરશે. મારું સ્થાન હવે અહીં ન હો. વૃદ્ધાવસ્થા, પોતાના ગત જીવનના અનુભવોમાંથી, જીવનશુદ્ધિનો પ્રયોગ કરવાનો સમય ગણાય

'આ સમયે જે પુત્રોના વૈભવ માણવા માટે બેસી જાય છે, તે માત્ર દૃષ્ટિવિહીન નથી, જીવનવિહીન પણ છે. હું હવે તમારા રાજવૈભવને જોતી બેસી રહું, એ જીવન, જીવન નહિ હોય, ને તેમાં તમને દૃષ્ટિ આપનારું બળ પણ નહિ હોય. એ તો હશે નિર્બળતા, મહારાજ પાંડુની રાજમહિષી અહીં હવે થોડાક ભોગના ટુકડા ભોગવવા બેસે, એ તો એનો આપઘાત કહેવાય, યુધિષ્ઠિર! હવે મારી જીવનશુદ્ધિ, બધું છોડવામાં જ રહી છે. અને તમારી જીવનશુદ્ધિ, બધાને રક્ષવામાં સમાયેલી છે. પ્રજાને રાજ અને સ્વસ્થતા ફરીને આપવામાં.

'મેં તમને ભલે ક્ષત્રિયધર્મમાં પ્રેર્યા. મહારાજ જીવતા નહિ હોવાથી મેં એમનું કર્તવ્ય બજાવ્યું. મારો એ ધર્મ હતો પણ હું માતા હતી, નારી હતી. વાત્સલ્ય ને શાંતિ એ મારો જીવનધર્મ હતો.

'એટલે હુ તમને યુદ્ધમાં પ્રેરું, એ અકુદરતી ગણાય. છતાં એ મેં કર્યું. બીજો કોઈ ઉપાય જ ન હતો. ક્ષત્રિયધર્મ માટે, મારે એ કરવું પડ્યું.

'તો ભયંકર મહાભારત ઊભું થયું. એ મહાભારત કોઈ દિવસ ઊભું ન થાય એ માટે મારે મારો વિકાસ સાધવો રહ્યો. વધારે ઉચ્ચતર જીવન મેળવવાનો પ્રયત્ન એનું નામ





વાનપ્રસ્થ ધર્મ. મારે વાનપ્રસ્થ થવું જ રહ્યું. મારે મહારાજ ધૃતરાષ્ટ્ર સાથે જવું જ રહ્યું. મારે મારા નવા જીવનને એકડે એકથી ઘડવું રહ્યું.'

માતા કુંતીને ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને અનુસરતાં જોઈને હસ્તિનાપુર નગરી પણ સ્તબ્ધ થઈ ગઈ. ઠેર ઠેર નગરીમાં માણસો ઊભરાયાં હતાં. છજાં, જાળિયાં, ગોખ, અગાશી, પગથી ને વૃક્ષ બધે માણસ જ માણસ દેખાતા હતાં.

નગરવાસીઓથી ખીચોખીચ ભરાયેલા માર્ગે મહારાજ ધૃતરાષ્ટ્ર વહેલા નીકળ્યા. એમના બન્ને પડખે ગાંધારી અને માતા કુંતા હતાં. બન્નેના ખભા ઉપર હાથ મૂકીને, મહારાજ ધૃતરાષ્ટ્ર ચાલતા હતા. બધાં તેમની પાછળ હતાં.

દ્યૂત રમ્યા પછી હારીને પાંડવો વનમાં જવાને તૈયાર થયાં ત્યારે નગરીમાં જેવો શોક છવાઈ ગયો હતો, એવો જ શોક આજે પણ છવાઈ ગયો હતો. છતાં એ બન્ને શોકમાં આકાશ-પાતાળનું અંતર હતું. જોનારા એ જોતા હતા. અને જ્ઞાનીઓ એના ઉપર વિચાર કરતાં, મહાકાલની અદ્ભુત ન્યાયશક્તિનો પરિચય મેળવતા હતા.

પાંડવો નીકળ્યા ત્યારે શોક હતો ને બધાના દિલમાં 'અરેરે!' નો શોકજનક ઉદ્ગાર સરી પડતા હતા. પણ આજે જ્યારે મહારાજ ધૃતરાષ્ટ્ર વનમાં જતા હતા, ને નગરવાસીઓના દિલમાં શોક છવાયો હતો—ત્યારે મુખ્ય શબ્દ હતો : 'અહાહા!'

વર્ષો સુધી મહાકાલ સુપ્ત રહે છે. તે એક દિવસ જાગે છે, ત્યારે બધાને જગાડે છે, એનું સૂચન એટલે 'અહાહા!'

આજે એણે મહારાજ ધૃતરાષ્ટ્રને જગાડ્યા હતા. ઉપદેશથી જે બન્યું ન હતું—મોહ તજવાનું—તે સમયે કર્યું. પણ આ પ્રમાણે સમય પસાર થતાં, જેનું જીવન જાગે છે, તે જીવન-શુદ્ધિને પંથે વળે છે. મહારાજ ધૃતરાષ્ટ્રે અપનાવેલો માર્ગ જીવનશુદ્ધિનો હતો. જીવનને એ જ રીતે ઘડી શકાય, અન્યથા નહિ.

છેવટે બધા હસ્તિનાપુર નગરની બહાર આવ્યા. મોટો રાજમાર્ગ આવતાં ધૃતરાષ્ટ્ર મહારાજ ઊભા રહી ગયા. નગરજનોને બે હાથ જોડીને કહ્યું : 'નગરજનો! તમારો પ્રેમ અમને હમેશાં સાંભરશે. આપણે સૌ સાથે રહ્યાં. આનંદ કર્યો. દુઃખ ભોગવ્યાં, વિપત્તિઓ સહી, યુદ્ધો કર્યાં. નાશ આવ્યો અને પાછો ઉદય આવ્યો. જીવનના આ વિવિધ રંગમાંથી આજે મને જે સત્ય મળ્યું છે, તે આ છે: જીવન ગમે તેટલું કલુષિત હોય પણ શુદ્ધિના માર્ગે જવા માગે છે, ને એક દિવસ જાગે છે, તે જ જીવન છે. પછી એ જાગ્યા પછી, ભલે માત્ર પાંચ વર્ષ જ જીવે. દસ વર્ષ જ રહે. એક-બે વર્ષ જ રહે. અરે! બે દિવસ રહે—પણ જાગ્યો, તેનું જીવન સાચું જીવન છે. હવે તમે પાછા ફરો, નગરજનો! અમને હવે જીવનમાં રહેલો આનંદ દેખાય છે. તમને પણ એક દિવસ એ મળો!'

નગરજનો મહારાજને પ્રણામ કરતાં ભીની આંખે પાછા ફર્યા.

ધર્મરાજને પાછા જવા માટે માતા કુંતીએ ફરીફરીને કહ્યું, પણ તેમનું મન કોઈ

રીતે માતાના વનવાસને હજી પણ અનુમોદન આપી શકતું ન હતું.

એમની વાત એક જ હતી : 'તમે અમને યુદ્ધમાં પ્રેર્યા જ શા માટે? અને હવે આ ત્યાગ શા માટે? પરાક્રમથી મેળવેલું જે ભોગવે નહિ, તેનું પરાક્રમ મિથ્યા છે. તેનું જીવન સ્વપ્ન છે. તેની બુદ્ધિ ભ્રમણા છે.'

ભીમસેન પણ માતા કુંતાને એ જ કહેવા લાગ્યો. ને તે પણ આકરા શબ્દોમાં : 'તમારે મા! આમ કરવું હતુ તો શા માટે આટલા બધાનો સંહાર કરાવ્યો? તે વખતે જ આપણે બધા સાધુડા થઈ જાત. સાધુધર્મ મહાન હોય, તો તમે અમને યુદ્ધમાં પ્રેર્યા શા માટે? શું આ યુદ્ધ તમે દ્વેષથી કરાવ્યું? તો તો અમારે પણ પ્રાયશ્ચિત કરવું પડશે!'

'દીકરા ભીમ!' માતા કુંતાએ કહ્યું : 'યુદ્ધ નાશને જ નોતરે છે. યુદ્ધ ન્યાય અને સત્યથી પ્રેરિત હોય, ત્યારે સાચું યુદ્ધ કહેવાય એવું યુદ્ધ તો, પૃથ્વીને ઘરમૂળથી ઉખેડી નાખે તો પણ કરવું જ રહ્યુ પાંચાલીનાં ચીર ખેંચાય ને યુદ્ધ ન થાય તો ધિક્કાર હજો એ વિવેકને, એ ક્ષમાને, એ સહનશીલતાને, એ વ્યવહારુ ડહાપણને. એવી વાતો કરનારો ભીરુમા ભીરુ છે. જે યુદ્ધ વખતે યુદ્ધ નથી કરતો, તે માણસ જ નથી. તમે માણસ રહો, ક્ષત્રિય રહો, મહારાજના વંશજ રહો, એટલા માટે આ યુદ્ધ મે પ્રેર્યું. પણ આજે મારો એ જ પ્રમાણે આ ધર્મ છે—ધૃતરાષ્ટ્રમહારાજને જાળવવાનો. ગાંધારીની પડખે રહેવાનો. તમારા ધન અને રાજવૈભવમાં, લેશ પણ આસક્તિ નહિ રાખવાનો.

'હું જો હવે રાજવૈભવ ભોગવવા બેસું તો, મે યુદ્ધ નોતર્યું હતું, મારા અંગત સ્વાર્થ માટે, સુખ ભોગવવા માટે, એમ કહેવાશે. એટલે મને મારા જીવનશુદ્ધિને પથે જવા દો. તમે તમારે પથે પાછા ફરો.

'એક દિવસ એવો આવશે વત્સો! જ્યારે તમારુ જીવન તમારી પાસે જવાબ માગતુ ઊભું હશે : 'આટલાં વર્ષો તેં શું કર્યું? કેટલી તકો આવી, કેટલી ગુમાવી? સોનેરી રજકણો જેવી પળો ક્યાં ગુમાવી?' એમ એક દિવસ જીવન જવાબ માગે, ત્યારે એ તમારે માટે જીવનશુદ્ધિનો મહાન પંથ તૈયાર કરે છે, એમ સમજજો.

'ઘણાના જીવનમાં જીવનશુદ્ધિનો પંથ ક્યારેય આવતો જ નથી. ખાટલામાં પડ્યાં પડ્યાં હાંફવાનો પંથ જ આવે છે. એ જીવન નથી, એટલું સમજવું, એ જ મહાન જીવનશુદ્ધિ છે. હવે પુત્રો! દ્રૌપદી! તમે સૌ નગરજનો સાથે પાછાં ફરો. અમારો પથ અમને ખેડવા દો!'

યુધિષ્ઠિર ને સૌ માતા કુંતીને પ્રણામ કરી, એમના આશીર્વાદ લઈ પાછાં ફર્યાં. પણ એમને વનમાં જતાં જોઈને નગર-સ્ત્રીઓ ઉચ્ચ સ્વરથી રુદન કરવા લાગી. મહારાજ ધૃતરાષ્ટ્રને કહેવા લાગી : 'માતા કુંતી જો પાછાં નહિ ફરે તો અમે પણ વનમાં આવીશું' માતા કુંતાએ કહ્યું : 'બહેનો! તમે બતાવેલો પ્રેમ અનન્ય છે. પણ આ કોઈ, કોઈની પાછળ કરી શકે એવો ધર્મ નથી આ તો





ડૉ. આલ્બર્ટ શ્વાઈટ્ઝર

# હું પાદરી-ડાક્તર શા માટે બન્યો?

નોબેલ ઈનામના વિજેતા અને મશહૂર ડાક્તર શ્વાઈટ્ઝર આ લેખમાં પોતાની વ્યથા અને વિશ્વના ડાક્તરોને ટહેલ નાખે છે. માનવતાની સાચી સેવા માટે શહેરોનો મોહ રાખ્યા વિના આવા જંગલોમાં રોગીઓની સેવા કરનાર કેટલાક ?......

સને ૧૯૦૪ની વસંતનું એ ખુશનુમા પ્રભાત હતું. કૉલેજના મારા ટેબલ ઉપર લીલા પૂંઠાવાળું એક સામયિક મને દેખાયું. પૅરિસની મિશનરી સોસાયટી દર મહિને તેની પ્રવૃત્તિઓ તેમાં રજૂ કરતી.

તે સાંજે એ સામયિક બાજુ પર મૂકીને મેં મારા બીજા કામમાં ધ્યાન પરોવ્યું હોત. પણ મેં યંત્રવત્ એનાં પાનાં ફેરવ્યાં. મારી ગેરહાજરીમાં મારા ટેબલ ઉપર એ સામયિક કોઈ મૂકી ગયું હતું. પાનાં ફેરવતાં ફેરવતાં મારી નજરે એક લેખનું મથાળું ચડ્યું: 'કૉંગોના મિશનની જરૂરિયાતો.'

પૅરિસની મિશનરી સોસાયટીના વડા આલ્ફ્રેડ બોગનરે તે લેખ લખેલો હતો. મિશનને ઉત્તર કૉંગોમાં આવેલા ગાબુન માટે જોઈતા કાર્યકરો નથી મળતા એવી એમાં ફરિયાદ હતી. આ અપીલ માટે લેખકે આશા વ્યક્ત કરી હતી કે ભગવાન ઈશુની આંખ જેમના ઉપર ઠરેલી છે એવી વ્યક્તિઓ આવા જરૂરી કામ માટે તૈયાર થશે જ.

લેખનો અંત આવો હતો: 'ભગવાન ઈશુના હુકમને માન આપી જે સ્ત્રી-પુરુષો આવવાનો જવાબ આપશે તેવી વ્યક્તિઓની દેવળને જરૂર છે.' લેખ પૂરો વાંચીને શાંતિથી મારા કામે લાગ્યો. મારું સંશોધન પૂરું થયું.

બોલ્યા વિના કામ કરવા માટે હું ડાક્તર થવા માગતો હતો. કેટલાંય વરસોથી મેં બોલવાનું ઓછું કરી નાખ્યું હતું. મારા એક શિક્ષકના કહેવાથી મેં સ્વેચ્છાથી એ કર્યું હતું. પણ આ નવી પ્રવૃત્તિમાં મેં એક જાતની એવી તક નિહાળી કે જેનાથી પ્રેમનો ધર્મ હું આચરી શકું—જેની ઝંખના મને ક્યારનીય હતી.

સેવાનો કોઈપણ પંથ મને જ્યાં દોરી જાય ત્યાં દરેક રીતે અનુકૂળ થઈ પડે તેવી ડાક્તરી વિદ્યા મેં મેળવી હતી. ફ્રેન્ચ ઈક્વેટોરિયલ આફ્રિકામાં અને આટલાંટિકને કિનારે આવેલા ગાબુન પ્રદેશમાં એવો ડાક્તર હોવો જોઈએ કે જે ઓછામાં ઓછી જરૂરતોથી ચલાવી લે.

ત્યાંનાં વતનીઓ વેદનાથી પીડાતાં હોય તો ય ડાક્તરને કોઈ યાદ પણ કરતું નથી એવું એ લેખમાં હતું. એ તો અર્થ વિનાનું જ કહેવાય. એટલે મેં ડાક્તર થવાનું નક્કી કર્યું. મને લાગતું કે મારે ઠીક ઠીક વરસોનો ભોગ આપવો પડશે. રોમ તરફ કૂચ કરતી વખતે હેમિલકાર અને હાનીબાલે સ્પેન ઉપરનો ધીમો વિજય ધ્યાનમાં રાખેલો એ મને યાદ આવ્યું.

ઈક્વેટોરિયલ આફ્રિકામાં ડાક્તર બનીને જવા માટે મેં સ્ટ્રાસબર્ગ યુનિવર્સિટીના પ્રોફેસરનો હોદ્દો, મારું સાહિત્યકાર્ય અને વાજિંત્રોનો શોખ છોડી દીધો. એ શી રીતે બન્યું ?

---

છે જીવનધર્મ. એમાં પાછા ફરવાપણું હોય જ નહિ. એમાં હવે હું પાછી ફરું એ જીવન જ નહિ હોય. એ મૃત્યુ કરતાં પણ વધારે જડ અવસ્થા હશે. મને જીવવા માટે જવા દો, એટલું જ હું તમને કહું છું!'

ઘણીઘણી સમજાવટે હસ્તિનાપુર નગરીની સ્ત્રીઓ પાછી ફરી પણ તે દિવસની રાત્રે આખી નગરીમાં ક્યાંય દીવો પ્રગટ્યો ન હતો. ક્યાંય ગીત ન હતું—ક્યાંય અવાજ ન હતો! મૌનનો એક મહા-શોકસાગર ત્યાં છવાઈ ગયો હતો. જાણે કે જીવનશુદ્ધિનું એ પણ એક પ્રતીક હોય!





ત્યાંના જંગલના વતનીઓની શારીરિક યાતનાઓ વિષે મેં ખૂબ વાંચેલું. માનવતાની મહાન સેવા માટે દરેક મુશ્કેલી સહન કરવાની શક્તિ મારામાં આવશે કે કેમ એનીય મને શંકા હતી. દાક્તરી વિજ્ઞાનની પ્રગતિને લીધે આપણે દર્દ અને ઈલાજ જાણીએ છીએ, રોગ સામે થવાનાં બધાં કારણો પણ જાણીએ છીએ.

એ જંગલી વસાહતોમાં એવાં લોકો હતાં કે જે માંદગી અને રોગથી પીડાતાં. આપણે સમજાવીએ તો ય ઈલાજ કરવા તૈયાર ન થાય એ માટે તેમની સાથે લડવાનું તો અશક્ય જ હતું.

હું એકવીસ વરસનો થયો ત્યારે આ નિર્ણય મારે લેવો પડ્યો. એ વખતે, જ્યારે હું વિદ્યાર્થી હતો ત્યારે મારું જીવન એ માટે મેં નક્કી કરી દીધું અને ત્રીસ વરસની ઉંમર થતાં સુધીમાં મેં પાદરી થવામા, વિજ્ઞાન અને સંગીત શીખવામાં વખત આપ્યો એ વખતે જો મેં ધાર્યું હોત તો હું વિજ્ઞાન અને સંગીતમાં સારી નામના મેળવી શક્યો હોત વસાહતોમા દાક્તરી મદદ કરવાનો મારો નિર્ણય અવિચારી નહોતો મારા મગજમાં બીજા અનેક વિચારો પણ આવી ગયેલા અને એ બધા અનેક કારણોને લીધે મેં છોડી દીધેલા. અંતે સંજોગોની સાંકળ મને આફ્રિકાના જંગલમાં, રક્તપિત્ત અને ભયંકર માંદગીથી રીબાતા લોકો પાસે મને ખેંચી ગઈ.

રેતીમાં લગભગ દટાયેલું માથું અને આખા શરીર ઉપર કીડીઓ ફરે તેવો એક સૂતેલો માણસ મેં જોયો એનાં સ્વજનો એને બહુ વાર સુધી સાથે રાખી શકે તેમ નહોતાં. એક ભયંકર રોગથી એ પીડાતો હતો એટલે તેને ત્યાં છોડીને તેઓ ચાલ્યાં ગયાં હતાં. એના માટે બધી આશાઓ છોડી દીધી હતી. પણ એ હજુ જીવતો હતો. હું એની પાસે ગયો ત્યારે ઝૂંપડીના બારણામાંથી લીલી હરિયાળીથી મઢાયેલો ભૂરા પાણીનો સાગર મને દેખાયો—જે દૈવી સૌંદર્યનું દૃશ્ય હતું. આથમતા સૂર્યનું સોનેરી તેજ એ પાણી ઉપર લહેરાતું હતું. આવું સ્વર્ગીય દૃશ્ય અને આવી અસહાયતા એકી સાથે જોવા મળ્યાં. પણ આફ્રિકાની હાલતનું એ પ્રતીક હતું.

મારા મિત્રો તો મને ઘેર રાખવા હમેશાં કહેતા: 'કુદરતને ખોળે વસતાં એ વતનીઓ ક્યારેય આપણી જેમ માંદાં પડતાં નથી અને આપણા જેટલી યાતના ભોગવતાં નથી.' પણ ખરી રીતે તો અહીં રોગો ખૂબ જ ભયંકરરીતે ફેલાતા. અને કુદરતનું એ બાળક એવી વેદનાથી પીડાતું કે જેને તે લોકો ભગવાનનો કોપ માનતાં.

શારીરિક યાતનાઓ અહીં બધે ખૂબ મોટી છે. એ તરફ આંખમીંચામણા કરવાથી કે એ વિષે છાપાંઓમાંથી કશું જાણવા ન મળવાથી આપણને સંતોષ થાય છે? આપણે કહેવાતા સંસ્કારી લોકો તદ્દન ખરાબ થઈ ગયા છીએ આપણામાંથી કોઈ માંદું થાય કે તરત દાક્તર આવે છે. શસ્ત્રક્રિયાની જરૂર હોય તો કોઈપણ દવાખાનાનું બારણું આપણા માટે હંમેશ ખુલ્લું હોય છે પણ લાખો લોકો એવી કોઈપણ મદદ વિના અહીં સબડે છે એ પણ દરેકે જાણવું જરૂરી છે.

દાક્તરી વિજ્ઞાનની સહાય હોવા છતાં હજારો લોકો રોજ અસહ્ય રોગની યાતનાઓથી પીડાય છે. દૂર દૂરના ઝૂપડામાં રોજ દેખાતા આ દર્દને ટાળી શકાતું નથી. આ લેખના વાચકમાંથી મને કહેશે ખરું કે જો છેલ્લા દસ વરસ સુધી તેમના કુટુંબમાં ક્યારેય કોઈપણ જાતની દાક્તરી મદદ ન મળી શકી હોત તો તેમનું શું થાત?

જે આદર્શ હું રજૂ કરું છું એ હસી કાઢવા જેવો નથી. એની પાછળ અનુભવની નક્કરતા છે. મને ખાતરી છે કે આ વસાહતોમાં દાક્તરી મથક ઊભું કરવાની કોઈએ વાત કરી હોત તો તેને આવો ઠંડો અને ધીમો આવકાર મળવાને બદલે ઊંધું જ થયું હોત.

મારા પોતાના જીવનમાં મુશ્કેલીઓ, ઉત્સુકતા અને યાતનાઓ કેટલીયવાર આવેલ છે કે જેથી મારું શરીર જલદી ઘસાઈ ગયું છે, મારું વજન ઘટી ગયું છે.

ઈશ્વર પેટલીકર

# પ્રતિમા

પુરુષની આડશે સ્ત્રીની ઓજસ્વિતા, તેનો પ્રભાવ તેની સાચી શક્તિ ઢંકાઈ જાય છે, તેનો વિકાસ પણ રૂંધાઈ જાય છે. પણ આ બધું સ્ત્રી પોતે જાણી શકે છે ત્યારે તેના વિકાસનું સાચું સોપાન શરૂ થાય છે. એ સોપાન ઉપર ડગ માંડીને સ્ત્રી સાચા અર્થમાં સ્ત્રી થાય છે એ આ પ્રસંગ વાંચીને સમજાય છે......

પ્રતિમાનું પિયરનું નામ પાર્વતી. પણ સાસરિયાંએ અને તેમાં મુંબઈમાં રહેતા પતિએ પ્રતિમા નામ પસંદ કર્યું હતું. પ્રતિમા ગામડા ગામમાં ભણવાની સગવડ હોય તેટલું સાત ગુજરાતી સુધી ભણી હતી. આજથી પંદર વર્ષ ઉપર આ ભણતર સાવ ઓછું પણ ગણાતું નહિ. ચૌદ વર્ષ પૂરાં થતાં એનું લગ્ન થયું હતું અને સોળમા વર્ષમાં એ પતિ સાથે મુંબઈ રહેવા ગઈ હતી.

પતિ વિનાયક આમ તો વધારે ભણ્યો નહોતો. મૅટ્રિક નાપાસ થઈને ઊઠી ગયેલો. પરંતુ એનાં માબાપ અમદાવાદમાં રહેતાં એટલે શુદ્ધ ભાષા, શહેરી વિવેક અને દરેકની સાથે ભળી જવાની આવડત એને સહજ હતાં. વળી કાકાના મોટા વેપારમાં કામ કરવાનું હતું એટલે નોકરી કરનારમાં જાણેઅજાણે કંઈક ને કંઈક લાઘવગ્રંથિ જન્મે છે. તે પરિસ્થિતિમાં એને મુકાવું ન હતું. પિતા પણ અમદાવાદમાં પૈસાદાર હતા. એટલે દીકરાને ધંધાનો અનુભવ થાય તો મુંબઈમાં એને વેપાર કરાવવાની ગણતરી હતી. પોતાની સ્વતંત્રતા ગૃહજીવનમાં પણ જળવાઈ રહે તે માટે પ્રતિમા મુંબઈ આવવાની થઈ તે પહેલાં એણે જુદું મકાન—ફ્લૅટ પણ લઈ લીધો હતો.

પ્રતિમા આમ તો હોંશિયાર હતી. ગામડામાં એના પિતાનું ઘર સુખી ગણાય તેવું હતું. પરંતુ શહેરના વૈભવ અને સ્વતંત્રતા એને માટે નવાં હતાં. વિનાયક દરેક બાબતમાં ઓછેવત્તે એને ટોકતો. પ્રતિમાને માટે વાતવાતમાં 'તદ્દન ઇડિયટ છે' એમ અભિપ્રાય ઉચ્ચારતો. ઇડિયટ શબ્દ પ્રતિમાએ પહેલવહેલો પતિ પાસેથી સાંભળ્યો હતો. એનો અર્થ પણ જે જે પ્રસંગો વખતે એ સાંભળવો પડતો તેમાંથી એને આપોઆપ સમજાયો હતો: મૂરખ, બેવકૂફ, ગમાર, ગધેડો, અક્કલનો બારદાન વિગેરે વિગેરે!

હિંદુ સ્ત્રી, અંશતઃ સ્ત્રીજાતિ પુરુષ સાથે, પતિ સાથે પોતાના તરફથી નમતું મૂકીને નભાવી લેતી હોય છે. પ્રતિમા પણ પતિ તરફથી આવાં અપમાન થતાં તે ગળી જઈને વિનાયકને જીતવા પ્રયત્ન કરતી હતી. ભાષાશુદ્ધિ તરફ એ ધ્યાન આપતી. મુંબઈગરી સ્ત્રીઓ જે જાતની ટાપટીપ અને સફાઈથી કપડાં પહેરતી તે ધ્યાનમાં લેતી. પરંતુ એની મુશ્કેલી એ હતી કે વિનાયકે ધારી હતી એવી એ ઇડિયટ નહોતી. સ્વભાવની સ્વમાની હતી અને બીજી બાજુ એ ગામડાંમાંથી આવતી હતી એટલે લઘુગ્રંથિથી પિડાતી હતી. પતિ ઉંમરમાં પાંચ સાત વર્ષ મોટો હતો એટલે એ એને ઉતારી પાડતો ત્યારે એ અબુધ હોય તેમ ચડીચુપ થઈ જતી. પરંતુ એની ગેરહાજરીમાં એનો સ્વમાની સ્વભાવ ઊછળી આવતો અને હોંશિયારી વહારે ધાતી. એ સ્થિતિમાં જ્યારે એ પતિનો વિચાર કરતી ત્યારે તેને

---

કેટલાંય વરસોની સળંગ જવાબદારીઓ અને થાકથી હું સાવ નંખાઈ ગયો છું.

પણ મને એના ફાયદાય ઘણા છે: હું દયાના કામમાં આવી શક્યો છું. મારું કામ સફળ થયું છે. બદલામાં મને એ લોકોનું વહાલ અને હૂંફ મળ્યાં છે. મારી પ્રવૃત્તિઓથી એ લોકો ઓળખાય છે. કામ કરી શકવાની આટલી ઉંમરેય મારામાં શક્તિ રહી છે. મારા સ્વભાવની સમતુલા હમેશાં જળવાઈ રહી છે. ઉત્સાહ પણ આપોઆપ અંદરથી પ્રગટે છે. મારાં અસંખ્ય સ્વજનોનું સુખ એ જ મારું સુખ બન્યું છે. એ માટે કેટલાક મારો આભાર પણ માને છે.

*અંગ્રેજી પરથી ટૂંકાવીને અનુવાદક : જયન્ત પરમાર



પતિ જગની લાગતો એને તે વખતે થઈ પણ જતુ કે જો હવે મને એ ટકિટ કહે તો મારે જગની શબ્દ સભળાવી દેવો, પરતુ એ તો એની ગેરહાજરીમા ! હાજરીમા તો પ્રતિમા એ જ રીતે ચડીચુપ થઈ જતી

પ્રતિમાએ એક વરસ આમ વિતાવ્યુ એ વરસમા એણે પોતે ઘેરથી આવી હતી તે કરતા અનેક રીતે ઘણો વિકાસ કર્યો હતો પરતુ પતિને એમાનુ કઈ દેખાતુ ન હતુ અને પહેલાની માફક જ એ વર્તતો હતો પ્રતિમાને સ્ત્રીસહજ એ પણ વિચાર આવતો હતો કે પોતે એને નહિ ગમતી હોય? પરતુ પોતે ન ગમવાનુ પણ કઈ કારણ ન હતુ વિનાયકમા એવી કોઈ વિદ્વત્તા ન હતી, કલાનો શોખ ન હતો કે ત્યાગવૃત્તિ ન હતી કે એ પ્રતિમામા ન હોય એટલે બનેનો બૌદ્ધિક કે સ્વભાવગત મેળ ન બેસે છેવટ રહી સુન્દરતા પ્રતિમાને સૌદર્યમૂર્તિ ન કહેવાય છતા દેખાવડી તો જરૂર કહી શકાય ગોરો વાન એકવડિયો પાતળો દેહ અને સ્ત્રીને યોગ્ય પૂરતી ઊચાઈ—આમ પ્રતિમા દેખાવમા ન ગમે તેવી કોઈ રીતે ન હતી

પ્રતિમાને થયુ કે પોતાને સુખી થવુ હોય તો પોતાનુ મન બીજે વાળવુ જોઈએ એને ભણવાનો ભારે ઉમગ હતો માળામાથી એકબે છોકરીઓ કર્વેનો કોર્સ કરતી હતી એમા એ સગવડ હતી કે ઘેર બેઠા એ અભ્યાસ કરી શકાતો હતો પ્રતિમાએ પેલી બે છોકરીઓ પાસેથી અભ્યાસક્રમ મેળવી કર્વે પરીક્ષાનો અભ્યાસ કરવાની મનથી ગાઠ વાળી

આમ પ્રતિમાએ બીજે વર્ષે પતિ તરફના અસતોષમાથી અભ્યાસ તરફ મન વાળ્યુ અને મનના વિસામા માટે પાડોશમા એક બહેનપણી પણ મળી આવી વિનાયકના મિત્રની જ એ પત્ની હતી વિનાયક જ્યારે હાઈસ્કૂલમા ભણતો હતો ત્યારે ગામના એક વિદ્યાર્થી સાથે એને મૈત્રી થયેલી એ હોશિયાર હતો એટલે ગ્રેજ્યુએટ થયો હતો પરતુ નોકરી મેળવવી મુશ્કેલ હતી વિનાયકને એણે લખ્યુ વિનાયકે કાકાને કહી એક વેપારીની ઓફિસમા એને નોકરી અપાવી હતી

એ મિત્ર પોતાની સાથે રહે તેવા આગ્રહથી પોતાની બાજુનો ત્રણ રૂમનો ફ્લૅટ એને ભાડે રખાવ્યો હતો ચદુએ તે વખતે પોતાને બે રૂમની ઓરડી પૂરતી છે, પદર રૂપિયા ઓછુ ભાડુ એનુ હોય તો ઘરખર્ચમા રાહત રહે પગારના પ્રમાણમા પોતાની સ્થિતિ આટલુ ભાડુ ભરવા જેવી ન કહેવાય એમ આનાકાની કરેલી પરતુ એ ન ગણકારતા વિનાયકે આગ્રહ જારી રાખેલો અને કહેલુ કે કાકાની લાગવગથી જેમ નોકરી અપાવી તેમ પગાર ઓછો પડે છે તેમ કહી બીજે વર્ષે પગાર વધારવાનુ થઈ રહેશે અને પોતે સ્વતત્ર ધધો શરૂ કરશે એટલે બીજે નોકરી કરવાનુ રહેશે નહિ પોતાના વેપારમા જ એને આવી જવાનુ

આ કારણે પગારના પ્રમાણમા ભાડુ ન પોસાય છતા ચદુ વિનાયકની નજીક રહેતો હતો ચદુ સમજુ હતો એમ પ્રતિમાને એના ૭ માસના પરિચયથી લાગ્યુ હતુ એના આગળ પોતે ફરિયાદ કરે તો પતિને ઠપકો આપે એમ પણ એને લાગતુ હતુ પરતુ એ પોતે એટલી બધી સ્વમાની હતી કે પોતાની વાત એ બહાર કરી શકે તેમ ન હતી એ પોતે દુખી છે તેમ એણે કોઈને કહ્યુ ન હતુ માબાપ પણ દીકરી મુબઈમા સુખી છે એમ માનતા હતા પ્રતિમા પતિથી આમ દબાઈ ગઈ હતી છતા એ કહેવાનુ ચૂકતી નહિ કે ખાનગીમા મને જે કહેવુ હોય તે કહે ને પણ બહારનુ કોઈ જાણે તેમ ભવાડો કરશો નહિ આ સ્વભાવને લીધે ચદુ આગળ એ મનનુ દુખ વ્યક્ત કરી શકી નહિ પરતુ એની પત્ની રાધા આવતા એની બહેનપણી બની ગઈ

ચદુ નોકરી મળતા પત્નીને તેડવા તૈયાર થયો ત્યારે પ્રતિમાને વિચાર તો આવ્યો હતો કે આટલા ટૂકા પગારમા થોડા વખત એકલા રહ્યા હોત તો? પરતુ રાધા આવી ત્યારે એનુ સૌદર્ય જોઈ પ્રતિમાને થયુ કે ચદુભાઈ આના રૂપમા પાગલ બન્યા હશે માટે જ વિયોગ વેઠી શકાય નહિ પરતુ રાધા સાથે બહેનપણા થયા ત્યારે પ્રતિમાને સાચુ કારણ માલૂમ પડ્યુ ચદુ

તો સારો પગાર ન થાય ત્યાં સુધી એકલો રહેવા તૈયાર હતો. પરંતુ પરણ્યાં સાત વર્ષ થઈ ગયાં હતાં. અને રાધા ઘર લઈને બેસવા એટલી અધીરી થઈ હતી કે ચંદુને એને ધમકી આપી કે નોકરી મળ્યા પછી જો મને નહિ તેડાવો તો હું તમને શોધતી આવી પહોંચીશ, તે ઘડીએ ભાઈબંધો આગળ તમારી ફજેતી થાય તો હું ના જાણું !

રાધા જાણે ચંદુ આગળ કહેતી હોય તેમ આ વાત એવા સહજભાવે કહેતી કે પ્રતિમા એને કોટે વળગી જતાં બોલી : 'રાધાબહેન ! તમે એટલાં સુંદર છો કે મને ગમી ગયાં છો, તો ચંદુભાઈ બિચારા પુરુષ ! એમને તમારે ધમકી આપવાની જ ક્યાં જરૂર હતી ? એ તમારામાં એટલા લટ્ટુ થઈ ગયા હશે કે તરત તેડાવ્યા વગર ન રહે.'

રાધા બોલી : 'તમને દૂરથી એ ભલા દેખાય એટલું જ, બાકી કેટલા મીંઢા છે તે તો હું જાણું છું. ભણતા હતા ત્યાં સુધી જાણે બાયડી સાથે બોલવામાંય ભણતર દિસાઈ જવાનું હોય તેમ રજાઓમાં હું સાસરે આવું ત્યારે એ બહાર ફરવા જતા રહે ! મોટાં થઈએ, મોબાપે પરણાવ્યાં હોય, એટલે ધણી જોડે રહેવાનું કોને મન ન થાય ? પણ જાણે હું ગમતી ન હોઉં તેમ મારાથી આઘા ને આઘા રહે !'

પ્રતિમા રાધાના પરિચયથી જોઈ શકી કે એ ભલીભોળી અને પહેરી ઓઢીને સુખ મહાલવાના સ્વભાવની હતી. વળી બીજાનું જોઈને ગજા ઉપરાંતનો ખર્ચ કરી નકામી એ નકલ પણ કરતી હતી. પ્રતિમા એને સાદાઈથી રહેવા, અને વખત છે તો પોતાની સાથે અભ્યાસ કરવા સલાહ આપતી ત્યારે એ કહેતી : 'મુંબાઈ હું કંઈ ભણવા નથી આવી. ઘર લઈને બેસવા આવી છું. અત્યારે આપણો પહેરવા ઓઢવાનો વખત કહેવાય ત્યારે થોડાં મહાલી લઈએ નહિ, તો ક્યારે, ઘરડાં થઈશું ત્યારે લહાવો લેવાનો હતો ?'

આમ બંને વચ્ચે બહેનપણાં હતાં, પરંતુ રુચિભેદનો સામસામો ધ્રુવ હતો. છતાં રાધા સ્વભાવની એટલી ભોળી હતી કે પોતાના મનની રજેરજ વાત પ્રતિમાને કહેતી. પ્રતિમા પોતે તો સહેજ પણ ભાવ બહાર નીકળવા દેતી ન હતી, એટલે રાધાની વાતો સાંભળી એ જરા હળવી થતી.

પ્રતિમા અભ્યાસથી અને રાધાનાં બહેનપણાંથી ગઈ સાલ કરતાં આ વરસે મનથી સારા પ્રમાણમાં હલકી થઈ હતી, પરંતુ એક પ્રસંગે એના એ સાંત્વનને પણ હચમચાવી મૂક્યું. એક દિવસ એ પતિ સાથે સિનેમા જોવા ગઈ. સિનેમામાં ઘોડાની રેસનો પ્રસંગ આવ્યો. પૂનાની રેસનો સીન એમાં લેવાયો હતો. અને જોગજોગે એમાં વિનાયક પોતાની જગા ઉપર બેસવા જાય છે તે દૃશ્ય ઝડપાઈ ગયેલું ! પ્રતિમા એ જોતાં જ સડક થઈ ગઈ. વિનાયક જ એ છે એ વિષે એને શંકા ન રહી. વિનાયક પણ ડઘાઈ ગયો. પરંતુ અંધારાને લીધે એનો ભાવ પ્રતિમા આગળ ખુલ્લો ન પડ્યો. વળી ઇન્ટરવલ પ્રસંગે પણ પ્રતિમાએ એ અંગે પૂછ્યું નહિ એટલે એને થયું કે પોતે પકડાઈ ગયો નથી.

ઘેર આવતાં પ્રતિમાએ કહ્યું : 'વેપારને અંગે પૂના જાઉં છું. એમ કહીને તમે મને છેતરતા હતા એ હવે હું સમજી ગઈ.'

જીવનમાં પહેલે વખતે જ વિનાયક પ્રતિમાથી દબાયો હોય તેમ અનુભવ્યું. એ જાણી ગઈ તેની ચિંતા કરતાં માબાપને એ જણાવશે તો શું થશે એ બીકથી એ નરમ થઈ ગયો. પોતે નહોતો ગયો. પોતાના જેવો બીજો કોઈનો ફોટો હતો એમ બચાવ કરવાનો વિચાર આવ્યો પણ બોલી શકાયું નહિ. કહ્યું : 'હું તો એક જ વખત રેસ જોવાની દૃષ્ટિએ ગયો હતો.'

'જૂઠું શું કામ બોલો છો ? નરી રેસની વાત ક્યાં છે ? બાજુની છોકરીને ખભે હાથ મૂકીને તમે બેસતા હતા એ શું બતાવે છે ?'

પ્રતિમા પતિના જંગલી સ્વભાવને સહી રહી હતી. પણ પોતાને પતિ વફાદાર નથી એ સહી શકી નહિ. પોતે આ બધા છંદ છોડી દેશે એવું વચન પ્રતિમાએ

માગ્યુ તેમા વિનાયકને પોતના ધણીપણાનુ અપમાન લાગ્યુ । એનો જગની સ્વભાવ ઊછળી આવ્યો 'તુ મને પૂછનાર કોણ ?'

બન્ને વચ્ચે કોઈ ન જાણે તેમ અબોલા શરૂ થયા પ્રતિમાની માનસિક સ્થિતિ તંગ રહેવા લાગી બીજી બાજુ સ્ત્રીનો આધાર પતિ છે એ ગુમાવ્યા પછી એનુ જગતમા શુ ? અબોલા તો પોતની વિરુદ્ધ જશે માની પ્રતિમાએ બોલવાની પહેલ કરી હિંદુ સ્ત્રીઓ પરાધીન સંસ્કારથી પતિને રીઝવવા મનાવવા કરે તેમ એણે કરવા માંડ્યા વિનાયક પણ જાણે પસ્તાતો હોય તેમ એને કહેવા લાગ્યો મારી ભૂલ થઈ ગઈ છે તેનુ મને એટલુ દુખ નથી જાણે એના પ્રાયશ્ચિત તરીકે સન્યાસી થઈ જાઉં તેમ થયા કરે છે પ્રતિમાને માટે તો એ રસ્તો પણ પતિને ગુમાવવાનો હતો એટલે એ પતિભક્તિ બતાવતા લાચારીની માફક વિનંતિ કરવા લાગી

આમ બન્ને વચ્ચે જે ખુલ્લો ભડકો થયો હતો તે શાન્ત પડ્યો પણ અંતરથી એ પ્રજળ્યા કરતો હતો વિનાયકે પૂતળાના આટા બંધ કર્યા હતા પણ વેર આવવાનુ વહેલુ મોડુ કરવા માંડ્યુ પ્રતિમા કારણ તો પૂછતી પણ એ જે જવાબ આપે તે સ્વીકારી લઈને વધુ પૂછપરછ કરતી નહિ એને બીક રહેતી કે કદાચ ચોખ્ખુ સભળાવી દે તો પોતે શુ કરી શકવાની હતી ? આજે થોડી ઘણી બીક રહે તેય પણ જતી રહે તો પોતાને સયમના હાથ ધોઈ નાખવા પડે

બીજુ તો ઠીક પણ પોતની બહેનપણી રાધા જ આ ફંદામા ફસાશે તેવી તો પ્રતિમાને કલ્પના પણ આવેલી નહિ પરતુ નણંદની પ્રસૂતિ વખતે બે મહિના એ નણંદને ઘેર ગઈ તે અરસામા રાધા વિનાયકનો સબંધ આગળ વધી ગયો પ્રતિમા પાછી આવી ત્યારે તો રાધાનો ભપકો ઓર વધી ગયેલો ! એણે ખરીદેલા કીમતી કપડા જોઈને પ્રતિમાને ખ્યાલ પણ ન આવ્યો કે એ બધી ભેટ વિનાયકની હતી

પરતુ પગ નીચે જ સળગતુ હતુ તે કેટલો વખત છૂપુ રહે ? બન્નેની ભૂખાળવી નજર ઉપરથી એ પામી ગઈ કોઈના ઉપર ખોટો આક્ષેપ ન મુકાઈ જાય તે દૃષ્ટિએ મન મક્કમ કરીને એણે પાકી ખાતરી થતા સુધી ચુપકીદી સેવી છેવટ રાધાને મોઢે કહેતા સકોચ લાગ્યો એટલે એક કાગળ લખી મિત્ર બેવફા નીવડી એને માણસ ઠપકો આપે તેવો પ્રતિમાએ ઠપકો આપ્યો એ પત્ર મળતા રાધાને પ્રતિમા આડખીલી લાગી બીજે દિવસે જે વસ્તુ ભીતરે હતી તે બહાર જાહેર થઈ વિનાયક-રાધા નાસી ગયાની હકીકત મહોલ્લામા ચર્ચાનો વિષય બની ગઈ

સમાચાર જાણતાં વિનાયકના માબાપ અમદાવાદથી મુબઈ આવ્યા આટલી હદે વાત વધી ગઈ હતી છતા પોતાને ખબર કેમ ન આપી તેનો પ્રતિમાને ઠપકો આપ્યો દીકરો શક્તિશાળી છે પણ એને કોઈનો દાબ ન રહ્યો માટે આડે રસ્તે દોરવાઈ ગયો માની માબાપે મુબઈ રહેવાનુ "વિચાર્યુ" મોટો દીકરો અમદાવાદનો વેપાર સભાળે એવો હતો એટલે મુબઈ નવી દુકાન નાખી બધો બોજો વિનાયક ઉપર નાખવાથી કામ આડે બધા છંદ ભૂલી જશે એવી યોજના પિતાએ વિચારી હતી રાધાના માબાપ અને સાસરિયા પણ નાક કપાયુ માની એને શોધી લાવી કપાયેલ નાક પાછુ બેસાડી દેવા માગતા હતા દસમે દિવસે એ પકડાઈ ગયા રાધાને સીધી પિયર લઈ જવામા આવી અને ભઈ સ્વગૃહે પાછા ફર્યા

સાસુએ બધો દોષ પ્રતિમાનો કાઢ્યો દીકરો સ્વભાવે મોટ્ટો છે અને વહુમા ધણીને મોજ કરાવવાની આવડત નથી બેજ જણને સાથે રહેવાનુ બીજી કોઈ વડુ હોત તો મેળમેળ કરે એને બન્ને આ વધુ ભણવા બેઠી ! પછી ધણી બીજે રસ્તે જ ચડે ને ? પ્રતિમાના ભણતરનો વિરોધ થયો પ્રતિમાએ કહ્યુ ભણતર જ મારો દુખિયાનો વિસામો છે હુ એ બધ કરી શકુ તેમ નથી વિનાયકને જેમ જેમ ઠોકર વાગતી હતી તેમ તેમ એ સુધરવાને બદલે બગડતો હતો એ સ્થિતિમા શિક્ષણ વિના બીજો ઉદ્ધાર નથી માની

પ્રફુલ ત્રિપાઠી

# રજાઓ !

કામ વખતે કામ અને આરામ વખતે આરામનું આપણું માનસ જ થઈ શકતું નથી. કામનો ઢગલો હોય તો ય આગાળી ફરજ આપણે બજાવી શકતા નથી. આપણું માનસ જ આળસુ છે. આ લેખમાં આપણા જાણીતા નિર્ભીક કટાક્ષકાર રજાઓ વિશે આબાદ રીતે આપણું માનસ રજૂ કરે છે...

થોડા સમય પહેલાં સરકારે બુદ્ધપૂર્ણિમાની રજા આપેલી. આ અંગે એક પત્રમાં નીચે મુજબ ચર્ચાપત્ર આવેલું:

'સરકારી ખાતાંઓની રજાઓની હાલની યાદી ખૂબ લાંબી છે. આજે તો રવિવાર સિવાયની રજાઓ વરસમાં લગભગ એક મહિના જેટલા દિવસો થઈ જાય છે. આટલી બધી રજાઓ હોવી તે જરૂરી છે? પ્રજાસત્તાક દિન, સ્વાતંત્ર્ય દિન, ગાંધી જયંતી અને દિવાળી જેવા દિવસો પુરતી ૪-૫ રજાઓ રાખી હોય તો તે પૂરતી ન થાય? આજના ધાર્મિક તહેવારોની રજાઓ બંધ થાય તો એથી કામના કલાકોની ઘણી બચત થશે. ઉપરાંત વારંવાર આવતી રજાઓને પરિણામે લોકોને તાર-ટપાલની ઓફિસોએ કે સરકારી કચેરીઓમાં જે અગવડો વેઠવી પડે છે તેનો અંત આવશે.

લિ. ચર્ચાપત્રી.

આ વાંચીને એક વાત યાદ આવે છે. અમદાવાદના એક શેઠનો ગુમાસ્તો પેઢીના કામ માટે મુંબાઈ ગયેલો. એના ગયા પછી રેલ્વે લાઈન તૂટી ગઈ એટલે એણે શેઠને તાર કર્યો. વરસાદથી રેલ્વે લાઈન તૂટી છે એટલે પાંચ દિવસ સુધી અમદાવાદ પાછા નહિ ફરાય. જવાબમાં શેઠે તાર કર્યો. 'વાંધો નહીં', આજથી પાંચ દિવસ તમારી હક્ક રજાઓ ભોગવવા માંડો.'

રજાઓ આપવામાં ખૂબ અનુદાર એવી કોઈ વ્યક્તિ આ ચર્ચાપત્રની લેખક હશે એમ લાગે છે બાકી. હશે નહીં. અને બિચારા સરકારી નોકરોની રજા ઉપર એણે કુદૃષ્ટિ શા માટે કરી?

ઊલટું સરકારી નોકરોની રજાઓ કાપવાનો નહીં પણ વધારવાનો સમય પાકી ચૂક્યો છે. આપણા રાષ્ટ્રનાં અન્ય ક્ષેત્રોમાં, દા. ત. મિલ ઉદ્યોગમાં આઝાદી આવ્યા પછી મજૂરોને મળતી રજાઓની સંખ્યા વધી છે. યુનિવર્સિટીની સંસ્થાઓમાં પણ વધુ રજાઓ સરકાર નિભાવી લે છે. તો પછી સરકારી નોકરોનો શો વાંક? એ તો 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે, અને ઉપાધ્યાયને આટો' એવું થયું કહેવાય. સરકારી નોકરોને તો સરકારે માનીતા ગણી બીજાઓ કરતાં પાંચ-પચ્ચીસ રજાઓ વધુ આપવી જોઈએ.

સાચું પૂછો તો અત્યારે સરકાર જો છૂટથી આપી શકે એવી કોઈ વસ્તુ હોય તો તે એક જ છે. રજાઓ! આપણા દેશમાં બીજા બધાની તંગી છે. અનાજની તંગી છે, ચીજવસ્તુઓની અછત છે. આ સંજોગોમાં કોઈ કદાચ સરકારી નોકરોના પગારો વધારવાનું કહે તો એ ન બને એ સંભવિત છે. પણ રજાઓ?

---

સાસુનો રોષ વહોરીને એણે અભ્યાસ ચાલુ રાખ્યો. પ્રતિમા મૅટ્રિકની પરીક્ષાનો છેલ્લો પ્રશ્નપત્ર આપીને ઘેર આવી ત્યારે એને સમાચાર મળ્યા કે વિનાયકે પૂના જઈ કોઈ એંગ્લો ઇન્ડિયન ખ્રિસ્તી છોકરી સાથે લગ્ન કર્યું છે!

પ્રતિમાને થયું કે સાસરે હવે ઓશિયાળું જીવન ગાળવાનો કોઈ અર્થ નથી. ગામડામાં વિધવા માતા જ હતી. પિતા બે વરસ ઉપર ગુજરી ગયા હતા. ભાઈ હતો નહિ. એકની એક દીકરીને દુઃખ આવ્યું તેનો માતાને આઘાત લાગ્યો, પરંતુ પ્રતિમાએ એને સાંત્વન આપ્યું. બાપાના થોડા પૈસા હતા તે ભણવામાં વાપરવાનો નિશ્ચય કર્યો. પ્રતિમા કૉલેજમાં દાખલ થઈ બી. એ, થઈ. બી. ટી. થઈ!

આજે એ શિક્ષિકા છે.





રજાઓ આપીને કોઈએય શુ ગુમાવવાનુ છે! રજા ઓની તંગી સરકારને કદી પડવાની નથી ધારે એની ઉદારતાથી એ રજાઓની સંખ્યા વધારી શકે એમ છે તો મુક્તપણે ઉદારચિત્તે નિઃસંકોચ જેટલુ જોઈએ એટલુ દાન કરી શકાય એવી જે એક માત્ર વસ્તુ સરકાર પાસે છે—રજાઓ—તેના પ્રદાનમા પણ સંકુચિતતાનો ઉપયોગ કરવાનુ સૂઝવુ એ તદ્દન અયોગ્ય છે

અને જનતાને અગવડ પડવાની વાત તો તદ્દન અસ્થાને છે વધુ રજાઓને લીધે જનતાને ટપાલ અને બીજા સરકારી કામો પુરતી અગવડ વેઠવી પડશે એ વિચારને અહી સ્થાન નથી કારણ, નહી તોય અગવડ વેઠવી પડશે એ વિચારને અહી સ્થાન નથી કારણ નહી તો ય અગવડ ક્યા નથી વેઠવી પડતી? આમેય સરકારી કામોનો નિકાલ મહિનાઓ કે વર્ષોના ધક્કા પછી જ થાય છે તો એમા બેપાચ દિવસ વધુ મોડુ થશે તો શો વાધો? લાખ ભેગા સવા લાખ! આટલો વિલબ આપણે નિભાવી લઈએ છીએ તો એમા બીજો થોડો વિલબ ઉમેરાય તો કઈ જ ચિંતાજનક નથી

સરકારી કામનુ તો પેલા શુભનિશુભ કે એવા કો'ક રાક્ષસો જેવુ છે એ રાક્ષસોનુ એવુ હતુ કે એના લોહીનુ એક ટીપુ પડે કે તરત એમાથી હજાર રાક્ષસ ઊભા થાય અને એમાથી કોઈના લોહીનુ જો એકાદુ ટીપુ પડ્યુ તો એમાથીય પાછા બીજા હજાર રાક્ષસ પ્રગટી ઊઠે! આ સજોગોમા આ રાક્ષસોનો સહાર અશક્ય બની ગયેલો કારણ એક મરે તે પહેલા તો લાખો નવા ઊભા થઈ જતા દેવો મુઝાઈ ગયા અને વિષ્ણુ પાસે ગયા વિગેરે વિગેરે કથા પુરાણોમા છે

પણ અરે એ અપ્રસ્તુત છે પ્રસ્તુત માત્ર એટલુ જ છે કે સરકારી કામો પણ આ રાક્ષસ બધુઓ જેવા છે એક કાગળિયામાથી અનેક કાગળ જન્મે છે એક ખાતામા મોકલો કે કયો કે બીજા કેટલાયે ખાતાઓમા કુડાળા થાય છે અને તે વધતા જ જાય છે આપણી સરકાર એટલી તો કાર્યકુશળ (!) છે કે એને કામની કદી ખોટ પડવાની નથી કામ એક ખાતામાથી બીજા ખાતામા ધકેલાય, બીજામાથી ત્રીજામા અને એમ ને એમ દિવસો સુધી ચાલ્યા જાય અને એ કામ, એ અરજી, કે એ હુકમ ફાઈલોમા વિલીન થઈ જાય. વર્ષો પછી ફરી કોઈ એને પાછુ બહાર કાઢે એને ફરીથી જુદા જુદા ખાતા અને અમલદારોની યાત્રા આરભાય

આ સજોગોમા સરકારી કામની વિશાળતાનો વિચાર કરવા બેસીએ તો તો સરકારી નોકરોને ચોવીસે કલાક કામ કરવુ પડે! સરકારી નોકરો આ જાણે છે એટલે તો એ નિસ્પૃહ થઈ કામ અગેની બધી જ ચિંતાઓ છોડી દઈ ઓફિસમા ઘણીવાર માત્ર આરામનુ જ કામ કરે છે જેનો અત નથી એવા સરકારી કામો આજે પતાવ્યા તો ય શુ, બે દિવસ પછી પતાવ્યા તો ય શુ એમ માનીને એ લોકો કદી પતાવતા નથી અને એ યોગ્ય પણ છે સાધુજનોને, સ્થિતપ્રજ્ઞોને નિશ્ચિતપણે પ્રભુપ્રીત્યર્થે રહેવા માગનારાઓને એમ કર્યા વિના છૂટકો નથી

એટલે સરકારી રજાઓ વધારે હશે તો કઈ નુકશાન થઈ જવાનુ નથી ઊલટુ અત્યારે છે એ રજાઓમાય વધારો કરવાની જરૂર છે રવિવાર તો ખ્રિસ્તી ધર્મ મુજબ ઈશ્વરે તે દિવસે આરામ લીધેલો એટલે રજા તરીકે પળાય છે, પણ હિંદુ ધર્મને માન આપવા આવી જ રીતે દર સોમવારના પવિત્ર દિવસે પણ સરકારી ઓફિસો બધ રાખવી જોઈએ અને મુસ્લિમ ભાઈઓને અન્યાય ન થાય એ માટે દર શુક્રવારે પણ સરકારી ઓફિસો બધ રાખવી જોઈએ અને એક બાજુ શુક્રવારની રજા અને બીજી બાજુ રવિ અને સોમવારની રજાઓની વચ્ચે આવતા શનિવારોએ પણ અડધા દિવસમા કામ થયુ તો ય શુ ને ન થયુ તો ય શુ એમ માનીને રજા આપી દેવી જોઈએ આમ દર અઠવાડિયે સરકારી ઓફિસો શુક્ર, શનિ, રવિ અને સોમવારે બધ રાખવી જોઈએ અને ખૂબ તાપ, ખૂબ ટાઢ કે ખૂબ વરસાદ હોય ત્યારે ક્યારેક ક્યારેક 'હવે મગળ, બુધ ને ગુરુના ત્રણ દિવસ માટે ક્યા પાછી ઓફિસો ઉઘાડવા





'સેવકરામ'

# આ છે આપણું લોકજીવન

ગ્રામ્યજીવન એ જ આપણું સાચું લોકજીવન છે. એની છબી પાડનાર લેખક તરીકે હવે તો દરેકને ગમી ગયેલા શ્રી 'સેવકરામ' આ લેખમા એવા જ ત્રણ ગ્રામ્ય–પ્રસંગો લઈને આવે છે કે જે દરેકની વાચનરુચિને પોષે...

'વહીવટી તંત્ર સુધર્યું નથી.'

'આઝાદી આવી પણ વહીવટી તંત્ર તો એનું એ જ રહ્યું છે.'

'ભલે સ્વરાજ્ય, સ્વરાજ્યની વાતો કરીએ. પણ સરકારી કારોબાર તો એનો એ જ રહ્યો છે.'

આવી ફરિયાદ લોકો કરે છે. કોંગ્રેસી કાર્યકરો પણ કરે છે અને ક્યારેક પ્રધાનો પણ કરે છે. ત્યારે મારા જેવા ગામડામાં બેઠેલા અદના માનવીને થાય છે:

'તો પછી આ વહીવટી તંત્ર સુધારશે કોણ?'

આઝાદી આવ્યે બાર બાર વર્ષ થઈ ગયાં છતાંયે આપણે તંત્ર ન બદલી શકીએ તો દોષ કોને દેવો! કોંગ્રેસનું રાજ્ય વગોવાતું હોય તો તે આ શિથિલ કારોબાર અને ગૂંચવણવાળા વહીવટતંત્રથી. તો ખુદ કોંગ્રેસ સરકાર કેમ એને સુધારતી નહિ હોય? આવો સવાલ તો મનમાં ઘણીવાર ઊભો થાય છે. પણ એનો જવાબ કોણ આપે!

આ બાજુના એક ભાઈ મારી પાસે આવ્યા. ગામડાના સાચકલા અને સંનિષ્ઠ કાર્યકર છે. કોંગ્રેસના વફાદાર સેવક છે. એ મૂગું કામ કરવામાં માનનારા છે. તો ફરિયાદ તો કાઢે જ શાના!

પણ આ ફેરે આવીને તો એ કહે:

'સેવકરામ! હવે તો હદ થઈ છે.'

એમના જેવા કાર્યકરનો આવો ઉદ્‌ગાર સાંભળી હું ચોંકી ઊઠ્યો, જરૂર કંઈક ગંભીર ફરિયાદ હશે! હું કાન સરવા કરીને સાંભળી રહ્યો.

'હવે તો એમ થાય છે કે આ તંત્ર સાથે સત્યાગ્રહ કરું. સાચું કહું છું. સેવકરામ! આ તંત્રમાં તો સો મણ તેલે અંધારું છે.'

'શું થયું છે?'

'પેલી એસ. ટી.નું જ તો...તમે ક્યાં નથી જાણતા. છેલ્લાં ત્રણ વર્ષથી મથીએ છીએ, પણ કોઈ સાંભળતું નથી.'

'હજીયે પડ્યું નથી! તે દિવસે તો આપણી રૂબરૂમાં જ એસ. ટી.ના અધિકારીએ જણાવ્યું હતું કે તે તે જરૂર ગોઠવણ કરી દેશે.'

'એ પછીયે હું બેત્રણ વાર મળી આવ્યો. ના તો કોઈ કહેતું નથી પણ કરે છે કોણ? લોકો માટે એસ. ટી. છે કે એસ. ટી. માટે લોકો છે? તંત્રમાં ક્યાંય ન્યાય જેવું હશે કે પછી બસ આમ જ...'

---

જવું. અને પાછા બંધ કરવા જવું. એના કરતાં ચાલો એ ત્રણ દિવસ પણ રજા જ પાડી દઈએ.' એમ કરીને એ દિવસોએ પણ સરકારે રજાઓ પાડી દેવી જોઈએ.

અને જો આવું ન જ બની શકે તો બીજો એક રસ્તો અપનાવવા જેવો છે. સરકારી ઓફિસો ચાલુ ભલે બધા દિવસ રહે, પણ ગમે તેને ગમે ત્યારે ઓફિસમાં ઊંઘવાની છૂટ મળવી જોઈએ. કારણ આમેય સરકારી નોકરો રજાને દિવસે બપોરે ઊંઘવા અને ગપાટા મારવા સિવાય ભાગ્યે જ બીજું કંઈ કરતા હોય છે. અને ગપાટા મારવાની તો ઓફિસોમાંય છૂટ હોય છે (ન હોય તો હોવી જોઈએ) એટલે પ્રશ્ન રહ્યો માત્ર ઊંઘવાનો. અને જો એનીય છૂટ મળી જાય તો રજા અને કામના દિવસો વચ્ચે કંઈ જ ભેદ નહીં રહે. આપણી અભેદ ભાવના—સમાનતાની ભાવના પોષાશે, સરકારી નોકરોને મહાન સંતોષ થશે. અને સંતોષ એટલે જ સુખ એ તો કોણ નથી જાણતું?

સરકારે આ પરત્વે વિચાર કરવા જેવો છે.

★

એ ભાઈ ઉશ્કેરાયા હતા

ને થયુ હતુ પણ ઉશ્કેરાય એવુ જ પહેલા ખાનગી બસો ફરતી હતી તે આ ગામ થઈને જતી હતી તે સ્વાભાવિક રસ્તો પણ હતો પણ એસ ટી શરૂ થતા ગામથી માઈલ, દોઢ માઈલ દૂર થઈ ને બસ લેવરાવી ત્યાથી સામેના ગામ જાય ને પાછી ખોટી રીતે વળાક લઈ આ ગામથી જે ગામ રસ્તા સાથે સંધાયુ છે ત્યા જાય જે ગામ રસ્તા પર આવે છે તેને ટાળે છે પેલા ગામ જવા માટે બિનજરૂરી લબાણ થાય છે, અને ભાડુ પણ વધે છે આ ગામ મોટુ છે ત્યા રોજ ઘણા બધા તાલુકે જતા આવતા હોય છે એ બધાને એક માઈલ દૂર આવીને બસની રાહ જોતા ઊભા રહેવાનુ તે કેવળ તત્રની વહીવટી ભૂલને કારણે!

આ લોકોનુ કહેવુ છે કે જે રસ્તો છે, ત્યાથી પેલુ ગામ પણ નજીક છે અને રસ્તાથી સંધાય છે તે રસ્તો છોડી તમે ખોટા વળાકમા બસ કેમ લ્યો છો? અરજી કરી, ડેપ્યુટેશન મોકલ્યા, અમલદાર આવ્યા ત્યારે મારા જેવાને પણ વચ્ચે રાખ્યો ખુલાસામધે વાત થઈ છતા હતા ત્યા ને ત્યા જ ગામની હાલાકી દૂર ન થઈ તે ન જ થઈ

ને તપાસ કરતા માલૂમ પડ્યુ કે વળાક લઈને બસ જાય છે એ ગામના એક ભાઈ એસ ટીની કમિટિમા સલાહકાર તરીકે છે એમને રાજી રાખવા માટે આ ગામ હેરાનગતિ ભોગવી રહ્યુ છે

આ બધી વાત કરી એ ભાઈએ કહ્યુ

'સેવકરામ! હવે તો સત્યાગ્રહ સિવાય એકે ઉપાય નથી મે તો નક્કી કર્યુ છે કે ગામના માણસો સાથે અમે તો રસ્તા વચ્ચે બેસી જવા માગીએ છીએ અમને ન્યાય આપો કે પછી અમારી પર થઈને એસ ટી દોડાવી જાઓ આ બાબતમા તમારુ માર્ગદર્શન લેવા આવ્યો છુ.'

વહીવટી તત્ર સામે સત્યાગ્રહ કરવા વખત આવે એ આપણી સરકારની કેવી મોટી નાલેશી કહેવાય!

તત્ર ખટપટથી પર થાય અને ન્યાયી બને, ઝડપી બને અને સક્ષમ ઇભર્યું બને એમ ઇચ્છીએ

*

બાજુના તાલુકામા એક શિબિર હતી ગ્રામસફાઈ શિબિર નાના જ પ્રકારની શિબિર ગામડા ગંદા છે ગામડામા પેશાબ માટે લોકો ગમે ત્યા બેસે છે છોકરાને પણ ગમે ત્યા હાજતે બેસાડે છે પાણી પણ ઢોળાય. કાદવ થાય કોણ પૂછે છે! ઘરોમા નાવણિયા ન હોય, બાથરૂમ ન હોય, અરે ઘરમા સૂર્યનો પ્રકાશ ન આવતો હોય! ઢોર ને માણસ બધા ભેગા રહેતા હોય ચૂલાનો ધુમાડો ઘરમા ઘૂમ્યા કરતો હોય ઘર કાળુ થઈ ગયુ હોય, ધુમાડો બહાર કેમ કાઢવો એની સૂઝ પડે ત્યારે ને!

ગામડાની રહેણીકરણી જુઓ, ઘરની બાંધણી જુઓ, સ્વચ્છતા વિશેનો ખ્યાલ જુઓ ગામડા હતા ત્યા ને ત્યા દેખાશે ગામડાની કાયાપલટ કરવી હોય તો તેની આ જૂની પુરાણી સગવડભરી રહેણીકરણી બદલવી જોઈએ જરૂરી સવલતો ઊભી કરવી જોઈએ ગામડાને સ્વચ્છતા માટે જાગૃત કરવા જોઈએ આ દૃષ્ટિબિંદુ લક્ષમા રાખી આ ગ્રામસફાઈ શિબિર ગોઠવાઈ હતી

ગામડામા સફાઈની જરૂર છે એ વાત પર તો સૌ ભાર મૂકે છે પણ એ સફાઈને વૈજ્ઞાનિક દૃષ્ટિ અપાઈ નથી આ શિબિરમા એ વૈજ્ઞાનિક દૃષ્ટિ જોઈ ઘરમા નાવણિયુ કરે કે બાથરૂમ કરે તેનુ પાણી ક્યા જાય! એ માટે શોષખાડા કરે છે બાથરૂમનુ પાણી શોષખાડામા જાય પાચ વર્ષ સુધી તો જોવુ ન પડે ભરાઈ જાય તો ખોલીને પછો ઠીક કરી શકાય કશુ જ ખર્ચ નહિ ત્રણ ફૂટ પહોળો અને એટલો જ ઊડો ખાડો ખોદવાનો અદર ઝીણા ઢેફા કે નળિયાના ટુકડા નાખવાના તેના પર ખડાનુ કે કથીરનુ સડી ન જાય એવુ જાળુ નાખી કોથળો ઢાકવાનો પાછુ જાળુ મૂકી કોથળો ઢાકી માટી લાદી દેવાથી પાણી અદર શોષાઈ જશે. ગામડામા તો ઘેર ઘેર આવા શોષખાડા કરવા જોઈએ એ જ રીતે મૂતરડીઓ બનાવી શકાય કૂનાકાંડે પણ નીક કરી મોટો શોષખાડો કરી શકાય બાજરૂ, બાળ

કોને હાજતે જવાના ખાડા...આવું તો ઘણું બધું તૈયાર કરી શકાય.

તેમ નિર્ધુમ ચૂલા બનાવવાની રીત તો ઘેર ઘેર શીખવા જેવી છે. ચૂલાનો ચૂલો અને ઘરમાં ધુમાડો ન થાય. માટીનાં નળિયાંની લંગાર કરી ધુમાડો બહાર કાઢવાનો. સ્ત્રીઓને તો આશીર્વાદરૂપ બની રહે. બિચારી સ્ત્રીઓ ધુમાડાના ત્રાસમાંથી છૂટે. ધુમાડાથી તો કેટલાંયની આંખો બગડી હશે. આ નિર્ધુમ ચૂલાનો પ્રચાર તો ખૂબ વ્યાપક રીતે કરવા જેવો છે.

જે ઘરોમાં અંધારું રહેતું હતું ત્યાં છાપરા પર નળિયાં ખસેડી કાચ મૂકી દીધા. અજવાળું આપે અને વરસાદના પાણીનો ભય નહિ. ગામડાનું પરિવર્તન કરવું હોય તો આ પ્રકારની સમજ, આવી વૈજ્ઞાનિક દૃષ્ટિ ગામડાને આપ્યા સિવાય ચાલવાનું નથી.

શિબિરમાં ગ્રામસેવકો આવ્યા હતા. સરકારે 'ગ્રામસેવક' નામ તો સૂચક અને રૂપાળું આપ્યું છે. પણ એ સેવકોને વળી સાહેબ થવું છે. એમને એમ થાય છે કે એમની પાસે તો તલાટી જેટલીયે સત્તા નથી. આ દેશમાં સત્તાનું સૌને ઘેલું લાગ્યું છે. સત્તાની ખુરશી સલામત રહે અને સેવકનો બિલ્લો મળતો હોય તો ઠીક છે. બાકી ખાલી સેવક કે ગ્રામસેવક શું થવું હતું ! નાના માણસો આ અવગુણ મોટા પાસેથી જ શીખ્યાં છે.

પણ ગ્રામસેવકોએ આ લઘુતાગ્રંથિ કાઢી નાખવી જોઈએ. તેમણે તો એમ સમજવું જોઈએ કે સરકાર ઘર ચાલે એટલું વેતન આપે છે. એને યોગક્ષેમની ચિંતા કરવાની નથી. એને તો ગામડાંની સેવા કરવાની છે. સેવા કરવાની તક મળી છે એ જ મોટી વાત છે. જો ગામડાંને સાચો ગ્રામસેવક મળે તો એ ગામડાંની કાયાપલટ કરી શકે. એ ઉત્સાહી હોય તો ગામડામાં સ્વચ્છતા આવે, આરોગ્ય વધે છે. નિર્ધુમ ચૂલા થાય, જાજરૂ થાય, મૂતરડીઓ થાય. તે થતાં ગામડામાં અજવાળું થઈ રહે. વર્ષો સુધી ગામડાં અજ્ઞાનતાના, ગંદકીના, વહેમના, અંધકારમાં રહ્યાં. હવે ગામડામાં અજવાળું કરવું જોઈએ...જ્ઞાનનું અને સંસ્કારનું આ કામ સૌએ, સૌ ગામના શિક્ષિતોએ અને ખાસ કરીને ગ્રામસેવકોએ તો કરવા જેવું છે. આ વાત મેં શિબિરમાં ભારપૂર્વક કહી. પણ સેવા ઊગે ત્યારે ને !

આ ગામડાંના લોકો એક રીતે ભલાંભોળાં છે તો પાછાં લુચ્ચાં અને સ્વાર્થી પણ છે. ભોળાં એવાં કે એમના ઘરનીયે વાત આવી કરી જાય. ભોળાં માણસોને પહોંચાય. સમજાવો તો એ વાતને સમજે અને એ પ્રમાણે કરે પણ ખરાં. પણ લુચ્ચાં લોકોથી તો હાથ જોડ્યા. એ લોક તો સ્વાર્થ ખાતર ગળું કાપતાં અચકાય જ નહિ.

ગામડામાં વર્ષોથી રહું છું અને ગામલોકોનું જ કામ કરું છું એટલે ભાતભાતના લોકોનો પરિચય થાય છે. પરિચય પણ વધતો જાય છે. એથી તો ભલાંભોળાં માણસો મને પોતાનો ગણી તેમની મૂંઝવણ પણ કહી જાય છે. કેટલાક હૈયું હળવું કરી જાય છે. તો કોઈક વ્યવહારિક કે સાંસારિક કામ માટે સલાહ લેવાયે આવે છે. લોકો મને તેમનો ગણે છે એ જ મોટી વાત છે. એથી તો કંટાળો ચાલ્યો જાય છે. થાક ઊતરી જાય છે. અલબત્ત, એ લોકો મારી બધી વાતો સ્વીકારે છે એવું પણ નથી. ક્યારેક તો હું કહું એથી ઉલટું વર્તન કરે છે. છતાંયે મને આ ભલાંભોળાં લોકો ગમે છે. કારણ કે એમને મેં 'મારાં' ગણ્યાં છે. ગામડાંને મારાં ગણ્યાં છે ને તેમણે મને તેમનો ગણ્યો છે.

એક સાંજના લીંબડાની છાયા નીચે શેતરંજી પાથરી હું કાંતતો હતો. ત્યાં એક ડોસા આવ્યા. થોડીવાર બેસી તેમણે મનમાં ઘોળાઈ રહી હતી તે વાત કાઢી.

'સેવકરામ ! તમે મારા રામાને ના સમજાવો ?'

'કેમ શું છે ?'

'તમે તે દા'ડે ગામને ભેગું કરી વાત નહોતા કરતા કે ખેડૂતની સ્પેશીઅલ ઊપડે છે એમાં જવું જોઈએ. મનેયે થયું કે આવી સવડ છે, સસ્તા દરે જાત્રા થાય છે તો જઈ આવું. આમ તો એકલદોકલ ચ્યાં નીકળાય છે. પણ ગામમાંથી બીજાયે જાય છે. પાછી આ તો

આપણા જિલ્લાના ખેડૂતોની ગાડી એટલે ઠીક રહે. જાત્રાએ થાય અને દેશ જોવાય. મી રામાને વાત કરી:
'ભાઈ! ગામમાંથી પાંચસાત જણા જવા તૈયાર થયા છે. તું રજા આપે તો હુંયે જઈ આવું. જીવતે જીવ દેવદર્શન કરું અને મલક જોતો આવું.'
પણ એ માનતો નથી. એની વહુએ દાનિયાં કાઢે છે. ઘડપણમાં ઘરનો વહીવટ રામાને સોંપી દીધો ત્યારે મારે આવી ઓશિયાળ વેઠવા દાડો આવ્યો ને!
આ તો આખું ગામ જાણે છે કે જમીન ભેગી કરી છે તો મીં કાળી મજૂરી કરીને કરી છે રામાને કાંઈ જોર પડ્યું નથી, મારું રળેલું છે તોયે કહે છે હવે જાત્રા ને જાત્રા છે ને...છાનામાના માળા ફેરવો!'
'તમારા મરી ગયા પછી એ બારમું કરશે ને!'
'બારમું તો કરે જ ને! ના કરે તો તો મગાંવડાઓ ચૂંટી જ ખાય ને!'
'મરી ગયા પછી તમને તો એ પહોંચવાનું નથી ને!'
'ના ..આપણે ત્યાં આપવા આવવાના છીએ.'
'તો પછી રામો બારમું ન કરે ને એ ખર્ચના પૈસામાંથી તમારી જાત્રા કરાવે તો તમે હા પાડો કે નહિ?'
'સેવકરામ! તમારી એ વાત સાચી. પણ ભાઈશાબ મીં જલમારાભર સેકોના લુંદા ખાધા હોય તો મારે ખવરાવવું તો પડે ને!'
'પણ મર્યા પછી તમને કોણ કહેવા આવવાનું છે!'
'તેથે વગોવણી તો થાય ને!'
'રામો હીરો કરવાને બદલે ધરમાદુ કરે તો તો વગોવણી ન થય ને!'
'લોક તો નાં બોલે, પણ મારા જેવાં ઘૈડિયાને તો એ ના ગમે ને! એમને તો એમ કે ડોહો મર્યો તોયે પાછળ છે કરવિ નાં પામ્યો.'
ડોસા જૂના જમાનાને પકડીને બેઠા હતા, નવો વિચાર તેમના મનમાં ઊતરતો નહોતો. ખૂબ ખૂબ સમજાવટ પછી એમને ગળે એ વાત ઉતારી શક્યો કે મરણ પાછળ બારમું કરવું તે કુરિવાજ છે. જેની પહોંચ હોય તે લોકકલ્યાણના કામમાં કે ધર્માદામાં એ પૈસા ખર્ચે.

ડોસા સંમત થયા એટલે તેમના દીકરા રામજીને બોલાવી ડોસાને જાત્રામાં મોકલવા હા પડાવી. ડોસા પાછળ ગામના કામમાં જે આપવું હોય તે આપે પણ બારમું ન કરે. ખુદ ડોસા જ ગામમાં કહેતા થયા કે 'મરણ પાછળનું બારમું કરવું એના કરતાં જીવતે જીવ દેવદર્શન નાં કરું?'
ને ડોસા અને ગામનાં બીજાં જાત્રાએ જવા નીકળ્યાં ત્યારે ગામે વાજતેગાજતે વિદાય આપી. ત્યારે ડોસાના આનંદનો પાર નહોતો. તેમનામાં નવી સ્ફૂર્તિ આવી હોય તેમ તે ડગ પણ જોરથી ભરતા હતા.

*

મોટા વિદ્વાન અને શાણા પુરુષો પણ શુકન અપશુકનમાં માનતા હોય છે અને હાથે કરીને ઉપાધિઓ વહોરી લે છે. સિઝર જેવો મહાન સેનાપતિ અને સિસીરો જેવો મહાન વિદ્વાન પણ શુકન અપશુકનને આધીન રહીને વર્તતા. સિસીરોને તો કાગડાઓના ડહાપણમાં વિશ્વાસ મૂકીને જાન ગુમાવવો પડેલો. જ્યારે એ એન્ટોની અને ઓક્ટેવિઅસ(?) ઓગસ્ટસથી બચવા જહાજમાં બેસીને નાસી છૂટ્યો ત્યારે એ જો શુકન અપશુકનમાં ન માનતો હોત તો બચી જાત પણ ફક્ત કાગડા એના જહાજની ચોમેર ચક્કર ચક્કર ઊડવા લાગ્યા. એણે આ બાબત અપશુકનકારી માની લીધી અને એ જહાજને પાછું વાળી કિનારે પાછો ફર્યો. જેવો એ કાંઠે આવ્યો કે તરત જ એનું ખૂન થયું. કાગડાના ડહાપણમાં વિશ્વાસ મૂક્યા વગર જહાજમાં ભાગી ગયો હોત તો ઊગરી જાત.

**'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**




બાલચ • પરીખ

# પ્રકૃતિદર્શન

સીલોનની વસંતઋતુનું પ્રકૃતિવર્ણન કરતો આપણા જાણીતા પ્રાધ્યાપકનો આ પત્રાત્મક લેખ તેમની શબ્દસંદોળતા, કવિત્વશક્તિ અને વિશાળ દૃષ્ટિનો ખ્યાલ આપે છે. ટાગોર, ન્હાનાલાલ અને શેક્સ્પિયરના અચ્છા અભ્યાસુ હોવા ઉપરાંત લેખક પ્રકૃતિની ગોદમા કેવી સરસ રીતે ખીલે છે તે તો આ લેખ વાંચનારને જ સમજાય...

સમુદ્રની સપાટીથી છ હજાર ફીટની ઊંચાઈએ આવેલા નૈસર્ગિક સૌન્દર્યના ધામ ન્યુવરેલિયાથી રાત્રે સાત વાગે કડકડતી ઠંડીમાં બેસી આ પત્ર લખી રહ્યો છું.

ગઈ કાલે સવારે અમે કોલમ્બોથી કેન્ડી આવ્યા. સ્ટેશનની બહાર નીકળતાં જ જે દૃશ્ય અમારી સન્મુખ ઉપસ્થિત થયું તેણે મને એટલો મુગ્ધ બનાવ્યો કે અહીં આવીને જ રહેવું એવો હર્ષથી ઊભરાતા મારા હૃદયે નિશ્ચય કરી લીધો. પરંતુ તે સમયે તો તે જીવનની જરૂરિયાતોથી અલિપ્ત હતું, પ્રજ્ઞાના તત્વજ્ઞાનથી અસ્પર્શ્ય હતું; માત્ર પ્રકૃતિના આનંદસ્રોતમા તે નિમગ્ન બન્યું હતું.

હું શું વર્ણન કરું ? મારી પાસે શબ્દો નથી. આવા અદ્‌ભુત દૃશ્યનું વર્ણન શબ્દથી વ્યક્ત કરવું શક્ય હશે કે કેમ તેય મને તો શંકાસ્પદ લાગે છે. શક્ય હશે તો ય આવા મહા ભવ્ય દર્શનની સુંદરતા એક આછા ચિત્રમાં ઉતારી શકાય તે કરતાં વધુ જીવન્ત પ્રતિબિમ્બિત કરવી—મને તો અસંભવિત ભાસે છે. છતાં મારા હૃદયભાવોને વ્યક્ત કરવા એક આછું શબ્દ-ચિત્ર આલેખવા હું યથાશક્તિ પ્રયત્ન કરીશ.

અત્યારે તો ન્યુવરેલિયાને આગળ ઉપર રાખી કેન્ડીની જ વાત કરીએ. યુરોપિયનો કેન્ડીને નન્દનવનની ઉપમા આપે છે; છતાં ન્યુવરેલિયાના ગિરિપ્રદેશ સમીપ તેનું સૌન્દર્ય ઊતરતું લાગે છે. પરંતુ આ તુલના મૂકી દઈ, કેન્ડીનો સ્વપર્યાપ્ત વિચાર કરીએ તો ઉપનાન યથાર્થ જ લાગે છે. પ્રકૃતિસામ્રાજ્યના એક સાઙ્કેતિક વિકાસદર્શનથી તમને તેનો ખ્યાલ આવી શકશે: કેન્ડી જાણે હજી હમણાં જ ખીલેલું બાલગુલાબ: ન્યુવરેલિયા પૂરબહારમાં વિલસતું પૂર્ણવિકસિત ગુલાબ...

કેન્ડીના સમસ્ત પ્રદેશમાં ગમે ત્યાં ઊભા રહી, એક જ વાર ચોપાસ દૃષ્ટિ ફેરવી આંખો બંધ કરો અને તમારા મનઃપ્રદેશમાં ઉદ્‌ભવતી સૌન્દર્યસૃષ્ટિમાં નિમજ્જ થતાં તમને લાગશે કે તમે પ્રકૃતિમાતાના કો સોહામણા તરુમંદિરમાં ઊભાં છો. ચારે તરફ દૃષ્ટિ પહોંચી શકે ત્યાં સુધી નિત્યવર્ષાની ભીનાશે ચમકતા, હજાર–દોઢ હજાર ફીટની ઊંચાઈ સુધી પ્રસરતાં ગોળાકારમાં વીંટળાયેલાં, ગાઢ લીલુડાં, વસન્તના પ્રફુલ્લ વનો–ઉપવનો, અદ્રિશૃંગોને ભેટતાં, દૂર દૂર વાદળાંને સ્પર્શતાં પથરાઈ રહ્યાં છે. એ વનોની વિશાળતા અપ્રમેય છે; ગીચતા નિઃશેષ અખંડિત છે. ક્યાં હશે એ અગણિત તરુઓનાં મૂળ ? ને શા સારુ ઉદ્‌ભવી હશે આ ભવ્ય વનરાજિ ?

ગામની ચારે બાજુએ અખંડ ગિરિમાલા વીંટાઈ રહી છે. તેનો સમગ્ર વિસ્તાર વિધવિધ પ્રકારનાં ગીચ વૃક્ષોથી પૂર્ણપણે આચ્છાદિત છે. પરંતુ આશ્ચર્ય ! ખડકનો એક ટુકડો પણ આખા ગિરિપ્રદેશ પર ક્યાંય દૃષ્ટિગોચર થતો નથી, એટલી બધી ગીચ અને વિરાટ છે વૃક્ષરાજિ. દોઢેક હજાર ફીટની અભેદ્ય દિવાલ રચતો આ વર્તુલાકાર વનપટ એટલો નિબિડ, એટલો વિરાટ અને વિસ્તૃત છે કે માનવીની કલ્પના ય તેને ગ્રહણ કરી શકે કે કેમ તે આ વાસ્તવદર્શન પૂર્વે મને અસંભવિત ભાસ્યું હોત. નિજઋતુના નાટ્યપ્રયોગ માટે વસન્તે અનન્તકાળના શ્રમ પછી રચેલી ભવ્યતમ ઉપવનરાજિરૂપી રંગભૂમિની ન્તે જાણે સૌંદર્યગૅલેરી જ ન હોય શું ! અને નિસર્ગલાવણ્યથી નીતરતું કેન્ડી એ રંગભૂમિની મધ્યમાં રહેલી પ્રેક્ષકભૂમિ ન હોય જાણે !

આવાં ગિરિવનોમાં થોડીક, થોડીક ઊંચાઈએ નાના નાના રસ્તાઓ બનાવેલા છે. રસ્તાઓ કૃત્રિમ નમૂનાના છતાં તેમના વિધાતાની સૌંદર્યભાવનાએ પરિપૂર્ણ રચાયા હોઈ, સમસ્ત પ્રકૃતિની સાથે મળી



ગયેના જ લાગે છે અથવા તો પછી પ્રકૃતિની સાગર વિરાટ ભવ્યતામા આ બિન્દુસમ કૃત્રિમતા નિમજ્જ થઈ જતી હશે. ગમે તેમ હો પણ નૈસર્ગિકતા જરાય ખંડિત થની હોય તેમ લાગતુ નથી રસ્તાઓ પર અંતરે અંતરે નની નાની કુટિરો પથરાયેની છે ને ત્યા નિસર્ગસૌન્દર્ય તેમ જ માનવીની કલાભાવનાનો મનોહર સગમ સપૂર્ણ થતો દૃષ્ટિગોચર થાય છે

આ વનપ્રદેશમા નાળિયેરી, ખજૂરી, તાડ, ફર, પ્રાઈન, રબર પ્રમુખ વૃક્ષો અત્યત વિપૂલતા ધરાવે છે અર્ધા જેટલા પ્રદેશ પર નીના મખમલની જીવન્ત પ્રતિકૃતિશા ચાના બગીચાઓ પથરાયેના છે ચા, રબર અને નાળિયેરી સીલોનની પ્રધાન સપત્તિ છે

કેન્ડીના મકાનો મુબઈના જેવા સાત સાત માળના અને ગીચોગીચ નથી સામાન્યત એક જ માળના હોય છે, અને એ માળથી વધારે તો ભાગ્યે જ હશે ઘરનો આકાર કુટિર જેવો હોય છે દરેક ઘરની આસપાસ ઘર કરતાય વિશાળ બગીચો આવેલો હોય છે બગીચામાના ફૂલઝાડ, લતાઓ, તેમજ નાળિયેરી તાડ ખજૂરી આદિ વૃક્ષો એટલા બધા ગીચ પથરાયા હોય છે કે અદરનુ ઘર તો તેમા વિલીન થઈ જતુ ભાસે ટોચના પ્રદેશમા નાળિયેરી જેવા ઊચા વૃક્ષોના વિશાળ પર્ણો લાબા લાબા ફેલાઈ ઘર પર લીલુડા ચદરવા રચે છે સર્વતોમુખી ગીચતાને લઈ સૂર્યનો પ્રકાશ બહુ ઓછો પ્રવેશ કરી શકે છે અને ઉપર તેમ જ નીચેની પર્ણરાજિના અખૂટ જૂથોમા ગૃહકુટિરો તો છેક સતાઈ જ જાય છે

સર્વત્ર પથરાયેની આવી ઉદ્યાનરાજિ એક સળગ ઉપવનનુ દૃશ્ય રજૂ કરે છે, જ્યા વૃક્ષરાજિ ગૃહો કરતા પ્રધાન સ્થાન ભોગવે છે મારી સમક્ષ તો તેના દર્શને શકુન્તલાના પ્રથમ અને ચતુર્થ અકોમા આલેખાયેલ તપોવનનુ પ્રકૃતિદર્શન તાદૃશ થયુ છે

પૃથ્વી પર પથરાયેની આ તરુરાજિ ગિરિમાળા પર વિસ્તરતા વનો કરતા કાઈક ઓછી વિપુલ હશે છતા બન્ને વચ્ચે કશી ત્રુટિ નથી આખુ દૃશ્ય એક અને અવિભાજ્ય રહે છે આરસ જેવા સ્વચ્છ અને વિશાળ રસ્તાઓ સિવાયની અખિલ પૃથ્વી હરિયાળી વનસ્પતિથી છવાયેલી છે છૂટી છૂટી ગૃહકુટિરો અને રસ્તાઓ હરિયાળી અને બગીચાઓની લીનાશમા લીન બને છે વનસ્પતિ, ઘરો, બગીચાઓ, રસ્તાઓ—પૃથ્વી પરતુ સઘળુ પર્વતમાળા પર પથરાયેના વનોની સામ્રાજ્ઞી લીનાશમા એકરૂપ બને છે

કેન્ડીથી પાચ માઈલ દૂર એક મહાઉદ્યાન આવેલુ છે અહા! શુ તેનુ સૌન્દર્ય! એનુ બાહ્યસ્વરૂપ અનિવાર્ય અલ્પ કૃત્રિમતા ધરતુ છતા કલાભાવનાએ રસાર્દ્ર હોઈ નિસર્ગની અતરગ ભાવના સાથે તે અદ્ભુત તાદાત્મ્ય સાધે છે અલૌકિક છે એની તરુવિપુલતા અમાપ છે એનો ભવ્ય વિસ્તાર! વસુધરાના નન્દનવન સમા આ ઉપવનમા ઠેર ઠેર ઊડતા ફુવારાઓ, શીતલ છાયા પ્રસારતા લતામડપો, મનોરમ્ય પુષ્પગૃહો, ગાઢ કુજ નિકુજો, ઊચે માથા પર શ્રીવિતાન રચતા તરુમડપ પથો પર્ણકુટિરો અને અહ્લાદક તુષાર ઊડાડતા કલકલ વહેતા ઝરણા અનેરી શોભા અર્પી, કેન્ડીના વસન્તવનમા સામ્રાજ્ઞીશી વિલસતી પ્રકૃતિદેવીની આ સિહાસનવાટિકાને સપૂર્ણતાની પરિસીમાએ અધિષ્ઠિત કરે છે અને ઉપવનને ત્રણે બાજુએ વીટતી સરિતા સામ્રાજ્ઞી મહાવેલી તેની અધિષ્ટાત્રી દેવીશી ઉદ્યાન દીપક રૂપ રચતી આ પરમ મગલ પ્રકૃતિ મદિરને સૌન્દર્યનો અતિમ ઓપ આપતી સુહાસી રહે છે

કેન્ડીના બજારની એક બાજુએ એક ગિરિખડની તળેટીમા અખડ વૃક્ષાવલિથી વીટાયેલુ એક બાધેલુ સરોવર આવેલુ છે તેના નીલ સલીલપટ પર કિનારાની તરુરાજિનુ જીવન્ત ચિત્ર વાયુલહરીએ ખેલાતુ પ્રકાશ અને છાયામા રમતુ છતા પૂર્ણ એકતા સાચવતુ, પ્રતિબિમ્બિત થઈ સતત વિરાજી રહે છે પાસે આવેલી એક ટેકરી પર વેગટપાર્ક નામક એક નાની છતા સુદર વાટિકા આવેલી છે વાટિકાનુ પોતાનું સૌન્દર્ય સ્તુત બહુ નથી પરતુ ત્યાથી નીચે પથરાતુ સરોવર અને તેને તીર ઝૂકી રહેલી સઘન વૃક્ષાવલિ





પુષ્કર ચંદરવાકર

# શિકારબહાદુર

રહસ્યકથા, કૌતુકકથા કે ભૂતકથા કોઈ પણ નામ આપી શકાય એવી આ એક અદ્ભુત વાર્તા છે. તેના લખનાર પણ વસ્તુને આબાદ રીતે બહેલાવે એવા આપણા ખ્યાતનામ નાટ્યકાર-સાહિત્યકાર છે. દરેકને વાંચવી ગમે તેવી નિતાંતસુંદર આ વાર્તા છે એ તો વાંચીને જ જણાય ને ?......

આ વિસ્તારમાં પહેલી જ વાર મારી બદલી થઈ. અધલીલા અરવલ્લીના અને નિરંતર લીલા કુંજાર સાતપુડાનાં જંગલોમાં મેં મારી નોકરીનાં વીસ વર્ષ વીતાવ્યાં હતાં. પણ સૌરાષ્ટ્ર અને ગુજરાતના એકીકરણ પછી મને આ જંગલોમાં જંગલખાતાના અધિકારી તરીકે (Forest officer) રાષ્ટ્રિય સરકારે બદલ્યો.

મારા માટે આ ભોમ નવી હતી, માનવી નવા હતા, જંગલ પણ સાવ અજાણ્યું હતું. તેથી અજાણ્યાં હતાં જંગલનાં વૃક્ષો. આ ભોમકાના માણસોથી સાવ અજ્ઞાત હતો, તેથી મિત્રોએ મારી બદલી થઈ ત્યારે, મને ચેતતા રહેવા માટે સલાહ આપી : 'ભાઈ, આ તો પાઘડીવાળાઓનો મુલક. પાઘડીમાં આંટા તેટલા...'

'પણ કદીયે માનવી ક્યાં સીધો દેખ્યો છે ! સર્વ સ્થળે તો સ્વાર્થસાધુઓ એક જ સરખા !' મેં સામે ઉત્તર આપ્યો, 'સરખા ઢાળાના જ !'

'પણ ત્યારે એક વાત માનશો ?'

'શી ?'

'હમણાં મહિનોમાસ તમે એકલા જ...'

મેં માથું ડોલાવ્યું અને આ વાત ગળે ઉતારવા જેવી લાગી. સાવ પારકી ભોમ, ભલે, સંસ્કારતંતુએ સંધાયેલા હોઈએ. પણ પારકા પરદેશમાં કુટુંબ લઈને જતાં, અજાણ્યા સ્થળે વસતાં કબૂતરોનાં ટોળાં જેમ વસાય તો નહીં જ.

મેં મનશું વિચાર્યું : 'સોનગઢ વ્યારાનાં જંગલો... જાણે જાણીતા બની ગયાં, પાલનાં પાણી...મચ્છરનો ઉપદ્રવ...પણ -આ જંગલ...બાળકોના અભ્યાસનો પ્રશ્ન પણ નાનોસૂનો નથી...હાયસ્કૂલમાં એકાદ વર્ષ પછી મોટું બાળક...તેથી 'હમણાં તો એકલા જ રહેવું.' આથી ચાર્જ લેવા માટે હું એકલો જ ગયો. સ્ટેશનથી

---

તથા ચોપાસ પ્રસરતો ગિરિવનપ્રદેશ જે ઓર અલૌકિક સૌંદર્યમાં વિલસતાં દૃષ્ટિમાન થાય છે, તેને લઈ તે વાટિકાએ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે...

સુરમ્ય પ્રભાત હતું. નિશાને પુષ્ટિ આપતી ગાઢ ધુમસ હજુ હમણાં જ ઓછી થઈ હતી. નિત્યવર્ષાનાં જલબિન્દુએ ઉષાના સામ્રાજ્યમાં પ્રાણ પૂર્યો હતો. ચારે બાજું ગિરિમાલા પર વિસ્તરતાં વનો-ઉપવનો મારી ચોમેર વીંટળાયેલી પર્ણરાજિ, સરોવરતીરે ઝૂકી રહેલી વૃક્ષાવલિ, પૃથ્વી પર વેરાયેલી ગૃહકુટિરો, તેમને આચ્છાદતા બગીચાઓ—સર્વ કાંઈ વર્ષાની ભીનાશે ચમકતાં હતાં. રસનીતર્યું વાતાવરણ આનંદે વિલસતું હતું. ઊંચે માથા પર જલધર વ્યોમપ્રવાસ કરી રહ્યાં હતાં. અખિલ સૃષ્ટિ નવચેતન અને ઉલ્લાસે ઊભરાતી. એકાએક વાદળાંના તિમિરાવરણને ભેદીને ભાસ્કરદેવ પ્રગટ્યા. તેમના તેજવર્તુલમાંથી ફૂટતાં દિવ્ય ભર્ગ પૃથ્વીને અજવાળી રહ્યાં. તરુરાજિની ભીની તેજસ્વિની લીલાશ સુવર્ણપ્રકાશે ઝળહળી રહી. પર્ણઘટામાં બાલકિરણોએ નૃત્ય આદર્યું. ભૂમિનો કણેકણ તેજસ્વરૂપ બની ચમકી રહ્યો. અદ્રિશૃંગોને ભેટતાં પયોધર એ સોનેરી પ્રકાશના વિદ્યુતસ્પર્શે, અગ્નિશાં, ભભૂકી ઊઠ્યાં. વિશ્વ સમસ્ત શબ્દવત્ વાતાવરણમાં ઉષ્મા પ્રેરતા સ્નેહરશ્મના જીવન્ત તેજે ઝળહળી રહ્યું.

અને નિઃસ્તબ્ધ વાતાવરણમાં, ઉપર વ્યોમવિહાર કરતાં વર્ષાજલદનીચે, અને ગગનચુંબી ગિરિશિખરો પર્યંત વિસ્તરતા અખંડ તરુપટે રચ્યા વર્તુલખંડની મધ્યમાં, ગાઢ વૃક્ષાવલિથી વીંટાયેલા, નીલમમાળાની મધ્યમાં લટકતા રત્નિશા સોહામણા, સરોવરના નીલવારી પર તે સમયે એક નૌકા જલવિહાર કરી રહી હતી.



ઊતરીને ઘોડા પર બેસીને લાંબો પંથ કાપવાનો હતો. સ્ટેશન પર મને લેવા માટે ઘોડું લઈને જંગલ–ચોકિયાત આવ્યો હતો. તે માણસ ચપળ, આવડતવાળો ને ચતુર. તેથી તે દોડતાં ઘોડાની લગોલગ રહ્યા કરે. ને એમ કરતાં અમે જંગલની કિનારની સરહદમાં આવી ગયા.

ખાખરો ખીલ્યો હતો. તેણે કર્ણફૂલશાં શણગાર સજ્યાં હતાં. અને જાણે પગે ઝાંઝર બાંધીને જંગલને તેનાં વર્તને મુગ્ધ કરવા મથતો હોય તેમ તેનાં સૂકાં પાદડાં રણકતાં, ત્યારે ભ્રમ પેદા થતો.

મારો ઘોડો કેડી પર હતો તેની ચાલ પણ નિશ્ચિત હતી અને જંગલ–ચોકિયાત તે ચાલનો જાણકાર હોય તેવું લાગ્યું. કેમકે તેને પણ ઘોડા જોડે ચાલવામાં કાંઈ વિશેષ શ્રમ પડતો હોય તેવું ન દેખાયું. મેં અત્યાર સુધી મૌન સેવ્યું હતું કેમકે હું તલ્લીન હતો વનશ્રીનું પાન કરવામાં. મેં વનશ્રી જોઈને તૃપ્તિ અનુભવી. પછી તેને પૂછ્યું. 'તમે કેટલાં વર્ષથી આ ખાતામાં ..?'

'સાહેબ, બડા નવાબસાહેબના દિનથી જંગલખાતામાં જ. શિકારના રસિયા. નવાબસાહેબ ભારે. આ ફેંટા ઈમણે આલેલો.' બોલી તેણે મને લીરા ઊતરેલ જરિયાની ફેંટો બતાવ્યો: 'અમે સૌ શિકારે નીકળ્યા 'તા ચિત્તાના. ને મેં અડધી રાતે હાંકતાં ચિત્તાને વતાડ્યો, મને જાનવરોની ઓળખ ભારે! આખી રાત તેને બખમાંથી સળીવા ખસવા નો દીધો, ને ત્યારે ગોરા સાહેબે મને શાબાસી આપી ને બુડા નવાબસાહેબે આ ફેંટો!'

'બરાબર. ત્યારે તમે કેવડા હશો?'

'સા'બ મૂછનો દોરો ફૂટું ફૂટું થતો હતો.'

'ત્યા...રે જૂની તાલીમ લાગે છે.'

'ઇસિબખાં પાસેથી. તેના જેવો શિકારી આ જંગલમાં હતો પણ નહીં. ને બડો ગોરો હાકેમ શિકારે આવે, ત્યારે નવાબસાહેબ તેને જ ન્યાલ કરી નાખે! સારંગ લઈ આવે, ચિત્તો ઝડપી આપે ..જાનવરના પગલે...પગલે ફરી વળે!'

'તમારા ઉસ્તાદ એ, એમ કે?'

'હા, સાહેબ! ત્યારનો આ જ જંગલમાં.'

'સમજ્યો. હવે તો તમે રિટાયર થાવ એમ છે.'

'ના સાહેબ, બધા જ સાહેબને હું ખપનો છું. નવાબસાહેબને...પછી નાના બાપુ...! ત્યાર કેડે તમારા રાજ તપવા માંડ્યા છે. ચાકરને શું? બધાયને સલામ ભરે!'

'ઠીક છે.'

'તારે જ સા'બ રોટલાનો કટકો મળી રે' ને!'

મને મનમાં થયું કે ખરો હોશિયાર માનવી છે!

'સા'બ, શિકારબંગલો પણ ..'

'પણ હવે શિકારબંગલામાં...'

'શિકાર બંગલામાં સાહેબ, હવે...હવે ..જંગલખાતાની ઑફિસ અને અમલદારુંને રહેવાનું હોય!'

'એટલે અમલદારો જંગલમાં જ રહે છે.'

'હા, સાહેબ, રહેવું હોય ઈ. બાકી રહેવામાં હું... તમારી મહેરબાનીએ મારા ઘરવાળાં, છૈયા,છોકરાં! સૌથાય નાના બાપુના બંગલામાં જ... ! ઓરડીઓ ઉતારી છે ઈમાં!'

'નાના બાપુ કોણ?' ખળખળ વહેતાં એક ઝરણાએ મારી કર્ણેન્દ્રિયને વધુ સતેજ બનાવી. ચોકિયાતે ઘોડાની રેણ પકડીને જરાક વધુ કાળજી લેતો ઘોડાને ઝરણું ઉપાવતો હાંફતાં હાંફતાં કહ્યું. 'સાહેબબહાદુર, નવાબ સલામતના ટીલાત વીસ એકવીસના. પણ ભારે ગુલાબી. ખરું લોહી એમના બદનમા. તે કોઈ મોડી રાતે ઝનાનાને લઈ ને અહીં આવી ચડે. આ શિકારબંગલાની વપરાશ તેમણે જ વધારી દીધી.'

'સમજ્યો.'

'ના સાહેબ, બેઅદબી માફ કરજો.'

આ વાક્ય સાંભળી હું ચમક્યો.

'બેઅદબી એ છે કે હજુર, કે હજુ બંગલાની કથા જ મેં માંડી નથી. મોરનાં પીછાંના જેવી લીલા રંગની નાનકડી વાદળી કાચવાળી ગાડી ઘણી વખતે નાના





બાપુ વાપરતા. એના કાચ ચડાવેલા હોય, તેથી અમે માની જ લેતા કે કોઈક ઝનાનાનું...'

'નાના બાપુની શાદી...'

'જી હજુર, તેમને જોટે બીબીઓ મળી હતી. ગજની આવક દઝતાં આ ઝરણાં જેવી...તે તેમને શી ખોટ હોય ? હજુર, તમે બંગલો જોશો, ત્યારે તેમના રંગનો ખ્યાલ...એકલો બિલોરી આરસ બંગલામાં ..બીજે માળ...ત્યાંની બેઠકો...અગાસીમાં ઠેઠ હેઠેથી વેલો ચડાવી છે. ફળિયામાં વેલાના મંડપો...અને આ બધું ઝનાનાની મરજાદા જાળવવા...'

'પણ જંગલમાં ઝનાનાની મરજાદા...સમજાતું નથી.'

'સાહેબ, એ જ ખૂબી છે ને!'

'ભાઈ, તું પણ તારા બંગલા જેટલો, નાના બાપુ જેટલો રહસ્યમયી લાગે છે.'

'અને હજુર, એક સાંજે લીલી ગાડી આવીને ઊભી બંગલાના ફળિયામાં. નાના બાપુ જરાક થાકેલા અને ચિંતાતુર લાગ્યા. અને આવેલા પણ વગર વાવડે. તેથી બંગલામાં ખાસ કોઈ તૈયારી પણ ન હતી.'

'સાથમાં બીબીજીઓ......?'

'બીજી કોક!' તેણે સાવ ઠંડે કલેજે કહ્યું.

'એટલે ?'

'ચાર કરવા સુધીની છૂટ ને! તેથી આવી બીજી બેની ગોતમાં રહેવાની તેમને આદત પડી ગઈ હતી.'

'તો બંગલામાં સાથે લઈને આવતા તે...'

'અમે તો તેમના ખાસ માણસો હતા, તેથી તેમની વાત પેટના સાતમા પાતાળમાં દાટી દઈએ...'

'વફાદારી.'

'હં.'

જંગલની ગીચતા શરૂ થઈ. બિહામણી પણ ખરી. સૂર્યનાં તેજ અને તેજ–કિરણો માર્ગમાં ઘટવાં લાગ્યાં હતાં. ચોકિયાતે ઘોડાની રેણ હાથમાં જ રાખી, તે ઝડપે ચાલતો, તે જ ગતિએ ઘોડો પણ ચાલવા લાગ્યો. આમ ઝાઝો પંથ ન હતો, પણ જંગલની કરાળતા વધી હતી. ચોકિયાતની કથા જેમ જંગલ પણ ગિચોર અને વિશેષ ઘેરું અને કરાળ બનવા પામ્યું. ત્યાંની પશુઓમાંથી માર્ગમાં વરુઓ બે ત્રણ વખત અમને આંતરીને ગયા. અમારો ઘોડો થોડો ભડક્યો.. મારા ખભા પરના પટામાં રિવોલ્વર હતી. હું જરા ટટ્ટાર બન્યો. ચોકિયાતે ખોંખારો ખાધો અને તેણે વાતને આગળ ખેંચવા માંડી. 'આ જંગલમાં તો આ જ પગના પાણી ઊતર્યાં છે. નાના બાપુના કાજે શિકારે ખૂબ આવેલા. ઓળખ મને જનાવરોની ભારે!'

'હોય જ ને!'

'ને તારે જ નાના બાપુના જમણા હાથ જેવો થઈ ગયો હતો ને!' ત્યાં કરાળ ત્રાડ સંભળાણી. 'સાહેબ બહાદુર, ન ધડકતા. એય આપણો ઓળખીતો હશે. કાં તો આ ત્રાડ જોગિયાની.'

'જોગિયો ?' મેં પ્રશ્ન કર્યો.

'જોગિયો સાવજ. મેં ઈને ધરવ્યો છે! સાહેબ, તમે નહીં માનો! માનવી...'

'માનવી ?'

'હા, માનવી. હવે તો શું થાય. પુરાવા નથી રહ્યા. સાક્ષીઓ પણ નથી, પણ તે સાંજે નાના બાપુ મોટરમાં પૂનમની રાતના આંભની પરી લાવ્યા'તા. ગુલાબી બદન, કમળનાં પોયણાં જેવું મોં...મરઘાનેણી નાર! ઢાકાના રેશમનો ગળામાં દુપટ્ટો. પંજાબી પોશાક અને...અને...આંખના બાણે ભલભલાને વીંધી નાખે.'

'તારા નાના બાપુ વીંધાઈને...'

'પહેલા તેઓ વીંધાણા અને પછી તે હુરી નાના બાપુની ગોળીએ...'

'શું કહ્યું ?'

'સાહેબબહાદુર, જૂઠું બોલવાની આદત નથી કેળવી.'

'ખરેખર ?'

'નામદાર, એક ભવમાં બે ભવ કરવા હોય એ જૂઠું બોલે!'

'પણ તને ક્યાથી ખબર પડી કે એ બાઈ ગોળીથી '

અમે સૌ રસોડામા રસોઈ પકવવાના કામમા નાના બાપુને ભજેનો મરઘો વગાનો તે હુ મરઘાને માફ કરજો આપની નારાજગી દુભાશે પણ હજુર હુ આ બગલાનો ત્યારે માત્ર ચોકિયાત ન હતો બીટ મેન્ટે બન જ ન હતો પણ નાના બાપુનો બબરચી અને સારા ખોરાગ મમનો માલીત પણ ખરો જનમથી જ શિકારી તો હુ જ

મને મનમા થયુ કે આ ચોકિયાત બોનસ્ત્રોઈ વધુ પડતો લાગે છે તેથી વાતને મનાવી મનાવીને મૂકી રહ્યો લાગે છે બાકી આ ધરતીના માનવીઓને વાત કહેવાની પણ ફાવટ વધુ સારી તેથી તેમ તો નક્કી હોય!

સમજજો

ને સાહેબબહાદુર આની કોર ફફળતા ગરમ પાણીમા મરઘાને બોળ્યો તેણે ચીસ દીધી ને બીજા માળ માથેથી પિસ્તોલ ફૂટયાનો ધડાકો થયો

ખરેખર ?

'સાહેબ વાતને લડાવે મને શો લાભ ? અને તેય વળી તમારી પાસે ? પછી તો અમે સૌ ચૂપચાપ અમારુ કામ મે રસોઈ માંડી નીચે ! પણ ત્યા બીજા મળની બારી ઊઘડી મારા નામની બૂમ પડી અને હુ રસોડાની ઓરડીમાથી બહાર આવ્યો તો નાના બાપુએ તાળી પાડી ઈશારો કરી મને ઉપર બોલાવ્યો

'શા માટે ?

'સાહેબ બહાદુર વાતમા ભળે રસ પડ્યો ? કહુ જ છુ ને ! હુ ઉપર ગયો ત્યા દાદરના જ ખડમા નાના બાપુ ઊભા હતા તેમણે મને કહ્યુ શિકારબહાદુર ! નાનાસાહેબ મને પ્રેમમા કે દુખમા તે જ નામે બોલાવતા મે નાનાસાહેબને સલામ કરી ઝૂકી ઝૂકીને કહ્યુ 'હજુર ફરમાવો નાચીઝ ગુલામ આપની ખીદમતમા હાજર છે તેમણે મારા ખભા પર હાથ મૂક્યો ને કહ્યુ શિકારબહાદુર તુ મારો ભાઈ છે જો બાજુના ઓરડામા જા ત્યા શુ છે તે દેખી લે !

હુ બાજુના ઓરડામા ગયો તો પલંગ પર રોઝા બેન ચગદાયેલ છૂટા વાળે ફાટી આંખે પેલી નમણી નાર એનો રૂહ ખુદા પાકના દરબારમા ! મારી છાતીથી હાયકારો અને પાછો ફરુ છુ ત્યા નાના બાપુએ આવી મને ધીરા સાદે કહ્યુ 'પેલા સાત ઝને જોગિયાને શિકારનો શિકાર થવા એ સરજણી હતી તેને તુ મારી નીલી મોટર તારી ખિદમતમા ! મે માથુ ધુણાવ્યુ મારી વફાદારી એવી છે ! પણ ત્યા જાચકની નજરે મારી સામે નજર નાખીને નાના બાપુએ કહ્યુ શિકારબહાદુર આપણે બે જ જાણીએ કે જોગિયાને શિકાર ધર્યો છે તારે કોઈને ના નહી જ ! લે આ બોની નાના બાપુએ મને આ કોટ બોની તેણે મને તેણે પહેરેલો ગરમ કોટ બતાવ્યો અત્યારે તેની અવસ્થા જર્જરિત હતી

સાહેબ બહાદુર હવે આપણો બગલો દૂર આ આવ્યો પેલી ડુંગરી વળાંકે બગલો !

'હ પછી તુ

મારી વફાદારીને ન કોઈ પહોંચે એક પેટી લીધી મખમલની ગાદી પાથરી તેમા તે નારને તેજ ગાલ્લા સાથે નાના બાપુ અને મે જઈ પેલી નદી દેખાય ત્યા જોગિયાનો વાસ છે ત્યા જ

પણ કોઈને તેની ખબર

જોગિયો તેનુ લશ્કર લઈ ને તૂટી પડ્યો ચટણી થઈ ગઈ !

અને પછી ?

બગલામા આવ્યા નાના બાપુએ મરચો ઝાપટ્યો માથે બાટલાઓ અને નીચના ખડમા સૂઈ રહ્યા અને સાહેબ તે દિવસથી નાના બાપુ ઉપલા માળ પર સૂવાનુ રહેવાનુ છોડી ગયા !

કેમ ?

પેલી ચૂડી ખુન્નસભરી હતી ડાકણ થઈ ને નાના બાપનુ ખૂન પી જાય

'પણ તુ તેમા માને છે ?

'સાહેબ ન માનુ તો શુ કહુ ? પેટ વળગ્યુ છે

નહીં તો બંગલાની નોકરી છોડી દઉં. સાહેબ, હવે નાના બાપુ નથી તે તમને વાત...તમે મારા સાહેબ નથી, બાપ જેવા છો ત્યારે જ!' અને ત્યાં ઘોડાની ચાલ ઝડપી બની. તરત જ શિકારબહાદુર બોલ્યો: 'દેખી કૈસી તેજી...બંગલા આ ગયા! કોઈ વાર છુરી મારી છાતી પર બેસે છે. સાહેબ, પણ હું શિકારબહાદુર છું.'

તે મારી આગળ ગયો. બંગલાને તેણે ખબર આપી. સૌ નોકરો બંગલાના વિશાળ મધ્ય ખંડમાં ભેગા થયા. મને શિકારબહાદુરે જ બાથરૂમ બતાવ્યો. હું બંગલોનાં ખંડો ઊંચાઈ, વિશાળતા, આરસની કોતરણી જોઈને પ્રભાવિત થઈ ગયો. તેનું સ્થાપત્ય મધ્યકાલીન રાજપૂત બાંધણીનું તો ખરું પણ થોડું ગોથીક મિશ્રણ તેમાંય.

હું તૈયાર થઈને મધ્યમાં પાછો આવ્યો. મારે મિ. બાગબાન પાસેથી ચાર્જ લેવાનો હતો. તેઓ આજે જ ઘોડા પર અહીંથી નીકળી જવાના હતા. અહીં અત્યારે એકલા જ હતા. તેમણે મને જોઈને કાગળો હાથમાં ધરતાં કહ્યું: 'મિ. ગોર, સહી કરો કૃપા કરીને. ત્રણ ને ત્રીસે નીકળવું જ જોઈએ. તો જ હું રાતની ગાડીમાં જઈ શકીશ.'

'સમજ્યો!' ત્યાં શિકારબહાદુર મઘમઘતી ચા લાવ્યો. તેની સાથે ખારી બિસ્કીટ.

મેં હાથમાં કાગળો લીધા. વાંચતો ગયો અને સહીઓ કરી ત્યારે ઈશારો કરી બાગબાને ચાનો પ્યાલો હાથમાં લઈને કહ્યું: 'તમારે એકલા રહેવું પડશે. કુદરત કવિતા વેરતી અહીં પડી છે, પણ મુસ્કેલીઓ અનેક છે. પ્રભુ તમારા માર્ગમાંથી તે સર્વને દૂર કરો.'

'આભાર, તમારી મારા પ્રત્યેની સદ્‌વૃત્તિઓ માટે.' મેં આભારના ભારે જરા માથું નીચું નમાવ્યું. બાગબાને ચા પીવી શરૂ કરી અને નેતરની ખુરશીમાં જરાક ઝૂલતાં મને કહ્યું: 'આ જગા મુસ્કેલીઓને સરજનારી છે, મિ. ગોર!'

'મુસ્કેલીઓ?'

'હા, સૂવાનું નીચે રાખશો. રાત્રે ઉપર ન જતા.' બોલી તેમણે ચાનો પ્યાલો પતાવ્યો. ગજવામાંથી સિગારેટનું પાકીટ કાઢી મારી સામે ધર્યું. મેં હસીને ઉત્તર આપ્યો: 'થેંક યુ. માફ કરજો. હું નથી ટેવાયેલો!'

'તો હું આપની રજા લઈશ. આપનું જમવાનું તૈયાર કરાવ્યું છે. નોકરો મીઠા, કામગરા આજ્ઞાંકિત અને શીળા છે. તમને ફાવી જશે. પણ કુટુંબને ન લાવતા. આ ભવ્ય મહેલ જેવો બંગલો મુસ્કેલીઓ જન્માવે છે. તેનાથી ચેતતા રહેજો. આવજો. ફરીને પ્રભુને પ્રાર્થના કરું છું કે તમારા માર્ગમાં એમાંનું કાંઈ ન આવજો.'

'તમે સુખરૂપ સ્ટેશન પહોંચજો, એવી મારી પ્રભુ-પ્રાર્થના.' શિકારબહાદુરે બીજો ઘોડો તૈયાર રાખ્યો હતો, તેના પર મિ. બાગબાન સ્વાર થયા અને તેમણે આ જંગલની વિદાય લીધી, આ મહેલશા બંગલાની વિદાય લીધી. મેં તેમને વિદાય આપી, અને બહાર આવીને ક્યાં સુધી હું તેમને નિરખતો ઊભો રહ્યો ત્યારે શિકારબહાદુરે આવીને મને વિવેકપૂર્વક કહ્યું: 'હજુર, આપનું ખાણું તૈયાર છે. ડાઈનીંગ રૂમમાં ટેબલ પર...'

'ચાલો!' શિકારબહાદુર પાછળ હું મધ્યખંડ વટાવીને ડાઈનીંગ હોલમાં ગયો. આખું ટેબલ આરસનું હતું. વિક્ટોરિયન યુગનું ફરનિચર, સોનેરી ફ્રેમમાં મઢેલ ચાર ચિત્રો દિવાલ પર ટિંગાતાં હતાં. મારા માટે સ્વાદિષ્ટ શાકાહારી વાનગીઓ હતી. તે અતિ સ્વચ્છ વાસણમાં મને પીરસવામાં આવી. હું શિકારબહાદુરની વ્યવસ્થા પર ખુશખુશાલ હતો. ને વિવેકથી અદબ બીડીને તેને હું ન જોઈ શકું તેમ ઊભો હતો. અને છતાંય થાળીમાં વાનગી પૂરી ન થાય તે પહેલાં આવીને પીરસી જતો. મને મનમાં થયું, શી આવડત છે! ક્યાં તાલીમ લીધી હશે? મેં જમતાં જમતાં શિકારબહાદુરને બૂમ પાડી: 'શિકારબહાદુર મારે કાંઈ ન જોઈએ.' ખરેખર, સ્વાદિષ્ટ રસોઈ જમાડી

તેણે માથું ઝૂકાવ્યું અને આભારની લાગણી વ્યક્ત કરી.

હું બાથરૂમમાં ગયો, હાથ ધોઈને પછો આવ્યો, ત્યારે તેણે તરત જ મારી સામે મુખવાસનો તાસક ધર્યો અને તેમાંથી થોડું લેતાં મેં કહ્યુ : 'શિકાર-બહાદુર, આખો બંગલો જોવો છે!'

'જી હજુર!'

તેણે તેના હાથમાં ચાવીનો ઝૂડો લીધો. તે આગળ ચાલ્યો, હું પાછળ

નીચે એણે મને બધા ખંડો બતાવ્યા, પછી અમે ઉપર ગયા અને શયનગૃહનો ખંડ બતાવીને કહ્યું : 'હજુર! અહીં જ પેલી હુરી ..' તેણે વાતને ઊડાવી દીધી. હું આખી વાત સમજી ગયો તેથી કહ્યુ : 'આ જ પલંગ...'

'જી હજુર! તે માટે જ બાગબાનસાહેબે જતા જતાં આપને ચેતીને રહેવા માટે કહ્યું. કદી કદી તે આવી મને પજવી જાય છે. મારી છાતી પર કોઈક રાતે જાણે સામેના ડુંગરની બધી જ શિલાઓ લાવીને ખડકી હોય તેવું વજન લાગે છે. તે ભીંસે મારી છાતી ભીંસાય, મારાથી પણ કદીક ચીસ પાડી દેવાય છે, એમ મારા ઘરવાળાં...મને આજે તે ભૂલ સમજાય છે.'

'સમજ્યો'

'અને કેઈવાર આ ખંડમાં આવીને તે ઝઝૂમવા લાગે છે.'

'ખરેખર?'

'ત્યારે જ બાગબાનસાહેબે તેમના કુટુંબને તેમની ત્રણ વર્ષની નોકરીમાં અહીં કદીય ન બોલાવ્યું ને! અને તેઓ કદીય રાતે ઉપર આવતા પણ નહીં!'

'ખરે જ. કપરી છે આ જગા!' મારાથી બોલાઈ જવાયું. ત્યારે શિકારબહાદુરે નીચી નજર નાખી.

અમે બંને નીચે આવ્યા.

પછી તો હું મારા કામમાં દટાઈ ગયો. જૂની ફાઈલો જોવા માંડી. આ જંગલોનાં વૃક્ષો, કયા કયા રક્ષિત વૃક્ષો છે તેની નામાવલિ, પ્રાણીઓ અને પંખીઓ વિશે પણ માહિતી એકઠી કરવા માંડી. શિકારી અહીં આવે છે, શેનો શિકાર કરી જાય છે, ખેડુઓ ક્યાં વૃક્ષો વગર પરવાનાએ કાપી જાય છે, અને તેમને રોકવામા આવે છે, ત્યારે તેઓ કેવા ઝનૂની બની શકે છે, તે બધું ફાઈલોમાંથી જડવા લાગ્યું. પણ હું થાકેલો હોઉં ત્યારે મારા બંગલાની પાછળના ભાગના વરંડામાં ડેકચેર મુકાવીને બેસી રહું. નીલ ઘેરા ગગનની સામે નજર રાખીને તેને પૂછ્યા કરું. 'આવું રમ્ય સ્થળ, પણ શી ઈશ્વરી ગતિ છે! સોનાની થાળીમાં લોઢાની રેખ! કશુંય પૂર્ણ નહીં?'

અને હું વિશાળ ચોગાનશા આંગણા પર દૃષ્ટિ કરતો. હીનાના છોડની બનાવેલ બેઠકો—આજે તો બિસ્માર હાલતમાં છે, મધુમાલતીના મંડપો, ટગરની કમાનો; બધુંય નિરખ્યા કરતો અને મનમાં કાયમ આ જ પ્રશ્ન પૂછતો : 'ત્યાં જ અશાંતિ! શા કરમન કર્યાં હશે આ બંગલાના ચણાવનારે કે તેને ખંડિયેર હાલતમાં જીવવું? અહીની એક વ્યક્તિની લોહીતરસે આ આખી ઈમારતને શાપિત બનાવી? એક નમણી નારીના આત્માએ અહીં વાસ કરી...મને આ ઈમા-રતના પ્રત્યે હવે તો મમત્વ પણ પ્રગટ્યું હતું.

અને આંતરે આંતરે શિકારબહાદુર મને અતિ નમ્ર બનીને, વિવેકથી તે જ પૂરાણી વાત કરતો. શિકાર-બહાદુરે નીચેના જ ખંડમાં મારો પલંગ બિછાવવો શરૂ કર્યો હતો, તેની સામે મેં કશીય સૂગ ન બતાવી. અમારું કામકાજ સારી રીતે ગોઠવાયું હતું, પણ આ ભવ્ય ઈમારત આંસું સારતી હોય તેવું લાગ્યું. શો ઉપાય? મને મારા નાનપણના દિવસો યાદ આવ્યા. મારા દાદાએ મને ગાયત્રીનો મંત્ર મોએ જીભાગ્રે કરાવ્યો હતો, તેનામાં અનેક શક્તિઓ છે, એમ સમજાવ્યુ હતુ અને મોસાળમાં ગયેલો ત્યારે મામાએ ગાડું જોડી તેમાં બેસાડીને મને હનુમાનના સાળંગપુરની જાત્રા કરાવેલી. ત્યાંના મહારાજે ભૂતપ્રેતને મંત્રબળે નસાડી દેતા તે પણ મને આજે યાદ આવ્યું. સાથે સાથે ત્યારે જ મને લત લાગેલી કે ભૂતપ્રેતની સામે



થવા માટે હનુમાન-ચાળીશાનો મંત્ર પણ ખપમાં લાગે તેથી તે મંત્ર પણ જીભાગ્રે કરેલો.

હમણાં હમણાં ગાયત્રી મંત્રો અને હનુમાનચાળીશાનો જાપ શરૂ કર્યો હતો. આ બંને મંત્રોની કસોટીની તક હજુ સુધીમાં મને એક પણ મળી ન હતી. મને આથી મનમાં થયું કે આ બધા મંત્રોમાં પણ શી તાકાત છે તે પારખવાની પણ આખરી તક મળી છે! જો હુરીના પ્રેતાત્માની મુક્તિ થશે તો તેમાં ત્રિવિધ મુક્તિ છે. ભવ્ય આલીશાન આ ઈમારતની મુક્તિ, મારા કુટુંબની અને મારી પણ...

અને આથી મેં મંત્રના જાપને શરૂ કર્યા પછી પંદરેક દિવસે શિકારબહાદુરને કહ્યું: 'શિકારબહાદુર, ગુગળ મગાવજે. અને ઉપરના બધા ખંડો સાફસૂફ...કદાચ હું ઉપર સૂવાનું...'

'જી હજુર, જેવી આપની મરજી!' તે માત્ર આટલું જ બોલ્યો, અને આખા દિવસમાં એ ત્રણ વખત લાંબો વાંસડો લઈ તેના છેડે સાવરણો બાંધીને ઉપર જઈ જાળાં પાડવાં લાગ્યો. તેમાં ક્યારેક ક્યારેક તે મધુર કંઠે ગીતપંક્તિઓ લલકારતો, અને વચ્ચે વચ્ચે દોહરા:

બાઈ! અમને બાની વઢી, નદીએ ભરતાં નીર,
એક વચનને કારણે, શોષાણાં શરીર.

શો કંઠ? કરુણરસનો પટ દીધેલ. હું નીચે બેઠો બેઠો આગળની વાતનું સ્મરણ કરવા લાગ્યો, ત્યાં તેણે બીજો દોહો ઉપાડ્યો:

ઘર પર ભરિયલ ક્રો ગગનાસર બાંધલ ગળે,
પવને નવ પેખેલ, માછલ જળ સાહેલ નહિ.

મને તો શિકારબહાદુરના આ સર્વ દોહાઓ પણ અતિ રહસ્યમય, મર્માળા અને ઊંડાણવાળા ભાસ્યા.

તેણે કામ પૂરું કર્યું. તે રાત રમ્ય, મનોહર અને જ્યોત્સનાલીંપી હતી. હું હાથમાં રુદ્રાક્ષની માળા લઈને બંગલાના પોર્ચ-પ્રવેશદ્વાર આગળના ભાગમાં આરામખુરશી નાખીને બેઠો. મેં શિકારબહાદુરને બૂમ પાડી. તે તેજ અદાએ માથું ઝૂકાવી મારી સામે આવી ઊભો. 'જો શિકારબહાદુર, નીચેના બધા ખંડો વગેરે બધું બંધ...'

'બરાબર, હજુર!'

'તો તું તારી ઓરડીએ...'

'જી હજુર, આપ તો નીચે...'

'આજે જ. આવતી કાલથી ઉપર...'

'બરાબર હજુર. પણ જોખમ!'

'શિકારબહાદુર, શિકારમાં કાંઈ ઓછું જોખમ છે?'

'બરાબર હજુર, પણ એ તો મનની મોજ માટે ને!'

'તો ઉપર હું સૂવા જાઉં છું તે પણ મનની મોજ માટે. જાતની પરીક્ષા કરવા માટે.'

'બરાબર હજુર!' તેણે શિર ઝૂકાવ્યું અને નમીને તે ચાલ્યો ગયો.

હું ચંદ્રની સામે મીટ માંડીને બેઠો હતો. સમય સારો થયો. મને ચાંદનીનીતરતી રાત મીઠી લાગી. તેની હળવી ઠંડી કવિતા પ્રગટાવી જતી. વૃક્ષોનું ચાંદનીસ્નાનનું દૃશ્ય અતિ કાવ્યમય ભાસતું, ત્યાં શિકારબહાદુર બંગલામાં ઘૂમતો હોય તેવું મને લાગ્યું ને તેથી મેં ખોંખારીને બૂમ પાડી: 'કોણ?'

જવાબ ન મળ્યો. આથી મેં મારા હાથમાંની ચાર સેલની બૅટરીનો પ્રકાશ ફેંક્યો. ત્યાં શિકારબહાદુર પ્રકાશમાં થંભી શિર ઝૂકાવી અદબ વાળી મારી સામે ઊભો.

'શિકારબહાદુર, કેમ મોડી રાતે?'

'હજુર, તમે અમારી મૂડી છો. તમારી ભાળ રાખવા!'

'શું નિમકહલાલ માનવી છે!' બોલી હું ખુરશીમાંથી ઊભો થઈ શયનખંડમાં જઈને પલંગ પર આડો પડ્યો. મારી જીભ પર ત્યારે હનુમાન ચાળીશાના મંત્રો હતા. મારું મન પેલા મૃતાત્મામાં ભરાયું. એની શા કાજે આવી વલે આ બંગલાના નબીરાએ કરી હશે? અતૃપ્ત આત્મા, કોનો?

હું આ બધું વિચારતો મારી પથારીમાં પાંસળાં ઘસી રહ્યો હતો. નીંદર ચાલી ગઈ હતી. મારા ચિત્તમાંથી

તેણે માથું ઝૂકાવ્યું અને આભારની લાગણી વ્યક્ત કરી.

હું બાથરૂમમાં ગયો, હાથ ધોઈને પછો આવ્યો, ત્યારે તેણે તરત જ મારી સામે મુખવાસનો તાસક ધર્યો અને તેમાંથી થોડું લેતાં મેં કહ્યું : 'શિકાર-બહાદુર, આખો બંગલો જોવો છે !'

'જી હજુર !'

તેણે તેના હાથમાં ચાવીનો ઝૂડો લીધો. તે આગળ ચાલ્યો, હું પાછળ.

નીચે એણે મને બધા ખંડો બતાવ્યા, પછી અમે ઉપર ગયા અને શયનગૃહનો ખંડ બતાવીને કહ્યું : 'હજુર ! અહીં જ પેલી હુરી...' તેણે વાતને ઊડાવી દીધી હું આખી વાત સમજી ગયો તેથી કહ્યું : 'આ જ પલંગ...'

'જી હજુર ! તે માટે જ બાગબાનસાહેબે જતાં જતાં આપને ચેતીને રહેવા માટે કહ્યું. કદી કદી તે આવી મને પજવી જાય છે. મારી છાતી પર કોઈક રાતે જાણે સામેના ડુંગરની બધી જ શિલાઓ લાવીને ખડકી હોય તેવું વજન લાગે છે. તે ભીસે મારી છાતી ભીંસાય, મારાથી પણ કદીક ચીસ પાડી દેવાય છે, એમ મારા ઘરવાળાં...મને આજે તે ભૂલ સમજાય છે.'

'સમજ્યો.'

'અને કોઈવાર આ ખંડમાં આવીને તે ઝમૂમવા લાગે છે'

'ખરેખર ?'

'ત્યારે જ બાગબાનસાહેબે તેમના કુટુંબને તેમની ત્રણ વર્ષની નોકરીમાં અહીં કદીય ન બોલાવ્યું ને ! અને તેઓ કદીય રાતે ઉપર આવતા પણ નહીં !'

'ખરે જ, કપરી છે આ જગા !' મારાથી બોલાઈ જવાયું. ત્યારે શિકારબહાદુરે નીચી નજર નાખી.

અમે બંને નીચે આવ્યા.

પછી તો હું મારા કામમાં દટાઈ ગયો જૂની ફાઈલો જોવા માંડી. આ જંગલોના વૃક્ષો, ક્યા ક્યા રક્ષિત વૃક્ષો છે તેની નામાવલિ, પ્રાણીઓ અને પંખીઓ વિશે પણ માહિતી એકઠી કરવા માંડી. શિકારી અહીં આવે છે, શેનો શિકાર કરી જાય છે, ખેડુઓ ક્યાં વૃક્ષો વગર પરવાનાએ કાપી જાય છે, અને તેમને રોકવામાં આવે છે, ત્યારે તેઓ કેવા ઝનૂની બની શકે છે; તે બધું ફાઈલોમાંથી જડવા લાગ્યું. પણ હું થાકેલો હોઉં ત્યારે મારા બંગલાની પાછળના ભાગના વરંડામાં ડેકચેર મુકાવીને બેસી રહું. નીલ ઘેરા ગગનની સામે નજર રાખીને તેને પૂછ્યા કરું. 'આવું રમ્ય સ્થળ, પણ શી ઈશ્વરી ગતિ છે ! સોનાની થાળીમાં લોઢાની રેખ ! કશુંય પૂર્ણ નહીં ?'

અને હું વિશાળ ચોગાનશા આંગણા પર દૃષ્ટિ કરતો. હીનાના છોડની બનાવેલ બેઠકો—આજે તો બિસ્માર હાલતમાં છે, મધુમાલતીના મંડપો, ટગરની કમાનો, બધુંય નિરખ્યા કરતો અને મનમાં કાયમ આ જ પ્રશ્ન પૂછતો : ' ત્યાં જ અશાંતિ ! શા કરમન કર્યાં હશે આ બંગલાના ચણાવનારે કે તેને ખડિયેર હાલતમાં જીવવું ? અહીંની એક વ્યક્તિની લોહીનસ્મે આ આખી ઈમારતને શાપિત બનાવી ? એક નમણી નારીના આત્માએ અહીં વાસ કરી...મને આ ઈમારતના પ્રત્યે હવે તો મમત્વ પણ પ્રગટયું હતું.

અને આંતરે આંતરે શિકારબહાદુર મને અતિ નમ્ર બનીને, વિવેકથી તે જ પૂરાણી વાત કરતો. શિકાર-બહાદુરે નીચેના જ ખંડમાં મારો પલંગ બિછાવવો શરૂ કર્યો હતો, તેની સામે મેં કશીય સૂગ ન બતાવી. અમારું કામકાજ સારી રીતે ગોઠવાયું હતું, પણ આ ભવ્ય ઈમારત આંસું સારતી હોય તેવું લાગ્યું. શો ઉપાય ? મને મારા નાનપણના દિવસો યાદ આવ્યા. મારા દાદાએ મને ગાયત્રીનો મંત્ર મોંએ કંઠસ્થ કરાવ્યો હતો, તેનામાં અનેક શક્તિઓ છે, એમ સમજાવ્યું હતું અને મોસાળમાં ગયેલો ત્યારે મામાએ ગાડું જોડી તેમાં બેસાડીને મને હનુમાનના સાળંગપુરની જાત્રા કરાવેલી. ત્યાંના મહારાજને ભૂતપ્રેતને મંત્રબળે નસાડી દેતા તે પણ મને આજે યાદ આવ્યું. સાથે સાથે ત્યારે જ મને લત લાગેલી કે ભૂતપ્રેતની સામે

થવા માટે હનુમાન-ચાળીશાનો મંત્ર પણ ખપમાં લાગે તેથી તે મંત્ર પણ કંઠાગ્રે કરેલો.

હમણાં હમણાં ગાયત્રી મંત્રો અને હનુમાનચાળીશાનો જાપ શરૂ કર્યો હતો. આ બંને મંત્રોની કસોટીની તક હજુ સુધીમાં મને એક પણ મળી ન હતી. મને આથી મનમાં થયું કે આ બધા મંત્રોમાં પણ શી તાકાત છે. તે પારખવાની પણ આખરી તક મળી છે! જો હુરીના પ્રેતાત્માની મુક્તિ થશે તો તેમાં ત્રિવિધ મુક્તિ છે. ભવ્ય આલીશાન આ ઈમારતની મુક્તિ, મારા કુટુંબની અને મારી પણ...

અને આથી મેં મંત્રના જાપને શરૂ કર્યા પછી પંદરેક દિવસે શિકારબહાદુરને કહ્યું : 'શિકારબહાદુર, ગુગળ મગાવજે. અને ઉપરના બધા ખંડો સાફસૂફ...કદાચ હું ઉપર સૂવાનું...'

'જી હજુર, જેવી આપની મરજી!' તે માત્ર આટલું જ બોલ્યો, અને આખા દિવસમાં બે ત્રણ વખત લાંબો વાંસડો લઈ તેના છેડે સાવરણો બાંધીને ઉપર જઈ જાળાં પાડવાં લાગ્યો. તેમાં ક્યારેક ક્યારેક તે મધુર કંઠે ગીતપંક્તિઓ લલકારતો, અને વચ્ચે વચ્ચે દોહરા :

બાઈ! અમને બાની વઢી, નદીએ ભરતાં નીર,
એક વચનને કારણે, શોષાણાં શરીર.

શો કંઠ? કરુણરસનો પટ દીધેલ. હું નીચે બેઠો બેઠો આગળની વાતનું સ્મરણ કરવા લાગ્યો, ત્યાં તેણે બીજો દોહો ઉપાડ્યો:

ઘર પર ભરિયલ ક્રો ગગનાસર બાંધલ ગળે,
પવને નવ પેખેલ, માડલ જળ આહેલ નહિ.

મને તો શિકારબહાદુરના આ સર્વ દોહાઓ પણ અતિ રહસ્યમય, મર્માળા અને ઊંડાણવાળા ભાસ્યા.

તેણે કામ પૂરું કર્યું. તે રાત રમ્ય, મનોહર અને જ્યોત્સનાદીપી હતી. હું હાથમાં રુદ્રાક્ષની માળા લઈને બંગલાના પોર્ચ-પ્રવેશદ્વાર આગળના ભાગમાં આરામખુરશી નાખીને બેઠો. મેં શિકારબહાદુરને બૂમ પાડી. તે તેજ અદાએ માથું ઝૂકાવી મારી સામે આવી ઊભો. 'જો શિકારબહાદુર, નીચેના બધા ખંડો વગેરે બધું બંધ...'

'બરાબર, હજુર!'

'તો તું તારી ઓરડીએ...'

'જી હજુર, આપ તો નીચે...'

'આજે જ. આવતી કાલથી ઉપર...'

'બરાબર હજુર. પણ જોખમ!'

'શિકારબહાદુર, શિકારમાં કાંઈ ઓછું જોખમ છે?'

'બરાબર હજુર, પણ એ તો મનની મોજ માટે ને!'

'તો ઉપર હું સૂવા જાઉં છું તે પણ મનની મોજ માટે. જાતની પરીક્ષા કરવા માટે.'

'બરાબર હજુર!' તેણે શિર ઝૂકાવ્યું અને નમીને તે ચાલ્યો ગયો.

હું ચંદ્રની સામે મીટ માંડીને બેઠો હતો. સમય સારો થયો. મને ચાંદનીનીતરતી રાત મીઠી લાગી. તેની હળવી ઠંડી કવિતા પ્રગટાવી જતી. વૃક્ષોનું ચાંદની-સ્નાનનું દૃશ્ય અતિ કાવ્યમય ભાસતું, ત્યાં શિકારબહાદુર બંગલામાં ઘૂમતો હોય તેવું મને લાગ્યું ને તેથી મેં ખોંખારીને બૂમ પાડી: 'કોણ?'

જવાબ ન મળ્યો. આથી મેં મારા હાથમાંની ચાર સેલની બૅટરીનો પ્રકાશ ફેંક્યો. ત્યાં શિકારબહાદુર પ્રકાશમાં થંભી શિર ઝૂકાવી અદબ વાળી મારી સામે ઊભો.

'શિકારબહાદુર, કેમ મોડી રાતે?'

'હજુર, તમે અમારી મૂડી છો. તમારી ભાળ રાખવા!'

'શું નિમકહલાલ માનવી છે!' બોલી હું ખુરશીમાંથી ઊભો થઈ શયનખંડમાં જઈને પલંગ પર આડો પડ્યો. મારી જીભ પર ત્યારે હનુમાન ચાળીશાના મંત્રો હતા. મારું મન પેલા મૃતાત્મામાં ભરાયું. એની શા કાજે આવી વલે આ બંગલાના નબીરાએ કરી હશે? અતૃપ્ત આત્મા, કોનો?

હું આ બધું વિચારતો મારી પથારીમાં પાસાં ઘસી રહ્યો હતો. નીંદર ચાલી ગઈ હતી. મારા ચિત્તમાંથી

તેણે માથું ઝૂકાવ્યું અને આભારની લાગણી વ્યક્ત કરી.

હું બાથરૂમમાં ગયો, હાથ ધોઈને પછો આવ્યો, ત્યારે તેણે તરત જ મારી સામે મુખવાસની તાસક ધરી અને તેમાથી થોડુ લેતાં મેં કહ્યું : 'શિકાર-બહાદુર, આખો બંગલો જોયો છે!'

'જી હજુર!'

તેણે તેના હાથમાં ચાવીનો ઝૂડો લીધો. તે આગળ ચાલ્યો, હુ પાછળ.

નીચે એણે મને બધા ખંડો બતાવ્યા, પછી અમે ઉપર ગયા અને શયનગૃહનો ખંડ બતાવીને કહ્યું : 'હજુર! અહીં જ પેલી હુરી...' તેણે વાતને ઊડાવી દીધી હું આખી વાત સમજી ગયો તેથી કહ્યું : 'આ જ પલંગ...'

'જી હજુર! તે માટે જ બાગબાનસાહેબે જતાં જતાં આપને ચેતીને રહેવા માટે કહ્યું. કદી કદી તે આવી મને પજવી જાય છે. મારી છાતી પર કોઈક રાતે જાણે સામેના ડુંગરની બધી જ શૈલ્યાઓ લાવીને ખડકી હોય તેવું વજન લાગે છે. તે ભીંસે મારી છાતી ભીંસાય, મારાથી પણ કદીક ચીસ પાડી દેવાય છે, એમ મારા ઘરવાળાં...મને આજે તે ભૂલ સમજાય છે.'

'સમજ્યો'

'અને કોઈવાર આ ખંડમાં આવીને તે ઝૂમવા લાગે છે'

'ખરેખર?'

'ત્યારે જ બાગબાનસાહેબે તેમના કુટુંબને તેમની ત્રણ વર્ષની નોકરીમાં અહીં કદીય ન બોલાવ્યું ને! અને તેઓ કદીય રાતે ઉપર આવતા પણ નહીં!'

'ખરે જ. કપરી છે આ જગા!' મારાથી બોલાઈ જવાયું. ત્યારે શિકારબહાદુરે નીચી નજર નાખી.

અમે બને નીચે આવ્યા.

પછી તો હું મારા કામમાં દટાઈ ગયો. જૂની ફાઈલો જોવા માંડી. આ જંગલોના વૃક્ષો, કયા કયા રક્ષિત વૃક્ષો છે તેની નામાવલિ, પ્રાણીઓ અને પંખીઓ વિશે પણ માહિતી એકઠી કરવા માંડી. શિકારી અહીં આવે છે, શેનો શિકાર કરી જાય છે, ખેડુઓ ક્યાં વૃક્ષો વગર પરવાનાએ કાપી જાય છે, અને તેમને રોકવામાં આવે છે, ત્યારે તેઓ કેવા ઝનૂની બની શકે છે, તે બધુ ફાઈલોમાથી જડવા લાગ્યું. પણ હું થાકેલો હોઉં ત્યારે મારા બંગલાની પાછળના ભાગના વરંડામાં ડેકચેર મુકાવીને બેસી રહું. નીલ ઘેરા ગગનની સામે નજર રાખીને તેને પૂછ્યા કરું. 'આવું રમ્ય સ્થળ, પણ શી ઈશ્વરી ગતિ છે! સોનાની થાળીમાં લોઢાની રેખ! કશુય પૂર્ણ નહીં?'

અને હું વિશાળ ચોગાનશા આગણા પર દૃષ્ટિ કરતો. હીનાના છોડની બનાવેલ બેઠકો—આજે તો બિસ્માર હાલતમાં છે, મધુમાલતીના મંડપો, ટગરની કમાનો; બધુંય નિરખ્યા કરતો અને મનમાં કાયમ આ જ પ્રશ્ન પૂછતો.' ત્યાં જ અશાન્તિ! શા કરમત કર્યાં હશે આ બંગલાના ચણાવનારે કે તેને ખંડિયેર હાલતમા જીવવું? અહીંની એક વ્યક્તિની લોહીતરસે આ આખી ઈમારતને શાપિત બનાવી? એક નમણી નારીના આત્માએ અહીં વાસ કરી ..મને આ ઈમારતના પ્રત્યે હવે તો મમત્વ પણ પ્રગટ્યું હતું.

અને આતરે આંતરે શિકારબહાદુર મને અતિ નમ્ર બનીને, વિવેકથી તે જ પૂરાણી વાત કરતો. શિકારબહાદુરે નીચેના જ ખંડમાં મારો પલંગ બિછાવવો શરૂ કર્યો હતો, તેની સામે મેં કશીય સૂગ ન બતાવી. અમારું કામકાજ સારી રીતે ગોઠવાયું હતું, પણ આ ભવ્ય ઈમારત આંસું સારતી હોય તેવું લાગ્યું. શો ઉપાય? મને મારા નાનપણના દિવસો યાદ આવ્યા. મારા દાદાએ મને ગાયત્રીનો મંત્ર મોએ ઈર્દ્‌ઘ્રે કરાવ્યો હતો, તેનામા અનેક શક્તિઓ છે, એમ સમજાવ્યુ હતુ અને મોસાળમાં ગયેલો ત્યારે મામાએ ગાડું જોડી તેમાં બેસાડીને મને હનુમાનના સાળંગપુરની જાત્રા કરાવેલી. ત્યાંના મહારાજે ભૂતપ્રેતને મંત્રબળે નસાડી દેતા તે પણ મને આજે યાદ આવ્યું. સાથે સાથે ત્યારે જ-મને લત લાગેલી કે ભૂતપ્રેતની સામે



થવા માટે હનુમાન-ચાળીશાનો મંત્ર પણ ખપમાં લાગે તેથી તે મંત્ર પણ જીહ્વાગ્રે કરેલો.

હમણાં હમણાં ગાયત્રી મંત્રો અને હનુમાનચાળીશાનો જાપ શરૂ કર્યો હતો. આ બંને મંત્રોની કસોટીની તક હજુ સુધીમાં મને એક પણ મળી ન હતી. મને આથી મનમાં થયું કે આ બધા મંત્રોમાં પણ શી તાકાત છે, તે પારખવાની પણ આખરી તક મળી છે ! જો હુરીના પ્રેતાત્માની મુક્તિ થશે તો તેમાં ત્રિવિધ મુક્તિ છે. ભવ્ય આલીશાન આ ઈમારતની મુક્તિ, મારા કુટુંબની અને મારી પણ...

અને આથી મેં મંત્રના જાપને શરૂ કર્યા પછી પંદરેક દિવસે શિકારબહાદુરને કહ્યું : 'શિકારબહાદુર, ગુગળ મગાવજે. અને ઉપરના બધા ખંડો સાફસૂફ...કદાચ હું ઉપર સૂવાનું...'

'જી હજુર, જેવી આપની મરજી !' તે માત્ર આટલું જ બોલ્યો, અને આખા દિવસમાં એ ત્રણ વખત લાંબો વાંસડો લઈ તેના છેડે સાવરણો બાંધીને ઉપર જઈ જાળાં પાડવા લાગ્યો. તેમાં ક્યારેક ક્યારેક તે મધુર કંઠે ગીતપંક્તિઓ લલકારતો, અને વચ્ચે વચ્ચે દોહરા :

> બાઈ ! અમને બાની વઢી, નદીએ ભરતાં નીર,
> એક વચનને કારણે, શોષાણાં શરીર.

શો કહું ? કરુણરસનો પટ દીધેલ. હું નીચે બેઠો બેઠો આગળની વાતનું સ્મરણ કરવા લાગ્યો, ત્યાં તેણે બીજો દોહો ઉપાડ્યો:

> ઘર પર ભરિયલ ઘો, ગગનાસર બાંધલ ગળે,
> પવને નવ પેખેશ, માછલ જળ સાહેલ નહિ.

મને તો શિકારબહાદુરના આ સર્વ દોહાઓ પણ અતિ રહસ્યમય, મર્માળા અને ઊંડાણવાળા ભાસ્યા.

તેણે કામ પૂરું કર્યું. તે રાત રમ્ય, મનોહર અને જ્યોત્સનાલીંપી હતી. હું હાથમાં રુદ્રાક્ષની માળા લઈને બંગલાના પોર્ચ-પ્રવેશદ્વાર આગળના ભાગમાં આરામખુરશી નાખીને બેઠો. મેં શિકારબહાદુરને બૂમ પાડી. તે તેજ અદાએ માથું ઝૂકાવી મારી સામે આવી ઊભો. 'જો શિકારબહાદુર, નીચેના બધા ખંડો વગેરે બધું બંધ...'

'બરાબર, હજુર !'

'તો તું તારી ઓરડીએ...'

'જી હજુર, આપ તો નીચે...'

'આજે જ. આવતી કાલથી ઉપર..

'બરાબર હજુર. પણ જોખમ !'

'શિકારબહાદુર, શિકારમાં કાંઈ ઓછું જોખમ છે ?'

'બરાબર હજુર, પણ એ તો મનની મોજ માટે ને !'

'તો ઉપર હું સૂવા જાઉં છું તે પણ મનની મોજ માટે. જાતની પરીક્ષા કરવા માટે.'

'બરાબર હજુર !' તેણે શિર ઝૂકાવ્યું અને નમીને તે ચાલ્યો ગયો.

હું ચંદ્રની સામે મીટ માંડીને બેઠો હતો. સમય સારો થયો. મને ચાંદનીનીતરતી શાંત મીઠી લાગી. તેની હળવી ઠંડી કવિતા પ્રગટાવી જતી. વૃક્ષોનું ચાંદની-સ્નાનનું દૃશ્ય અતિ કાવ્યમય ભાસતું, ત્યાં શિકારબહાદુર બંગલામાં ઘૂમતો હોય તેવું મને લાગ્યું ને તેથી મેં ખોંખારીને બૂમ પાડી : 'કોણ ?'

જવાબ ન મળ્યો. આથી મેં મારા હાથમાંની ચાર સેલની બેટરીનો પ્રકાશ ફેંક્યો. ત્યાં શિકારબહાદુર પ્રકાશમાં થંભી શિર ઝૂકાવી અદબ વાળી મારી સામે ઊભો.

'શિકારબહાદુર, કેમ મોડી રાતે ?'

'હજુર, તમે અમારી મૂડી છો. તમારી ભાળ રાખવા !'

'શું નિમકહલાલ માનવી છે !' બોલી હું ખુરશીમાંથી ઊભો થઈ શયનખંડમાં જઈને પલંગ પર આડો પડ્યો. મારી જીભ પર ત્યારે હનુમાન ચાળીશાના મંત્રો હતા. મારું મન પેલા મૃતાત્મામાં ભરાયું. એની શા કાજે આવી વલે આ બંગલાના નબીરાએ કરી હશે ? અતૃપ્ત આત્મા, કોનો ?

હું આ બધું વિચારતો મારી પથારીમાં પાસાં ઘસી રહ્યો હતો. નીંદર ચાલી ગઈ હતી. મારા ચિત્તમાંથી



સુહામણી નારીની અવદશા થઈ તેનું દુઃખ જરાય ખસતુ ન હતું ઉલટાનું તે વધુ ને વધુ ઘેરો રંગ પકડતું હતું. ત્યાં મારા કાન પર કોઈના નૂપુરની ઝણ્યનો નાદ આવ્યો. હું જરાક વધુ સ્વસ્થ બન્યો. સુહામણી નારીની સ્મૃતિઓ આપોઆપ અદશ્ય થઈ. હું મારા પલંગમાંથી બેઠો થયો. પેલો અવાજ ક્યાંથી આવે છે તે પામવા, તેની સાથે અનુસંધાન મેળવવા મેં જાગૃત પ્રયત્ન કર્યો, તો મને સમજાયું કે ઉપરના માળ પરથી જ અવાજ આવે છે. મેં હનુમાન ચાળીશાના મંત્રો શરૂ કર્યા. થોડો થડકાર હૈયે શરૂ થયો, વધ્યો અને મનમાં થયું: 'શું પેલી કોઢીલી નાર...નાર તો શું ? પણ તેનો પ્રેતાત્મા...!' એટલું બોલતાં જરાક પરસેવો શરીરે બાઝી ગયો. પણ ગાયત્રીનો મંત્ર બોલી હું અડવા પગે હાથમાં બૅટરી લઈને દાદર ચડવા ગયો. ત્યાં તો તે અવાજે પરિવર્તન લીધું અને જાણે કોઈ નાચવા ન મંડ્યું હોય ! સાથે જાણે ઢોલનો નાદ ન આવતો હોય !

મેં મનને મજબૂત બનાવ્યું. બિલ્લીપગે હું દાદર ચડ્યો, બારી વાટે મેં આકાશમાંના રમમાણ ચંદ્રને જોયો. તેનું તેજ બારીવાટે બંગલાના અંદરના ભાગમા ડોકિયાં કરી રહ્યું હતું. મેં મારી જાતને તે ચંદ્રના તેજમાં સહેજ સરખીયે ઝળકવા ન દીધી, અને હું ઉપર પહોંચ્યો. પેલો ધ્વનિ અવિરતપણે ચાલુ જ હતો.

હું ઉપર ગયો. તો દાદરના છેડે મેં જોડા જોયા. તે જોડા જ છે તેવી ખાત્રી કરવા મેં નમીને હાથથી સ્પર્શ કર્યો અને હથિયાર તરીકે કદાચ ખપમાં લાગે તેમ માની મેં હાથમાં લીધા. ત્યાં આવી કાન માંડ્યા, તો મારા શયનખંડ ઉપરના ખંડમાંથી અવાજ આવતો લાગ્યો, તે ખંડના બારણા આગળ હું ચૂપકીથી ગયો. ચંદ્ર એ ખંડને ચાંદનીએ લીંપતો હતો અને એ ચંદ્રમાં મેં શું જોયું ?- નૃત્ય......નમણી સોહામણી કોઢીલી કોઈ નારનું નહીં, ને તેથી મેં મારી ટોર્ચનો પ્રકાશ તેના પર ફેંક્યો ને તેને પડકાર ફેંક્યો.

'કોણ ? શિકારબહાદુર ? પગે ઝાંઝર બાંધી તું નાચે છે ? થંભી જા. નહીં તો મારા મંત્રના પ્રતાપે તને ત્યાં ને ત્યાં જડી દઉં છું.'

નાચનાર થંભી ગયો. મેં ડોળા ફાડીને થોડીવાર તેની સામે કરડી નજરે જોયા કર્યું. પછી પ્રશ્ન કર્યો: 'શિકારબહાદુર, તું નાચે છે કે પેલી હુરી ? શાના કાજે આ બધો નાટારંભ ? જૂઠું બોલ્યો તો મારા મંત્રના પ્રતાપે તને અહીં જ પથ્થરની મૂર્તિ બનાવી જડી દઈશ. તારાથી એક તસુ પણ નહીં ચસકાય !' બોલી મેં જોરથી શિકારબહાદુર સાંભળે તેમ હનુમાન-ચાળીશા પઢવા માંડ્યા. તે સાંભળી શિકારબહાદુર કરગરી પડ્યો: 'જી હજુર, તમે બચાવો. ઉગારો ! તમે જ તારણહાર છો ! આપના એ મંત્રો બંધ કરો. હું સાચું જ કહી દઈશ !'

'નીચે ચાલ !'

પાળેલું ગલુડિયું પૂંછડી પટપટાવતું ચાલે તેમ શિકારબહાદુર મારી આગળ થયો અને મારા શયનખંડમાં આવી ઊભો. હું શિકારબહાદુરના પરાક્રમનો ઈશારો પામી ગયો હતો. હું પલંગ પર બેઠો. શિકારબહાદુર ધ્રૂજતો હતો, જાણે તેના શરીરમાં કોઈ પ્રેતે પ્રવેશ ન કર્યો હોય ! તેણે હાથ જોડ્યા, નજર ભોંય પર નાખી અને બોલ્યો: 'સાહેબબહાદુર, જે કુછ મેં આપને કહ્યું, તે બધું જ જૂઠું છે !'

'જૂઠું !'

'જી, હજુર ! અમલદારોના કુટુંબની ચાકરી ન કરવી પડે માટે આ વાર્તા મેં જ સરજી હતી, જી હજુર, નાચીઝ ચાકરને કાં તો તમે મારો કાં તો ઉગારો. આપ રહમદીલ છો.'

'હું ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો: 'શિકારબહાદુર, મિ. બાગબાનની પ્રાર્થનાઓ પ્રભુએ સાંભળી તારી મુક્તિ કરાવી !'

તે નત મસ્તક હાથ જોડી આંખો મીંચીને મારી સામે લાચાર બનીને ઊભો રહ્યો.







પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# પ્રકૃતિની સુધરાઈ સમું ગીધ

કુદરતમાં દરેકનો કંઈક ને કંઈક ઉપયોગ હોય છે. પ્રકૃતિની સુધરાઈ તરીકે ગીધ કુટુંબનો પરિચય આપણને જાણીતા પક્ષીવિશારદ અહીં તેમની અભ્યાસુ કલમથી આપે છે......

કુદરતે પ્રકૃતિમાં જે સૃષ્ટિ રચી છે તેનો કાંઈ ને કાંઈ ઉપયોગ છે. અને પંખીસૃષ્ટિમાં ગીધ કુટુંબને માનવસેવા માટે ખાસ પેદા કર્યું હોય એમ જણાય છે. સામાન્ય રીતે ગીધ કુટુંબનો આહાર મરેલાં ઢોરનું માંસ અને ગામડાં આસપાસ થતી ગંદકીને ખાવાનું છે. એ રીતે જંગલ અને સીમ ઉપરાંત ગામડાંની હવા ચોખ્ખી રાખવા માટે તેઓ સદા તત્પર રહે છે.

ગીધ કુટુંબ સવારના બહુ વહેલું પોતાનો રાતનો બશીરો છોડી ઊડતું નથી. એ તો સૂર્યનારાયણ બરાબર તપવા લાગે પછી જ પોતાના ઊંચા અડ્ડા ઉપરથી પડતું મૂકી હવામાં પોતાની પાંખો ધમીને સરવા લાગે છે. અને સામે પવને ઊડી ગોળ મંડળમાં અથવા તો વળવાળા ગેડા મારી ગગનમાં ઘૂમવા લાગે છે. ગીધ કુટુંબ હવાના પ્રવાહનો પોતાને ઊંચે લઈ જવા માટે ઘણો ઉપયોગ કરે છે. તેમાં નીચેના ગરમ પ્રવાહ પકડીને તે ઊંચે જાય છે તેમાં કોઈ વખત ઉપરના પ્રવાહમાં સપડાઈ જાય તો નીચે આવી જાય છે. અમુક ઊંચાઈએ ચડયા પછી તેઓને પોતાની પાંખો વારે વારે ધમવી પડતી નથી. પણ સુંદર રીતે ગગનમાં ગેડા મારે છે. કેટલીક વખત તો ગીધ એટલી બધી ઊંચાઈએ ચડે છે કે નરી આંખે માત્ર કાળાં તલકાં દેખાય. આટલી ઊંચાઈએથી તેઓ પૃથ્વી ઉપર ફેંકેલા ઢોરના મુડદાને બરાબર જોઈ એટલી ઊંચાઈએથી સડેડાટ કરતાં નીચે આવવા લાગે છે અને જોતજોતામાં તો જે ઠેકાણે એકે પંખી દેખાતું ન હતું ત્યાં ગીધડાંની મોટી જમાત ભેગી થઈ જાય છે. અને મરેલું ઢોર કોહવાય તે પહેલાં તેનાં માંસને પોતાની મજબૂત અને છેડે જરા વળેલી ચાંચથી તોડી તોડીને પેટમાં નાખવા લાગે છે. ગીધ અકરાંતીયું છે એ તો સૌ જાણે છે. એટલે દરેક ગીધ વધારે ને વધારે કેમ ખાઈ લેવું તેની જ તજવીજમાં રહે છે. આ મંડળમાં જે ગીધ પેટમાંથી આંતરડાંવાળો મોટો કટકો લઈ બહાર મોં કાઢે કે બીજો તેની પાસેથી પડાવી લેવા ખેંચતાણ કરે છે. અને તે વખતે ખીખીઆટા કરે છે. આ રીતે બહુ જ થોડા વખતમાં મોટા ઢોરને તેના હાડપીંજર સિવાયની તમામ વસ્તુઓ ખાઈ જઈ ને હવા બગડતી અટકાવે છે. આમાં તેઓ હડ્ડીનો પણ સમાવેશ કરે છે. પછી પોતાનું પેટ ભરીને જ્યારે તેઓ ઊડવા માટે તજવીજ કરે છે ત્યારે તે જ્યાં બેઠું હોય ત્યાંથી સીધું ઊડી શકતું નથી પણ પાંખો ધમીને થોડું દોડવું પડે છે. આ રીતે દોડી પાંખમાં હવા ભરાય એટલે તેઓ જમીનથી અદ્ધર ઊંચકાઈ જાય છે. જે ગીધે ખૂબ ખાઈ લીધું હોય તે તો લાંબા વખત સુધી તે જગ્યાએથી ઊડી પણ શકતું નથી અને કદાચ રાતવાસો પણ તે જ સ્થળે કરતાં જોવામાં આવ્યાં છે અને બીજાં પણ નજીકના વૃક્ષ કે ઊંચી જગ્યાએ જ જઈને બેસે છે. ગીધ કુટુંબ માંસાહારી ખરું પણ પોતાની મેળે શિકાર કરી તે માંસ ભક્ષણ કરતું નથી પણ મુડદાલ ઢોરનું માંસ ખાઈ મોટી માનવસેવા કરે છે. કારણ કે કેટલાંક રોગીષ્ટ ઢોરને માણસો ઉપયોગમાં લેતા નથી અથવા તો તેનું ચામડું પણ ઉપયોગમાં આવતું નથી. એવાં ઢોરને હવાનો બગાડ થાય તે પહેલાં ગીધ વગેસગે કરી નાખે છે. જે કામ તેઓ મનુષ્ય કરતાં પણ વધારે ઝડપથી કરતાં હોય તો નવાઈ નહિ. આ ગીધ કુટુંબના કેટલાં સભ્યો આપણે ત્યાં જણાય છે અને તેનો આહાર કેવો છે, તે કયાંથી આવે છે વગેરે જોઈએ.

### રાજગીધ

રાજગીધનું કદ અને પીછાન ઘણા થોડાને નહિ હોય. એનું કદ પુંછડીવિહોણા મોરને મળતું આવે છે. તેનો રંગ કાળો અને ધોળો હોય છે પણ માથું અને પગ રાતા રંગના હોય છે. આ પાકેલા ટમેટા જેવા માથા



ઉપર પીંછાં હોતાં નથી. વળી તેને બંને બાજુના ગાલ ઉપર લટકતાં રાતા રંગના લોળીયા રહે છે. તેની મજબૂત અને વળેલી ચાંચનો રંગ કાળો હોય છે આંખોનો રંગ રતાશપડતો પણ દૂરથી તે સફેદ જણાય છે. તેની છાતી ઉપર કાળો અને ધોળો પટ્ટો રહે છે પેટાળ કાળું હોય છે. ગગનમાં ગેડા મારતું હોય ત્યારે તેના કાળા રંગમાં સફેદ ડાઘા બંને બાજુ વરતાય છે. આ તેને ઓળખવાની ખાસ નિશાની છે. પાંખો ઝાંખા કથ્થાઈ રંગની રહે છે. રાજગીધ તેના બીજાં કુટુમ્બી માફક મોટા ટોળામાં ભેળાં થતાં નથી.

રાજગીધનો સ્વભાવ એકાકી કે જોડીમાં સાથે રહેવાનો છે. ગીધ કુટુંબ તેની નજર માટે ખૂબ જ પ્રખ્યાત છે. ગગનમાં ઊંચે ઊડતાં પણ તેઓ મરેલા ઢોરને બરાબર પીછાની જઈ ઊતરવા લાગે છે પણ ખાસીયતે કંઈક બીકણ કહેવાય. જ્યારે બચ્ચાંઉછેરની મોસમમાં નર માદા ગગનમાં ગેડા મારતાં એકબીજાની પાછળ પડે છે. એમ કરતાં નર માદાને ઊંચેથી નીચે લઈ આવે છે. અને વળી પાછાં અદ્ધર ચડી જાય છે જે વખતે તેઓ ખૂબ પાંખ ધમે છે. વળી ઊંચે ગયા પછી ફરી પાછી એની એ જ રમત શરૂ કરે છે. સાભળવા પ્રમાણે તેઓ હવામાં ઊડતાં ઊડતાં પાખરે છે. મેં તેઓને તેમ કરતાં કોઈ વખત જોયું નથી. પણ પોતાના માળા પાસે વૃક્ષ ઉપર પાખરતાં જોયાં છે. જે વખતે તેઓ જોરથી ખીખીય કરે છે. આ ગીધ રાતના બશીરા માટે વૃક્ષ જ પસંદ કરે છે. અને તડકો ચડવા સાથે ગગનમાં ચડવા લાગે છે. ગીધ સડેડાટ કરતા ખાજ ઉપર ઊતરે છે ત્યારે પોતાની ગતિ રોકવા પગને આગળ લઈ આવી પૂંછડી પહોળી કરી પોતાના દેહને જરા ઊભો કરી પાંખો ધમીને ઊતરે છે. જો આ પ્રમાણે સાવચેતીપૂર્વક ન ઊતરે તો જમીન સાથે ટકરાઈ જવા સંભવ ખરો. પણ જમીન ઉપર ઊતરતાં ધબકારો તો થાય છે જ. રાજગીધ પોતાના નામ પ્રમાણે તેનાં બીજાં કુટુંબીઓ કરતાં કંઈક ગૌરવવાળું જણાય છે. વળી ઊડવામા પણ ચપળ છે. કારણ કે તેની પાંખો વધારે અણીવાળી હોય છે આથી દેહ પણ વધારે સુડોળ જણાય છે. અને જોવામાં મેલુ જણાતું નથી, જ્યારે આહાર તો મરેલાં ઢોરનું કે પ્રાણીનું માંસ જ છે બનતાં સુધી જીવતાં પ્રાણીને ફાડી ખાવા તેની હિંમત નથી. પણ ભૂખ કે બચ્ચાંનું પેટ ભરવા કયારેક તદ્દન મરવાને આરે બેઠેલા મીમમાં પડી રહેલા ઘેટાને ફાડતા દેખાયા છે. પણ તેના પાછળના ભાગ તરફથી ખાતાં હોય છે. ધર્મકુમારસિંહજીસાહેબ પોતાનો અનુભવ ટાંકતાં જણાવે છે કે એક વખત દરિયાકાંઠે પોતે પંખી નિરીક્ષણ કરી રહ્યા હતા. એવામાં એક ભેરીએ આવી એક પંખીને ચોટ મારી પકડી લીધું. પણ તે લઈ જાય તે પહેલાં એક બ્રાહ્મણી સમડી તેનો શિકાર પડાવી લેવા પાછળ પડી. આમ તો ભેરી પોતાનો પકડેલો શિકાર છોડતી નથી પણ આ ભેરીએ તેને છોડી દીધો તે નીચે પડી તરફડવા લાગ્યો અને પેલી શંકર સમડી તેનો કબજો લે તે પહેલા દબાવી પેલા પંખીને ચાંચ મારી ફાડી નાખ્યું. પોતાની પાસે ૨૨ બોરની બંદૂક પડી હતી હતી તેનાથી અવાજ કર્યો અને તે ગીધને કોઈકે મારેલો શિકાર ખાવા ન આપ્યો. ત્યાં જઈને જોયું તો તે પંખી 'લીલા પગ' એટલે અંગ્રેજીમા જેને 'ગ્રીન શેન્ક' કહે છે તે હતુ. ગીધની આવા પ્રકારની ખાસીયત જોઈ પોતાને બહુ આશ્ચર્ય થયું અને વિચાર્યું કે કાં તો તે બહુ ભૂખ્યું હશે અથવા તો બચ્ચાને ખવડાવવા માટે આટલી ઉતાવળ કરી હશે.

રાજગીધની વસ્તી આખા ભારતવર્ષમા છે એટલે સૌરાષ્ટ્ર, ગુજરાત કે કચ્છ તેનાથી વંચિત નથી.

આ ગીધની બચ્ચાં ઉછેરવાની મોસમ ડિસેમ્બરથી મે માસ સુધીમાં હોય છે પણ તેના માળા ખાસ તો ફેબ્રુઆરીથી એપ્રિલ માસમાં દેખાય છે. તેના માળા ઊંચા વૃક્ષ ઉપર હોય છે અને નીચી કંટાળી કે નાના બાવળના વૃક્ષ ઉપર પણ જોવા મળે છે. આ માળા જાણે વૃક્ષને છાપરું માળી લીધું હોય એવા દેખાય છે આ માળા જાડાં સાઠીકડા પોતાના પગમાં લઈ આવી બનાવેલા હોય છે અને તેમાં એક જ જાડા



કોટલાનું ઈંડું મૂકે છે અને તેને લગભગ દોઢ માસ સુધી સેવે છે. પછી તેમાંથી બચ્ચું નીકળે છે. આ ગીધ વસાહતમાં માળા બાંધવાનું કામ પસંદ કરતાં નથી અને એકાકી વૃક્ષની પસંદગી કરે છે.

રાજગીધનો આહાર મુડદાલ માંસનો છે. આપણામાં એક કહેવત છે કે 'આંખ તો ખેરાની. નાક તો કીડીનું અને કાન તો મોરના' એ ઉપરથી સમજી શકાય છે કે તેની નજર કેટલી-તીક્ષ્ણ હશે. આ ગીધને પોતાનાં કુટુંબી માફક ખાવા માટે પડાપડી કરવાનું ગમતું નથી. એ તો જ્યારે જગ્યા જડે ત્યારે ખાવા આવે છે. નહિ તો દૂર બેઠાં જોયા કરે છે, અથવા તો બધાંને ડરાવી અંદર ઘૂસે છે. મુડદાલ માંસ સાથે નાની નાડી હડ્ડીઓ પણ સહેલાઈથી ગળી જાય છે. ખાતાં ખાતાં તે ગીધ માફક અવાજ નથી કરતું.

અંગ્રેજીમાં રાજગીધને The king vulture કહેવાય છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Torgos calvus (Scopoli) કહેવું જોઈએ.

### ડાકુ ગીધ

રાજગીધ કરતાં જોવામાં મોટું જણાતું આ ડાકુ ગીધ તેના લાંબા માથાની પછવાડે પીંછાં નથી હોતાં એવું નથી. તેની ચાંચ ઘણી મજબૂત હોય છે. ઓડમાં અને આંખો ફરતો કાળો કથ્થાઈ રંગનો ડાઘ રહે છે. જેથી તેણે બૂરખો ધારણ કર્યો હોય એવું લાગે છે. ઉપરનો રંગ કાળો કથ્થાઈ, જાંગ કાળાશ પડતી પણ પેટાળનો રંગ કાળાથી માંડી રતાશ પડતો કથ્થાઈ થાય છે. ગીધ કુટુંબમાં નર માદામાં તફાવત આવતો નથી. ડાકુ ગીધ પોતાની ઉડાનથી તરત જ વરતાઈ આવે છે. કારણ કે તેનું કદ પણ મોટું હોય છે. પાંખોના એક છેડાથી બીજા છેડા સુધીની લંબાઈ અસાધારણ મોટી હોય છે. આથી જ્યારે પાંખો ધમે છે ત્યારે ઘણું આકર્ષક લાગે છે. તેનો વસવાટ મેદાન તેમજ ડુંગરાળ બન્ને પ્રદેશમાં છે. ઉડાનમાં તેનો કાળો બૂરખો અને ધોળા પગ ચોખ્ખા દેખાય છે. સૌરાષ્ટ્રમાં ડાકુ ગીધ બહુ ક્યારેક જ જોવાનાં આવે છે. મેં તેની એક જોડીને વિક્ટોરિયા પાર્કમાં જોઈ હતી. જેમાં કેટલાંક ગીધ એક મરેલું જનાવર ફાડી ખાતાં હતાં તેમાં તેની જોડી ઊડીને આવી કે તમામ ગીધ સમુદાય પેલા ખાજ આગળથી હટીને દૂર બેસી ગયાં. આ ગીધનો આહાર પણ બીજા ગીધ જેવો જ છે.

તેની વસ્તી યૂરોપ, ઉત્તર આફ્રિકા અને મધ્ય એશિયા અને દક્ષિણમાં ઉત્તર ભારતમાં છે. આપણે ત્યાં તેઓ શિયાળામાં આવે છે જેથી તે અહીં દુર્લભ ગણાય છે. ડાકુ ગીધને અંગ્રેજીમાં The cinereous vulture કહે છે. અને Aegypius (Lin) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### બદામી અથવા પરદેશી ગીધ

પૂંછડી વગરના મોર જેવડા કદના આ બદામી ગીધને માથે અને ગરદન ઉપર પીંછાં હોતાં નથી. પણ બારીક પુમ રહે છે. તે ઉપરાન્ત પીળો ધોળો કે રતાશપડતો ગલપટ્ટો આવે છે. પીઠનો રંગ કથ્થાઈ, છાતી રતાશપડતી અને ધોળી ગોળ લીટીઓવાળી હોય છે. આંખો કથ્થાઈ રંગની. મજબૂત અને છેડા વળેલી ચાંચનો રંગ લીલાશ પડતો પીળો, પગ રાખોડી રંગના રહે છે. નરમાદા સરખાં રહે છે. આ બદામી ગીધને આપણે નીચેથી જોઈએ તો પાંખ અને પેટાળ રંગમાં સરખાં વરતાય છે. માત્ર શાંના પરનો રંગ જુદો પડે છે. નાની ઉમ્મરના પંખીનો રંગ લગભગ સરખો બદામી માલૂમ પડે છે.

આ ગીધ જ્યાં સુધી પૃથ્વી ઉપર મરેલું ઢોર ન જુવે ત્યાં સુધી આખો વખત ગગનમાં ગેડા માર્યા કરે છે. રાતનો બશીરો તડકો ચડયા પછી જ છોડે છે. આમ તો બદામી ગીધ સામાન્ય ન કહેવાય પણ દેખાય ખરાં. આપણે ત્યાં તે સપાટ પ્રદેશમાં જણાય છે પણ તેનો મુખ્ય વસવાટ ડુંગરાળ મુલકમાં છે. ડુંગર ઉપર સાવ સીધા પથ્થર ઉપર તેનો અડ્ડો છે. વજનદાર દેહ હોવાથી તેને ઊતરતાં અને ચડતાં પાંખો ખૂબ ધમવી પડે છે અને ઊતરે છે ત્યારે ગરદન લંબાવી પૂંછડી પહોળી કરી લગભગ ઊભાં થઈ પોતાની ગતિને



'ભદ્ર'

# અપંગાદેવી

શારીરિક શ્રમ અને ઘરકામ તરફ આપણે કેટલાં બધા લાપરવાહ બની ગયાં છીએ તેનુ દૃશ્ય તો આ જ ઘેર ઘેર જોઈએ છીએ એ દૃશ્યને આ લેખમા અબાદરીતે ઝડપાયનુ દેખાય છે વાર્તા કરતાય લાંબુ પ્રસગચિત્ર કહી શકાય છતા તેનો વાચન રસ એવો જબરી પકડવાગો છે—અને એજ લેખકની સાચી સફળતા ગણુય ને ?..

'મંગુબહેન તમારી મામનાગી છે?' એટલા ઉપર મગુબહેનને ઊભેલા જોઈને દેવીબહેને પૂછ્યુ

'હા પાછળ છે લુગડા ધોતી હશે કેમ એનુ શુ કામ પડ્યુ?'

'અમારો નોકર કાલ બપોરનો ગયો છે એટને કામ વાગીને શેધુ છુ' મગુબહેનના ગ્રેમ્બાઉન્ડમા આવી દેવીબહેન બોલ્યા

'કેમ ગયો? કાંઈ કહીને નથી ગયો?

'ના દર વખતે તો કહીને જાય છે પણ આ વખતે તો કાંઈ જ બોલ્યો નથી "મારા ભાઈને મળીને આવુ છુ" એટલુ કહીને ગયો છે'

'કાલ બપોરનો ગયો તે હજી આવ્યો નથી?'

'ના જુઓને બહેન? એ લોકોને કાંઈ વિચાર પણ આવે છે? કાન સાજના વાસણ હજી એમ ને એમ પડી રહ્યા છે અને અત્યારના વળી જુદા'

'સવારે શામા રાધ્યુ?'

'બીજા થોડા હતા એમા રાધ્યુ ટિફીન બોકસના ડબ્બાનો પણ ઉપયોગ કર્યો એ બધા પણ એઠા પડ્યા છે એ બધા સાફ ન થાય તો સાજે રાધવુ શેમા?' દેવીબહેને મુશ્કેલીઓ રજૂ કરી

બન્ને જણા વાતો કરતા કરતા મગુબહેનના ઘરમા ગયા અને હીચકા ઉપર બેઠા

મગુબહેન એમની સામે જોઈ રહ્યા

'હુ એમ્બી તે કેટલુ કહુ?' દેવીબહેને આગળ ચલાવ્યુ 'કાને તો એની રાહ જોઈજોઈને છેવટે છેક સાજે દોરી ઉપરથી કપડાયે મે લીધા અને વાળ્યા અને ઘેડા ઉપર ગોઠવ્યા એ આવ્યા ત્યારે તો રસો ઈનુ યે કાંઈ ઠેકાણ નહોતુ બાબાને એમણે રાખ્યો ત્યારે મે રસોઈ કરી'

'શુ રાધ્યુ?' મગુબહેનના મોઢા પરના ભાવ કળવા મુશ્કેલ હતુ

'ખીચડી દૂધ લીધુ હતુ અને ડુગળી કાપી અથાણુ અને પાપડ હતા એટને ચાલ્યુ'

'અને આજે સવારે?'

'સવારે જોયુ તો ડબામા લોટ જ નહિ એટને પછી

---

પાંખો વીંઝીને રોન્તા જણાય છે આ ગીધ ગરમ હવાના પ્રવાહો પકડીને ઊચા જવામા ઘણુ નિષ્ણાત જણાય છે

ઉત્તર પશ્ચિમથી મધ્ય ભારત, કચ્છ ગુજરાત અને સૌરાષ્ટ્રમા તેની વસ્તી છે તેમા બે પેટા જાતો આવે છે જેમા એક કાયમી વસવાટવાળી અને બીજી પરદેશી છે કાયમી વસવાટ કરવાવાળી જાત સ્થાનિક મુસાફરી કરે છે

નવેમ્બરથી એપ્રિલ માસમા તેઓ બચ્ચાનો ઉછેર કરે છે આ ગીધ પોતના માળા નાની વસાહતમા બનાવવાનુ પસદ કરે છે છતા ક્યારેક એકાકી માળો જોવામા આવી જાય છે તેઓ ડુગરાની પડથાળમા માળા બાધવાનુ ખાસ પસદ કરે છે

મુડદાલ માસ ઉપરાન્ત બીજી હવા બગાડે એવી વસ્તુઓ પણ તેઓ પેટમા પધરાવે છે આથી તેની સુધરાઈ તરીકે સેવા અપાર ગણાય છે

પરદેશી અથવા બદામી ગીધને અગ્રેજીમા The fulvus અથવા Griffon Vulture કહેવાય છે અને Gyps fulvus (Hablizl) એ એનુ વિજ્ઞાનિક નામ છે

✶

એ જઈને પાંઉ લઈ આવ્યા, અને મેં સગડી ચેતાવી દાળ-ભાત કર્યાં. શાક વિના અથાણાથી ચલાવ્યું. રોજ અનાજપાણીનું ધ્યાન રામો રાખે પછી લોટ થઈ રહ્યો છે કે નહિ એની મને શું ખબર પડે? પાણી પણ એમણે ગાળ્યું ત્યારે.'

'હવે સાંજે શું કરશો?'

'એની જ મુંઝવણ છે ને? એ માટે તો કામવાળીને શોધવા નીકળી છું. બે ટંકના વાસણ અને આજનાં કપડાં હજી પડયાં છે. અને હું તો વાતો કરવા બેસી ગઈ.' ઊભાં થતાં થતાં દેવીબહેન બોલ્યાં.

એ, મંગુબહેનની કામવાળી પાસે ગયાં અને કોઈ કામ કરનાર હોય તો શોધી આપવા કહ્યું. એણે કહ્યું, 'હું તપાસ કરીશ.'

દેવીબહેન બીજાં બે ત્રણ ઘેર ગયાં પણ બધે એમને નિરાશા સાંપડી. પાછા આવતાં રસ્તામાં એક કામ કરનારી મળી. એ એના કામે જતી હતી. એને પણ એમણે પૂછ્યું, પણ એણે ના પાડી.

'તને ત્યાં શું પગાર આપે છે?' દેવીબહેને પૂછ્યું.

'એક ટંક ખાવાનું આપે છે અને દસ રૂપિયા આપે છે.'

'શું કામ કરવાનું?'

'બધું વળી. કપડાં, વાસણ, વાસીદું.'

'એમને ત્યાં તો કામ પણ બહુ પહોંચે. છોકરાં પાણીનો લોટોય ભરીને બેસે નહિ.' દેવીબહેન બોલ્યાં.

'ના. ના. એવું તો કાંઈ નહિ.'

'મારે ત્યાં તો બહુ ઓછું કામ. નોકર ન હોય તો હાથેયે કરી લઈએ. તારે મારું કામ બાંધવું છે?'

'બે ઘેર મારાથી પહોંચાય નહિ.'

'હું તને બે રૂપિયા વધુ આપીશ. મારું બાંધ.' નીચા સાદે દેવીબહેન બોલ્યાં.

'હું ઘરમાં પૂછી જોઈશ.'

'અત્યારે અવાય એમ નથી? મારે ત્યાં બે ટંકનાં વાસણ પડયાં છે. લૂગડાં તો ધોબીને આપીશ. એ નહિ ધોવાય તો ચાલશે.'

'આજ તો બહેન, મારે બહુ મોડું થઈ ગયું છે. મારે ઘેર મહેમાન હતાં એટલે મારું બાંધેલું કામ પણ હજી બાકી છે' બોલી બાઈ જલદી જલદી એના કામે ગઈ.

બીજી બે ચાર જગ્યાએ દેવીબહેને તપાસ કરી પણ કાંઈ પત્તો લાગ્યો નહિ.

એ ઘેર આવ્યાં, બાબો હજી ઊંઘતો હતો. રસોડાની ચોકડીમાં વાસણનો ઢગલો પડયો હતો એના તરફ એ ઘડીભર જોઈ રહ્યાં. નહાવાની ઓરડીમાં મેલાં લૂગડાં પડયાં હતાં. રાત્રે કરેલી પથારીઓ ઉપાડવાની બાકી હતી. ઘરમાંથી કચરો કાઢવાનો બાકી હતો. પાણિયારામાં લોટા પવાલાં અને ખુઆરાં એમ ને એમ હતાં; અને બીજી માટલીમાંનું પાણી ગાળવાનું પણ બાકી હતું.

દેવીબહેન ખુરશી ઉપર બેસી ગયાં. લમણે હાથ દીધો. રામાને મનમાં ને મનમાં ખૂબ ગાળો ભાંડી. 'મેં એને કેવી રીતે રાખ્યો અને એ આમ જતો રહ્યો! એ જે માગે તે મેં લાવી આપ્યું, અમે ખાઈએ તે એને ખવરાવીએ. અમે પીએ તે એને પીવા આપીએ. સૂવા માટે અમારે માટે ખાટલો તો એના માટે પણ ખાટલો. ધોબીને ત્યાં એનાં કપડાં પણ અસ્ત્રી થવા જાય. એના મહેમાન આવે એમને હું રાંધીને ખવરાવું, એ માંદો પડે તો દવા લાવી આપું અને તે દિવસે તો વળી દાક્તરને બોલાવી ફી પણ મેં આપી, એ આમ જતો રહ્યો...હવે કોણ જાણે ક્યારે આવશે?... આવશે તો ખરો. બીજું કોણ એને મારી માફક રાખવાનું છે? આ બધાં, નોકરોનું તેલ કાઢે છે; અને મારે ત્યાં તો સાહ્યબી. એનો વાંક હોય અને એ એને કાંઈ કહે તો હું એમને રોકું. રામાનો પક્ષ લઈને વઢું પણ ખરી. નોકર ન હોય તો શું વીતે છે એની પુરુષને શું ખબર? એમને તો બે વખત ખાવા મળે એટલે બસ. ખીચડી તો ખીચડી પણ પેટ તો ભરાયું ને? ખીચડી તો બળિયણ કહેવાય છે...રામો આવશે તો ખરો. પગાર પણ લઈ ગયો નથી. ગયા મહિનાનો

અને આ મહિનાના દસ દિવસનો બાકી છે...આવશે. ક્યાં જવાનો હતો ?...પણ ક્યારે ?'

બારણું ખખડ્યું. દેવીબહેનની વિચારમાળા અટકી. 'રામો જ આવ્યો હશે, છો આવતો. હું એને બોલાવવાની જ નથી.' એ ખુરશી પરથી ઊભાં ન થયાં.

ટપાલી ટપાલ નાખીને ચાલતો થયો.

દેવીબહેને ઊભા થઈ ટપાલ લીધી. રામાનો કાગળ હતો. 'હું મારા ગામ જાઉં છુ. હમણાં મારાથી અવાશે નહિ. તમે બીજો માણસ રાખી લેજો અને મારો પગાર મનીઑર્ડરથી મોકલી આપજો.'

રામાના પાછા આવવાની દેવીબહેનના મનમાની રહી-સહી આશા પણ ઓસરી ગઈ. એમની પાંપણે પાણી આવ્યાં.

બાબો ઊઠ્યો. આજે એને ઊંઘાડવા માટે હીંચકો નાખવાનું કામ પણ દેવીબહેનના માથે જ આવી પડ્યું હતું. સવારે એની દૂધની બાટલી તો એના પપ્પાએ ધોઈ આપી હતી એટલે બાટલી તૈયાર હતી. દેવીબહેને બાબાને ઘોડિયાની બહાર કાઢ્યો. એણે કપડું બગાડ્યું હતું. એમણે એ કપડું વગર ધોયે બહાર ફેંકી દીધું અને બાબાને સાફ કર્યો. બધું જ એમને એકલે હાથે કરવું પડ્યું.

બપોરની ચા પણ એમને જ બનાવવી પડી.

સાંજની રસોઈ શામાં કરવી એના વિચારમાં એમણે ઘરમાં ચારે બાજુ નજર ફેરવી. કોઈ ચોખ્ખાં વાસણ દેખાયાં નહિ.

કોઈએ બારણું ખખડાવ્યું આ વખતે તો દેવીબહેન ઊઠ્યાં અને બહાર ગયા. બહાર એક નોકર જેવો માણસ ઊભો હતો.

'બહેન તમારે નોકર જોઈએ છે ?' એણે પૂછ્યું.

દેવીબહેનના મોઢા પર આનંદ છવાયો. એમણે હર્ષભેર હા પાડી.

'શું પગાર આપશો ?'

'કોણ રહેવાનું છે ? તું ?'

'હા શું પગાર આપશો ?'

'તું હાલ કોઈ ઠેકાણે કામ કરે છે ?'

આવનારે હકારમાં ડોકું ધુણાવ્યુ.

'ત્યાં શુ પગાર આપે છે ?'

'વીસ રૂપિયા.'

'અને લૂગડા અને ખાવાનું ?'

'હા.'

'પણ મારે ત્યાં તો બે જ જણનું કામ છે.'

'વીસ હોય તો આવું.'

'ત્યાથી કેમ નીકળવું છે ?'

'એમનો જૂનો માણસ આવી ગયો છે - એટલે મને છૂટો કરે છે.'

'તારું નામ શું ?'

'છોટુ.'

'કામ બધું આવડે છે ?'

'હા.'

'જો, બધી વાતની ચોખવટ સારી. બધું કામ કરવું પડશે પાછળથી એમ નહિ કહેવાનું કે આ મારું કામ નહિ. જે કામ બતાવીએ તે કરવાનું.'

'સારું.'

'અત્યારે જ છૂટો છું ?'

'ના. કાલ સવારથી આવીશ.'

'અત્યારેજ આવી જા ને ? મારે ત્યાં ગઈકાલનું કામ પડી રહ્યું છે આજના પૈસા જુદા આપીશ.'

'આજે તો નહિ અવાય. કાલ સવારે વહેલો આવીશ ત્યારે રહેલું બધુ જ કામ પૂરું કરી નાખીશ.'

દેવીબહેન કબૂલ થયાં. નોકર આવવાનો છે એ જાણતા એમનામાં ચેતન આવ્યું. એમણે ચાનાં વાસણ ધોઈ નાખ્યાં

પણ આજે રસોઈ શેમા બનાવવી ? 'ચાલો આજ સાંજની મુશ્કેલી છે ને ?' એમ વિચાર કરી એમણે બહાર જવાના કપડાં પહેર્યાં. બાબાનાં પણ બદલાવ્યાં. પતિદેવને પડોશમાંથી ટેલિફોનથી અમુક રેસ્ટોરાંમાં બારોબાર આવવાનું કહી એક બેનપણીને ત્યાં એ ગયા ...

*





દેવીબહેનનું આખું નામ અભંગાદેવી હતું. એ એના પિયરમાં સૌથી નાનું બાળક હતું. એનાથી મોટા એને ત્રણ ભાઈ હતા. સૌથી નાના ભાઈ અને દેવી વચ્ચે ત્રણ–ચાર વર્ષનું અન્તર હતું. એ જન્મી ત્યારે એના બાપ ગુજરી ગયા હતા એટલે એનાં માન બહુ હતાં. ઘરમાં બીજું નાનું બાળક નહોતું, બાપ નહોતા અને એકની એક જ દીકરી હતી. એટલે સૌ કોઈ એને લાડકોડમાં રાખતાં. અને મોટી થઈ એટલે એને ખોટું ન લાગે એમ વર્તતાં.

માને મન એ એનું મોંઘું રતન હતું. દેવીને બધી વાતની સગવડ મળે. એને માટે સારું સારું ખાવાનું અને કપડાં આવે. ભણવાનું એને માથે ફરજિયાત નહોતું. પરીક્ષા માથે આવી હોય તો પણ એ ન વાંચે તો એને કોઈ ટોકનાર નહોતું અને ભણવાનું છોડી દે તો એને કોઈ વઢનાર નહોતું. રાત્રે વહેલી સૂઈ સવારે મોડી ઊઠનાર છોકરીને કોઈ કશું કહેતું નહિ. ઘરકામ કરવાનો કોઈ એને આગ્રહ કરતું નહિ, અને એ પોતાની મેળે કાંઈ કરવા જાય તો મા તુરત કહે 'તું રહેવા દે. હું કરી નાખીશ.'

દેવીને જ્યાં સુધી કોઈ ભાભી આવી નહોતી ત્યાંસુધી તો ઠીક ચાલ્યું, પરંતુ ભાભી આવ્યા પછી પરિસ્થિતિ બદલાઈ. ભાભી વસ્તારી કુટુમ્બમાં ઉછરેલી હતી દેવીને એનાં માબાપને ઘેર લડાવવામાં આવતાં હતાં એવાં લાડ ભાભીને પિયરમાં મળ્યાં નહોતાં. ઘરમાં રહીએ તો સૌએ પોતાથી બને એ બધું જ કામ કરવું જોઈએ અને ઘરનું કામ બધું પોતાનું જ કહેવાય એમ એનાં માબાપે એને શીખવ્યું હતું અને એ મુજબ એને ઉછેરી હતી. એટલે ભાભીથી દેવીનું ઘર-કામ તરફનું વલણ સમજાયું નહિ અને કોઈ કોઈ વખત ભાભી–નણંદ ટકરાતાં પણ ખરાં.

આવા પ્રસંગે દેવીની મા હંમેશ દેવીનો પક્ષ લે.

'બા, હું તો કામ કરવા ટેવાયેલી છું. કામ કરવાથી હું કાંઈ ઘસાઈ જવાની નથી. પણ બહેન જો કાંઈ નહિ શીખે અને કરે તો એમને પાછળથી વસમું પડશે.' ભાભીએ એક દિવસ ધીરે રહીને સાસુને કહ્યું.

'કરશે એ તો માથે પડશે એટલે!'

'હા. પણ શીખ્યાં હશે તો કરશે ને? આખો દિવસ ચોપડીઓ વાંચે કે ફરવા જાય કે સિનેમામાં જાય તેથી કાંઈ શીખાશે નહિ.'

'ઘણાય દહાડા કરવાના છે, અત્યારથી શું ઉતાવળ છે?'

'એ પારકા ઘેર જશે. ત્યાં એમને નહિ આવડે તો વાંક આપણો નીકળશે. કહેશે કે એનાં પિયરિયાંએ કાંઈ શીખવ્યું જ નથી?'

માએ કાંઈ જવાબ દીધો નહિ. પણ વાત દેવીના કાને પહોંચી. નણંદને, ભાભી, દુશ્મન જેવી લાગી.

દેવી માટે વરની તપાસ ચાલતી હતી. એક પછી એક મુરતિયા એને બતાવવામાં આવતા પણ દેવીને મન એકે વસતો નહિ. એ પોતે બહુ ભણેલી નહોતી, પણ એને ભણેલો જોઈએ; પણ એનાં કરતાંયે એને ત્યાં મોટર–ગાડી, બંગલો અને નોકર છે કે નહિ એની એ પહેલાં પૂછપરછ કરતી. જેને ત્યાં એ ન હોય તેને ત્યાં 'મને નહિ ફાવે' એમ સીધે સીધું એ ન કહે પણ બીજાં અનેક બહાનાં કાઢે.

છેવટે એક ઘર એને પસંદ પડ્યું. ત્યાં પૈસો હતો, છોકરો ભણેલો હતો, દેખાવડો હતો અને તંદુરસ્ત હતો. એ મતીલો છે, ધાર્યું કરનાર અને કરાવનાર છે, તરંગી છે, એવું કહેનારને દેવી સામો જવાબ આપતી નહિ પણ 'એ તો હું ઠેકાણે લાવીશ' એમ મનમાં ગાંઠ વાળતી.

લગ્ન થયાં. દેવીના વરને બહારગામ નોકરીએ જવાનું થયું. ઘર પૈસે ટકે સુખી હતું છતાં દેવીના વરે પોતાને મળતા પગાર પર જ આધાર રાખી ઘર ચલાવવાનું નક્કી કર્યું. દેવીને આ કઠ્યું; પગાર એટલો નહોતો કે પોતાનું સ્વતંત્ર મકાન હોઈ શકે અગર મોટા મકાનનું ભાડું ભરી શકાય. વરે તો નોકર રાખવાની પણ ના પાડી.

'પણ તો પછી કામ કોણ કરશે?' દેવી અકળાઈને બોલી.

'કોણ તે વળી તું અને હું—બન્ને કરીશું.'
'પણ મેં તો કોઈ દિવસ કામ કર્યું નથી, મારાથી આ કચરા ન કઢાય અને વાસણ ન મંજાય અને કપડાં ન ધોવાય.'
'થશે એ તો બધું. તું જો તો ખરી. જો, આપણે ભાગ પાડીએ. એક ખંડ તારે વાળવો, બીજો હું વાળીશ. મારાં કપડાં હું ધોઈશ, તારાં તું ધોજે. મારા વાસણ હું માંજીશ, તારાં તું માંજજે.'
'પણ આ તપેલીઓ કોણ માંજશે?'
'હું તો તેયે મંજાતું પણ પછી મારે નોકરીએ જવાનુ મોડુ થાય. અને મોડું થાય તો પછી નોકરીએ કોણ રાખે?'
દેવીના માથે દુ:ખનો ડુંગર તૂટી પડયો. વરને દયા આવી.
'સારું. વાસણ માંજનાર છૂટક માણસ રાખી લઈશું.'

દેવીને થોડી રાહત લાગી, પણ સસરાનો પૈસો છે, છતાં એ ન વાપરવો અને બધું કામ જાતે કરવું એમાં એને પૈસાનું અને પોતાનું અપમાન થતુ લાગ્યું અને પતિનું ચિંગૂસપણું દેખાયું.
એણે કામ કરનારી એક બાઈ રાખી લીધી. એને વાસણ માંજવાનું જ કામ કરવાનું હતું પણ દેવીએ એની પાસે ધીમે ધીમે બધું કામ કરાવવા માંડયું. પતિથી આ છાનું ન રહ્યું.
'તું આ ખોટુ કરે છે. બધું જ કામ એ કરશે તો પછી તું શું કરીશ?'
'મારે તો ઘણુય કામ છે. કામ કરવા કરતાં કામ કરાવવું એમા જ મારો તો વધુ વખત જાય છે. અને ખરી હોશિયારી એમાં જ છે. વળી એને બિચારીને વધુ કામ મળે તો વધુ પગાર મળે અને એનું ઘર નભે. એની તો કમાણી જ એ છે. આપણે હાથે કામ કરીએ તો એટલું એને ઓછું મળે.'
'તને દયા આવતી હોય તો એમ ને એમ પાચ રૂપિયા આપ ને!'
'તો તો પછી એ લોકો આળસુ જ થઈ જાય. અને મે જ તે દિવસે નહોતા કહેતા કે કામ કરાવ્યા વિના કાંઈ આપીએ તો એમની આળસ પોષવા જેવું થય? એમનાં હાડકા હરામનાં થઈ જાય.'
'એ નિયમ તો બધાને લાગુ પડે. તને પણ લાગુ પડે, અને મને પણ લાગુ પડે'
'હું શું નથી કરતી તે તમે આમ બોલો છો? હું શું કરું છુ એની તમને શું ખબર?'
'કરતી હોય તો સારી વાત છે. પણ મને કાંઈ દેખાતું નથી. કામ નહિ કરે તો તારું શરીર કેવી રીતે સારું રહેશે? બેઠા બેઠમાં એ બગડશે.'
'બગડયું જ છે તો? તમારે કયાં જાણવાની પડી છે?'

'શું થયું છે?'
'પડશે ખબર ૭ મહિના પછી.'
પતિ સમજી ગયા. એમણે નમતું મૂકયું. આખા દિવસનો નોકર મળે તો રાખી લેવા સંમતિ આપી.
એમને એક સરસ નોકર મળી ગયો. કામનો જાણકાર, નીતિવાળો અને નરમ સ્વભાવનો. દેવીને જાણે આખા વર્ષની મહેનત ફળી એમ લાગ્યું.
દેવી સુવાવડે ગઈ અને ત્યાંથી આવી ત્યાં સુધી આ નોકરે એમનું ઘર સંભાળ્યું. રસોઈ પણ એ જ કરતો અને શેઠ નોકર થઈ ઘર ચલાવતા
દેવી બાબાને લઈને આવી પછી એનો ઠાઠ વધી ગયો. પહેલાં જે થોડું પણ કામ કરતી એ હવે તદ્દન બંધ કરી દીધું. એ એના બાબામાંથી ઊંચી જ ન આવે. પતિને લાગ્યું, દેવી હવે પત્ની મટીને મા જ બની ગઈ છે

રામાના માથે પણ કામનો બોજો વધ્યો. બાબાને રમાડવો, અને કપડા પહેરાવવાં એમા તો એને વાંધો નહોતો પણ એને નવડાવવો અને એનાં બાળોતિયાં અને ગોદડી ધોવા એ બધાં કામ પણ રામાનાં ગણાવા લાગ્યા.
પતિની જાણમાં આવતાં એક દિવસ એમણે દેવીને આવું કામ ન કરાવવા કહ્યું.
'નોકર છે તે નહિ કરે તો કોણ કરશે? એ હોય પછી હું શું કરવા કરું?'

'નોકર પણ માણસ છે એ ભૂલવું ન જોઈએ.'

'તે શું હું એને ખાવા નથી આપતી? પહેરવા નથી આપતી?'

'એ તો ઢોરને પણ આપીએ. પણ એ જ્યારે નહિ હોય ત્યારે તારી હેરાનગતીનો પાર નહિ રહે. તું બધું જ એની પાસે કરાવે એમાં તું પોતે જ અપંગ બની જાય છે.'

'હું શું નથી કરતી?'

'બસ, બસ. તું શું કરે છે એ ગણાવવાની જરૂર નથી. કારણ કે એક વખત તું ગણાવવા બેસીશ પછી પાર નહિ આવે. પણ મારું તો એ કહેવું છે કે નોકર, મદદ માટે છે; આપણો અવેજી નથી. આપણાથી બને એટલું વધુ કામ કરવું અને છતાં એ પૂરું ન થાય તો મદદ માટે નોકરનો ઉપયોગ કરવો જોઈએ.'

'તે હું એમ જ કરું છું ને? હું શું બેસી રહેતી હોઈશ?' દેવીની આંખોમાં ઠપકો અને પાણી બન્ને આવ્યાં.

પતિએ બોલવું બંધ કર્યું.

રામો લૂગડાં ધોતો હતો. દેવી ઓટલા ઉપર ઊભી ઊભી એને સૂચનાઓ આપતી હતી.

'જો હવે પાણી નાખ. આમ, પાણી ન હોય ને ધોકા મારે તો કપડાં ફાટી જાય...હં. હવે ફેરવી નાખ. પાછળ ધોકા માર...જો પેલા છેડા મસળ. બહુ મેલા થઈ ગયા છે...હાં હાં એમ નહિ, મારી સાડી ચીરાઈ જશે....જરા ધ્યાન રાખ. જો ડોલમાં ભરાયું. હમણાં ફાટત...આટલી બધી ગળી કરાતી હશે? જરા ઓછી નાખતો હોય તો?...ગળી કાંઈ મફત આવે છે?'

આ છેલ્લા શબ્દો સાંભળતાં, રામો ધોતાં ધોતાં અટકી ગયો અને એણે દેવીના સામું જોયું. એના મોઢા પર દુઃખની છાયા હતી. એની આંખ લાલ હતી.

'એમ જુએ છે શું મારી સામું? કામ બરાબર ન કરે તો કહેવું તો પડેસ્તો?' દેવી તડૂકી.

રામાએ નીચું જોયું. કપડાં ધોવાઈ રહ્યાં. કપડાં સૂકવી એ ખાવા બેઠો, પણ આજ એને ખાવું ભાવ્યું નહિ. પરવારી 'મારા ભાઈને ત્યાં જઉં છું' એમ કહી એ ગયો.

રેસ્ટોરામાં, દેવીના પતિએ જ્યારે દેવી પાસેથી જાણ્યું કે રામો હજી સુધી પાછો આવ્યો નથી, ઘરનું બધું જ કામ એમ ને એમ પડ્યું છે, વાસણ પણ એંઠાં પડી રહ્યાં છે, અને રસોઈ માટે એક પણ વાસણ ઘરમાં નથી અને તેથી જ રેસ્ટોરામાં જમવાનું રાખ્યું છે ત્યારે એમને બહુ દુઃખ થયું. રેસ્ટોરામાં જમવાનો એમને વાંધો નહોતો. કોઈ કોઈ વખત એ જમવા આવતા. દેવી સાથે પણ આવતા. ત્યારે કાંઈક નવીનતા અનુભવવા એ આવતા. પરંતુ આજે અહીં આવવાનું કારણ જુદું હતું. એમનું મોઢું પડી ગયું. દેવી આટલી હદ સુધી આળસુ હશે એવી એમને ખબર નહોતી.

'એમ મોઢું ચડાવીને બેસવાની જરૂર નથી. બીજાઓ જોશે તો શું ધારશે?'

'શું ધારશે? મારા માટે એમ ધારશે કે હું થાકેલો છું અને તારા માટે એમ ધારશે કે તું ઘેરથી બની-ઠનીને આવી છું. અને તારા સામું જોયાં કરશે.'

'છો ને જોતા. મારે શું? હું ઓછી એમને દેખાડવા આવી છું?'

'ત્યારે શું મને?'

'ત્યારે?'

'ઠીક. પણ હવે આમ કેટલા દિવસ નભવાનું છે?'

'કાલે એક નોકર આવવાનો છે. પછી અહીં નહિ આવવું પડે.'

'મને લાગે છે તું લાંબો વિચાર કરતી નથી, અને ભવિષ્યમાં પસ્તાઈશ. નોકરની બાબતમાં આટલા બધા પરતંત્ર થઈએ એ આપણી નબળાઈ છે.'

'પણ હું શું નથી કરતી? બધું તો મારાથી ન જ થાય. હું બધું કરવા જાઉં તો થાકી જ જાઉં અને માંદી પડી જાઉં. પછી આ, રસોઈનું કામ કરું છું એ પણ અટકી જાય. અને એમાં વળી આ બાબો આવ્યો.'



'હશે હવે જમી લે, પછી વાત; આવી વાતો કરવાની આ જગ્યા નથી.'

'વાત તો તમે કાઢી અને દોષ મારો કાઢો છો. હું ક્યાં કશું બોલી હતી?'

પતિએ કાંઈ જવાબ આપ્યો નહિ જમીને એ લોકો ઘેર આવ્યાં. કાંઈ પણ બોલ્યા વિના પતિએ પથારીઓની ચાદરો ખંખેરવા માંડી.

'શું ઉતાવળ છે? જરા મને કપડાં તો બદલવા દો? હું આવું છું. પછી સાથે નહિ થાય?'

'તે બદલને તું તારે. થાય એટલું કરું છું.'

પથારીઓ થઈ ગઈ. નળેથી પાણીની ડોલ ભરી પતિ ચોકડીમાં પડેલાં વાસણ માંજવા બેઠા.

'તમે શું કરો છો આ? શું જરૂર છે? કાલે પેલો આવીને નહિ માંજે?'

'આવે ત્યારે ભલે માંજે. પણ ધારો કે ન આવ્યો તો પછી સવારે શું કરીશ?'

'પણ એ આવવાનો છે.'

'હા હા, પણ ધારો કે ન આવ્યો તો?'

'પણ કેમ ન આવે? આવશે. જરૂર આવશે. મને ખાતરી છે. બીજું કોણ એને એ માણસના કામના વીસ રૂપિયા આપવાનું હતું? ઊભા થાવ. આ કાંઈ સારું દેખાતું નથી.'

'અને આ બે ટંકનાં વાસણ એંઠાં પડી રહ્યાં છે; એ પડી રહ્યાં તોયે તું નોકર શોધવા નીકળી અને એમાં સફળતા ન મળી એટલે બજારમાં જમવાનું રાખ્યું; એ સારું દેખાયું ખરું?'

'તમારે લડવું છે મારી સાથે?'

'આમાં લડવાની ક્યાં વાત છે? તું કામની આળસુ હોઈશ એ તો મેં આજે જ જાણ્યું.'

'પણ હું શું નથી કરતી? હું આટ આટલું કરું તોયે તમે આવું બોલશો?'

'વળી તને કચકચ કરવાની કેટલી ટેવ છે?'

'તે હું શું કચકચ કરું છું? નોકર છે તે બરાબર ન કરે તો કહેવુંય પડે એનો વાંક હોય તો ય ન કહે?'

'વાંક હોય તો કહે. પણ તું તો ખાલી કચકચ કર્યા કરે છે. એ તારી કચકચથી જ જતો રહ્યો છે. હું રોજ સાંભળું છું. કાન ઘરાણે મૂક્યા નથી. એ પણ અંતે માણસ છે. એને પણ સ્વાભિમાન હોય. સારો નોકર ગયો. બીજો કોણ જાણે કેવો આવશે? બધા કાંઈ સારા હોતા નથી. બધાની સાથે આમ વર્તીશ તો કોઈ દિવસ પસ્તાવાની છે.'

'કાંઈ થવાનું નથી. તમે નકામા આવી બાબતમાં માથું મારો છો નોકરની બાબતમાં તમારે પંચાત કરવી નહિ. ઊઠો હવે ભાઈસાહેબ?'

બીજે દિવસે છોટુ આવ્યો. ધાર્યા કરતાં વહેલો આવ્યો. બે કલાકમાં ઘર બધું વ્યવસ્થિત થઈ ગયું. દેવીના હર્ષનો પાર નહોતો દેવીના પતિને આ ઝડપ અને આવડત અકળામણકારક થઈ પડી. થોડીવારમાં છોટુ તો નવરો થઈ ગયો

થોડા દિવસ ગયા. છોટુ બહુ કામગરો નીકળ્યો. દેવીની ધારણા કરતાં વધુ હોશિયાર નીકળ્યો. વાસણ સરસ સાફ કરે, કપડાં સરસ ધુએ, સરસ વાળે અને અસ્ત્રી પણ કરે. પથારી એવી કરે કે ચાદરમાં એક પણ કરચલી ન રહે. ચારે છેડા અને ચારે કોરો ગાદલા નીચે બરાબર દબાવે. બાબાને ફૂલની માફક રાખે. ઘરમાં મહેમાન આવે તો એની બરાબર આગતા સ્વાગતા કરે. કોઈ આવે જાય એનું બરાબર ધ્યાન રાખે. દેવી બહુ સુખી હતી.

એક સાંજે દેવી રસોઈ કરતી હતી. છોટુ બાબાને બહાર ફેરવા લઈ ગયો હતો. થોડીવારમાં એ પાછો આવ્યો અને બાબાને ઘોડિયામાં સુવાડયો.

'કેમ એટલીવારમાં પાછો આવ્યો?' દેવીએ પૂછ્યું.

'બાબાભાઈ તો ઊંઘી ગયા છે'

'હજી હમણાં તો ઊઠયો છે?'

'કોણ જાણે!'

'બહેન, સાહેબનાં કપડાં લઈ આવું ધોબીને ત્યાંથી?' થોડીવાર પછી છોટુ બોલ્યો.

'હા. ઠીક યાદ કર્યું, એ લઈ આવ અને જો પેલી





મારી સાડી છે ને, એ પણ આપતો આવ. કહેજે કે એને ડ્રાયક્લીન કરવાની છે.'
છોટુ જવા નીકળ્યો.
'અને જો, જલદી પાછો આવજે. બાબો કંઈ બહુ ઊંઘશે નહિ.'
'સાહેબની સાયકલ લઈને જઉં ?'
'આજે સાયકલ ઘેર જ છે નહિ ?'
'હા, સાહેબ તો મોટા સાહેબની મોટરમાં ગયા છે ને ?'

છોટુ સાયકલ લઈને ગયો. રસોઈ થઈ જવા આવી ત્યાર સુધીમાં એ પાછો આવ્યો નહિ. પણ બાબો ઊંઘતો હતો એટલે દેવીને નિરાંત હતી.
અંધારું થવા આવ્યું. છોટુ સાયકલનો દીવો લઈ ગયો નહોતો. 'કાંઈક અકસ્માત તો નહિ થયો હોય ?' દેવીને વિચાર આવ્યો. એ રસોડામાંથી બહાર આવી, બાબાના ઘોડિયા પાસે ગઈ. જરા વારમાં બાબો ઊઠ્યો. દેવી એને બહાર કાઢવા ગઈ ત્યાં બાબાએ ચીસ પાડી રડવા માંડ્યું. દેવી જેમ એને છાતીસરસો ચાંપે તેમ એ વધુ અને વધુ ચીસ પાડે. કેમેય કરતાં છાનો રહે નહિ.
એના પતિ આવ્યા. એમણે બાબાને લીધો પણ એ રડતો બંધ થાય નહિ. તેડે કે તુરત ચીસો પાડે.
પતિએ ઝભલું ઊંચું કર્યું. સાથળ નીચે ફોલ્લા જેવું હતું.

'કાંઈ દાઝ્યા જેવું લાગે છે ?' એ બોલ્યા.
'દાઝ્યા જેવું ?'
'તું જા. મંગુબહેનને બોલાવી લાવ.'
મંગુબહેન આવ્યાં. એમણે દાઝેલી જગ્યા જોઈ.
'કોઈએ ડામ દીધો લાગે છે.'
'ડામ ?' - દેવી અને એના પતિ એકી સાથે બોલી ઊઠ્યાં.
મંગુબહેને બાબાની કેડે હાથ ફેરવ્યો.
'તમે એને ગળીનો દોરો બાંધ્યો હતો ને ?'
'હા.'
'એ પણ નથી. અને આ જુઓ, ઝભલામાંથી કકડો કાપી લીધો છે. કોઈએ ટૂચકો કર્યો લાગે છે.'
દેવી બેબાકળી બની ગઈ. મંગુબહેન એમના ઘેરથી પાન ખાવાનો ચૂનો મંગાવ્યો અને એ તેલ ભેળવી મલમ જેવું બનાવી ડામની જગ્યાએ ચોપડ્યું. બાબો શાન્ત પડ્યો. દેવીએ ઝભલું બદલ્યું, ગળીનો બીજો દોરો બાંધ્યો અને એને ઘોડિયામાં નાખ્યો.
'પણ ડામ દીધો ત્યારે રડ્યો નહિ હોય ? અત્યાર સુધી એ ઊંઘી કેવી રીતે ગયો ?'
'કાંઈક ઘેનની દવા-બવા પાઈ હશે.'
'પણ, આ કરે કોણ !'
'છોટુ ક્યાં ગયો ?' પતિએ પૂછ્યું.
'એ ધોબીને ત્યાં ગયો છે. બહુ વાર થઈ. તમારી સાયકલ લઈને ગયો છે.'
'બત્તી લઈ ગયો છે ?'
'ના, તમારાં કપડાં લાવવાનાં હતાં અને મારી સાડી આપવાની હતી. મને કહે હમણાં આવું છું.'
મંગુબેનના પતિ આવી પહોંચ્યા. ત્રણે જણાએ બનેલી વાત કહી સંભળાવી.
'એ તો મને સ્ટેશન ઉપર મળ્યો ! કહે કે મારા ઘેરથી તાર આવ્યો છે એટલે જઉં છું.'
'મને તો કાંઈ કહ્યું નથી.' દેવી બોલી.
'બધું બરાબર ગોઠવ્યું લાગે છે. ડામ દેનાર પાસેથી પૈસા મેળવ્યા હશે. મારી સાયકલ વેચી મારી હશે. મારાં કપડાં લઈ ગયો હશે અને તારી સાડીયે ગઈ સમજ.'
'મારી પાસેથી ચાળીસ રૂપિયા ઉછીના લઈ ગયો છે, કહે કે મારો ભાઈ માંદો છે એને મોકલવા છે.'
'આજે ?'
'હા.'
'થયું ત્યારે, એ પણ ગયા.'
'બાબા વિષે કાંઈ ચિન્તા કરવા જેવું નથી' કહી મંગુબહેન અને એમના પતિ ગયાં.
પતિ ગુસ્સે થશે અને કાંઈક સંભળાવશે એવો ડર દેવીને હતો પણ એ કાંઈ બોલ્યા નહિ.

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# ઈજનેર, પાગલ અને કેદી

કોઈપણ શોધખોળ પાછળ ફના થઈ જવાની તયારી તેની પાછળ બધો સમય ખરચી નાખવાની તાલાવેલી હોય તો જ કોઈપણ કાર્યમા સાચી સફળતા મેળવી શકાય તે જણાવતો એ લેખ છે

વૈદકીય સશોધનોમા બે બાબતોનો સમાવેશ થાય છે દવાઓની શોધખોળ અને રોગ થવાના કારણોની તપસ આ સશોધનો માટે પ્રયોગશાળાના પ્રાણીઓ જેવા કે ઉદર ગનીપીગ સસના કૂતરા ને વા૦ ઉપર અખતરા અને પ્રયોગો થાય છે પણ કોક સશોધનો એવા તબક્કા ઉપર આવી પહોચે છે કે જ્યારે માનવની પણ જરૂર પડે છે આ સમયે યાતના અને જાતના પણ ભોગે તપર થતા સ્વયસેવકોની કથની પ્રેરણાભરી હોય છે તે સત્ય હકીકત હોવા છતાય નવલકથા જેટલી રસદર્શી પણ હોય છે

આપણે એટલુ જાણીએ છીએ કે મેલેરિયાના રોગ જીવાણુઓ (Parasites) આપણા શરીરમા લોહીના લાલ કણોમા રહે છે પણ આ તો મેલેરિયાના જીવાણુઓના જીવનની કક્ષાઓનો એક જ તબક્કો છે મેલેરિયાના જીવાણુઓ જુદી જુદી કક્ષાએ શરીરના જુદા જુદા અવયવોમા રહે છે સૌ પ્રથમ આ શોધ પખીઓના દેહ વિષે થઈ ઈ સ ૧૯૩૮મા શોર્ટ અને શિન્ટને વાદરા ઉપર આ નીરીક્ષણ આરભ્યુ પણ બીજા વિશ્વયુદ્ધની શરૂઆત થતા આ બને વિજ્ઞાનીઓ લડન છોડી દરિયાપાર ચાલી ગયા ઈ સ ૧૯૪૫મા લડન સ્કુલ ઓફ ટ્રોપિકલ મેડિસિનમા શોર્ટે પાછા ફરીને પણ પોતાનુ કામ હાથ ઉપર લીધુ પણ આ અરસામા ઓસ્ટ્રેલિયાના ફેરલીએ આટલુ સાબિત કર્યુ હતુ કે માણસને મચ્છર કરડતા એમ લાગવાથી મેલેરિયાના જીવાણુઓ અડધો કલાક લોહીમા ફરતા રહે છે અને પછી તદ્દન અદ્રશ્ય થઈ જાય છે આ પછી ૭ દિવસ સુધી લોહીમા દેખાતા નથી આ ઉપરથી જીવાણુઓને શરીરમા રહેવાના બીજા સ્થાન વિષે ધારણા કરવામા આવી

આ બાબત સાબિત કરવા શોર્ટ (Shortt) અને સાથીઓએ વિચાર્યુ સધ્યાસમયે મચ્છરો એકઠા કરવા માણસોને ઈગ્લેડના પૂર્વના કિનારે મોકલ્યા મચ્છરો એકઠા કરવાના કામ દરમિયાન મચ્છરોની પેટી સહિત એક માણસ કાદવમા ખૂપવા લાગ્યો જેમતેમ કરીને તેને બચાવી લેવામા આવ્યો

ઈ સ ૧૯૪૭ના અતમા પ્રયોગ શરૂ થયો સિમ્બરમા મેલેરિયાના ચેપવાળા ૫૦૦ મચ્છરો વાદરાને કરડાવવામા આવ્યા અને ૫૧૮ મચ્છરો રક્તજળ અને મીઠાના પાણીમા પીસી નાખી એ દ્રાવણના વાદરાને બે ઈન્જેક્શન પણ આપવામા આવ્યા સાત દિવસ પછી વાદરને મારી નાખી એનુ શબછેદન કરવામા આવ્યુ સવારે દશ વાગે શરૂ કરેલુ આ કામ પાચ કલાક સુધી ચાલ્યુ વાદરાના શરીરના અવયવોના છેદ લેવામા આવ્યા તે દરેક એક પછી એક સૂક્ષ્મદર્શક યત્ર નીચે મૂકી બારી

---

'તમે કહેતા હતા એ સાચ્ચ છે' પતિની પાસે આવી ગોદમા માથુ નાખી ગળગળા અવાજે એ બોલી

'શુ ?'

'કે હુ અપગ થઈ ગઈ છુ સાચી વાત છે કે હુ અપગ થઈ ગઈ છુ માટે જ આવુ બની શક્યુ પણ હવે આજથી હુ બધુ બદલી નાખીશ મ રાથી બનશે એટલુ બધુ જ કામ હુ જાતે કરીશ અને એટલુ ઓછુ નહિ પણ બને એટલુ વધુ કરીશ નોકર રાખવો પડશે એ મોટા બે કામ માટે છૂટક જ રાખીશ અને એના વિના પણ ચલાવાય તો ચલાવીશ

'તો તો પછી હુ તને તારા ખરા નામથી જ બોલાવીશ અપગાદેવી નહિ પણ અભગાદેવી જ કહીશ'

'અપગા કે અભગા જે કહેવુ હોય તે કહેજો પણ દેવી તો ખરી ને?'







કોઈથી તપાસવામાં આવ્યા. એકવીસમા દિવસે કલેજાનો છેદ તપાસતાં તેમાં મેલેરિયાનાં જીવાણુઓ જણાઈ આવ્યાં !

વાંદરામાં મેલેરિયાના જીવાણુઓની આ બાબત નોંધાઈ તો પછી માનવમાં પણ તે તપાસવી રહી. આ માટે માનવ–સ્વયંસેવકની જરૂર હતી.

ગાંડાની હોસ્ટિલમાંથી એક માણસ સ્વયંસેવક તરીકે તૈયાર થયો. તેને પ્રયોગની બધી વિગતો જણાવવામાં આવી. તેના જવાબમાં તેણે કહ્યું: 'જો કોઈને પણ લાભ થતો હોય તો હું મારી જાતને પ્રયોગ માટે અર્પણ કરવા તૈયાર છું.'

શોર્ટ અને શુટેએ (Shute) પ્રયોગ શરૂ કર્યો. ૩૬૦૦ મચ્છરો ચેપી બનાવ્યા હતા. આમાંના બે હજાર મચ્છર સ્વયંસેવકને કરડાવ્યા. બે હજાર મચ્છરોને ચેપી બનાવી સ્વયંસેવકને કરડાવવા માટે તૈયાર બનાવવામાં કેટલી યોજનાઓ ઘડી પાર પાડવામાં આવતી હશે એની આપણે કલ્પના જ કરવાની રહે છે.

મચ્છર કરડ્યાના સાત દિવસ પછી સ્વયંસેવકના પેટ ઉપર શસ્ત્રક્રિયા કરી તેના કલેજાનો છેદ લેવામાં આવ્યો. પ્રો. શોર્ટ પ્રયોગાત્મક નિરીક્ષણ કરવા એટલા આતુર અને ઉતાવળીઆ હતા કે છેદને ખાસ ફ્લિસ્કેટીવમાં મૂકી ટ્રેન દ્વારા તે લંડન ભણી રવાના થયા. ટ્રેનમાં છેદને ધોવાની ક્રિયા કરવા વિચારેલું પણ ભીડ હોવાથી તે ના બની શક્યું. લંડનથી હર્ટ પોતાના મુકામે જઈ પ્રયોગશાળામાં કામે ચડી ગયા અને આમ વીસ કલાકની એકધારી અને અવિશ્રાંત કામગીરી બાદ તેમણે માનવીમાં પણ મેલેરિયાના જીવાણુઓ કલેજામાં રહેલા જોયા. મલેરિયાના જીવાણુઓ ત્રણ પ્રકારના હોય છે. ઉપરનો પ્રયોગ પ્લાઝમોડિયલ બાયવેક્સ જીવાણુઓ માટે હતો. હવે પછી પ્લાફાલ્સી–વારમ જીવાણુઓની તપાસ આદરવાની હતી. આ તપાસ આદરવામાં થોડીક મુશ્કેલીઓ હતી. આમાં શરૂઆતથી માનવસ્વયંસેવકની જરૂર હતી અને એમાં જાનનું વધારે જોખમ સમાયેલું હતું. વળી મેલેરિયાના જીવાણુઓની પસંદગીનો પણ પ્રશ્ન હતો. પશ્ચિમ આફ્રિકાનાં જીવાણુઓને ઇંગ્લેંડના મચ્છરો બરાબર સ્વીકારી શકતા ન હતા. ઇટલીનાં જીવાણુઓનો વપરાશ ઘણો જોખમી હતો. ગ્રીસમાંથી જીવાણુઓ મળવાં મુશ્કેલ હતાં. તેમને ગામડામાંથી એકઠાં કરવામાં એક માણસ લુંટારૂઓના હાથમાં સપડાઈ ગયો ! છેવટે સર ગોર્ડન કોવેલે રૂમાનિયામાંથી જીવાણુઓ મેળવ્યાં.

હવે સ્વયંસેવક મેળવવાનો હતો. લંડનની એર મિનિસ્ટ્રીમાં કામ કરતા એક વાયરલેસ ઇજનેરે સ્વયંસેવક તરીકે બે વર્ષ અગાઉ નામ નોંધાવ્યું હતું.

પ્રો. શોર્ટે તેને પૂછાવ્યું : 'વૈદ્યકીય પ્રયોગમાં સેંકડો મચ્છરો કરડાવવાનાં છે. પછી પેટ ઉપર શસ્ત્રક્રિયા કરી કલેજાનો છેદ લેવાનો છે. તૈયાર છો?' ઇજનેરે હા પાડી. પ્રો. શોર્ટે તેને બીજી વાર પૂછાવ્યું : 'મહેતાણાની શી આશા રાખી છે ?' ઇજનેરે જવાબ વાળ્યો : 'એક પાઈ પણ નહીં. માત્ર પ્રયોગ દરમિયાનના દિવસોની રજા મારા ખાતામાંથી મેળવી આપવાની છે.'

ખાતાવાળાએ રજા આપવાની સંમતિ દર્શાવી પણ પગાર કરતા તિજોરીખાતાએ વાંધો ઊઠાવ્યો. વગદાર માણસો દ્વારા તિજોરીખાતાને લાગવગ લગાડી. પણ નિષ્ફળતા મળી. મચ્છરો તૈયાર થઈ ગયા હતા. તેમને સ્વયંસેવકોને કરડાવવાની પળ આવી ચૂકી હતી. જો આમ ના થાય તો તે મરી જવાનાં હતાં. મચ્છરોના ગળામાં મેલેરિયાનાં જીવાણુઓ ઊભરાતાં હતાં. પ્રયોગ માટે કલાકોની ગણના થતી હતી. સવારથી તે બપોરના ત્રણ સુધી પ્રો. શોર્ટ ટેલિફોન ઉપર બેસી તિજોરીમાંથી મંજૂરી મેળવવા મથી રહ્યા હતા. છેવટે સાડા ત્રણ વાગે તિજોરીએ મચક આપી. રજા તો આપી પણ ગેરહાજરી સમયનો પગાર આપવાની ઘસીને ના પાડી !

ઇજનેરને હોસ્પિટલમાં લઈ ગયા. ત્રણ દિવસના ગાળામાં તેને ૭૭૦ વખત મચ્છર કરડાવ્યા. આ પછી છઠ્ઠા દિવસે શસ્ત્રક્રિયા કરી તેના કલેજાનો છેદ લેવાનો હતો. લોહી ચેપાળ બન્યાની ખાતરી કરવા



લીલા ટી. ધારપુરે

# તોફાન અને પ્રેમ

પ્રેમથી ગમે તેવુ તોફાની વર્તન શમાવી શકાય છે, તેને કાબૂમાં લાવી શકાય છે. નાના બાળકોના તોફાનો પણ આપણે પ્રેમથી કાબૂમા લઈએ તો ? એ તોફાનો સારે અને સાચે રસ્તે દોરાય અને બાળક ઉપર સંસ્કારનો જે અમર વારસો ઉતરે એ તો અમૂલ્ય જ ગણાય......

આગગાડી પૂરવેગે દોડતી હતી સામેની બારી પર બેઠેલા કેટલાક જુવાનીયાઓ ગાતા હતા. એકના હાથમાં વાજુ હતુ તેણે વાજું મોએ લગાડ્યું. ને જુદા જુદા ગાયન તે પર બેસાડવા મંડી પડ્યા. બધા તેને સાંભળતા હતા, સાથે ગાતાયે હતા. અનિલ પણ તેને સાંભળવામા તલ્લીન થઈ ગયો

બારીમાથી પવનના ઠંડા સપાટા શરીર પર અથડાતા હતા ને મો પર ઘસાઈને જતા હતા હાથ–પગના આંગળાં ઠરી જતા હતા. પણ બંડીના ગજવામા હાથ નાખતાં ગરમાવો મળતો હતો, આરામ મળતો તોફાની પવનની કાતીલ ઠંડક સુખદ બનતી હતી

ગાડીનો વેગ ધીમો પડ્યો બારીમાથી દૂરદૂર ટમટમતા દીવા દેખાયા. તે આઘાપાછા થતા હતા. જાણે ક્ષિતિજ પર તરતા પૂનમના તારલા ! ને અનિલ બોલી ઊઠ્યો, 'બાપુ, ભરૂચ આવ્યું !' કેટલા ઉત્સાહથી તે નાચી ઊઠ્યો હતો.! પણ મે તો તેને નીચે બેસાડતા કહ્યું, 'હા ભાઈ, એમ ને, પછી ત્યારે કેટલી કૂદાકૂદ ! કેટલું તોફાન !' આ આજ્ઞાથી અનિલના ઉત્સાહ પર ફટકો પડ્યો. ધીરે મોએ તે બેસી ગયો. તેનો ઉત્સાહ ઓસરી ગયો. . છતા સ્ટેશન આવ્યુ ત્યારે તે બોલ્યો .....'હવે તો ઊભા થાવ બાપુ.' તેના અવાજમાથી રણકો ઊઠતો હતો.. ...જાણે તે મારી અવગણના કરીને કહેતો ન હોય . બાપુ હવે તો ઊઠો. ગામ આવ્યુ તો ય તમને જરાયે ઉત્સાહ નથી થતો ? આવા કેવા તમે ? શાંતિથી બેસી શું રહ્યા છો ? આનંદથી નાચો–કૂદો ઊઠો ! .. .. ..પણ અંતરમાં સંભળાતા અવાજના રણકાને મે દાબી દીધો. ને અનિલનેય હાથ પકડીને દાબીને બેસાડ્યો અને કહ્યુ ... 'હવે બેસ ને મારા ભાઈ.. . ગાડીને ઊભી તો રે'વા દે'

ગાડીની ગતિ ધીમી પડતી હતી. અનિલની કૂદાકૂદ પણ ધીમી પડી હતી—મારા દબાણને લીધે—મારી અવગણનાને લીધે પ ..ણ તેની આંખ મારી પ્રત્યે એવી રીતે જોતી હતી કે જાણે તેનામા રહેલી સમગ્ર શક્તિ એકઠી કરી મારી વિરુદ્ધ તે બળવો પોકારતો હોય, મારો તિરસ્કાર કરતો હોય, અને મારી અવગણના કરી જાણે મને કહેતો હોય, 'તમે વર્તો છો તે બરાબર નથી—' એવુ મને લાગ્યુ પણ આ બધું સમજવા છતાં મે બળપૂર્વક મારી લાગણીઓને દાબી દીધી

---

૧૩૫ કલાક પછી તેની નસમાથી લોહી લઈ બીજા સ્વયસેવકની નસમા દાખલ્યુ બીજા સ્વયસેવકને અઠવાડિયા પછી મેલેરિયા લાગુ પડ્યો. ૧૪૦ કલાક પહેલા સ્વયસેવક ઉપર શસ્ત્રક્રિયા કરવામાં આવી કલેજામાથી છેદ લીધો.

છેદને સૂક્ષ્મદર્શકયંત્ર નીચે તપાસ કરવામાં આવી પ્રો. શોર્ટે રાતના અઢી વાગ્યા સુધી પ્રયોગશાળામાં કામ કર્યું. બીજા દિવસે સવારે જીવાણુઓના દર્શન થયા આ મેલેરિયાના જીવાણુઓના જીવનનો એક્સો-એરિથ્રોસાઇટ તબક્કો સાબિત થયો.

આ શસ્ત્રક્રિયામાથી ઈજનેરને સંપૂર્ણ આરામ તો થયો પણ પછી તેની હોજરીનુ ચાંદું ફાટ્યુ આનો માટે એના ઉપર શસ્ત્રક્રિયા કરનાર સર્જને કહ્યું કે 'અગાઉ કરેલા ઓપરેશનથી હોજરી તો અમુક ભાગ કલેજા સાથે ગંઠાઈ જતાં આ અકસ્માતની ગંભીરતા ઘણી ઘટવાથી જાન ઉપરનુ જોખમ ઓછુ થયુ છે ' આમ જનહિત ખાતર જાન હોમ તૈયાર થનારને કુદરતે પ્રાણઘાતક માંદગીમાથી ઉગારી લીધો.





બરોબર બાર કલાક ને ત્રણ મિનિટે અમે ભરૂચ સ્ટેશને ઊતર્યા. અમે હાથમાં થેલીઓ લઈ ઝટપટ પલ ચડ્યા. દિવસની જેમ અત્યારે માણસોનો ધસારો ન હતો. ધક્કા ખાધા વગર હું અને અનિલ ટિકિટ બતાવી સ્ટેશન બહાર નીકળતા હતા. ત્યાં તો દરવાજા પાસે જ કેટલાયે ગાડીવાન આવીને ઊભેલા જોયા. ટગલાબંધ ગાડીવાળા હાથ ઊંચા કરી બૂમો પાડતા હતા : 'ગાડી સાહેબ' ક્ષણભર તો 'કોને કહું ?' એ જ વિમાસણમાં હું પડ્યો. બધા જ મારા હુકમની રાહ જોતા હતા. આખરે મેં એક ઓળખીતા ગાડીવાળાને કહ્યું : 'હા, ચાલ'—ને તેણે તરત જ મારા હાથમાંથી થેલી લઈ લીધી. ને આગળ ચાલ્યો. તેની ગાડી પાસે જતા તે બોલ્યો : 'આ......મ. આમ આવો સાહેબ.' ને અમે તે તરફ ગયા. ગાડીમાં ચડતાં જ પૂર્વાનુભવ પરથી મેં ગાડીવાનને પ્રશ્ન કર્યો—'કેમ ઘોડો બરાબર છે ને ?' ગાડીવાન તરત જ બોલી ઊઠ્યો : 'હા સાહેબ.' પણ અનિલ બોલી ઊઠ્યો, 'બાપુજી આ તો ટટ્ટુ જેવો ઘોડો લાગે છે. સાવ નાનો.' 'પણ તે જ હશે ને !' મેં તેનું સમાધાન કરવાના ઈરાદાથી કહ્યું. તે સાંભળી ગાડીવાળો ગાડી દોડાવવા મંડ્યો. ને તે સાથે 'ખડખડાટ' કરતો અવાજેય જાણે ગાડીની બરોબરી કરી દોડતો હોય તેવું લાગ્યું. અનિલ બોલ્યો, 'બાપુ, પેલી ૭ નંબરની ગાડી અચ્છી છે. 'નંબર ૭' એમ કેમ ના કહ્યું તમે ?' આ પરથી અમારી ગાડીનો વેગ અનિલને પસંદ ન હતો તે જણાઈ આવતું હતું. 'હં ભાઈ. ૭ નંબરની ગાડી પણ હમારી જ છે ના. તે અલીની ગાડી. અલી ને હમે બધાં એક—' ગાડીવાને કહ્યું. આ સાંભળી અનિલે કહ્યું : 'ત્યારે તું જ કેમ નથી ચલાવતો તે ગાડી ?' ને વળી મારી આગળ તેનું જ્ઞાન ઠાલવવા માંડ્યું. તેનો અવાજ ડૂસકા ને ભૂસકા મારી મને કહેવા માંડ્યો, 'ને બાપુજી, અલીની ગાડીયે સરસ, ને ઘોડો તો એવો ચાલે ! મોટાભાઈ સાથે ઘણી વાર તેમાં હું બેઠેલો. ઘોડો તો દોડે આમ પૂરપા...ટ.' કહેતાં તેણે હાથના ચાળા કર્યા ને 'પૂરપાટ' શબ્દના 'પા'ને એવી રીતે લંબાવ્યો 'પા...ટ' કહીને કે તે સાંભળી અલીની ગાડી પૂરવેગે દોડી ઘડીમાં કંઈની કંઈ દૂર મારી નજર આગળ નીકળી જતી હું જોઈ રહ્યો. ને અનિલનો બડબડાટ આગળ ચાલુ રહ્યો : 'ને બાપુજી એક ઘોડો તો અલીનો એવો સરસ હતો... એવો સરસ ! પણ ને મરી ગયો !' આ સાંભળી હું તો અનિલની, ઘોડાગાડીની એકઠી કરેલી માહિતી વિષે જરા આશ્ચર્ય પામી પૂછવા જતો હતો કે 'ભાઈ આ બધી તને ક્યાંથી ખબર ?' ત્યાં તો અનિલે ગાડીવાનને પૂછ્યું : 'કેમ ને ? અલીનો પેલો ઘોડો મરી ગયો ને ?' ને આમ કહેતાં અનિલના અવાજની પાછળ છૂપાયેલો અવાજ જાણે કહેતો હતો...'બાપુજી તમે મારી વાત નહિ માનો. હું તો ઘણું બધું જાણું છું, પણ તમને મારી વાતમાં વિશ્વાસ નથી બેસતો. તમે ક્યારેય તે તરફ ધ્યાન નથી આપતા. પણ હવે આ ગાડીવાળો મિયાં જ તમને કહેશે...તે તમારા જેટલો જ મોટો છે—તેથી તમે મારી વાત જરૂર માનવાના' .........આ નિઃશબ્દ પડઘા હું સાંભળી રહ્યો હતો. અનિલ આગળ બોલ્યે જતો હતો. 'બહુ જ સરસ હતો ! આહ ! શું ઘોડો ! આપણને થાય બાપુજી, જાણે આપણે ઊડીએ જ છીએ.'

એટલામાં ગાડીવાન બોલ્યો, 'સાહેબ તે ઘોડાની તો વાત જ ઓર હતી. આ જ જગા પર તે ઘોડો પડી ગયો. ને ખલાસ થઈ ગયો. ભારે એક્સીડન્ટ !' કહેતાં તેણે ચાબુક રસ્તા પર ધરી મને તે જગા ચીંધી બતાવી.

'એક્સીડન્ટ ! શી રીતે થયો ?' મેં આતુરતાથી પૂછ્યું.

'સાહેબ, મોટરવાળાની ભૂલ. ગાડી પર સીધી મોટર આવીને અથડાઈ. અલીની ગાડી ભાંગી ગઈ. ઘોડો પણ ખલાસ થઈ ગયો—ત્યાંનો ત્યાં જ. તમે તેને જોયો હોય તો મોટો પહેલવાન જેવો ઊંચો, ને ભરાવદાર શરીર. ચળકતો કાળો સુંદર રંગ. નજર

લાગે તેવો ઘોડો પણ પડ્યા પછી સહેજ વારેય છૂટ્યો નથી તરત જ ખલાસ થઈ ગયો' 'ખલાસ થઈ ગયો' શબ્દ સાથે ગાડીવાનના ઉરમાં દટાયેલું દુઃખનું મોજું ઊછળીને ઉપર આવ્યું ને તે શબ્દોચ્ચારમાંથી બહાર પડ્યું 'અરેરે' મેં કહ્યું ને દુઃખનું મોજું મારા પરથી પસાર થઈ ગયું અનિલ વચ્ચે જ બોલી પડ્યો 'કેટલું નુકશાન! ઘોડો બહુ મોંઘો હોય ને! ને આવો સરસ ઘોડો તો બહુ મોંઘો હશે ને!' 'તે ઘોડો તો ફક્ત પચાસ રૂપિયામાં જ લીધો હતો' ગાડીવાને જવાબ આપ્યો તે સાંભળી અનિલ બોલ્યો 'બસ પચાસ જ રૂપિયા? કેમ? ઘોડા તો બહુ મોંઘા હોય' હું વિચારતો હતો કે ઘોડામાં કંઈ ખોડ હશે ત્યાં તો પેલો ગાડીવાન બોલ્યો—'એ ઘોડો તો અહીં લાવ્યો'તો એક માણસ પાંચસો રૂપિયામાં પણ ઘોડો બહુ તોફાની પેલાને ગાંઠે જ નહિ તેથી પેલા માણસે ત્રણસો રૂપિયામાં તેને વેચી નાખ્યો આ બીજા માણસનેય તે ઘોડો ગાંઠે નહિ તેથી તેણે વેચવા કાઢ્યો પણ આવા તોફાની ઘોડાને લે કોણ? તેથી તેની કિંમત ઘટાડી ઘટાડીને આખરે પચાસ રૂપિયા પર લાવ્યો ને મેં જ અહીંને તે ઘોડો લઈ લેવાનું કહ્યું બધી અહીં તો ના જ કહેતા હતા ઘોડો તો અમે લીધો, પણ બહુ જબરો કોઈની ગાડી સાથે જોડાય જ નહિ ગાડીને જોડો એટલે ચાલે તેવું તોફાન લાતો મારી મારીને ખૂબ તોફાન કરીને ગાડી જ તોડી પાડે એમ તોફાન કરીને બેત્રણ તો તેણે ગાડી ભાંગી નાખી ના તેના પર બેસાય કે ના તેને ગાડીએ જોડાય' આ સાંભળતાં સાંભળતાં જ પેલો તોફાની ઘોડો છૂટો થઈ ભાગી આગળ તોફાન કરવા માંડ્યો બે પગે ઊભો થઈ ગયો વળી નાસભાગ કરવા માંડ્યો હું બી ગયો અરે, કોઈ બિચારું આની હડફેટમાં આવી જશે! ને મેં આતુરતાથી પૂછ્યું 'હં પછી?' 'પછી તો—' ગાડીવાન બોલ્યો 'મેં, એક દા'ડો, તેના પર હાથ ફેરવ્યો તેને પંપાળ્યો, ને ગાડીએ જોડ્યો અમે બે ત્રણ જણ ગાડીમાં બેઠા

ત્યાં તો પાછલે પગે ઘોડાએ લાતો લગાવી, તોફાન કરવા માંડ્યો ને અહીં ગાળ બોલ્યો ને હાથમાં ચાબૂક લઈ ઉગામ્યો પણ મેં તેને રોક્યો ને કહ્યું 'નહિ એમ નહિ ગાડી પરથી ઊતરી જા,' ને અમે બન્ને ગાડીમાંથી નીચે ઊતરી ગયા- હું ને અહીં ઘોડા પાસે ગયા તેને પંપાળ્યો હાથ તેના પર ફેરવ્યો ને પછી ચલાવ્યો પણ ફરી પાછું તોફાન કર્યું પણ નહિ અમે તેને જરાયે માર્યો નહિ મેં કોઈને મારવા દીધો નહિ ને ધીરજ રાખવાનું કહ્યું થોડા વખત સુધી આમ કર્યા કર્યું ને થોડા દિવસોમાં તો ઘોડો સમજી ગયો મૂંગું પ્રાણીયે સાહેબ, કેટલું સમજે છે! તે તોફાની ઘોડો પછી એવું તો કામ આપતો કે બસ એકવાર સાહેબ તમે ગાડીમાં બેસો તો પાછું તમને બેસવાનું મન થાય ને તેની ગાડી માટેય લોકો પડાપડી કરે! શું ઘોડો હતો સાહેબ! એવો તો કોઈ બીજો ઘોડો હજી મારી આખી જિંદગીમાં મેં જોયો નથી. તમારી મોટર શું ચાલે? અરે મોટરવાળાયે તે ઘોડાની ગાડીમાં બેસવાની મજા લૂંટે!' ગાડીવાન આમ કહેતો હતો, ત્યાં તો અનિલ બોલી પડ્યો 'બાપુ તે ઘોડો તો એવું દોડે, એવું દોડે,' ને હું 'એવું દોડે' શબ્દના રણકામાં 'છન છન, છન' ઘૂઘરીઓનો અવાજ સાંભળી રહ્યો ને 'ટોક ટોક' કરતો કાળો ચળકતો કદાવર ઘોડો મારી સમક્ષ દોડી રહ્યો—જાણે ઊડી રહ્યો હોય એમ પેલો દોડ્યો જ ય પૂરપાટ ૮ ને ગાડીય જાણે ઊડવા લાગી

'સુધરી ગયો એટલે તેના બળનો ઉપયોગ સારે રસ્તે થયો તમને ઘોડાને સમજાવતા આવડતું હશે' મેં કહ્યું 'ના એવું કંઈ નહિ સાહેબ, પણ એમ હતું કે તેનો પહેલાનો માલિક તેના પર ખૂબ ભાર મૂકતો ને પછી તેને ખૂબ મારતો ઘોડા જરા હઠીલો ખરો ને મૂંગું પ્રાણી કેટલું સહન કરે? તેથી તે તોફાને ચડ્યો તેનામાં મારની બીક ભરાઈ ગઈ હતી તેથી ગાડી સાથે જોડતા જ તેને મનમાં થતું હશે કે હવે મને મારશે તેથી તે પહેલેથી જ તોફાન કરતો ને બધાને ગભરાવી મૂકતો અમે તેને માર્યો નહિ ને

પંપાળ્યો. તેથી તે જાણી ગયો કે આપણને અહીં આ કામ કરવાનું છે. ને માર પડવાનો નથી. પછી તો તે સીધો સટ. પેલા તો કોઈની પાસે જવાની હિંમત જ ન ચાલે. મેં બરાબર જોયું કે મૂગું પ્રાણીય—ગમે તેવું તોફાની પ્રેમથી વશ થાય છે. આ બધું સાંભળતાં હું તો વિચારે ચડ્યો......'રે જંગલીમાં જંગલી બની ગયેલો, વિફરેલો ઘોડાયે વહાલને વશ થઈ શકે છે. તો માણસ પ્રેમથી કેમ ના સમજે ? કેમ ન સુધરે ? જ્યાં સુધી માનવોમાં પ્રેમયોગીઓ પેદા થતા રહેશે ત્યાં સુધી માનવતાને ભો નથી. પ્રેમ માનવતાની ઢાલ છે......આમ વિચારું છું ત્યાં તો ઘોડાગાડી થોભી...ગાડીવાને બારણું ખોલ્યું. ને પટ દઈને અનિલ ઊતર્યો. ઘરના બારણા પાસે જઈને બૂમાબૂમ કરી મૂકી. 'બા...ઓ બા...ઊઘાડ' મને કહેવાનું મન થયું. તારી બા જાગતી જ હશે, શું કામ ઘાંટા પાડે છે ? પણ મેં તેમ કહ્યું નહિ. ઘરમાં ગયા પછીયે અનિલ મોટેથી તેની બાને કહેતો હતો ...'બા, મારે વાજું લાવવું છે. પેલા છોકરાઓ—ગાડીમાં કેવું સરસ વગાડતા હતા.' મને કહેવાનું મન થયું કે 'અલ્યા, આપણને એ ના પરવડે. જોયો મોટો વાજાવાળો. હં પછી તો તું ગાયા જ કરે આખો દિવસ ! ને ભણે નહિ—પણ આવું કશું જ મેં કહ્યું નહિ. ને હું બોલી પડ્યો...'બેટા તારે માટે વાજું લાવવાનું હોં.' 'હેં બાપુ ! ક્યારે ?' અનિલે કહ્યું. 'તું અભ્યાસ સારો કરે તો.' 'અભ્યાસ તો સારો કરું છું.' અનિલે કહ્યું. 'પણ ત્રણ નંબરની અંદર નંબર લાવવો જોઈએ. તો તને ઈનામ આપીશ. ને સંગીત શીખવા વર્ગમાંયે મોકલીશ. અનિલે ઉત્સાહભેર કહ્યું. 'હા બાપુ હા.' ને તે મારી પાસે બેસી ગયો. ત્યાં તો બેબી ઊઠી, 'એં, એં એં' એટલે અનિલની બા-રમા બોલી...'મુઈ, ઊઠી પડી. કોફીયે નહિ કરવા દે.' કેટલા ઉકળાટથી તે આ શબ્દો બોલી હતી ! પણ શાંતિથી મેં કહ્યું. 'કંઈ નહિ. જા તેને જા. હું કોફી ઉતારું છું.' 'રહેવા દો. હજી હમણાં તો તમે આવ્યા. થાક્યા પાક્યા...' રમા બોલી...... પણ હું તો મારા મગજમાં ઊઠતા શબ્દો સાંભળી રહ્યો હતો. 'તેમાં શું...બેબીનેય શું જોઈએ છે તે જોવું જોઈએ. હું થાક્યો હઈશ તેથી કંઈ બેબી પ્રત્યે દુર્લક્ષ ન કરાય—' મેં કોફી કપમાં રેડી......મેં ને અનિલે પીધી. ત્યાં તો રમા ઉપાને (બેબીને) તેડીને લાવી. મેં કહ્યું...'લાવ. તું કોફી પી લે. ઠંડી થશે. બેબી, તારે થોડું દૂધ પીવું છે ?' રમા મારી સામે જોઈ રહી. તેની આંખો જાણે પૂછતી હતી......'કેમ મહાશય આજે અમારી આટલી બધી દરકાર કરો છો ? આજ કંઈ બહુ વહાલ ઊભરાય છે ?' પણ મોઢેથી તે કંઈ જ ના બોલી. મેં બેબીને ખોળામાં લીધી. ને ભૂલાયેલા શ્લોકની છેલ્લી લીટી મને યાદ આવી—धन्यास्तदङ्गरजसा मलिनी भवन्ति।

બેબી કાલા કાલા શબ્દે મને પૂછતી હતી. 'બાપુજી તમે મને મારશો ?' 'ના બેટા. કોણે કહ્યું ?' વહાલથી તેને માથે હાથ ફેરવતાં મેં કહ્યું. બેબી બોલી. 'બા કહેતી હતી કે તારા બાપુજી તને ટીપી નાખશે.' મેં પૂછ્યું. 'કેમ ?' 'છે ને બાપુજી, મેં કેવું સલસ જાભ માટી લઈને માંજ્યું ને ડોલમાં ધોયું. પાણી બધું ગંદુ થયું છે. મારશો બાપુ ?' 'ના. નહિ મારું હો ! બેબી મારી ડાહી ને !' કહી મેં તેની પીઠ પર હાથ ફેરવ્યો. ત્યારે તેણે બંને હાથ મારા ગળામાં પરોવી દીધા. ને તેની બા સામે જોઈ રહી—જાણે કહેતી ન હોય...'લે બા લેતી જા. બાપુ તો કેવા સારા છે. મને માર ખવડાવવાની હતી ને ? જુઠ્ઠી...' ને હું જોઈ રહ્યો હતો-પેલો તોફાની ઘોડો-પેલો પ્યારભર્યો ગાડીવાન-તેનો ઘોડા પર ફરતો હાથ-પેલો પૂરપાટ દોડતો ઘોડો-ને તેની ઘૂઘરમાળ છન્ છન્, છન્ છન્, અવાજ કરતી મને સંભળાઈ—જાણે તોફાન-મસ્તી પ્રેમને તાલે વશ વર્તી નાચતાં ન હોય !



જર્મનીમાં પ્લાસ્ટીકનો વિધવિધ રીતે ઉપયોગ કરવામાં આવે છે. દ્રાક્ષના બગીચાઓમાં વેલાને પાતળા પ્લાસ્ટીકથી આચ્છાદિત રાખવામાં આવે છે. કરા, હીમ, અને હવામાનની માઠી અસરોથી આ પ્લાસ્ટીક આચ્છાદન દ્રાક્ષને જાળવે છે. આમ પ્લાસ્ટીકરક્ષિત દ્રાક્ષ લાંબા સમય સુધી પરિપક્વ થઈ શકે છે અને તેથી તેનો પાક પણ સારો ઉતરે છે. આમ વધુ પરિપક્વ થયેલી દ્રાક્ષની મીઠાશ પણ વધારે રહે છે.

[ ૧૬મા પાનાથી ચાલુ ]

એવી રાક ને પરાધીન પ્રજા, નવી નેતાગીરી વિનાની પ્રજા, જીવનનો સાત્વિક આનંદ ગુમાવી ધનના પ્રદર્શન વડે રીઝનારી પ્રજા, આરોગ્યવિહોણી અને જુસ્સા વિનાની—કોને એવું ગમશે ? ને તોયે શું એ જ સ્થિતિ—!

ગાજો ઓ ગિરનાર ને ઊઠો ઓ પાવાગઢ. માતા મહી ને નર્મદા—ગુંજો તમારાં ગાન. દ્વારિકાધીશના ચરણ પખાળતા સાગર ઊછળો ને ગાવ ઘેરાં ગીત વનવનના તરુઓ ડોલી ઊઠો—જગાવો અમારા પ્રાણ, જગાડો અમારી મહેચ્છાઓ, પ્રેરો અમને પરાક્રમ. અમારા ચિંતન ખળભળી ઊઠો. અમારી શક્તિઓ જાગી ઊઠો, સહ્યું છે આટલું તો હજુ એથી વધારે ભલે આવી પડો—પણ સુખની લાલચ આડે ગુજરાતીનાં હાડ ઠરી ના જાઓ, એની બુદ્ધિ ચલિત ના થશો, એના સંતોષ સસ્તા ના થશો એની વાણી થોથરાતી ના થશો—ના ડરથી, ના લોભથી ના ગરજથી કે ના નિરાશથી.

ગરવી ગુજરાતની ધજા–ઊંચા આદર્શોથી અંકિત–સદા ફરકતી રહો–સદા અણનમ, સદા પ્રતિભાવંત, સદા પરાક્રમી, સદા આગે ધપંત !

*

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**હરિસંહિતા** (ગ્રંથ ૨–૩) ન્હાનાલાલ દલપતરામ કવિ. પાના ૩૯૦+૪૧૧ રૂ. ૧૦+૧૦ મહાકવિ ન્હાનાલાલ સ્મારક સમિતિ. ૪૬ પરિમલ સોસાયટી, અમદાવાદ, ૬ **મોરનાં આંસુ :** સારંગ બારોટ પાનાં ૨૬૪. રૂ. ૪/—. **અગનખેલ :** સારંગ બારોટ. પાના ૨૫૨ રૂ. ૪/—. **રૂંધાતાં જીવન :** શ્રી. ના. પેંડસે. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ પાના ૪૫૬. રૂ ૭/—. **ભ્રમણગાથા :** ગો. ની. દાંડેકર. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૩૮૬. રૂ. ૬/—. **ચંપાવતી :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૯૨. રૂ. ૪/૫૦. **આભિસાં :** અરવિંદ ગોખલે. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ પાનાં ૩૧૬. રૂ. ૫/— —છયેના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨, **ભારતીય કાવ્ય સિદ્ધાંત :** જયન્ત કોઠારી–નટુભાઈ રાજપરા પાનાં ૨૦૮. રૂ ૩/૨૫. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ **પેલે પાર :** રમણ પટેલ, પાનાં ૯૨. રૂ. ૨/૨૫. હરિહર પુસ્તકાલય, સૂરત. **ગાવા જેવા ગરબા :** હીરાબહેન પાઠક. પાના ૩૨ ૦/૪૦. **જ્ઞાતિઓ ક્યાંથી આવી ?** અક્ષયકુમાર દેસાઈ. પાનાં ૩૨ —/૪૦. —બન્નેના પ્રકાશક પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **જાતીય મુશ્કેલીઓ :** (ભાગ ૨) ડૉ૦ નવનીતલાલ વી. પટેલ પાનાં ૩૨. —/૬૨. **શિશુની સંભાળ :** 'સત્યમ્' પાનાં ૩૨. —/૬૨.—બન્નેના પ્રકાશક ડૉ, નવનીતલાલ વી. પટેલ, અમદાવાદ, ૧. **એ પણ મારા દીકરાઓ છે :** જ્યોત્સ્નાબેન શુક્લ પાનાં ૨૦. —/૨૦ **સોનાની ઈંટ અને બીજી વાતો .** જ. ઓ. કાનુગા. પાના ૪૪. —/૪૫ **સતનો મારગ .** 'સુન્દરમ્' પાના ૪૭. —/૪૦. **ભિકારી** . જ્યોત્સ્નાબેન શુક્લ. પાના ૩૨. —/૨૫ **જાગીને જોઉં તો** (૧–૨) કપિલરામ અધ્વર્યુ. પાનાં ૪૧+૩૮. —/૬૫. **પાકે ઘડે ;** મનુભાઈ પંડિત. પાના ૪૭. —/૪૦ **સમાજશિક્ષણ પોથી** નિર્મળાબેન દેસાઈ. પાનાં ૧૧૨. —/૯૦. **પથ્થર તરશે રામ નામના .** મગન હ. વૈદ્ય પાનાં ૪૮. —/૩૫. **સમાજ શિક્ષણ સાહિત્ય પત્રિકાશ્રેણી ૧ થી ૨૦** રૂ ૨/૪૦. **નવશિક્ષિત સાહિત્ય નિર્માણ શ્રેણી મણકા ૧ થી ૧૦** —/૬૦ —અગિયારેયના પ્રકાશક . ગુજરાત સમાજ શિક્ષણ સમિતિ, સૂરત

*





## જયન્તિકા પરમાર 'સુમંગલા'




માનવીનું મન કુદરતે શા કારણે ઘડ્યું છે? મન તો પશુ–પંખીને પણ છે. પરંતુ માનવી બધાંથી કંઈક જુદો તરી આવે છે. તેની પાસે વાચા છે, ભાષા છે, બીજી વ્યક્તિને સમજવાની શક્તિ છે, ખુદમાં વિચાર કરવાની તાકાત છે; એ વિચાર દ્વારા સારું પારખવાની દૃષ્ટિ છે. કોઈક એવી અગમ્ય શક્તિ છે જે મનુષ્ય પાસે જીવનની તમામ હલચલ, તમામ જરુરિયાતને યેનકેન પ્રકારે ફળિભૂત કરાવે છે. દરેક વ્યક્તિમાં જુદી જુદી શક્તિ રહેલી હોય છે. દરેક વ્યક્તિ બધી વસ્તુઓમાં પારંગત નથી હોતી. તેમ બની પણ શકે નહિ. કોઈપણ એક વિષયના નિષ્ણાત બનવા માટે વર્ષો સુધી તેની પાછળ તપશ્ચર્યા, મહેનત કરવી પડે છે અને ત્યારે જ તેમાં તે પારંગત થાય છે. આજે તો વિજ્ઞાનની શોધોને પરિણામે આખી દુનિયા ઉથલપાથલ થઈ શકે તેવી તાકાત માનવીમાં રહેલી છે પણ એ તાકાતનો સદુપયોગ કરવો કે દુરુપયોગ તેય તેને આધીન છે.

ઈર્ષા અને સ્વાર્થ હમેશાં માનવીને પાડે છે. એક વ્યક્તિ કરતાં ચઢિયાતા થવા માટે અથવા તો સામાની કીર્તિને ઝાંખપ લગાડવા ન કરવાનું કરતાં માણસ અચકાતો નથી. મોટામાં મોટું વેર પૈસો—સંપત્ત છે. 'હું પણ એનાથી વધુ મોટો થાઉં અને કીર્તિ વધારું', તેમ કરવા જતાં બીજાને નુકશાન થાય તો તેની મને શું પડી હોય!' ભાવનાથી રંગાયેલો મનુષ્ય સ્વાર્થની આડે બીજું કંઈ જોવા તત્પર થતો નથી.

આ તો થઈ બુદ્ધિશાળી વર્ગની વાત. જેનામાં ઓછી બુદ્ધિ છે, વિચારવાની શક્તિ કુંઠિત થયેલી છે તે બીજો વર્ગ. નાનપણથી તેમના સંયોગો વિપરીત દિશામાં ફરતા હોય છે, પુરુષાર્થ કરી આગળ વધવાની તેમને કલ્પનાયે નથી હોતી. પરંતુ બુદ્ધિશાળી વર્ગની દેખાદેખી કરીને સમજે કે ના સમજે તોપણ તેનું અનુકરણ કરવા પ્રેરાય છે. એ અનુકરણ કરતાં ઊંધે રસ્તે દોરાઈ જાય છે અને પોતાનું જીવન વેડફી મારે છે. બીજાની સલાહ લેવી તેમને ગમતી નથી. કોઈ સામે ચઢીને સલાહ આપવા જાય છે તો તેમના મગજમાં તે ઊતરતી નથી. અને નાપાક માણસો એવી વ્યક્તિઓનો લાભ ઊઠાવી તેમને કૂવામાં ધકેલે છે. જ્યારે આંખ ઊઘડે છે ત્યારે પતન થઈ ચૂકેલું હોય છે. એટલે જીવનમાં નિરાશા વ્યાપી જાય છે. જીવન ઝેર જેવું લાગે છે.

[૧૬મા પાનાથી ચાલુ]

એવી રાંક ને પરાધીન પ્રજા, નવી નેતાગીરી વિનાની પ્રજા, જીવનનો સાત્વિક આનંદ ગુમાવી ધનના પ્રદર્શન વડે રીઝનારી પ્રજા, આરોગ્યવિહોણી અને જુસ્સા વિનાની—કોને એવું ગમશે? ને તોયે શું એ જ સ્થિતિ— !

ગાજે એ ગિરનાર ને ઊઠો એ પવાગઢ. માતા મહી ને નર્મદા—ગુંજે તમારા ગાન. દ્વારિકાધીશના ચરણ પખાળતા સાગર ઊછળો ને ગાવ ઘેરાં ગીત. વનવનનાં તરુઓ ડોલી ઊઠો—જગાવો અમારા પ્રાણ, જગાડો અમારી મહેચ્છાઓ, પ્રેરો અમને પરાક્રમ, અમારાં ચિંતન ખળભળી ઊઠો. અમારી શક્તિઓ જાગી ઊઠો, સહુ છે આટલું તો હજુ એથી વધારે ભલે આવી પડો—પણ સુખની લાલચ આડે ગુજરાતીના હાડ હરી ના જશો, એની બુદ્ધિ ચલિત ના થશો, એના સતોષ સસ્તા ના થશો. એની વાણી થોથરાતી ના થશો—ના ડરથી, ના ક્ષોભથી ના ગરજથી કે ના નિરાશાથી

ગરવી ગુજરાતની ધજા-શિખા આદર્શોથી અકિન-સદા ફરકતી રહો-સદા અણનમ, સદા પ્રતિભાવંત, સદા પરાક્રમી, સદા આગે ધપત!



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**હરિસંહિતા** (ગ્રંથ ૨–૩) . ન્હાનાલાલ દલપતરામ કવિ. પાનાં ૩૯૦+૪૧૧ રૂ. ૧૦+૧૦ મહાકવિ ન્હાનાલાલ સ્મારક સમિતિ. ૪૬ પરિમલ સોસાયટી, અમદાવાદ, ૬. **મોરનાં આંસુ :** સારંગ બારોટ. પાનાં ૨૬૪. રૂ. ૪/—. **અગનખેલ :** સારંગ બારોટ. પાના ૨૫૨. રૂ. ૪/—. **રૂંધાતાં જીવન :** શ્રી. ના. પેંડસે. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ પાના ૪૫૬. રૂ. ૭/—. **શ્રમણગાથા :** ગો. ની. દાંડેકર. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૩૮૬. રૂ. ૬/—. **ચંપાવતી :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૯૨. રૂ. ૪/૫૦. **આભિલાં** અરવિંદ ગોખલે. અનુ૦ ગોપાળરાવ વિદ્વાસ પાનાં ૩૧૬. રૂ. ૫/— —છયેના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨, **ભારતીય કાવ્ય સિદ્ધાંત :** જયન્ત કોઠારી–નટુભાઈ રાજપરા. પાનાં ૨૦૮. રૂ. ૩/૨૫. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **પેલે પાર :** રમણ પટેલ. પાનાં ૯૨. રૂ. ૨/૨૫. હરિહર પુસ્તકાલય, સૂરત. **ગાવા જેવા ગરબા :** હીરાબહેન પાઠક. પાના ૩૨. ૦/૪૦. **જ્ઞાતિઓ ક્યાંથી આવી?** અક્ષયકુમાર દેસાઈ. પાનાં ૩૨. —/૪૦, —બન્નેના પ્રકાશક પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **જાતીય મુશ્કેલીઓ :** (ભાગ ૨) ડૉ૦ નવનીતલાલ વી. પટેલ પાનાં ૩૨. —/૬૨. **શિશુની સંભાળ :** 'સતમ્' પાનાં ૩૨. —/૬૨.—બન્નેના પ્રકાશક ડૉ, નવનીતલાલ વી. પટેલ, અમદાવાદ, ૧. **એ પણ મારા દીકરાઓ છે :** જ્યોત્સ્નાબેન શુકલ પાનાં ૨૦. —/૨૦. **સોનાની ઈંટ અને બીજી વાતો :** જ. એ. કાનુગા. પાનાં ૪૪. —/૪૫. **સતનો મારગ** 'સુકાસી' પાના ૪૭. —/૪૦. **શિકારી :** જ્યોત્સ્નાબેન શુકલ. પાનાં ૩૨. —/૨૫ **જાગીને જોઉં તો** (૧–૨) કપિલરામ અધ્વર્યુ. પાનાં ૪૧+૩૮ —/૬૫. **પાકે ઘરે ;** મનુભાઈ પંડિત. પાના ૪૭ —/૪૦. **સમાજશિક્ષણ પોથી** નિર્મળાબેન દેસાઈ. પાનાં ૧૧૨. —/૯૦. **પથ્થર તરશે રામ નામના** . મગેશ હ વૈદ્ય પાનાં ૪૮. —/૩૫ **સમાજ શિક્ષણ સાહિત્ય પત્રિકાશ્રેણી ૧ થી ૨૦** રૂ. ૨/૪૦. **નવશિક્ષિત સાહિત્ય નિર્માણ શ્રેણી મણકા ૧ થી ૧૦** —/૬૦ —અગિયારેયના પ્રકાશક. ગુજરાત સમાજ શિક્ષણ સમિતિ, સૂરત.



જયન્તિકા પરમાર 'સુમંગલા'



માનવીનું મન કુદરતે શા કારણે ઘડ્યું છે? મન તો પશુ-પંખીને પણ છે. પરંતુ માનવી બધાંથી કંઈક જુદો તરી આવે છે. તેની પાસે વાચા છે, ભાષા છે, બીજી વ્યક્તિને સમજવાની શક્તિ છે, ખુદમાં વિચાર કરવાની તાકાત છે; એ વિચાર દ્વારા સારું પારખવાની દૃષ્ટિ છે. કોઈક એવી અગમ્ય શક્તિ છે જે મનુષ્ય પાસે જીવનની તમામ હલચલ, તમામ જરુરિયાતને યેનકેન પ્રકારે ફળિભૂત કરાવે છે. દરેક વ્યક્તિમાં જુદી જુદી શક્તિ રહેલી હોય છે. દરેક વ્યક્તિ બધી વસ્તુઓમાં પારંગત નથી હોતી. તેમ બની પણ શકે નહિ. કોઈપણ એક વિષયના નિષ્ણાત બનવા માટે વર્ષો સુધી તેની પાછળ તપશ્ચર્યા, મહેનત કરવી પડે છે અને ત્યારે જ તેમાં તે પારંગત થાય છે. આજે તો વિજ્ઞાનની શોધોને પરિણામે આખી દુનિયા ઉથલપાથલ થઈ શકે તેવી તાકાત માનવીમાં રહેલી છે પણ એ તાકાતનો સદુપયોગ કરવો કે દુરુપયોગ તેય તેને આધીન છે.

ઈર્ષા અને સ્વાર્થ હમેશાં માનવીને પાડે છે. એક વ્યક્તિ કરતાં ચઢિયાતા થવા માટે અથવા તો સામાની કીર્તિને ઝાંખપ લગાડવા ન કરવાનું કરતાં માણસ અચકાતો નથી. મોટામાં મોટું વેર પૈસો—સંપત્તિ છે. 'હું પણ એનાથી વધુ મોટો થાઉં અને કીર્તિ વધારું, તેમ કરવા જતાં બીજાને નુકશાન થાય તો તેની મને શું પડી હોય!' ભાવનાથી રંગાયેલો મનુષ્ય સ્વાર્થની આડે બીજું કંઈ જોવા તત્પર થતો નથી.

આ તો થઈ બુદ્ધિશાળી વર્ગની વાત. જેનામાં ઓછી બુદ્ધિ છે, વિચારવાની શક્તિ કુંઠિત થયેલી છે તે બીજો વર્ગ. નાનપણથી તેમના સંયોગો વિપરીત દિશામાં ફરતા હોય છે, પુરુષાર્થ કરી આગળ વધવાની તેમને કલ્પનાયે નથી હોતી. પરંતુ બુદ્ધિશાળી વર્ગની દેખાદેખી કરીને સમજે કે ના સમજે તોપણ તેનું અનુકરણ કરવા પ્રેરાય છે. એ અનુકરણ કરતાં ઊંધે રસ્તે દોરાઈ જાય છે અને પોતાનું જીવન વેડફી મારે છે. બીજાની સલાહ લેવી તેમને ગમતી નથી. કોઈ સામે ચડીને સલાહ આપવા જાય છે તો તેમના મગજમાં તે ઊતરતી નથી. અને નાપાક માણસો એવી વ્યક્તિઓનો લાભ ઊઠાવી તેમને કૂવામાં ધકેલે છે. જ્યારે આંખ ઊઘડે છે ત્યારે પતન થઈ ચૂકેલું હોય છે. એટલે જીવનમાં નિરાશા વ્યાપી જાય છે. જીવન ઝેર જેવું લાગે છે.

## સંતોષ જેવું સુખ નહિ

અધકચરી બુદ્ધિ અને ભણતરનું તો નામ નહિ એવી કૈલાસનો જીવનદીપ ઓલવાવાની તૈયારીમાં હતો. છતાં તેની સુસ્તાકીમાંથી ઊંચી નહોતી આવતી.

એ જમાનામાં દીકરીને ચાર પાંચ ચોપડી ભણાવી એટલે બહુ થઈ ગયુ. કંઈક વાંચતા લખતાં-સહી કરતાં આવડ્યું એટલે બસ થયું. કૈલાસ પાચેક ચોપડી ભણી, એકાદ બે વર્ષ ઘરકામ શીખી, ત્યાં તો એના લગ્નની તૈયારી થવા લાગી. કૈલાસની બા તો બિલકુલ ભણેલાં નહિ એટલે દીકરી આટલું ભણી એ તો ખૂબ કહેવાય. અને હવે વધુ ભણાવીએ તો વંઠી જાય કંઈક એવી છાપ જ મનમાં રમ્યા કરે કે ભણેલાંઓ તો વંઠેલાં હોય. પણ એ માને ક્યાંથી ખબર કે અભણ તો ભણેલાંઓને પણ ટપી જાય તેવાં હોય છે? અહીંતહીંથી વાતો સાંભળી સાંભળીને, દેખાદેખીની અસર કૈલાસમાં ઠીક ઠીક આવી હતી. પરણીને સાસરે ગઈ પછી તો પૂછવું જ શું? પિયરનો અંકુશ છૂટ્યો. રોજ નવું નવું શહેરમાં તો દેખાવા લાગ્યું. શોખ વધ્યા. સિનેમા, નાટક,.હળવું મળવું, કુથલી કરવી બધું જ ધીમે ધીમે પ્રવેશવા માંડ્યુ. કોઈપણ બે વ્યક્તિની ગ્રહણશક્તિ એકસરખી નથી હોતી. એકની દૃષ્ટિએ સારું કહેવાતું હોય તે બીજાની દૃષ્ટિએ ન પણ હોય. કૈલાસ આવું બધું જાતજાતનું જોઈ, સાંભળીને દલીલો કરતી અને મોજશોખને પોષવા માટે પ્રયત્ન કરતી.

'ને બીજા કશામાં રસ નહોતો. જેમાં રસ હતો તે પોતાની આર્થિક પરિસ્થિતિને કારણે પોષી શકતી નહિ. એટલે ઘરમાં કંકાસનું મૂળ ઉત્પન્ન થયું. અડોશી પડોશી સાથે બીજાએ શું ખરાબ કર્યું તે નીરખી નીરખીને કુથલીમાં સમય પસાર કરતી આખો દિવસ બીજું કંઈ કામ જ ન હોય. બે ટંક રસોઈ બનાવવી એ જ કામ. પતિ નોકરીએ જાય એટલે એકલાં પડવાની જ રાહ જોવાય. આજુબાજુમાં બેસી ગપાટા હાંકે. કોઈકનું નવું જુએ કે ક્યારે લઈ આવે! આર્થિક રીતે પોષાય નહિ એટલે પતિ ગુસ્સે થઈ જાય આમ ઓછું પડે એટલે નિરાશા વ્યાપી જાય. લોકોની પાસે ઓશિયાળા થતાં પણ ખૂબ સ-સ આવડે.

ધીમે ધીમે કૈલાસ કુમાર્ગે ચડી ગઈ તેનું જીવન એટલે મોજશોખ. જીવનની કોઈ બીજી બાજુ છે, કે જીવનનું સાચું સુખ શેમાં છે એ વિચારવાનું તેને હતું જ નહિ. એની એક પડોશી બહેન સમજુ હતાં, બુદ્ધિશાળી હતાં. તેમની સાથે કૈલાસને શરૂમાં બહુ મેળ નહોતો. પરંતુ જેમ જેમ કૈલાસની વાતો વહેતી મુકાઈ, ઝઘડો વધ્યો ત્યારે તેઓએ તેને બોલાવી, તેની સાથે નિરાંતે વાતો કરી, દલીલો કરી. જો કે કૈલાસની દલીલો પાસે તેમની દલીલો નકામી થઈ પડે એટલી બોલકણી, તુચ્છકારી શકે એવી એ હતી. પરંતુ થોડા દિવસના પ્રયત્ન પછી એ પડોશી બહેન એને કંઈક સુધારી શક્યાં એના પતિને પણ સમજાવ્યો અને જીવનનો ખ્યાલ આપ્યો. જીવન માત્ર મશીન નથી. માણસ નવરું બેસે-તો નખ્ખોદ વાળે એ



કહેવત સાચી છે. જેટલું આપણી પાસે હોય તેટલામાં સુખ માનીને જીવવું સહેલું નથી પરંતુ એ રીતે જીવવા પ્રયત્ન કરવો એ પણ મોટામાં મોટું સુખ છે. દરેક વ્યક્તિનું સુખ, નસીબ તેની પોતાની પાસે જ છે. તેને કોઈ છીનવી શકતું નથી.

## વીર નારી

વીરમતી નામ પ્રમાણે નાનપણથી જ બહાદુર અને નીડર હતી. પિતાને ઘેર પૈસો પણ સારો હતો. અને કુટુંબમાં પણ સૌથી નાની. હમેશાં માબાપને પોતાનું સૌથી પહેલું અને છેલ્લું બાળક વધુ વહાલું હોય છે. છેલ્લા બાળક પછી તેનું જીવન સંતોષી બને છે. એ નાનું હોય છે એટલે વધુ સમય બીજાં બાળકો જેટલું તે પોતાની પાસે રહી શકવાનું નથી એ પણ તેને ખ્યાલ હોય છે.

પિતાના ખ્યાલમાં વીરમતીને ખૂબ ભણાવવી અને નામ પ્રમાણે ગુણ પૂરા કરાવવા તેવું હતું પરંતુ દીકરીના કમનસીબ કે પિતા વધુ સમય પોતાની વહાલી દીકરીનું ભવિષ્ય જોવા ન રહ્યા. હૃદયરોગના હુમલાને કારણે આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા. ત્યારે વીરુ તો માંડ મૅટ્રિક સુધી પહોંચી હતી.

વીરુના કુટુંબ માટે આ સજ્જડ આઘાત હતો. ભાઈઓ મોટા હતા એટલે વેપારમાં તો કોઈ મુશ્કેલી આવી નહિ, પણ ઘરમાં માતા હોવા છતાં ભાભીઓનું રાજ્ય વધુ પ્રજ્વલિત બન્યું. બા બિચારી લાચાર બની ગઈ. એનું તો જાણે સર્વસ્વ હણાઈ ગયું.

વીરુના હવાઈ કિલ્લા કડડડ ભૂસ કરતાં તૂટી ગયા. માંડ માંડ તેણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી. ખૂબ સારા ગુણ મેળવી પસાર થયેલી એટલે એને આશા હતી કે સમજાવટથી ભાઈઓ ભણવાની રજા આપશે. પરંતુ એનું કે બાનું કંઈ જ ચાલ્યું નહિ. અને તરત જ એમની દૃષ્ટિએ સારો ગણાતો મુરતીયો શોધી પરણાવી દીધી.

વીરમતી ભાઈઓ પાસે નરમ થઈ ગઈ. મનમાં ખૂબ જ દુ:ખ હોવા છતાં, વિરોધ ઉઠાવવાની એટલી તીવ્ર ઇચ્છા હોવા છતાં એક બાને ખાતર પોતાની જિંદગી હોડમાં મૂકી દીધી પરણીને સારા પ્રમાણમાં આણું લઈને સાસરે ગઈ પતિની હિલચાલ જોતાં તેને સમજાયું કે તે પોતાને નહિ પણ સસરાના પૈસાને પરણ્યો છે. કોઈ કામધંધો કરે નહિ, આજે નોકરી હોય તો કાલે ફરતા રામની માફક ફરતો હોય. ઘરમાં પણ નિયમિત આવે નહિ. બસ, રખડવું અને બહાર ફરીને મોજ ઉડાવવી એ જ એનું લક્ષ્ય વીરુ તો પતિની આ વર્તણુક જોઈને છક જ થઈ ગઈ. પત્નીની તો તેને કંઈ પડી નહોતી પણ તેની દાનત તો પૈસા ઉપર હતી. એટલે તેની પાસેથી પૈસા કેમ કઢાવવા તે જ પેરવીમાં રહેતો. એક તો રખડેલ અને પાછો વિષયાન્ધ. વીરુ તો આ બધું સહી શકે તેમ હતી જ નહિ. પરાણે પરણાવેલી અને તેમાંય ન ગમતાંને કારણ મળ્યું. વીરુને તો એવી નફરત આવી ગઈ કે સમજાવટથી કામ લેવાનું દિલ જ ન થયું. ત્રણેક મહિના પછી તો તે પિયર આવી, અને બાને સંભળાવી દીધું કે ફરી



તે સાસરે પગ મૂકવાની નથી. આગળ ભણવાનું શરૂ કરવાની છે. બાને ખૂબ દુઃખ થયું. બધાં છોકરાઓ સો સૌને ઘેર સુખી હતાં અને આ નાની છોકરી કે જેના લગ્ન કરવામાં ઉતાવળ કરી મોટાએ તેની જિંદગી બરબાદ કરી, બાએ વીરુને સાંત્વન આપ્યું અને ભણવાનું શરૂ કરાવ્યું. ઘરમાં ભાઈ-ભાભીઓને આ ન ગમ્યું. દીકરી તો સાસરે જ શોભે. એમ રોજ ટકોરતાં જાય અને વીરુને મહેણાં મારતાં જાય.

સમય પસાર થયો તેમ સાસરેથી પણ તેડાં આવવા લાગ્યાં. ના પણ ક્યાં સુધી પડાય? ભણવાનું બહાનું મોટું હતું. પણ ભાઈઓ તો પરાણે મોકલવા તૈયાર થયા. એટલે વીરુ સામે થઈ, 'મારે માટે બાપુજી જે મૂકી ગયા છે તે મને સોંપી દો. હું મારું ફોડી લઈશ.'

આપવાની તો વાત દૂર રહી. માત્ર તેમની પાસે તો બહેનને સાસરે મોકલવાની જ વાત હતી. એક દિવસ વીરુ ઘરમાંથી બહાર નીકળી ગઈ. હોસ્ટેલમાં રહી. અને દરેક મહિને જે ખર્ચ થાય તે પ્રમાણે બીલ બારોબાર મંગાવવા લાગી તેના નામની જુદી મિલ્કત હતી એટલે તેમને આપ્યા વગર છૂટકો જ નહોતો નહિતર મામલો વધી જાય.

વીરુએ ડૉકટરની ડીગ્રી સંપાદન કરી. નાનકડો ફ્લેટ રાખી બાને લઈને રહેવા લાગી નાનકડી હોસ્પિટલ શરૂ કરી. અને સ્ત્રીઓનાં દર્દોની પણ જાણકાર બની સેવામાં ' થઈ ગઈ. અને આ રીતે પરાણે લદાયેલા જીવનને ઠોકર મારી પોતે આબરૂભેર જીવી શકે છે તે ભાઈઓને બતાવ્યું.

તેને પૈસાની પડી નથી. એકલીને માટે જોઈએ તેટલું રાખી ગરીબોની સેવામાં મગ્ન બનીને સુંદર દવાખાનું આજે તે ચલાવે છે.

## ઓશિયાળાંની હિંમત

કાન્તાને માથે જાણે દુઃખના ડુંગરા ઊતરી આવ્યા હોય તેવું તેનું વર્તન હતું. સુખ અને દુઃખ વારાફરતી જીવનમાં આવ્યા જ કરે છે. ક્યારે તે આવશે કે કયા સંજોગોમાં આવશે તે ખબર નથી હોતી. દરેક વ્યક્તિની આવડત કે સંજોગો પણ સરખા નથી હોતા. કેટલાંક પોતાના દુઃખને હળવા સ્વરૂપે લે છે, કેટલાંક તેને મોટું કરે છે માને તો દુઃખ નહિતર જેવે સમયે જે ઊતરી આવે તેમાં જ આનંદ માની લેવો એના જેવું સુખ દુનિયામાં બીજું એકેય નથી.

પણ કાંતાબેન તો ઓશિયાળું જીવન... વામાં જ જાણે રચ્યાપચ્યાં રહેતાં હ... તો આવડત ઓછી અને બુદ્ધિ તો... ચાલે જ નહિ. બે ટંક રોજની... જાણે બીજી કોઈ પ્રવૃત્તિમાં રસ ન... કે કુથલી, બીજાની વાતોમાં તે... ખાસ ભણ્યાં ગણ્યાં નહિ. ગા... એટલે ત્યાંની રીતરસમ મુજબ... દીધાં. સાસરે સાધારણ ઠીક... એટલું ખર્ચાઈ જાય. પરણીને... પૂરાં થવા આવ્યાં ત્યારે... સાન થયું. કાન્તાબેન તો નિ... પિયરમાં પિતાની આવક...

દીકરીને પોતાના ઘરમાં સમાવી. પિતા જીવે છે ત્યાંસુધી તો તેમના ભરણપોષણની ચિંતા નહિ પણ પછી શું ? પોતાને તો કંઈ જ આવડતું નથી. આખી જિંદગી કેમ કાઢવી ? પિતાએ તેને ખૂબ સમજાવી અને ભણવા બેસાડી. થોડું ઘણું ભણી શકે તો ગામડામાં શિક્ષિકાની નોકરી ઝટ મળી જાય.

કેટલાંય વર્ષનું બેઠાડુ જીવન થઈ ગયેલું. અભ્યાસ જેવું જીવનમાં કંઈ હતું જ નહિ. બીજી બધી ઘણી વાતો યાદ રાખવાની હોય ત્યાં ભણવાની વાતો ક્યાંથી યાદ રહે? મન વગર પાકા ઘડે કાંઠા ચડાવવા પ્રયત્ન કરીએ તો પણ કેવી રીતે ચડે ? તેની પાછળ તો કેટલી મહેનત જોઈએ ? તન અને મન સાથે ભણતર વણાઈ જવું જોઈએ. કાન્તાને તો વાંચતાં કે લખતાં હમેશાં તેનું દુઃખ જ યાદ આવે. અમે તો આટલાં દુઃખી એટલે આ ઉંમરે ભણવા આવવું પડ્યું એમ રોદણાં રડીને બેસી રહે. કોઈનું સારું જોઈ શકાય નહિ. એકબીજાની વાતો કરવા જોઈએ અને તેમાંય જો કોઈએ કંઈ કહ્યું હોય તો તો જોખી જોખીને સંભળાવે. આટલી શક્તિ અભ્યાસમાં ખર્ચે તો જરૂર પાસ થઈ શકે.

ઓશિયાળું જીવન જીવવાને ટેવાયેલાં કાન્તાબેન એમ કહે ખરાં કે 'મારે તો પગભર થવું છે. હવે તો નોકરી જ કરવી છે.' પણ પરાણે છૂટકો નથી એટલે શું થાય ? આવડત હોય કે ન હોય પણ નોકરી કરીને પૈસા જોઈએ છે. હું દુઃખી છું તો મારા ઉપર દયા કરો. એ જ ભાવના, તૃષ્ણા આખાય ધ્યેયની પાછળ છૂપાયેલી હોય. આમ દુઃખી દુઃખી કરીને રડવાથી, આમ જ બેસી રહેવાથી શ્રેય ન થાય.

ભારતમાં આવી દુઃખી નારીઓ ઘણી છે. તેમના જીવનને નવેસરથી ઘડવા તેમનામાં હિંમત, આત્મવિશ્વાસ જોઈશે. જ્યારે ભારતની નારી એ હિંમત કેળવશે ત્યારે ભારતનો જયજયકાર હશે.

## બાળવિકાસમાં માર્ગદર્શન

કુદરતે નાનપણથી જ બાળકમાં પણ અમુક અમુક રસ ઉત્પન્ન કર્યા છે. દરેક વ્યક્તિ સંપૂર્ણ નથી હોતી. બધા વિષયમાં તે પાવરધી ન પણ હોય. વાતાવરણ અને જન્મસંસ્કારની રૂએ તેનામાં અમુક રસ જાગૃત થયેલા હોય છે. ક્યારેક તે સુષુપ્ત અવસ્થામાં પણ હોય છે.

બાળકની આ વૃત્તિ કોઈપણ પ્રકારે બહાર આવે છે ખરી. જેને આપણે તોફાની વૃત્તિ કહીને ક્યારેક ગણકારતાં નથી. પરંતુ એ તોફાન દ્વારા તેનો ઊંડો ઊંડો વિકાસ સધાય છે એ આપણે ભૂલી જઈએ છીએ.

ઘરમાં પોતાનાં મોટાં ભાંડુઓને અભ્યાસમાં લીન જોઈને નીલુને પણ પાટી–પેન લઈને દોરવું, લખવું ખૂબ ગમતું. ઘરના કામકાજમાં પણ ડબકું મારી આવતા નાનકડા ચાર વર્ષના નીલુનો ઉત્સાહ જોઈને તેને શીખવવા માંડ્યું, નાની નાની ચોપડીઓ પણ વસાવી અને નીલુ તો જાણે એમાં મસ્ત બની ગયો. એટલો હોંશે હોંશે એ શબ્દો તૈયાર કરવા લાગ્યો કે એની યાદશક્તિ ઉપર ફીદા થઈ જવાય



તે સાસરે પગ મૂકવાની નથી. આગળ ભણવાનું શરૂ કરવાની છે. બાને ખૂબ દુઃખ થયું. બધાં છોકરાઓ સૌ સૌને ઘેર સુખી હતાં અને આ નાની છોકરી કે જેના લગ્ન કરવામાં ઉતાવળ કરી મોટાએ તેની જિંદગી બરબાદ કરી, બાએ વીરુને સાંત્વન આપ્યું અને ભણવાનું શરૂ કરાવ્યું. ઘરમાં ભાઈ–ભાભીઓને આ ન ગમ્યું. દીકરી તો સાસરે જ શોભે. એમ રોજ ટકોરતાં જાય અને વીરુને મહેણાં મારતાં જાય.

સમય પસાર થયો તેમ સાસરેથી પણ તેડાં આવવા લાગ્યાં ના પણ ક્યાં સુધી પડાય ? ભણવાનું બહાનું મોટું હતું. પણ ભાઈઓ તો પરાણે મોકલવા તૈયાર થયા. એટલે વીરુ સામે થઈ, 'મારે માટે બાપુજી જે મૂકી ગયા છે તે મને સોંપી દો. હું મારું ફોડી લઈશ.'

આપવાની તો વાત દૂર રહી. માત્ર તેમની પાસે તો બહેનને સાસરે મોકલવાની જ વાત હતી. એક દિવસ વીરુ ઘરમાંથી બહાર નીકળી ગઈ. હોસ્ટેલમાં રહી. અને દરેક મહિને જે ખર્ચ થાય તે પ્રમાણે બીલ બારોબાર મંગાવવા લાગી તેના નામની જુદી મિલ્કત હતી એટલે તેમને આપ્યા વગર છૂટકો જ નહોતો નહિતર મામલો વધી જાય.

વીરુએ ડૉકટરની ડીગ્રી સંપાદન કરી. નાનકરો ફ્લૅટ રાખી બાને લઈને રહેવા લાગી નાનકડી હોસ્પિટલ શરૂ કરી. અને સ્ત્રીઓનાં દર્દોની પણ જાણકાર બની સેવામાં લીન થઈ ગઈ. અને આ રીતે પરાણે લદાયેલા જીવનને ઠોકર મારી પોતે આબરૂભેર જીવી શકે છે તે ભાઈઓને બતાવ્યું.

તેને પૈસાની પડી નથી. એકલીને માટે જોઈએ તેટલું રાખી ગરીબોની સેવામાં મગ્ન બનીને સુંદર દવાખાનું આજે તે ચલાવે છે.

## ઓશિયાળાંની હિંમત

કાન્તાને માથે જાણે દુઃખના ડુંગરા ઊતરી આવ્યા હોય તેવું તેનું વર્ણન હતું. સુખ અને દુઃખ વારાફરતી જીવનમાં આવ્યા જ કરે છે. ક્યારે તે આવશે કે કયા સંજોગોમાં આવશે તે ખબર નથી હોતી. દરેક વ્યક્તિની આવડત કે સંજોગો પણ સરખા નથી હોતા. કેટલાંક પોતાના દુખને હળવા સ્વરૂપે લે છે, કેટલાંક તેને મોટું કરે છે. માને તો દુઃખ નહિતર જેવે સમયે જે ઊતરી આવે તેમાં જ આનંદ માની લેવો એના જેવું સુખ દુનિયામાં બીજું એકેય નથી.

પણ કાંતાબેન તો ઓશિયાળું જીવન જીવવામાં જ જાણે રચ્યાપચ્યાં રહેતાં હતાં. એક તો આવડત ઓછી અને બુદ્ધિ તો બિલકુલ ચાલે જ નહિ. બે ટંક રોજની રસોઈ કરી જાણે બીજી કોઈ પ્રવૃત્તિમાં રસ નહિ—સિવાય કે કુથલી, બીજાની વાતોમાં તે એક્કાં.

ખાસ ભણ્યાં ગણ્યાં નહિ. ગામડામાં રહેતાં એટલે ત્યાંની રીતરસમ મુજબ વહેલા પરણાવી દીધાં. સાસરે સાધારણ ઠીક કમાઈને લાવે. એટલું ખર્ચાઈ જાય. પરણીને ત્રણેક વર્ષ માંડ પૂરાં થવા આવ્યાં ત્યાં તેમના પતિનું અવસાન થયું. કાન્તાબેન તો નિરાધાર થઈ ગયાં. પિયરમાં પિતાની આવક ઝાઝી નહિ પણ

દીકરીને પોતાના ઘરમાં સમાવી. પિતા જીવે છે ત્યાંસુધી તો તેમના ભરણપોષણની ચિંતા નહિ પણ પછી શું ? પોતાને તો કંઈ જ આવડતું નથી. આખી જિંદગી કેમ કાઢવી ? પિતાએ તેને ખૂબ સમજાવી અને ભણવા બેસાડી. થોડું ઘણું ભણી શકે તો ગામડામાં શિક્ષિકાની નોકરી ઝટ મળી જાય.

કેટલાંય વર્ષનું બેઠાડુ જીવન થઈ ગયેલું. અભ્યાસ જેવું જીવનમાં કંઈ હતું જ નહિ. બીજી બધી ઘણી વાતો યાદ રાખવાની હોય ત્યાં ભણવાની વાતો ક્યાંથી યાદ રહે ? મન વગર પાકા ઘડે કાંઠા ચડાવવા પ્રયત્ન કરીએ તો પણ કેવી રીતે ચડે ? તેની પાછળ તો કેટલી મહેનત જોઈએ ? તન અને મન સાથે ભણતર વણાઈ જવું જોઈએ. કાન્તાને તો વાંચતાં કે લખતાં હમેશાં તેનું દુઃખ જ યાદ આવે. અમે તો આટલાં દુઃખી એટલે આ ઉંમરે ભણવા આવવું પડ્યું એમ રોદણાં રડીને બેસી રહે. કોઈનું સારું જોઈ શકાય નહિ. એકબીજાની વાતો કરવા જોઈએ અને તેમાંય જો કોઈએ કંઈ કહ્યું હોય તો તો જોખી જોખીને સંભળાવે. આટલી શક્તિ અભ્યાસમાં ખર્ચે તો જરૂર પાસ થઈ શકે.

ઓશિયાળું જીવન જીવવાને ટેવાયેલાં કાન્તાબેન એમ કહે ખરાં કે 'મારે તો પગભર થવું છે. હવે તો નોકરી જ કરવી છે.' પણ પરાણે છૂટકો નથી એટલે શું થાય ? આવડત હોય કે ન હોય પણ નોકરી કરીને પૈસા જોઈએ છે. હું દુઃખી છું તો મારા ઉપર દયા કરો. એ જ ભાવના, તૃષ્ણા આખાય ધ્યેયની પાછળ છૂપાયેલી હોય. આમ દુઃખી દુઃખી કરીને રડવાથી, આમ જ બેસી રહેવાથી શ્રેય ન થાય.

ભારતમાં આવી દુઃખી નારીઓ ઘણી છે. તેમના જીવનને નવેસરથી ઘડવા તેમનામાં હિંમત, આત્મવિશ્વાસ જોઈશે. જ્યારે ભારતની નારી એ હિંમત કેળવશે ત્યારે ભારતનો જયજયકાર હશે.

## બાળવિકાસમાં માર્ગદર્શન

કુદરતે નાનપણથી જ બાળકમાં પણ અમુક અમુક રસ ઉત્પન્ન કર્યા છે. દરેક વ્યક્તિ સંપૂર્ણ નથી હોતી. બધા વિષયમાં તે પાવરધી ન પણ હોય. વાતાવરણ અને જન્મસંસ્કારની રૂએ તેનામાં અમુક રસ જાગૃત થયેલા હોય છે. ક્યારેક તે સુષુપ્ત અવસ્થામાં પણ હોય છે.

બાળકની આ વૃત્તિ કોઈપણ પ્રકારે બહાર આવે છે ખરી. જેને આપણે તોફાની વૃત્તિ કહીને ક્યારેક ગણકારતાં નથી. પરંતુ એ તોફાન દ્વારા તેનો ઊંડો ઊંડો વિકાસ સધાય છે એ આપણે ભૂલી જઈએ છીએ.

ઘરમાં પોતાનાં મોટાં ભાંડુઓને અભ્યાસમાં લીન જોઈને નીલુને પણ પાટી–પેન લઈને દોરવું, લખવું ખૂબ ગમતું. ઘરના કામકાજમાં પણ ડબકું મારી આવતા નાનકડા ચાર વર્ષના નીલુનો ઉત્સાહ જોઈને તેને શીખવવા માંડ્યું, નાની નાની ચોપડીઓ પણ વસાવી અને નીલુ તો જાણે એમાં મસ્ત બની ગયો. એટલો હોંશે હોંશે એ શબ્દો તૈયાર કરવા લાગ્યો કે એની યાદશક્તિ ઉપર ફીદા થઈ જવાય

**પંચાયત રાજ : સંતતિ નિયમન-સાચો માર્ગ : શાકાહારનો નૈતિક આધાર : ગીતાનો આદેશ :**

[ ચારેયના લેખક ગાંધીજી સંકલન આર કે પ્રભુ પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ મૂલ્ય ન પૈ ૩૦, ૪૦, ૨૫, ૨૫ ]

વિવિધ વિષયો ઉપર ગાંધીજીના વિચારોને સંક્ષિપ્તમા પણ સ્પષ્ટપણે રજૂ કરતી આર કે પ્રભુ સંપાદિત આ પુસ્તિકાઓ સમયસરની છે ગાંધીજી ગયા પરંતુ એમનો વારસો જાળવવાની ને એમના અરમાનોને આકાર આપવાની નૈતિક ફરજ હિંદના દરેક નાગરિકની છે ગાંધીજીની વિશિષ્ટતા એ છે કે જીવનને સ્પર્શતા તમામ પ્રશ્નો વિષે ઊંડું ચિંતન કરી જીવન જીવવાની સાચી કળા એમણે વિકસાવી છે. જે સમાજની સૂરત એમણે પચરી એ સમાજ કેવો હોવો જોઈએ એનુ સુરેખ ચિત્ર પણ એમણે દોર્યું છે રાજકારણના અટપટા પ્રશ્નોમા પણ સાધ્ય વિષે જાગૃત રહીને શુદ્ધ સાધનોનો ઉપયોગ કઈ રીતે કરવો એ એમણે અનેક પ્રયોગો વડે બતાવ્યુ છે

આ ચાર પુસ્તિકાઓ ૩૦-૪૦ પાનામા ઘણી ચિંતનાત્મક સામગ્રી પીરસે છે, **પંચાયત રાજ** ગ્રામસ્વરાજની ગાંધીજીની ભાવના રજૂ કરે છે દેશના નવનિર્માણમા ગાંધીજીના ગ્રામ સ્વાવલંબનના સિદ્ધાંતને સ્વીકારવામા આવ્યો છે પરંતુ સ્વાવલંબન સ્થાપવાની

---

આવો સુંદર નીલુ સ્વભાવે ચીડિયો અને જીદ્દી હતો. તે ધારે તે વખતે જ્યાં હોય ત્યાં માગે તે વસ્તુ તેને જોઈએ. કારણ શરૂઆતમાં જે વસ્તુઓ પોષી હોય તેને માટે જીદ થઈ જાય. એ વખતે ન મળે તો બાળક તો ગુસ્સો કરે નીલુ તેનો ગુસ્સો રડીને અથવા રીસાઈને વ્યક્ત કરતો હતો તે એવો તો જોરથી કે જાણે કોઈએ માર્યો હોય.

નીલુનાં દાદી તેનું ઉપરાણું લે અને તે રડે એટલે એની માને ધમકાવે છોકરાને તમને સાચવતાં જ નથી આવડતો. એક જણ ઉપરાણું લે, એક જણ ધમકાવે. જ્યા મનને સાંત્વન મળતું હોય, ધાર્યું પાર પડતુ હોય ત્યાં જ બાળક શું, મોટાય દેડશે આમ નીલુ વાતવાતમાં ચીડિયો, જીદ્દી અને રીસાળ થઈ ગયો.

બાળક બે વર્ષનું થાય અને તેને જે કંઈ લાવી આપીએ, અગર માગે તે શોખ પૂરા કરવા હોય તો ભાવિનો વિચાર પહેલો કરવો જોઈએ. કારણ, પડી ટેવ તે ટળી કેમ જાય? સહેજ મોટું થાય એટલે તેના ઉપર નિયંત્રણ આવી જાય. ત્યારે હકીકતમા એ જ સમયમા એને બધુ નવું નવું શીખવાનું, જાણવાનું મન થય એકની એક વસ્તુ તેને નથી ગમતી તેનું એ જ કારણ છે

એના શોખને, પ્રવૃત્તિને એવી રીતે જોઈએ જે એના વિકાસમાં માર્ગદર્શનરૂપ થઈ રહે.



પદ્ધતિ વિષે ગજબનો ગૂંચવાડો છે. શિક્ષિત સમાજ આ વિચારોને વાગોળશે ને પંચાયત રાજને મજબૂત બનાવવામાં પોતાની શક્તિ ખર્ચશે તો ગાંધીજીની કલ્પનાનું હિંદ ઓછેવત્તે અંશે પણ ઊભું કર્યાનો સંતોષ હિંદ માણી શકશે. 'પશ્ચિમના મરણ પામતા સુધારાની હલકી' આવૃત્તિ હિંદ ન બને એ વિષે ગાંધીજી ખૂબ ચિંતાતુર હતા. જો કે પશ્ચિમનો સુધારો મરણ પામવા ભણી છે એ વિચારમાં કોઈને ગાંધીજી પૂર્વગ્રહી ભાસવા સંભવ છે. ગાંધીજીએ આ વિચારો વ્યક્ત કર્યા (૧૯૩૮માં) ત્યારે પશ્ચિમ ભણી જોઈને જ દેશનું કલેવર બદલવાના હિમાયતીઓ હિંદમાં ઘણા હતા એ કારણે પણ ગાંધીજીએ આવા આકરા શબ્દો વાપર્યા હોય તો નવાઈ નહીં. પુસ્તિકાને અંતે ગામડાના પ્રશ્નો ઉપરની પુસ્તકસૂચિ ઘણી ઉપયોગી નીવડશે.

**સંતતિનિયમન** વિષે ગાંધીજીના વિચારો જાણીતા છે. કૃત્રિમ ઉપાયો વડે પ્રજોત્પત્તિ અટકાવવાની પ્રથા પ્રત્યે ગાંધીજીને ખૂબ સૂગ હતી. એ સૂગ ગાંધીવાદીઓને વારસામાં મળી છે. પરિણામે સરકાર આજે કુટુંબનિયોજનનો પ્રચાર જોરશોરથી કરે છે ને ગાંધીવાદીઓ આત્મસંયમ વડે કુટુંબની સંખ્યા મર્યાદિત કરવાની હિમાયત કરે છે. ગાંધીજીનો માર્ગ કઠણ છે. અવ્યવહારુ છે ને પ્રશ્નનો તાત્કાલિક ઉકેલ આણવામાં વિઘ્નરૂપ છે એમ ઘણાને લાગે છે. રતિસુખ અને કામલાલસા વચ્ચે મોટો તફાવત છે એમ માનસશાસ્ત્રીઓ કહે છે; આથી ગાંધીજીના સંતતિનિયમન વિષેના વિચારો બહુજનસમાજ અપનાવી શકશે કે નહીં એ સવાલ છે. કૃત્રિમ સાધનોનો દુરુપયોગ ન થાય એ જોવાની સમાજની ફરજ છે, પરંતુ દુરુપયોગ થશે જ એવી ગ્રંથિ બાંધીને એનો વિરોધ કરવો ને વસ્તી સમસ્યાને જટિલ બનવા દેવી એમાં દેશને લાંબે ગાળે નુકશાન છે.

**શાકાહારનો નૈતિક આધાર** સરળ ભાષામાં પણ સચોટ રીતે ગાંધીજીના એ વિષય પરત્વેના વિચારો રજૂ કરે છે. 'માંસાહાર ત્યાગની નૈતિક ભૂમિકા' નામનો લેખ સુંદર છે. ગાંધીજી શાકાહારને જ સાર સર્વસ્વ નથી ગણતા; શાકાહાર પાછળની મૂળ ભાવના તો સંયમી જીવન જીવવાની તાલીમ પામવી એ છે. એ માટે ગાંધીજી મિષ્ટાન્નનો પણ ત્યાગ સૂચવે છે.

**ગીતાનો સંદેશ** સાવ અભણ માનવી પણ સમજી શકે એવી સુંદર રીતે ગીતાની ફિલસૂફી સમજાવે છે. માનવીના હૃદયમાં સતત ચાલતા દ્વંદ્વ યુદ્ધને શાંત પાડવામાં ને આધ્યાત્મિક ઉત્થાનમાં ગીતા કેટલી ઉપયોગી નીવડી શકે એ અંગત અનુભવો ટાંકીને દર્શાવ્યું છે. કર્મ અને અનાસક્તિ ઉપર ગાંધીજી ખૂબ ભાર મૂકે છે. ગીતામાં શ્રદ્ધા હોય તો જ માનવી એનો મહિમા સમજી શકે ને એનો આત્મા સંતોષ પામી શકે. રાષ્ટ્રીય શિક્ષણમાં ગીતાનો અભ્યાસ ફરજિયાત ન બનાવી શકાય એમ સ્પષ્ટ જણાવીને ગાંધીજીએ એક મહદ્ સેવા કરી છે; નહીં તો ધર્મ-ઝનૂનીઓ ભવિષ્યમાં ગીતાનું શિક્ષણ આખા રાષ્ટ્ર ઉપર ફરજિયાતપણે લાદતાં સંકોચાય એવા નથી, અને તે પણ ગાંધીજીના ગીતા-પ્રેમના નામે.

ચારેય પુસ્તિકાઓ ગાંધીવિચારનો પ્રચાર કરવામાં ખૂબ સહાયભૂત નીવડશે. ગાંધીજીના વિચારોના પ્રચારની સાથે સાથે એમની ફિલસૂફીનું તલસ્પર્શી વિવેચન કરનાર ચિંતકોની પણ દેશને આજે ખૂબ જરૂર છે. બદલાતી પરિસ્થિતિ સાથે ગાંધીવાદ કૂચ નહીં કરે તો આ મહાન અને બુનિયાદી વિચારસરણી સંકુચિત ઉપાસકોના હાથમાં જ સપડાઈ રહેશે ને પરિણામે ઝનૂની સંપ્રદાય બની બેસશે.

**પ્રેમઘટા ઝુક આઈ :**

[ લેખિકા : સરોજ પાઠક, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. રૂ. ૪/—]

શ્રી સરોજ પાઠકનો ગુજરાતી વાર્તાક્ષેત્રે પ્રવેશ એ એક મહત્ત્વની અને આનંદદાયી ઘટના ગણાવી જોઈએ. સ્ત્રી વાર્તા-લેખિકાઓ આમેય સંખ્યામાં ઓછી છે એ દૃષ્ટિએ પણ સરોજબેનને સ્ત્રીમનનાં સારાંનરસાં પાસાં,

જેવાં કે—સ્વાર્પણ, સહાનુભૂતિ, મમતા, ક્રૂરતા, ભાવુકતા, સંકોચશીલતા ને ઈર્ષ્યાળુતાનો પરિચય કરાવનાર સફળ કળાકાર તરીકે નવાજવાં જ જોઈએ.

ટૂંકી વાર્તાના આ સંગ્રહમાં ૧૫ વાર્તાઓ સંકલિત કરવામાં આવી છે અને દરેક વાર્તા સ્ત્રીહૃદયના ગૂઢ ભાવોને સફળતાપૂર્વક રજૂ કરી જાય છે. સરોજબેનની વાર્તાઓ વાંચતી વખતે એક વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે અને તે એ કે ગુજરાતી વાર્તા પ્રણયત્રિકોણના ખોખામાંથી બહાર નીકળતી હોવાની પ્રતીતિ. લેખિકા દિલ્હીમાં રહે છે એ એક મોટો ફાયદો છે. કારણ કે પચરંગી પાટનગરમાં અનેક પ્રાંતની પ્રજાઓ વસે અને લેખિકાની વેધક અવલોકનદૃષ્ટિ પ્રસંગોને ઝડપીને કળામય ગૂંથણીમાં ગૂંથી લે છે. સ્ત્રી માનસના વિશિષ્ટ દર્શન અને નિર્બળતા–સબળતાના સફળ નિરુપણને કારણે 'રાધાનો દીકરો' શીર્ષક વાર્તા ગુજરાતી સાહિત્યની અમર વાર્તાકૃતિ બની રહેશે. સ્ત્રીસુલભ કોમળ લાગણીઓનું સંજોગવશાત યોગ્ય વહન ન થાય અને એની આકાંક્ષાઓ છિન્નભિન્ન થઈ જાય ત્યારે કેવું વિકૃત સ્વરૂપ ધારણ કરે છે એનું તાદૃશ આલેખન 'રાધાનો દીકરો'માં જોવા મળે છે. લેખિકા સ્ત્રીહૃદયને બરાબર સમજ્યાં છે—સ્ત્રી હોવાને કારણે વધારે સારી રીતે—એમ કબૂલ્યા વગર છૂટકો નથી.

'રૂપેરી પડદો'—'નહિ અંધારું, નહિ અજવાળું', 'સુરમા', 'મારો ગગો' અને 'વળાંક' એ પણ સ્ત્રીમનને સમજાવવાનો પ્રયત્ન કરતી વાર્તાઓ છે. લેખિકાની ખૂબી એ છે કે એ એક પ્રશ્નને ઉપાડે છે, એને ખૂબ વાસ્તવિકતાથી કુશળતાપૂર્વક વાર્તામાં વણી લે છે અને પ્રશ્નના ઉકેલની ચિંતા કર્યા વગર એને નિતાંતબિંદુ સુધી લાવીને છોડી દે છે. એમની ભાષા સરળ, ટૂંકી ને સૂચનાત્મક રીતે વહે છે. નવી શૈલી એમને ગમે છે, નવા પ્રયોગો પણ ગમે છે. એ રીતે જોઈએ તો 'સારિકાપૂંજરસ્થા' એક વિશિષ્ટ પ્રયોગ કહી શકીએ તેવી વાર્તા છે.

લેખિકા પાસેથી ગુજરાતને આવા અને આથીય સારા અનેક વાર્તાસંગ્રહોની અપેક્ષા છે જ. લેખિકાનો વાર્તાપ્રદેશ માત્ર સ્ત્રીહૃદયને જ મર્યાદિત ન રાખી મૂકે એટલી જ કાળજી એમને લેવાની છે.

**તારલિયા :**

[ લેખિકા : એની સરૈયા, પ્ર. એન. એમ. ત્રિપાઠી, મુંબઈ, રૂ. ૧/—].

૨૮ બાળગીતોનો આ સંગ્રહ એમાં રજૂ થયેલી સ્વાભાવિકતાને કારણે બાળકોનું મન હરી લેશે બાળકોને રસ હોય અને બાળકો એમની સૃષ્ટિમાં જેનાથી પરિચિત હોય એવા વિષયનિરૂપણને લીધે આ સંગ્રહનું મૂલ્ય વધી જશે. દરેક ગીતને અનુરૂપ ચિત્ર અને વિશિષ્ટ રજુઆત પણ ધ્યાન ખેંચે તેવાં છે. ગીતરચયિતા બહેનનો કુદરતપ્રેમ ખૂબ સરળ શૈલીમાં છલકાય છે અને બાળકોને ગંમત સાથે કુદરતની અદ્ભુતતા પ્રત્યે ભક્તિ ઉત્પન્ન કરાવનાર પણ બનશે. બાળગીતોની રચના મુખ્યત્વે ગેય અને જોડકણાંમા છે ને પ્રાસાનુપ્રાસને લીધે બાળકોને કંઠસ્થ પણ જલદી થઈ જશે. ગીતકાર બાળમાનસનાં અભ્યાસી નથી એમ પ્રસ્તાવનામાં લખે છે પણ બાળમાનસને ન સમજ્યાં હોય તો એ આવાં સુંદર ગીતો રચી જ ન શકે. 'ગુલાબકેરું ફૂલ!' 'ગલુડીયાં', 'મોચીભાઈ' 'સાગર કેરે આરે!' એ એમની સુંદર રચનાઓ ગણાવી શકાય.

**સાહિત્યવિમર્શ : કાવ્યની શક્તિ :**

[ લે. રામનારાયણ વિ. પાઠક. પ્ર. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. મૂલ્ય : દરેકના રૂ. ૩/૫૦. ]

આપણા વિદ્વાન સાક્ષર સ્વ રામનારાયણ વિશ્વનાથ પાઠકના બહુ જ ઉપયોગી વિવેચન–સંગ્રહો તરીકે 'સાહિત્યવિમર્શ' અને 'કાવ્યની શક્તિ' છે. તે બંને ગ્રંથો ઘણાય સમયથી અપ્રાપ્ય બનેલા. તેને ફરી લભ્ય કરી આપવા માટે વડોદરા યુનિવર્સિટીનું પ્રાચ્ય વિદ્યામંદિર માનનું અધિકારી બને છે તે ગૌરવની ઘટના ગણાવી જોઈએ.

ગુજરાતી ભાષાના ઉચ્ચ અભ્યાસમાં મદદરૂપ થઈ પડે તેવા આ બંને સંગ્રહો છે. 'સાહિત્યવિમર્શ'મા પહેલા વિભાગમા આવેલા વિવેચનલેખોમાં બધા લેખો સાહિત્યના દરેક વિદ્યાર્થીને અને અભ્યાસીને ઉપયોગી

થઈ પડે તેવા છે. ટૂંકી વાર્તા અને વિવેચન વિષે ઊંડા અભ્યાસના મનનીય લેખો છે અને વાર્ષિક સાહિત્યનું દિગ્દર્શન તેમજ સાહિત્ય અને જીવન વિષે પણ વિચારણીય લેખો છે. પુસ્તકનો બીજો વિભાગ એવાં પુસ્તકોનાં અવલોકનોથી સમૃદ્ધ બન્યો છે કે જે વિભાગમાં ગુજરાતી સાહિત્યનાં ગણનાપાત્ર પુસ્તકો આવી જાય. આ જ પુસ્તકો આપણી કૉલેજોમાં અવારનવાર પાઠ્ય પુસ્તકો તરીકે મંજૂર થાય છે એટલેય આ બધાં અવલોકનો સાહિત્યના દરેક વિદ્યાર્થીને કોઈ ને કોઈ રીતે તો ઉપયોગી થઈ પડે તેવાં છે. આપણા વિદ્યાર્થીઓની અભ્યાસસામગ્રીની ખૂટતી કડી 'સાહિત્યવિમર્શ' પૂરી પાડે છે એ તો નિશંક છે.

'કાવ્યની શક્તિ' પણ એવું જ ઉપયોગી પ્રકાશન છે. કાલિદાસ, પ્રેમાનંદ, ન્હાનાલાલ વગેરે કવિઓનાં કવિતાજીવન અને નૃત્ય તેમજ નવરાત્રિના ઉત્સવ અને સંગીત વિષે પણ આપણા આ સંનિષ્ઠ વિવેચકે જે ઊંડી સમજ આ પુસ્તકના પહેલા વિભાગમાં આપી છે તે કવિતા અને સાહિત્યના વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓ માટે ખૂબ જરૂરી થઈ પડે તેવી છે. યુવાનો અને કળા, ગરબામાં હીંચ, કથકલી વિશે કંઈક જેવાં ઉપયોગી પ્રકરણો તો માત્ર સાહિત્યના જ વિદ્યાર્થીઓ—અભ્યાસીઓને નહિ પણ એ વિષયમાં ઊંડા રસ લેનારને પણ સાચું માર્ગદર્શન આપે તેવાં છે. લોકસાહિત્ય વિષે પણ તેમનું ઠીક ઠીક માર્ગદર્શન આ પુસ્તકમાંથી સાંપડે છે.

આ પુસ્તકનો બીજો વિભાગ અવલોકનોથી સમૃદ્ધ બન્યો છે. તેમાં મુખ્યત્વે જાણીતા કાવ્યસંગ્રહો જ છે. ઉપરાંત શ્રી કનુ દેસાઈનાં ચિત્રસંગ્રહોના અવલોકનોમાં લેખકની ચિત્રકળા તરફની અભિરુચિ અને અભ્યાસ દૃષ્ટિ પણ વરતાઈ આવે છે જે દરેક વાચકના રસને પોષશે. જે કાવ્યસંગ્રહોનાં અવલોકનો આપવામાં આવ્યાં છે તે પણ વિદ્યાર્થીઓને તો ખૂબ માર્ગદર્શક બને તેમ છે.

સાડીત્રણસોથી પોણાચારસો પાનાંના આ બન્ને બહુમૂલ્ય વિવેચનસંગ્રહો આટલી ઓછી કિંમતે લભ્ય કરી આપવા માટે વડોદરા યુનિવર્સિટી અભિનંદનની અધિકારી છે. વડોદરા યુનિવર્સિટીની પ્રકાશનપ્રવૃત્તિની આ પ્રશસ્ય નીતિ સર્વ કોઈનું માન મેળવી જાય છે.

### સંયમ અને સંતતિનિયમન ;

[ લે. ગાંધીજી. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. રૂ. ૨/—].

આજે જ્યારે કુટુંબનિયોજન અને સંતતિનિયમન માટેની આપણા દેશમાં ઝુંબેશ ચાલી રહી છે અને દરેક દિશાએથી તેની હિમાયત કરવામાં આવે છે ત્યારે આપણા રાષ્ટ્રપિતાની એ મહત્ત્વના પ્રશ્ન વિષેની સલાહ અને વિચારણા સૌને માર્ગદર્શક નીવડે તેવું મહત્ત્વનું આશરે ૩૦૦ પાનાંનું આ પુસ્તક પ્રગટ થાય છે એ સમયોચિત ગણાય. 'નીતિનાશને માર્ગે' નામનું ગાંધીજીનું જ આ અંગેનું પુસ્તક છે તે તો દરેકે વાંચ્યું–વિચાર્યું હશે જ. પણ બ્રહ્મચર્ય અંગેના ગાંધીજીના લેખો જ તેમાં હતા. આમાં એ સિવાયના, પણ ગાંધીજીના તેના વિરોધ અંગેના સબળ ભૌતિક, નૈતિક અને ધાર્મિક કારણોવાળા લેખોનો સમાવેશ કરવામાં આવેલ છે એટલે અભ્યાસીઓને આ પુસ્તક ઠીક ઠીક માર્ગદર્શક બને તેમ છે. ઉપરાંત આ પુસ્તકના અંતમાં મહાદેવભાઈ દેસાઈના છ લેખો પણ આ વિષયને આબાદ રીતે છણે છે જે એટલા જ ઉપયોગી અને મદદરૂપ થઈ પડશે.

ટૂંકમાં છતાંય મુદ્દાસર કહેવાની ગાંધીજીની સીધીસાદી શૈલી દરેક વાચકને રોચક નીવડે છે તેમ આ પુસ્તક પણ કુટુંબના સર્વ સભ્યોને એકસરખું ગમી જશે ગાંધીસાહિત્યના દરેક પ્રેમીએ અને ગાંધીવિચારસરણીમાં શ્રદ્ધા ધરાવનારને આ પુસ્તક ઠીક ઠીક માર્ગદર્શક નીવડશે જ.

### ઇતિહાસની તેજમૂર્તિઓ [૨] :

[ લે. 'ધૂમકેતુ.' પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂ. ૩/—]

ઐતિહાસિક નવલિકાઓનો આપણા જાણીતા નવલિકાકારનો આ બીજો સંગ્રહ તેત્રીસ નાની મોટી છતાં

ઐતિહાસિક મહત્તાવાળી નવલિકાઓ લઈને આવે છે એ તેની વિશિષ્ટતા ગણાય. કાલ્પનિક, પ્રસંગોચિત કે સાંભળેલી વાતો વાંચીને ઘડીભર મનને આનંદ મળે. પણ ઐતિહાસિક વસ્તુને રજૂ કરતી નવલિકા તો તેની આગવી સિદ્ધિ લઈને જ આવતી હોય છે એટલે તેની વાચકો ઉપર અસર પણ ધારી પડે જ છે.

આ સંગ્રહની તેત્રીસેય નવલિકાઓ ઐતિહાસિક કથાવસ્તુવાળી અને મહદ અંશે ગુજરાતના ઇતિહાસમાંથી જ રચાયેલી છે એટલે ગુજરાતી વાચકોને તેમાં રસ પડે જ. ગુજરાત બહારના ઇતિહાસને પણ ઇતિહાસ તરીકે વાંચવા આપણે ન પ્રેરાઈએ, પણ ઇતિહાસને ગૂંથી લેતી, ઇતિહાસ સાથે તદ્રુપ બનાવતી આવી નવલિકાઓથી એનું મહત્ત્વ આગવું જ રહે. અને તેમાંય આપણા એક અને અદ્વિતીય નવલિકાકાર એ પ્રસંગોને નવલિકામાં ગૂંથે પછી તો એની વાંચવાની મઝા જ કોઈ નવો રંગ ધારણ કરે. ઇતિહાસના કેટલાય પ્રસંગો આવી વાર્તાઓથી વધુ ને વધુ પ્રકાશમાં આવે એવી આપણે આ કુશળ વાર્તાકાર પાસે અપેક્ષા રાખીએ.

દેવનર્તકી :

[ લે. ચુનીલાલ વ. શાહ. પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત. રૂ. ૧/૫૦ ].

સોલંકી વંશના ગુર્જરેશ્વર મૂળરાજદેવ પછી તેનો પુત્ર ચામુંડદેવ ગુર્જરેશ્વર થયો. તેના ઉત્તર જીવનનું આ ત્રિઅંકી નાટક છે. કર્તાની પ્રસિદ્ધ નવલકથા 'નીલકંઠનું બાણ' ઉપરથી વસ્તુ લઈને આ નાટક રચાયેલું છે.

ત્રણ અંકનું આ સળંગ નાટક હોવા છતાં જૂની રંગભૂમિ પ્રણાલીને લેખક વળગી રહ્યા છે એવું લાગે છે તેનું કારણ તો દરેક અંકના પ્રવેશો એકથી વધુ દશ્ય યોજનાવાળા છે. સંવાદોમાં પણ જોશીલાપણું નથી. પૃ ૨૭ ઉપર તેજસિંગ જે હુકમ છોડે છે અને એ બધું એટલી વારમાં તૈયાર થઈ આવી જાય છે એ અસંભવિત હોય અને પૃ. ૨૫ ઉપર એક જ પ્રવેશમાં રાતમાંથી સવાર તરત દેખાય એ પણ નાટકમાં ખૂંચે છે.

નાટકનું ઐતિહાસિક તત્ત્વ જ નાટકને નાટક બનાવે છે એવું નથી. ત્રિઅંકી સળંગ નાટક માટે તો એ માટેની હથોટી પણ જોઈએ. નવી રંગભૂમિને અનુરૂપ અત્યારના જમાના પ્રમાણેનું નાટક કરવાનો લેખકનો પ્રયત્ન મહદ અંશે તો સફળ થયો જ છે. સ્હેજે ઊડીને આંખે વળગે એવી કોઈક જ ક્ષતિ દેખાઈ તે ઉપર રજૂ કરી એ સિવાય તો ભજવનાર જ આખા નાટકની સફળતા–અસફળતા વિષે સાચો અભિપ્રાય આપી શકે. આપણા વયોવૃદ્ધ 'સાક્ષર' પાસેથી તો આવી સજાગતાની અપેક્ષા તો રાખવી જ રહી. તેમના દરેક પુસ્તકમાં વરતાતી જાગરુકતા આપણને આ નવા અને પોતે જ તૈયાર કરેલા નાટકના પુસ્તકરૂપે પ્રથમ જ પ્રગટ થતા આ નાટકમાંય દેખાય છે.









નવરચના

વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

## ઊર્મિ–નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૬૪, ગાંધીરોડ : ફ્લૉન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ–નવરચના'નું લવાજમ ભરી શકાય છે :—

| | | |
|---|---|---|
| ૧ | એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૨ | આર. આર. શેઠની કંપની, | કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૩ | એન. એમ. ઠક્કરની કંપની, | ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૪ | વિજય સ્ટોર્સ, | ૩૦૮/એ, કાલબાદેવી રોડ, ઉજે માળે, મુંબઈ, ૨ |
| ૫ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, | રાવપુરા, વડોદરા. |
| ૬ | ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, | આણંદ. |
| ૭ | વિજય સ્ટોર્સ, | સ્ટેશન રોડ, આણંદ. |
| ૮ | લોકમિલાપ કાર્યાલય, | જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર. |
| ૯ | નવયુગ પુસ્તક ભંડાર, | રાજકોટ. |
| ૧૦ | એલ. કે. મેઘાણી, | ૧૪, અમરતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧. |
| ૧૧ | ગાંડીવ સાહિત્ય મંદિર, | હવાડિયા ચકલા, સૂરત. |
| ૧૨ | સૌરભ પુસ્તક ભંડાર, | રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧ |
| ૧૩ | વિજય સ્ટોર્સ | ૬૨, કલ્યાણ ભવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ, ૧ |
| ૧૪ | સીટી બૂક શૉપ, | પો. ઑ. નં. ૧૪૬૦, મોંબાસા. (કેન્યા) |
| ૧૫ | જે. એસ. કાનાબાર લિ૦, | પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ) |
| ૧૬ | જનરલ બૂકસેલર્સ, | પો. ઑ. નં. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા) |
| ૧૭ | પોપ્યુલર બૂક સપ્લાય, | પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા) |
| ૧૮ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૨૪૬, જિન્જા. (યુગાંડા) |
| ૧૯ | નિર્મળાબેન ભટ્ટ, | પો. ઑ. નં. ૧૨૦, જિન્જા. (યુગાંડા) |
| ૨૦ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા) |
| ૨૧ | રાવળ બ્રધર્સ, | પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા) |
| ૨૨ | છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., | પો. ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા) |
| ૨૩ | રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, | પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૪ | આપાભાઈ પટેલ, | પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૫ | સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, | પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા) |
| ૨૬ | મોરારજીભાઈ એલ. પટેલ, | પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી (દ. રોડેશિયા) |
| ૨૭ | ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, | પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.) |
| ૨૮ | વાલંભીઆ બ્રધર્સ, | પો. ઑ. નં. ૮૯, ઝાંઝીબાર (પૂ. આફ્રિકા) |

# સામાજિક જીવનમાં ડોકિયું કરાવતી ભારતીની 'સમાજદર્શનમાળા'



મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ



# ઊર્મિ નવરચના

ળંગ અંક · ૨૬૩ : જૂન '૬૦

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે
સંપાદક: જયન્ત પરમાર

ભારતનાટ્યમ્
ચિત્રકાર: ચંદ્ર ત્રિવેદી

માનવ મૂલ્યોની પુન પ્રતિષ્ઠા ઝંખતું સ્વતંત્ર વિચાર ધરાવતું માસિક

# વિશ્વમાનવ

( શરૂઆત ૧૯૫૮ જાન્યુઆરી )

સંપાદક : ભોગીલાલ ગાંધી

બહુ ટૂંકા સમયમાં ગુજરાતી વિદ્વાનો, વિવેચકો તથા પત્રકારોની પ્રીતિ પ્રાપ્ત કરનાર

## વિશ્વમાનવ

દર વરસે એક અધ્યયનપૂર્ણ વિશેષાંક ઉપરાંત

પહેલું પાનું (ચિંતનકણિકા) મૂલ્ય વિચાર (સમસ્યા લેખ), હમ બેચૈન હૈં (અજંપાનું પ્રેરક આલેખન), વ્યકિતવિશેષ-ઘરદીવડા (પ્રતિભાનો પરિચય) દેશવિદેશ (મુખ્ય બનાવોની નોંધ), ભારત-ગુર્જર સંસ્કારધારા, આર્થિક વૈજ્ઞાનિક લેખ, આલોચન-નવું વાચન વગેરે.

( કવિતાનો આસ્વાદ -સુરેશ જોષી
કલાનો આસ્વાદ:-ગુલામ મહમદ શેખ )

## વિશ્વમાનવ

વાર્ષિક-રૂ. ૭-૦૦ છૂટક ૦-૬૨

ચેતન પ્રકાશન ગૃહ લિ૦

રામજી મંદિર પોળ, વડોદરા.

વિશ્વમાનવ સ્વાધ્યાય શ્રેણી

# ગુજરાત દર્શન

ગુજરાતી પ્રજા, ભાષા, સંસ્કાર શિલ્પકળા, નાટ્ય, સાહિત્ય, ઇતિહાસ, સંસાર, ઉદ્યોગ, વિજ્ઞાન, આદિ ક્ષેત્રોના નિષ્ણાતોના આધારતભૂત ૨૫ લેખોનો સંપૂટ.

પૃ. ૬૪૨ (૩૨ આર્ટ પ્લેટ) રૂ. ૯-૦૦

## નેહરુ : અણુયુગનો સમન્વયક

લે. ભોગીલાલ ગાંધી

નેહરુના મસ્ત વિકાસ અને ચિંતનનું મૂલ્યાંકન કરતો માહિતી ગ્રંથ. પંડિત સુખલાલજીના પ્રવેશક સાથે

પાન ૨૦૦ રૂ. ૩-૦૦

## માનવ અને પરમાણુ

સંપાદકો:-ડૉ. મધુકર શાહ .. સુભદ્રા ગાંધી

પરમાણુનું સ્વરૂપ વિનાશક અને મહાયુદ્ધોની ભીષણતા, ભાવિ યુદ્ધની વિનાશકતા; ભવ્ય-સર્જક શક્તિની ભરપૂર માહિતી સાથે.

પા. ૪૬૦ રૂ. ૫-૫૦

## સર્વોદય વિજ્ઞાન

સર્વોદયનાં વિવિધ પાસાંઓ, માહિતીઓ અને દૃષ્ટિ રજૂ કરતો એકમાત્ર વિવેચન ગ્રંથ.

પા. ૩૩૬ રૂ. ૩-૫૦

રૂા. ૧૫માં ૪ ગ્રંથ-પોસ્ટેજ ફ્રી.

: પ્રાપ્તિસ્થાન :

ચેતન પ્રકાશન ગૃહ (પ્રા.) લિ૦
રામજી મંદિર પોળ, વડોદરા

અંક ૩ : જૂન '૬૦
સળંગ અંક ૩૬૩
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના' : વર્ષ ૨૫
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



★

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટે, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**' ઊર્મિ–નવરચના '**
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : છબીલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પરેખ, મંગલ મુદ્રણાલય, ફતેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.



# નવરચના

જ્ઞ . . . . . દૃષ્ટિભેદ

તંત્રી : ઈશ્વરલાલ મો. દવે

અભિપ્રાયો, નિર્ણયો અને મંતવ્યો બાંધવામાં વિચારશીલ માણસો પણ જ્યારે અધકચરા અને વિચારહીન બની બેસે છે ત્યારે આપણને થાય છે કે કુદરતે માણસને આપેલું મગજ આ એક જ ઉપયોગ માટે છે? માણસનું ચિત્તંત્ર, તેનું ભેજું કાંઈક એવી શુભ દૃષ્ટિવાળું નીવડે એ માટે તેને સંમાર્જવા, સંસ્કારવા, પોષવા, તોષવા આપણે ઘણું ઘણું કરીએ છીએ અને એ બધાંથી એ સંસ્કારી શકાય છે પણ ખરું. પણ એ જ માનવમન ક્યારેક જે ઊંધો પલટો લે છે એ જ. ખતરનાક નીવડે છે. બધી ખતરનાકી કરતાં માનવમનમાં જ્યારે devil—દુર્વૃત્તિ પ્રવેશે છે ત્યારે માણસની હેરાનગતિનો પાર નથી રહેતો. એ પોતે તો હેરાન થાય છે જ, બીજાને પણ હેરાન-પરેશાન, હાલ-બેહાલ કરી મૂકે છે. માણસ ઇચ્છે તો દુર્વૃત્તિને જીવનમાં આણનાર બીજાં પણ એવાં કેટલાંય હલકાં તત્ત્વો એ જ માનવમનમાં પ્રવેશી ચૂક્યાં હોય છે કે જેથી એનામાં વાંકદેખાપણું, વક્રતા, કટુતા પ્રવેશતી રોકી શકે. તે બુદ્ધિને શૂન્ય બનાવી દે છે. એટલે જ ન્યાયાન્યાયનો વિચાર જ થઈ શકતો નથી. વિચારશીલ માનસ વિચારહીન કે કુવિચારને પંથે ગમન કરનારું બને છે ત્યારે કંઈક ઇચ્છા-આશા-આકાંક્ષા ધૂળમાં મળી જાય છે. એકાદ માણસના વિચિત્ર માનસપરિવર્તને કેટલાંયને હેરાન-પરેશાન થવું પડે છે. જીવનમાં સરળતાથી વહ્યે જતો પ્રવાહ અને જીવવાની દૃષ્ટિમાં જે મોટી રુકાવટ આવી જાય છે, તે જ બધા દુરાશયોને જીવનમાં રેડી દે છે. દુરાશયો કે સદાશયો ભલે આપણે માનવાનાં હોય, ભલે આપણે દેવના દીકરા હોવાનો દાવો ન કરીએ, પણ સૂઝ અને સમજથી થયેલું દરેક કામ, દરેક વિચાર પણ આછો અધૂરો નથી હોતો. એટલે જ, ઉતાવળિયા અભિપ્રાયો, વગરવિચાર્યાં નિર્ણયો કે અધકચરાં મંતવ્યો દુર્વૃત્તિના પોષક બનીને માનવમનનો હ્રાસ કરી નાખે છે. એ હ્રાસમાંથી ક્યારેક કાંઈક નવું સૂઝી આવે તો તો આ બધું કાંઈક શુભ માટે જ થયું હતું એમ કહેવાય. પણ જેટલી સરળતાથી દુર્વૃત્તિ માણસમાં પ્રવેશી જાય છે તેટલી સરળતાથી તેને કાઢી શકાતી નથી કે નથી એટલી સરળતાથી એની જગ્યા સદ્-વૃત્તિ લઈ શકતી.



વિજયશંકર કામદાર

## આત્મમંજરી

શું હું કરું આ સખી ! કાવ્યફૂલડાં ?
ને શું કરું આ સહુ ગીત મંજરી ?
મ્હોરી ઊઠે જો ન સ્વયંભૂ, અંતરે
આત્માતણી એ રસમંજરી રુડી.

★

મહેબુબ એસ. પઠાણ

## સંકેત અને સ્મૃતિ

ક્ષિતિજ પરનું મિલન જોઈ મને કંઈ યાદ આવે છે,
પરંતુ યાદ નવ આવે મને શુ યાદ આવે છે?

હશે પણ પ્રીત કેરી કો' શુભ મિલનની
કે સુરેખા કો'ક બીડાતા નયનની,
કે પંક્તિ કો' વીરના છેલ્લા નમનની,
યા આખરી પંક્તિ કવિના કો' કવનની.

મિલન આકાશ અવનીનું નિહાળી મૂઢ બેઠો છું,
પરંતુ યાદ નવ આવે મને શુ યાદ આવે છે? ..

કદાચિત હોય એ મુજ હૃદયની ઝંખના ઝાંખી,
ભટકતી લય હશે એ કંઠને કો' ભેટવા જાતી,
ક્ષણિક ઝમકાર મારીને વળી એ લીન થઈ જાતી,
મિલનક્ષણ વીતતી જાતી અને કંઈ કંઈ વ્યથા થાતી.

અનુક્ષણ ઉરના ઊંડાણથી ભણકાર આવે છે,
પરંતુ યાદ નવ આવે મને શું યાદ આવે છે?...

અને સંધ્યા ઘડી વીતી, ક્ષિતિજનાં દ્વાર બીડાયાં,
ગુલાબી ગાલની ઉપર નિશાના કેશ વિખરાયા,
ચમનમાં બુલબુલો પોઢ્યાં, ગુલો થાકીને કરમાયાં,
સરવના વાળમાં કિંતુ મિલનનાં ગીત ગૂંથાયાં;

અનિલની આંગળી પકડી વડી ગઈ ફૂલની માયા,
અમર થઈ ફૂલની ખુશબો, ભલેને ધૂળ થઈ કાયા.

હકીકતમાં હકીકતનીયે પાછળ એક હકીકત છે,
અને બસ યાદ ત્યાં આવ્યું, મને શું યાદ આવે છે.

★

જેઠાલાલ ત્રિવેદી

## કલંક

પેખી પૂર્ણેન્દુને આભે, પ્રિયાનું મુખ માનીને
તપ્ત કો કામીએ ચૂમ્યો, લાગ્યું ચંદ્રે કલંક તે.

★

દેવજી રા० મોઢા

## બારીમાંથી આકાશ

બારી થકી નિરખું એટલું માત્ર આભ?
આકાશમાં દસથી બાર જ તારલા શું!
સૂતો છું જેની પર તેટલી છે ધરા શું!
દીવાલ ચાર મહીં શું દુનિયા સમાઈ?

થોડાં કુટુંબીજન, મિત્ર, પરિચિતોની
પૃથ્વી તણી વસતિ કેવળ શું બનેલી?
કીડી મકોડી, પશુ, પંખી, વનસ્પતિની
આ પૃથ્વીની વસતિમાં ગણનાય ના શું?

હું ખાઈ પી ઉદર ફેરવું હસ્ત જ્યારે,
ત્યારે ન રહે જગતની મહીં કોઈ ભૂખ્યું?
ને ઈસ્ત્રીબંધ કપડાં સજી મ્હાલું ગર્વે,
ત્યારે ન શું જગમહીં કહીં કો ઉઘાડું?

રાચો તમેય બધું ઠીક જમાવી માળો!
આ માહરાં દગ, તમે ઘણું ઓછું ભાળો!

★





'ઉશનસ્'

## મધુવન

ઉજ્જવલ મધુના તડકા, નીચે ઘનછાયાળાં વંન.
એ સઘળાંની વચ્ચે મારું મન અમથુંય પ્રસન્ન.

લાગે ગિરિવન પવન નદી ને ગગન શું કંઈ સંબંધ
સગોત્ર સૌ લાગે પશુ–પંખી ફૂલફળ કષાય ગંધ
ચાર ચાર ઉજ્જડ માસોનું તૂટે રસ અનશંન.
ઉજ્જવલ૦

નહિ રે કોઈનું શાસન, શોષણ અહીં આ ઉદારકાલે,
નિગૂઢ રતિભરતીએ અળગાં પંખી મળે ક્ષિતિમાળે,
અસલ ભાંડુજનોનું કેવળ ઉત્સવ મિષે મિલંન,
ઉજ્જવલ૦

જનવ્યવહાર વદન ને સુંદર નિસર્ગનો પરિવેશ
કણ્વાશ્રમની શકુંતલાની વનવિણ પ્રીછ ન લેશ.
એકમેકથી પૂરણ, એકલ પરિચિતના દરશંન!
ઉજ્જવલ૦

★

હસિત બૂચ

## મુસાફર

મને શી ખબર કે મુસાફર થયો હું;
છતાં દૂરનો દૂર કાયમ રહ્યો છું!
મને છે ખબર, એ કહું છું હજી પણ:
ન અટક્યો કદીયે, સતત હું વહ્યો છું!
નથી એક પણ તીર્થ એવું જગતમાં,
જઈ જ્યાં થયું કે નકામો ગયો હું!
ફરીથી કહું છું, સુણો તો મુબારક:
સફરનો જ દિલબર મુસાફર રહ્યો છું!
મુકામે કદમ પ્હોંચશે ત્યાં સુધી ના;
મને ચેન, ફરહાદ એવો ભયો હું!

★

પ્રબોધ

## માળીને

તોડ મા, અલ્યા તોડ મા, માળી,
ફૂલ વ્હેલેરાં તોડ મા.
ફૂટતી એની આવતી હજી
આશ મધુરી મ્હોડ મા. તોડ મા,—૦

પારિજાતક ઊંઘતો હજી
હોય જાણે પરી-ભોમમાં.
જૂઈ, ચમેલીની કળીઓ હજી
સૂતી માની સ્હોડમાં. તોડ મા,—૦

ગુચ્છ હજી કરેણના ઊઘડે
લાલ ગુલાબી છોડમાં.
પવને એનું પારણું ઝૂલે,
પારણેથી વછોડ મા. તોડ મા—૦

કેસૂડાંના લાલ બિંબાધર
ભમતો અલિ ખોજમા..
સમણાંની હજી સ્હેલ માણે છે
મોગરાનાં ફૂલ મોજમાં. તોડ મા—૦

ફૂટતા આવે રંગ હજી કંઈ
ચંપાના અંતરંગમાં.
રાતની હજી રીસ ન છાંડી
ફૂલ ગુલાબે તોરમાં. તોડ મા—૦

તોડવાં હોય તો તોડજે ટાણે
(ને) બાંધજે એક જ દોરમાં.
સાથ ખીલ્યાં ને સાથ ખેલ્યાં એને
રાખજે જોડાજોડમાં. તોડ મા—૦

★





'રાજહંસ'

# અવલોકન

### કટોકટીનો પુરુષાર્થ

શિખર પરિષદ પડી ભાગી એથી ઘણાએ દુઃખ કર્યું છે, નિરાશા વ્યાપી છે, ભય પણ વધ્યો છે આવી વ્યથા સાવ અનુચિત છે એ તૂટી છે તે સારુ જ થયું છે લશ્કરી તાકાતના ધમંડ હેઠળ ચર્ચાઓ થઈ હોત તોયે એમાંથી શા સારા પરિણામ નીપજત? 'શાંતિ'ના ઉચ્ચાર પણ સત્તાના દાવ તરીકે થતા હોય ત્યાં મંત્રણાઓ તૂટે એ અનિવાર્ય છે ને આવ કારપાત્ર પણ છે

વ્યક્તિના કે રાષ્ટ્રના આયુષ્યમાં એવી કટોકટીની પળ આવે જ છે અને ત્યારે અડગ હિંમત દાખવી પોતાના હેતુઓને દૃઢતાથી વળગી રહેવાનો પુરુષાર્થ જે કરી શકે તેને જ વિજય મળે છે સમય આગળ ઝૂકી પડી ઘર્ષણો ટાળવાની વાત મિથ્યા છે અને અમેરિકાએ આવો પુરુષાર્થ દાખવ્યો છે સ્થિરબુદ્ધિથી રશિયાની ધમકીઓ ગળે ઉતારી છે, ભૂલો કરીને પણ અડગતા જાળવી છે

ચીને હિંદની લશ્કરી મજાક ઉડાવી એ પછી ચર્ચા કે સમાધાન કરવા દિલ્હી પણ પહોંચ્યા પરંતુ એનાથી લશ્કરી તાકાત ભૂલી શકાતી નથી એ તાકાત વડે એશિયાભરમાં એને પ્રભાવ પાડવો છે રશિયાને આવું જ બાકીની દુનિયામાં કરવું છે એ બંને દેશોમાં ભસ્માસુરો પેદા થયા છે, સમાધાનની વાતો કરી પોતાની લશ્કરી તાકાત આગળ વધારવી છે સામાની ઘટાડવી છે રશિયાએ અમેરિકાની તાકાત એક ઝાટકે ઘટાડી નાખી તેનું ભાન હજી દુનિયાને થવા થશે જુદા જુદા દેશોમાં હવાઈ મથકો સ્થાપી રશિયાની ચોતરફ સંરક્ષણનો મોરચો રચ્યો હતો ત્યાંથી ભાળ કાઢવા માટે હવે અમેરિકાના વિમાનો રૂસી પ્રદેશમાં નહિ ઊડી શકે

કહે છે કે ફરી છ આઠ મહિને શિખર પરિષદ મળે પણ ખરી ત્યાં સુધીમાં કાળનું ખગ શું કામ કરી જાય છે એ જોવાનું રહ્યું સંભવ છે કે અમેરિકાની તાકાત વધે એ માટે જ આ ગાળો કુદરતે કાઢી આપ્યો હોય ગયા યુદ્ધમાં હિટલરે ક્યાં નહોતો કાઢી આપ્યો અત્યારે તો રશિયામાં ક્રુશ્ચેવ કરતા ત્યાંના લશ્કરના વડાઓનું જોર વધ્યું હોય એમ જણાય છે ચીનની અને રશિયાની પ્રજાઓનું નામ લઈ ત્યાંની સરકારો તેમનો પ્યાદા તરીકે ગઢના દરવાજા તોડવામાં ઊંટને વચ્ચે રાખવા જેવું કરે છે એ માઈશાંતિની રીત નથી

તિબેટ કે હંગેરી જેવા પ્રશ્નો બર્લિન કે અલ્જીરીઆ જેવા પ્રશ્નો ખુલ્લા દિલથી ચર્ચવાની અને યાયી વ્યવસ્થા શોધવાની વૃત્તિ નહિ ઊગે ત્યાં સુધી એ સત્તાના લોહીથી ખરડાયેલા સમાધાનો થાય તોયે શું ને ના થાય તોયે શું !

પેલું આસુરી તત્ત્વ જતન કરીને ખડકાયું છે—લશ્કરી તાકાત—એનો નિકાલ શી રીતે કરવો? એ રહસ્યનો ઉકેલ ભારતે તો ક્યારનો ચીંધ્યો છે પણ એમ કરવામાં એકલી નિષ્ઠા કામ નથી લાગતી શ્રીકૃષ્ણના પદ્મની સાથે એનું ચક્ર પણ જોઈએ એ ચક્ર ના વાપરવું પણ એની જરૂર તો ખરી જ

એવા અમોઘ શસ્ત્રની હરીફાઈ ચાલે છે અને વચ્ચે વચ્ચે શાંતિનો વાયરો પણ નીકળે છે ક્યારે બંને સંયુક્ત થઈ રહેશે એ કોણ કહી શકશે? ખુલ્લું જણાય છે કે ચીન રશિયાની વૃત્તિ જ સમાધાનની નથી 'શાંતિ'ની તો ગુલબાંગ છે



આવે વખતે આપણા રાષ્ટ્રપતિ રશિયાની મુલાકાતે જાય છે? ભલા માણસ, ઘણાંઘણાં મુહૂર્તો જોયાં ને આ વખતે જ કેમ ભૂલ્યા? તમે નથી વિષ્ટિ માટે જતા—એટલી ચાણક્ય નીતિ કે એવી મહત્ત્વાકાંક્ષા અત્યારે ભારતમાં છે જ નહિ—તો પછી ગેરસમજ વધારવા શીદ મથો છો? તમારી ચિરસંગિની માંદગીયે આ વખતે મદદરૂપ થઈ હોત ને રશિયાની મુલાકાત ઠેલાઈ હોત તો કેવું સારું!

### ઇતિહાસની અણમોલ ઘડી

ચીને પરચો બતાવ્યો તે પછી એક એશિયાઈ જૂથ જમાવવાની જરૂર ઊભી થઈ છે. પરસ્પરના સંરક્ષણમાં સંકળાયેલું, વિચારોની આપલે કરતું, ન્યાયી વલણની તરફદારી કરતું આવું જૂથ રચાવામાં શી મુશીબત નડે? લશ્કરી કરારો નથી ખપના એમ કહી આપણે બહુ ઊંચે બેસણે બેઠા છીએ. એ દરજ્જો આપણને કેટલો લાભકારક એ તો ઇતિહાસ કહેશે, પણ બીજા દેશોને એ ગજા બહારની વાત લાગી છે. એમને જ જ્યારે કોઈ હૂંફ જોઈએ ત્યારે એમની સામે આપણે બારણાં બંધ કરવા બેસીએ એ કેવું!

ગુરુમહારાજો શાસ્ત્રની મોટી મોટી વાતો વિસ્તારથી કહે છે ત્યારે સાથે સાથે અભયવચન પણ આપે છે કે આમ કરીશ તો ઉગારનારો હું છું, મારે શરણે આવજે. આપણે બીજું ચરણ ઉઠાવી દઈને બીજાઓ પાસે કેટલી અપેક્ષા રાખી શકીએ? આ દેશને મોટા થવું હોય તો એણે મોટાભાઈ જેવું વર્તન રાખવું જોઈએ, દોરવણી પણ આપવી જોઈએ અને હૂંફ પણ...

હમણાં ઘણા દેશો સાથે આપણે દોસ્તી છે. ઘણા દેશો આપણી સલાહ પૂછે છે અગર તો આપણા પગલાં તરફ મીટ માંડે છે. એ શરૂઆતની સ્થિતિ સારી છે તો એને દૃઢ બનાવવી જોઈએ, શિરસ્તાની પણ બનાવવી જોઈએ. અને હવે જ્યારે આખો આફ્રિકા ખંડ જાગવા માંડયો છે, સફેદ રંગના પ્રભુત્વ ઉપર છેવટના ઘા પડવા લાગ્યા છે ત્યારેય આપણે વિચારોમાં ડૂબ્યા રહીશું, છાશ ફૂંકી ફૂંકીને પીશું?

એ પણ યાદ રાખવા જેવું છે કે ઇતિહાસની અણમોલ ઘડી આવે છે ત્યારે આવે છે, બારણે ટકોરા દે છે, અને કોઈ ના સાંભળે ત્યારે એ ચાલી જાય છે. અને એને ઉઠાવી લેનાર બીજા કોકના સપાટે ચડી જાય છે.

### નેપાળમાંથી પ્રભાવ ઓસરે છે?

થોડા મહિનાઓ પહેલાં દિલ્હીથી એવી જાહેરાત થઈ હતી કે નેપાળ-ભૂતાન ઉપરનો હુમલો એ હિંદી સરહદો ઉપરના હુમલા તરીકે ગણવામાં આવશે. એ વખતે નેપાળે તરત વાંધો લીધો હતો અને ભારતને આવા કોઈ હક નથી એમ જણાવ્યું હતું. જવાબમાં આપણી સરકારે સંધિનો ઉલ્લેખ કર્યો હતો અને પોતાની જાહેરાત વાજબી ઠરાવી હતી.

તે પછી નેપાળના વડાપ્રધાન ભારત આવી ગયા ત્યારે એવી હવા ફેલાઈ કે લશ્કરી કે પરદેશ નીતિમાં નેપાળ ભારતની દોરવણી માન્ય રાખશે. ઉત્તર પ્રદેશ સાથે નેપાળને જોડતો ત્રિભુવન રાજપથ બાંધી એ ખ્યાલ દૃઢ પણ કર્યો.

એ પછી નેપાળના વડા પ્રધાન ચીન ગયા, ત્યારે ચીન-ભારતના સબંધો ડહોળાયેલા હતા. છતાં એમણે ચીન સાથે મૈત્રીની વાતો કરી, સહાય પણ કબૂલી અને એ વખતે ભારતના રાજદૂતને પૂછ્યું ગાછ્યું હોય એવું જણાયું નહિ. સ્વતંત્ર રાજ્યની હેસિયતથી નેપાળે કામ લેવા માંડ્યું. આટલી તક ચીન માટે પૂરતી હતી. એ તક એણે ઝડપી લીધી. ભારતને બાજુ પર રાખી એણે નેપાળ સાથે સીધા સબંધ વધારી દીધા.

અને ચીનમાંથી નેપાળના પંતપ્રધાનની પીઠ ફરી કે તરત જ વિખ્યાત એવરેસ્ટ ઉપર ચીનના હકની જાહેરાત છૂટી. ભારત હવે શું બોલે!

નેપાળમાં રાજા હોત તો એને દબડાવી જવાબ લેવામાં આવત. પણ લોકશાહી—એટલે કે પ્રજાનું રાજ્ય હોય ત્યાં આપણાથી કેમ કહેવાય, જબાન ક્યાંથી ખૂલે? જે ભૂલ થઈ હતી તેને વધારે ભૂલવવા ચીનનું મંડળ દિલ્હીથી સીધું કાઠમંડુ પહોંચ્યું. ને એવરેસ્ટના શિખરના બે ભાગ કરવા સુધીની વાત કરી. ભારત ત્યારેય શું બોલે! એનો દાવ જ રહ્યો નહોતો.



ઘડીઓ ગણાય એટલામા ભારત વિરુદ્ધ નેપાળમાં અનાજ ઊભશે ખસીને ચૂપ રહ્યા છતા ડખલગીરીના આક્ષેપ થશે આપણે શાહીવાદી કે ભૂમિભૂખ્યા છીએ એમ કહેવાશે જે આક્ષેપ ટાળવા હતા તે જ લમણામા ઝીકાશે અને આપણે અપરાધીની જેમ બચાવ કરવા લાગીશુ

**રાજલાચારીમાથી લોકલાચારી થવાની**

ચીને તિબેટ સબધમા એવી કોઈ તક રહેવા ના દીધી એની ભક્ષણ પ્રવૃત્તિમા એણે આપણને પ્યાદુ બનાવી સાક્ષી ઠરાવ્યા તિબેટમા લાચાર બનેલા તોરે ચીનને નેપાળમા આગળ વધતા ના રોકી શકયા આવા બનાવો બને છે ત્યારે લોકો સરકારને સભારે છે હૈદ્રાબાદના નહોર ઉતારી લીધા એ રાજનીતિ યાદ આવે છે પૂર્વ બગાળનુયે એમ જ પતાવ્યુ હોત હવે શાતિની ઢીલી અને દીર્ઘદૃષ્ટિ વિનાની નીતિ આગળ લોકો પણ લાચારી અનુભવે છે

સીનોન પોતાનુ ગાડુયે ગબડાવી શકતુ નથી એના અને ભારતના ભૌગોલિક કે સાસ્કૃતિક સબધો કોઈથી અજાણ્યા નથી અને ભારત લકા પર વે શાતિ વિના કાઈ બોની શકતુ નથી ચીનને ફોર્મોસા મળવુ જોઈએ એની વણમાગી હિમાયત આપણે કરી શકીએ અને લકા સુધી આપણાથી જોવાય પણ નહિ એવી કરુણ પરિસ્થિતિ ઊભી થઈ તેથીન ભારતના લોકો લાચારી અનુભવે છે

ગોઆની સમસ્યા હમણા ઉકલશે એવા ભણકારા વાગ્યા રાજપુરુષો આશાના વચન બોલે ત્યારે લોકોએ ઉમગ ધર્યો પણ એ ના ટકી શકયો ત્યારેય લોકો સરદારને સભારે એમા શી નવાઈ ?

આપણી પરદેશનીતિ સત્ય અને શાતિના પાયા ઉપર રહી છે એ વિચારથી આપણે ઘણા મનખ્યા આપણે આશા રાખી કે એથી આફ્રિકામા વસતા દેશબધુઓને રાહત થશે. પણ એવુ જણાતું નથી ચીનમાથી ને બ્રહ્મદેશમાથી એમને પાછા ફરવુ પડ્યુ અહીથી એવા કોણ ગયા ? પાકિસ્તાને તો કેર વર્તાવ્યા પછી જોયુ કે ભારતને સાખી લેતા આવડે છે એટલે નવી માગણીઓ શરૂ થઈ, નહેરોના પાણી માગ્યા એના ખરચ માગ્યા ને હવે પૂર્વ-પશ્ચિમ પાકિસ્તાન વચ્ચેનો વાહન વ્યવહાર માગ્યો એમાથી વળી નવી બીજી માગણીઓ નીકળવાની

આપણી પરદેશનીતિએ ઘણા મિત્રો કર્યા એમ કહેવાય છે દેશ-દેશના રાજપુરુષો તાજમહાલ જોવા આવે છે ત્યારે એ જાહેર પણ થાય છે ભીડ વખતે એ મૈત્રી કેટલી ટકે તે તો ભાવિ કહી શકે

એ દેશોમાથી જે શક્તિશાળી છે તેઓ આપણા વિકાસમા મદદ આપવા તત્પર બન્યા છે એ શુભ ચિહ્ન છે પરતુ એ બિના બીજા વલણને આભારી છે—પક્ષાતીત થઈને રહેવાની, સત્તાજુથોની ખેચમા હજુ આપણે ટકી શકયા છીએ એ કારણે મદદ મળે છે આવી ખેચમાથી તટસ્થ રહીને આપણે પડોશી રાજ્યો ઉપર પ્રભાવ રાખી શકત એમા શક નથી પણ એવી મહેચ્છા કયા છે ?

રાજનીતિ શાતિની હોય તેથી એ ઢીલી ને પોચી શા માટે હોવી જોઈએ ? એનો પ્રભાવ આપણી સીમા સુધી પણ કેમ ના ફેલાવો જોઈએ જે આસામના પહાડી પ્રદેશોમા થઈ રહ્યુ છે તેનુ પુનરાવર્તન બીજે પણ કેમ નહિ થાય ? આપણે શાત રહીએ અને બીજાને ના રાખી શકીએ તો એ નીતિ શાતિની ના ગણાય

**ચ ત્રમજૂર પ્રજાનો સેવક બને—દાદો નહિ**

આવુ જ ઢીલાપણુ આતરિક વહીવટમા પણ પેઠુ છે આઝાદીના બાર વર્ષ દરમ્યાન દેશમા કેટલી હડતાલો પડી અને એમા સરકારની લાગવગવાળી કેટલી સસ્થાઓ હતી એના આકડા કોઈ બહાર પાડે તો એમાથી ઘણી ઉપયોગી માહિતી મળે આવી હડતાલો પહેલા કેવી ધકધમકીઓ અપાય છે, પછી કેવી દાદાગીરી ચાલે છે અને અતે કેવી શરણાગતિ કબૂલવી પડે છે એ કોઈથી અજાણ્યુ નથી લગભગ દરેક હડતાલ વખતે પ્રજા વેઠે છે, અને નુકશાન કરી જનારા મનફાવતી શરતો ઓકાવી લ્યાવે છે ત્યારે જ જપે છે

હડતાળોની જેમ ઔદ્યોગિક અદાલતો પણ એવો જ ભાવ ભજવે છે એમાય પ્રજાને ભોગે ઉઘમાત

મચાવનારો ખાટી જાય છે. અને ફરીથી ટૂંકે ગાળે ઉધમાત મચાવવાનું ઉત્તેજન પણ આપે છે. આવી ગેરવ્યવસ્થા લાવવાની અને તે જ નિભાવવાની જાણે આપણી વ્યવસ્થા થઈ પડી છે !

આપણી મજૂરનીતિ સમાજવાદનો મદાર લઈ ઘડાય છે એમ હવે આપણે માનવું જોઈએ. એમાં મજૂરોનો પક્ષ કરવામાં આવે છે એ જાહેર છે. પણ આ ગરીબ દેશમાં ઔદ્યોગિક અને શહેરી મજૂરવર્ગને આ રીતે પંપાળી પ્રજાના બીજા ભાગ ઉપર અપાર બોજો ચડાવી દેવો જરાય લાજીમ નથી.

અને છતાં આપણું તંત્ર એમ જ કરે છે કારણ કે એની પાસે મક્કમતા નથી, મહેચ્છા નથી.

### સાધ્યમાં અનુકૂળ ફેરફારો

આ કમજોરીનું વળી એક વધુ પાસું પ્રાંતોની રચનામાં નજરે પડ્યું. જ્યાંજ્યાં ઉગ્ર આંદોલનો થયાં ત્યાં ત્યાં ખૂબ વિલંબ કરી નમતું જોખવામાં આવ્યું એવું આપણે ઘણા કિસ્સામાં જોયું છે. સંભવ છે કે પ્રાંતોની છૂટ વધશે ત્યારે એ જ ઢીલાપણું કહો કે અગમચેતીનો અભાવ કહો—તેનું પોત વધારે પ્રકાશશે.

સિદ્ધાંતો જડ નથી હોતા, એમાં સમયાનુસાર હેરફેરની જરૂર પડે છે. પણ એમને અનુકૂળ ઘાટ દેવાના હોય તો પછી સમયસર કેમ સૂઝતું નહિ હોય ? એ સૂચવે છે કે ચાણક્ય પુરુષનો અભાવ છે. અને રાજનીતિ પાછળ જે મક્કમતા જોઈએ તે આવતી નથી.

કેટલાક ચાણક્યની નીતિને કુટિલ ગણાવે તો તે ભૂલ છે. આપણા હેતુઓ મલિન ના હોય તો શામદામભેદ દંડનો વ્યવહાર એ અનીતિ નથી. એ સાધનો અશુદ્ધ નથી કરતાં ને વિષચક્ર પણ નથી ફેલાવતાં. શ્રી કૃષ્ણે ઘણીવાર દુશ્મનોને ડાર્યા છે, માર્યા છે, છિન્નભિન્ન કર્યા છે, અને વિજયો મેળવવા જાતે ઝૂઝ્યા છે.

પણ આપણે તો જાણે કોઈ દુશ્મન નથી કે વિજયની જરૂર નથી. મહેચ્છાઓ બધી મરી પરવારી છે. અને ગુણવત્તા વિનાની કે દૈવી ભાવરહિત એવી કૃત્રિમ સમતા સ્થાપવી છે. લાયકાતના ભોગે બિનઆવડત કે પામરતાને પોષવાં છે. આવું સૂઝે છે કારણ કે આપણે ક્યાં મહાન છીએ તે જોવું જાણવું નથી, ક્યાં મહાન થવું છે તેની કલ્પના પણ ખૂંચે છે !

### ગ્રામોદ્યોગ અને ભૂદાન એ ભેળસેળ છે

સર્વોદયના વિચારમાં ઉદ્યોગે પગપેસારો કર્યો છે. એ ઉદ્યોગ છે ગાંધીજીએ શીખવેલો હાથઉદ્યોગ નહિ, પણ શહેરમાં છે તેવો—ઉત્પાદન વધારી ગામડાંના લોકોને રોજી મેળવી આપે એવો. કુટુંબદીઠ એકાદ વ્યક્તિને પણ વધારાનું કામ મળી રહે તો ગામડાંમાં ગુજારો કરવો સહેલ બને.

ઉદ્યોગને નિમંત્રીએ એટલે યંત્ર તો હોય જ. અને યંત્રે લોકોના સ્વભાવ ઘડ્યા છે એવા ગામડાંની પ્રજાના પણ થવાના. ત્યાં જગ્યાની છૂટ હોવાથી એકાંત અને શાંતિ મળશે અથવા શરૂમાં પ્રલોભનો, ઓછાં હશે ત્યારે સંતોષ પણ મળશે. પણ એ સંયુક્ત કુટુંબપ્રથા ટકી શકશે ? વ્રતનિયમો કે તિતિક્ષાના પાયા ઉપર રહેલો ધર્મ ફાલી શકશે ? આ શંકાઓ છે, ને એનો પડકાર આપણે ઝીલવાનો છે.

ઉદ્યોગ જેટલા નાના કરીએ એટલું એનું વિષ ઘટે, એટલો સામ્યવાદ છેટે જાય. સામ્યવાદી પાખંડને રોકવાનો આ જમાનામાં વિકેન્દ્રીકરણ એ સીધો માર્ગ છે...અને એ માટે હાલનાં શહેરોનો બોજો હળવો થતો હોય તો તે પણ કરવા જેવો છે. ઔદ્યોગિક વસાહતમાં પાંચ હજારથી વધારે મજૂરો શા માટે જોઈએ ?

પણ ગામડાંમાં ઉદ્યોગોને આવકારવા હોય તો ભૂમિદાનની વાત તજવી જોઈએ. બંને વચ્ચે મેળ જામવાના નથી. દાન માત્રની માગણી ઈષ્ટ નથી, એનો પ્રચાર કે આંદોલન ના હોય. દાન વડે રાહત થઈ શકે, નવી સમાજવ્યવસ્થા નહિ લાવી શકાય. અને એક તરફ વધુ ઉત્પાદનવાળું યંત્ર કબૂલ કરીએ ત્યારે ઓછું ઉત્પાદન કરે એવી ખેતીની વ્યવસ્થા કેમ કબૂલ થઈ શકે ? એટલે હવે ભૂદાન સંકેલી લેવાય તો સર્વોદયનું આયુષ્ય વધી શકે ? ભેળસેળ શા ખપની ?



'ધૂમકેતુ'

# મહારથી કર્ણ

મહાભારતનાં અનેક પાત્રોમાં કર્ણનું પાત્ર ખૂબ મહત્ત્વનું છે એ કદાચ બધાં ન પણ માને. છતા એ હકીકત છે એ મહારથી કર્ણ, દાનેશ્વરી કર્ણ, સુતપુત્ર કર્ણ એક મહાન માનવ હતો અને આજેય એની મહત્તા એટલી જ અણનમ રહી છે તે આ લેખ વાંચવાથી વધુ સારું સમજાશે .....

મહાભારતનું તેજસ્વીમાં તેજસ્વી પાત્ર કયું? એવો પ્રશ્ન જો કોઈ પૂછે, તો ઘણાખરા જવાબ વાળશે, મહારથી કર્ણ!

એમ શા માટે?

અભિમન્યુએ સાત કોઠાના યુદ્ધમાં જે રંગ રાખ્યો હતો એ વાત તો આજે પણ લોકનાં હૈયાંને અસર કરે છે. ને કેંક માતાઓને રડાવે છે. અર્જુન તો મહાવીર હતો જ. અને ઘટોત્કચ પણ જેવો તેવો નહિ. અને અશ્વત્થામા? એણે છેવટની ઘડી સુધી એક કે બીજે પ્રકારે યુદ્ધ કર્યા કર્યું—એ બધા શું ઓછા તેજસ્વી હતા? ગુરુ દ્રોણ, ભીમ પોતે, વૃદ્ધ ભીષ્મપિતામહ, એક કરતાં એક ચડે એવા યોદ્ધાઓ મહાભારતના યુદ્ધમાં આવે છે, પણ મહારથી કર્ણ એ તો મહારથી કર્ણ! એની વાત જ ન્યારી. એ પોતે પોતાને હરાવવાનો રસ્તો બીજાને બતાવે. અને છતાં યુદ્ધમાંથી પાછી પાની ન કરે. એ આપવા બેસે, ત્યારે માગનારો ભૂલે. એનો વિશ્વાસ, અચળ હિમાલય સમો. એનું દિલ કુમળામાં કુમળું. એની એક એક વાત ન્યારી.

પહેલાં તો કોઈક દિવસ—કોઈક દિવસ—એકાદ સંધ્યાટાણે ગંગા નદીને કિનારે ફરતાં ફરતાં એના મનમાં એક કુમળી લાગણી જન્મી હશે, મારી મા કોણ હશે? ક્યાં હશે?

શા માટે એ લાગણી જન્મી હશે?

મહારથી કર્ણની આખી વાત સમજવા જેવી છે. મહારથી કર્ણ ન હોત તો કદાચ મહાભારતનું ભયંકર યુદ્ધ પણ ન હોત.

એ મહારથી કર્ણ હતો રાજપુત્ર છતાં ઊછર્યો સારથીપુત્ર તરીકે. એ હતો સાચેસાચો વિદ્યાર્થી. છતાં વિદ્યા ન પામ્યો. એણે જે વિદ્યા મેળવી એ વિદ્યાએ એને દગો દીધો, છતાં એ હિંમત ન હાર્યો. એણે સામે લાખોની લક્ષ્મી ને રાજમુગટ પણ જોયાં. હસ્તિનાપુરનું રાજ જોયું. છતાં એણે પોતાનું સારથીપુત્રનું પદ ન છોડયું તે ન જ છોડયું. પહેલેથી એની વાત માંડીએ.

કર્ણ એ કુંતીનો જ ખરી રીતે પુત્ર હતો. પણ એ વાતની હસ્તિનાપુરમાં કોઈને ખબર ન હતી. એ વાતની ખબર કેવળ કુંતીને પોતાને એકને જ છે પણ એણે એ વાત કોઈને કોઈ દિવસ કરી જ નથી. યુધિષ્ઠિર અર્જુન કોઈ એ વાત જાણતા નથી નાનપણમાં પોતે એને જન્મતાં જ તજી દીધો હતો, એની એ વાત છાની રહી ગઈ છે. એ વાત એ એક જ જાણે. હસ્તિનાપુરમાં સારથી અધિરથને એ મળી આવ્યો. અને એની સ્ત્રી રાધાએ એને ઉછેરીને મોટો કર્યો. અધિરથને સંતાન મળે નહિ. એણે તો એને એટલા પ્રેમથી જાળવીને મોટો કર્યો કે કોઈને ખબર પણ ન પડે કે, આ એનો પુત્ર નહિ હોય

એ રાધાનો પુત્ર ગણાય, એટલે રાધેય પણ કહેવાતો. બાકી એનું નામ તો વસુષેણ હતું.



કર્ણ નામ પાછળથી પડ્યું. આમ રાધેય કર્ણ અધિરથને ત્યાં મોટો થયો.

પણ એનું અંદરનું તેજ હતું તે ક્યાં જાય? અને એ તેજ પણ જેવું તેવું નહિ. એમ કહેવાતું કે એ તો સૂર્યના મંત્રથી જાણે કે જન્મ્યો હતો. એ જે હોય તે પણ એ મોટો થયો, એટલે રાજકુમારો સાથે—એને થોડી ઘણી મૈત્રી થઈ. કૌરવો—દુર્યોધન દુઃશાસન એ બધા ગુરુ દ્રોણ પાસે ભણે. પાંડવો—અર્જુન વગેરે પણ ગુરુ દ્રોણ પાસે ભણે. પણ બને એવું કે જે વિદ્યા અર્જુનને હૈયે ચડી જાય—એવી બાણવિદ્યા કૌરવોમાંથી કોઈને હૈયે ન રહે. એમાં કોઈનો વાંક ન હતો. પણ એમાંથી ભણનારાઓમાં દ્વેષ જન્મ્યો. સૌ અર્જુનનાં વખાણ કરે. પ્રજામાં પણ એની નામના ચાલે. કોઈ વખત રાજકુમારો બાણ-વિદ્યાના ખેલ બતાવે ત્યારે પણ અર્જુનની બોલબોલા થાય. એટલે દુર્યોધનને અને એના બધા ભાઈઓને ઓછું લાગે. પાંડવો પાંચ રહ્યા. કૌરવો સો રહ્યા. પણ થાય એવું કે સો કરતાં પાંચ ચડી જાય!

એવામાં આ અધિરથ સારથીનો પુત્ર રાધેય કર્ણ—એ પણ બાણવિદ્યા શીખવા મંડ્યો. સારથીનું એ જમાનામાં ઘણું માનભર્યું સ્થાન હતું. એટલે ગુરુ દ્રોણ કર્ણને શીખવે. એમાંથી વખત જતાં બધાને ખાત્રી થઈ ગઈ કે અર્જુનની તોલે જો કોઈ આવે એવો હોય તો એ આ કર્ણ!

એટલે તો દુર્યોધને કર્ણને માન આપવા માંડ્યું. એમાંથી મૈત્રી થઈ. એમાંથી કર્ણ પોતાને ઘણો મદદગાર બને તેમ છે, એ વાત કૌરવોને સમજાઈ ગઈ. એમણે કર્ણને પોતાનો બનાવી લીધો.

એક વખત મોટો ઉત્સવ થયો. રાજકુમારો શું શીખ્યા છે એ જાણવા માટે, મોટો સમારંભ યોજ્યો. એમાં આખું નગર જોવા આવ્યું. રાજકુમારોની બાણવિદ્યા જોઈને સૌ છક્ક થઈ ગયા. અને એમાં પણ જ્યારે અર્જુને બાણવિદ્યાના ખેલ કરી બતાવ્યા ત્યારે તો બધાના મોંમાં આંગળાં રહી ગયાં. ગુરુ દ્રોણાચાર્યે પોતાના પ્રિય શિષ્યનાં વખાણ કર્યાં હતાં. પણ અર્જુનની વિદ્યા જોઈને તો બધાને લાગ્યું કે એ વખાણ પણ ઓછાં હતાં. અર્જુને તો બાણવિદ્યાના પ્રયોગો બતા-વવામાં હદ કરી નાખી, કોઈ માની પણ ન શકે—એવી એવી વાત એણે ત્યાં પ્રત્યક્ષ કરી બતાવી. એક બાણ છોડે—ને ચારે તરફ જાણે અગ્નિ પ્રગટે. બીજું બાણ છોડે—ને મેઘની ધારા આવે. પ્રચંડ વાયુ વહે એવું બાણ છોડે. ને બાણની પરંપરા જાણે વહેતી હોય એમ બાણનો સતત વરસાદ વરસાવે. એક પછી બીજું બાણ ચાલ્યું જ આવે! જાણે એક બીજાંની હાર લાગી ગઈ હોય!

જોનારા તો આ જોઈને છક્ક થઈ ગયા. સૌના મોંમાંથી એક જ વાત નીકળી, અર્જુન એ અર્જુન! એની તોલે કોઈ ન આવે.

પણ એવામાં દુર્યોધને આગળથી ગોઠવણ કરી હશે એ પ્રમાણે જ્યાં ઉત્સવ બંધ થવાની તૈયારી થાય છે એવામાં કર્ણ ત્યાં દેખાયો. એને પણ દુર્યોધને રાજકુમારનો શણગાર

સર્જાવ્યો છે ને એ પણ રાજવંશી જેવો દેખાય છે.

એને ત્યાં આવેલો જોઈ ને સૌ વિચારમાં પડી ગયા કે આ કોણ હશે ? કર્ણ તો ત્યાં આવીને બધાને પ્રણામ કરીને ઊભો રહ્યો. પછી તેણે દૃઢ અવાજે અર્જુનને જ કહ્યું : 'હે રાજકુમાર ! તમે જે બાણવિદ્યા બતાવી તે બધાએ જોઈ. હવે હું જે બાણવિદ્યા બતાવું છું તે તમે બધા જુઓ. મારી બાણવિદ્યા તમારી વિદ્યા કરતાં પણ ચાર ચંદરવા ચડે તેવી છે કે નહિ—તે તમે સૌ જુઓ ! '

પણ કર્ણના આ વાક્યથી તો બધા આવેશમાં આવી ગયા. રાજકુમારો સાથે વાતો કરનારો આ કોણ ? એવા સવાલો થવા મંડયા. અને અર્જુને પણ પોતાની પ્રતિષ્ઠા જળવાય માટે ધનુષબાણ સજ્જ કરીને, કર્ણ સાથે યુદ્ધ લેવાની જ તૈયારી બતાવી. આ તો રંગમાં ભંગ જેવું થઈ ગયું. પણ હવે વાત હઠે ચડી ગઈ. દુર્યોધન વગેરે સૌ કર્ણની પીઠ થાબડવા મંડયા. એ વખતે કૃપાચાર્યે પ્રશ્ન કર્યો : 'પણ હે જુવાન માણસ ! અર્જુન તારી સાથે યુદ્ધ તો કરે. પણ એ તો રાજ-કુમાર છે. રાજા પાંડુનો પુત્ર છે. માતા કુંતાનો પુત્ર છે. તું કોણ છે ? કોનો પુત્ર છે ? એ તો કહે ! '

એ સાંભળતાં જ કર્ણના અંતરમાં જેમ લોઢાની છીણીનો ઘા થઈ ગયો હોય તેવો ઘા થઈ ગયો. એને થઈ ગયું અરે રે ! હું કોણ છું—મારી મા કોણ છે, એ જ વાત અંધારામાં છે. તે શરમથી નીચે ધરતી ઉપર નજર કરી ગયો. માબાપ કોણ છે એ ખબર ન હોય, ત્યારે ગમે તેવો તેજસ્વી પણ શરમ અનુભવે છે. કર્ણનું એવું થયું; પણ દુર્યોધને હવે વાત હાથમાં લઈ લીધી. એણે કહ્યું એ છે અંગદેશનો રાજા. હું એને અત્યારે જ અંગદેશ આપી દઉં છું. હમણાં જ એનો અભિષેક થાય છે.'

એમ બોલીને એણે તો તરત એને અભિષેક પણ કર્યો. ચકસા ચકસી કોને કહે ?

પણ એટલામાં વૃદ્ધ સારથી અધિરથ રહી શક્યો નહિ. એને થયું મારો પુત્ર અર્જુનને હાથે હણાઈ જશે. એટલે એ પિતાના પ્રેમથી ત્યાં દોડયો આવ્યો !

અને આંહીં તો કર્ણ—મહારથી કર્ણ ઊભો હતો. જે કેવળ પોતાના પરાક્રમ ઉપર જ મુસ્તાક રહેનારો હતો. એ તો અધિરથને જોતાં જ લોકો હસશે કે શું કરશે એની પણ પરવા કર્યા વિના, એના ચરણમાં ઢળી પડયો. લોકમાં મશ્કરીનું મોટું મોજું ફેલાઈ ગયું. ભીમ જેવા તો 'હે સુતપુત્ર !' એમ મોટેથી બોલીને અપમાન પણ કરવા માંડયા. પણ એ અપમાન કર્ણના મનમાં શલ્ય જેમ પેસી ગયું. આગળ જતાં મહાભારતનું યુદ્ધ થયું, ત્યારે દુર્યોધને મોટામાં મોટી ઓથ આ કર્ણની માની હતી, તે આટલા માટે. એ અર્જુન સમો બળવાન હશે, એ વાત તો ઠીક. પણ એનું જે અપમાન થયું તે અપમાને એને જીવનભર પાંડવો સામે મૂકી દીધો. મહાભારતનું યુદ્ધ એ આવી રીતે એક બીજા પ્રત્યેના ખોટા રાગદ્વેષમાંથી ઊભું થયું હતું. આજ પણ યુદ્ધો એમ જ થાય છે !



હવે આ વસુષેણે—કર્ણે વિચાર કર્યો કે ગુરુ દ્રોણ કરતાં પણ વધારે ધનુર્વિદ્યા જાણે છે ભગવાન પરશુરામ.

એટલે એણે ભગવાન પરશુરામ પાસે જવાનો નિર્ણય કર્યો.

પણ ત્યાં એક મોટું વિઘ્ન નડે ભગવાન પરશુરામ બ્રાહ્મણ સિવાય બીજા કોઈને ધનુર્વિદ્યા શીખવાડે નહિ. બાકી એની પાસે ધનુર્વિદ્યા એવી કે એનો શિષ્ય થયો તે અજીત થઈ ગયો.

એટલે કર્ણ ત્યાં ગયો. અને પોતે બ્રાહ્મણ છે એમ કહીને એની પાસેથી વિદ્યા શીખવા મંડયો.

પણ ત્યાં એનું નસીબ આગળનું આગળ આવ્યું.

એક દિવસ પરશુરામ સૂતેલા. એનું માથું કર્ણના ખોળામાં છે. પોતે ગાઢ નિદ્રામાં છે. એ જમાનામાં તો વિદ્યાગુરુનો મહિમા એવો અને વિદ્યાગુરુ પણ એવા—કે શિષ્યો એમ જ માને કે ગુરુની સેવાથી બીજી બધી વાત હેઠે.

હવે આમ ગુરુ ગાઢ નિદ્રામાં હતા, ત્યાં એક ભમરો આવીને કર્ણના સાથળ ઉપર બેઠો. એને ઉડાડવા જાય તો અવાજ થાય એટલે એણે એને બેસવા દીધો.

પણ ભમરો તો મંડયો લાકડું કોતરે તેમ એનો સાથળ કોતરવા! જો પોતે ચીત્કાર કરે છે તો ગુરુ જાગી જાય છે. ચીત્કાર નથી કરતો તો ભમરો વધારે ને વધારે ઊંડો વ્રણ કરતો જાય છે. કર્ણને દુઃખ તો એવું થાય છે કે ન પૂછો વાત. પણ એ ધીરજથી—આ ભારે વેદના સહન કરી રહ્યો! સાથળમાંથી લોહી નીકળ્યું—પણ એક ઉંહકારો એના મોંમાંથી ન નીકળ્યો!

છેવટે તો ગુરુ એના મેળે જ જાગ્યા—ને લોહી વહેતું જોઈને આભા બની ગયા.

જુએ છે તો કર્ણ ત્યાં હતો તેમ જ બેઠો છે. આ લોહી એના સાથળમાંથી ચાલ્યું જાય છે, ભમરો, લોહી, કર્ણ, એનો ચહેરો બધું જોઈને પરશુરામ તો આશ્ચર્યચકિત થઈ ગયા. એમને મનમાં થઈ આવ્યું આ તરુણે સહનશીલતાની હદ બતાવી દીધી છે!

પણ તરત જ એમના મનમાં બીજો વિચાર આવ્યો. જેણે એક સીત્કાર કર્યો નથી કે એક ઉંહકારો પણ જેની પાસેથી આવ્યો નથી—એ આ તરુણ, આટલો સહનશીલ છે—પણ તો શું એ ખરેખર બ્રાહ્મણ હશે?

બ્રાહ્મણનો દીકરો આટલું—આટલી ધીરજથી સહી શકે ખરો?

એટલે એણે કર્ણને ધન્યવાદ તો આપ્યા પણ તરત જ કહ્યું, તું બ્રાહ્મણ નથી. તું કોણ છે એ સાચું બોલ.

કર્ણે પોતાની જાત બતાવી. એટલે પરશુરામે એની વાત જાણીને એને ક્ષમા તો આપી—પણ એટલું જ કહ્યું કે આ તારી વિદ્યા તું ખરે ટાણે ભૂલી જઈશ એટલું જ હું કહું છું ....જા!

કર્ણ આ પ્રમાણે વિદ્યા તો અમૂલ્ય લઈ આવ્યો પણ એ વિદ્યાનો ઉપયોગ ખરે ટાણે ભૂલી જાય, એવો શાપ પણ લઈ આવ્યો!

છતાં પરાક્રમ કરતાં પાછા હઠે તે બીજા એ



ન્યાયે કર્ણ વિદ્યાપ્રાપ્તિમાં આગળ વધતો જ રહ્યો.

હવે એવું બન્યું કે પાંડવ કૌરવ તો ધીમે ધીમે એક બીજા પ્રત્યે દ્વેષ કરતા જ રહ્યા. કૌરવો પાંડવોને કાઢવા ઘણા પ્રયત્ન કરે. છેવટે એ દ્યુત રમ્યા. પાંડવો હાર્યા. વનમાં બાર વરસ રહ્યા. તેરમે વરસે એમને ગુપ્ત રહેવાનું હતું. એમાં કળાઈ જાય તો બીજાં બાર વર્ષ વનમાં જાય—એવી વાત હતી. એટલે તેરમું વર્ષ ગુપ્ત વેષે પણ રહ્યા.

આ બધું છતાં કાંઈ ને કાંઈ વાંધો કાઢીને એમના આ ગુપ્તવાસને એક દિવસ આડો હતો ત્યાં એ કળાઈ ગયા છે માટે, બીજાં બાર વરસ વનમાં જાય એવી હઠ દુર્યોધને પકડી.

વાત એમ બની ગઈ હતી કે પાંડવો વિરાટ રાજાને ત્યાં હતા. એ ગુપ્ત રહ્યા હતા. કોઈને ખબર પડી નહિ ને વરસ પૂરું થવા આવ્યું. કૌરવોને કાંઈક માહિતી મળેલી કે પાંડવો વિરાટ રાજાને ત્યાં ગુપ્ત રહ્યા છે. એટલે એમણે ત્યાં સવારી કરી. એ વખતે અર્જુન પોતાની યુદ્ધકુશળતાને લીધે પ્રગટ થઈ ગયો, અને હજી બાર વર્ષ પૂરાં થયાં નથી, એક દિવસ બાકી છે, એવી વાહિયાત વાત ઉપર પાંડવ કૌરવ વચ્ચે યુદ્ધનું કારણ ઊભું થયું!

મહારથી કર્ણ આ મહાભારતના યુદ્ધમાં કૌરવોના પડખે રહેવાનો એ ચોક્કસ હતું. પાંડવ કૌરવ વચ્ચે સંધિ કરાવવા અને યુદ્ધને ટાળવા માટે શ્રીકૃષ્ણ પોતે દ્વારિકાથી આવ્યા હતા.

ઘણી ઘણી રીતે એમણે દુર્યોધનને સંધિ કરવા માટે સમજાવ્યું. પાંડવોને અર્ધું રાજ આપવાનું કહ્યું પણ દુર્યોધને એ માન્યું જ નહિ એટલે એ ભયંકર યુદ્ધ થવાનું. એ વાત ચોક્કસ જેવી જણાઈ. પોતે કહેવાનું બધું કહ્યું હતું. કોઈ માને તેમ ન હતું. એટલે હવે એ દ્વારિકા જવા માટે બહાર નીકળ્યા.

એ વખતે શ્રીકૃષ્ણ ભગવાને મહારથી કર્ણને બોલાવ્યો. અને પોતાની સાથે જ રથમાં લીધો.

મહારથી કર્ણ ઉપર દુર્યોધનનો અચળ વિશ્વાસ હતો. વળી એને એ અર્જુન કરતાં પણ શ્રેષ્ઠ માનતો હતો. એની ધનુર્વિદ્યા અદ્‌ભુત હતી. એની સહાયથી પોતે વિજય મેળવશે જ—એ વાત દુર્યોધનના મનમાં ઘર કરી ગઈ હતી.

એટલે શ્રીકૃષ્ણ ભગવાને આ છેલ્લો પાસો નાખ્યો.

જો કર્ણ, કૌરવોનો પક્ષ છોડી દે તો કૌરવો કદાચ યુદ્ધ ન કરે.

પોતે એટલા માટે કર્ણને મનાવવા માગતા હતા.

એને સાથે લીધો. નગર બહાર જઈને એને કહ્યું: 'હે કર્ણ! તું કોણ છે એ તું જાણતો નથી માટે આ યુદ્ધ થાય છે. હું તને તારા જન્મની સાચી વાત કહું છું. તું જાણે છે, તારી માતા કોણ છે?'

કર્ણ તો માતાની વાત સાંભળીને ગદ્‌ગદ્ કંઠ થઈ ગયો. આ વયે પણ એને પોતાની સાચી માતાનું નામ જાણવાની તાલાવેલી હતી.

તેણે કહ્યું: 'હું જાણતો નથી અને છતાં ઘણી વખત મને થાય છે કે જાણે હું જાણું છું!'

'પણ ત્યારે હું તને સાચી વાત કહું. તું





માતા કુંતાનો પુત્ર છે!'

'હેં? કુંતાજી મારાં માતા છે? મને પણ ઘણી વખત એમ લાગ્યા કરતું હતું. કોણ જાણે કેમ મને મનમાં થતું તો હતું કે હું કુંતાજીનો પુત્ર હોઉં તો હોઉં!'

'હોઉં તો હોઉં નહિ; આ તો સાચી વાત છે. તું કુંતાજીનો પુત્ર છે. યુધિષ્ઠિરનો મોટો ભાઈ છે. તું જ રાજા થવાનો. તું અમારી સાથે આવી જા—બધા જ પાંડવ તને મોટો ભાઈ ગણીને માન આપશે. તું હસ્તિનાપુરનો રાજા થશે!'

વાત અચાનક આવી હતી. પોતાને માટે તો ભારે લાભદાયક હતી. સામે હસ્તિનાપુર જેવડું મોટું રાજ હતું. પોતાનાં માતા પાછાં મળતાં હતાં. પોતે રાજવંશી બની જતો હતો. પોતાની નામના હસ્તિનાપુરના નૃપતિ તરીકે થવાની શકયતા હતી. મહારથી કર્ણ મનોમંથનમાં પડી ગયો.

શ્રીકૃષ્ણે એને વધારે સુંદર રીતે વાત સમજાવી કારણ કે એ તો ગમે તે રીતે યુદ્ધ ન થાય એમ ઇચ્છી રહ્યા હતા. યુદ્ધમાં સર્વનાશ હતો અને છતાં યુદ્ધ એ એક જ રસ્તો હતો.

'કર્ણ! જો તું કૌરવોનો પક્ષ તજી દેશે, તો એક વખત યુદ્ધ અટકી જશે. આ જેવીતેવી વાત નથી. તું રાજા થશે એ વધારામાં. પાંડવો તને જ સ્થાપશે. માતા કુન્તાજીને તો તું મળીશ, એટલે સ્વર્ગ મળ્યા જેવું લાગશે!'

આ બધી વાત માત્ર તારા હિતની નથી. સૌના કલ્યાણની છે.'

ગમેતેવા ધીરવીરને પણ લોભાવે એવી આ વાત હતી. પણ મહારથી કર્ણ એ તો મહારથી હતો. મનના યુદ્ધમાં પણ એ વિજયી નીવડયો.

થોડીવારમાં જ આ બધી લાલચોને એણે મનમાંથી ખંખેરી કાઢી. નર–સિંહની માફક એ બોલી ઊઠયો:

'શ્રીકૃષ્ણ! ભગવાન્! તમારી વાત સાચી છે. પણ મને તો મારી માતા રાધા હોય, પિતા અધિરથ હોય, અને મિત્ર દુર્યોધન હોય—એ વાત જ હવે શોભે. લાલચથી લોભથી કે મોટું સ્થાન મેળવવાના મોહથી, જેમણે આજ દિવસ સુધી મને પાળ્યો, રક્ષણ આપ્યું, એમને હું છેક છેલ્લી ઘડીએ દ્રોહ આપું તો મારા જેવો કૃતઘ્ની કોણ? હું આવો વિશ્વાસઘાત કરું—પછી રાજા હોઉં કે રાજવંશી હોઉં કે ગમે તે હોઉં, પણ તમામ માણસો જેમને હૃદય હોય—એ તો જાણે કે હું ભલે રાજા રહ્યો—યોદ્ધો રહ્યો—રાજવંશી રહ્યો પણ હું માણસ તો રહ્યો નથી. જે માણસ નથી એને માટે આ અધિકાર કે તે અધિકાર બધું જ મિથ્યા છે. અધિકાર તો ત્યારે શોભે, જ્યારે પહેલાં, માણસ, માણસ હોય ત્યારે. તે વિના તો અધિકાર આળ પંપાળ.

'હું તો જે કાંઈ કહું એમાં મને મારો પુરુષાર્થ જ દોરે. કોઈ લોભ લાલચને વશ થઈ હું ધર્મમાર્ગ ન તજું—મારે માટે સૌથી મહત્ત્વની એ વાત છે. હું હવે પક્ષ તજું નહિ. વિશ્વાસઘાત કરું નહિ. માતાપિતાનો દ્રોહ કરું નહિ. તમે મને આશીર્વાદ આપો તો એ આપો, કે હું મારો ધર્મમાર્ગ ન ભૂલું!'



'પણ કર્ણ! ત્યારે હું તને છેલ્લી ચેતવણી આપી લઉં. આ યુદ્ધમાં મને લાગે છે વિજય પાંડવોનો થશે!'

'વિજય પાંડવોનો થશે તેમ તમને ફક્ત લાગે છે? મને તો દીવા જેવું ચોખ્ખું દેખાય છે. વિજય પાંડવોનો જ છે!'

'ત્યારે તું મારી સાથે ચાલ. હું તને તારું સાચું સ્થાન અપાવું. દ્રૌપદી તારી સેવા કરશે. પાંડવો તને મોટો માનશે. રાજ તને મળશે!'

'ના, એ કદાપિ ન બને કૃષ્ણ! હું તો રાધેય. હું તો રાધાનો પુત્ર. મને મોટો એણે કર્યો. આપણી આ વાત હવે તમે ગુપ્ત રાખજો. યુદ્ધ થતું હોય તો થવા દો. મને મારો ધર્મ પાળવા દો.'

કર્ણ ન ડગ્યો તે ન જ ડગ્યો.

આ પછીનો એક પ્રસંગ છે જ્યારે માતા કુંતા પોતે એને રાત્રે મળવા જાય છે અને એ પોતાનો પુત્ર છે એમ નિશ્ચયપૂર્વક કહે છે.

કર્ણનો જવાબ એ જ છે. હું તો રાધેય! હું તો સુતપુત્ર કર્ણ. મારો અધિકાર પરાક્રમ કરવાનો. હવે ખોટી રીતે રાજવંશી થઈ બેસવાનું મારે કામ નથી.

એ વખતે કુંતીએ માગ્યું ને કર્ણે મોટા મનથી વચન આપ્યું કે અર્જુન સિવાય બીજા કોઈ પાંડવને હું હણીશ નહિ.

પણ આ બધા પ્રસંગ ફિક્કા પડી જાય એવો એક બીજો પ્રસંગ પણ છે.

એક વખત સ્વપ્નમાં સૂર્યદેવ પોતે કર્ણને દેખાયા. ઝળાંઝળાં થતો દેહ છે. કાને કુંડળ શોભી રહ્યાં છે. દેહમાંથી તેજના ફુવારા ફૂટી રહ્યા છે.

એને સ્વપ્નમાં કહ્યું: 'હે વત્સ! હે કર્ણ! હું સૂર્ય તને કહું છું, તું મારો પુત્ર છે. તું જન્મ્યો ને તારી સાથે બે ચીજ જન્મી છે. એક તારાં કાનનાં કુંડળ. બીજું તારું કવચ. તારી પાસે જ્યાં સુધી એ છે ત્યાં સુધી તું અભય છે, અજીત છે, તારો પરાજય નથી. તું એ કોઈને આપતો નહિ!'

કર્ણે કહ્યું: 'હે દેવ! તમે ન આપવાનું કહ્યું પણ મારી પાસે તો માગતો ભૂલે—એવી મેં મારી, આ પૃથ્વીમાં કીર્તિધજા ઊભી કરી છે. એ કીર્તિધજા કદી પણ ન નમે. માગનારો બ્રાહ્મણ હોય પછી તો થઈ રહ્યું. એને આપ્યું!'

'અરે પણ વત્સ! તું સાંભળ તો ખરો. તું અજીત છે. ને તને જીતવા માટે આ યુક્તિ ગોઠવાય છે. ઇંદ્ર પોતે બ્રાહ્મણને વેષે તારી પાસે આવશે. તારાં કવચ કુંડળ માગી જશે. પછી તું અજીત નહિ રહે!'

કર્ણે કહ્યું: 'એમ કહો દેવ! ખરો અજીત હું ત્યારે થઈશ—જ્યારે આ કવચ કુંડળ આપી દઈને પણ મારું પરાક્રમ દાખવીશ. માગનારો માગે અને હું કર્ણ—જેના નામ ઉપર દાનેશ્વરીની ધજા ફરફરે છે—હું ન આપું—એ કદાપિ બને? એ નહિ બને—ચાહે તો જય મળે, પરાજય મળે, મૃત્યુ આવે કે સર્વનાશ આવે. જે પ્રતિજ્ઞા છે એ ફોક નહિ થાય....'

અને કર્ણે ખરેખર પોતાની હાર પોતે નોતરે છે એ જાણતા છતાં, બીજે જ દિવસે, બ્રાહ્મણવેષે આવેલા ઇંદ્રને કવચ કુંડળ આપી

દીધાં ! દાનેશ્વરી કર્ણ—એ નામ આજે પણ પ્રસિદ્ધ થઈ ગયું છે, તે આટલા માટે.

કર્ણ છેક છેલ્લે યુદ્ધમાં દેખા દે છે. એ વખતે શલ્ય રાજા એનો સારથી બન્યો છે. પણ એણે કર્ણને ઘણાં મેણાં ટોણાં મારીને એનો ઉત્સાહ મંદ પાડવાનું કામ કર્યું હતું. મહાભારતના યુદ્ધનો એ સોળમો દિવસ હતો. ભીષ્મ દ્રોણ બધા પરાજીત થયા હતા. કર્ણે એ વખતે અદ્‌ભુત યુદ્ધ કરી બતાવ્યું. પણ છેક છેલ્લી ઘડીએ અર્જુન સામે એ યુદ્ધ લેતો હતો ત્યારે ધરતીમાં એનું રથનું પૈડું ખૂંચવા મંડ્યું.

કોઈ બ્રાહ્મણના શાપથી એમ થયું હતું. પણ તે છતાં કર્ણે યુદ્ધ ચાલુ રાખ્યું ને છેવટે એ યુદ્ધમાં પડ્યો.

આ યુદ્ધમાં એણે, યુધિષ્ઠિરને હણી નખાય એવી સ્થિતિ એક વખત મેળવી હતી, પણ માતા કુંતાને આપેલું વચન યાદ કરી એને જવા દીધા હતા. પુરુષાર્થની પ્રતિમા સમા આ મહારથી કર્ણની એક અસરવાણી તો આજે પણ યાદ રાખવા જેવી છે. એણે કહ્યું છે—

सूतो वा सूतपुत्रो वा यो वा को वा भवाम्यहं ।
दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम् ॥

ભલે જન્મથી માણસ ગમે તે હો—પરાક્રમથી મેળવે એ એનો વર્ણ. એ એની જાતિ. એ એનું કુળ. રામાયણ લખનાર વાલ્મિકીને જે ભીલ ગણે, એ પોતે જ ભીલ નહિ ?



મહાન માનવતાવાદી ડૉ. આલ્બર્ટ સ્વાઈટ્ઝરે ૧૯૪૯માં જ્યારે અમેરિકાની મુલાકાત લીધી ત્યારે જર્મનીમાં એમની પાસે ભણી ગયેલી એમની એક શિષ્યાએ એમના માનમાં એક નાની સરખી પાર્ટી યોજેલી. પાર્ટી હતી એક નાના રેસ્ટોરાંમાં. પણ આ શિષ્યા પોતાના ગુરુ માટે ઘેરથી એક ખાસ 'કોરી કેઈક' બનાવીને સાથે લઈ ગયેલી.

પાર્ટીમાં જ્યારે કેઈક કાપવાનો વખત આવ્યો ત્યારે આ શિષ્યાએ ડૉ. સ્વાઇટ્ઝરને છરી આપી. ડૉક્ટર ઊભા થયા. કેઈક પર છરી મૂકી અને ટેબલ આસપાસ બેઠેલા માણસોની ગણતરી કરી. કુલ નવ માણસો ત્યાં હતા. છતાં ડૉક્ટરે ૧૦ કકડા કર્યા. શિષ્યાને આશ્ચર્ય થયું. પણ આ મહાપુરુષે 'એક કકડો આપણી અત્યારે સરસ સેવા બજાવી રહેલી આ ચાકરડીને' એમ ખુલાસો કરીને ટેબલ આગળ ઊભી રહેલી યુવાન ચાકરડીને વધારાનો કકડો પ્રેમપૂર્વક આપી દીધો.

*

ઇંગ્લાંડનાં બે શહેરો લીડઝ અને બ્રેડફોર્ડ વચ્ચે પરાપૂર્વથી દુશ્મનાવટભરી હરીફાઈ ચાલી આવે છે. આ બન્ને શહેરનાં છાપાં હમેશાં એક બીજા શહેરના લોકો તેમજ પ્રવૃત્તિઓને ઉતારી પાડવામાં કાંઈ બાકી રાખતાં નહિ. થોડા વર્ષો પહેલાં આ બન્ને શહેરના છાપાંઓના તંત્રીઓ એકત્ર મળ્યા હતા અને તેમણે આ 'મૂર્ખાઈ'નો અંત લાવીને બન્ને શહેરો વચ્ચેની મૈત્રી અને શુભેચ્છાનો નવો યુગ શરૂ કરવાનો નિર્ણય શરૂ કર્યો હતો. આ સમાધાની ચચા બાદ થોડા દિવસો પછી બ્રેડફોર્ડના એક માણસે પોતાની પત્નીને કાપી નાખી, પોતાના બે પુત્રોને ઠાર કર્યા, પોતાની સાસુને બારી બહાર નીચે ફેંકી દીધી અને પોતે બળી મરીને આપઘાત કરવાની કોશીશ કરી. બીજે દિવસે લીડઝનાં વર્તમાનપત્રોએ 'બ્રેડફોર્ડના એક શખ્સનું વિચિત્ર વર્તન' એ શિર્ષક તળે સમાચારો પ્રગટ કર્યા!

ઈશ્વર પેટલીકર

# મનના સાંધા

મન, મોતી અને કાચ—આ ત્રણે ભાંગ્યા પછી સંધાય નહિ પણ એ કહેવતનેય જાણે અપવાદ હોય તેમ અહીં તો બે મનનો એવો સચોટ સાંધો થઈ જાય છે કે એ સાંધો છે કે કેમ, એને સાંધો કહેવાય કે કેમ એ પણ એક પ્રશ્ન જ થઈ પડે બધે આવું થાય તો કેટલા બધા મનમેળ થઈ જાય.

એક આધેડ ઉંમરના ભાઈ મળવા આવ્યા હતા તેમણે દુઃખ જણાવતા કહ્યું 'દીકરીને પરણાવ્યા પાંચ વરસ થયાં પણ જમાઈ દીકરીને તેડતો નથી પરણાવી ત્યારે જતી આવતી, પણ બે વરસમાં એવા ઝઘડા કર્યા, અને છેલ્લા ત્રણ વરસથી તો બિલકુલ તેડી નથી '

મેં પૂછ્યું 'જમાઈ કેટલું ભણેલા છે ?'

ભાઈ 'ગ્રેજ્યુએટ છે, વીમા કંપનીની ઑફિસમાં બસો રૂપિયાના પગારે નોકરી કરે છે '

હું 'લગ્ન એની રાજીખુશીથી કરેલાં કે માબાપે દબાણ કરીને કરાવેલાં ?'

ભાઈ 'માબાપ નથી બે ભાઈઓ છે ગ્રેજ્યુએટ થયા પછી, છોકરીને પસંદ કરીને, એક બે વખત બને મળ્યાં તે પછી પરણેલાં છે '

હું 'તો પછી ઝઘડો શાનો છે ?'

ભાઈ કહેતાં જરા અચકાયા મેં એમનો ભાવ જાણી જતાં પૂછ્યું 'ખાનગી છે ?' એમણે ડોકું હલાવ્યું એટલે ઑફિસમાંથી ઊઠીને હું એમને બાજુના ખંડમાં લઈ ગયો

ખુરશીમાં બેસતાં એ ભાઈએ કહ્યું 'જેઠાણી છે તેનું દુઃખ છે '

મેં પૂછ્યું 'સાસુપણું દાખવે છે ?'

'એ તો ખરું જ મારી દીકરી જાણે એની નોકર હોય તેમ બધું કામ એની પાસે કરાવે અને એ બેસી રહે છે, પરંતુ એટલું હોત તોયે દીકરી ટકી હોત પરંતુ દિયર–ભોજાઈ વચ્ચે આડા સંબંધનો વહેમ જાય છે '

હું વિચારમાં પડી ગયો આ જાતનાં મોટે ભાગે અનુમાનો હોય છે, અને અમુક અમુક કારણોસર માણસ એ અનુમાનો ઉપર જાય છે જો એવો કંઈ સંબંધ હોય અને યુવક પત્ની સાથે સંસાર માંડવા ન માગતો હોય તો પરણે જ શું કામ ? માબાપ હતાં નહિ, સ્વેચ્છાએ પરણ્યો હતો, એટલે આ વસ્તુ કેટલી સાચી એ શું કહેવાય ?

મેં પૂછ્યું 'એવું માનવાનું કંઈ કારણ મળ્યું છે ?'

ભાઈ 'દીકરી કહે છે કે મારી સાથે હસીમોનીને વાત કરતો નથી, અને ભોજાઈ સાથે ગમ્મત કરે છે, મશ્કરી કરે છે જાણે ઘરમાં હું નોકર હોઉં તેમ, હું એકલી જુદી અને જેઠ, જેઠાણી અને એ ત્રણેય જમતી વખતે સાથે જમે હસીમોનીને વાતો કરે એમનાં છોકરાંને રમાડે એ વખતે મઝાના માણસ લાગે અને મારી જોડે પ્રસંગ આવે ત્યારે મોં ચડાવે !'

મેં પૂછ્યું 'બંને ભાઈઓ વચ્ચે કેટલું અંતર છે ?'

એ ભાઈ 'બે વરસનો જ ફેર છે સરખા જ લાગે '

હું 'પરંતુ એવું હોય તો મોટો ભાઈ કેમ સાંખી લે ?'

એ ભાઈ 'એને ટૂંકો પગાર છે, છાપખાનામાં નોકરી કરે છે, પણ સ્વભાવ એવો છે કે ક્યાંય ટકીને રહી શકતો નથી વરસમાં અર્ધો મહિના ઘેર બેસી રહે છે આ સ્થિતિમાં નાના ભાઈ જોડે ટંટો કરે તો બૈરી છોકરાંને ખવડાવે શું ?'

મેં પૂછ્યું 'જમાઈ બીજી રીતે સારો છે ?'

એ ભાઈ 'જેઠાણીનું સાલ ન હોય તો કશું દુઃખ નથી વચ્ચે એક બે વખત જેઠાણી પિયર ગયેલી ત્યારે દીકરી સાથે સારું વર્તન રાખેલું પરંતુ એ આવે કે જાણે એનાથી દબાઈ ગયો તેમ એનું એ '

હું 'એનો અર્થ એ કે એ જુદો રહે તો તમારી મુશ્કેલીનો અંત આવે એમ ને ?'



એ ભાઈ: 'તમે એટલું કરી આપો માટે જ તમારી પાસે આવ્યો છું. તમારા જેવાનું એ સાંભળશે પણ ખરા.'

હું: 'એવો કાંઈ પ્રયત્ન તમે કરેલો?'

એ ભાઈ: 'બે ત્રણ વાર કર્યો. એ કહે કે હું જુદો રહેવા બંધાઉં નહિ. મારી સાથે એ આવીને રહે એટલે હું મારી મેળે જુદો રહેવા પ્રયત્ન કરીશ. એમ કરતાંય કંઈ દીકરીનું ઘર મંડાય છે એમ માની દીકરીને મોકલી જોઈ, પણ દર વખત એનું એ દુ:ખ! રસોડું અને એક ખંડ, એવા ઘરમાં બે કુટુંબ છૂટથી રહી પણ શી રીતે શકે કે દીકરી પોતાની આવડતથી જમાઈને રાજી કરી શકે? જેઠાણી શોકયની માફક ચોકી રાખતી જ હોય, ના હોય તેવી ભૂલો કાઢીને એને બધા આગળ હલકી પાડે, એટલે થાકીને દીકરી બિચારી આવતી રહે.'

મેં કહ્યું: 'એ ખરું. પણ તમારી દીકરીમાં કોઈ સ્વભાવદોષ હશે તેમ તમને લાગે છે?'

એ ભાઈ કંઈ સમજ્યા ન હોય તેમ મારી સામે તાકી રહ્યા.

મેં કહ્યું: 'સામાન્ય રીતે તકરાર કે અણબનાવ થાય છે ત્યારે કેવળ એક પક્ષનો જ દોષ હોય છે એવું ભાગ્યે બને છે. દોઢવાંક વગર તકરાર ન થાય એવી આપણામાં કહેવત છે. જમાઈ પારકો એટલે આપણને એના દોષ વસે, પણ જો એને ઘર માંડવું ન હોય તો પરણે શું કામ? મતલબ કે દીકરીનો કોઈ સ્વભાવ એવો હોય કે એનો મેળ ન બેઠો હોય, એમ તમને કંઈ લાગે છે?'

'સમજ્યો.' એ ભાઈએ કહ્યું. 'દીકરી કામગરી છે, બધા સાથે ભળી જાય એવી છે, પારકાનો છેડો ઝાલી છૂટે તેવી છે. કોઈની સાથે એને ના બનતું આવે એવું અમારે ઘેર બન્યું નથી. ફળિયામાં એ સૌને ભાવતી છે.'

હું: 'જમાઈ કંઈ દોષ કાઢતો હશે ને?'

એ ભાઈ: 'આડું બોલવું હોય તો હજાર ખોડો કાઢે પરંતુ એક વખત એને લઈને જુદા રહે અને છ બાર મહિના પછી જો કંઈ ફરિયાદ કરે તો સાચું માનું.'

હું: 'સારું. તમારા જમાઈને સાંભળી લીધા પછી આનો કાંઈ રસ્તો કાઢી શકાય.'

તે પછી હું એ ભાઈના જમાઈને મળ્યો. જમાઈ ગ્રેજ્યુએટ હતો એટલું નહિ, પણ સંસ્કારી પણ લાગ્યો. સમજુ પણ હતો. એણે પોતાનું દુ:ખ રડતાં કહ્યું: 'ધંધે વળગ્યા વિના ન પરણવું એમ નક્કી કર્યું હતું. અને મોટી ઉંમરે ગ્રેજ્યુએટ થયા પછી સાહિત્યના એક વિદ્યાર્થી તરીકે રસશાસ્ત્ર ભણ્યા પછી લગ્નજીવનની મારી કલ્પનાઓ કેવી કેવી હશે? અમારી નાતમાં અંગ્રેજી ભણેલી છોકરીઓ મળવી મુશ્કેલ છે. એટલે ગુજરાતી સાત ચોપડીઓ ભણેલી એ છોકરીને મેં પસંદ કરેલી, ત્યારે એવી ગણતરી હતી કે હું એને ઘેર અભ્યાસ કરાવીશ. અને સાહિત્યમાં રસ લેતી કરીશ. એ કારણે મેં એનો વિવાહ કરતાં પહેલાં મુલાકાત વખતે પૂછ્યું હતું કે તું આગળ ભણીશ ખરી? એણે પોતે પણ હા પાડી હતી. આ બધા કોડ સાથે હું પરણેલો તે જો મારે એને સંઘરવી ન હોય તો પરણું શું જખ મારવા?'

હું: તો પછી વાંધો કયાં છે?

'સંસ્કારમાં.'

'એટલે?'

જમાઈ: 'છોકરી આમ મઝાની છે, શક્તિશાળી પણ છે. ભણવાની વૃત્તિ નથી એમ નહિ. પરંતુ ઘરમાં જે સંસ્કાર મળવા જોઈએ તે મળ્યા નથી. પરિણામે એ પરણીને આવી કે ભાભી સાથે એનું મન ઊંચું થયું. ભાભી કંઈ ગઈ પેઢીની જુનવાણી નથી કે અકારણ ટકટકારા કરે. સામાન્ય રીતે આંગળી પાણીમાં બોળાય તેમ પાણીનો પ્યાલો પકડ્યો હોય એટલે એ ટોકે ને પ્યાલો કેમ પકડવો તે સમજાવે, એટલે એને લાગે કે, મારી જાણીને ખોડો કાઢે છે! કપડાં સૂકવ્યાં હોય તેમાં સમજ પાડે કે અંદર પાણી

થોડુ રહે તેમ નીચોવી કરચલીઓ ભાગીને સૂકવ્યા હોય તો ઇસ્ત્રી કર્યા જેવા કડક રહે, તો એને એ વાંધો! ડોલ નીચે મૂકવી હોય, બારણુ બંધ કરવુ હોય, વગેરેમા અવાજ ન થાય તેમ કામ કરવુ જોઈએ એમાય એને લાગે કે મને હલકી પાડવા ખોટી ભૂલો કાઢે છે '

હુ 'આ બધી ટેવો તો માણસ સામાને કામ કરતુ જુએ એટલે આપોઆપ શીખી જાય એમા વિશેષ ટોકવાની જરૂર ન પડે વળી ભૂલ કાઢનાર પણ એ જ પ્રમાણે વર્તતુ હોય એટલે એમ પણ ન લાગે કે આ ખોટુ ટોકે છે

'એ ખરુ ' એ ભાઈએ કહ્યુ, 'પણ અમારા ઘરમા બધા મિત્રો હોય તેવુ, જે એક વાતાવરણ છે તેની એ કદર કરી શકી નહિ મારા મોટા ભાઈ છે તે ભાઈ છે કે મિત્ર તે કહેવુ મારે માટે અઘરુ છે ભણ્યા છે થોડુ, પણ એક કલારસિક આત્મા છે એમનુ છાપકામ તમે જુઓ તો તો ખુશ થઈ જાવ! સારુ પ્રેસ હોય, અને પૂરતા સાધન હોય તો ગુજરાતમા એમના જેવુ સુંદર છાપી શકનાર કોઈ હોય તેમ હુ માનતો નથી તમે મારે ઘેર આવો તો ઘરની ગોઠવણ, એકેએક ચીજ એની મૂળ જગ્યાએ ચોકસાઈથી મૂકેલી જોઈ એમા રહેલી કલા અને એ કલા પાછળના આત્માના વખાણ કર્યા વગર ન રહો પરતુ મારી પત્ની ઘરમા આવી ત્યારથી એના મનમા એના વિષે તુચ્છભાવ એને એમ કે મારો પતિ સાહેબ બસો રૂપિયાનો પગારદાર અને જેઠ પ્રેસનો એક મજૂર! એ કારણે મને કહેવાનો જેઠાણીને શો અધિકાર? મારો ધણી વધારે કમાય એટલે ઘરમા મારુ ચલણ હોવુ જોઈએ એ એની અદરની મહેચ્છા વળી નાતની રીતે જેઠાણીનુ પિયર પોતાના પિયર કરતા કુળમા ઊતરતુ એટલે એ રીતે પણ એ પોતાને કહી શકે નહિ!'

મારુ મો મલકી ગયુ

એ ભાઈએ આગળ ચલાવ્યુ 'ભાભીની એ અદેખાઈ કરે છે, પણ એનો એકેય ગુણ પોતાનામાં નથી એ જોઈ શકતી ભાભી પરણીને અમારે ઘેર આવી ત્યારે એનામા સુઘડતા કે વિવેકતા બધા સસ્કાર હતા એમ નહિ પણ હુ કે ભાઈ કઈ ભૂલ બતાવીએ કે તરત સ્વીકારી લે ફરીથી એ ભૂલ ન થાય એની કાળજી રાખે એ ગુજરાતી ચાર ભણેલી હતી પરતુ શહેરમા સ્ત્રીઓને ભણેલી જોતા એને પોતાને જ ઊગ્યુ કે આ જમાનામા અભણ રહેવુ શરમજનક છે એટલે ઘેર બેઠા બેઠા અભ્યાસ કરવા લાગી ગઈ અને આજે તમે એમની સાથે વાત કરો તો એમ ન લાગે કે આ અગ્રેજી ભણેલી નહિ હોય, કે હાયસ્કૂલનુ મો જોયુ નહિ હોય રાજકારણમા, સાહિત્યમા કે સમાજના ચાલુ પ્રશ્નોમા સામાન્ય રીતે સમજે અને ચર્ચા કરી શકે તેટલો એનો અભ્યાસ છે આ બધાને કારણે હુ, ભાઈ અને ભાભી ઘરના કુટુબીઓ કરતા મિત્રો છીએ એમ જ લાગે છે હુ એને સસ્કારી જીવન માનુ છુ જ્યારે મારી પત્નીને એ વઠી ગયેલુ ઘર લાગે છે! મિત્રો તરીકેના અમારા વર્તનનો એણે જુદો અર્થ કર્યો અને અમારી નાતમા એણે મને કોઠીનો કરી નાખ્યો કહ્યુ કે 'ભોજાઈ–દિયરને આડો સબધ છે!'

મે આ મુદ્દાને બીજી રીતે મૂકતા કહ્યુ 'સસ્કારની ભિન્નતાને લીધે, ઓછી સમજણને લીધે, અગત સ્વાર્થને આડે આવતી પરિસ્થિતિને લીધે તમારા પત્ની એ અનુમાન કરી બેસે એમ માની લઈએ પરતુ પરણ્યા પછી આ ઉંમરે તમે ત્રણ વરસ થયા છતા સમાધાન કરવાનો પ્રયત્ન ન કરો અને પરણ્યા ન હો તેમ જીવવાનુ ચાલુ રાખો ત્યારે લોકોને શકા લાવવાનુ કઈ કારણ મળે તેમ તમે નથી માનતા?'

એ ભાઈ બોલ્યા 'સમાધાન કરવા પ્રયત્ન નથી કર્યો એ વાત બરાબર નથી પહેલા બે વરસમા ત્રણ વાર સમાધાન કર્યુ, પણ એણે એકેય શરતનુ પાલન કર્યુ નથી એ પોતે સ્વાર્થી છે એને એમ છે કે મારો ધણી મોટો અને જેઠ હલકા ભેગા રહીને હુ શુ કામ દુખ–અગવડ ભોગવુ? એને જુદ

રહેવું છે. મારી સ્થિતિ જુદા રહેવાની નથી. અશ્વિન-કુમારની જેમ અમે જોડકા ભાઈઓ જેવા છીએ. એકબીજાથી છૂટા પડીએ તો હવા વિના ગુંગળાઈ મરીએ તેવું અમને થાય. વળી મેં કહ્યું તેમ ભાઈ કલાકાર છે, ધૂની છે, એટલે નોકરીમાં એનો આત્મા ડંખે કે એ નોકરીને લાત મારી દે છે! એ સંજોગોમાં એની જવાબદારી સંભાળવી એને હું મારો ધર્મ સમજું છું. જે પત્ની અમારા આ સંબંધમાં વિચ્છેદ કરાવવા માગતી હોય તેની સાથે હું કઈ રીતે સમાધાન કરું?'

હું: 'પરંતુ એ કુટુંબો મુક્ત રીતે રહી શકે તેટલી તમારી પાસે જગા નથી, એટલે પત્નીના મનોરથ છુંદાતા હોય તે તમારે સમજવું જોઈએ ને?'

યુવકે મોં કડવું કરી નાખતાં કહ્યું: 'મેઘદૂત અને શાકુંતલ હું પણ ભણ્યો છું. એના મનોરથ કરતાં મારા મનોરથ ઓછા છુંદાઈ ગયા નથી. શહેરમાં જગાની મુશ્કેલી તમે પણ જાણો છો, છતાં મોટી જગા વધુ ભાડું ખર્ચીને લેવાની મારી તૈયારી છે જ, પરંતુ એ પંદર દિવસ કે એક મહિનાથી ક્યારેય વધુ રહી હોય ત્યારે એ સવાલ આવીને ઊભો રહે ને? કારણ વગર વધારે ભાડું ભરવાનો અર્થ?'

મેં કહ્યું: 'ભૂતકાળ જવા દો, હવે શું?'

યુવક: 'એ આવવા તૈયાર હોય તો મારાં દ્વાર ખુલ્લાં છે. પણ એણે એના જડ સંસ્કાર છોડવા પડશે. અદેખાઈ કે સ્વાર્થ જતાં કરવાં પડશે. એક વખત એ મુક્ત થઈને રહે તો એનેય ખબર પડશે કે ના ના, મારા કરતાં આને વિશેષ લગ્ન-જીવનના મનોરથ છે, પરંતુ એ મારી પાસે જુદા રહેવાની શરત મંજૂર કરી સમાધાન કરાવવા માગતી હશે તો એ કોઈ ઉપાયે બનવાનું નથી!'

બે પાત્રો બે છેડે હતાં. શારદા માનતી હતી કે પતિ જુદો ન રહે ત્યાં સુધી પોતાનું ઘર મંડાવાનું ન હતું. સુમંત માનતો હતો કે પોતે જુદો રહી જ ન શકે!

એ સમાધાન ન થઈ શક્યું. દીકરીના પિતાએ પ્રયત્નો ચાલુ રાખ્યા તેમ યુવક વધુ મક્કમ બનતો ગયો. પૂર્વગ્રહ એનો વધતો ગયો. છૂટાછેડા વિના બીજો કોઈ માર્ગ નથી એમ એ માની બેઠો. આ પ્રશ્નને લીધે બંને પક્ષ સાથે મારે પરિચય થયો હતો અને તે ચાલુ રહ્યો હતો. યુવકને કોઈ વખત મળવાનું બનતું ત્યારે એ વાત સ્વાભાવિક નીકળતી અને તે છૂટાછેડા સિવાય બીજો કોઈ માર્ગ નથી તેમ જ કહેતો.

પાંચેક વર્ષ ખાસ્સાં વહી ગયાં. તૂટ ન પુરાય તેવી બની ગઈ હોય તેમ લાગતું હતું. બીજી બાજુ દીકરીના પિતા છૂટાછેડા લેવાની કલ્પના પણ કરી શકતા ન હતા! ડૉક્ટર જેમ દર્દી અંગે હાથ ધોઈ નાખે તેમ મેં આ પ્રશ્નમાં લગભગ હાથ ધોઈ નાખ્યા હતા. અને આ મડાગાંઠ અણધારી ઉકલી ગઈ.

યુવકની સારી કામગીરીની કદર તરીકે એને મદદનીશ મૅનેજરની ૫૦૦ રૂપિયાના પગાર-હોદ્દાની બઢતી મળી. પરંતુ એ જગાએ નહિ, બીજા શહેરમાં. દીકરીના પિતાએ મને એ સમાચાર આપ્યા અને તે હવે નવી જગાએ રહે છે તેમ પણ કહ્યું.

મેં એમને કહ્યું: 'તમારી શંકા હવે ખોટી ઠરી ને? તમને શંકા હતી તેમ જો એને ભાભી સાથે ખરાબ સંબંધ હોય તો એ બીજે રહેવા જાય શું કામ? વળી ત્યાં એ ભાઈ-ભાભીને લઈ ગયા નથી, એ બતાવે છે કે તમારી શંકા શંકા જ ઠરવાને પૂરી શક્યતા છે.'

આમ તો આ ગાંઠ ભેગા રહેવાને લીધે પડી ગઈ હતી. જુદા રહે તો ઉકલી જાય તેમ મનાતું. પરંતુ એ વચ્ચે પાંચ વર્ષનો સમય ગયો હતો એટલે જુદા રહેવા છતાં એ ઉકલે તેવાં ચિહ્ન પણ ન દેખાયાં. મારે એ યુવકને મળવાનું પાછું બની ગયું. મેં તેમને વાત કરી. એ કલા-સંસ્કારના જીવ એટલે લાગણીશીલ સ્વભાવ પ્રમાણે કહ્યું: 'મન અને મોતી એક વખત તૂટ્યાં સંધાતાં નથી. મેં સસરાને સ્પષ્ટ કહી દીધું છે કે તમે ગમે તેટલા પ્રયત્નો કરશો પણ મિથ્યા જવાના છે અને છૂટાછેડા એ જ એનો એક માત્ર ઉકેલ છે.'

સસરા સામે છેડે એટલા જ બુદ્ધિયુક્ત અને વ્યવહારિક

રવિશંકર મહારાજ

## નવ-પ્રયાણ

સાતસો વર્ષ પછી ગુજરાતનું આગવું રાજ્ય બને છે ગુજરાત ઉર્ફે ગુજરાત-પૃથ્વીને ધરો લેવા યોગ્ય ગુજરાતના નવા રાજ્યનું ઉદ્‌ઘાટન એક એવા સાત્ત્વિક પુરુષે કર્યું છે કે જેમની વાણીમા નક્કર સત્ય તરવરે છે આ ઉદ્‌ઘાટન વખતના પૂ મહારાજશ્રીના પ્રવચનને ટૂકાવીને અહીં મૂક્યુ છે જે પ્રધાનથી માડીને સામાન્ય પ્રજાજનને માર્ગદર્શક બને

રાષ્ટ્રપિતા ગાધીજીની નજર સમક્ષ દરેક ક્ષણે ભારતનુ ગામડુ અને ગામડાની પ્રજા રહેતી એમના વિકાસમા એ ભારતનો વિકાસ જોતા આપણા ગુજરાતના ગામડાઓમા કુશળ અને ખતીલા ખેડૂતો છે, ભણેલા ન હોવા છતા ધધારોજગાર ચલાવવામા કુશળ કારીગરો છે, વહાણવટુ કરવામા કુશળ એવા દરિયાકાઠે વસતા દરિયાખેડૂઓ છે, અને ગુજરાતની પ્રજા પાસે અર્થવ્યવહારમા કુશળ અને કરકસરિયા એવા વ્યવહારકુશળ મહાજનો છે

આ બધાની શક્તિને ગુજરાતના હિતમા વાળવા મળે તો ગુજરાત ભલે નાનુ રાજ્ય હોય, ભલે અત્યારે ખાધવાળો પ્રદેશ ગણાતો હોય, તોપણ થોડા વખતમા સમૃદ્ધ બની શકે એ વિષે મારા મનમા શકા નથી સ્વરાજ્ય મળ્યા પછી દેશભરમા ઘણા વિકાસકાર્યો થયા છે. રાષ્ટ્રની સપત્તિ તેમ જ પેદાશ પણ વધી હશે, પણ એની યોગ્ય વહેચણી થાય તો જ આપણે સમતા અને શાતિની દિશામા પ્રયાણ કર્યું કહેવાય યોગ્ય વહેચણી કરવાનો રસ્તો ધનદોલતની લહાણી કરવી એ નથી, પણ આપણે ત્યાની એકેએક સશક્ત વ્યક્તિને એને લાયકનુ કામ મળી રહે અને એને હોશે હોશે એ કામ કરવાનો એના દિલમા ઉત્સાહ પ્રગટે એ કરવાની જરૂર છે

---

એટલે તેના મોતી ભલે નહિ સધાતા હોય પણ મન તો સધાય છે માની પ્રયત્નો ચાલુ જ રાખે વીમા કપનીના મેનેજીગ ડાયરેક્ટરને મળ્યા બધી હકીકત ... પણ ... એટલે કોઈની અગત વાતમા માથુ ન મારાય તેવા વિવેકને માન્ય ન રાખે આવી રીતે પોતાના હાથ નીચેનો અધિકારી પત્નીને છૂટી દે તે કેમ ચાલે ? તેમણે દબાણ લાવવા માડ્યુ અને ધમકી પણ આપી—જો તમે પત્નીને નહિ તેડો તો હુ તમને મૂળ જગાએ મૂકી દઈશ. તમે નવી પાયરીને લાયક નથી તેમ ડાયરેક્ટર બોર્ડમા મૂકી નાલાયક ઠેરવીશ! સુરક્ષા આ જગા ઉપર કાયમ થવાનો બાકી હતો

વડા સમક્ષ પોતાની પ્રતિષ્ઠા અને પત્ની બને આવીને ઊભા રહ્યા પગારનો લાભ જાય તો જાય પણ પોતાના ક્ષેત્રમા બદનામી મળે કે ભાઈ મેનેજર બન્યા તો ખરા પણ એને નભાવી શક્યા નહિ! પોતે એ રીતે વીમા ક્ષેત્રની દુનિયામા અને પોતાના સબધી વર્તુલમા હાસીપાત્ર થાય શુ પસદ કરવુ ? નામી કે સમાધાન ? છેવટ એ ભાઈએ સમાધાન પસદ કર્યું અને પત્નીને પોતની સાથે બોલાવી લીધી

છેલ્લા ત્રણ વરસથી એ પતિપત્ની સાથે રહે છે ગુજરાતથી દૂર દૂરના પ્રાતમા રહે છે એટલે તે પછી મળવાનુ બન્યુ નથી પરતુ દીકરીના પિતા મળે છે દીકરીના ખુશીમઝાના પત્રો એમના ઉપર આવતા હોય છે કોઈ વખત દીકરીની સાથે જમાઈ પણ એમને પત્ર લખે છે।



સ્વરાજ્ય મળ્યા પછી અતિ પવિત્ર ઉત્પાદક શ્રમશક્તિ ઘટતી જાય છે અને પ્રજાનું મોં વધારે ભોગ તરફ જઈ રહ્યું છે. એ ભોગપ્રાપ્તિ માટે એને અન્ન અને ઘી-દૂધ કરતાં સિક્કાની અગત્ય વધુ સમજાવા લાગી છે; તેથી ખેતી જેવો પવિત્ર ધંધો કરનારા ખેડૂતો પણ સિક્કા પાછળ પડ્યા છે. પણ આ બધાનું ખરું કારણ છે સુધરેલા ગણાતા ભદ્ર સમાજનો આચાર. આપણા આ વર્ગે સ્વરાજ્ય મળ્યા પછી ત્યાગને બદલે ભોગ તરફની રુખ બતાવી છે. એટલે એ દિશાએ સામાન્ય જન પણ વળ્યા છે. આ કારણે જીવનનાં બધાં ક્ષેત્રોમાં તાણ અને અસંતોષનું ભાન થવા લાગ્યું છે.

પ્રજા વધારે પૈસા પાછળ દોટ કેમ કઢે છે? એને જેટલું મળે છે એટલું ઓછું જ કેમ પડે છે? એનું મોં સંગ્રહ તરફ અને વધુ સુખોપભોગ તરફ કેમ વળે છે? આ વૃત્તિ રોકવા માટે ચીનની જેમ આટલાં કપડાં પહેરો, આમ જ વર્તો, એવા વટહુકમો ભલે બહાર ન પાડીએ, પરંતુ આપણા પ્રધાનો, આપણા આગેવાનો અને આપણા અમલદારો તથા કાર્યકરો પોતાના જીવનમાં સાદાઈ અને કરકસરનું તત્ત્વ અપનાવી, પ્રજાને ઉત્તમ પ્રકારનું માર્ગદર્શન આપી શકશે.

બંગલાઓ, મોટરો, ફર્નિચર, મોટાઈ દેખાડવાની રીતભાતો, હોટલો, મિજબાનીઓ, એ સૌમાં સાદાઈ અને કરકસરની છાપ પડવી જોઈએ. રાજ્યનાં કામોમાં તો ઠીક, પણ અંગત જીવનમાંય એ તત્ત્વ દેખાવા લાગશે તો પ્રજા પર એ જાદુઈ અસર પાડશે.

આજે લાંચરુશવત અને કાળાબજારની બદીઓ ઠેર ઠેર જોવા મળે છે. એ માટે રાજ્યે અને પ્રજાજનોએ સહકાર સાધીને એ દૂર કરવાનો દૃઢ નિર્ધાર કરવો પડશે.

તુમારનો ઝટ ઝટ નિકાલ કરવા લાગશે તો ઘણો બગાડ અટકી જશે. રૂપરૂ પતી જતું હોય એવું કામ તુમારે ન ચડાવવું જોઈએ. મંત્રીઓ પણ શક્ય હોય ત્યાં કલેક્ટર વગેરેને મળીને વ્યવહારુ ઉકેલ કાઢશે તો બહુ મોટી રાહત અનુભવશે.

વિક્રમ રાજાની માફક આપણા મંત્રીઓ કે અધિકારીઓ ભલે વેશપલટો કરીને નગરચર્યા જોવા ન નીકળે, પણ કોઈ પણ ખાતાની ઑફિસ ઉપર કે ચાલુ કામ ઉપર કોઈ પણ જાતની હોહા કે જાહેરાત કર્યા વિના કોઈ કોઈ વખતે જઈ પહોંચવાનો શિરસ્તો પાડશે તો એમને ઘણું જાણવાનું મળશે. અને કર્મચારીઓને એમનું કામ ઝડપથી અને સુંદર રીતે પાર પાડવાની ચાનક ચડશે.

ભણેલા તેમ જ અભણને કામધંધો આપવો એ આજની મુખ્ય સમસ્યા છે. એ માટે ખાદી અને ગ્રામોદ્યોગ જેવા યોગ્ય ધંધારોજગાર શરૂ કરવા. જે ધંધાને રક્ષણ આપવાની જરૂર હોય તેને રક્ષણ આપવું અને વધુ બેકાર બનતા અટકે એવી શિક્ષણપ્રણાલી ઊભી કરવી એમાં આપણી સફળતાની ચાવી પડેલી છે.

નોકરી અને શિક્ષણની ડિગ્રી વચ્ચેનો સંબંધ છૂટો કરી દેવામાં આવે અને જે ધંધામાં જવા માટે જે આવડતની જરૂર હોય તે અંગેની પ્રવેશપરીક્ષા લઈને જ ઉમેદવારને દાખલ કરવાની પ્રથા અપનાવવામાં આવે તો શિક્ષણમાં જે ગંદકીઓ પેસે છે, તેમાંથી આપણે સહેજે બચી જઈ શકીએ.

નાનાં નાનાં છોકરાંઓને હું જોઉં છું, એમની સમજણ અને એમનું પાણી જોઉં છું, ત્યારે હું ખુશ થઈ જાઉં છું. પણ માબાપોએ કુટુંબો મારફત અને પોતાના જીવન મારફત જે સુસંસ્કારો સીંચવા જોઈએ એમાંથી એ પાછાં પડયાં છે એ કેવળ પૈસા અને મોટાઈ કમાવામાં પડયાં છે. શિક્ષકો પણ એમના હાથમાં જે અમોલી મૂડી મૂકવામાં આવી છે એની કેટલી જવાબદારી છે, એનું ભાન વિસર્યા લાગે છે. સરકાર તથા રાજકીય પક્ષો પણ કેળવણી તથા કેળવણીમાં કામ કરનારાઓ પ્રત્યે જેવું ધ્યાન આપવું જોઈએ તેવું નથી આપી શકયા. આ ત્રણેય જો પોતાનું કર્તવ્ય બરાબર બજાવવા લાગી જાય તો આજે જુવાનોની શક્તિનો પૂરો ઉપયોગ પ્રજાના હિતમાં વપરાતો થઈ જાય.

આપણે ગાંધીજીના અને સરદારશ્રીના વારસદારો છીએ. એટલે એમણે આપેલા વારસાને શોભાવીએ. પ્રભુ આપણને ગાંધીમાર્ગે રાજ્ય ચલાવવાની, ધનથી ગરીબ છતાં સંસ્કારથી ભવ્ય એવા ભારતના સેવકો થવાની, શક્તિ અને સદ્‌બુદ્ધિ આપે અને સુપંથે ચાલવાનું બળ આપે એવી શુભ પ્રાર્થના કરીને આપણે નવું પ્રયાણ કરીએ.



મહાન ઉદ્યોગપતિ હેનરી ફોર્ડે ઉપદેશભરી ચિન્તનાત્મક ટીકાઓ ઘણી કરી છે. પરંતુ રમુજી વાતો એના મુખમાંથી ઓછી નીકળી છે. ઓછી નીકળી છે છતા છે બહુ રમુજી. એકવાર હેનરી ફોર્ડ પ્રેસિડન્ટ કલવિન કુલિજને મળવા 'વ્હાઈટ હાઉસ'માં ગયેલા. કુલિજ પણ ફોર્ડ જેવો જ ગંભીર. સામાજિક મેળાવડાઓમાં ભાગ લેવો ગમે નહિ. એકાંતપ્રિય સ્વભાવ. પણ પ્રમુખ તરીકે મોટા મોટા સમારંભોમાં ભાગ લીધા સિવાય છૂટકો નહિ કુલિજે પોતાનો આ કંટાળો હેનરી ફોર્ડ સમક્ષ ઠાલવતા કહ્યુ : 'હું તો એટલે સુધી કહીશ કે હસ્તધુનન માટે આ દેશના પા ભાગના લોકોના હાથ મારે 'હલાવવા' પડયા હશે ' ફોર્ડ મોટરના ઉત્પાદક હેનરી ફોર્ડની આંખમા રમુજ ઝળહળી ઊઠી. એણે કહ્યું : 'સાહેબ, તમે પા ભાગના લોકોના હાથ હલાવ્યા છે તો મે બાકીના પોણા ભાગના લોકોના હાડકાં 'હલાવી' નાખ્યાં છે '



વિખ્યાત વૈજ્ઞાનિક અને જનરલ મોટર્સના શોધક ચાર્લ્સ કેટરિંગ એકવાર પોતાના કેટલાક મિત્રોને પોતાનું આલી-શાન મકાન બતાવી રહ્યા હતા. આ મિત્રો એક ટેકરીની નીચેથી એક ખાસ દાદરા દ્વારા મકાનના ભોંયતળિયામાં ગયા. અહિયાં એણે પોતાનું વર્કશોપ પ્રયોગશાળા, વૈજ્ઞાનિક સાધનો અને ઓજારો વગેરે બતાવ્યુ બધા મિત્રોએ એકી અવાજે આ આશ્ચર્યકારક ભોંયતળિયાના વખાણ કર્યા અને પૂછયુ : 'આ તો બધું સરસ છે. પણ ઉપલા માળમા ઓરડા કેટલા ?'

'ઓહ, ઉપલા માળે ?' ડૉ કેટરિંગે ખભા હલાવતાં કહ્યુ : 'એની તો મને ખબર નથી.'

પન્નાલાલ પટેલ

# ભાઈ મળો તો આવા મળજો

ભાઈ અને બહેન કેટલીય વાર એટલાં બધાં નજીકનાં મિત્રો હોય છે કે પરસ્પરને માટે એ પ્રેરક અને સલાહકાર બની રહે. એવા જ ભાઈબહેનની સાચી નિખાલસ મૈત્રીની કહાણી અહીં જાણીતા નવલનવેશ કહે છે......

આજે જમ્યા પછી કાલે જેમ બા આવી બેઠાં હતાં એમ આજે મોટી બેન કિશોર પાસે આવી બેઠી.

કિશોર એના આવવાથી એક રીતે ખુશ થયો હતો. કારણ પોતાને જો કોઈ સમજી શકે એમ હોય તો— બાવજી તો જાણે સંન્યાસી જેવા હતા. એટલે— દરિયાપાર જઈ આવેલી એક આ મોટી બહેન જ હતી એમ એને લાગતું હતું ને તો તો પછી બાને પણ એ સમજાવી શકે.

પણ બીજી રીતે એ આ મોટી બહેનથી—' એ જ સગાઈનો આગ્રહ રાખીને આ બધાં વાનાં કરાવે છે ! ' આવા વિચારે થોડોક નારાજ પણ હતો.

ગમે તેમ પણ મોટી બહેનને હતું કે હું બાપુને સમજાવવાનો છેલ્લો પ્રયત્ન કરી જોઉં. તો કિશોરને હતું કે મારી વાત સમજાવવાનો હું મોટી બહેન મારફત છેલ્લો એક પ્રયત્ન કરું.

પણ ત્યાં તો બહેને કોઈ ત્રીજી જ બાબત હોય એ રીતે વાતની શરૂઆત કરી : ' જો બાપુ, નથી તો મારે તારી પાસે પેલું પ્રમાણપત્ર છોડાવવું કે નથી હું બા પાસેય આ સગાઈ માટે હવે આગ્રહ રાખવાની, પણ મારે ભાઈની આગળ બહેનની થોડીક દુઃખની વાત કે'વી છે. પણ તેય તું જો હા કહે તો કહું ને ના કહે તો ન કહું. '

' કો' ને પણ મોટી બહેન, વાત કે'વામાં શો વાંધો છે ? '

' વાત કે'વામાં વાંધો તો છે બાપુ, પણ તને કે'વામાં મને કશો વાંધો નથી. ' હસવાનો પ્રયત્ન કરતાં ઉમેર્યું, ' એટલું જ નહિ મને તો આશા પણ છે કે તારે હૈયે ભગવાન વસે ને મારી તું લાજ કાં તો રાખીય આપે ! '

કિશોરને આ ન ગમ્યું. અકળાતો હોય તેમ બોલ્યો :

' એ તો હવે વાત જાણ્યા વગર કેમ કે'વાય મોટી બહેન ? '

' પણ જો બાપુ, અમારી મુસીબતની આ વાત બાબાવજીય નથી જાણતાં, એટલે તારાથી જો મોટી બહેનની લાજ રાખી શકાય તો ઠીક છે, બાકી ન રાખી શકાય તો પણ આ વાત તો તારે જમીનમાં જ દાટી દેવાની. '

એક બાજુ પર કિશોરને સપડાઈ જવા સરખો ભય લાગતાં ના કહેવાનું મન થઈ આવ્યું : ' ત્યારે મરવા જ દોને એ વાત મોટી બહેન ! ' તો બીજી બાજુ, ' એવી તે મોટી બહેનને શી મુસીબત હશે ? ' આવી ઇંતેજારી પણ થવા લાગી ને કહ્યું ' વાત ફૂટવાની બાબતમાં તો તમારે જરાય ચિંતા ન રાખવી. '

બહેન સીધી વાત કરતાં હજીય ખચકાતી હતી. ' બીજું તો ઠીક છે બાપુ, પણ મને એમ કે મારા પતિની મુસીબત—એટલે મારી જ સમજો ને !—એ જો મારો જ ભાઈ ભાંગી આપે તો મારું ને મારા પિયરનું બધાયનું સારું દેખાય. ' ક્ષણેક થંભી બોલી : ' ને એમાંય આ તો એવી વાત છે કે લાખનો ઘોડો ઠોકર ખાઈ બેસતાં કોડીમાં મળે છે પણ આમ તો પાછો લાખનો જ છે. એટલે મેં ગણ્યું કે'...

અકળાયો હોય તેમ હસવાનો પ્રયત્ન કરતાં કિશોરે કહ્યું : ' એના કરતાં સીધી વાત કરો તો કંઈ કેય સમજાય મોટી બહેન. '

બહેને પલંગ પાસે મૂઢા ખસેડતાં દાદર તરફ નજર નાખી લઈ કહ્યું : ' તો જો ત્યારે બાપુ—પણ એ પે'લાં હું તને કહી દઉં કે તું આમાં તારી ધૂન પ્રમાણે વાત પૂરી સાંભળ્યા-સમજ્યા વગર ના પાડતોક ને ઊભો રહે એ નહિ બને. આ તો એક માનવતાની વાત છે, એટલે તારે ના પાડવી હોય તો ના. પણ તે વગર વિચારે નહિ, બોલ છે કબૂલ ? '

કિશોરને વિચારમાં પડેલો જોઈ ઉમેર્યું, ' તો કહું,

નહિ તો ઊઠીને ચાલતી થાઉ '

કિશોરને વળી થયુ 'કહુ કે મરવા જ દો નથી સાભળવી ' પણ બીજી બાજુ આમા એને પોતાની નામર્દાઈ પણ લાગવા માડી ને વળી બોલ્યો 'પણ આ તો તમે'—ને ફિક્કુ એવુ હસી પડ્યો, 'કે'તા નથી ને કહ્યા વગર રે'તાય નથી એવુ કરો છો મોટી બ્હેન!'

'એવુ જ છે બાપુ! કારણ આ કઈ પશ્ચિમનો સમાજ નથી આ તો આપણો ઓર્થોડોક્સ સમાજ રહ્યો! એટલે વાત કરતા સો વાર વિચારવુ પડે છે એટને જ તો મે બાનેય આ વાત નથી કરી ને કરી શકાય પણ નહિ હા બાનજીને કહીએ તો વાધો નહિ પણ આમા એમની સહાનુભૂતિ મળે એટલુ જ '

'તો ત્યારે મારી પાસેથી તમે શી આશા રાખો છો?'

'ઘણી બધી, તમે જો ધારો તો એક માણસને જીવતદાન દઈ શકો છો '

કિશોરને નો'તુ પૂછવુ તોય એનાથી પૂછાઈ ગયુ

'કેવી રીતે?'

'કેવી રીતે તે'—બ્હેને અહી આધળિયા કરીને કહી જ નાખ્યુ 'લગ્ન કરીને બાપુ '

કિશોરના મો ઉપર કાળી વાદળી ઊતરી આવી થોડોક ગુસ્સો પણ ખરો, 'કેવી તમે વાત કરો છો મોટી બેન! એ બની શકે એમ હોત તો બ જેવી બાને હુ ના પાડત! હુ કઈ એ નથી સમજતો કે મા-બાપને હુ એકનો એક દીકરો છુ ને બહાર પરણુ તો એ લોક એકલા પડી જાય ને બાને તો વળી મરવા સરખો આઘાત '

'તમે ત્યારે આ મુદ્દો જ નથી સમજ્યા બાપુ આમા તમારે પરણવા ન પરણવાનો સવાલ જ નથી'

'ત્યારે?'

'સવાલ છે બ્હેનના કુળની આબરૂ સાચવવાનો ને એથીય મોટો સવાલ તો છે મોઈક ઠોકર ખાઈ બેઠેલી આશાભરી છોકરીનો જીવ બચાવવાનો ને એ તેજભરી આખો ભાઈ સામે માડતા સીધો જ સવાલ કર્યો 'બોલો, છે તમારામા આટલી ઉદારતા ને માનવતા?'

પળભર તો કિશોરને થઈ આવ્યુ 'હા છે' પણ બીજી જ પળે એ ઢીલો પડી ગયો કઈક લાચાર બનતા જાણે બહાનુ શોધવા માગતો હોય તેમ બોલ્યો 'એ તો હવે તમે વિગતથી વાત કરો તો સમજાય!'

તો સાભળો ત્યારે જેનો તમને સવારમા ચદને ફોગ આપ્યો છે એની આ કરુણ વાત છે ' બ્હેનની આખો અહી ભીની થઈ આવી હતી, પણ એનુ એને પોતને ભાન હોય તેમ નો'તુ લાગતુ બોલી 'કરુણતા એટલા માટે બાપુ કે આમ તો એ જેટલી રૂપાળી છે એટલી જ—અરે એના કરતાય વધારે એ સુશિક્ષિત છોકરી છે! પણ ભગવાન જાણે શુ થયુ ને કેવી રીતે બન્યુ કે—અરે આ કઠિન પ્રસગ તો અમને પણ કોયડા થઈ પડ્યો છે બાપુ! તમને તો ખબર નહિ હોય પણ મને આ વાલામૂઈ નણદ ઘણી ઘણી વા'લી છે ને એય મારી સાથે સખીની જેમ હળી ગઈ છે એટલે મારી આગળ જૂઠી વાત કરે જ નહિ તો બીજી પા એની વાત માન્યામા પણ નથી આવતી અહી એણે જોરથી એક શ્વાસ લીધો પછી સ્વગતની જેમ બોલવા લાગી 'પણ મને લાગે છે કે એ વખતે મારો મોટો નણદોઈ અમારે ત્યા મહેમાન હતો ને એમા પણ બેઉ બ્હેનોના ઓરડા પાસે પાસે છે ને કા તો પેલે માણસ દારૂના ભાનમા—કે પછી પણ મને તો લાગે છે કે એણે કઈક આ છોકરીને—જો કે આવા સબધી સામે પડદો તો અમે પાળીએ છીએ પણ બહુ કડક નહિ એને મા તો આ છોકરીને કોઈની મારફત કઈ ઘેન જેવુ ખવરાવી દીધુ હોય કે પછી રાતે સુધાડીય દીધુ હોય!' ને આખો કોરી કરતા બોલી 'ગમે તેમ બાપુ પણ મારી આ નણદને હવે મરવા વખત આવી છે! મને બીજુ કઈ નથી થતુ પણ આવી સુદર સાલસ છોકરીને બિન કસુરે—અરેરે આજે મરવુ પડે છે!'

તેમા પછી હોશિયાર પણ એટલી જ છે બાપ



આજે ઘેર બેઠે ને ગાજું તો આપમેળે કરેલા અભ્યાસથી એ અંગ્રેજી નવલકથાઓ ધડધડાટ વાંચે છે. ને બોલે છે પણ એટલું જ સરસ, એના ભાઈ જોડે તો એ અંગ્રેજી સિવાય વાત જ નથી કરતી. એને લીધે તો હું પણ અડધું અંગ્રેજી શીખી ગઈ છું.' ને અહીં એણે એક ભારે એવો નિઃશ્વાસ નાખ્યો. બોલી : 'પણ બાપુ! આ દોઢ બે મહિનાથી અમારી હવેલીનો એ પોપટ જાણે બોલતો બંધ થઈ ગયો છે! પંદર દિવસ સુધી તો એણે ખાધું પણ નહિ. ને આજેય જે જરા ખાય છે તે અમારી લાગણી ન દુભાય એટલા માટે. અરે એ તો આ આખી દુનિયા છોડીને ક્યારનીય ચાલની થઈ હોત પણ મેં એને આવું કંઈ કરવાના કસમ ખવડાવ્યા છે.'

કિશોરથી સહસા એક નિઃશ્વાસ નખાઈ ગયો : 'પણ તે કંઈ દવાદારૂ કરીને'—

બહેન વચ્ચે બોલી ઊઠી : 'અરે! દવા કરવા દીધી હોત તો વળી દુઃખેય શાનું હતું. પણ કે' છે કે મરું તો હું મરું બાકી આ નિર્દોષ જીવનો તો હું કોઈ કાળે ઘાત નહિ કરું! બોલો હવે: રસ્તો છે બીજો કોઈ ઉપાય?'

'પણ તો કોઈની જોડે પરણાવી દો પછી બીજું શું થાય?'

ને કિશોરના જ મોંએથી આ ઉપાય સાંભળીને બહેનને જાણે અન્તરેય થોડોક આનંદ થયો. બોલી : 'અહીં જ તો અમારે મુશ્કેલી છે બાપુ. જો છાનેછપને કોઈને વળગાડી દઈએ તો પાછળથી એનો સંસાર બગડી જાય છે. વળી આ ભેદની વાત કરીને કોઈને પૈસેથી રીઝવી પણ શકાય. પણ સામો માણસ કાં તો ન માને તો વાત અમારી બહાર પડી જાય છે. પણ આ બધું જોખમ વહોરતાંય રૂપકુંવર આવી કોઈને પરણે કે કેમ એ મોટો સવાલ છે.'

ને કિશોરથી સહસા અહીં પૂછી જવાયું : 'તો કેમ જાણ્યું મારી સાથેય હા પાડશે?'

'હું જાણું છું એટલે જ તો તમને અત્યારે વિનવી રહી છું બાપુ. મને અહીંના સમાચાર પૂછતાં આડકતરી રીતે ને ઘણી વાર તો સીધેસીધી એ તમારામાં રસ લેતી હોય છે. મને તો ઘણીવાર એમ પણ લાગે કે મારા ઉપરનો એનો પ્રેમ તમારા લીધે તો નહિ હોય! એટલું જ નહિ—તમને થશે કે મોટી બહેન બનાવટ કરે છે પણ તારા સોગન બાપુ એને તો સ્વપ્નાં પણ તમારાં જ આવતાં લાગે છે. એ તો એક દાખલો આપું. પેલો ગોઝારો પ્રસંગ બની ગયા પછી વહેલી સવારે એ એટલી બધી ગભરાયેલી ને આંખોય એની બહાવરી લાગી કે મને એની તબિયત ખરાબ હોવાનો શક પડ્યો. એટલે સાધારણ રીતે મેં એને તબિયત માટે સવાલ કર્યો. ત્યાં તો એ ચોધાર આંસુએ રડી પડી. રડવાનું કારણ પૂછવા જતાં સામું એ મને પૂછવા લાગી, સાચું કો' ભાભી! તમારા ભાઈ રાતના અહીં આવ્યા છે? ગાંડા માણસના જેવો એનો આ સવાલ સાંભળીને મને નવાઈ લાગી. મેં કહ્યું : 'ના ભાઈ! એવું વળી કોણે કહ્યું તમને?' પણ એ તો મારી વાત કરતાંય એની સ્મૃતિ જાણે વધારે સાચી હોય એ રીતે બોલવા લાગી : 'પણ મેં એમને જોયા છે ને?'

પછી તો મનેય થયું કે મોડી રાતે આવ્યા હો ને તમારા બનેવી તથા પેલા નણદોઈ દારૂમાં ચકચૂર હતા ને કાં તો તમને ત્યાં દોઢી ઉપર સુવરાવ્યા હોય પણ મને ખબર આપવી ભૂલી ગયા હોય! એટલે દોઢી ઉપર તપાસ કરાવી પણ તમારા બનેવીએ તો મારી પાસે આવીને ઊલટી મને જ બનાવવા માંડી : કે' છે, 'મારા સાળા નથી આવ્યા! પણ બનેવી એટલે કે મારા પેલા નણદોઈ—સાળાને ઘેરથી રીસાઈને વહેલી સવારે મોટર લઈને જતા રહ્યા છે!'

ને તમે માનશો બાપુ! બાજુના ઓરડામાંથી સાંભળી રહેલી રૂપકુંવર એ જ ઘડીએ ચીસ પાડી ઊઠી. જઈને જોઈએ છીએ તો એ બેભાન બની ગઈ હતી. ને આંસુભરી આંખે કિશોર સામે તાકતાં પૂછ્યું : 'બોલો આમાં હવે શું સમજવું?'

ક્ષણભર તો કિશોરને થઈ આવ્યું: પોતાને ફસાવવા તો આ બધું તરકટ નથી રચવામાં આવ્યું ને!

પણ સામે બહેનની આંખોમાં આવી રહેતાં આંસુ આ વહેમ લાવવા બદલ પોતાનો જાણે તિરસ્કાર કરતાં હોય એવું એને લાગવા માંડ્યું, થવા લાગ્યું: 'વહેમ લાવ્યા વગર તો એમ જ કે' ને કે તમે જાણો ને તમારી રૂપકુંવરી જાણે ... મરી જાય તોય એમાં હું શું કરું! દાઝના કેફમાં હો કે પછી કેફના બહાના ઓથે હો. પણ એ બનેવી જેમ ભાન ભૂલ્યો તેમ ભરયૌવના રૂપકુંવરીય મા તો વગર કંઈ સહુંદે બાધેય સસને સ્વપ્નમાં ખપાવવાની ભૂલ કરી બેઠી હોય કે પછી'—ને અહીં એ અકળામણમાં ઊંચેથી બોલી પડ્યો: 'પણ એમાં હું શું કરું?' ભાન આવતાં ઉમેર્યું, 'મોટીબહેન!'

બહેન બોલી: 'ઘણું બધું કરી શકો છો બાપુ!' ઉમેર્યું: 'મોતને કિનારે બેઠેલી એક જીવતી જાગતી છોકરીને તમે જો ધારો તો અચૂક જીવાડી શકો છો.' ને ભારે એક શ્વાસ લેતાં કિશોર સામે નજર માંડતાં કહ્યું: 'ને આવા કોઈ માનવીને જીવતદાન આપવું એ જેમ જેવું તેવું કામ નથી એ રીતે જેવા તેવાનુંય આમાં ગજું નથી બાપુ!'

'અરે પણ આવી સ્થિતિમાં તો'—આ સાથે જ કિશોરે બહેન સામે જોયું: 'ને શું તમે એમ ધારો છો કે બા-બાવજી આવી વાત જાણીને કોઈ વાંધો નહિ લે?'

બાની શાખ તો હું ના ભરી શકું બાકી બાવજી તો—જ્યાં સુધી હું એમને ઓળખું છું—તમારામાં આવી માનવતા જોઈને આવા દીકરા બદલ પોતાને ધન્ય જ માને. પણ ન માને તોય—એટલે જ તો મેં એમને કોઈને બેની આ વાત જ નથી કરી ને? ને એમને આવી વાત કરવાનો અર્થ પણ શો કહો જોઉં?

'મનેય તમારે નો'તી કરવી જોઈતી મોટી બહેન!' કિશોરના મો ઉપર મૂંઝવણ જ નહિ દુઃખ પણ ચોખ્ખું વરતાઈ આવતું હતું.

'એ તમારી વાત સાચી બાપુ. પણ મારે તો તમને સગાઈની તમે હા પાડી હોત તોય આ વાત કરવાની હતી ને આ ના પાડી ત્યારેય—' ને અહીં પોતે લાચારી સાથે પોતાની ભૂલ કબૂલ કરી દીધી: 'હા, નો'તી કરવી જોઈતી! પણ સાચું કહું તો રૂપકુંવરી ઉપરનો મારો સ્નેહ ને એથીય વધારે તો એના શાણપણે મને લલચાવી મૂકી બાપુ!' ને એક ભારે શ્વાસ લઈ ઊભા થવાની તૈયારી કરતાં કહ્યું: 'પણ કંઈ નહિ, તમારાથી કંઈ બની શકે એમ ન હોય તો ખાલી તમારે દુઃખી થવાનું કારણ નથી, બાપુ કારણ એ તો હવે મોતના મોમાં જ બેઠી છે એટલે તમારી ના સાંભળીને એને ખાસ કંઈ નહિ થાય!' ને ઊભી થઈ.

પણ પીઠ તો એ ન જ ફેરવી શકી. બોલી: 'પણ એટલું કે ... એને—ખાસ તો બાવજીના ઉદાર વિચારો ઉપરથી—તારે માટે આશા બંધાવી હતી કે ગમે તે સંજોગોમાંય મારો ભાઈ એક વાર તો તને આ કનકમાંથી ઉગારી લેશે.'

'કેવી રીતે?' કિશોરને થયું હશે કાં તો કોઈ ત્રીજો રસ્તો મળેય!

બહેન જાણે ઊંડા વિચારમાંથી બોલતી હતી: 'લગ્ન કરવા સિવાય બીજો રસ્તો તો છે જ નહિ બાપુ. પણ એટલું કે તમે—ચંદન બપોરે વાત કરતી હતી તેમ ખરેખર પેલી છોકરીને ચાહતા હો ને એની સાથે લગ્ન કરવા જેટલી હદે બંધાઈ ગયા હો તો રૂપકુંવરીને આપણે ખાનગીમાં કહી શકીએ કે આ લગ્ન એ માત્ર તને આપઘાત કરતી બચાવી લેવા જ છે એટલે ભવિષ્યમાં તારે પતિ પત્નીના સંબંધોની કોઈ આશા જ ન રાખવી.' ને કિશોર સામે જોઈ ઉમેર્યું: 'પછી ભલેને એ અહીં સાસરીમાં આવતી જતી રહે! તો તો પછી બાનો વાંધોય અડધો તો નીકળી જ જાય બાપુ. કારણ આપણામાં બે પત્ની એ તો સાધારણ'—

કિશોરે કટાક્ષભરી એક નજર નાખતાં વચ્ચે જ કહ્યું: 'કેવી તમે વાત કરો છો મોટી બહેન! આ





રૂપકુંવરી તો કદાચ મુશીબતની મારી માને પણ પેલી બાજુ—ના ના ના, મોટી બહેન ! એવી તો તમે વાત જ ન કરશો.' ને જાણે પલંગ ધંખધણી ઊઠ્યો હોય એ રીતે નીચે ઊતરી ગયો. આંટા મારતાં બોલ્યો : 'કોઈ એમ માની જ ન શકે કે મેં કોઈનો જીવ બચાવવા લગ્ન કર્યું છે ! ને અહીં આપણામાં તે કંઈ છૂટાછેડાનો રિવાજ છે કે મુસ્કેલી ટળી જાય એટલે એને છૂટી કરી શકાય ? '

બહેન પોતેય આ બધું ગણતી હતી. એટલે જ તો ભાઈને આ વાત કરવા બદલ એક બાજુ એ પસ્તાવા પણ લાગી હતી ને ?—કહ્યું પણ ખરું : 'એટલે જ તો હું તને કહું છું બાપુ કે આવી આવી બાબત છે માટે તને ગમ પડે એમ કર. '–

ને છતાંય પીઠ ફેરવતાં પહેલાં એ આટલું કહ્યા વગર ન રહી શકી : 'એક તરફ પ્રેમ છે બીજી તરફ માનવતા છે. જો બેઉ સાચવી શકાય તો એથી રૂડું એક્ય નહિ, બાકી બેય બગડે એવું તો તું કરતો જ નહિ !' ને ચાલતી થઈ. દ્વાર આગળ ઊભતાં બોલી : 'જે હોય તે સવારમાં મને કે'જે. ને અમદાવાદ જવું હોય તો વે'લો તૈયાર થજે. અમે ઘરે જતાં એમ થઈને જઈશું 'ને સ્ટેશને તને પહોંચાડી દઈશું. બાકી બસમાં જવું હોય તો તું જાણે—પાંચેક ગાઉ આવેલા સ્ટેશનેથી કિશોરના ગામ સુધી હવે બસ દોડતી થઈ ગઈ હતી.

પણ-કિશોર તો આમાંનું કંઈ સાંભળ્યું જ ન હોય તેમ જવાબ આપ્યા વગર ટહેલી રહ્યો હતો. સાચે જ આ ભલો માણસ ન લેવા ન દેવા ને કેવો આફતમાં મુકાઈ ગયો હતો ! 'આવી છોકરીને મરવા પણ કેમ દેવાય ? તો ઉમાથીય—એને મન તો દગો જ લાગે ને ?'—

અલબત્ત કિશોરને બહેનનો છેલ્લો વિચાર, ગમી ગયો હતો : (રૂપકુંવરી સાથે લગ્ન કરીને એને આ આફતમાંથી ઉગારી લેવી, પછી એ એના પિયરમાં રહે તો ય ને અહીં બા પાસે આવ-જા, કરે તો ય ! જોઆ રીતે આટલું જીવન ગુજારવાની એની ઇચ્છા હોય તો.'

'પણ આ વાત ઉમા માને ખરી ? આ સવાલ એને ખાસ મૂંઝવી રહ્યો હતો. એ અહીં હતી નહિ કે પૂછીને આ વાતનો તોડ કાઢે. એક વિચાર આવ્યો અમદાવાદ જઈ આ વાત એને પૂછી જોવી ને પછી બહેનને જવાબ આપવો. પણ આ ઉપર વિચાર કરતાં કિશોરને લાગ્યું કે આમાં તો ઊલટું એને મુશીબતમાં મૂકવા જેવું થાય. કારણ આમાં એ શો જવાબ આપે ? કંઈ એમ ઓછી કહેવાની હતી કે ભલે તમારી બહેનની લોકોમાં ફજેતી થાય ને ભલે એ છોકરીય આપઘાત કરે ? તો 'પરણ' એમ કહેતાંય એને બે ઘડી વાર લાગે—અરે કહી જ ન શકે ને ઊલટું એને થશે કે મેં આવો સવાલ એની આગળ મૂકીને એને ફસાવવાની લુચ્ચાઈભરી રમત કરી છે. એટલે આ બધી પૂછાપૂછ કરવા કરતાં બહેતર છે કે બહેનને એકવાર 'હા' જ કહી દેવી.'

પણ આ વિચાર સાથે અંતરમાં કોઈ પ્રચંડ વિરોધ ઊઠ્યો હોય ને એને જાણે વળતો જવાબ આપતો હોય તેમ બબડી પડ્યો : 'હાસ્તો ! કોઈને કંઈ એમ મરવા ઓછું દેવાય છે ! ભલેને પછી ઉમા એક વાર રીસાઈ બેસતી !...પણ આખર તો સત્યનો જય થશે ને ? રૂપકુંવરી જોડે મારો કોઈ સંબંધ નહિ જુએ —અરે અમદાવાદથી હું ઘરે આવીશ ત્યારે ને ? એટલે પછી આપોઆપ એને (ઉમાને) સત્ય સમજાઈ જશે ...બાકી એને જો મારી વાતમાં વિશ્વાસ જ નહિ બેસે તો સમજી લેવું કે એને આપણા તરફ જોઈએ એવો પ્રેમ જ નથી...બાકી આપણાથી કોઈને આમ મરવા તો ન જ દેવાય. તેમાંય આની જોડે તો— બહેનની નણંદ હોઈ આપણને સંબંધ છે ને એ સિવાય આપણા માટે એને બહેન કે'તાં 'તાં એમ સારી મમતા છે. ચંદન પણ કોઈ કોઈ વાર એના મોંની આવી વાતો કરે છે. પછી 'પ્યાલામાં' વખ ઘોળીને બેઠેલી એ છોકરીને જ્યારે ખબર પડે કે ભાભીના ભાઈએય મને અજાણપણે ઠોકર ખાઈ બેઠેલીને આ મુશીબતમાંથી બચાવી લેવાની ના પાડી ત્યારે–', ને વળી એ અહીં બબડી પડ્યો : 'ના ના

આપણાથી આમ કોઈને મરવા તો ન જ દેવાય. પછી ભલેને સાટે આપણી જિંદગી રોળાઈ જાય!'

અલબત્ત આ નિર્ણય કર્યા પછી કિશોરને એક સવાલ આવી નડ્યો: 'અરે પણ તું એની જોડે સંસારિક સંબંધ તો રાખવાનો નથી પછી આવી જુવાન છોકરી જીવી તો ય શું ને મરી ગઈ તો ય શું? અરે ઊલટાની એ જુવાન હૈયામાં કામનાની સગડી સતત જલ્યા કરવાની ત્યારે એના કરતાં તો—'

પણ આ વિરોધનેય કિશોરે લૂલો પાડી નાખ્યો 'એવું કંઈ નથી. જીવનમાં કંઈ શારીરિક 'સુખ એકલું જ ઓછું છે! બાલવિધવાઓ ને આ જમાનામાં નાસીપાસ થયેલાં પ્રેમીઓ આવા સુખથી વંચિત જ રહે છે ને? તાગી જ વાત કર ને! કે ઉમાના બાનો તમે ધારો છો તેમ હૃદયપલટો ન થયો ને બાય અહીં ન જ માન્યા તો તમને કે ઉમાને સંસારનું સુખ નથી જ મળવાનું ને!......ને તો પછી આને (રૂપકુંવરને) માત્ર એક માણસના સુખ સિવાય બાકીના આખાય જગતથી હળવુંમળવું ને જોવું બોલવું, ખાવુંપીવું ને કામ કરવું વગેરે બધું જીવન જ નહિ એમ? અરે એમ હોય તો તો, કોઈ રંડિલાં તો કોઈ રીસાયલાં-દુભાયલા, તો યુરોપ જેવામાં વેર વગર કુંવારા રહેલા આવા આવાંની તો નહિ નહિ તો ય ચોથા ભાગની દુનિયા હશે પણ એ બધાં, પેલાં સંસાર ભોગવનારની જેમ જ મોજથી જીવી રહ્યાં છે ને? તેમાંય આને તો એનું બાળક હશે પછી શું છે કે જિંદગી એ નહિ ખેંચી કાઢે? તેમાંય આપણામાં તો બબ્બે ચચ્ચાર શોક્યો ઉપર આ રીતે જીવવા ઘણાં બધા ટેવાયેલાં હોય છે!'...

ને વળી લાખ વાતની એક વાત કરી નાખી, 'માટે— આવું બધું ગણીને આપણાથી કોઈને મોતના મોમા જવા દેવાય જ નહિ.'

કિશોર અહીં ફરતો ફરતો ઓરડામા ગયો. ટેબલ ઉપર પડેલો પેલો ફોટો લીધો ને નીરખીને જોતો હોય તેમ જોઈ રહ્યો ને વળી એ એકનું એક બબડી પડ્યો:

'ના ના ના! આને એમ તો ન જ થવું જોઈએ કે દુનિયામાં એની આ ભૂલને ખેલદિલીથી જોનાર કોઈ ન નીકળ્યું!'

ને આ સાથે જ રૂપકુંવરને મદદરૂપ થવાનો મક્કમ એવો નિર્ધાર કરી, ફાનસ લાવી સ્ટૂલ ઉપર મૂકી એ એને કાગળ લખવા બેઠો: 'ચોખવટ તો કરી જ દેવી કે જેથી ભવિષ્યમાં એ આપણને દોષ ન દે.'

'શ્રી રૂપકુમારી.'

આટલું લખી શું લખવું એ વિષે એ મનની અંદર ગોઠવવા લાગ્યો. એક વિચાર આમ પણ આવી ગયો: કંઈ નથી લખવું બહેન એને બધું કહી સંભળાવશે.

પણ એના કરતાં પોતાની જાતે એને મોઢામોઢ નહિ તો છેવટ કાગળ મારફતેય કહી દેવું એ વધારે ઠીક લાગ્યું—લખવા લાગ્યો:

'મારાં મોટી બહેન તમને વિગતે બધી વાત તો કરશે જ છતાંય હું તમને લખી જણાવું કે મને તમારા માટે ખૂબ જ દુ:ખ છે ને એટલે તમને હું એક માનવી તરીકે મદદરૂપ થવા માગું છું આમાં દયાનોય સવાલ નથી, કારણ કે દયા જ જો ખાવી હોય તો તમારે મારી ખાવાની છે કે હું તમને કોઈ પણ સંજોગોમા ક્યારેય પત્નીના હક્કો આપી શકું એમ નથી. કારણ કે મારું દિલ'—અહીં એણે બે પાંચ પળ દિલમા જાણે ડૂબકી લગાવી. પછી લખ્યું: 'મીઠા જળની માછલી બનીને કોક સરોવરમાં જાણે ખોવાઈ ગયું છે. માટે દુનિયાની નજર સામે ભલે આપણે પતિ-પત્ની રહ્યાં બાકી આપણું જીવન તો ભાઈ-બહેનની રીતે જ વીતવાનું છે. એ જ—'

છેવટે ઉમેરી દીધું. 'કંઈ અઘટતું લખાયું હોય તો માફ કરશો.

લિ૦ કિશોરસિંહના
'જયહિંદ''

ને પછી કવરમાં કાગળ નાખી મોટી બહેનને વાંચવા માટે ઊંચકો રાખી પલંગમાં પડ્યો.

ને સાચે જ જીવનમાં કોઈ સદ્‌કાર્ય કર્યાનો આનંદ અનુભવતો હોય તેમ ધસઘસાટ ઊંઘી ગયો...

'પડઘા અને પડછાયા'—પ્રગટ થનારી એ નવી નવલકથામાંથી

*



નાનુભાઈ દવે

# વિદ્યાર્થીઓનાં તોફાનો

વિદ્યાર્થીઅવસ્થા કેટલી બધી મુક્ત, કેટલી બધી નરીકરી હોય છે ? અત્યારે તો વિદ્યાર્થીઓનાં તોફાનોને તોફાનો કહી પણ ન શકાય અગાઉનાં એવાં તોફાનો સાથે સરખાવી શકાય એવા આ પ્રસંગો છે.

મોટી વયે જૂના મિત્રો જ્યારે મળે છે ત્યારે હોંશે હોંશે શાળા-કૉલેજનાં તોફાનો પણ યાદ કરે છે. એ વખતે એમને જે દુ:ખ થાય છે તે એટલું કે એવાં 'સરસ' તોફાનો આ જમાનામાં હવે થતાં નથી. નવા વિદ્યાર્થીઓ એ કામ માટે જાણે નાના દેખાય છે ! એમની હારના વિદ્યાર્થીઓમાં જે રમુજ હતી, જુસ્સો હતો કે એકતા હતી તેવું પછીથી જણાયું નથી. આ બળાપો કેટલે અંશે સાચો છે એ કોઈ નક્કી કરી નહિ શકે. ઘણાંખરાં તોફાનો એનો જાતઅનુભવ હોવાથી સ્મૃતિમાં સ્થાન મેળવે છે. પછીનાં-તોફાનો જાણવાની તક મળતી નથી ને કદર પણ રહેતી નથી.

દરેકની પાસે પહેલાનાં થોડાં તોફાની સંસ્મરણો હોવાનાં તો ખરાં. એ શા માટે જાળવી રાખ્યાં હશે એની એને પોતાનેય ખબર નહિ હોય. કદાચ એ વય અને એ ઉલ્લાસ જ એવાં હશે કે એની ખુમારી જીવનભર ટકી જાય.

હમણાં હમણાં વિદ્યાર્થીઓનાં તોફાનોની વાત ઠેર ઠેરથી સંભળાય છે, ને વગોવાય છે પણ ખરી. દેશને માટે એ ચિંતાનો વિષય ગણાય છે. તેવે વખતે થોડાં જૂનાં તોફાનો અહીં રજૂ કર્યાં છે. બીજાઓની પાસે પણ આવો ભંગાર પડ્યો હશે ને તે તરફ સહજ નજર વળશે તો દુનિયાની ઘણી મૂંઝવતી આર્તતામાં જરા ઠંડક લાગશે.

*

કાંતિલાલ આમ તો શાંત સ્વભાવનો હતો. એના મિત્રોનું ટોળું પણ મોટું નહોતું. એ ઝાઝા તડાકા પણ નહોતો મારતો કે બડાશો પણ નહોતો હાંકતો. પણ કોઈ કોઈ વાર એ એવી રમુજ કરતો કે બીજા છક થઈ જાય. થોડું હસે ને ખીજાય પણ ખરા. પણ છેવટે બધું માફ.

રોજ સાત વાગ્યા પછી ઊઠનાર કાંતિલાલ એકવાર વહેલો સાડા પાંચ વાગે ઊઠ્યો. થોડા વિદ્યાર્થીઓને વહેલા ઊઠી વાંચવા બેસવાની ટેવ હોય છે એની એને ખબર. એમના તરફ એ જોતો ત્યારે એને જરા નાનમ લાગતી. સરખામણીમાં પોતાની કર્તવ્યબુદ્ધિ મંદ લાગતી. એમના તેજ આગળ એ આપોઆપ મનમાં ઝંખવાતો, બળતોય ખરો. એમનો એ અપરાધ એનાથી સહ્યો ના જતો હોય એમ એક વાર બદલો લેવાની એને ઇચ્છા થઈ. અને તરત જ એનું તુક્કાબાજ મગજ કામે લાગ્યું.

એણે જાડી લાંબી મીણબત્તીઓનાં ચારેક બંડલ લાવી રાખેલાં, પણ કોઈ ને એ વાતની ગંધ આવવા દીધેલી નહિ. મીણબત્તીઓ અને દીવાસળીની પેટી લઈ એણે થેલીમાં મૂક્યાં. હાથમાં જાજરૂ જવાનું ટંબલર લીધું ને એ જ નળેથી પાણી ભરી એ ઊપડ્યો. કૉલેજના છાત્રાલયને એક છેડે સંડાસની બે હાર હતી, દશ જાજરૂની આગળ અને બીજા દશ જાજરૂની પાછળ. વચ્ચેનો માર્ગ ભંગીને બંને હાર સાફ કરવાનો અને મેલું પાણી નીકમાં થઈ ટાંકીમાં એકઠું થવા માટે હતો. ત્યારે ગટર નહોતી, રોજ સાફ કરવાનાં જાજરૂ હતાં.

કાંતિલાલે એક વખત સંડાસમાં પ્રવેશ કર્યો અને પતરાનું બારણું હળવેથી બંધ કરી અંદરથી સાંકળ દીધી. પછી એણે એક મીણબત્તી પેટાવીને ટંબલર પડતું મૂકી એણે ઊંચા થઈ બાજુના જાજરૂમાં નજર નાખવા યત્ન કર્યો. એમાં ના ફાવ્યો એટલે એણે બંધ કરેલી કડી ઉપર ધીરેથી પગ ટેકવ્યો ને ડોકિયું કર્યું. એ જાજરૂ ખાલી હતું.

એણે છાપરા ઉપરના પતરા માટે લોખંડનો એંગલ ઝડપીને શરીર ઊંચક્યું. ને રેલગાડીના પાટીયામાં



શરીર પેસે એ રીતે ઉપરથી બીજા જાજરૂમાં પ્રવેશ કર્યો. હળવેથી ત્યાંય અંદરથી બારણું બંધ કરી બીજી મીણબત્તી ચેતાવી. એનો રસ જમીન ઉપર ટપકાવી એને સ્થિર કરીને એ ઊપડ્યો ત્રીજામાં. એમ વીસે વીસ જાજરૂને અંદરથી બંધ કરી મીણબત્તીઓ સળગતી રાખી એ બહાર નીકળી ગયો ને ડાહ્યો થઈને પથારીમાં સૂઈ ગયો.

થોડીવાર થઈ અને બહાર ધબધબ અવાજ આવ્યો. ટંબલર પણ ખખડ્યું. પાણીનો નળ જોસભેર ખૂલ્યો તે સંભળાયું. પછી કશો અવાજ આવ્યો નહિ.

બીજો એક વિદ્યાર્થી નીકળ્યો. એ પણ પહેલાંની પાછળ ટંબલરમાં પાણી ભરી ચૂપચાપ ઊભો. બધા જાજરૂમાં દીવા બળે, બધા જાજરૂનાં બારણાં બંધ. એના મનમાં હમણાં કોઈ નીકળશે—કેટલીક વાર લાગવાની હતી!

બેના પાંચ થયા, પાંચના દશ થયા જાજરૂમાં જનારા તો આવતા જાય છે. પણ અંદરથી કોઈ બહાર નીકળે તો ને? પંદર થયા, વીશ થયા ને કાંતિલાલ ઊઠ્યો એણે પાછલી બારીએથી વિદ્યાર્થીઓની આ સંડાસલીલા જોઈ એમનો કચવાટ સમજ્યો. એમના ઊંચાનીચા થતા પગ જોયા. અને એણે જરા મોટા અવાજે પરભાતીયું છોડ્યું 'જે ગમે જગદગુરુ દેવ જગદીશને .'

'અરે આ બધા ઊભા કેમ રહ્યા છે. કોઈનું કશું ખોવાયું તો નથી ને!' એમ કહી એણે પાંચ પચીસને ભેગા કર્યા. કેટલાક ફાનસ લઈને આવેલા તે આઘાપાછા થતા ત્યારે કંઈક ખોળતા હશે એમ એણે દસાવી દીધું.

અધીરાઈથી કોઈએ જાજરૂના બારણાને ટકોરા માર્યા, જરા જોરથી દરવાજો ખખડાવ્યો. કોઈએ બૂમ પણ પાડી. એક જણે ચીડાઈને ટંબલરનું પાણી અંદર રેડ્યું, 'નીકળ ને બહાર—કેટલીવાર?'

પણ અંદર કોણ હોય તે નીકળે?, માત્ર મીણબત્તીઓ યોગીની શાન્તિથી બળી રહી હતી. ને કાંતિલાલ એની રૂમમાં નિરાતે ગરમ ગરમ ચા પીતો હતો.

*

ઘણું કરીને એનું નામ ગેંદુમલ. જાતનો સિંધી, કપડાં સરસ પહેરે. મોટો નવાબજાદો હોય એમ રહે. દોસ્તદારોમાં પાંચ પૈસા ખરચ કરવાની તક મળે તો એ રાજી થાય એનાં ઓળખાણ પિછાણોનો પાર નહિ. શહેરની ઘણી સંસ્થાઓ સાથે એને ઓળખાણ ને એમના પ્રસંગોએ એ આંટાફેરા કરી સંબંધ વધારતો. આમ એ લોકપ્રિય વિદ્યાર્થી હતો.

એક દિવસ એ શહેરના જાણીતા થિયેટર પર ગયો. એના માલિકને ઓળખતો જ હતો. મળીને એણે નક્કી કર્યું કે એક ચૅરિટી શો માટે થિયેટર મફત આપવું. થિયેટરના બીજા પ્રોગ્રામ સાથે ઘર્ષણ ન થાય એ રીતે એણે બપોરના સાડાબાર વાગે પોતાનો કાર્યક્રમ રાખ્યો.

એણે સોનેરી ધારવાળાં આકર્ષક નિમંત્રણો છપાવ્યાં. ચીની જાદુગર બેનોનો ગરબો, શેક્સપિયરના રોમિયો-જુલિયટમાંથી એક અંક, એવો કાર્યક્રમ છપાવ્યો. અને શહેરની પાંજરાપોળના લાભાર્થે બધી રકમ ભેટ કરવાનું જાહેર કર્યું. એક આગેવાન સન્નારીને એ પ્રમુખસ્થાન માટે નક્કી કરી આવ્યો.

શહેરના કેટલાય જણ એને ઓળખે એમને બંગલે જઈ જઈને એણે નિમંત્રણો આપ્યાં ને ફાળો લઈ પાંજરાપોળની રસીદ ફાડી આપી. એ વખતે એણે કાર્યક્રમનાં અને તેમાંય ચીની જાદુગરનાં ખાસ વખાણ કર્યાં. સારી રકમ ભરનારને એણે આગલી સીટોમાંથી, માગે એટલી ટીકીટો કાઢી આપી, 'તમને જ નહિ આપું તો કોને આપીશ. મારે તો પ્રસંગ દીપાવવો છે. અને અનસુયાબેને ખાસ કહેવરાવ્યું છે કે તમારે—'

આમ કુતુહલ, આગ્રહ, અને જેમાં 'સોસાયટી' આવવાની છે એમાં હાજર રહેવાની હોંશ—એ બધાથી પ્રેરાઈ થિયેટર ઉપર સમય પહેલાં સારી મેદની હાજર થઈ. બે ચાર મિત્રોને સાથે લઈ ગેંદુમલ મેકઅપરૂમનો કબજો જમાવી બેઠો હતો, વચમાં એ આવીને કેટલાકને મળી જતો, બેસાડી જતો ને વળી પાછો કામમાં ગુમ થઈ જતો

'શેઠ, આ રકમ સારી એકઠી થઈ. લોકો ધર્માદા કર-

વામાં પાછા પડતા નથી એમ કહેવું પડશે.' એણે પ્રશંસાનાં ફૂલ વેર્યાં.

સાડાબાર થતાં પહેલાં હૉલ ચિક્કાર ભરાઈ ગયો. એકવાર ડોકિયું કરી ઉતાવળે ગેંદુમલ બહાર નીકળી ગયો. થિયેટરવાળાને બાજુએ બોલાવી એણે ખૂબ જ ચિંતાજનક સ્વરે કહ્યું :

'શેઠ, એક વાત તો સાવ ભૂલી ગયો. પાંજરાપોળવાળાને ચેક સ્વીકારવા અહીં હાજર રાખવા જોઈએ પણ નિમંત્રણ આપવાનું રહી ગયું. જરા એક ગાડી મંગાવો ને એને તેડી લાવું.'

શેઠે પોતાની જ ગાડી આપી. ડ્રાયમેનને ઝડપથી પાંજરાપોળ લઈ જવા તાકીદ પણ કરી. અને ગેંદુમલ ગયો.

થિયેટર ઉપર સાડાબાર થયા એટલે અંદરથી સીસોટી વાગી. લોકો પડદા ઉપર એકાગ્ર બન્યા. હૉલમાં શાંતિ છવાઈ ગઈ. દસેક મિનિટે બીજી સીસોટી સંભળાઈ. એટલે વળી ઊંચાનીચા થતા લોકો સ્વસ્થ થયા.

પણ પછી તો પાંચ મિનિટ થઈ કે લોકો અધીરા થવા લાગ્યા. એટલે થિયેટરના માલિકને લાગ્યું કે એમણે આગળ આવવું જોઈએ. એમણે પ્રમુખશ્રીનને કાનમાં વાત કરી કે છેલ્લી ઘડીએ એમની ગાડી લઈ ગેંદુમલ કેવા અગત્યના કામે ગયો છે. રોષ, અધીરાઈ અને ચીની જાદુગર જોવાની તાલાવેલી વચ્ચે સહુ બેસી રહ્યાં. ચૈત્ર મહિનો હતો. તાપ પુષ્કળ પડતો હતો. બપોરનો એક થવા આવ્યો હતો. થિયેટર પતરાંનું હતું તે તપી ગયું હતું. 'કેટલાય' લોકો ઉતાવળમાં નાસ્તાભેર જ આવ્યા હતા. 'ચીની જાદુગર જોઈ ચાલ્યા આવીશું' એવી એમની ગણતરી હતી.

પણ ગેંદુમલ ના દેખાયો. આખરે ત્રીજી સીસોટી થઈ અને ધીરે રહીને પડદો ઊંચકાયો. તખ્તા ઉપર કોઈ નહોતું. માત્ર નિશાળમાં ભૂમિતિ શીખવવા ખપ લાગે એવું મોટું કાળું પાટીયું હતું. એના ઉપર મોટા અક્ષરે ચાકથી લખ્યું હતું, 'આજની તારીખ : ૧લી એપ્રિલ. પધારજો.'

કહેવું પડશે કે ગેંદુમલે ઉઘરાવેલી બધી રકમ પાંજરાપોળમાં અચૂક પહોંચી ગઈ હતી. એક પૈસો પણ એણે ખર્ચ માટે કાપી લીધો નહોતો.

અલબત્ત આઠેક દિવસ સુધી એ ક્યાં ચાલ્યો ગયો હતો તે કોઈએ જાણ્યું નથી.

*

ઑક્સફર્ડ હોય કે કેમ્બ્રીજ—બરોબર યાદ નથી. પણ એવી નામાંકિત યુનિવર્સિટીની જ આ વાત છે. એનો દમામદાર વાર્ષિક ઉત્સવ—કૉલેજ ડે—ઊજવવાનો હતો અને એના વાઈસ ચાન્સેલર લોર્ડ બર્કનહેડ મુખ્ય અતિથિ તરીકે ત્યાં આવવાના હતા.

બર્કનહેડ બહુ કડક માણસ. રીટા હિંદી વક્તર તરીકે એણે ખ્યાતિ પણ મેળવેલી હતી. એ બહુ વટમાં રહે અને રુઆબ છાંટે. પૂરા ટાઈમે એણે ગાડી તૈયાર કરાવી ને ધીરે ચલાવવા ડ્રાયવરને સૂચના આપી.

બીજી તરફ પ્રિન્સિપાલો વિદ્યાર્થીઓ અને બીજા રાહ જુએ. સહુ ટાપટીપ કરીને સજ્જ થયેલા—ગાઉન કૅપ હુડ બધું અસ્ત્રીબંધ. કૉલેજના દરવાજા આગળ સ્વાગત કરનારા આંખો ખેંચીને રસ્તા ઉપર જુએ, હૉલની અંદર વિદ્યાર્થીઓ લળી લળીને પાછા બારણા તરફ જુએ.

કોઈ વાર આમ મોડું નહિ થયેલું. કૉલેજની શિસ્ત એવી જળવાય ને એવી વખણાય કે એને આંચ આવે તે કોઈને ના ગમે. એવામાં બર્કનહેડની ગાડી દેખાઈ. પરન્તુ દરવાજાની આગળ ઊભી ના રહેતાં એમની સૂચનાથી ગાડી અંદર ગઈ. મોડું થયું હતું ને!

ગાડીની પાછળ પાછળ સ્વાગત કરનારાઓ ઉતાવળે ચાલ્યા—દોડ્યા જ કહો ને. એમને નવાઈ લાગી કે આ દરવાજાની અંદર ગાડી લાવવાની મનાઈ છે તે બર્કનહેડ જાણે છે તોયે કેમ અંદર લીધી? બહાર પાટીઉં મારેલું છે તે તો ઠીક પણ અગાઉ એમણે ત્યાં જ ગાડી રોકી છે. આ નિયમ નવો નથી. એમને અજાણ્ય પણ નથી. પછી આમ કેમ?

ગાડીમાંથી ઊતરી બર્કનહેડ બોલ્યા. બીજા આગળ મોડું થયા બદલ શિષ્ટાચારમાં દિલગીરી જણાવી અને સીધા

મંચ ઉપર જઈ આસન લીધું. ગાડી હતી ત્યાં જ ઊભી રહી.

હોલમાંથી વિદ્યાર્થીઓએ આ જોયું. પ્રોફેસરો કે પ્રિન્સિપાલોના મોં ઉપર રહેલો અણગમો દીઠો. અને એક વિદ્યાર્થી આસ્તેથી બહાર નીકળી ગયો. એણે બીજાને આવવા ઇશારત કરી તે વળી દૂર બેઠેલો વિદ્યાર્થી જોઈ ગયો ને બહાર નીકળ્યો. એમ દરેક વિદ્યાર્થીઓ બહાર આવ્યા.

હોલની અંદર ભાષણ શરૂ થયું હતું. એનો અવાજ બહાર પણ સંભળાતો હતો. એમા શિસ્તની ને ચારિત્ર્યની જ વાત હશે એમ ઘણાને ખબર હતી.

બહાર આવેલા દશ જણે ગાડીના ડ્રાયવરને પૂછ્યું

'ગાડી અંદર કેમ લાવ્યો?'

'જેવો સાહેબનો હુકમ.'

'પહેલાં શું કર્યું હતું? ગાડી બહાર ચોકમા રાખી હતી ને?'

'હા.'

'ત્યાં પાટીઉં મારેલું છે તે જોયું છે ને?'

'ખબર છે, પણ જેવો લોર્ડનો હુકમ.'

બસ થઈ રહ્યું. એને દશે જણે પકડ્યો, ખેંચીને નળ આગળ લીધો, કપડાં ઉતાર્યાં ને નળ સાથે બાંધી પાણી છોડી મૂક્યું. 'ફરી કરજે આવું! અહીં શિસ્ત બધાંને માટે છે, એકલા વિદ્યાર્થીઓ માટે જ છે એવું રખે કોઈ માની લે!'

પછી એ ટોળું ગાડી તરફ વળ્યું: એના ટાયરમાંથી હવા કાઢી નાખી, એના કાચ તોડી નાખ્યા, એની સીટ બહાર ખેંચી ફેંકી દીધી. અને કામકાજ પતાવી પાછા શાંતચિત્તે સાહેબનું ભાષણ સાંભળવા પોતાની જગ્યાએ આવી બેસી ગયા.

કહે છે કે સંસ્થાના અધિકારીઓએ એમને કશી સજા નહોતી કરી તેમ લોર્ડસાહેબે પણ કશો ઉકળાટ બહાર જણાવા દીધો નથી. કોઈક બીજે પ્રસંગે એમનું કહેલું યાદ આવે છે 'આવું જો ના કર્યું હોત તો જ મને નવાઈ લાગત—મનમાં એમ ઓછું આવત કે તો પછી આ વળી વિદ્યાર્થી શાના?'



મને લોથલના નિરીક્ષણથી ખૂબ જ આનંદ થયો. મોહન જો ડેરોના અવશેષ મેં જાતે જોયા છે. ઉપરાંત તે સંબંધી મેં ખૂબ-જ સાહિત્ય વાંચ્યું છે. મોહન જો ડેરોની સંસ્કૃતિને માંકળતી તે જ સંસ્કૃતિનાં અવશેષ ભારતમાં માત્ર આવ્યાં તેથી મને ખૂબ જ સંતોષ અને આનંદ થયેલો. તે અવશેષોને જાતે જોવાથી મને અનેરી પ્રસન્નતા થઈ છે.

અહીંઆં આવીને ગુજરાતના ઘડતરમાં કામે લાગી ગયેલ ઘણી વ્યક્તિઓને મળીને ખૂબ જ પ્રસન્નતા અનુભવી. તેમની પાસે ભાવના છે પણ ચોક્કસ યોજના—અગર તો તેથી આગળ વધીને કહું તો Comperative Study નથી—તેમને દોરવણી અને ઉત્સાહ આપે તેવું કેન્દ્રિત કોઈ 'force નથી. આપણી તળપદી સંસ્કૃતિ–રીતરીવાજો–આપણો વારસો વગેરેને ધ્યાનમા રાખીને—દરેક પ્રશ્નના હાર્દમાં પહોંચે તેવો ઉકેલ શોધવામાં ગાંધીજી તરફથી દરેકને જે પ્રેરણા મળતી તેની ઉણપ ચોખ્ખી દેખાઈ આવે છે. છતાં હિન્દના ભાવી માટે હું બહુ જ આશાવદી છું. પ્રયત્નોમાં જોઈએ તેટલો વેગ નથી. તેથી ઘણી વખત દુ:ખ થાય છે. આપણો દેશ ઘણો જ મોટો છે. તેના પ્રશ્નો પણ તેટલા જ વિશાળ છે. અને તેને પહોંચી વળવા તેટલાં જ મહાન શક્તિને કામમાં પ્રેર્યાં સિવાય પ્રશ્નો જલદી ઉકલશે નહિ.

મનુષ્ય તેના દરેક કાર્યમાં આધ્યાત્મિકતાને ના ભૂલે—અને નૈતિક ધોરણે દરેક પ્રશ્નનો ઉકેલ શોધવા મહેનત કરે. અને પોતાના કાર્યથી બીજા કોઈને હાની અગર દુ:ખ પહોંચતું નથી તે તરફ સતત જાગૃત રહે તો દુનિયામાં ઘણાં દુ:ખોનો અંત આવે. જીવનમાં દરરોજના કાર્યોમા અને જીવનવ્યવહારમા આ જાતની દૃષ્ટિ રાખીને આપણે આગળ વધીએ તો જીવનમાં ખૂબ જ સંતોષ મળી રહે.

મગનભાઈ પટેલ (એક પત્રમાં)





'સિદ્ધાર્થ'

# દિલનો દરવેશ

ઉપરથી દેખાતા ખરાબ માણસો અંદરથી કેવા માણસાઈવાળા હોય છે, ઉપરથી સુખી જણાતા માણસનું જીવન કેવું કરુણ હોય છે તેનો સુંદર ચીતાર આપતી આ વાર્તા એક એવા માણસની છે જે માણસ દરેકનું માન મેળવી જાય, દરેકમાં માનવતાની લાગણી જન્માવી જાય......

માણસની તૃષ્ણા, તેની દૃષ્ટિ અને તેની ઝંખના એક એવી પળે બદલાય છે કે જ્યારે જીવનમાંથી કોઈક ઊંડું સત્ત્વ એકાએક ઊડી જાય છે. એ સત્ત્વનો કોઈ સાથે મેળ ન જ જામે ત્યારે એ હમેશાં હેરાન પરેશાન થવા લાગે છે. ક્યારેક કોઈક આવીને જ્યારે પેલા ધનની છોળમાં રાચતા દિનકરરાયની વાત કરતું ત્યારે એ વાતનો જે ધ્વનિ નીકળતો તે ઉપરના વાક્ય સાથે બરોબર ભળી જતો.

અચાનક દિનકરરાય સાથે એક વાર ભેટો થઈ ગયો. એક તો લાંબી સફર અને ઉતારુઓમાં અમે બે જ. એમાંય હું તો દિનકરરાયને જોયે ઓળખું પણ નહિ. ન બોલવું હોય તો ય બોલવું પડે એવું દહેરાદૂન જતી એ 'ડીલક્સ' આગગાડીના પહેલા વર્ગના ડબ્બાનું વાતાવરણ હતું. બહાર લૂ વરસાવતી કુદરત આ એરકન્ડીશન્ડ ગાડીથી જાણે સો જોજન દૂર હતી. એટલે વાતાવરણમાં શીતળતા ધોમધખતા તાપમાંય લાગતી. ઓળખાણની શરૂઆત કરતાં જ દિનકરરાયે પ્રશ્ન કર્યો :

'આપણે ક્યાં ય મળેલા તો નથી?'

'મને યાદ નથી આવતું.' યાદદાસ્તને મેં ચકાસવા પ્રયત્ન કરી જોયો. પણ મારી યાદશક્તિ જાણે મને દગો દેતી દેખાઈ –

'તમે આટલા સમર્થ વિદ્વાન હોવા છતાં એટલું યાદ પણ નથી રહ્યું?' આ સાંભળતાં મને સ્વમાન ઘવાયું હોય તેવું લાગ્યું.

'ખરેખર આપણે ક્યાંય મળેલા છીએ?' મેં સામો પ્રશ્ન કર્યો.

'જરૂર. દિવસ, સમય, સ્થળ બધું કહીશ ત્યારે તો માનશો ને?' કહેતાં જાણે એ ઢરેલ માણસની આંખમાં યૌવનનો નશો તરવરી ઊઠ્યો: 'ત્રીસ વરસ પહેલાં તમારા લગ્ન વખતે આપણે સાથે હતા. તમારા જે ત્રણ મિત્રો હતા તેમાંનો એક હું દિનુ પણ હતો એ યાદ આવે છે?'

જાણે મારો ત્રીસ વરસ પહેલાંનો તાજો મળી ગયો હોય તેમ હર્ષાવેશમાં હું જલદી બોલી ઊઠ્યો: 'ત્રીસ વરસથી આપણે મળ્યા જ નથી એટલે જલદી ખ્યાલ ન આવ્યો. પણ તું ત્રીસ વરસ પહેલાંનો દિનુ છે, એવું હું તો શું, કોઈ જ નહિ કહી શકે.'

'હા, બધા મને દિનકરરાય તરીકે ઓળખે છે.'

'દિનકરરાય વિષે તો મારા કાનેય ઘણું સાંભળ્યું છે. એ જ તમે—તું?' કહેતાં ખુશીમાં આવી જઈ મેં તેમનો હાથ પકડીને જોરથી દબાવી દીધો.

'મને તેં આટલાં વરસેય ઓળખી લીધો?' મારો એક પ્રશ્ન વધ્યો.

'તું તો ક્યાં બદલાયેલો જ લાગે છે? પરદેશ ખેડીને મોટી વિદ્યા મેળવી આવ્યો, પણ શરીરમાં કે તારી શીકલમાં તો તસુનોય ફરક નથી પડ્યો.' જાણે મારા વિદેશી લેબાસ તરફ એણે સૂગ અને નફરત દાખવ્યાં.

'હા, પણ તું આટલો બધો બદલાઈ શી રીતે ગયો? તેં તો વધારે ભણ્યા વિના જ અભ્યાસ છોડી દીધેલો એવો મને ખ્યાલ છે.'

દિનુ અને હું શરૂથી જ સાથે ભણતા. એવી કંગાળ હાલતમાં દિનુનું બચપણ વીતેલું કે ભણવાની પણ એની પરિસ્થિતિ નહોતી. ત્રણેક વરસનો એ હતો ત્યારે જ એના પિતા ગુજરી ગયેલા. ઘરમાં એવું કોઈ રાચરચીલું નહોતું કે નહોતી કોઈ જાતની રોકડ મિલ્કત. ગરીબીએ એ ઘરને જાણે ચાર હાથે વધાવી લીધું હોય તેવી દરિદ્રી એ ઝૂંપડી હતી. તેમાંયે દિનુના પિતાની



માંદગી બે વરસ જેટલી લંબાઈ એટલે નાની મોટી બધી રકમ એમાં ખરચાઈ ગઈ. તેમના અવસાન પછી એ જીવલેણ રોગના મળેલા વારસામાં દિનુની બા પણ ધીમે ધીમે ઝડપાઈ. દિનુ પાંચમી ચોપડીમાં આવ્યો ત્યારે એ ઘરની કંગાલિયતમાં જાણે વધારો થયો હોય તેમ એ પણ મોટે ગામતરે ગઈ. દિનુનું ભણતર અટકી પડ્યું. આમેય ઘરમાં કોઈ જાતનું ખાવાપીવાનું સાધન નહોતું એટલે દિનુને ભણતા ભણતાં પાંચમી ચોપડીમાંથી જ સવાર સાંજ કામ કરવું પડતું અને નાખી દેવા જેવી ટૂંકી આમદાનીથી દિનુના જીવનની જાણે શરૂઆત થઈ.

દિનુની બાના અવસાન પછી જ કરુણતાની અવધિ જાણે આવી ગઈ. ગરીબીએ દિનુને રખડેલ, રઝળતો, ભટકતો ગુંડો બનાવી દીધો. જુગાર અને તકરારીનો એનો ધંધો થઈ પડ્યો, એ બધું ઓછું હોય તેમ એના માથે દેવું તો ઝઝૂમતું જ હતું. લેણદારો એની પાસે આવીને તકાદો કરે એવું ઘરમાં કશું નહોતું કે નહોતી એની એવી આમદાની. ખોટે રસ્તે એ જે ધન કમાતો એ ધન ક્યારેય એની પાસે નહોતો રાખતો. એ ધનમાંથી રોજ ગરીબોનાં ઝૂંપડાંના બાળકોને નાસ્તો મળતો, કોઈવાર નવા કપડાં મળતા તો કોઈવાર બાળકોને સહેલગાહની મોજ પણ મળતી.

દિનુની આ પરોપકારવૃત્તિ બધાને ગમતી એટલે તો એની એ ગુંડાગીરી બધાં ચલાવી લેતા. બધાને ખાતરી હતી કે ગમેતેમ તોય દિનુ કોઈ હલકી કોટિનો મવાલી તો નહિ જ બની શકે. તેના માબાપનું ખાનદાન ચોમેર વખણાતું. અને બધા એ જ રીતે વિચારતા કે સંજોગોએ, પરિસ્થિતિએ દિનુને મજબૂર કરી દીધો લાગે છે. દિનુની રંજાડ, એની લોકોમાં વ્યાપેલી બેઆબરૂ વધતી જ ગઈ. એ ચોરી-છીનાળીમાં નહોતો સંડોવાયો છતાં ગામની બહેન-દીકરી એના રસ્તામાં ક્યારેય સામે ન ચડતી એ એના ગવાઈ ગયેલા નામને કારણે દિનુની મહત્તાની તો એ મોટી વાત હતી. એનાં યશોગાન કોઈ ગાતું નહોતું છતાં જ્યારે નીતિનાં ખેરખાંઓ કંઈક વાત કરવા બેસતાં ત્યારે દિનુને માટે અક્ષરેય ઉચ્ચારી નહોતાં શકતાં.

પણ એક દિવસ અચાનક દિનુ અદૃશ્ય થઈ ગયો. એનું તાકાત-ભરપૂર શરીર સશક્ત તો હતું જ. એને કોઈ રોગ તો શું, કોઈ માંદગીય સતાવી શકે તેમ નહોતી. એટલે એના મૃત્યુની—કમોતના મૃત્યુની તો કોઈ કલ્પના જ નહોતું કરી શકતું. પણ એના અદૃશ્ય થવા સાથે ગામ આખાને નિરાંત હતી. કોઈને એની પડી નહોતી એવો દેખાવ બધાં કરતાં, પણ એ માણસ એની માણસાઈથી આખા ગામના દિલમાં પ્રવેશી ચૂક્યો હતો. એક વરસ, બે વરસ, પાંચ વરસ—પણ દિનુનું નામનિશાન ન મળ્યું. એ નહોતો છતાં જાણે એના વિના કોઈનેય ચાલતું નહોતું. અને એટલે જ એની ગેરહાજરી બધાને સાલી. એ પાંચમાં પૂછાતો કે પૂજાતો માણસેય નહોતો, છતાં એક એવો માણસ હતો કે જાહેરમાં નહિ તો ય ખાનગીમાં લોકોમાં એના નામનું મહત્ત્વ હતું.

મારે એ વખતે જ વિદેશ જવું પડ્યું એટલે ત્યાર પછીની વાતને આગળ લંબાવવા મેં દિનુને કહ્યું. ડીલક્સ ટ્રેઇન એની ખુમારીથી વેગે દોડતી હતી. દહેરાદૂન હજુ ખૂબ દૂર હતું. અમારે વાતોય હજુ તો ઘણી બાકી હતી.

'એ પછીની વાત બહુ લાંબી નથી.'

'ટૂંકી હોય તોય એ જ મહત્ત્વની હશે.' કહીને મેં દિનુને વાત કરવા જાણે વિનંતિ જ કરી.

'હું એક દિવસ અચાનક એવા માણસ સાથે થઈ ગયો કે એની પાસે મારું કશું વ્યક્તિત્વ જ ન રહ્યું. હું દિનુ જ મટી ગયો.', કહેતાં એનું મોં એકદમ વીલું થઈ ગયું.

અમારા જીવનની શરૂઆતની સોબતને મેં ભૂતકાળમાં પ્રવેશીને નિહાળી લીધી ત્યારે દિનકરરાયને બદલે ત્રીસ-પાંત્રીસ વરસ પહેલાંનો ખખડધજ અને અણનમ ઘડી પહેલાંનો જે દિનુ જોયેલો એ જાણે અલોપ થઈ ગયો. એની કહાણી એ જ ઢીલાશથી આગળ વધી:

'એ માણસે મારા પર જાણે ભૂરકી જ નાખી દીધી.

હું જાણે હું જ ન રહ્યો. મારી શક્તિ બધી હણાઈ ગઈ. અને એ મને ક્યાં લઈ ગયો, કેવી રીતે લઈ ગયો એય મને યાદ નથી આવતું. પણ દરિયાની મુસાફરી કર્યાનો આછો ખ્યાલ આવે છે. હું વતનથી દૂર દૂર ધકેલાઈ ગયો. ત્યાં જઈને તો હું સાવ નવા મુલકમાં અટવાઈ ગયો.

'દેશ જુદો, વેશ જુદો, માણસ જુદા, ભાષા જુદી, હવા જુદી—બધુંય જુદું. અને એમાં મારા જેવો એક જુદો માણસ જઈ ચડ્યો. જે માણસ સાથે હું ગયો હતો તે માણસની શક્તિ, દૃષ્ટિ, સમૃદ્ધિ, શીકલ બધું વિશિષ્ટ હતું. અને મારી ઇચ્છા નહોતી તો ય મારે વતનથી દૂર દૂર જવું પડ્યું.

'જેની સાથે હું ગયો હતો તે માણસ નહોતો, માણસમાં છુપાયેલો દેવ હતો એ તો મને ત્યાં ગયા પછી ખબર પડી. મને સાવ બદલી નાખનાર એ માણસને મેં હજુ સુધી ઉચ્ચસ્થાને એટલા માટે જ બેસાડ્યો છે. મારામાં ધરમૂળથી મોટું પરિવર્તન થયું એને માટે એ માણસ આભારી છે. મારું તન મન અને ધન બદલાઈ ગયું. કોણ જાણે એ માણસે મારામાં શું જોયું તે મને એણે દરેકે દરેક વાતથી વાકેફ કર્યો. એના ધંધાની દરેકે દરેક છૂપી ચાવી બતાવી દીધી. હું એક રાતમાં જ શાહ સોદાગર બની ગયો.'

દિનુના મુખ ઉપર લોકજીભે રમી રહેલા દિનકરરાયનું તેજ તરવરી ઊઠ્યું.

'પણ આમાં તો તારું જીવન-સત્ત્વ જ જાણે ઊડી ગયું કહેવાય, નહિ?' એની વાત પૂરી થઈ હોય તેમ મને લાગ્યું એટલે મેં પૂછ્યું.

'સત્ત્વ કોહેલું હતું એમ કહે. સાવ ભૂખડીબારસ જિંદગીમાં મારે બીજું હતુંય શું? મારે કોઈનો મેળ પણ ક્યાં હતો? અને સત્ત્વનો મેળ કોઈ સાથે ન ખાય ત્યારે કેવા હેરાન પરેશાન થઈ જવાય છે એ સત્ય તારા ગળે જલદી નહિ ઊતરે. પણ એ હકીકત છે. સત્ત્વને સીંચવા, સત્ત્વને સંસ્કારવા, સત્ત્વને શણગારવા મારે વતનથી દૂર વસવું પડ્યું હતું એમ હવે મને લાગે છે.'

'તું ધનને જ જીવનનું સત્ત્વ ગણે છે?'

'ના, ધન તો એ વખતેય હું મેળવી શકતો—બધાંને વહેંચી શકાય તેટલું. અને આજે તો વહેંચી વહેંચીને જ હું દિનકરરાય બન્યો છું.'

'પૈસો જ એકલો માણસને મહાન બનાવે છે?'

'પૈસો એકલો નહિ, માણસની મહત્તા એની માનવતામાં છે, એ માનવતા તેનામાં હોય, અને પૈસો આવે કે પૈસો વધે તો એની મહત્તા અનેરી જ હોય છે. એ મહત્તા આડે કોઈ ઊભું રહી શકતું નથી.'

'પણ તારો આ બધો પૈસો હકનો તો ન જ કહેવાય ને?'

'એટલે જ હું મારી જાતને ધનવાન કહેવડાવતો નથી. મારું ધન મેં મારું ગણ્યું જ નથી. હું ગરીબમાં ગરીબ માણસ તરીકે રહું છું એની ખાતરી કરવા મારે ઘેર આવજે. હું કહીને તારી જિજ્ઞાસા ખૂટી નહિ કરી નાખું.'

અને અમારી ઘેરાતી આંખો હવે વાતો આગળ લંબાવી શકે એમ નહોતી એટલે અમે બન્નેએ અઠવાડિયા પછી દિનુને ઘેર મળવાનું નક્કી કર્યું.

*

'ગરીબાઈમાં માને છે તો ડીલક્સની પહેલા વર્ગની મુસાફરી, આ શ્રીમંતાઈના પ્રતીક જેવો બહારનો પહેરવેશ વગેરે શા માટે?' અઠવાડિયા પછી હું દિનુનો મહેમાન બન્યો ત્યારે મેં પહેલો જ પ્રશ્ન એને પૂછી લીધો.

દિનુયે જાણે આ જ પ્રશ્નની રાહ જોઈ રહ્યો હોય તેમ તાત્કાલિક એણે જવાબ આપી દીધો: 'માણસ જે કરે છે, જે બતાવે છે તે એને ગમે છે, એવું તે ઇચ્છે છે એવું હોતું નથી.'

'તો તો એ દંભ જ કહેવાય.'

'આપણે બધાં દંભ સિવાય જીવનમાં બીજું આચરી પણ શું શકીએ છીએ?'

'પણ તારા જેવાનો દંભેય સ્વાર્થી કહેવાય.'

'એ કઈ રીતે ?' દિનુએ આશ્ચર્યચકિત થઈને પૂછી લીધું.
'દંભ તું તારા માટે કરે છે તેથી.'
'તો તો એ દંભ ન જ કહેવાય ને ? બીજાને બતાવવા માણસે પ્રયત્નો કરવા પડે તેને આપણે દંભ કહીએ છીએ. જ્યારે હું તો મારું મૂળ સ્વરૂપ જ બીજાને બતાવું છું. બહારનું સ્વરૂપ જ મારું સાચું સ્વરૂપ છે—લોકોની નજરે. મારી નજરે તો મારું અંગત જીવન જ સાચું સ્વરૂપ છે.'
'આવા બાહ્યાંતર જુદા અંચળા રાખવાની જરૂર કેમ પડી ?'
'દુનિયામાં રહેવા માટે. લોકોને ગમે છે તે રીતે હું લોકોમાં રહું છું. મને ગમે છે તે રીતે મારામાં રહું છું.'
'તું તો યોગવાણી ઉચ્ચારે છે !'
'આપણો યોગ એ જ હોઈ શકે ને ? આપણે ક્યાં દેવ છીએ ?',
'દેવો યોગ નથી જાણતા, તપસ્વીઓ જાણે છે'
'દરેક માણસ તપસ્વી બની શકે. તપસ્વી બનવા માટે વનનો વાસ કે સર્વસ્વનો ત્યાગ જરૂરી નથી'
'માણસને વાતાવરણને અનુકૂળ થવું પડે છે. એ તેને ન આવડે એટલી ખામી એના તપની, એના યોગની અને એટલે જ યોગને તારા જીવનમાં તું વણી શક્યો છે. માણસનાં કર્મો, એનાં કૃત્યો એને દેવ ભલે ન બનાવી શકે, પણ સાચો યોગી, સાચો તપસ્વી તો બનાવી જ શકે.'
'પહેલી જ વાર મારે ત્યાં મહેમાન બન્યો છે એટલે મારા હાથની રસોઈ તને ખવડાવવાની ઇચ્છા છે બોલ. ભાવશે ને ?' દિનુના એ નિમંત્રણમાં મિત્રપ્રેમનો સાચો રણકો હતો.
'તારા હાથનું જ હું તો ખાવાનો છું.'
'મારું સાદું ભોજન તને માફક આવશે ને ? ખૂબ ઓછી જરૂરિયાતોમાં હું જીવું છું એટલે મારા ખોરાકમાં હું કશો ફેરફાર કરતો નથી. અને મારે અંગત મહેમાન કોઈ હોતું નથી એટલે બધાને મારે રસોડે જ મોકલી આપું છું. ત્યાં જોઈએ તે દરેક જાતનું ભોજન મળી રહે છે.'
'મને તો તારા હાથનો બાજરી–જુવારનો રોટલો ને છાશ ખૂબ ભાવશે' વરસો પહેલાં એના ઘેર કેટલીયવાર અમે સાથે બેસીને જે ખાધેલું તે યાદ આવ્યું.

જમીને અમે થોડીવાર આડા પડ્યા ત્યારે એક વધુ વાત પૂછવાનું મન હું ન રોકી શક્યો : 'દિનુ, આખી જુવાની ચાલી ગઈ એનો અફસોસ તને ક્યારેય નથી થતો ? ક્યારેય કોઈ કુમળા ખૂણાની—કુમળી હુંફની જરૂર જ નથી લાગી ?'
'તેં ન પૂછ્યું હોત તો ય આ વાત મારે કરવી પડત.' એમ કહેતા મને ઊભો થવા ઈશારો કર્યો.
વિશાળ ઈમારતના બગીચાના ખૂણાની એ ઝૂંપડી જેવી જ ઓરડી હતી. ગરીબમાં ગરીબ માણસને હોય તેટલી એ નાની ઓરડીમાં જરૂરિયાતો હતી. અને છતાં રાજમહેલ જેવી ઈમારતનો માલિક દિનુ હતો. મહેમાનો, ધંધાદારી સંબંધીઓ અને કોઈ દીનદુખિયાના વિસામા માટે એ આખી ઈમારતનો ઉપયોગ થતો. એની વ્યવસ્થા સંભાળનાર અનેક માણસો રોકવામાં આવેલા. દિનકરરાયનું નામ એ ઈમારતની નાનકડી દુનિયાને લીધે એટલું બધું જાણીતુ થયેલું કે બધે એ નામનો ડંકો વાગતો.
'દિનુ સાથે, તેની પાછળ હું ગયો. એટલા બધા માણસોની અવરજવરવાળી એ ઈમારતનો એક ભાગ સાવ એકાન્તમાં હતો ઘટાભરી વિશાળ ઝાડીમાં આવેલો એ ભાગ જાણે કુદરતનો રમ્ય પ્રદેશ હતો. એ ઘટામાં એક સરસ મઝાનું મંદિર હતું. ભક્તિરસમાં લીન થવાય એવું રમ્ય વાતાવરણ હતું. એ મંદિર પાસે કોઈ માણસ ન દેખાયું. છતાં ત્યાં જે સ્વચ્છતા હતી તે મન હરે તેવી હતી.
મંદિરના બારણા પાસે પ્રવેશતાં જ દિનુનું અત્યાર સુધીનું મૌન એકાએક તૂટ્યું 'આ મારો કુમળો ખૂણો—કુમળી હુંફ.'

બારણું ઊઘડતાં સામે દેખાયેલી પ્રતિમાને પ્રતિમા તરીકે માની શકાય તેવું નહોતું એટલે હું તો દિગ્મૂઢ જ બની ગયો. જીવતી જાગતી નારી ઊભી રહીને આવકારતી હોય, કોઈ પ્રિય સ્વજન પાસે ઊભી હોય એવા મુખ-ભાવવાળી એ પ્રતિમા પ્રતિમા હતીય ખરી અને નહોતી પણ.

આરસ કે પથ્થરમાંથી એ કંડારવામાં આવી નહોતી એટલે એને પ્રતિમા ન કહી શકાય. નારીના કુદરતી દેહને જ મૃત્યુ પછી સાચવી લેવામાં આવ્યો હતો. કાચની પારદર્શક પેટીમાં પૂરવામાં આવ્યો હતો. એ શરીરનો એક અંશ પણ ન કરમાય એ માટે તેને બધી જાતની ઔષધિ અને મસાલાઓથી રક્ષવામાં આવ્યો હતો. બહારની હવાની લગીરેય અસર ન થાય એવી કાચની પેટીમાં એને કંડારવામાં આવ્યો હતો.

એની વાત બહુ મોટી નહોતી. દિનુ સ્ત્રી તરફ પ્રથમથી જ વૈરાગી હતો. સ્ત્રી પુરુષનાં શારીરિક પ્રેમાકર્ષણોથી દુનિયામાં કોઈ અલિપ્ત નથી રહી શકતું. દિનુ જેવો ગુંડાની કોટિનો માણસ એનાથી કેવી રીતે અલિપ્ત રહ્યો એ સમજાયું નહિ. નાનપણમાં એની ગુંડાગીરી સ્ત્રી તરફ ક્યારેય નહોતી ઢળી. અને એટલે જ એ જમાનામાં પણ નીતિનાં ખેરખાંઓએ એને એમની ચુંગાલમાં નહોતો ઝડપ્યો !

એની આ એક જ જીવનસંગિનીની વાત તો વળી કોઈ ઓર નીકળી. પ્રેમના અનેક રંગ બદલતા કહેવાતા પ્રેમીઓ એના પ્રેમ, એની વફાદારી, એની ભક્તિ અને પુરુષ હોવા છતાંય પુરુષથી અસાધ્ય એવી સાધનાને વરેલું તેનું પુરુષત્વ કદાચ ન પણ આવકારે.

'વતન છોડીને મેં બધું મેળવ્યું તેમાંનું જે હું મૂલ્યવાન ગણું છું તે આ.' દિનુ ભક્તિભાવથી બોલ્યો.

'પણ આ તો મૃત નારીનો દેહ છે.'

'એટલે જ એ મારો કોમળ ખૂણો, કુમળી હુંફ બધુંય છે. બહારની દુનિયાનો મહાન દિનકરરાય આ નારી પાસે આવીને દિનુ બની શકે છે.'

મને તો એમ જ કે આ કઠોરકાય પુરુષ સ્ત્રીની કોમળતાની કલ્પના પણ ન કરી શકે. અને મૃતદેહ જોતાં એવું પણ મારા મનમાં થયું કે દિનુની ગંરછટનાએ તો આ નારીને નહિ મારી નાખી હોય ? પણ તેનું છેલ્લું વાક્ય બોલાયું ત્યારે એની પડછંદ કાયાના હૃદયમાં કુમળું ફૂલ ખીલેલું મેં જોયું. અને એને સમર્થન આપતા તેના શબ્દોય સર્યા :

'પ્રેમ, ત્યાગ, ન્યોછાવરી, બલિદાન, સાધના, મિલન, વિરહ બધું જીવતા પ્રેમીની જેમ હું અહીં, આ મંદિરમાં અનુભવું છું. એ જ મારી જીવાદોરીની મુખ્ય ચાવી છે.'

દિનુએ એના આ કોમળ ખૂણા (Soft corner)ની વાત કરી એય જાણે એક અદ્‌ભુત પ્રેમકથા હતી. વરસોથી દિનુને ઝંખતી, જીવનભર એની રાહ જોઈ બેઠેલી એ નારી જ્યારે દિનુ પાસે પ્રેમની યાચના કરવા આવી ત્યારે દિનુએ બીજું કશું પૂછ્યાગાછ્યા સિવાય એને સ્વીકારી લેવાની વાત કરી એ ખુશી જ એ નારીને ખતરનાક નીવડી. એક રાત તો શું, એકાદ કલાકનુંય એ લગ્નજીવન ન કહેવાય. લગ્ન કરીને બન્ને ઘેર આવ્યાં ત્યાં જ એ નારીનો જીવન-સંતોષ, પોતે ધાર્યો પુરુષ મેળવી શકી એવો અપાર આનંદ, માણસની સાધના પછીની સિદ્ધિ એ બધું એ નારી જીરવી શકી નહિ કે કોણ જાણે. પણ ઘરમાં પ્રવેશ કરાવીને જેવો દિનુ એ નારીને હાથ પકડીને બેસાડવા જાય છે ત્યાં જ એના ખોળામાં એ ઢળી પડી—હંમેશને માટે. દિનુએ ખૂબ પ્રયત્નો કર્યા પણ ન તો એ બોલી કે ન એના દેહમાં પ્રાણસંચાર થયો.

દિનુ માટે એ આઘાત નાનોસૂનો ન કહેવાય. જાણે આખું જીવન ધનની અઢળક છોળોમાં હોવા છતાં દીનહીન બની ગયું. તેના જીવનનું ઊંડામાં ઊંડું સત્ત્વ જ જાણે ઊડી ગયું. એ સત્ત્વનો બીજા કોની સાથે મેળ જામી શકે ? દિનુની બધી હેરાની-પરેશાની એ એક જ વાતે કેંદ્રિત બની બેઠી.

એ નારીના દેહનો જ પૂજારી નહોતો. એનો પ્રેમ શરીર કરતાં તો ઘણો આગળ વધ્યો હતો. એનું રૂપ,

પ્રદ્યુમ્ન કચનરાય દેસાઈ

# પ્રકૃતિ-સુધરાઈનાં બીજાં સભ્યો

પ્રકૃતિની સુધરાઈના સભ્યો જેવા કેટલાક પંખીઓની ગયા અંકમા વાત કર્યા પછી એવાં જ બીજા વધુ પંખીઓ વિષે આ હપ્તામાં જાણીતા પંખી વિશારદ માહિતી આપે છે તે દરેકને રોચક થઈ પડશે ..

## ભૂખરો ગીધ

ભૂખરો ગીધ પણ કદમા બદામી ગીધ જેવડો જ માલૂમ પડે છે અને બધી રીતે તે બદામી ગીધને મળતો જ લાગે છે એટલે તેનાથી તેને જુદો તારવવો મુશ્કેલ થાય એ સ્વાભાવિક છે ભૂખરા ગીધની પીઠનો રગ આછો રેતીઓ પીળો કે ધોળાપીળો અને નાગી ગરદન તથા રતાશપડતા પીઠનો ગુચ્છો હોવાથી અને વળી કેટલાકનો રગ પેગળમા આછો પીળો અને કદમા થોડો નાનો જણાય છે જે ભૂખરા રગના ગીધની ઉંમર નાની હોય તેનો રગ ઘેરો અને અંદર પીળાશપડતી લીટીઓવાળો હોય છે જે લીટીઓ પીઠ અને પેગળ બન્ને જગ્યાએ હોય છે આવા રગથી નાની ઉમરના ભૂખરા ગીધ પુખ્ત વયના ભૂખરા ગીધ કરતા જુદા દેખાય છે તેની પાખ અને કેડ ઉપર તથા નીચે કેટલાક ધોળા પીછા રહે છે તેમા ખાસ તો તેની પીઠ ઉપર ધોળો પટો પડતો નથી એ તેને ઓળખવાની ખાસ નિશાની છે આ બધી વસ્તુઓ આ ગીધ જ્યારે ઊડતું હોય છે ત્યારે જણાય છે તેમા કેટલાક ઘેરા બગડીના કથ્થાઈથી માડી રાખોડી પીળાશ પડતા જણાય છે

જ્યારે તે ઊડતુ હોય ત્યારે આછા રગવાળા પેટાળના ભાગો, પાખની નીચેના આછા રગ સાથે ભળી જાય છે આ રગથી તે સામાન્ય ગીધથી જુદો પડે છે આપણે ત્યા સૌરાષ્ટ્રમા બદામી ગીધ ઓછા જોવા મળે છે પણ વધારે પ્રમાણમા આ ભૂખરા ગીધ જ વરતાય છે

તેઓ પોતાના બચ્ચા નવેમ્બરથી એપ્રિલ માસ સુધીમા ઉછેરતા માલૂમ પડ્યા છે, તેના માળા આપણે ગીરનાર ચઢતા દેખાતી ડુગરની સીધી ભીતમા જોવા મળે છે એવી જ રીતે શેત્રુજા અને બરડાની ભીતોમા પણ તેઓ પોતના બચ્ચાનો ઉછેર કરતા દેખાયા છે, ડુગરની સીધી ભીતમા જ્યા પોલ હોય કે બખરાઈ જેવા પાણા હોય ત્યા આ ગીધ પોતાના માળા મોટા સાઠીકડા ચામડા-હાડકા, ઊન અને ચીથરા જેવી વસ્તુઓ વાપરી બનાવે છે જે જગ્યાએ ગીધ માળા બાધી બચ્ચા ઉછેરે છે ત્યા તેઓની ચીખાન એને ચરક પડવાથી કુચડો ર્યો જેવો દેખાવ થઈ જાય છે આમ ધોળાઈ જવાથી આપણી નજર તેના ઉપર ઘણે લાંબેથી પડે છે આવા માળામા તેઓ માત્ર એક જ ધોળા રગનુ ઈંડુ મૂકે છે તેની બચ્ચા ઉછેરવાની મોસમમા ગીરનાર ચડતા હોઈએ તો બચ્ચાનો કેહ કેહ કેક જેવો અવાજ સાભળવામા આવે છે આ બચ્ચા ઊડતા થયા પછી તેનો રગ પેગળ ઉપર પીળાશપડતો રાખોડી હોય છે

આ ભૂખરા ગીધનો આહાર પણ હવા સફ કરવા માટેનો છે એટલે મુડદાલ ઢોરનો છે

ભૂખરા ગીધને અગ્રેજીમા The long-billed vulture કહેવાય છે અને Gyps indicus

---

એનુ શરીર એવુ ને એવુ જળવાઈ રહે એ જોવા માટે એ, મૃતદેહોને જાળવનારા કેટલાક કીમિયાગરો પાસેથી એ શરીર સાચવવાની—એની એકની એક જીવનસગિનીને જીવત જેવી જ સાચવી રાખવા લખલૂટ ખર્ચ કર્યો, આભ-જમીન એક કર્યા એ આજેય નથી માનતો કે આ નારી મૃત છે — જીવની વિદ્યા જાણે એ સાચી રીતે જાણી ચૂક્યો છે

હિનુની સમાધિનો મારે ભગ નહોતો કરવો એટલે હુ એની પૂજાવિધિનો પ્રેક્ષક બનવાને બદલે મદિર બહારની ઝાડીમા ઘૂમવા નીકળી પડ્યો







(Scopoli)એ તેનું વિજ્ઞાનિક નામ છે.

### ગીધ

ગીધના કદમાં આપણે અગાઉ જોઈ ગયાં તે ગીધો કરતાં કદમાં મોટો તફાવત હોતો નથી. વળી એ પણ છે કે આ ગીધ આપણું સામાન્ય પંખી છે. જેનું માથું અને ગરદન પીછાંવિહોણાં રહે છે. પણ તેની ઉપર સફેદ બાલ જેવાં પીછાં છૂટાં છૂટાં આવેલાં જણાય છે. અને ગરદન નીચે અને ઉપર ધોળો ગલપટ્ટો આવે છે. તેની પીઠ ઘેરા કથ્થાઈથી માંડીને લગભગ કાળા રંગની હોય છે. કેડ અને પીઠ ધોળા રંગની અને પાંખનાં પીછાં કાળા રંગનાં તથા ચાંચ અને પગ સલેટીયા રાખોડી અને પૂંછડી તદ્દન ટૂંકી હોય છે. નાની ઉંમરનાં ગીધને સફેદ ગલપટ્ટો હોતો નથી. ઉપરાન્ત એટલો કાળો રંગ પણ રહેતો નથી. એનો ખાસ રંગ મટોડીઓ કથ્થાઈ અને પેટાળ ઉપર સફેદ લકીરોવાળો દેખાય છે. અને પીઠ ઉપર પીછાંનો જે ગુચ્છ રહે છે તે રતાશપડતો માલૂમ પડે છે. જ્યારે આપણે આ ગીધને ઊંચો ઊડતાં નીચેથી જોઈએ ત્યારે આ ગીધ બીજાં તેનાં કુટુંબીથી એ રીતે જુદાં તારવી શકાય છે કે તેના દેહનો ઘેરો રંગ પાંખના રંગ સાથે ભળતો આવતો નથી. અને તદ્દન ઊડતીનાં બચ્ચાં એટલે નાનાં માળો છોડી ઊડવા લાગે તેવાં બચ્ચાં ભૂખરા ગીધની સાથે ઘણી રીતે મળતાં આવે છે. જ્યાં ઢોર મરતાં હોય ત્યાં આ ગીધનો અડ્ડો જરૂર દેખાય છે. જેમકે મુંબઈ જતાં વાંદરાના કતલખાના ઉપર ગીધની સંખ્યા અવશ્ય બેઠેલી નજરે ચડે છે. અને હરિજનો મરેલાં ઢોરનું ચામડું પાડતાં હોય તે જગ્યા ઉપર પણ તેની વસાહત બનતાં સુધી હોય છે જ. રાતના બશીરાને સમયે તેઓ જુદાં જુદાં વસવાનું પસંદ કરતાં નથી. કાં તો એક જ વૃક્ષ ઉપર અથવા તો નજીકનાં વૃક્ષ ઉપર બેસી રાત વીતાવે છે. પણ તેઓની ખાસીયત બીજા પંખી માફક એક જ બશીરા ઉપર ભેળાં થવાની નથી, એ તો જ્યાં પેટપુરણ ખાજ મળી ગયું હોય ત્યાં જ નજીક જ રાત પસાર કરી નાખે છે. જે વખતે ઊંચાં ઘરનાં છાપરાં અને વૃક્ષો કે ડુંગર ઉપર આવેલા ઊંચાં પથ્થર તેની બેઠકનાં ખાસ સ્થાન છે. તડકો તપે ત્યારે તેઓ ગગનમાં ગેડા મારી પોતાના ખાજ માટે પોતાની તીવ્ર નજર રાખતાં રહે છે. એ ઉપરાંત પેટ ભરેલું હોય ત્યારે પોતાની પાંખ અને પીંછાને તપારો આપવા પણ ગેડા મારે છે કે જેથી કરીને મરેલા જનાવર ઉપર ચોંટેલી જીવાત પોતાની ઉપર ચડી ગઈ હોય તે તપવાથી ઊખડી જઈ ખરી જાય છે. આ ગીધની ખાસીયત એવી કે એક ગીધની નજર ખાજ ઉપર પડી જાય એટલે આસપાસનાં બીજાં ગીધોને તેની ઉપર ગેડા મારીને ખબર આપવાની છે.

આ માફક ગેડા મારતા એક ગીધને આસપાસ ફરતા બીજાં ગીધો જોઈ જાય એટલે તેઓ પણ એક વાર ઊડી પેલા ગીધનું જ્યાં ઉતરાણ થયું હોય ત્યાં આવવા લાગી જાય છે અને જોતજોતામાં તો અવકાશમાં એક ગીધ નહોતું જોવામાં આવતું ત્યાં તેની જમાત આવી લાગે છે અને ઢોર મરીને કોહવાય તે પહેલાં તો ન ધારીએ એટલા થોડા સમયમાં તે મરેલા ઢોરનું ખોખું જ અને ન ગળી શકાય એવાં હાડકાં જ બાકી પડેલાં માલૂમ પડે છે. આમ જ્યારે ગીધો આવતાં હોય ત્યારે તેની પાંખનો સુસવાટો કરતાં ધબોધબ ખાજ ઉપર કાં તો સીધાં કે એકાદ ગેડો મારી ઊતરી પડે છે. જ્યારે ખાવામાં મશગૂલ થઈ જાય છે ત્યારે તેઓ આપણાથી ડરતાં પણ નથી. ઘણી વખત ગામ પાસેનાં કૂતરાં પોતાનું ખાજ આ ગીધ ખાઈ જાય છે તેમ માની તેઓને ઉડાડે છે પણ પછી તો તે કૂતરાને પણ ગાંઠતા નથી અને વળી પાછાં થોડે દૂર ઊડીને બેઠાં એટલે પાંખો પહોળી કરી ખાજને ફાડવા મંડી પડે છે. વરસાદમાં ભીંજાયા પછી તેઓ પોતાનાં પીંછાં સૂકવવા માટે પાંખો પહોળી કરીને બેઠેલાં જોવામાં આવે છે. એવી જ રીતે સખત ગરમીમાં બહોળા પાણીમાં નહાઈને પણ પીંછાં સૂકવે છે.

ગીધની વસ્તી ભારતભરમાં છે. અને તે પણ એક સામાન્ય પંખીની ગણતરીમાં આવે તેટલી છે.



પ્રકૃતિસુધરાઈનાં બીજાં સભ્યો

ઓક્ટોબરથી માર્ચ માસમાં આ ગીધ પોતાનાં બચ્ચાં ઉછેરે છે, પણ ખાસ કરીને શિયાળાના મહિનામાં તેનાં બચ્ચાં જોવામાં આવે છે. તેઓ વસાહતમાં માળા બાંધે છે. આવી વસાહત માટે મોટા વડલો કે પીપરના વૃક્ષ ઉપર પસંદગી ઉતારે છે અને કેટલીક વખત પાસે પાસે ઊગેલાં વૃક્ષ ઉપર પણ તેના એકેક માળો હોય છે. પોતાના દેહના વજન પ્રમાણે માળો બાંધવા માટે જાડી ડાળનું બેસાણું જોઈને માળો બનાવે છે. તેના માળામાં સાંઠિકડાં, લીલાં પાંદડાવાળા ડાળખાં, ચીંથરા, ઊન, વાળ વગેરે વસ્તુઓ વાપરે છે અને વચ્ચે ઇંડા મૂકવાની જગ્યા પ્રમાણમાં ઊંડી રાખે છે જેથી સેવણ ઉપર બેઠેલ પંખી ખાસ વરતાય નહિ. માત્ર તેનું માથું અને પૂંછડી જ જોવામાં આવે છે અને ડરીને તે પણ ખૂબ જ અંદર લઈ લે છે. તેના ઈંડાની સંખ્યા એક અથવા બે જ હોય અને રંગમા સફેદ હોય છે. માંસાહારી પંખી માત્રની પીખાવ સફેદ ચૂના જેવી ધોળી અને પાણી જેવી હોવાથી વૃક્ષ તેનાથી ખરડાઈ જાય છે અને તેઓ પણ તેના પીંછાં બગાડે છે આમ પીખાલથી ખરડાએલા વૃક્ષનું આયુષ્ય લાંબુ ટકતું નથી. ગીધનો આહાર તો ખૂબ જાણીતો છે. તેનો આહાર મુડદાલ માસનો છે—પછી તે જનાવરનું હોય કે માછલીનું હોય. આવા મરેલા ઢોરને તેઓ નરમ જગ્યા જોઈ પહેલા ત્યાંથી પોતાની મજબૂત ચાંચથી ફાડવાનુ શરૂ કરે છે અને જોતજોતામા તો તેઓની સંખ્યા આખા ઢોરને થોડા સમયમાં માત્ર મોટા હાડકા સિવાયનો તમામ ભાગ ખાઈ જાય છે આવા મરેલા જનાવર આગળ લગભગ આપણે જોઈ ગયા તે તમામ જાતના ગીધનો સમૂહ જોવામાં આવે છે પણ તેમા સૌથી વધારે પ્રમાણમાં તો આ ગીધની સંખ્યા જોવામા આવે છે આ ગીધની ખાસીયત સમુદ્ચારી છે છતા વધારે ખાવાનું મળે તે જગ્યા અને બીજા ગીધ પાસેથી આહાર ખુંચવી લેવા ખીખીયાટા અને તકરાર જેવું થયા કરે છે જે વખતે એકબીજાને ડરાવવા પાંખો પહોળી કરે છે અથવા તો એક ગીધ ખાવાનું તોડતુ હોય તો બીજાને દૂર રાખવા લાત પણ મારતા દેખાય છે ગીધ વિચિત્ર ડગલાં ભરી ચાલે પણ ખરાં અને કૂદતાં કૂદતાં પણ ખાજ પાસે આવે છે તે સમયે તે પાંખો પસારી રાખે છે. તેનો સ્વભાવ અકરાંતીઓ એટલો છે કે એટલું બધું પેટ ભરી લે કે પછી ઊડવાના હોશ રહે નહિ. જેથી કેટલાંક તે જ ઠેકાણે જમીન ઉપર રાતવાસો રહી જાય છે. આ ગીધના મરેલા દેહને તેની જાતનાં ગીધ પણ ખાતાં નથી એ ઉપરાંત બીજાં કોઈ તેને ખાતાં નથી એવું થાય છે. આ ગીધને અંગ્રેજીમાં The White-backed vulture અથવા The Common vulture કહેવાય છે જ્યારે Gyps benghalensis (Gmelin) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### સફેદ ગીધ

કદમા સફેદ ગીધ આપણી સમળી જેવડું કહી શકાય તેનો રંગ તેના નામ ઉપરથી સહેજે ખબર પડી જાય એવો છે. પણ પાંખમાં કાળાં પડ રહે છે. ચહેરો અને ચાંચ નારંગી રંગનાં, તેમાં ચાંચ લાંબી પાતળી અને છેડે વળેલી રહે છે. પગનો રંગ મેલો પીળો હોય છે. તેનું તાલકું પીંછાવિહોણું અને ગોડ ઉપરથી પીંછા શરૂ થાય છે. નાની ઉંમરનાં સફેદ ગીધનો રંગ સફેદ હોતો નથી. એનો રંગ મટોડીઓ કથ્થાઈ એટલે લગભગ સમળી જેવો તે ઉપરાંત માથા ઉપર વધારે ભાગમા પીંછાં રહે છે. જ્યારે ચહેરાનો રંગ સફેદ પીળો માલૂમ પડે છે. બીજે વરસે આ પંખી પોતાનો રંગ બદલે છે. તેમાં તે અડધાં ધોળાં અને અડધાં કથ્થાઈ રંગવાળાં જણાય છે. પણ તેમા થોડું કાળા રંગનું મિશ્રણ રહે છે. જેથી તે અબલખ રંગના વરતાય છે. સામાન્ય ખાસીયતમાં આ ગીધ લગભગ જોડીમાં ફરવાનું પસંદ કરે છે. પણ બીજી ખાસીયતમાં તે બીજાં ગીધને મળતાં આવે છે. ઉડાન પણ બીજાં ગીધ જેવી પણ તેની પાંખો વધારે અણીદાર હોય છે. પૂંછડીમાં ખાંચો રહે છે. બીજાં ગીધ માફક નર માદામાં તફાવત જણાતો નથી.

સફેદ ગીધનો દેહ હલકો હોવાથી તે પોતાની જાતને હવામા તરત ઊંચકી લઈ શકે છે. અને બહુ થોડા



સમયમાં અદ્ધર ચડી ગેડા મારવા લાગે છે. પણ તે બીજાં ગીધ જેટલી ઊંચાઈએ ચડતાં જોવામાં આવ્યું નથી. પથરાળ કરાડો ઉપર વસવાનું તેને ખૂબ ગમે છે. એ જ માફક વગડામાં અને કાંટમાં પણ આનંદથી વસે છે. સૂકાં રણ અને ભાલપ્રદેશમાં પણ તે ખુશીથી વસે છે. તેના આહારમાં બધા પ્રકારની ગંદકી તે પેટમાં પધરાવી દે છે અને ગામડાની આસપાસ થતી ગંદકી તે બરાબર ઓછી કરી ખરેખર મનુષ્યની સુંદર સેવા બજાવે છે.

ઈરાનથી ભારત અને સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છમાં તે વસે છે. અને જ્યાં જોવામાં આવે છે ત્યાં તે સામાન્ય પંખી ગણાય છે. આવું જ એક મોટું સફેદ ગીધ શિયાળો પસાર કરવા આવે છે. એટલે પ્રવાસી છે. તેનું કદ આપણે ત્યાં થતા સફેદ ગીધના કદ કરતાં મોટું હોય છે. અને તેની ચાંચ શીંગડીઆ રંગની અને છેડો કાળા રંગનો હોય છે.

આપણે ત્યાં વસતાં સફેદ ગીધનો માળો શોધવાનો સમય ઓકટોબરથી જુલાઈ માસ છે પણ ઘણે ભાગે તેના વધારે માળા તો શિયાળામાં જોવામાં આવે છે. તેની માળો બાંધવા માટેની પસંદગી ઘણી જગ્યા ઉપર ઊતરે છે. તેમાં છજાં, સીધી કરાડની ભીતમાં આવેલી બખોલ અને વૃક્ષનો સમાવેશ થાય છે. કાંટમાં નાના બાવળ ઉપર પણ માળો બાંધી લે છે. કદમાં આ માળા બહુ મોટા હોય છે. આ માળા બનાવવામાં સાંઠીકડાં, ચીંથરાં, ઊન અને એવી વિચિત્ર વસ્તુઓનો સમાવેશ થાય છે. તેમાં તે જોડી રતાશપડતાં કથ્થાઈ રંગનાં બે ઈંડાં મૂકે છે. અને કેટલાંક ઈંડાં સફેદ રંગનાં પણ મળી આવે છે. સફેદ ગીધની જોડી જ્યાં માળો બાંધે ત્યાં બીજી જોડીને વસવા નથી દેતાં. એને તો પોતાની જગ્યામાં બીજાં સફેદ ગીધ ન જોઈએ. તેનો આહાર લગભગ તમામ વસ્તુનો છે. ગીધ બાકી રહેલા હાડપીંજરમાંથી પણ પોતાનું પેટ ભરી લે છે. હાડકાંના ઢગલામાંથી પણ પેટ ભરતાં જોવામાં આવે છે. અને સુઘરાઈનું ખાતર નાખવામાં આવતું હોય ત્યાં તો તે અચૂક દેખાય છે.

મેં ઘણે ઠેકાણે જણાવ્યું છે કે દક્ષિણમાં જે પક્ષીઓ પક્ષીતીર્થમાં આવે છે તે આ સફેદ ગીધ છે.

સફેદ ગીધને કેટલાક ખેરો કે ઘોઘડ પણ નામ આપે છે. અંગ્રેજીમાં તેને The Neophrone અથવા The white scavanger vulture કહે છે જ્યારે તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Nephrone percnopterus Ginginianus (Latham) કહેવું જોઈએ. જ્યારે પેલા મોટા સફેદ ગીધને The large scavanger vulture અને Neophrone percnopterus percnopterus એ એનું વિજ્ઞાનિક નામ છે.

☆

હવે મોંઘા યંત્રો, કલાત્મક વસ્તુઓ, ખરડ–ભાંગી જાય તેવી સાધનસામગ્રી, ચીની માટીનાં વાસણો અને કાચની કિંમતી ચીજ વસ્તુઓને સહેજ પણ આંચ ન આવે એમ સંપૂર્ણ સલામત રીતે પેકીંગ કરવાની નવી રીત શોધાઈ છે. આ પેકીંગ હવાથી કરવામાં આવે છે. પ્લાસ્ટીકના પારદર્શક વાસણમાં જે વસ્તુને પેક કરવાની હોય તેને મૂકવામાં આવે છે. આ વસ્તુને બે પડ હોય છે અને એની વચ્ચે પંપથી હવા ભરવામાં આવે છે. આ પછીથી તેને સીલ કરી દેવામાં આવે છે, ખાસ તો જે ચીજ વસ્તુઓને જાળવીને પરદેશ પહોંચાડવાની હોય એના માટે આવું પેકીંગ કરવામાં આવે છે. આ પેકીંગ પારદર્શક હોવાથી બીજો એક ફાયદો એ થાય છે કે વિદેશમાં જકાત માટે જ્યારે બધી વસ્તુઓ તપાસવામાં આવે છે ત્યારે આ પેકીંગ ખોલવાની જરૂર રહેતી નથી.

**'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**



ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# સ્ત્રીની શારીરિક કરુણતા

નારીના દેહને જેટલું આ દુનિયામાં મહત્ત્વ અપાય છે, તેને સાચવવા, સંરક્ષવા જેટલું કરાય છે એના પ્રમાણમાં શારીરિક પોષણ, નિશ્ચિતતા મળતાં હોય તો? જાણીતા દાક્તર-લેખક આ લેખમાં સ્ત્રીના શરીરની રચનાનો ઊંડો ખ્યાલ આપે છે ..

જીવન અને જનનના કાર્યકારણની પરંપરા પાછળ જાતીય ભાવો રહેલા છે. સ્ત્રી પુરુષનુ પરસ્પર આકર્ષણ એ માનવજીવનનું મહાસત્ય છે. આ આકર્ષણ ઉપર માનવ પ્રજનનનો આધાર છે. માનવ એકલો નહીં પણ સકલ જીવસૃષ્ટિ એ આકર્ષણ વડે જ જીવંત રહે છે. સૃષ્ટિનો ઉદ્‌ભવ એ જ પુરુષ અને પ્રકૃતિના આકર્ષણનું પરિણામ છે. માનવીના સમસ્ત જીવન ઉપર જાતીય (Sexual) કામગીરી પથરાયેલી દૃશ્યમાન થાય છે. આપણી સઘળી કૃતિઓ, હલનચલન અને વર્તનમાં આ કામગીરી વ્યાપેલી હોવાનું ફ્રોઈડ માને છે.

આ કામગીરીના પ્રતાપે સ્ત્રી અને પુરુષનો નિકટતમ સંસર્ગ અનિવાર્ય બને છે. આ સંસર્ગમાં અનિર્વચનીય આનંદ પ્રાપ્ત થાય છે. એ આનંદમાં દેહસુખ પરાકાષ્ઠાએ પહોંચે છે. અરે, દેહસુખ કરતાંય અધિક મન, હૃદય અને ઊર્મિઓની સમગ્રતાને આવરી લેતું આત્મરત સુખ પ્રાપ્ત થાય છે.

આ સુખના સાધનરૂપ આપણાં પ્રજનન અંગો છે. સકલ જીવ સૃષ્ટિમાં, માનવીમાં અને તેમાંય સ્ત્રીઓમાં આ અંગો વિકાસની ઉચ્ચ કક્ષાને પામેલાં છે. માનવીનો બૌદ્ધિક વિકાસ થવા સાથે વિચાર કરવાની શક્તિ જટિલ બનતી ગઈ તેમ વંશવેલો ચાલુ રાખવાની તેની સહજવૃત્તિને પોષણ આપવા માટે પ્રજનન અંગો ને ઉપાંગોને અતિ સંપૂર્ણ બનાવવાની આવશ્યકતા કુદરતે સ્વીકારી છે.

સ્ત્રી અને પુરુષની જાતીયગ્રંથિઓની નોખી કામગીરી છે. સ્ત્રીઓમાં બે બીજગ્રંથિઓ છે તો પુરુષમાં બે શુક્રગ્રંથિઓ છે. બીજગ્રંથિઓમાં બીજકોષો પેદા થાય છે તો શુક્રગ્રંથિઓમાં શુક્રકોષો. ઉપરાંત આ બન્ને ગ્રંથિઓમાંથી હૉરમોન્સ નામનાં રાસાયણિક દ્રવ્યો સ્રવે છે. જે લોહીમાં ભળી શરીરના દરેકે-દરેક ભાગમાં પહોંચી વળે છે. અને શરીરની કામગીરીઓ ઉપર નોંધપાત્ર અસરો ઉપજાવે છે. તેમનું શારીરિક મહત્ત્વ અતિગણું છે, બલ્કે એમના વિના આરોગ્ય સંભવી ના શકે

માનવીમા જાતીયગ્રંથિઓ મોટી છે. તેમાંથી પ્રજનનક્રિયા થવા ઉપરાંત હોરમોન્સ (આંતરસ્રાવી રસો) પણ સ્રવે છે. પુરુષ કરતાં સ્ત્રીમાં આની અધિકતા છે લોહી દ્વારા જાતીય આંતરસ્રાવી રસો શરીરમાં સર્વત્ર ફરી વળે છે મગજમાં જઈ આધિપત્ય જમાવે છે આથી માનવતંત્ર જાતીય વલણ ધરાવતું બને છે. સ્ત્રી અને પુરુષના આંતરસ્રાવી રસો જુદા અને વિશિષ્ટ હોય છે. આ સ્રાવોના આધારે જ સ્ત્રી અને પુરુષ આવી જાતિઓ અસ્તિત્વમાં આવી છે. પુરુષના આંતરસ્રાવી રસો શરીરના દરેક કોષો અને કામગીરીઓને પૌરુષ આપે છે. ચાલવાની છટાથી માંડી શરીરની સબળતામા તે દૃશ્યમાન થાય છે. વ્યક્તિત્વ, મોટું ધડપણ અને દીર્ઘાયુત્વનો તે પુરસ્કર્તા છે. પુરુષમાં આ સ્રાવો ઓછા હોય-ત્યારે આછાં દાઢીમૂછો, પોચાં હાડકાં અને શિથિલ માંસપેશીઓ હોય છે. જ્યારે સ્ત્રીઓના આંતરસ્રાવી રસો સ્ત્રીઓને પુરુષોને મુખ્ય આકર્ષણરૂપ થઈ પડતુ મનોહર સ્ત્રીત્વ અર્પે છે. સ્ત્રીઓમાં સ્રાવોની કમીનાને લીધે સાંકડો બસ્તિપ્રદેશ, નાનાં ને ઢીલા સ્તન, અનાકર્ષક બેડોળ શરીર અને દૂબળું સ્ત્રીત્વ પ્રાપ્ત થાય છે.

માતાના ઉદરમાં બાળકની જાતિ નક્કી થયા અગાઉ આંતરસ્રાવી રસોનું બળ વરતાવું શરૂ થાય છે. જન્મ બાદ તે પ્રબળ બને છે અને જાતીય પુખ્તતાની ઉંમરે તે પૂર્ણ પ્રભાવશાળી બને છે. અને જીવનના દરેક ક્ષેત્રમાં તે અસરકર્તા નીવડે છે. જાતીય ગ્રંથિઓનો

સ્રાવ એ શક્તિનો ઝરો છે. એના બળના પ્રતાપે યુવાન શરીરનો થનગનાટ ને માંસપેશીઓની તાકાત પ્રાપ્ત થાય છે. વ્યક્તિમાત્રના જીવનનો સર્જનાત્મક અને સક્રિય ગાળો આ સ્રાવોના પ્રભાવ નીચે પસાર થાય છે. એટલું તો ચોક્કસ કે કામના પ્રભાવમાંથી કોઈ મુક્ત રહી ના શકે કારણકે તે વિના નથી આરોગ્ય કે નથી જીવન.

પ્રૌઢાવસ્થા ઊતરતાં આ બળ ઘટવા માંડે છે. જાતીય ગ્રંથિઓમાંથી થોડો સ્રાવ લોહીમાં ભળે છે. પરિણામે બધાં જાતીય અંગો કરમાવા માંડે છે. યુવાનીની ચળપતા અદ્રશ્ય થાય છે. માંસપેશીઓ સુકાય છે. ચામડીને કરચલીઓ પડે છે. આત્મા નિર્બળ બને છે. શરીરનાં અંગો ઉપર જાતીય ગ્રંથિઓના સ્રાવોની અસર કમી થવા માંડે છે અને તે બીજા બળની અસર નીચે આવે છે. આ વિઘાતક બળ મૃત્યુનું છે.

સજીવસૃષ્ટિમાં નર અને માદાનાં જોડાં છે તેમ માનવકુળમાં પણ છે. પણ માનવીઓમાં જ જાતીયતાનો તફાવત ઉચ્ચતાને પામે છે. સ્ત્રી અને પુરુષમાં જાતિકોષો વહેંચી આપી જાણે કે પ્રજનનનો ભાર બન્નેમાં સરખા હિસ્સે વહેંચી આપ્યો હોય એમ સમજાય છે. પુરુષના શુક્રકોષો સ્ત્રીના બીજકોષને મળે તે માટે ક્ષણવાર તેનાં માનસિક અને શારીરિક બળો એકઠાં મળે છે પણ ગર્ભાધાન બાદ પુરુષના હિસ્સે આવેલું પ્રજનનનું કામ પતી જાય છે જ્યારે સ્ત્રીના દેહ વિષે અતિગણી લાંબી અને શરીરની બધી કામગીરીઓને સ્પર્શતી ક્રિયાઓની શરૂઆત થાય છે. નવા જીવને પોષવાનું અને તેને ઉછેરવાનું કામ એના દેહ વિષે આવી પડે છે. આ માટે એના શરીર વિષે સાનુકૂળ સ્થિતિઓ પેદા થાય છે. એના સમસ્ત દેહની પુનર્રચના થાય છે. નવા નાનકડા દેહના રક્ષણ કાજે માતાના દેહનાં બધાં બળો કેન્દ્રિત થાય છે. શરીરના બધા અવયવો અને પેશીઓ ઉપર ભાર આવી પડે છે.

આ બધું ગર્ભસ્થ બાળકના હિતમાં છે. માતા માટે તો માત્ર ઉબકા, દાંતનો દુખાવો અને બધા પ્રકારની શારીરિક બેચેની જ છે. નવ માસના ગર્ભાધાન બાદ પ્રસૂતિ આવે છે. પ્રસૂતિને કુદરતી ક્રિયા માનવામાં આવે છે પણ આ ક્રિયાનો સહજ ખ્યાલ કરવામાં આવે તો આ ઉક્તિની અયથાર્થતા સમજાયા વિના ના રહે. ખરી રીતે તો તે મરણઘાંટી છે. પ્રસૂતિ બાદ ગર્ભાશય મોટો ખુલ્લો ઘા બને છે. સાજી સમી સુવાવડ હોય તો પણ એ આખા શરીરને હચમચાવી નાખતી શારીરિક આફત તો છે જ. પુનર્વત સ્થિતિ પ્રાપ્ત થતાં ઘણાં અઠવાડિયાં વીતે છે પણ આ દરમિયાન સ્ત્રીની શારીરિક અવસ્થા તો અસામાન્ય જ રહે છે.

પ્રસૂતિ બાદ બાળકને ધાવણ આપવાનો લાંબો ગાળો આવે છે. જો કે આ કુદરતી ક્રિયા છે છતાંય માતા કાજે તો તે બલિદાન આપે છે. આમાં માતાની પુષ્કળ શક્તિનો વ્યય થાય છે અને તે પોતા માટે નહીં(પણ પોતાનાના માટે હોવાથી) હોવા છતાંય એનું આખું શરીર કામે ચડે છે.

ધાવણની ક્રિયા પૂરી થયે સ્ત્રીનું શારીરિક બલિદાન પૂરું થાય છે પણ આ લાંબો વખત નભતું નથી. વળી પાછી તે જણતરની જાળમાં સપડાય છે. જાતીય પુખ્તતાના ગાળામાં કુદરતે સ્ત્રીને વંશવેલો ચાલુ રાખવાના કામ માટે નિયુક્ત કરી છે. તે આ કામ રાજીખુશીથી સ્વીકારતી હોવાથી તેના માટે આ બધી ક્રિયાઓ સહજ અને સ્વાભાવિક છે.

આ બધી સ્ત્રીના દેહ વિષેની જૈવિક (Biological: શારીરિક) આફતો છે જે તેની પિસ્તાલીસથી પચાસની ઉંમરે દૂર થાય છે. આ ઉંમરે ઋતુનિવૃત્તિ આવી પડે છે. શરીરનાં બધાં બળોનો ભોગ માગતી પ્રજનનની ઉગ્ર કામગીરી બાદ સ્ત્રી જાતીય બળની પકડમાંથી મુક્તિ મેળવે છે. હવે તે વ્યક્તિગત જીવન જીવવાનું શરૂ કરે છે. પણ જાતીય જીવન પૂરું થવાની સાથે તેનું આખું શરીર કરમાવા માંડે છે. શારીરિક અને માનસિક બળોની ઓટ આવે છે. ઋતુસમાપ્તિ પછીનું જીવન જાણે કે માંદગીની પરંપરા જેવું થઈ પડે છે. આથી જ પશ્ચિમી વૈદકના પિતા હિપોક્રેટિસે કહ્યું છે કે 'સ્ત્રીનું સમસ્ત જીવન અખંડિત અંત વિનાની માંદગી જેવું



છે ' આ બાબત ઋતુસ્રાવથી શરૂ થઈ માંડી ઋતુ સમાપ્તિ સુધી ચાલુ રહે છે ઋતુસ્રાવ વખતે સ્ત્રીનુ શરીર અસ્થિર સમતુલામા આવી પડતા માંદગી અને સુખાકારી વચ્ચે ઝોલા ખાય છે પુરુષોમા પણ ઘડપણને લીધે જાતીય કામગીરી બંધ પડતા શારીરિક શક્તિઓ ઘટવા માંડે છે અને આપણે પુરુષોના જીવન પરિવર્તનનો (Change of life) માર્ગ કહી શકીએ પણ મોટા ભાગે તે ધ્યાન દોર્યા વિના પસાર થઈ જાય છે

વંશવેલો ચાલુ રાખવાનો ભાર મેજ તો સ્ત્રી સહન કરે છે આ છે સ્ત્રીજીવનની શારીરિક (જૈવિક Biological) કરુણતા આની સરખામણીમા પુરુષ જીવનની શારીરિક કરુણતા નહીવત્ છે સ્ત્રીજીવનની શારીરિક ઘટનાઓના આધારે એનુ માનસ ઘડાય છે આ માનસના કારણે પતિ પત્ની વચ્ચે ગેરસમજ, ઘર્ષણ અને ઝઘડા ઉત્પન્ન થાય છે આ હકીકત જો કે વાર્તાકારો ને નાટ્યકારોને લેખન માટે સામગ્રી પૂરી પાડે છે અને તેને સામાજિક સ્થિતિના આલેખનરૂપ સ્વીકારાય છે પણ અના મૂળમા પતિ પત્ની વચ્ચે શારીરિક અસમાનતા રહેલી છે પુરુષ એ સ્ત્રીના કરતા અણુ અણુએ જુદો પડે છે

આ શારીરિક અસમાનતા ફક્ત જાતિ (Sex) અને તેના અસમાન જોખમ પરત્વે છે આનો અર્થ એમ નથી તારવવાનો કે એક જાતિ બીજી કરતા ઉચ્ચ કે મહાન છે સ્ત્રી ને પુરુષ સમાન અને સરખા છે

યૌવનારંભ પહેલા બંનેમા વિકાસ માટેની સરખી શક્યતાઓ રહેલી છે પણ ત્યારબાદ સ્થિતિની અસમાનતા અને અસરખાપણુ આવી પડે છે પુરુષ કરતા સ્ત્રીનુ જીવન એના બીજકોષોના ભાગ્ય સાથે ઘનિષ્ઠ સબંધમા છે પુરુષે એના શુક્રકોષો સ્ત્રીના શરીરમા દાખલ કર્યા એટલે શુક્રકોષોની ગતિ સાથે એને નિસ્બત નથી જે કઈ એમને થાય તેની એના શરીર ઉપર કશી અસર પડવાની નથી પુરુષ માટે પિતા બનવુ એ શારીરિક કરતા સામાજિક પ્રત્યક્ષીકરણ છે જ્યારે સ્ત્રીનુ જીવન એના બીજકોષોના ભાગ્ય સાથે અણુતૂટ સબંધમા રહેલુ છે જો બીજમાં શુક્રકોષથી ફલિત થાય તો સ્ત્રીનુ આખુ શરીર બલકે આખી જિંદગી એના કામે જોતરાય છે

ગર્ભાધાનના મૂળમા ઋતુસ્રાવની ક્રિયા રહેલી છે સ્ત્રી જીવનમા પ્રથમ ઋતુસ્રાવ એ અતિ મહત્ત્વનો પ્રસંગ છે અહી એના સુખી બાળપણનો અંત આવે છે જીવનના બીજા તબક્કાની શરૂઆત થાય છે પ્રથમ ઋતુસ્રાવ એ જાતીય પુખ્તતાનુ નિદર્શન કરે છે આ સમયે શરીરની અંદર આવી પડતી જટિલ ક્રિયાઓ આપણી જાણમા તો નથી જ આવતી પણ કન્યાના શરીર ઉપર દૃશ્યમાન થતા બાહ્ય ફેરફારોમા જોઈ થાય છે ચામડી નીચે ચરબી જમા થવાથી શરીર ભરાવદાર બનવા સાથે સ્ત્રીત્વનુ લાવણ્ય ખીલુ થાય છે

જાતીય પુખ્તતાના આરંભથી સ્ત્રીના જીવનમા નિયમિત અંતરે ઋતુસ્રાવ આવે છે ઋતુસ્રાવ એ કઈ ખાલી લોહીનો સ્રાવ નથી પણ એ સ્ત્રીના બધા અવયવોને વધારે ઓછે અંશે અસર પાડતા માસિક તરંગનુ પ્રત્યક્ષ લક્ષણ છે ઋતુસ્રાવના આ તરંગો ધીમેથી પણ નિયમિતપણે તેના શરીરમા ઉદ્ભવે છે અને શરીરના વ્યાપારધર્મો ઉપર ગાઢી અસર ઉપજાવે છે ઋતુસ્રાવ દરમિયાન સ્ત્રીના શરીરમા નીચેના ફેરફારો જોવાય છે (૧) શરીરનુ ઘટેલુ ઉષ્ણમાન (૨) ધીમી નાડી (૩) લોહીનુ ઓછુ દબાણ (૪) મંદ પાચન (૫) સ્તનોમા ફેરફાર (૬) એકાગ્રતા અને ચપળતાનુ કમીપણુ (૭) કેટલીક સ્ત્રીઓ ચીડિયણ અને ભૂખાળવી બને છે એમનાથી સાદો અને ટેવાયેલા કામકાજ તે બેજમેજે અને ઢીલથી થાય છે ઋતુસ્રાવી સ્ત્રી ધીમેથી અને અચકાતી મોટર હાંકે છે ફેટાતા રસ્તાઓ આગળ ગુચવાડામા પડે છે ટાઈપ કરતી સ્ત્રી ધીમેથી અને સભાન હોવા છતા ખોટુ ટાઈપ કરતી હોય છે મહત્ત્વના ફેરફાર જ્ઞાનતંત્ર અને આંતરસ્રાવી ગ્રંથિઓમા થાય છે આ જ અવયવો દ્વારા માનવીએ અસ્તિત્વના સંગ્રહમા શ્રેષ્ઠત્વ અને ઉત્ક્રાન્તિકાળમા સર્વોપરિપણુ પ્રાપ્ત કર્યું છે વળી આ જ અવયવો શરીરની બધી કામગીરીઓ ઉપર મોટો

ઈશ્વરભાઈ પટેલ

# માન્યામાં નહીં આવે

દક્ષિણ ધ્રુવની સફરે નીકળેલા સાગર સાહસિકોની ટુકડીના ખતરનાકતાને છતી કરતી આ એક એવી સાહસકથા છે જે કિશોરો-યુવાનોને તો વાંચવી ગમશે જ, મોટેરાંઓને પણ ગમે તેવી સરળ રીતે અંગ્રેજી ઉપરથી ઊતરી છે......

સને ૧૯૧૫ના ઓક્ટોબરની સત્તાવીસમી તારીખે સાંજના પાંચ વાગવા આવ્યા હતા. ધ્રુવ ખંડને આરપાર આંબવા મથતી એક સાહસિક ટુકડીના સત્તાવીસ સભ્યો, દિવસોથી બરફમાં ભીડાઈ ગયેલા પોતાના વહાણને બચાવવા રાતદિવસ અથાગ પરિશ્રમ કરતા હતા. એ સહુ એવા થાકી ગયા હતા કે યંત્રવત્ એમના હાથપગ ઊપડતા હતા. વહાણને ઉગારવાની હવે કોઈ જ આશા નહોતી એટલે નિરુપાયે મંડળીના નેતાએ વહાણને દૈવના ભરોસે છોડવાના હુકમ આપ્યા. આ હુકમથી કોઈને જરા સરખોય અચંબો ન થયો. કારણ નવ નવ માસથી આ વહાણ બરફના પેટાળમાં ફસાઈ ગયું હતું અને એ બરફ ચારેકોર નાખી નજર પહોંચે ત્યાં સુધી વિસ્તરેલો હતો. આવા આ બરફ-જમાવમાં બિચારું વહાણ, ચૉકલેટમાં બદામ ભરાઈ જાય તેમ ફસડાઈ ગયું હતું.

શરૂઆતમાં એમ આશા હતી કે ધ્રુવીય શિયાળા પછી વસંતનું આગમન થશે એટલે બરફ કંઈક ઓગળશે. અને 'કેદ' થયેલું વહાણ 'મુક્તિ' મેળવશે. વસંત ઋતુ આવી ને ગઈ છતાં કશું વળ્યું નહીં. ઊલટાના બરફના વધુ ડુંગરા વહાણ ભણી ધસી આવ્યા અને એને ઓર ભીંસી નાખ્યું.

દક્ષિણ ધ્રુવ ખંડના બરફમાં આમ ફસડાયેલ વહાણ હતું 'એન્ડ્યુરન્સ' નામે ને કર્મે એ 'સહનશીલ' જ હતું. એના કરતાંય હજારગણી ધીરજ અને સહનશીલતા દાખવનાર હતો આ દક્ષિણધ્રુવખંડીય સફર મંડળીનો નેતા સર અર્નેસ્ટ શૅકલટન, અને એની મંડળીના સત્તાવીસ સભ્યો.

ધ્રુવીય બરફથી પરિચિત એ લોકોએ વહાણના બાંધકામમાં જ અતિશય કાળજી રાખેલી હતી. દુનિયાનું કદાચ મજબૂતમાં મજબૂત વહાણ એવું બન્યું હશે. એનું લાકડું કેટલેક સ્થળે અઢી ફૂટ જાડું હતું અને બરફથી એને રક્ષવા એના પર એક એવા બીજા લાકડાનું પડ મઢ્યું હતું જે લોખંડથી વધુ વજનદાર હતું અને એટલું તો ચવડ હતું કે સામાન્ય હથિયારનો તો એમાં ગજ જ વાગે નહીં. પરિણામે મહિનાઓ સુધી પીસતા ને પકડમાં લેતા બરફ સામે 'સહનશીલે' ટક્કર ઝીલી. આખરે એના પરનું દબાણ અપ્રતિકારી બની ગયું, એનું જબરદસ્ત લાકડું કડડ કડડ કરતું ચીરાવા લાગ્યું અને છેવટે જ્યારે એ ભાંગ્યું ત્યારે મોટા તોપખાના જેવો એનો અવાજ થયો. તૂતક એવડ વળી ગયું, આગલો ભાગ વીસેક ફૂટ ઊંચકાઈ ગયો અને એનાં સૂકાન વગેરે દૂર ફેંકાઈ ગયાં.

વહાણ ખાલી કરવાનો શૅકલટનનો હુકમ મળતાં જ

---

અંકુશ ધરાવે છે.

આ અવયવોની સામાન્ય કામગીરી ઉપર શરીરની તંદુરસ્તીનો બધો આધાર છે. નિરીક્ષણથી માલૂમ પડે છે કે માનસિક ક્રિયાઓ સ્ત્રીની માનસિક સમતુલા ઉપર પ્રબળ અસર ઉપજાવે છે. આંતરિક ઉત્તેજના મુજબ સ્ત્રીના સ્વભાવનું જાણે કે નિર્માણ થાય છે. એમાં ભરતી અને ઓટના ક્રમ યોજાય છે. આ મુજબ સ્ત્રીના સ્વભાવમાં નિર્બળતા, નિરાશા, આવેગશીલતા અને રુદનના ગાળા બાદ પ્રફુલ્લતા, વિનોદ, ઉલ્લાસ અને સુખના દિવસો આવે છે. સ્ત્રીમાત્રના સ્વભાવમાં આવી પડતો આ પ્રકૃતિનો માસિક ફેરફાર તિથિઓની જેમ નિયમિતતાથી આવી પડે છે.

જાતીય પુખ્તતા પામેલી સ્ત્રીની આ જૈવિક કરુણતા નથી તો બીજું છે શું ?



બધો જરૂરી સામાન ખસેડવા ખલાસીઓ લાગી ગયા અને એ કલાકમા તો ત્રણ લાઈફબોટ ને ૪૯ કૂતરા સહિત બધી આવશ્યક ચીજો બરફ પર ખડકાઈ ગઈ થોડી વારમા તો પાસેની એક મસ મોટી બરફ શિલા પર એમની છાવણી નખાઈ ગઈ

મહિનાઓ સુધી ચાનેની વહાણની રોજિંદી કડાકૂટમાથી ઉગરતા બદન મડળીના સભ્યો જ્યારે રાહત અનુભવતા હતા ત્યારે એના નેતા શૅકલ્ટનના મગજ પર ચિંતાનો બોજો સવાર થયેલો હતો કારણ એમની સ્થિતિમા ઉગારનો કોઈ ઈલાજ એને દેખાતો નહોતો દક્ષિણ ધ્રુવીય સમુદ્રના દરેના બરફ પર એ કેદ જેવી પરિસ્થિતિમા હતા એમને સ્થાનેથી જેટલો દૂર દક્ષિણ ધ્રુવ હતો તેટલો જ દૂર એમને લગભગ ૧૨૦૦ માઈલ ઉત્તરે માનવ વસવાટ હતો પાસેમા પાસેનુ સ્થળ નિર્જન એવો 'પામર' દ્વીપકલ્પ હતો એય ૨૧૦ માઈલ દૂર હતો એમની પમે સદેશો મોકલવા રેડિયો ટ્રાન્સમીટરેય નહોતુ ને નહોતુ કેઈ માનવ દુનિયામા જરા સરખુય જાણતુ કે આ લોકો મુશ્કેલીમા મુકાઈ ગયા છે ૧૯૧૫ની એ સાલમા નહોતા આજે ઉપલબ્ધ એવા 'સ્નોકેટ (બરફ બિલાડી) ના નામથી જાણીતા ટ્રેક્ટર કે નહોતા હેલીકોપ્ટર કે અન્ય કોઈ વિમાન પરિણામે કોઈ જાણતુ હોય તોય એમને બચાવી શક્ત કે કેમ એ શકાસ્પદ હતુ

આમ સયોગોને એમના મૂળ કે નગ્ન સ્વરૂપે નીરખીએ તો એ પોતે પ્રયત્ન કરીને નીકળે તો ઠીક બાકી બચવાની કોઈ જ આશા નહોતી

એક માત્ર મુક્તિમાર્ગ તરીકે એણે નક્કી કરી દીધુ કે થીજેલા સમુદ્ર પર કૂચકદમ કરી ૩૪૬ માઈલ દૂર આવેલા પોલેડ ટાપુ પર પહોચી જવુ ત્યા ખોરાકની સભાવના હતી અને ત્યાથી જળસમુદ્રને સ્પર્શવાની તક પણ ખરી એટલે ત્રણેય લાઈફ બોટ—હૂબક કિશ્તી સાથે લેવાનુ ઠરાવ્યુ

આ ભગીરથ કામ જેમને શિરે આવી પડ્યુ હતુ તે મડળી તરેહ તરેહના આદમીઓની બનેલી હતી એમા કેમ્બ્રીજ વિદ્યાપીઠના સ્નાતકથી માડી યૉર્કશાયરના માછીમાર સુધીના સૌ કોઈ હતા આખી ધ્રુવીય રાત્રિ સૌને સાથે એક જ વહાણમા ગાળવી પડી તેથી આ આખી મડળી અતિ આનદી અને એકરાગી બની હતી એ સૌ જાણતા હતા કે ૧૨૦૦૦ ફૂટ ઊડા સમુદ્ર જળની સપાટીએ છવાયેલ ૭ ફૂટના બરફસ્તર પર પોતે પડ્યા હતા છતા નિરાશા એમને સ્પર્શી નહોતી એમને મન સવાલ હતો માત્ર જીવતા રહેવાનો

શૅકલ્ટન પણ આનદી ને મક્કમ ભાસતો એક આદર્શ સફરીનો એ ઉત્તમ નમૂનો હતો સાવ આત્મવિશ્વાસુ ને છતા લાગણી સમજનારો ચાલીસમા વરસમા એ પ્રવેશતો હતો એના બાપદાદાનુ ધ્યાનસૂત્ર સહનશીલતા વિજયની ચાવી છે—એની રગેરગમા ઊતરેલુ હતુ આ એની ત્રીજી દક્ષિણધ્રુવીય સફર હતી સૌ પ્રથમ વખતે ૧૯૦૧મા એ વિખ્યાત પ્રવાસી કૅપ્ટન સ્કૉટની મડળીમા સામેલ થયેલો ૧૯૦૭મા એ પોતાનુ શોધ મડળ લઈ નીકળેલો ને દક્ષિણ ધ્રુવથી માત્ર ૧૧૩ માઈલ જ દૂર રહેલો એની આ સિદ્ધિ બદલ આખી દુનિયાએ એને સન્માનેલો બ્રિટિશ સરકારે 'સર'ના ઈલકાબથી નવાજેલો અને બીજા કેટલાય રાષ્ટ્રોએ એના પર માનચાંદની વર્ષા કરેલી

છત્રીસ કલાક એ બરફ પર સૌએ આરામ લીધો એણે એ બધાને બોલાવ્યા ને નવી મુસાફરીની વિગતવાર વાત કરી આ મુસાફરી માટે જેમ બને તેમ ઓછુ વજન સાથે રાખવાની અનિવાર્યતા એણે સમજાવી અને ઉમેર્યું કે દરેક જણ પોતાના કપડા ઉપરાંત બે જોડ જાડાં ૭ જોડ મોજા, બે જોડી બૂટ એક ઊંઘ-કોથળી એક રતલ તમાકુ ને બે રતલ અન્ય વ્યક્તિગત સામાન લઈ શકશે

આમ બોલી રહી એણે પોતાનો હાથ ખિસ્સામા નાખ્યો ને સીગારેટનુ સોનાનુ એક કેસ અને થોડા સોનના સિક્કા બહાર કાઢી પગ આગળ બરફ પર ફેંક્યા તે પછી રાણી મૅરીએ એને ભેટ આપેલુ બાઇબલ હાથમા લઈ એમાથી એની મડળી માટે શુભેચ્છાનો રાણીનો સદેશો ધરાવતુ ઊઘડતુ પાન અને ત્રેવીસમી

પ્રાર્થના ફાડી લીધાં. બાકીનું બાયબલ ત્યાં મૂકી એ ચાલ્યો ગયો.

આ નાટકીય ઈશારો પાકો ગણત્રીયુક્ત હતો. નમતો પહોર થતાં તો સમજાઈ ગયું કે શેકલ્ટનનો દાખલો એળે ગયો નહોતો. ધીરેધીરે બિનજરૂરી ચીજોનો ઢગલો વધતો જ ગયો. ચોપડીઓ ને ચિત્રોથી માંડી, કરવતી અને ફરસી સુધીની કંઈ અવનવી ચીજો ત્યાં ખડકાઈ ગઈ અને સૌ હળવા બન્યા.

પછી એણે ચાર કુરકુરિયાંને મારી નાખવાનો હુકમ છોડ્યો. કારણ બોજો ખેંચી શકે તે સિવાય અન્ય કોઈ માટે ખોરાક આપવો પરવડે તેમ નહોતું. પોલેટ ટાપુ તરફની મુસાફરીની આગલી સંધ્યાએ એણે નોંધપોથીમાં ટપકાવ્યું, 'આખી ટુકડીને સહીસલામત સંસ્કૃત દુનિયામાં પહોંચાડવાની પ્રભુ શક્તિ અર્પે એમ એને પ્રાર્થું છું.'

વળતી સવારે એટલે કે ઓકટોબરની ત્રીસમી તારીખે એમણે પ્રયાણ આદર્યું. સપાટ રસ્તો શોધવા શેકલટન ને એક અરુણ ટુકડી આગળ ચાલતી, મધ્યે આવતી સ્લેજ ખેંચતી કૂતરાટુકડીઓ, અને છેક પાછળ ઢસડાતી વહાણના કપ્તાન વુસ્લીની આગેવાની હેઠળ, એવી ત્રણ ડૂબક-કિસ્તી ખેંચતી ખલાસીમંડળી.

આ કિસ્તી ખેંચવાનું કામ જીવ લે તેવું હતું. એક એક ટનની આ કિસ્તીને ખેંચવા પંદર પંદર માણસની મંડળી વારાફરતી લગાડવી પડતી. આવી વજનદાર આ હોડીઓ પોચા બરફમાં ખૂંપી જતી ને એને ખેંચવા જતાં, પંદરેય જણને, વાંકા વળી જવું પડતું. દરેક સો બસો વારને અંતરે એમને બરફની જામેલી ઓકળીઓ ખોદી સરખી કરવી પડતી અને કદીક કદીક આવી ઓકળી જરા વધુ ઊંચી હોય તો બન્ને બાજુ ઢોળાવ કરવો પડતો.

પ્રથમ દિવસે એમણે એક માઈલ કાપ્યો. પણ તે રાત્રિએ ભારે બરફવર્ષા થઈ ને ગતિ ઘટી ગઈ. શેકલટનને સમજાયું કે આ મહેનત લેવા જેવી નથી એટલે દસ ફૂટ જાડા ને ½ માઈલ વ્યાસવાળા એક મજબૂત બરફ-ચોસલા પર એણે છાવણી જમાવી, અને જાહેર કર્યું કે બરફ ખસતો ખસતો જમીનને નજદીક પહોંચે ત્યાંસુધી સૌએ આ બરફ-શિલા પર રહેવાનું થશે.

વળતે દિવસે કૂતરાટુકડીઓને, પેલી ત્યજી દીધેલી છાવણીએ પોણા બે માઈલ પાછી મોકલી અને અનિશ્ચિત મુદત સુધી રહેવાની ગણત્રીએ ત્યાં પડેલી સૌ સામગ્રી અહીં લાવવા જણાવ્યું. એ જ દિસાએ પેલા વહાણમાંથીય હાથ લાગે તે લઈ આવવા છ જણ રવાના કર્યા. વહાણની દશા બદતર બની ગઈ હતી અને કેટલાક ભાગ વધુ નીચા ઊતર્યા હતા. બાજુમાં એક કાણું પાડી, શકય તે લેવા, દિવસો સુધી એમણે પ્રયત્ન કર્યા કર્યો.

નવેમ્બરની ૨૧ તારીખે વહાણ આખરે ડૂબ્યું. તે દિવસે સાંજના સાડા ચાર વાગ્યે શેકલ્ટને એની અસાધારણ હિલચાલ નીહાળી અને એ બોલી ઊઠ્યો, 'એ ડૂબે છે.' પળવારમાં જ સૌ એકઠા થઈ ગયા અને એમની નજરેનજર વહાણને હવામાં ઊંચું ઊંચકાઈ થોડી વારમાં જ પાણીમાં અદૃશ્ય થતું જોયું. ક્ષણવાર એને સમાવી દેતાં કાળાં પાણી દેખાયાં ન દેખાયાં ત્યાં તો બરફના સ્તર નજદીક આવી ગયા ને 'સહનશીલ' કાયમ માટે બરફના પેટાળ નીચે ગાયબ થઈ ગયું.

હવે તો સઘળો આધાર બરફના ખસવા પર હતો. લાગ પડે તો બરફ ઉત્તર બાજુ પોલેટ ટાપુ ભણીય ખસે ને કશીક રૂકાવટ આવી લાગે તો જ્યાં ને ત્યાં અટકીય જાય. કદાચ એવુંય બને કે એ ઊલટી જ દિશામાં વહે તો એમને જમીનથી ઓર દૂર પણ વહી જાય.

બે માસ આ છાવણીમાં એ લોકો રહ્યા. સંકડાશ તો એટલી ભારે કે બે તંબૂ વચ્ચે જગા જ ન મળે. ઠંડી ને ભીનાશ—બન્નેનો સ્વાદ સૌએ ખૂબ ચાખ્યો. ભોજન સમયે સઘળી વાનીઓ એકી સાથે એક કટોરીમાં પીરસી દેવામાં આવતી ને એમાંથી આંગળી કે છરીથી એ ખાતા. થોડાં જ વખતમાં વહાણ ઉપરની એમની નિયમિત જિંદગી એમને માટે ભૂતકાળનો

નિય બની ગઈ

દિવસ પછી દિવસ વીતવા લાગ્યા ને બરફ ખુ નો થવાની એમની આશા એળે જવા લાગી પણ એમને આશ્વાસન એટની વાતનુ રહ્યુ કે આખી શિના રોજના બે માઈલની ગતિએ ઉત્તર તરફ ખસતી હતી ડિસેમ્બર અધવારતા શિનાની ગતિ પનટાઈ ઉત્તર દિશાને બદલે એ સીધી ચાની પૂર્વ તરફ જમીનથી દૂર દૂર અતિ દૂર વધારામા માણસોને હવે કશુય કામ હાથ પર ન રહ્યુ ખોરાકને પુન પેક કરવાનુ ડૂબ્બ–કિસ્તીઓને સમારવાનુ—બધુ પતી ગયુ અને નવરા પડેલા સૌના મન પર એક પ્રકારની ખેચ ને ચિંતા સવાર થઈ ગઈ એમની ધીરજ ખૂટવા લાગી શેકલગનનુ મન વ્યગ્ર બની ગયુ ઠડી બરફ ને સમુદ્ર એ સૌ દુશ્મનો કરતા અતિ ભયકર શત્રુ હતો મનનો નિરુત્સાહ એની નિરાશા ઓસરતા આ જુસ્સાને ઉત્તેજિત કરવાનો એક માત્ર કીમિયો હતો કામરતના

ડિસેમ્બરની એકવીસ તારીખે એણે સૌને એકઠા કરી જણાવ્યુ કે બે દિવસ પછી ચાલવા માડવાનુ છે બરફની સપાટી મ્હણ હોય ને ઉષ્ણતામાન વિશેષ નીચુ હોય ત્યારે એટને રાત્રે જ ચાલવાનુ રહેશે નાતાલ નજીક હતી એટને ઊપડતા અગાઉ નાતાલની ઉજવણી રહેશે અને સૌ ઠીક લાગે તે ખાઈ શકશે તરત જ નાતાલનુ ગાડપણુ શરૂ થઈ ગયુ જે વળતો આખો દિવસ ચાલ્યુ

બીજી સવારે સાડા પાચ વાગે બરફ પર એમણે પ્રયાણ આદર્યુ આખો દિવસ ગતિ ધીમી રહી દિવસ નમતા શેકલગને વુસ્લીને સોના ટો અને છાવણીમા એક શીશી મૂકી આવવા જણાવ્યુ એ શીશીમા એણે નોધ મૂકી હતી કે શાહી દક્ષિણ ધ્રુવીય મડળી વહાણને છોડી પશ્ચિમ દિશામા જમીન પર પહોચવાની આશાએ ઊપડી ગઈ છે સાથેસાથ તો, પોતાની શી ગતિ થઈ તેની જાણ ભવિ પેઢીને કરવાના હેતુથી એણે આ ગોઠવ્યુ હતુ પણ સૌ જાણી જાય તો નિરુત્સાહ થાય એટને એકાતમા પાછળથી એ આટોપ્યુ હતુ

એમની આ આખી મુસાફરી અતિ વિચિત્ર હતી બરફશિનાઓ પાણીથી તરબોળ થઈ ગયેલી હતી ઘના ઉપર થીજેલા બરફના પડથી એવી મજબૂત લાગતી કે સૌ એમના પર ડગ દેતા પણ માણસનુ વજન આવતા જ પડ માગ દેતું ને મુસાફર ફસડાઈ ને ઠારી નાખે તેવા પાણીમા ડમ દઈ પડતો

બિચારા કિસ્તી ખેચનારની દશા તો સાવ કરુણાજનક હતી એમી વખતે એ માડ બસો વાર કાપી શક્તા પાચ દિવસમા એમણે નવ માઈલ કાપ્યા પણ એ દરમિયાન તો એવા થાકીને આવી ગયા કે શેકલગનને સમજાયુ કે આગળ વધવુ અશક્યવત છે

એમની સ્થિતિ તો હવે ઓવામાથી ચૂલામા પડ્યા જેવી થઈ આ પ્રયાણને મરણે એમને ઘણો ખોરાક ઊચકી જવાની અશક્તિને કારણે છોડી દેવો પડ્યો હતો ને જે હિમશિના પર એમનો પડાવ હતો તે ખાબોચિયાવાળી અને આધાર ન રખાય તેવી હતી તમામ પૂરતુ તો એમને કશુ કરવાપણુ રહેતું નહોતુ બરફની મરજી થાય તો એ છૂટે, નહી તો માત્ર જીવતા રહેવુ એવુ જ એમનુ લક્ષ્ય હતુ

આ શિના પર એમને સાડા ત્રણ મહિના ગાળવા પડ્યા તે ભૂખમરાની અણી પર એ આવી પહોચ્યા જેમ જેમ દિવસ વીતવા લાગ્યા તેમ તેમ માસ ખૂટવા લાગ્યુ અને શેકલટનને દિવસમા એક જ વખત રધવાની આજ્ઞા આપવી પડી

એટનુ સારુ થયુ કે કુદરત એમના પર સાવ રૂઠી નહી ને આતરે આતરે એમને સીલ માછલી હાથમ આવતી રહી એટને એ પોતાના હાડચામ સાચવી શક્યા નસીબનુ કરવુ તે ફેબ્રુઆરીની ઓગણીસ તારીખે હજારોની સખ્યામા પેગ્વીન પક્ષીના ટોળા ત ઊતરી આવ્યા અને ખાબોચિયામા ગેલ કરવા લાગ્યા આ ભૂખી ડાસ મડળી એમના પર જે તૂટી પડી તે ત્રણ દિવસમા છસો જેટલા એ પક્ષીઓને એમણે પાડ્યા ને રસોડાના કોઠાર ભેગા કરી દીધ

ખોરાક માટેની આ શોધ કદીક કદીક ખૂબ ભારે પડી જતી એક દિવસ કોઠારી ઓર્ડની સીલના શિકારથી

પાછો ફરતાં, બરફ પર સરકતો હતો, ત્યાં એકાએક, એની આગળ પાણીમાંથી એક ભયંકર માથું ઊંચકાયું. એ તરત જ પાછો ફર્યો અને સ્કીપોલ હાથમાં લઈ નાઠો. નાસતાં નાસતાં પોતાની રાયફલ જલદી લઈ આવવા એ પોતાના સાથીદારને બૂમો પાડતો રહ્યો.

એ મહાકાય પ્રાણી દરિયાઈ ચિત્તો હતો. પાણીમાંથી બહાર સરકી કૂદકા ભરતો એ એની પાછળ પડ્યો. છએક કૂદકામાં તો ઓર્ડલીની બિલકુલ નજદીક આવી લાગ્યો. પણ એને શુંય થયું તે ચકાવો લઈ, પાણીમાં ડૂબકી મારી ગયો.

આટલી વારમાં ઓર્ડલી બરફશિલાને સામે કિનારે પહોંચી, નક્કર બરફ પર કૂદી પડવાની તૈયારી કરતો હતો ત્યાં પેલા જાનવરનું માથું બરાબર એની સામે પાણીમાંથી ઊંચકાયું ! બરફમાં પડતા ઓર્ડલીના પડછાયાનો એણે પીછો પકડ્યો હતો !

એકદમ એ ઊંચકાઈને એના પર કૂદી પડ્યો. ઓર્ડલી સહાય માટે ચીસો પાડવા લાગ્યો. એનો સાથીદાર વાઈલ્ડ રાયફલ લઈ આવી પહોંચ્યો એટલે એને જોઈ પેલા માણસે હુમલો એના તરફ વાળ્યો. વાઈલ્ડ ઘૂંટણીએ પડી રાયફલનો ઘોડો દબાવતો જ રહ્યો ! અને આમ ઉપરા ઉપરી ગોળીઓનું નિશાન બનતાં એ ચિત્તો ચત્તોપાટ થઈ ગયો !

બે કૂતરા–ટુકડીઓ આવી ત્યારે એનું શબ છાવણીમાં લઈ જઈ શકાયું. એ બાર ફૂટ લાંબો અને ૧૦૦૦ રતલ વજનનો હતો.

જાન્યુઆરીના પાછલા ભાગમાં એક ઝંઝાવાત ફૂંકાયો. એ એવો ભયંકર હતો કે સૌ છાવણી બહાર ફેંકાઈ ગયા છતાં આનંદપૂર્વક એ ઝંઝાવાતની તકલીફો એમણે સહન કરી કારણ એને કારણે આખી શિલા ઉપર તરફ એટલે જમીન પ્રતિ વેગથી ખસવા લાગી. છ દિવસમાં ૮૪ માઈલની પોલેટ ટાપુ તરફની મુસાફરી એ ઝંઝાવાતે કરાવી અને સૌના મનમાં આશાનો સંચાર થયો.

નવમી માર્ચે તો એમની આખી શિલા ઊંચીનીચી થવા લાગી. એનો અર્થ એટલો જ થયો કે ખુલ્લો દરિયો ને તેનાં પાણી હવે નજીક આવ્યાં ! સૌ ખાસા ઉશ્કેરાટમાં ગણતરી કરવા મંડ્યા કે હવે સમુદ્ર જળ કેટલાં દૂર. અને એમની ગણતરીએ એમને બતાવ્યું કે હવે માત્ર ત્રીસ માઈલ કાપીએ એટલે સમુદ્રજળની પીઠ પર સવાર થઈ જવાશે.

પાણીના આ ઉછાળામાં શેકલટન એકલાને જ ભયનાં દર્શન થયાં. વાત એમ હતી કે આ ઉછાળામાં બરફ-શિલા ઊંચીનીચી થઈ તૂટી જવાનો સંભવ હતો અને એમ થાય ને એના ટુકડે ટુકડે થઈ ગયા તો એમને ડૂબક–કિશ્તીઓનો આશરો લેવો પડે. એ કિશ્તીઓ પણ આ શિલાઓ સાથે અથડાઈ ફૂટાઈ ભાંગી જવાનો પૂરો સંભવ.

દુઃખમાં દુઃખ ઉમેરાયું ખોરાકની તંગીનું. મોટા ભાગના કૂતરાને એ કારણે ગોળીએ દઈ દીધા હતા. બે સપ્તાહથી કોઈ શિકાર હાથ આવતો નહોતો. પેલાં પેંગ્વીનનું માંસ ખૂટી જવા આવ્યું હતું ને માર્ચની સોળમી તારીખે એમની પાસેનો લોટનો જથ્થોય ખલાસ થઈ ગયો !

આમ ભૂખમરાના ખપ્પરમાં હોમાવાની એમને દહેશત લાગતી હતી ત્યાં માર્ચની ત્રેવીસ તારીખે સવારે શેકલટને દૂર ક્ષિતિજમાં એક કાળો પદાર્થ જોયો અને એ બૂમ પાડી ઊઠ્યો, ‘જમીન જમીન !’

એના અવાજે કેટલાક ઊઠીને દોડ્યા પણ કેટલાક તો એવા ડરી ગયા હતા ને એવા હતાશ બની ગયા હતા કે એ તો ઊંઘકોથળામાંથી બહાર ડોકાયા જ નહીં.

શેકલટનની બૂમ કોઈ નજર–છેતરામણીમાંથી જન્મી નહોતી કે નહોતું એ મૃગજળ દૃશ્ય. પામર દ્વીપકલ્પ પાસેનો એ એક ટાપુ હતો ને ગણત્રી કરતા પશ્ચિમ દિશામાં બેંતાલીસ માઈલની દૂરી પર હતો.

મંડળીના છબિકારે તે દિવસે નોંધપોથીમાં ટપકાવ્યું કે ‘બરફ માગ દે તો એક દિવસમાં જમીન પર પગ પડે.’

[ વધુ આવતે અંકે ]



પીતાંબર પટેલ

# ગ્રામસફાઈમાં વૈજ્ઞાનિક દષ્ટિ

ગામડાઓમાં શહેરી સુધારા ન પેસવા જોઈએ એવુ ઘણા માને છે. વિજ્ઞાને આજે માનવજાતને ઉપયોગી એવી મહાન પ્રગતિ સાધી છે એ પ્રગતિથી ગામડાંને વંચિત રાખી શકાય ? અહીં એક ગામડાની કાયાપલટની છે

આ ઝાદી પાછી ગામડામા પનટો આવ્યો છે ખરો ?—એક શહેરી મિત્રે વાતવાતમા સવાલ કર્યો

'હા, ગામડાઓ પનટાઈ રહ્યા છે '

'શહેરી સંસ્કૃતિની અસર થઈ છે ખરી ?'

'અસર તો થવાની જ જે રીતે આપણા શહેરો પર પશ્ચિમની અસર થઈ રહી છે તે રીતે ગામડા પર પણ શહેરોની અસર થઈ રહી છે '

'તમને નથી લાગતુ કે એથી ગામડાની નૈસર્ગિકતા ભૂસાઈ જશે ? તમે લોકો ગામડાની નવરચનાની બૂમો પાડો છો ત્યારે મને એ ભય રહ્યા કરે છે કે તમે લોકો ગામડાની અસલિયત ભૂંસી નાખશો '

'તમારુ કહેવુ એમ છે કે ગામડા જેવા છે એવા જ રહેવા દેવા !'

'ગ્રામસુધારણા થાય એ ઠીક છે પણ મને લાગે છે કે ગામડુ ગામડુ તો રહેવુ જ જોઈએ '

'એટને કેવુ રહેવુ જોઈએ ?'

'તેની સાદાઈ, તેની સાદી રહેણી કરણી, તેના પર પરાની પદ્ધતિએ બધાતા ઘર તેનો પહેરવેશ આ બધુ જો બદનાઈ જશે તો પછી ગામડુ ગામડુ નહિ રહે'

'એટલે તમારે ગામડાંને કેવળ પ્રદર્શનની ચીજ બનાવી રાખવી છે ખરી ! તમારે એમ કહેવુ છે કે અહીં આવો ને જુઓ આ અમારુ ગામડુ દેશમા યંત્રો આવ્યા છે, વીજળી આવી છે, શિક્ષણ આવ્યુ છે તોયે અમારા ઘર એવા ને એવા ઝૂપડા જેવા છે, છોકરા એવા ને એવા નાગા-પૂગા રહે છે, સ્ત્રીઓ એ જ રીતે ઘૂમટો તાણીને ફરે છે અને ચૂનો ફૂકયા કરે છે ખેડૂત એની એ જ પદ્ધતિએ ખેતી કરે છે અને કાળી મજૂરી કરતો પગ ઘસ્યા કરે છે '

'ના ના હુ એમ નથી કહેતો કે ગામડા ગરીબ રહે મારુ તો એ જ કહેવુ છે કે ગામડાની અસલિયત જળવાઈ રહે '

'અસલિયત જળવાઈ રહે એટને શુ જળવાઈ રહે ?' મારાથી ન રહેવાયુ ને આવેશમા આવી અધવચ્ચે કૂદી પડયો 'એની ગદકી જળવાઈ રહે એના અંધારિયા ઝૂપડા જળવાઈ રહે એની અજ્ઞાનતા અને જડતા જળવાઈ રહે તમારે શુ જાળવી રાખવુ છે ?' તેમની સામે જોઈ સીધો સવાલ કર્યો

'તમારે સુખ સગવડો જોઈએ છે શહેરમા ડામરની સડકો જોઈએ વીજળીના દીવા જોઈએ, સ્વચ્છતા જોઈએ, સુંદર ઘર જોઈએ, રેડિયો, પંખો અને બીજી સુ-સવલતો જોઈએ તમારે પગાર-વધારો જોઈએ મોઘવારી જોઈએ, સારા કપડા જોઈએ હરવા ફરવાનુ જોઈએ બધુ જ તમારે જોઈએ, ગામડાંને તો બસ એની એ જૂની પદ્ધતિએ જ ક્ગાલિયતમા અજ્ઞાનતામા અને અંધકારમા જ સબડવાનુ આ તે કઈ ચાલી શકે ?'

'હુ એમ કહેતો નથી '

તમે એમ સ્પષ્ટ કહેતા નથી, પણ તમે કહો છો તેનો અર્થ આ જ થાય કૃપા કરી ગામડાંને પ્રદર્શનની ચીજ ન સમજો ત્યા પણ આપણા જેવા જ માણસો વસે છે જો આપણને અમુક વસ્તુ વગર ચાલતુ નથી કે અમુક સુખ સગવડો જોઈએ છે તો ગ્રામવાસીઓને કેમ ન જોઈએ ? ખોટુ ન લગાડશો, પણ આજ સુધી ગામડાના ભોગે શહેરો સમૃદ્ધ થયા છે ગામડાના વિકાસ પાછળ અંગ્રેજી શાસન વખતે તો જરાયે લક્ષ અપાયુ નથી ને દેશની એંસી ટકા વસ્તી ગરીબાઈમા, અજ્ઞાનતામા અને અંધકારમા સબડતી હોય ત્યારે તમે કઈ રીતે કહી શકો કે આપણો દેશ પ્રગતિ કરી રહ્યો છે ! એના માટે જ ગામડાની નવરચના

કરવાની જરૂર છે એ કાર્ય પર ખાસ ભાર મૂકવાની જરૂર છે.'

તે પછી તો એ મિત્રે બીજી દલીલ ન કરી. અમારી ચર્ચા પણ ત્યાં જ અટકી. પણ આવો ખ્યાલ એક માત્ર એ મિત્રનો છે એમ નથી. બીજા પણ ઘણા બધા ગામડાં વિશે ભારે અજ્ઞાન સેવે છે. ગામડાં ગરીબ છે, ગામડાં પછાત છે. ગામડાં વહેમી અને જડ છે એમ કહે તે સામે આપણે ભાગ્યે જ વાંધો લઈ શકીએ. પણ ગામડાંને એના એ સ્વરૂપમાં સાચવી પ્રદર્શન તરીકે દેખાડવાની ચીજ જે ગણે છે ત્યારે તો બોલ્યા સિવાય નથી રહેવાતું.

અને આ વિજ્ઞાનયુગમાં ગામડાંની કાયાપલટ કર્યા સિવાય ચાલે જ કેમ? હવે તો ગામડામાં પણ વીજળી પહોંચી રહી છે. વિકાસ યોજનાઓ દ્વારા ગ્રામવિકાસનાં કામ પણ થઈ રહ્યાં છે તેમ એક સામૂહિક જાગૃતિનું મોજું પણ આવી રહ્યું છે. આ બધી સાનુકૂળતાનો લાભ લઈ ગામડાંની નવરચનાનું કાર્ય જોરશોરથી હાથ ધરવું જોઈએ.

ખુદ ગામડાંમાં રહેનારને પણ ભાગ્યે જ ખ્યાલ આવશે કે ગામડાંને ગોકુળિયું ગામ બનાવવા શું કરવું જોઈએ? ગામડાંમાં ગંદકી છે, તેના રસ્તા ગંદા છે, તેની કોઢ ગંદી છે. ઘરમાં ધોળા દા'ડે પણ અંધકાર રહે છે. ઘરમાં નાવણિયું નથી. ગામમાં જાજરૂ નથી. છોકરા ગમે ત્યાં વાસમાં હાજતે બેસે છે અને લોકો ગમે ત્યાં પેશાબ કરવા બેસે છે. ઘરનું પાણી રસ્તા પર ઢોળાય છે અને કાદવ થઈ સડે છે તે મચ્છર થાય છે. કૂવા-કાંઠે તો કીચડ બારે માસ રહે છે. એથી કૂવાનું પાણી પણ બગડે છે. રસોડાનો ચૂલો એવો તો ધુમાડો ફેલાવે છે તે આખા ઘરને કાળું કરી દે છે અને રસોઈ કરનારની તો ધુમાડીથી આંખો બળી જાય છે. પાણીયારીનાં ઠેકાણાં નથી. ઘરનો કચરો ગમે ત્યાં નંખાય છે. ખાતરનો દુરૂપયોગ થાય છે. કાં તો ખાતર બાળી નાખે છે કે ગમે ત્યાં વેડફાઈ જાય છે. આ બધી વસ્તુઓ સુધારણા માગે છે. તેને વૈજ્ઞાનિક દૃષ્ટિનો લાભ મળવો જોઈએ. ગામડાંની જનતાને તો પહેલાં સ્વચ્છતાનો સાચો ખ્યાલ આપી, એ ગંદકી કેમ દૂર કરવી તેનું માર્ગદર્શન કરાવવાની જરૂર છે. તે માટેની નવી રીતો પણ વિચારવી જરૂરી છે.

આ કાર્ય શ્રી કૃષ્ણદાસ શાહે ઉપાડી લીધું છે. તેમણે ગ્રામસફાઈનું નવું શાસ્ત્ર રચ્યું છે. ગામડાંમાં લભ્ય હોય એવી સાધન સામગ્રીથી, તદ્દન ઓછા ખર્ચે સફાઈ થાય અને જરૂરી સવલતો ઊભી કરી શકાય એવું વૈજ્ઞાનિક પદ્ધતિએ તેમણે સંશોધન કર્યું છે. તેઓ હમણાં મુંબઈ સરકારના ગ્રામારોગ્ય અને ગ્રામસફાઈના માનદ્ સલાહકાર તરીકે કામ કરે છે. તે માટેની તેમણે એક પુસ્તિકા પણ લખી છે. તેમની આ નવી પદ્ધતિ જોવા, વૈજ્ઞાનિક ઢબે થતી ગ્રામસફાઈનું નિરીક્ષણ કરવા અને એવી સફળતા મળે તો ગામડાંને કેવો ફાયદો થાય તે નજરોનજર જોવા ઊંટવા (તા. કડી) ગામે ગયો હતો. ઊંટવામાં ભારત સેવક સમાજે તેના કાર્યકરો માટે અને યુવકો માટે ગ્રામસફાઈનો દસ દિવસ માટેનો શિબિર યોજ્યો હતો.

જેઓ ગામડાંમાં જઈ લોકસેવાનું પ્રત્યક્ષ કાર્ય કરે છે તેમને માટેનો આ શિબિર હતો. આ શિબિરની કામગીરી જોઈને તો થયું કે આવો શિબિર તો દરેક વિકાસ ઘટક અધિકારી માટે, ગ્રામસેવકો માટે, પંચાયત મંત્રીઓ માટે ફરજિયાત બનાવવો જોઈએ. ગામડાંની કાયાપલટ કરવી હશે તો આ માર્ગે ગયા સિવાય ચાલવાનું નથી. આ રીતે ગ્રામસુધારણા કર્યા સિવાય સાચો ગ્રામવિકાસ પણ થઈ શકે તેમ નથી.

ગામડાંમાં મોટે ભાગે તો લોકો બહાર આંગણામાં નાહી લે છે. સ્ત્રીઓ આંગણામાં ક્યાં બેસે! એટલે રાતના કે ખાટલો આડે મૂકી ઊભા પગે નાહ્યા કરી શરીર પર ચાર પાંચ લોટા ઢોળી દે છે. સ્નાનગૃહ કે નાવણિયું હોય તો તે બંધ કરી, નિરાંતે સૌ નાહી શકે. આ જરૂરિયાત છે એનો ખ્યાલ ગ્રામજનતાને આપવાની જરૂર છે. આ શિબિર સ્નાનગૃહ તૈયાર કરે છે તે સાથે પાણીના નિકાલ માટે શોષખાડા પણ બનાવે છે.



શોષખાડા પાછળ ખાસ ખર્ચ થતુ નથી એમા બધું પાણી સમાઈ જાય છે પાચ છ વર્ષે ખાડો ભરાઈ જાય તો તે ખાલી કરી ફરીથી પાછો તૈયાર કરી શકાય

હું ઊટવા ગામમા ફરવા નીકળ્યો કેટલાયે ઘરોમા આવા શોષખાડા તૈયાર થયેના હતા કેટલાક શિબિરાર્થીઓ એવા ખાડા તૈયાર કરતા હતા શિબિરાર્થીઓને તો તાલીમ મળે એ માટે દૃષ્ટાંત માટે પણ આવા ખાડા તૈયાર કરવા જ પડે કરે એમા કઈ ખોટુ પણ નથી પણ ઘરના માણસોએ પણ હાથ દેવો જોઈએ કે નહિ? સવલત મળશે તો એ ઘરધણીને મળશે ને? પણ ગામડાંના લોકોનુ વર્તન ઘણીવાર ખૂબ વિચિત્ર માલૂમ પડે છે તમારે ખાડો કરવો હોય તો કરો અમારે તો ચાલે છે તેમ ચાલ્યે જશે અને આ ગામ સેવકો કામ કરે ને એ જોયા કરે ગામડાનુ આ માનસ જે ન જાણતા હોય એ તો તેમની આવી ઉદાસીનતા જોઈ ભાગી જ જાય પણ એક બે દિવસ પછી એ લોકો હાથ દેવા આવે છે સામે પગને પૂછતા આવે 'મે ખાડો કર્યો છે, જરા આની જોઈ જાઓ તો '

અહી પણ એમ જ બન્યુ ધઉ લેવાતા હતા એથી ખેડૂતો કામમા હતા એ કારણે સાથ મળતો નહોતો પણ હવે તો સામે પગને માગણી કરતા આવે છે તેમને સમજાયુ છે કે આ કામ કરવા જેવુ છે

આવા શોષખાડા શોષનાળીઓનો ઉપયોગ ગામડાએ સ્વીકારવો જોઈએ વિકાસ ઘટક તરીકે આવેના ગામમા તો આ રીતનુ કામ થવુ જ જોઈએ એવો આગ્રહ સેવાવો જોઈએ

ગામની શાળામા, વાસમા, નિર્ગંધ મુતરડીઓ બનાવવી જોઈએ એ બનાવવાની રીત પણ સહેલી છે એથી લોકો જ્યા ત્યા પેશાબ માટે ન બેસતા મુતરડીનો ઉપયોગ કરવા ટેવાશે.

તે સાથે બાન શૌચ ખાડા પણ તૈયાર કરવા જોઈએ મેનુ નાખવાનો ખાડો ગાળવો જોઈએ તેના પર માટી નાખી દેવાય એનુ સડીને સુંદર ખાતર થાય છે ગામનો કચરો વાળીને કોમ્પોસ્ટ ઉકરડામા નાખી શકાય એ કચરો સડીને ખાતર રૂપે તૈયાર થાય મહારાષ્ટ્રમા આ વાત જ દી અમની બને છે ચોકો ગોપુરી શૌચઘરો, મુતરડીઓ, શોષખાડાઓ 'પાકી ગમાણો', નાવણિયા વગેરે તૈયાર કરી દે છે, ગામનો કચરો એક ઉકરડામા નાખે છે એના ખાતરની હરાજી થાય છે એમાથી પચાયતને સારી રકમ મળે છે ગામે ગામ આ પદ્ધતિ અપનાવવા જેવી છે

પણ મને ઊડીને આખે વળગ્યુ તે કામ તો નિર્ધૂમ ચૂલા નુ હતુ આજે ગામડાની સ્ત્રીઓ અંધારા ખૂણામા ગોઠવેના ચૂલા પર રસોઈ કરે છે સાંઠીઓ અને લાકડા બાળે એટલે ધુમાડો તો ભારે થાય એનો ત્રાસ તો જેણે વેઠ્યો હોય તેને ખબર પડે કોઈએ આ ધુમાડો દૂર કરવાનો ઉપાય ન શોધ્યો નિર્ધૂમ ચૂલાથી લાકડા પણ ઓછા બળે છે ધુમાડો ભૂગળા વાટે ઉપર ચાલ્યો જાય છે અમે ફરતા ફરતા હરિજનવાસમા ગયા આખા ગામમા ચોખ્ખામા ચોખ્ખો વાસ તે હરિજન વાસ ચાલની જેવુ આગણુ જોવા મળે પણ વાસમા જતા નવુ જ કામ જોયુ ઘેરઘેર આગણામા માટી ખુદાતી હતી ચીકણી માટીમા ગધેડાની લાદ અને રાખ ખુદાતી હતી એ માટી ખુંદીને તૈયાર કરવાની તેની ઓટલી બનાવે રાતના ઠરીને કાઠી થાય પછી તેમા માપસરના ચૂલાનો જગ્યા કોરી લેવાની ધુમાડા માટેની પણ જગ્યા રાખવાની બને તો શિબિરાર્થીઓ માટી ખુદીને તૈયાર કરતા હતા અહી હરિજનવાસમા તો સૌ સાથ આપતા હતા એક બે ઘરમા તો ચૂલા પણ તૈયાર થઈ ગયા હતા એટલે સૌને ચાનક લાગી હતી કે આ લોકો છે ત્યા સુધીમા ચૂલા તૈયાર કરી લેવા અમે એક ઘરમા નિર્ધૂમ ચૂલો જોતા હતા મે સહજ પૂછ્યુ 'હવે તો, ઘરમા ધુમાડો થતો નથી?'

'ના રે ભાઈ! સારૂ થજો આ ભાઈઓનુ કે ધુમાડાથી બચાવ્યા આજ લગણ તો આખો ચોળી ચોળીને મરી ગયા '

બહેનો માટે તો આ નિર્ધૂમ ચૂલો આશીર્વાદરૂપ છે એથી તો આખા વાસની સ્ત્રીઓ આવીને જોઈ ગઈ





અને ઊપડી માટી ઉપાડવા તળાવમાં. શિબિર પૂરો થશે ત્યાં સુધીમાં તો ઘણાં બધાં ઘરોમાં આ નવા ચૂલા ચાલુ થશે.

આમાં ખર્ચનો સવાલ નથી. સવાલ છે દૃષ્ટિનો. આ વૈજ્ઞાનિક દૃષ્ટિનો લાભ દરેક ગામડાં સુધી પહોંચવો જોઈએ. એ રીતે પાકી ગમાણ જોઈ. ઢોરનું મૂતર એક જગ્યાએ ભરાય. છાણ તુરત ખેંચી લેવાય ને નિરાંતે ખાણ કે ચાર ખાઈ શકે એવી પાકી સીમેંટની ગમાણો હવે ગામડામાં વધતી જવી જોઈએ. તો જ ઘર પણ સ્વચ્છ રહે, ઘરમાં પણ માખીઓ અને મચ્છર ઓછાં થાય.

ઘણાં ઘરોમાં દિવસે પણ ન દેખાય એવા હાલ હોય છે. ઘરમાં બારી જ ન મળે. એક વણકરના ઘેર ગયા. ઘરના પાછલા ભાગમાં શાળ હતી. ચોમાસામાં વાદળાં ઘેરાય અને જોઈ જ ન શકાય. સાંજના પણ વહેલું કામ આટોપી દેવું પડે. એને કોણ સૂઝ આપે કે નળિયાં આઘાં કરી વચ્ચે કાચ નાખ્યો હોય તો પ્રકાશ આવે. આ શિબિરવાળા ભાઈઓએ કેટલાંક ઘરોમાં કાચ નાખીને અજવાળિયાં કરી આપ્યાં હતાં. કે એકવાર એ ટેવાશે, તેનો લાભ સમજાશે એટલે પ્લાસ્ટીકનો કકડો લાવીને નાખશે. કદી તૂટે નહીં ને ચોમાસામાં પણ વાંધો ન આવે. આવાં કામ દેખાવમાં ક્ષુલ્લક લાગે છે, પણ એ વણકર ભાઈના ઉદ્ગાર સાંભળીએ ત્યારે ખબર પડે કે તેને કેવી સવલત મળી છે. એ કહે 'સાચું કહું છું, આજ સુધી અંધારામાં ગોંધાઈ મર્યા. ના દેખાય એટલે હાથ જોડીને બેસી રહું. ચોમાસામાં તો કશું જ કામ થતું નહોતું. હવે તો બારે ને ચારે સાલ ચલાવી શકીશ.'

આ નાની વાત નથી. એની આમદાની વધશે, એની આંખનું નૂર સચવાઈ રહેશે. ઘરનાં માણસો પ્રકાશમાં રહેતાં થશે. ઘણાં ઘરોનાં રસોડાંમાં નર્યો અંધકાર હોય ત્યાં પણ આવાં અજવાળિયાં મૂકવાં જોઈએ.

વૈજ્ઞાનિક પદ્ધતિએ ગ્રામસફાઈ થાય એની વાત હજુ ઘણા બધા કાર્યકરો સુધી પણ પહોંચી નથી. ઇચ્છીએ કે ભારત સેવક સમાજ દ્વારા યોજાતી શિબિરોમાં વિદ્યાર્થીઓને ગ્રામસફાઈના આ નવા દૃષ્ટિકોણનો ખ્યાલ આપવામાં આવે.

બીજું ગામડાની શાળાઓમાં તો, ને તેમાંય છાત્રાલયોમાં તો વિદ્યાર્થીઓ પાસે નિર્ગંધ મુતરડીઓ, શોષખાડાઓ તૈયાર કરાવવા જોઈએ. તેનો જ વપરાશ વધારવો જોઈએ. તેમ તેમને આ બનાવવાનું પ્રત્યક્ષ જ્ઞાન આપવું જોઈએ. તો તેઓ પોતાના વતનમાં જઈ આ સવલતો ઊભી કરી શકે. ગામડાંની નવરચના કરવી હશે તો આવાં કાર્યો કર્યા સિવાય ચાલશે જ નહિ.



રેડિયમની શોધક માદામ ક્યુરીને કોઈ ને પણ પોતાના હસ્તાક્ષરો આપવાની વાત એકદમ રુચતી નહિ. એના આખરી દિવસોમાં એ પોતે કોઈ ને પણ હસ્તાક્ષરો આપવાની સાફ ના પાડતી. એક હસ્તાક્ષર-સંગ્રાહક આ વાત જાણતો હતો એટલે એક યુક્તિ અજમાવી. એણે માદામ ક્યુરીને ૨૫ ડૉલરનો પોતાનો અંગત ચેક મોકલાવ્યો અને વિનતી કરી કે આ નાણાં પોતાને ઠીક લાગે એ સખાવતમાં આપી શકે છે. અલબત્ત આમ કરતાં એણે એવી આશા રાખેલી કે માદામ ક્યુરી કોઈપણ પ્રકારની શંકા લાવ્યા વગર ચેક એન્ડોર્સ કરશે અને એની સહી સહિત ચેક પોતાની પાસે પાછો આવશે. થોડા દિવસ બાદ આ માણસને માદામના અંગત મંત્રી તરફથી જવાબ મળ્યો: 'તમારા ચેક માટે તમારો આભાર માનવાનું માદામ ક્યુરીએ મને જણાવ્યું છે. તેઓ એ ચેક વટાવવા માગતા નથી કારણકે માદામ ક્યુરી પોતે હસ્તાક્ષર સંગ્રાહક હોઈ તેઓ પોતાના સંગ્રહમાં તમારી સહીનો ઉમેરો કરવા ઇચ્છે છે.

હરીશ વ્યાસ

# આ જીવતું નાટક જોતા જાવ

ભારતના પાટનગર દિલ્હીમાં ભારતના સાચા લોકમાનસનું પ્રતિબિંબ પાડતો આ લેખ ખુલ્લી આંખ રાખીને ફરનારે લખેલો છે એમ તો આપણે બધા ઉઘાડી આંખે ફરીએ જ છીએ ને? પણ છબી પાડતા બધાને ક્યાં આવડે છે!

વિશ્વકૃષિમેળો જોવાની દિનમાં આકાંક્ષા જાગી હતી મનમાં થયું ચાલ ને ભલા જરા દિલ્હીનગરે તાલ જોતા આવીએ હમણાં છેલ્લા બેચાર માસથી દુનિયાના અનેક મહાનુભાવો પ્રકાશની ગતિએ આવે છે ને અવાજની ગતિએ જાય છે જોઈએ તો ખરા કેવી રંગત જામી છે!

હરખભેર ઊતરીને અમારા મિત્રે સ્ટેશન પાસેથી ઘોડાગાડી કરી સામાન મૂક્યા પછી ટાંગાવાળો કહે, 'એક રૂપિયો નહિ ચાલે, દો. લઈશ' 'કેમ અલ્યા, ઘડીકમાં જ ફરી ગયો?' અમારા મિત્રે આશ્ચર્યથી પૂછ્યું ટાંગાવાળો પણ સિગારેટનો દમ ફૂંકતા કહે 'સાબ, અહીં તો ઘડી ઘડીના રંગ છે! જુઓ ને પેલો બે રૂપિયા ભાવ કરીને જાય છે પછી હું તમને એક રૂપિયામાં શી રીતે લઈ જાઉં?'

ટાંગાના અર્થશાસ્ત્ર વિશે અમારા વકીલ મિત્ર ચિન્તનમાં પડ્યા. છેવટે ખેંચાખેંચી ન કરતા એની ઇચ્છાને વધાવી લીધી અને પેલાએ પણ 'તથાસ્તુ' કહીને ઘોડાગાડીને ધમધમાવી મૂકી રસ્તામાં વકીલ સાહેબને યાદ દેવડાવી કે Mass psychology—સમૂહ માનસશાસ્ત્રનું તમે વાંચ્યું હશે પણ હવે તો જમાનો આવે છે Mass economics અને Mass politcis નો!' એ તો આ બધું સાંભળીને સડક જ થઈ ગયા!

બપોરે ફરવા નીકળ્યા તો શું જોયું? વેપારી એવી ઝડપથી ચીજો બતાવતો હતો કે પેલો ઘરાક તો મૂઢવત્ બની ગયો હતો વેપારીની ઇસ્તેહારબાજીથી સડક થઈને પેલો તો ઊભો હતો અને વેપારીએ કહ્યું 'લ્યો આ સાડી ઉત્તમ છે, લઈ જાઓ' પેલો બિચારો બોલ્યા ચાલ્યા વગર ચુપચુપ પૈસા ચૂકવીને રવાના થઈ ગયો

રસ્તામાં આગળ ચાલતા પેલી સ્ત્રી કહે 'ચાલો ને, આ કાપડની દુકાન જરા જોતા આવીએ!' મોઢું કટાણું કરીને પેલો કહે, 'ના ભાઈ ના, મારે તો નથી આવવું માળા ફટ્ દઈને ચીજો વળગાડી દે છે! અને આપણાથી કોણ જાણે નાયે પાડી શકાતી નથી!'

વ્યાપારમાં આ નવું મેસ્મેરિઝમ જોઈને અમે આગળ વધ્યા વકીલસાહેબ કહે, 'અત્યાર સુધી તો યોગીઓ પાસે આ વિદ્યા હતી, પણ હવે તો વ્યાપાર રોજગાર રાજકારણ અને સેનાના ક્ષેત્ર સુધી મેસ્મેરિઝમ આવી પહોંચ્યું છે! વીસમી સદીની આ ભારે સિદ્ધિ કહેવાય!'

ત્રીજું દૃશ્ય જોયું કૃષિમેળામાં રૂસના પ્રવેશદ્વાર પાસે લોકોની ખૂબ ભીડ જામી હતી લાંબી હારમાં ક્યારે વારો આવશે એ સવાલ સામે હતો વકીલની ચતુર બુદ્ધિએ ઊકેલ કાઢ્યો ચાલો ને લાઈનમાં ઘૂસી જઈએ આમ છે ને ઊભા રહો ક્યારે વારો આવશે!'

હું એમની ચતુર મુખાકૃતિને ઘડીક ટીકી રહ્યો 'આપણને આ ના શોભે વકીલસાહેબ! ગાંધી અને અહિંસાનું નામ છોડીને વિચાર કરવો હોય તો કરો! ખાદી પહેરીને આ બધું ના શોભે!' અને એ તો બોલ્યા ચાલ્યા વગર મૌન થઈ ગયા અને મિત્ર ધીમે પગે ધીરેથી લાઈનમાં જઈને છે ને ઊભા રહ્યા

સારા ભણેલા ગણેલા એવા આકર્ષક લોકો ઘૂસખોરી કરતા હતા અને દેહાતી લોકો આ બધું જોતા હતા એમનેય થતું હશે કે આ બધું જોતા ક્યાં સુધી ઊભા રહેવું! એટલે મહાજનો યેન ગત સ પન્થા મહાજનોને પથે ગ્રામજનોયે ચાલ્યા

રૂસી મંડપમાં ત્યાંની ખેતી વિશે એક સુન્દર પુસ્તક મફત મળતું હતું એ લેવા માટે છોકરાંઓની ટોળીઓ લાઈનમાં ઘૂસી જઈને તફડાવવા પ્રયત્ન કરતી હતી એવા સિફતથી ઘૂસી જતા હતા કે વાત ન પૂછો!

આપણા રૂસી બિરાદરો આ બધું જોતા બેઠા હતા, એક બિરાદર કેમેરા લઈને આ તફડંચી કરનારા બેકારોના ફોટા પાડી લેતો હતો. અને આપણા લોકો પોતાનો ફોટો પડાવવા વાંકા વળીને મોં ઊંચું કરતા જોતા હતા. પેલો તો હિન્દુસ્તાનની ઈજ્જત, બેકારી, દગબાજી અને ઘૂસણખોરીને ફિલ્મમાં અંકિત કરી રહ્યો હતો. રૂસમાં જઈને એ લોકોને કહેવાનો–'દેખો, યહ ગાંધીજી ઔર નેહરુકા ભારત!'

રૂસી મંડપમાંથી બહાર નીકળતાં ઑટોમેટિક કાપણી કરતું એક ટ્રેક્ટર જોયું. બે છોકરાઓ પત્રિકાની થપ્પી મારીને સૌને આપતા હતા. અને બેકારોનું ધાડું તૂટી પડ્યું. ભણેલા અભણ સૌ એમાં ભળી ગયા. લૂંટો ભાઈ લૂંટો! અને પેલી રશિયન છોકરીએ કેમેરાની ચાંપ દબાવી પટ્ પટ્! મારા દિલમાં એ જોઈને ધ્રાસકો પડયો. એને તો પત્રિકાઓ કરતાંયે આ દૃશ્યની વધારે કિંમત હતી. લોકોને થોડું સમજાવી જોયું. પણ કોણ સાંભળે? તોયે બેચાર જણા પાછા હટયા.

હવે ચોથું દૃશ્ય. વિયેટનામના મંડપ આગળ ભીડ નહોતી. બે ગોરાં જુવાનો કશુંક બતાવતાં હતાં. અને આમતેમ ઈશારા કરતાં હતાં. ખૂણામાં ઊભો રહીને હું એ બધું જોવા લાગ્યો.

તૂટયાં ફાટયાં કપડાંવાળી વીસપચીસ સ્ત્રીઓની એક ટોળી બેઠી હતી. રૂસી મંડપમાંથી જુવાન છોકરા–છોકરીઓ અને વૃદ્ધો વારાફરતી આવી આવીને પત્રિકાઓ, જાહેરખબરો, પુસ્તકો તફડાવી લાવીને પેલી સ્ત્રીઓને આપી જતાં હતાં. બહાર વેચી દઈને એમાંથી સાંજે પાંચસાત રૂપિયા મેળવતા હશે એવું સાંભળવા મળ્યું. એ ટોળામાં જઈને જોયું તો ઘાઘરા નીચે બધું દાબીને એક સ્ત્રી બેઠી હતી. મેં જરા નમસ્કાર કરીને વાતચીત શરૂ કરી. 'આ બધું આપણને શોભે કે? જુઓ પેલા પરદેશીઓ આપણી બેઈજ્જતીની નિન્દા કરે છે! ફિલ્મો પાડે છે!'

'આવું ન કરીએ તો શું કરવું? આજે તો દિલ્હી શહેરમાં હજારો બેકારોની ભીડ થઈ ગઈ છે તે કામેય નથી મળતું. આવું કરવાનું કોને ગમે? પણ બીજું કરીએય શું?' આમ કહીને દયામણું મોં કરીને એ મારી સામે જોઈ રહી.

'સ્ટેશન ઉપર તો ખૂબ કામ મળે છે, ત્યાં જાવ તો!'

'અરે, સ્ટેશન પર પણ એની એ જ મોંકાણ છે! માંડ માંડ આઠ દસ આના સાંજે મળે એટલાથી શું થાય? છોકરાંને શું ખવડાવવું?'

એનો સવાલ મૂંઝવણભર્યો લાગ્યો તોય મેં કહ્યું: 'હાં, પૂરું તો ન જ થાય પણ દુનિયામાં આપણી ઈજ્જત ગાંધી મહાત્માએ કેટલી વધારી છે? એ બધું ધૂળધાણી થશે એનું શું? પછી આપણી આબરૂ શી રહેશે?'

મારી વાત સાંભળીને પેલી સ્ત્રી સાપની જેમ ફુંફાડો મારીને ટટાર થઈ ગઈ.

'હવે મારે મોંએથી સાંભળવું છે ને? મહાત્મા ગાંધીએ અમારા માટે શું કર્યું? કોઈને અમલદાર બનાવ્યા, પ્રધાન બનાવ્યા, અમીર બનાવ્યા. પણ અમારા જેવા ગરીબો માટે શું કર્યું?'

તરત મેં જવાબ દીધો: 'કેમ, બાપુએ તો ચરખો અપાવ્યો છે. કાંતો તો સાત આઠ આના જરૂર મળે!'

હાથ હલાવતાં કહે, 'તમારો એ ચરખો અમારે કશા ખપનો નથી. અમારે પેટપૂરતું નથી જોઈતું પણ કુટુંબપૂરતું જોઈએ છે! ચરખામાંથી એ થઈ શકે એમ નથી. અમારે કોઈ આબરૂયે નથી કે ઈજ્જત નથી. અમે તો જે કોઈ કામ આપશે તેની પાછળ જઈશું! અમને ગાંધી કે નેહરુની કશી પરવા નથી...!'

આ સ્ત્રીની છેડેચોક વાતો સાંભળીને પેલાં ગરીબ ગુરબાં ભેગાં થઈ ગયાં. હાથ ઊંચા નીચા કરતી એ કહેતી હતી, 'અમને કામ જોઈએ છે કામ. કુટુંબને થઈ રહે એટલું આપો તો કાલે આ છોડી દઈએ! કોઈને ચોરી કરવી ગમતી હશે?'

અને એટલા ક્રોધમાં એ ચંડીની જેમ ખડખડ કરતી

હસી અને પેલુ ટોળુ પણ ખડખડ હસતુ મારા તરફ જોવા લાગ્યુ હુ આ ભૂતાવળમાથી છટક્યો ને વિચારને ચકરાવે ચડી ગયો રેટિયાથી અબર સુધી આવ્યા પણ એટલાથી ચાલશે કેમ ? વીજળી, તેલ અને ગૅસનો ઉપયોગ કરીને ગામની માનિકીના ઉદ્યોગો ને યત્રો કરી દેવા પડશે ગામે ગામ સહકારી મડળી દ્વારા બેકારોની જવાબદારી લોકોએ લેવી પડશે નહી તો આ ભૂતાવળ અહિંસાનેય ભરખી જશે, ગાધી–નેહરુ–વિનોબાનેય હડપ કરી જશે મનમા થતુ હતુ ખાદી કમીશન બોર્ડ, બેકારી નિવારણ બોર્ડ બની જાય તો સારુ !

પાછળ પેલી ભૂખી ભૂતાવળનુ હાસ્ય કાનના પડદાને હલાવી નાખતુ હતું ! જાણે અહિંસાનો પડકાર ન થતો હોય !

આ પાચમુ દશ્ય પણ જોતા જાવ સાવ ખૂણા પર પેલો જુવાન ગોરો બેઠો હતો એની સામે પેલી બે નમણી છોકરીઓ અપ્સરાની જેમ ચેનચાળા કરતી ગોરાને ભરમાવતી હતી હસતા હસતા ગોરાએ પેલી છોકરીઓની છાતીને વીધતો હોય તેમ શરસધાન કરીને બેઆની જોરથી ફેકી તડ્ તડ્ આખના કામણ દુમણ કરતી બન્નેય પૈસા લઈને દોડી ગઈ અને પેલો ગોરો હસતો હસતો ચાલ્યો ગયો

દિલના તાડવને સહન કરતો આગળ વધ્યો

ગાધી આશ્રમમા જોયુ તો છઠ્ઠુ ચિત્ર ખડુ થયુ ગદકી અને કચરાનો તો પાર નહી અતિથિગૃહમાયે નરી ગદકી બેપાચ મિત્રો બેઠા બેઠા ગપાટા મારતા પાના રમતા હતા ખાઈને કચરાનો સારો એવો ઢગનો કર્યો હતો તૂટના ખાટલા પર સામાન નાખ્યો તો પેલા કહે, ' ખટમલ બહોત હૈ સાબ આપકા સામાન નીચે રખિયે દિલ્હી તો ગદકી ઔર ખટમલ કે લિયે ખૂબ પ્રસિદ્ધ હૈ ' અને બધા ' બહોત કિયા ' કહેતા ખડખડાટ હસ્યા

મે સ્વચ્છતાનુ કામ શરૂ કર્યું એટલે પેલા કહે ' હો જાયગા સાબ ! આપ રહેને દીજિયે ' મે કહ્યુ, ' કૌન કરેગા ! દેખો યહ ધૂલ, કિતને દિવસોસે ચર કે થર હો ગયે હૈ ગદકીકા ઢેર લગ ગયા હૈ કોઈ દેખનેવાલા હૈ યા નહી ? '

પેલા કહે, ' હા જી, દેખનેવાલા તો હૈ, મગર બડા આલસી નવજવાન હૈ ' આ સાભળતા સાભળતા કામ પતાવ્યુ પેલાઓના મન પર સારી છાપ પડી ને પૂછવા લાગ્યા–' કૌન હૈ યહ ? કહાકા હૈ ? '

આશ્રમના એક ભાઈ રાત્રે મળવા આવ્યા વાત કરતા કરતા મે વાચન વિશે પૂછ્યુ તો એ કહે ' માયા, ચિત્રપટ વગેરે વાચીએ છીએ કોકવાર ડિટેક્ટિવ નવલકથા વાચીએ ' ' પણ તમારે ત્યા તો ગાધી વિનોબાનુ સરસ સાહિત્ય છે ' પેલા મિત્ર કહે ' ખરુ પૂછો તો એવુ વાચતા મને કટાળો આવે છે ! '

' ત્યારે એ સાહિત્ય રાખો છો કોને માટે ? ' મે સામો સવાલ કર્યો અને સરળતાથી એમણે જવાબ આપ્યો, ' કેમ, જનતા માટે એ બધુ રાખ્યુ છે ! '

મે જરા કડક થઈને કહી દીધુ, ' તમે છાયા–માયા ને ડિટેક્ટિવ નવલકથા વાચો પછી જનતા તમારુ ગાધી વિનોબાનુ સાહિત્ય શુ કામ વાચે ? '

છેવટે મે વાત બદલી ' કાતો છો ખરા કે ? '

' હા જી, મહિને ચાર આટી ફરજિયાત આપવી પડે છે ! એટલે શુ કરીએ ? કાતવુ જ પડે ને ? ' એમણે સુણ યુ

' આવુ કેટલા જણ કાતે છે ? '–' ૩૦–૩૫ જણ હશે '

' ધારો કે કાલથી ફરજિયાત બધ થઈ જાય તો કેટલા જણ કાતે ? ' જવાબ મળ્યો, ' ભાગ્યે જ ત્રણચાર જણ કાતે '

' અહી ખાસ કરીને કાતનારા લોકો કોણ છે ? ' મે વળી નવો સવાલ કર્યો ' નિર્વાસિત સ્ત્રીઓ અને ગરીબ લોકો કાતે છે શુ કરે બિચારા, સાવ લાચાર દશામા છે ! '

' ત્યારે આ ખાદી તો લાચારીની જ થઈ ને ? ' મે એમને પૂછ્યુ ' હા જી, લાચારી તો લાચારી ' એમણે જવાબ દીધો

' વારુ, આ શહેરમા ઊગતી જાગતી હિંમ ચાલે છે એ જુઓ છો ખરા કે ? ' મે પુન સવાલ કર્યો

'એમાં શું જોવાનું છે? ગરીબી બેકારી અને ગંદકી ભારોભાર છે. એમાં અમને કાંઈ રસ નથી પડતો.'

મને મનમાં સવાલ થયો–'શું આ ગાંધીનો આશ્રમ અને આ ગાંધીના સેવક!'
'જો રસ ન હોય તો, આ બધું શું કામ કરો છો?' મેં સીધો સવાલ પૂછી દીધો.
પેલા ભાઈ કહે, 'વખાના માર્યા બધુંયે કરવું પડે.'

'તો આ પણ એક ધંધો જ છે ને?'

'હા જી, આને ધંધો માની લ્યો તોયે ખોટું નથી!'

આટલેથી જ અટકવું હિતાવહ માનું છું. ગાંધીજીના ગયા પછી બાર વર્ષ આપણે ક્યાં છીએ, શું આપણી દૃષ્ટિ છે અને ક્યાં આપણે જવાનું છે એ જોવાનો સમય પાકી ગયો છે. મનમાં કદીક થાય છે કે આ ઢોંગ વધુ ન ચાલે તો સારું! આપણી નિષ્ફળતા કરતાં આપણી નિષ્ફળતાની પ્રતિક્રિયા જનતાને તદ્દન નિશાળમાં ધકેલી દેવાની છે.
નવેસરથી આજની પરિસ્થિતિને સમજી લેવાનો સમય આવી લાગ્યો છે. વિજ્ઞાન અને ટૅકનોલૉજીનો બહિષ્કાર કરીને અહિંસાએ એના પર સમૂહની જવાબદારી લઈને પલાણવા તૈયાર થવાનું છે. જૂના ખ્યાલો અને પૂર્વગ્રહોને છોડીને નવી પરિસ્થિતિને યથાતથ સમજીને એના પર સ્વાર થવાનું છે. બેકારીનિવારણ, શોષણમુક્તિ અને વર્ગ–જાતિ–સંપ્રદાય નિરાકરણ માટે નવી દિશાઓ ખોજવાની છે.

રવિશંકર મહારાજને એકવાર કહેતા સાંભળ્યા હતા કે મહાપુરુષનું તપ વાપર્યા કરીએ તો એનાથી કશો લાભ ન થાય પણ એમના તપમાં નાનામોટા સૌનું તપ ઉમેરાય તો દેશની તાકાત વધે. આપણી સામે સામૂહિક સંકટ છે, તો સામૂહિક તપ અને સામૂહિક પુરુષાર્થ પણ કરવો પડશે. તો જ સામૂહિક મુક્તિ શક્ય બનશે. નાના–મોટા કે ઓછા–વધારેના, સંખ્યા કે આકારના મોહમાં પડ્યા સિવાય રાષ્ટ્રનિર્માણ માટે, દેશની દાઝવાળા તમામ લોકોએ શુદ્ધ બુદ્ધિથી અને નિસ્પૃહ દિલથી કામ કરવું પડશે. અને અંતરની ઉત્કટતા હશે તો ઝંઝાવાતોને પાર કરવાની તાકાત પણ જરૂર સાંપડશે.



યૂક્લિડે જ્યારે રેખા ગણિતની પહેલ વહેલી રચના કરી ત્યારે એણે ઘણા રાજનીતિજ્ઞોને રેખાઓ દોરવાના કામમાં લગાડી દીધેલા. ઘણાને આ વિષય પ્રત્યે આકર્ષિત થતા જોઈને એક રાજાને મનમાં વિચાર આવ્યો: 'ચાલો આપણે પણ જઈને જોઈએ, કાંઈક ફાયદો થશે.' એણે યૂક્લિડ પાસે એક અઠવાડિયા સુધી રેખા ગણિતનું જ્ઞાન લીધું અને પછી અંતમાં એણે યૂક્લિડને પૂછ્યું: 'રેખા ગણિત શીખતાં મને એક અઠવાડિયું થઈ ગયું પણ મારી સમજમાં નથી આવતું કે આથી ફાયદો શો છે?' યૂક્લિડે ગંભીરતાપૂર્વક પોતાના એક શિષ્યને કહ્યું: 'સાંભળ ભાઈ આને ચાર આના રોજના હિસાબથી સાત દિવસના પોણા બે રૂપિયા આપી દે.' આ પછી રાજાની તરફ જોઈ એણે કહ્યું: 'તમારું આ અઠવાડિયાનું કામ પૂરું થઈ ગયુ છે. કાલથી બીજે ક્યાંક કામ શોધી લેજો'



અમેરિકાનો મહાન પ્રમુખ લિંકન સત્તાના સર્વોચ્ચ સ્થાને પહોંચ્યા પછી પણ પોતાનું કામ પોતાના હાથે કરી લેવામાં જરા પણ શરમ અનુભવતા નહિ. એકવાર માસાચૂસેટસનો ખૂબ દમામદાર મુત્સદ્દી સેનેટરી ચાર્લ્સ સમર વહેલી સવારમાં પ્રમુખ લિંકનને મળવા 'વ્હાઈટ હાઉસ' ખાતે આવી પહોંચ્યો. જ્યારે આ દમામદાર સેનેટરે પ્રમુખ લિંકનને ભોંયતળિયે બેસી પોતાના બૂટને પોલીશ કરતા જોયા ત્યારે એના આશ્ચર્યનો કોઈ પાર ન રહ્યો.
'અરે પ્રમુખ સાહેબ! તમારા બૂટ તમે કેમ પોલીશ કરો છો?' અચંબાભર્યા સ્વરે સેનેટર સમરે પૂછ્યું.
આ મહાન પુરુષે બૂટને વધુ જોરથી ઘસતાં જવાબ વાળ્યો: 'મારે મારા નહિ તો બીજા કોના બૂટ સાફ કરવા જોઈએ એમ તમે માનો છો?'



છોટાલાલ માનસિંગ કામદાર

# લાલા લજપતરાયનો જીવનપ્રસંગ

વિદેશી અમલ દરમિયાન આપણા દેશનેતાઓમાં જે ખમીર વરતાતું તેનો નાનો દાખલો પૂરો પાડતો આ એક મહત્ત્વનો પ્રસંગ છે જે પ્રેરક પણ નીવડશે જ......

લાલા લજપતરાયે પોતાના દેશપારની જે કથા લખી છે તેમાં તેઓ માંડલેના કિલ્લામા પોતાની કેદી સ્થિતિનો એક અનુભવ નીચે મુજબ વર્ણવે છે :—

મારા માટે ખોરાક રાંધવા અને સામાન્ય નોકર તરીકે કામ કરવા માટે એક મદ્રાસી છોકરાને પચીસ રૂપિયાના માસિક પગારથી રાખવામાં આવ્યો હતો. એ ઉપરાંત એક ઝાડુ કાઢનાર અને એક ભિસ્તી પણ રાખવામાં આવ્યો હતો. તેઓ દિવસમાં બે વખત પોતાની ફરજ બજાવવા આવતા હતા. કપડાં ધોવા માટે એક ધોબી રાખવામાં આવ્યો હતો. એક દિવસના આંતરે મારી દાઢી બોડવા માટે એક હજામને હુકમ કરવામાં આવ્યો હતો હજામ સિવાય સઘળાનો પગાર સરકાર તરફથી આપવામાં આવતો હતો. હજામનો પગાર અઢી મહિના મેં આપ્યો હતો પહેલો મહિનો પૂરો થયા પછી હજામ પગાર લેવા મારી પાસે આવ્યો. મેં તેને કહ્યું કે 'જેલનો સુપ્રીન્ટેન્ડન્ટ તને પગાર આપશે' તેણે જણાવ્યું કે સુપ્રીન્ટેન્ડન્ટે કહ્યું છે કે હજામનો પગાર મારી પાસે (લાલાજી પાસેથી)થી લેવો. મેં તેને કહ્યુ કે 'હું સાહેબને પૂછી જોઈશ.' ૯મી જુલાઈએ સાહેબે મને પૂછ્યું કે 'હજામનો પગાર તમે હજુ કેમ નથી આપ્યો ?' મેં જવાબ દીધો કે 'મેં એમ ધાર્યું હતું કે હજામનો પગાર પણ સરકાર તરફથી અપાશે, કારણ કે ૧૮૧૮ના કાયદા મુજબ મારા દરજ્જા મુજબ મારું પોષણ કરવાને સરકાર બંધાયેલ છે.' મેં આ જવાબ દીધો કે તરત બોલી ઊઠ્યો કે મને એવા કાયદાની ખબર નથી અને મારો શબ્દ એ જ મારો કાયદો છે ! વળી તેણે જણાવ્યું કે 'હજામત કરાવવી એ તો એક મોજ (એ-luxury)ની ચીજ છે અને તમારે હજામત કરાવવી જ જોઈએ એમ કાંઈ છે નહિ.' વળી આ દેશના રીવાજો વિષેનું પોતાનું જ્ઞાન કેટલું છે તે વિષે મારા મન ઉપર અસર કરવા તેણે કહ્યું કે 'એક મુસલમાન પોતાનું માથું અવારનવાર બોડાવવા માગે એ વાજબી છે, પણ એક હિંદુ થઈને તમારે શા માટે દાઢી બોડાવવી જોઈએ ?' તેણે મને કહ્યું કે 'તમે તમારા દેશમાં દાઢી રાખતા હતા, ખરું કે ? તમે શું ઘેર કોઈપણ દિવસે એક હજામ રાખ્યો હતો ?' આવા આવા સવાલો હું કંઈપણ જવાબ આપું તે પહેલાં તેણે પૂછ્યા હતા તે જે બોલે તે જ કાયદો છે એમ તેણે મને કહ્યુ તે માટે મેં જરા પણ વાંધો ઊઠાવ્યો નહિ. પણ એકાંતરા હું ઘેર હજામત કરાવતો હતો એમ મેં જે બિના કહી હતી તેની સચ્ચાઈ વિષે તે શક લઈ ગયો ત્યારે મને ઘણું માઠું લાગ્યું. મેં તેને સમજાવ્યું કે મને સરકારે કેદમાં પૂર્યો છે તે તકનો લાભ લઈને સરકારના પૈસે હું હજામત કરાવવા માગતો નથી. મારા સવાલથી તેને વધુ ગુસ્સો ઉપજ્યો અને તેણે જણાવ્યું કે 'જો તમે પગાર નહિ આપો તો હું હજામને બંધ કરીશ' મેં તેને કહ્યું કે 'હું હજામને મારા ખાનગી પૈસામાંથી પગાર આપવા તૈયાર છુ પણ એ સવાલ પૂછવાનો મારો હેતુ તમારા મનની શું ઇચ્છા છે તે જાણવાનો હતો.' મેં વળી ઉમેર્યું કે 'આ બાબતમાં તમારે ગુસ્સે થવાનું કંઈ કારણ નથી' પણ તેને તો એમ જ લાગ્યું કે મેં હજામને પગાર આપવામાં ઢીલ કરી અને કાયદો શું છે તે તેને કહ્યુ એ જ તેને મારા પર ગુસ્સો કરવા અને એક મદદ વગરના કેદીને અપમાન કરવા માટે પૂરતું હતું. છેવટે તેણે જણાવ્યું કે 'જો તમારી મરજી હોય તો હજામનો પગાર આપવા સંબંધમા મારા હુકમની સામે તમે હિંદી સરકારને અપીલ કરી શકો છો. હિંદી સરકારનો ચુકાદો આવે ત્યાં સુધી તે

મારા હુકમને તમારે તાબડતોબ તાબે થવું. મેં જવાબ આપ્યો કે 'આના જેવી નજીવી બાબતના સંબંધમાં હું હિંદી સરકારને તસ્દી આપવા માગતો નથી. માટે મારા જે પૈસા તમારા કબજામાં છે તેમાંથી તમારે હજામને પગાર આપવો.' તેણે તેમ કરવા ના પાડી અને મારા હાથે જ મારે પૈસા આપવા એમ હઠ લીધી. અંતે મેં તેના કહેવા મુજબ કર્યું. ૧૨મી ઑગસ્ટ સુધી તે વિષે કશી વાત થઈ નહોતી. ત્યારે સુપ્રીન્ટેન્ડન્ટે મને જણાવ્યું કે 'તમે જે પૈસા ખર્ચ્યા હોય તેની યાદી કરી મોકલો. કે જેથી તે પૈકી થોડા પૈસા તમને પાછા મળી શકે. મેં તે યાદી કરી મોકલી આપી પણ મને એક પૈસો પાછો મળ્યો નહિ—પાછળથી તેણે મને કહ્યું હતું કે 'મારી પાસેથી તે યાદી ખોવાઈ ગઈ છે.' ઑગસ્ટનો પગાર સુપ્રીન્ટેન્ડન્ટે આપ્યો અને તે પછી હજામનો પગાર તે જ આપતા હતા.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**જાત મહેનત :** ગાંધીજી. પાનાં ૩૬. રૂ. —/૨૫. **મારો સમાજવાદ :** ગાંધીજી. પાનાં ૫૬. રૂ. —/૩૫. **ઇશુ—મારી નજરે :** ગાંધીજી. પાનાં ૪૮. રૂ. —/૩૦. **રચનાત્મક રાજકારણ :** આચાર્ય કૃપાલાની. અનુ૦ ચંદ્રશંકર શુક્લ. પાનાં ૧૧૫. રૂ. ૧/—. **સરદારની અનુભવવાણી :** સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૧૧૧. રૂ. —/૬૦. —પાંચેયના પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **ગુલીવરકી સુસાફિરી :** હંસાબહેન મહેતા. હિંદીમાં અનુ૦ નિર્મળા પરળીકર. પાનાં ૨૦. રૂ. —/૨૫. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **પ્રવાસ-પત્રો :** છોટુભાઈ અનડા. પાનાં ૧૩૫. રૂ. ૧/૫૦. અનડા બૂક ડીપો, અમદાવાદ. **એકને ટકોરે :** શિવકુમાર જોષી. પાનાં ૯૧. રૂ. ૨/—. સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **ગીત ગુર્જરી :** લે. પ્ર. પ્રભાવતીબહેન પજવાણી. પાનાં ૨૭. વડોદરા. **યોગરહસ્ય :** સ્વામી શિવાનંદ. અનુ૦ ડૉ. ભાનુશંકર અધ્વર્યુ. પાનાં ૧૫૮. રૂ. ૨/—. **ગૃહસ્થીઓ માટે સાધના :** સ્વામી શિવાનંદ. પાનાં ૫૬. રૂ. —/૫૦.—બન્નેના પ્રકાશક : શિવાનંદ સાહિત્ય પ્રચાર સમિતિ, ગુ. વિભાગ, અમદાવાદ. **સુવાવડ પહેલાંની અને પછીની સંભાળ :** ડૉ. કલાબહેન અમીન. પાનાં ૩૨. રૂ. —/૪૦. **એલચીની કામગીરી :** ગગનવિહારી મહેતા. પાનાં ૩૨. રૂ. —/૪૦.—બન્નેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ. **આબાદીના માર્ગે :** કેશવલાલ મો. વ્યાસ. પાનાં ૧૦૨. રૂ. ૧/૭૫. **હિંદુ વેદધર્મ :** આનન્દશંકર ધ્રુવ. પાનાં ૩૮૪. રૂ. ૪/૭૫.—બન્નેના પ્રકાશક : મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **સ્વ૦ દિનેશના સ્મરણમાં :** સં. ચુનીલાલ વ. શાહ. પાનાં ૧૨૫. **શોધ અને સિદ્ધિ :** ડૉ. સુરેશ શેઠના : ડૉ. ન. મૂ. શાહ. પાનાં ૨૦૮. રૂ. ૩/—. **ભગ્ન પાદુકા :** કનૈયાલાલ મુનશી. પાનાં ૨૩૯. રૂ. ૪/—. **સોરઠી સંતવાણી :** ઝવેરચંદ મેઘાણી. પાનાં ૧૬૦. રૂ. ૩/૫૦. **અમૃતનું ઝેર :** પાનાં ૧૧૪. રૂ. ૧/૭૫. **સ્વતંત્રતાનો શહીદ :** રતિલાલ ગિ. શાહ. પાનાં ૧૭૬. રૂ. ૩/—. **છપ્પરપગાં :** (૧–૨) : વસંત જોધાણી. પાનાં ૮૪+૮૬. રૂ. ૨/૫૦ **ગ્રામ સાહિત્યમાળા :** પ્રેમચંદજી. અનુ૦ માણેકલાલ જોશી. (પાંચ ભાગ) રૂ. ૬/૨૫.— **શ્રી મોરારજીભાઈ દેસાઈ :** (પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ) : અંબેલાલ નારણજી જોશી. પાનાં ૬૮૦+૪૦૩. રૂ. ૩૦/— આઠેયના પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **માનવસૂત્ર :** રાવજીભાઈ મ. પટેલ. પાનાં ૨૫૨. રૂ. ૩/—. ભારત સેવક સમાજ પ્રકાશન, અમદાવાદ.





## જયન્તિકા પરમાર 'સુમંગલા'



સ્ત્રીનું સ્થાન ક્યાં, ઘરની ચાર દિવાલ વચ્ચે? આજે વર્ષો પછી પણ જ્યારે એમ મનાઈ રહ્યું છે કે દેશમાં અજ્ઞાનતા ઘણી ઓછી થઈ છે, સમાજમાં સ્ત્રી-જાગૃતિ આવી છે ત્યારે પણ લોકોની જીભે તો એ જ સૂત્ર સાંભળીએ છીએ કે 'સ્ત્રીનું સ્થાન ચાર દિવાલની વચ્ચે જ શોભે. તેને તો તેનું ઘર, વર અને બાળકો.' સ્ત્રી પ્રત્યેની પુરુષની માલિકી-ભાવના એમ નાબૂદ થાય તેમ નથી. અને એટલે જ તે ઇચ્છે તે રીતે તેના ઉપર સ્વામીત્વ ભોગવી શકે છે.

આજે કાળ ઘણો બદલાયો છે—બદલાઈ રહ્યો છે. પરદેશ જઈને ઉચ્ચ શિક્ષણ, નવી સંસ્કૃતિ મેળવવાનો આપણે દાવો કરીએ છીએ. પુરુષ પોતે વ્યક્તિ તરીકેના બધી જ જાતના હક ભોગવવા હકદાર બની શકે છે. જ્યારે સ્ત્રી....આજે પણ આ પ્રશ્ન એટલો બધો મૂંઝવી રહ્યો છે કે સ્ત્રી, વ્યક્તિ હોવાં છતાં, પુરુષ જેટલી જ હકદાર હોવા છતાં તેનું સમાજમાં કોઈ નિશ્ચિત સ્થાન નથી. પતિ એ જ પરમેશ્વર એ ભાવના ભારતની નારી ભૂલી નથી—પછી તે પતિ ગમે તેવો વ્યભિચારી હોય, આવડતહીન હોય, પુરુષત્વહીન હોય.

એક સમય એવો હતો જ્યારે સ્ત્રી-પુરુષના ભેદ આટલા વિશાળ નહોતા. જેમ જેમ સંસ્કૃતિ બદલાતી ગઈ તેમ તેમ સમાજમાં પરિવર્તન આવી રહ્યું. વ્યક્તિ સમાજ વગર જીવી શકે નહિ એ પરિસ્થિતિ સર્જાઈ અને પુરુષે સ્ત્રી ઉપર ધણીપણું લાદ્યું. પત્ની એ પતિની જીવનસંગિની છે તેની પત્ની રૂપે-મિત્ર રૂપે. સ્ત્રીમાં શક્તિ નથી, હિંમત નથી, માટે તે પગવલંબી છે એ માન્યતા આજે ભૂલવાની જરૂર છે. હવે તેને ગુલામીની જંજીરોમાં સબડવાની જરૂર નથી. એ ગુલામીમાંથી મુક્તિ મેળવવા સ્ત્રીએ જાગૃત થવાની જરૂર છે. માત્ર થોડી સ્ત્રીઓના જાગૃત થવાથી કે બંડ પોકારવાથી—અરે, સરકારના કાયદાઓથી પણ પુરુષની ઘર ઘાલી બેઠેલી માન્યતા તમે દૂર કરી શકવાના નથી. એને માટે દરેક સ્ત્રીએ જાગૃત થવું પડશે. ઉચ્ચ શિક્ષણ મેળવી, પોતાનું સાચું સ્થાન સમાજમાં ક્યાં એ જાતે જ નક્કી કરી પુરુષના હૃદયમાં વણાઈ ગયેલી સ્વામીત્વની ભાવના દૂર કરશે ત્યારે જ સમાજમાં સ્ત્રીનું ચોક્કસ સ્થાન નક્કી થશે. સમાજમાં સ્વામીત્વને કારણે ઊભરાતાં અનિષ્ટો દૂર થશે. એ દૂર કરવાની આજે જ જરૂર છે.

## શક્તિનું પ્રતીક

[ મિત્ર મંડળ વચ્ચે વાતમાંથી વાત નીકળતાં 'સ્ત્રીનું સમાજમાં સ્થાન ક્યાં ?' એ વિષય ઉપર ઠીક ઠીક ચર્ચા થઈ તેનો ટૂંક સાર આ રહ્યો : ]

રમેશ : કમલેશને લગ્ન કરવા માટે ખૂબ સમજાવ્યો પણ કહે છે કે મને અનુકૂળ એવી છોકરી શોધી આપો. લીનાબહેન, કોઈ છોકરી જ એને ગમતી નથી. શું કરવું એના માટે ?

લીના : એને જોઈએ છે એવી છોકરી તો મેળવી આપુ પણ એ બધું ઇચ્છવા છતાં, મોં માગ્યું મળવા છતાં તમે પુરુષો તો તમારું ધણીપણું બજાવવાનું ચૂકતા નથી એનું ખરેખર દુઃખ થાય છે એટલે એવી સ્વમાની કન્યાને એ 'ચૂડ'માં ધકેલવાનું મન નથી થતું.

સુકન્યા : લીનાબહેન, તમે કહો છો એ કારણે એ કન્યા લગ્ન બંધનથી અલિપ્ત રહેશે ખરી ?

લીના : ના, પણ એમ થાય કે એની મેળે પસંદ કરીને લગ્ન કરે તો એવી કન્યાને છેવટે એ દુઃખ તો ન જ થાય કે બીજાની પસંદગીને કારણે પોતે આ સહી રહી છે। હું તો, સુકન્યા, આજે એવા કેટલાય દાખલા જોઈ રહી છું. પુરુષો ભણેલી ગણેલી સંસ્કારી પત્ની ઇચ્છે છે, મેળવે છે પરંતુ તેમનું સ્વામીત્વ નાબૂદ થતું નથી. ધીમે ધીમે કરતાં તે વધુ પ્રબળ બનતું જાય છે.

રમેશ : કદાચ હશે. પણ લીનાબહેન, બધા જ પુરુષોને એક જ જોતરે ન જોડાય ને ? અમુક ટકાને કારણે આખી જાતિ ઉપર દોષારોપણ કરવું તમને વ્યાજબી લાગે છે ?

સુકન્યા : આપણે વિચારણા જ શરૂ કરી છે તો તમને કેટલાક દાખલા આપી ખ્યાલ આપું. નલિનભાઈએ આગ્રહ સેવીને ભણેલી, અરે સમાજમાં સારું સ્થાન ધરાવતી સ્ત્રી પસંદ કરી. થોડો સમય ખૂબ સારું ચાલ્યું. આજે તે બહાર કામ કરે છે. પૈસે ટકે તેઓ સુખી છે એટલે નોકરીની જરૂરિયાત તેમને જણાતી નથી. છતાં નલિનભાઈને ઘેર જઈ ચડું છું ત્યારે તેમના મોઢેથી કંઈ જુદું જ સાંભળવા મળે છે. તેમને આવું જાહેર કાર્ય ગમતું નથી. પોતાનું ઘર સંભાળીને જ માત્ર બેસી રહે તે તેમને ગમે છે – જો કે અમુક વ્યક્તિની આગળ તેમને વખાણ કરતાં પણ સાંભળું છું. એટલે તેમનું બે બાજુનું વ્યક્તિત્વ ( duel personality ) ક્યારેક ન સમજાય તેવું હોય છે.

લીના : તેમનો સ્વભાવગત 'દંભ' અને માલિકીભાવના, પત્ની એ પોતાની માલિકીની વસ્તુ છે એ સંસ્કાર તેમનામાં રૂઢ થયેલા છે; ભણ્યા પછી નવા વાતાવરણની અસરે ઉપરનો ઓપ આવવા છતાં જન્મ સંસ્કાર નાબૂદ થયા નથી તે એની સાબિતી છે. સ્વમાની પત્ની એ હક પૂરેપૂરા ભોગવવા નહિ દેતી હોય ત્યારે ઘર્ષણ ઊભું થાય. નવા સમાજમાં પોતે ભલા કહેવાય, સમાનતાના બણગા ફૂંકે, ચાર માણસની વચ્ચે પત્નીના કાર્યની પ્રશંસા પણ કરે છતાં પણ તેમને થોડી જવાબદારી પણ અસહ્ય થઈ પડતી હોય એ વખતે આવી duel personality પોતાનો ભાગ ભજવે છે.



## જયન્તિકા પરમાર 'સુમંગલા'



સ્ત્રીનું સ્થાન ક્યાં, ઘરની ચાર દિવાલ વચ્ચે? આજે વર્ષો પછી પણ જ્યારે એમ મનાઈ રહ્યું છે કે દેશમાં અજ્ઞાનના ઘણી ઓછી થઈ છે, સમાજમાં સ્ત્રી–જાગૃતિ આવી છે ત્યારે પણ લોકોની જીભે તો એ જ સૂત્ર સાંભળીએ છીએ કે 'સ્ત્રીનું સ્થાન ચાર દિવાલની વચ્ચે જ શોભે. તેને તો તેનું ઘર, વર અને બાળકો.' સ્ત્રી પ્રત્યેની પુરુષની માલિકી–ભાવના એમ નાબૂદ થાય તેમ નથી. અને એટલે જ તે ઇચ્છે તે રીતે તેના ઉપર સ્વામીત્વ ભોગવી શકે છે.

આજે કાળ ઘણો બદલાયો છે—બદલાઈ રહ્યો છે. પરદેશ જઈને ઉચ્ચ શિક્ષણ, નવી સંસ્કૃતિ મેળવવાનો આપણે દાવો કરીએ છીએ. પુરુષ પોતે વ્યક્તિ તરીકેના બધી જ જાતના હક ભોગવવા હકદાર બની શકે છે. જ્યારે સ્ત્રી....આજે પણ આ પ્રશ્ન એટલો બધો મૂંઝવી રહ્યો છે કે સ્ત્રી, વ્યક્તિ હોવાં છતાં, પુરુષ જેટલી જ હકદાર હોવા છતાં તેનું સમાજમાં કોઇ નિશ્ચિત સ્થાન નથી. પતિ એ જ પરમેશ્વર એ ભાવના ભારતની નારી ભૂલી નથી—પછી તે પતિ ગમે તેવો વ્યભિચારી હોય, આવડતહીન હોય, પુરુષત્વહીન હોય.

એક સમય એવો હતો જ્યારે સ્ત્રી–પુરુષના ભેદ આટલા વિશાળ નહોતા. જેમ જેમ સંસ્કૃતિ બદલાતી ગઈ તેમ તેમ સમાજમાં પરિવર્તન આવી રહ્યું વ્યક્તિ સમાજ વગર જીવી શકે નહિ એ પરિસ્થિતિ સર્જાઈ અને પુરુષે સ્ત્રી ઉપર ધણીપણું લાદ્યું. પત્ની એ પતિની જીવનસંગિની છે તેની પત્ની રૂપે–મિત્ર રૂપે. સ્ત્રીમાં શક્તિ નથી, હિંમત નથી, માટે તે પગવલંબી છે એ માન્યતા આજે ભૂંસવાની જરૂર છે. હવે તેને ગુલામીની જંજીરોમાં સબડવાની જરૂર નથી. એ ગુલામીમાંથી મુક્તિ મેળવવા સ્ત્રીએ જાગૃત થવાની જરૂર છે. માત્ર થોડી સ્ત્રીઓના જાગૃત થવાથી કે બંડ પોકારવાથી—અરે, સરકારના કાયદાઓથી પણ પુરુષની ઘર ઘાલી બેઠેલી માન્યતા તમે દૂર કરી શકવાના નથી. એને માટે દરેક સ્ત્રીએ જાગૃત થવું પડશે. ઉચ્ચ શિક્ષણ મેળવી, પોતાનું સાચું સ્થાન સમાજમાં ક્યાં એ જાતે જ નક્કી કરી પુરુષના હૃદયમાં વણાઈ ગયેલો સ્વામીત્વની ભાવના દૂર કરશે ત્યારે જ સમાજમાં સ્ત્રીનું ચોક્કસ સ્થાન નક્કી થશે. સમાજમાં સ્વામીત્વને કારણે ઊભરાતાં અનિષ્ટો દૂર થશે. એ દૂર કરવાની આજે જ જરૂર છે.

# શક્તિનું પ્રતીક

[ મિત્ર મંડળ વચ્ચે વાતમાંથી વાત નીકળતાં 'સ્ત્રીનું સમાજમાં સ્થાન ક્યાં?' એ વિષય ઉપર ઠીક ઠીક ચર્ચા થઈ તેનો ટૂંક સાર આ રહ્યો : ]

રમેશ : કમલેશને લગ્ન કરવા માટે ખૂબ સમજાવ્યો પણ કહે છે કે મને અનુકૂળ એવી છોકરી શોધી આપો. લીનાબહેન, કોઈ છોકરી જ એને ગમતી નથી. શું કરવું એના માટે?

લીના : એને જોઈએ છે એવી છોકરી તો મેળવી આપું પણ એ બધું ઇચ્છવા છતાં, મોં માગ્યું મળવા છતાં તમે પુરુષો તો તમારું ધણીપણું બજાવવાનું ચૂકતા નથી એનું ખરેખર દુઃખ થાય છે એટલે એવી સ્વમાની કન્યાને એ 'ચૂડ'માં ધકેલવાનું મન નથી થતું.

સુકન્યા : લીનાબહેન, તમે કહો છો એ કારણે એ કન્યા લગ્નબંધનથી અલિપ્ત રહેશે ખરી?

લીના : ના, પણ એમ થાય કે એની મેળે પસંદ કરીને લગ્ન કરે તો એવી કન્યાને છેવટે એ દુઃખ તો ન જ થાય કે બીજાની પસંદગીને કારણે પોતે આ સહી રહી છે! હું તો, સુકન્યા, આજે એવાં કેટલાય દાખલા જોઈ રહી છું. પુરુષો ભણેલી ગણેલી સંસ્કારી પત્ની ઇચ્છે છે, મેળવે છે પરંતુ તેમનું સ્વામીત્વ નાબૂદ થતું નથી. ધીમે ધીમે કરતાં તે વધુ પ્રબળ બનતું જાય છે.

રમેશ : કદાચ હશે. પણ લીનાબહેન, બધા જ પુરુષોને એક જ જોતરે ન જોડાય ને? અમુક ટકાને કારણે આખી જાતિ ઉપર દોષારોપણ કરવું તમને વ્યાજબી લાગે છે?

સુકન્યા : આપણે વિચારણા જ શરૂ કરી છે તો તમને કેટલાક દાખલા આપી ખ્યાલ આપું. નલિનભાઈએ આગ્રહ સેવીને ભણેલી, અને સમાજમાં સારું સ્થાન ધરાવતી સ્ત્રી પસંદ કરી. થોડો સમય ખૂબ સારું ચાલ્યું. આજે તે બહાર કામ કરે છે. પૈસે ટકે તેઓ સુખી છે એટલે નોકરીની જરૂરિયાત તેમને જણાતી નથી. છતાં નલિનભાઈને ઘેર જઈ ચઢું છું ત્યારે તેમના મોઢેથી કંઈ જુદું જ સાંભળવા મળે છે. તેમને આવું જાહેર કાર્ય ગમતું નથી. પોતાનું ઘર સંભાળીને જ માત્ર બેસી રહે તે તેમને ગમે છે – જો કે અમુક વ્યક્તિની આગળ તેમને વખાણ કરતાં પણ સાંભળું છું. એટલે તેમનું બે બાજુનું વ્યક્તિત્વ (duel personality) ક્યારેક ન સમજાય તેવું હોય છે.

લીના : તેમનો સ્વભાવગત 'દંભ' અને માલિકીભાવના, પત્ની એ પોતાની માલિકીની વસ્તુ છે એ સંસ્કાર તેમનામાં રૂઢ થયેલા છે; ભણ્યા પછી નવા વાતાવરણની અસરે ઉપરનો ઓપ આવવા છતાં જન્મ સંસ્કાર નાબૂદ થયા નથી તે એની સાબિતી છે. સ્વમાની પત્ની એ હક પૂરેપૂરા ભોગવવા નહિ દેતી હોય ત્યારે ઘર્ષણ ઊભું થાય. નવા સમાજમાં પોતે ભલા કહેવાય, સમાનતાના બણગા ફૂંકે, ચાર માણસની વચ્ચે પત્નીના કાર્યની પ્રશંસા પણ કરે છતાં પણ તેમને થોડી જવાબદારી પણ અસહ્ય થઈ પડતી હોય એ વખતે આવી duel personality પોતાનો ભાગ ભજવે છે.



રમેશ : લીનાબહેન, આ તમારી dual personality ની વાત તો તમારી પાસેથી જ જાણી. મેં એવું પણ જોયું છે કે પતિ આળસુ હોય, નોકરી ધંધો કરવો ગમે નહિ અને આર્થિક સમસ્યાને પહોંચી વળવા પત્નીને નોકરી કરવા મોકલે. પત્નીની કમાણી ઉપર પોતે લહેર કરે છતાં પણ પત્નીને દબાવે. પત્ની ઘરકામ કરે, નોકરી કરે, બાળકોને સાચવે છતાં પણ પતિની શીરજોરી ચાલુ હોય નોકરીએથી એક કલાક પણ મોડી કેમ આવે ? પૈસો મળે એ જ તેમને સ્વાર્થ હોય. બાકી પત્નીએ તો પતિનું કહ્યું જ કરવાનું હોય. એને કોઈ મંતવ્ય હોય નહિ. સ્વાર્થ પૂરતી બહાર કામે જાય.

લીના : બાકી તો સ્ત્રીએ ઘરની ચાર દિવાલોમાં ગોંધાઈ રહેવું જોઈએ. ઘરની સેવા કરવાની મૂકીને બહારની સેવા કેવી ? ગમે તેટલો ઢસરડો કરે તો પણ પત્નીની દયા ખાનાર કોઈ નથી હોતું. આજે તો સમાજમાં, ભણેલા-ગણેલા સમાજમાં આવા કુટુંબોનો પાર નથી. પછી અજ્ઞાનતાની—જ્યાં અભણ વર્ગ છે તેમની તો હીન દશા કેવી હશે ! પછી સ્ત્રીઓમાં જાગૃતિ આણવાનું આપણે કહીએ તે બધું ક્યાં છે ? માત્ર ભાષણોમાં જ ? વર્તનમાં, અમલમાં કેટલુ મુકાય છે ?

સુકન્યા : ઘરમાં કલેશ થાય ત્યારે સ્ત્રીનો જ વાક દેખાય છે. એકલા પુરુષવર્ગને જ શા માટે કહીએ ? સ્ત્રીને તિરસ્કારવામાં સ્ત્રી જાતિનો પણ ફાળો છે જ. સાસુ, નણંદને મન તો વહુ જ ખરાબ દેખાય છે. સમાનતાની ભાવના આવતાં શી ખબર હજુ શુંય વેઠવું પડશે !

લીના : જો આપણે કમલેશની વાતમાંથી એક ગહન પ્રશ્ન ચર્ચી નાખ્યો. કમલેશને પણ આ પ્રશ્ન સમજાવવાની જરૂર છે. બાકી આપણામાં હિંમત હશે તો જ સ્વાવલંબી બની શકીશું. સ્ત્રીઓને જાગૃત કરી શકીશું. રડીને બેસી રહેવાના જમાના આજે નથી રહ્યા. સ્ત્રી-શક્તિ જ બળવાન છે. એ છે ત્યારે જ પુરુષમાં પણ તાકાત છે.

## માનસ-વિચાર

સધનસંપન્ન અને સુખી પ્રમીલાબહેન બધી વાતે શોખીન ખૂબ. ખાવા પીવા, પહેરવા ઓઢવામાં પણ 'અપ ટુ ડેટ.' પરંતુ શરીરે ડબલ, ઝાઝું ચાલી શકે નહિ આળસ પણ ખરી. કામ ઓછું થાય એટલે હુકમો ઝાઝા કરે. સૌથી મોટી વાત તો બીજા પાસેથી કામ લેતાં સારું આવડે

ઘરમાં કંઈ પણ નવું કામ હોય, પાપડ બનાવવા, નાસ્તો કરવો એ ઉપરાંત બીજું કંઈ પણ કામ હોય તો તરત અડોશી પડોશીને બોલાવી લાવે. અને કામ પાર પાડી દે. પ્રમીલાબહેન રહ્યાં વસ્તારી. એટલે કામ પણ ઝઝું હોય. તે ગામગપાટા હાંકતાં હાંકતાં પાર પડી જાય. તેમની પડોશમાં રહેતાં રમાબહેનને તો તે ખાસ બોલાવવા મોકલે. માણસ અગવડ સગવડે કદાચ ન પણ આવી શકે પણ રમાબહેન તો ક્યારેય ના પાડી શકે નહિ ના પાડે તો પણ પેલાં થોડીવાર આવવાનો એવા મીઠા શબ્દોથી આગ્રહ કરે કે તેમને જવું જ પડે.

અરસપરસ એકબીજાનું કરી છૂટવાની ભાવના

ખરેખર સારી છે. પણ પ્રમીલાબહેનમાં એવું નહોતું. દરેક વ્યક્તિમાં પોતાનું કામ પાર પાડવાનો સ્વાર્થ પહેલો હોય છે. એમના પતિને બહુ ન ગમે એટલે એમની હાજરીમાં કોઈને ઘેર કામ કરવા ન જવાય. અરે, ખૂદ પોતાને ઘેર નવું કામ આદરે તો ચીડાઈ જાય. કારણ 'સાહેબ'ની સગવડ થોડી ઓછી સચવાય ને!

રમાબહેન, શાન્તાબહેન રોજ વિચારે કે હવે તો પ્રમીલાબહેન બોલાવવા મોકલે ત્યારે ના પાડી દઈશું. પણ એ હિંમત કોનામાં! એનાથી એવા તો જાણે અંજાઈ ગયાં હતાં કે એ કંઈ પ્રત્યુત્તર કે દલીલ કરી શકતાં નહિ અને એમની પાછળ ખેંચાતા જતાં હતાં. પ્રમીલાબહેનને ઓશિયાળાં થતાં આવડતું હતું.

ભારેખમ શરીર એટલે કામ બહુ થાય નહિ. રમાબહેનને ઘેર કામ માટે જાય તો સાવ ધીમેથી કામ રમતાં રમતાં કરે. એટલે એમનો બોજો હળવો થાય જ નહિ. જ્યારે રમાબહેન સ્વભાવે પરગજુ ખૂબ. એટલે હશે, બિચારાંથી નથી થતું તો આપણને મદદ કરવામાં શું જોર પડવાનું છે! આમ ધીમે ધીમે સંબંધ વધતો ગયો. એટલે પ્રમીલાબહેન પડોશી હક્ક પણ સારા પ્રમાણમાં બજાવવા માંડયાં.

પૈસે ટકે સુખી પ્રમીલાબહેન મોજ-શોખમાં સારા એવા પૈસા ખર્ચી શકે પણ નાનામાં નાની વસ્તુ ઘરમાં વસાવે નહિ. અને તેની જરૂરિયાત વારંવાર પડે ત્યારે પડોશીને ત્યાંથી લઈ આવે. જલદીથી પાછી મોકલવાની ટેવ નહિ એટલે લેવા જઈએ ત્યારે વસ્તુ પાછી મળે. પડોશમાં છે એ વસ્તુ નવી લાવીને કામ પણ શું છે? જ્યારે જોઈએ ત્યારે મળી રહેવાની છે. રમાબેન, શાન્તાબેન બેઉ ભેગાં મળે ત્યારે પ્રમીલાબહેનની આ ટેવ ઉપર ચર્ચા ચાલે. 'મારું મશીન તો તેમને ઘેર જઈ જઈને એટલું ઘસાઈ ગયું છે પણ તે તો બિલકુલ સમજતાં જ નથી ના પણ કેટલીક વાર પાડવી? એક વસ્તુની જાણ થઈ પછી બહાનું પણ કંઈ કઢાતું નથી' રમાબહેન વરાળ કાઢી રહ્યાં ત્યાં શાન્તાબહેન બોલી ઊઠયાં: 'મારે ઘેરથી પણ કાચનો સામાન, લોટ વગેરે મંગાવે પણ આટલા સંબંધ પછી ના પણ કેમ કહેવાય! એક વખત એમને ત્યાં મહેમાન હતાં. મારો કાચનો 'બાઉલ' લઈ ગયેલાં અને તે ફૂટી ગયો. મને કહે કે શાન્તાબહેન, રામાના હાથમાંથી લપસી ગયો ને ફૂટી ગયો. પણ બીજો કોઈ વિવેક પણ ન બતાવી શકયાં.'

'હા, આપણે કેટલું સાચવી સાચવીને વાપરીએ તે તેમના હાથે નાબૂદ કરવા માટે જ ને!' પારકી વસ્તુ ઉપર તાગડધીન્ના કરવાની આ ટેવ ખરેખર બીજાને માટે ખતરનાક છે. એમની આબરુ પણ શું? સુખી ઘરમાં પણ આવી કંજૂસાઈ જોવામાં આવે છે ત્યારે આપણામાં ઘર ઘાલી બેઠેલાં એ દૂષણો પ્રત્યે દુઃખ થાય છે. માત્ર ખાવા પીવા અને પહેરવા ઓઢવા સિવાય જીવનમાં બીજું કોઈ રહસ્ય જ નથી? સાવ સામાન્ય કોટિનું માનસ કયારે વિચારવંતુ બનશે!

✡

વાતે । સઘળું મહાભારત સતાઈ રહ્યું હોય તેવી અર્થપૂર્ણ શૈલીના એ પુરસ્કર્તા છે એમની વિચારસરણી કદાચ ગુજરાતને ગુજરાતી પોચી પ્રજાને અને સરળ સુબોધ અખડ આનદી ગુજરાતી સહિત્ય સમજનારા વાચકોને પચે એવી ન પણ લાગે '

શ્રી શિવકુમાર જોષીએ આ પુસ્તકની વિશિષ્ટ રીતે લખેલી પ્રસ્તાવનામાથી લેખક વિશેનુ મતવ્ય ઉપર ટાકેલા ફકરામાથી સાચુ મળે છે એ લેખકની આ પ્રથમ નવનકથા વાચતાં પ્રતીત થાય છે શ્રી ચન્દ્રકાન્ત બક્ષીની ટૂકી વાર્તાએથી તેમનુ નામ એટનુ બધુ જાણીતુ છે અને તેમની શૈલી ગુજરાતને માટે કુપથ્ય તો પણ ગમી જાય તેવી છે એટને આ નવનકથાને વાચનાર અને અવલોકનાર કેટનાયના નાકના ચડેના ટેરવા સામેય લેખક ઊભા રહી શકે તેમ છે

વાર્તા કે નવનકથા કોઈ ચોક્કસ ચોકઠામાં જકડાઈ રહે તેની કળાને મુક્ત શ્વાસ લેવાની તક ન મળે ત્યારે જે બધિયારપણુ તેમાં આવી જાય કે એનાથી ખૂબ જ દૂર રહેની આ નવનકથામાં લેખકની ઝીણવટભરી ઊઘાડી આખે ફરવાની દષ્ટિના શબ્દે શબ્દે પ્રતીતિ થાય છે અનુભવની ઊડી છાપ પણ એનુ પ્રતિબિબ પાડ્યા વિના રહેતી નથી ભાષાની અને શૈલીની જોશીની વેગવાન લેખિર્માનો ગુજરાતને ઘણે વખતે શ્રી બક્ષીએ પરિચય કરાવ્યો છે નીતિમત્તાની ગુનમાંગી પોકારનારને આભડછેટ લાગે તેવી વર્ણનશક્તિય ઘણાને ખૂચે છતાં ગુજરાતી ભાષાને વધુ પડતી જોશીની, નશીનો જીવત કલમ મળે છે એ શુભ ચિહ્ન તો છે જ

આ પ્રથમ નવનકથા જ શ્રી ચન્દ્રકાન્ત બક્ષીને સાહિત્યના જગતમા એક અચ્છા વાર્તા–નવનકથાકારનુ સ્થાન અપાવે છે તે એક શુભાગમન ગણાવુ જોઈએ શ્રી બક્ષી જેવા જાગૃત વાર્તાકાર ગુજરાતને અને ગુજરાતી સાહિત્યને ઘણુ ઘણુ આપી શકશે એ વાત નિર્વિવાદ છે સવાબસો પાનાની આખી નવનકથા એકી બેઠકે વાંચી નાખવા જેવી વાર્તાપ્રવાહમા પકડ છે શૈલીની જોશીની સચોટતા છે પ્રસગોની હારમાળા છે અને વર્ણન ભાષા અને દષ્ટિમા સચી સૂત્ર છે

**નવનિર્માણ**

[ તત્રીઓ સુસ્મિતા મેઢ — જયન્તિકા પરમાર પ્ર૦ અખિલ હિદ મહિલા પરિષદ અમદાવાદ શાખા ભોળાનાથ ઇન્સ્ટિટ્યુટ ખમાસાગેટ અમદાવાદ વાર્ષિક લવાજમ એક રૂપિયો ]

કોઈપણ જાતની રાજકીય પક્ષાપક્ષીથી દૂર રહીને સામાજિકક્ષેત્રે સુદર કાર્ય કરતી અખિલ હિદ મહિલા પરિષદ સમગ્ર દેશમા પોતાની શાખાઓ ધરાવે છે એ પરિષદની અમદાવાદ શાખાએ શરૂ કરેલા નવનિર્માણ નામના ત્રૈમાસિકને આવકારતા આનદ થાય છે સામાજિક કાર્યમાં સાહિત્ય પણ કેટલુ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે તે સુદર રીતે રજૂ કરતા આ પ્રથમ અકના લેખો દરેક રીતે મહત્ત્વના છે અને કેટનીક જાણીતી કલમોનો પણ આ અકમા મળેલો સહકાર અભિનદનીય ગણાય શ્રી શારદાબહેન મહેતા ગુનામદાસ ચોકર, વિનોદિની નીલકઠ ડા સુમન્ત મહેતા રભાબેન ગાધી, ગટુભાઈ ધ્રુ સરોજિની મહેતા નાનુભાઈ દવે વગેરે લેખકોના નોધપાત્ર અને અભ્યાસુ લેખોથી સમૃદ્ધ બનેલા પ્રથમ અક જેવુ જ દરેક અકોનુ ધોરણ જાળવી રાખવા આ ત્રૈમાસિકનાં તત્રીઓ પ્રયત્નશીલ રહેશે તો આપણા સમયિક–સાહિત્યમા સારી એવી પ્રતિભા 'નવનિર્માણ' ઊભી કરશે એ વિશે શકા નથી

ખાસ કરીને મહિલા પરિષદના સભ્યો માટે જ પ્રગટ થતુ આ ત્રૈમાસિક એની લેખસામગ્રીમા પણ સામાન્ય સમજનાં વાચકોનેય લક્ષમા રાખીને સાહિત્ય સામગ્રી પીરસે તો તેનુ ધ્યેય વધુ સાચા અર્થમા સધાશે ગૃહઉપયોગી માહિતી ગૃહવ્યવસ્થા અગેનુ સાહિત્ય તેમજ બાળઉછેર, બાળમાનસ અને ગૃહમાધુર્યને અનુલક્ષીને લખાયેલા લેખો આ ત્રૈમાસિકને વધુ અનુરૂપ રહેશે આવા સૂચનો કરવા પડે તેમ હોવા છતા આ ઉપયોગી ત્રૈમાસિક આપણા પ્રત્યેક ઘરનુ સાથી બની રહે એ જ અપેક્ષા





વાર્ષિક લવાજમ : રૂ. ૬/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.
૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

## ઊર્મિ-નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૧૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ-નવરચના'નું લવાજમ ભરી શકાય છે :—

| | | |
|---|---|---|
| ૧ | એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૨ | આર. આર. શેઠની કંપની, | કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૩ | એન. એમ. ઠક્કરની કંપની, | ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૪ | વિજય સ્ટોર્સ, | ૩૦૮/એ, કાલબાદેવી રોડ, ત્રીજે માળે, મુંબઈ, ૨ |
| ૫ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, | રાવપુરા, વડોદરા. |
| ૬ | ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, | આણંદ. |
| ૭ | વિજય સ્ટોર્સ, | સ્ટેશન રોડ. આણંદ. |
| ૮ | લોકમિલાપ કાર્યાલય, | જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર. |
| ૯ | નવયુગ પુસ્તક ભંડાર, | રાજકોટ. |
| ૧૦ | એલ. કે. મેઘાણી, | ૧૪. રતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧. |
| ૧૧ | ગાંડીવ સાહિત્ય મંદિર, | હવાડિયા ચકલા, સૂરત. |
| ૧૨ | સૌરભ પુસ્તક ભંડાર, | રિલીફ રોડ, પાદ ડની પોળ સામે, અમદાવાદ, ૧ |
| ૧૩ | વિજય સ્ટોર્સ | ૬૨, કલ્યાણ ભવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ, ૧ |
| ૧૪ | સીટી બૂક શૉપ, | પો. ઑ. નં ૧૪૬૦, મોંબાસા. (કેન્યા) |
| ૧૫ | જે. એસ. કાનાબાર લિ૦, | પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ) |
| ૧૬ | જનરલ બૂકસેલર્સ, | પો. ઑ. ન. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા) |
| ૧૭ | પોપ્યુલર બૂક સપ્લાય, | પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા) |
| ૧૮ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૨૪૬, જિન્જા. (યુગાંડા) |
| ૧૯ | નિર્મળાબેન ભટ્ટ, | પો. ઑ. નં. ૧૨૦, જિન્જા. (યુગાંડા) |
| ૨૦ | કે સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા) |
| ૨૧ | રાવળ બ્રધર્સ, | પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા) |
| ૨૨ | છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિં. પ્રેસ લિ., | પો ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા) |
| ૨૩ | રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, | પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૪ | આપાભાઈ પટેલ, | પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૫ | સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, | પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા) |
| ૨૬ | મોરારજીભાઈ એલ. પટેલ, | પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી (દ. રોડેશિયા) |
| ૨૭ | હાકોરભાઈ દેરુ.ઈ, દેસાઈ અન્ડ કંપની, | પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.) |
| ૨૮ | વાલંભીઆ બ્રધર્સ, | પો. ઑ. નં. ૮૯, ઝાંઝીબાર (પૂ આફ્રિકા) |

**અમારાં પ્રકાશનો ઉપરાંત ગુજરાતી સાહિત્યનાં બધાં નવાં પ્રકાશનો અમારે ત્યાંથી હમેશાં મળી શકે છે. ૧૯૬૦નાં નવાં પ્રકાશનો (બીજા પ્રકાશકોનાં) નીચે મુજબ છે :—**



| | | |
|---|---|---|
| હરિસંહિતા ૧-૨-૩ | ન્હાનાલાલ કવિ | ૩૦-૦૦ |
| પુષ્પમિત્ર | ધૂમકેતુ | ૪-૫૦ |
| કુમારદેવી | " | ૫-૦૦ |
| પ્રેમપંથ ૧-૨ | ઈશ્વર પેટલીકર | ૧૧-૦૦ |
| દરિયાપાર | ગુણવંતરાય આચાર્ય | ૪-૫૦ |
| આચાર્યની શ્રેષ્ઠ નવલિકાઓ | " | ૩-૫૦ |
| ભગવાન તારું શું થશે | " | ૩-૦૦ |
| ભરજોબન | " | ૪-૫૦ |
| ચંપાવતી | " | ૪-૦૦ |
| હું એક સુરતિયો | દામુ સાંગાણી | ૩-૦૦ |
| પરણ્યા છતાં કુંવારા | " | ૨-૫૦ |
| શું હતા, શું થઈ ગયા | " | ૩-૫૦ |
| મનનાં મનોરથ | ગ૦ હી૦ બદામી | ૪-૦૦ |
| ગરીબનો બેલી | " | ૩-૦૦ |
| વીતી જશે આ રાત? | ભગવતીકુમાર શર્મા | ૩-૫૦ |
| રાજયોગી | રમણલાલ ધીરજલાલ શાહ | ૩-૦૦ |
| લોખંડી ખાખનાં ફૂલ ૧-૨ | 'જયભિખ્ખુ' | ૧૧-૦૦ |
| અંતરનાં અજવાળાં | પીતાંબર પટેલ | ૬-૦૦ |
| કરલે સિંગાર | " | ૫-૦૦ |
| રૂંધાતાં જીવન | શ્રી. ના. પેંડસે | ૭-૦૦ |
| આભલાં | અરવિંદ ગોખલે | ૬-૦૦ |
| શ્રમણગાથા | ગો. ની. દાંડેકર | ૫-૦૦ |
| ટીલડી | વિ. સિ. ખાંડેકર | ૫-૦૦ |
| ખમ્મા અન્નદાતા | યાદવેન્દ્ર શર્મા | ૫-૦૦ |
| કાજળરેખા | હરીશ નાયક | ૪-૦૦ |
| વિષ અને અમૃત | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૭-૦૦ |
| કચ દેવયાની | મંજુલાલ સાકરલાલ | ૩-૦૦ |
| માંગલ્યદ્રષ્ટા મહાકવિ | બાલચંદ્ર પરીખ | ૧-૨૫ |
| કુલનારી | નીરુપમા દેવી | ૩-૦૦ |
| રહસ્યનગરી | શિવકુમાર જોષી | ૪-૦૦ |
| સેવાશ્રમ | જસવંત મહેતા | ૩-૫૦ |
| મંગલ પ્રભાત | ફાલ્ગુની મુખોપાધ્યાય | ૮-૦૦ |
| દેવદુલારી ૧-૨ | શયદા | ૮-૦૦ |
| મા તે મા ૧-૨ | " | ૧૦-૦૦ |
| ચાલો સજોડે સુખી થઈએ | ચિતુભાઈ પટવા | ૬-૫૦ |
| આનંદ ભૈરવી | સારંગ બારોટ | ૮-૭૫ |
| રાગ વૈરાગ | " | ૪-૦૦ |
| અગનખેલ | " | ૪-૦૦ |
| સુજાતા | કાશીરામ ઠાકુર | ૫-૭૫ |
| જળપ્રલય | પ્રભાકર રાજ્જ | ૩-૦૦ |
| પ્રીત પરાઈ ૧-૨ | કોલક | ૧૨-૦૦ |
| દ્વાર અને દિવાલ | કુન્દનિકા કાપડિયા | ૪-૫૦ |
| આત્મચક્ષુ | સુરેશ ગાંધી | ૪-૦૦ |
| ગોર્કીની શ્રેષ્ઠ વાર્તા | ગોર્કી | ૭-૫૦ |
| ઊંધે ઘડે પાણી | જયેન્દ્રરાય દૂરકાળ | ૩-૫૦ |
| ખાર | ચન્દ્રકાન્ત બક્ષી | ૪-૨૫ |
| રોમા | " | ૩-૭૫ |
| અભિશાપ | ખીમચંદ વોરા | ૫-૦૦ |
| રૂપરાણી | વજુ કોટક | ૬-૨૫ |
| છાંયડી | પરાગ | ૫-૭૫ |
| ગૌરી ૧ ૨ | કોલક | ૧૧-૦૦ |
| ઉરના એકાંત ભડકે બળે | ભદ્રકુમાર યાજ્ઞિક | ૬-૦૦ |
| મન મોતી ને કાચ | વિઠ્ઠલ પંડ્યા | ૭-૫૦ |
| વૈશાખી વાદળ | નંદકુમાર પાઠક | ૫-૦૦ |
| વસંતસેના | ગોરખ | ૪-૭૫ |
| અંગુલીમાલ | " | ૪-૦૦ |
| બાવન પત્તે | કૃષ્ણચંદ્ર | ૭-૫૦ |

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ. : ૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧**

માનવ મૂલ્યોની પુનઃ પ્રતિષ્ઠા ઝંખતું
સ્વતંત્ર વિચારધારાનું માસિક
ગુજરાતનું વિશિષ્ટ 'મોડર્ન રિવ્યુ.'

# વિશ્વમાનવ (શરૂઆત ૧૯૫૮)

સંપાદક : ભોગીલાલ ગાંધી

અઢી વર્ષના ટૂંકા ગાળામાં પોતાનું વિશિષ્ટ સ્થાન –પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર

**દર વર્ષે મોટી સાઈઝનાં આશરે ૨૦૦ પૃ.નો અધ્યયનપૂર્ણ વિશેષાંક**

નીચેના ગ્રંથો વિશેષાંક તરીકે પ્રસિદ્ધ થઈ ચૂકયા છે.

વર્ષ ૧–"સર્વોદય વિજ્ઞાન"; વર્ષ ૨–માનવ અને પરમાણુ; વર્ષ ૩ ગુજરાત દર્શન, (ગુજરાતનો સર્વ સંગ્રહ)

(ઉપરાંત–" નેહરુ : અણુયુગનો સમન્વયક–ના ૪ લેખો)

× × ×

**દર અંકે આગવાં આકર્ષણ**

**મૂલ્ય વિચાર**–(વિવિધ સમસ્યાઓનું વિશ્લેષણ)

**કવિતાનો આસ્વાદ**–(ગુજરાતના કવિઓની એક એક કૃતિનો વિવેચનાત્મક આસ્વાદ–પ્રા સુરેશ જોષીની કલમે)

**કલાનો આસ્વાદ**–(ચિત્રકલાનો ઉદ્ભવ અને વિકાસની ચિત્રમય શ્રેણી–ગુલામ મોહમ્મદ શેખ)

**સાહિત્યસ્વામીઓ અને આલોચન**–(ગુજરાતને ઘડનારા સર્જકો અને ગ્રંથોની અભ્યાસી લેખમાળા–સં. અનિરૂદ્ધ બ્રહ્મભટ્ટ)

**વિજ્ઞાન ચિંતન**–(વિજ્ઞાનની ઘટના અને સમસ્યાઓનું નવનીત : સં. ડૉ. મધુકર શાહ)

**હમ બેચૈન હૈં**–(અજંપાથી ભરેલા હૃદયવેધક પ્રસંગો)

**પહેલું પાનું**–(સદા સંઘરવા સ્મરવા જેવા વિચારો)

**કવિતા**–(ગુજરાતની નવી સર્જાતી કવિતાનાં ગુચ્છ)

વાર્ષિક આશરે ૭૫૦ પાનાનું વાંચન

લવાજમ રૂ. ૭-૦૦

છૂટક નકલ રૂ. ૦–૬૨ ન. પૈ.

**ચેતન પ્રકાશન ગૃહ (પ્રા.) લિ.**
રામજી મંદિર પોળ, વડોદરા.

## વિશ્વમાનવ સ્વાધ્યાય ગ્રંથ શ્રેણી

(આ સાહિત્ય વિશ્વ માનવ ગ્રાહકોને વિશેષાંક તરીકે પ્રાપ્ત થઈ ચૂકયું છે.)

[૧]

### ગુજરાત દર્શન

ગુજરાતી પ્રજા, ભાષા, સંસ્કાર, શિલ્પકળા, નાટ્ય, સાહિત્ય, ઇતિહાસ, સંસાર, ઉદ્યોગ, વિજ્ઞાન, આદિ ક્ષેત્રોના નિષ્ણાતોના આધારતભૂત ૨૫ લેખોનો સંપૂટ.

પૃ. ૬૪૨ (૩૨ આર્ટ પ્લેટ) રૂ. ૯–૦૦

[૨]

### નેહરુ : અણુયુગનો સમન્વયક

લે. ભોગીલાલ ગાંધી

નેહરુના સમસ્ત વિકાસ અને ચિંતનનું મૂલ્યાંકન કરતો માહિતી ગ્રંથ. પંડિત સુખલાલજીના પ્રવેશક સાથે

પાન ૨૦૦ રૂ. ૩-૦૦

[૩]

### માનવ અને પરમાણુ

સંપાદકો :-ડૉ. મધુકર શાહ ... સુભદ્રા ગાંધી

પરમાણુનું સ્વરૂપ : વિનાશક અને મહાયુદ્ધોની ભીષણતા, ભાવિ યુદ્ધની વિનાશકતા; ભવ્ય-સર્જક શક્તિની ભરપૂર માહિતી સાથે.

પા. ૪૬૦ રૂ. ૫–૫૦

[૪]

### સર્વોદય વિજ્ઞાન

સર્વોદયનાં વિવિધ પાસાંઓ, માહિતીઓ અને દષ્ટિ રજૂ કરતો એકમાત્ર વિવેચન-ગ્રંથ.

પા. ૩૩૬ રૂ. ૩–૫૦

રૂ. ૧૫ માં ૪ ગ્રંથ-પોસ્ટેજ ફ્રી
"વિશ્વમાનવ"ના ચાલુ ગ્રાહકોને
આ ગ્રંથો બુક પોસ્ટ ફ્રી
૩૩⅓ % કમિશનથી
(રજી. ખર્ચના ૦–૫૦ ન પૈ. વધુ મોકલવા)

—: પ્રાપ્તિસ્થાન :—

**ચેતન પ્રકાશન ગૃહ (પ્રા.) લિ૦**
રામજી મંદિર પોળ, વડોદરા.

અંક ૪ : જુલાઈ '૬૦

સળંગ અંક ૩૬૪

સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૧

'નવરચના' : વર્ષ ૨૫

સાહિત્ય પ્રેરતું સામયિક


## ક્રમ



★

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે
* વરસમાં ઍપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા ન અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા ન લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે
* જાહેરખબર માટે, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું –

'ઊર્મિ–નવરચના'

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ,

૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ

અમદાવાદ, ૧


પ્રકાશક ઈશ્વરલાલ મો દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પરીખ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ








## સ્વાર્થ

માણસમાં સ્વાર્થાંધતા કેટલી ઊંડી ભરી પડી છે એની ક્યારેક પ્રતીતિ થાય છે ત્યારે માણસજાતમાંથી વિશ્વાસ ગુમાવી બેસીએ છીએ. માણસ પર વિશ્વાસ રાખે એ ભલે સાચા આસ્તિક કહેવાતા હોય. પણ સ્વાર્થાંધ માણસો પર તો વિશ્વાસ ન રાખવામાં જ આસ્તિકતા સમાયેલી નથી ? જ્યાં સુધી સ્વાર્થ માટે સામાને ખુશ રાખવાની બધી જ તરકીબો જારી રખાય અને કામ પત્યું, સ્વાર્થ સર્યો અથવા કોઈ કારણસર એની સાથે કાંઈક વાંકું પડ્યું કે તરત જ બધું વ સારે પાડી દેવાય છે; કેટલુંય મેળવેલું ઘડીના છઠ્ઠા ભાગમાં ગુમાવી દેવાય છે ! માણસનું આ તે કયા પ્રકારનું સ્વાર્થી માનસ ? સ્વાર્થ સાધવા માટે માણસે આટલી બધી નીચી પાયરીએ ઊતરવું પડતું હોય એ તો એની મોટામાં મોટી કમનસીબી કહેવાય. તો પછી સામા પાસેથી કામ કઢાવતાં કે સામી વ્યક્તિનો બધી રીતે કસ કાઢતાં પહેલાં પણ પૂરતો વિચાર કરવો ન જોઈએ ? માણસ એ વિચારશીલ પ્રાણી છે, વિચારોને આચારમાં મૂકતું આચારશીલ પ્રાણી છે, આચારને વ્યવહારુ બનાવતું વ્યવહારશીલ પ્રાણી છે અને છતાં વિચાર, આચાર, વ્યવહાર બધું નેવે મૂકીનેય પોતાનો સ્વાર્થ સાધી શકે છે એ કેવી કરુણતા ! વ્યક્તિએ વ્યક્તિએ વિચાર અને વહેણ બદલાય એ હજુય સમજી શકાય. પણ સ્વાર્થની સાંકળ તો કેવા અંકોડાબદ્ધ હોય છે ! એ દરેક અંકોડો ઈચ્છીએ તોય ઘસાયેલો જોવા નથી મળતો. પોતાનું-પરાયું પણ એ જ વાર્થ પાસે કેટલું જલદી અદૃશ્ય થઈ જાય છે ? સ્વાર્થી વૃત્તિ માણસને તદ્દન હીન કે હલકટ ન બનાવી દે એ નજરે દેખાય છે એટલે કે સ્વાર્થી માનસ જલદી માણસમાંથી નીકળી શકતું નથી. પણ સ્વાર્થી માણસનો સ્વાર્થ બીજાની નજરમાં તરત ચડી જાય છે. અને ત્યારથી જ સ્વાર્થી માણસ બીજાની નજરમાંથી ઊતરી જાય છે. ગમે તેટલું માન-ગૌરવ હોય એ બધું એ જ ઘડીએ અદૃશ્ય થઈ જાય છે. માણસનું માનસ ક્યારેક આ બધું કરવા તરફ નફરત કેળવે છે એ ખરું. છતાં સ્વાર્થની ગંધ કોઈ સહન નથી કરી શકતું, સ્વાર્થીની સાથે પનારું પાડવા કોઈ ઈચ્છતું નથી.

ઈશ્વરલાલ મો. દવે

જયંત પરમાર

★

'સુધાંશુ'

## આષાઢ ધા—ધૂઝતો જી

કપૂરધવલ વીજળી લોલ લ્હેરે ને
મેઘ રુવે એના રજનીરુંગાએ રે;
આષાઢ ધા—ધૂઝતો જી!
કેવડો કે કેતકી, મુદમદ કૌમુદી
કાળજ—કોરો તેજે એ સજાણી રે;
આવી આવીને વીંઝે શ્યામલઘનઘેરા
જાણે વાદળને રહી છે અજાણી રે;
આષાઢ ધા—ધૂઝતો જી!
માલતી મૃણાલી શો છેડલો ફરુકે
ઘન—આંધીઓ ઓગાળીએ ઊજાળે રે;
નીરભર્યાંને જોબન-ખબરૂ નથી ને
એ તો ગાજે 'ઘેરા સાગર પરવાડે રે;
આષાઢ ધા ધૂઝતો જી!
મંદ્ર ચૂરે ઝરમરું, ગર્જન ગિરનારી કરું,
બપૈયા ચાતકના તારે ચૂવુ રે;
વીજળ! અછડતો પાલવ પલકો એવો કે
તારા પલવટ-સંગાથે સદા સૂવું રે;
આષાઢ ધા—ધૂઝતો જી!

★

'મીનપિયાસી'

## અલગારી

હું અલમેલો અલગારી,
કદીક લૂગડાં લઘર વઘર ને, કદી ફરું શણગારી,
—હું અલબેલો
કદીક નાચું નગરજનોમાં, કદીક રાચું રણમાં.
કદીક હસું છું હજાર વચ્ચે, કદી રહું છું વનમાં,
મને જનતામાં નિર્જનતા લાગે, વગડે વસ્તી મારી.
—હું અલબેલો
દુખ મને બહુ દાંત કઢાવે, સુખમાં રડી પડું છું.
દિનભર હું સૂતો સપનામાં, રાત પડે રઝળું છું
શરણાઈઓના સૂર વિનાની, ચડે શેરીએ સ્વારી
—હું અલબેલો
દિલનાં ઢોલક ધડૂકતાં તો દુનિયા ડોલે સારી,
ખુદા કહે 'જા, ખુદાબખ્શ છે, ખલક બધી આ તારી'
કોડા જેવી કિંમત, તોયે અલ્લાની છે યારી-
—હું અલબેલો
મોટા માને મૂરખ મુજને, બધા ગણે છે બાઘો
શંખ ગણે છે શાણા, તેથી રહું હમેશાં આઘો,
શબ્દનાદથી વિશ્વ ગજાવે, વિષ્ણુ કરમાં ધારી
—હું અલબેલો

★

'મધુરમ'

## ત્રિદળ

**કર્મ**

છાયા હમેશાં અલગી ન થાતી
નથી જુદી એ જન-ચીજથીયે
યથા જ કર્મો શુભ હોય પાપો
દિસે ન વૃક્ષે ફળ કાળ પહેલાં.

**માનવવી તે**

દેવો બને જે જન પુણ્ય કાર્યો
કરે, બને તે પશુ પાપ-માળા
થથી રહે, માનવ જિંદગીમાં
ઝરે દયા પ્યાર જ માનવી તે.

**ના ધરે**

ના ભાવનાઓ જન સર્વ વાણી
બની જ સાકાર સ્વરૂપ પામે,
જેવી લહેરો દરિયા તણી તો
બધી ધરે વાદળ રૂપ ના જો.

★

આ. ડૉ. મહેન્દ્ર ન. પંડ્યા

## હું ઊભો'તો કો'ક નાના સ્ટેશન પર....

હું ઊભો'તો કો'ક નાના સ્ટેશન પર
જ્યારે ઉષાકાળના ઝાંખા ઊભરાતા તેજમાં
મેં જોયાં પ્રકાશકિરણો દૂરથી, સુદૂરથી;
જે પલકમાં પૂર્ણ ચન્દ્ર સમા મંડળને
ખેંચી લાવ્યા મારી પાસ...
અને ઘૂઘવતા પાણીના વેગવાન
પ્રચંડ ધોધસમી મારી દૃષ્ટિમર્યાદામાંથી
પસાર થઈ
ને મહાકાય શ્યામ ગર્જતી સશક્ત રેલગાડી

*

હું ઊભો'તો કો'ક નાના સ્ટેશન પર
અને મેં જોઈ રેલગાડીને વિદ્યુતસમી
શૂન્યમાંથી મૂર્ત થતાં અને શૂન્યમાં ફરી વિલીન થતાં.
સહસ્ર માનવસમુદાયને વરાળબળે લઈ જતાં;
અને સ્ફુર્યો મને એક વિકટ વિચાર
કે માનવ બુદ્ધિ શું અગાધ નથી !
વિજ્ઞાન શું એક અપાર શક્તિ અને અમોઘ
શસ્ત્ર નથી !
પરિવર્તન અને સર્જનની અખંડ સ્રોતસમું આ
વિજ્ઞાન
આશીર્વાદ અને શાન્તિ, પ્રગતિ ને પ્રેમને પંથ જ
ન વિચરે ? ન વિચરે ?

*

હું ઊભો'તો કો'ક નાના સ્ટેશન પર
પેનીસીલીન, અણુશક્તિ, અવકાશરૉકેટ અને
રેડિયો,
ટેલીવિઝન અને વિમાન, ફિલ્મ અને કેમેરા,
સબમરીન અને પ્રેસ...
વિજ્ઞાને આ શકય બતાવ્યું;
માનવે આ પ્રાપ્ય બનાવ્યું;
અને
છતાં આ વિજ્ઞાન અને આ માનવ
આશીર્વાદને હણી શાપ શા માટે વહોરે છે ?
શા માટે ?
આ વિચારમાળા મારા મન પર વિદ્યુતસમી
ચમકી ગઈ,
હું ઊભો'તો કો'ક નાના સ્ટેશન પર

*

નવું પ્રભાત, નવો પર્વ, નવા સંદેશનો આજે
ઉદય થાય છે ગુજરાતમાં
જ્યાં સૈકાઓથી અસંખ્ય સંતની અનંત
પ્રેરણા જન્મી અને પાંગરી
જ્યાંના સાબરમતી, દાંડી, બારડોલીએ
શીખવ્યા મન્ત્ર જગતને અહિંસા અને સ્વાતંત્ર્યના;
—જેની રજ અને સ્મરણો પણ યુગો માટે
પૂજ્ય છે—
—જ્યાં સ્ત્રીપુરુષોએ બલિદાન અને સહનશીલતાથી
યશપુંજ પ્રાપ્ત કર્યાં છે.
—જ્યાં વિદ્યા–કલા–વ્યાપારમાં–સંસ્કારમાં પગલાં
માંડયાં છે.
તે યુગપુરુષભોમ ગુજરાત ઉપયોગ વિજ્ઞાનનો
સદ્–ચિત–આનન્દ માટે કરશે, કરશે જ—
મને એમ શ્રદ્ધા થઈ જ્યારે
હું ઊભો'તો કો'ક નાના સ્ટેશન પર.

★

'પારાશર્ય'

## સરસ્વતીને

દો તો દો મુજને સરસ્વતી તમે સંપત્તિ તો આટલી
કે આવે શુભ કાવ્યનો પ્રિય સુહૃદ આશાભર્યો આંગણે
આપી માન સુખાસને કુલભર્યો ટાળી તદા ટોલિયો
પ્રેખી સ્વસ્થ પ્રસન્ન ને ઊમળકે ઢોળ્યા કરું વીંઝણો.

★



'રાજહંસ'

# સમયનાં શોર-ગોર

### બહુમતી અવાક્ છે

ટોકિયોમા આઈઝનહાવરની મુનાકાત તથા જાપાન અમેરિકા વચ્ચેની સંધિ સામે ઉગ્ર દેખાવો થયા એ બનાવોની વધારે ચર્ચા થવી જોઈએ કેમકે એશિયામા આવા પ્રસગો વધવાના છે જે ટોકિયોમા થયુ તે જુદા જુદા રૂપમા મુબાઈ કલકત્તામા કયા નથી થતુ ? હવે એનુ પ્રમાણ વધી જાય એમા શકા નથી આઈઝનહાવર એક દેશના પ્રમુખ હતા, રાજ્યઅતીથિ તરીકે આવતા હતા પરતુ, એમની પ્રતિષ્ઠા તોડી પાડવા મોટી ઝૂબેશ ચાલી કહે છે કે એમા લાખો માણસો—સ્ત્રીઓ અને પુરુષોએ ભાગ લીધો એ દેશના ચૂટાયેલા વડા પ્રધાનને મૂઝવી નાખ્યા અને પ્રમુખની મુનાકાત રદ કરાવી ત્યાના રાજકુટુબની આમન્ત્રા પણ તૂટી

એ લાખો માણસોએ એમનો અવાજ બુલદ કર્યો, રસ્તાઓ ભરી દીધા, ત્યાની પાર્લામેન્ટ ઘેરી લીધી. એવુ વાતાવરણ કરી મૂકયુ કે જાણે જાપાનમા એમનો જ મત ખરો છે, સહુને કબૂલ પણ છે

બીજા લાખો આ વાતને પસદ નહોતા કરતા, છતા એ ચૂપ રહ્યા કોણ ઘર્ષણ વધારે ? એથી તો દેશમા આતરિક કલહ ઘણો વધી જાય ને પ્રજાની તાકાત વેડફાય એમની સમજદારી અને સૌજન્ય હોવાથી ઉત્પાતો નિવારી શકાયા ત્યાની પોલીસે પણ ખૂબ સયમ બતાવ્યો

પણ આપણી સમજદારી સૌજન્ય અને સયમ બોલકા નથી બનતા, એટલે એ કુંઠિત થઈ જાય છે એમની શક્તિ હરાય છે વિના કારણ ક્ષોભ પણ ઊપજે છે અને વિના અપરાધે પોતાને જ સજા થઈ બેસે છે સારી કેળવેલી માન્યતાઓ ઉપર ફટકા પડે છે ત્યારે લાચાર બની જોઈ રહેવુ પડે છે

સસ્કૃતિની આ લાચરી છે વર્ષોના યત્નથી અનેકની પ્રેરણાએ અનુભવે ભાવનાએ જે શિસ્તતાઓ રચ્યા હોય તે ધૂળમા મળે છે તરગી ઉતાવળિયા યુવાનોની ધીંગામસ્તીમા વડીલો બથબથામા ઊતરતા નથી, ખમી લે છે

બે પાચ દિવસની ધાધલ, અને પછી બધુ થાળે પડે છે ત્યારે તો પેલા ધીર વડીલો જ બોજ ખેચવા આગળ આવે છે પણ દરમિયાન એમની ખામોશીને લીધે, કેટલુય અસ્તવ્યસ્ત થઈ જાય છે

બહુમતી બોલતી નથી

### સજ્જનોની સ્મશાન-શાંતિ

મુબાઈમા એક વખત વટોળિયો એવો નીકળ્યો કે હેટ ઉતરાવો ને બધા ભલા પાદરીઓને રોકી નમાવી ટોળા રીઝ્યા પછી બીજો વટોળ નીકળ્યો ને ધોળી ખાદીની ટોપી ઉતરાવી બાળી ત્યારે ટોળા તો મોટા હતા પણ એમનાથી ઘણી મોટી સખ્યાને એ કબૂલ નહોતુ એ સજ્જનો હતા ને તેથી નિર્માલ્ય બન્યા હતા

સામ્યવાદીઓ ધાકધમકીઓ ને શોરબકોર અજમાવી દેશના ઉદ્ધારકનો સ્વાગ ઘણીવાર પહેરી લે છે લાખો માણસો એમણે વર્તાવેલી ગેરવ્યવસ્થાના ભોગ બને છે પણ ભરતીના તોફાની ઉછાળાથી એ દૂર રહે છે ટક્કર આપવાનુ મુનાસીબ લાગતુ નથી

દિલ્હીના કોનેટ સર્કસ જેવા જાણીતા વિશાળ લત્તામા તોફાન મચાવનારાઓએ એક જણને ગાડીમાંથી ખેંચી કાઢી મારી નાખ્યો ત્યારે બસો જેટલા નાગરિકો માત્ર



પ્રેક્ષક તરીકે રહ્યા. એમાંના ઘણાંની આંતરડી કકળી ઊઠી, પણ એ અવાજને સક્રિય બનાવી ના શક્યા. એમના મગજમાં ત્યારે ઘણા વિચારો ઊઠ્યા હશે અને પરિણામે એક હતભાગીનું ખૂન થયું એમ એમની મલી લાગણીઓનું એ સહુએ ખૂન જ કરી નાખ્યું.

સજ્જન વર્ગ નિર્વીર્ય છે.

### ઊતર્યાં હડતાળ ભવાની મા

બેંકની હડતાળના પડઘા શમ્યા ત્યાં તો ગોદીની હડતાળ શરૂ થઈ. રેલ્વેના 'રાષ્ટ્રીય કામદારો' પણ હડતાળની આરાધના કરી રહ્યા છે. સરકારી નોકરો પણ એ વાટે જીવનસાફલ્ય જોઈ રહ્યા છે. એક શરૂ કરશે એટલે સહાનુભૂતિમાં બીજા પણ તૂટી પડશે. રૂખાણ લાવશે.

વિદર્ભ આંદોલનમાં ચંડિકાની પ્રતિષ્ઠા થઈ છે. અને દેશભરમાં હડતાળ ભવાની ઊતર્યાં છે. એવાં હાજરા હજૂર કે જે ધૂણવા બેસે એનામાં એ ઊતરે છે ને ઝટ પ્રસન્ન થાય છે. આપણું તંત્ર દેવી પ્રગટ થાય એટલે થર થર ધ્રૂજવા માંડે છે અને માડી સાથે વાટાઘાટો કરવા ઊતરી પડે છે, કરગરવા લાગે છે. હડતાળો બધી જ ન્યાયી ગણાય એ પણ નવાઈ છે ને! દુનિયાભરના જાત જાતના હકો આપણો દેશ આપી શકે એ પણ કેવી ખૂબી છે! લડીને એ હકો મેળવનારા બધા 'જનતા' અને એ હકો લાભો, દાવાઓ ચૂકવનારા તે સહુ પારકા પચાવી જનારા ઉઠાઉગીરો, રૂસ–ચીનની ભાષામાં 'શાહીવાદીઓ'!

છૂટકો જ નથી. હડતાળ ભવાની ઊતર્યાં છે ને ટકી ગયાં છે. એમને થાળ ધરવા જ પડશે. કોણ એમનું વિસર્જન કરે? મુંબાઈના શાંતિલાલ શાહ કે દિલ્હીના ગુલઝારીલાલ નંદાનું એ ગજું નથી. લશ્કરી દોર આગળ જ આવી દેવીઓ ચૂંદડીઓ ફગોળીને નાસવા માંડે. કોને ખબર આ 'ભવાની' ઓ જ દેશમાં લશ્કરી શક્તિને જગાડી ખેંચી પ્રવૃત્ત નહિ કરે!

હિંદી લશ્કર શાણું છે, શિસ્તવાળું છે. પણ દેશની ખાનાખરાબી થતી હોય ત્યારેય સજ્જનોની નિર્વીર્યતા દાખવી શાંત રહે એવું શિથિલ નથી એ શક્તિનેય આવાહન નહિ જ થાય એમ રખે માની લઈએ!

### મંત્રદર્શન પાછળ યત્ન ક્યાં છે?

સૂરતમાં નેહરુએ ૪૦ કરોડને રોજ એક કલાક દેશ કાજે આપવા કહ્યું. એ કલાકની 'સેવા' થાય તો કેટલું બધું કામ નીપજે, દેશ કેટલો બધો આગળ વધે! એમને કેમ દેખાયું નહિ હોય કે લાખો કોન્ગ્રેસીઓ 'સેવા'નું કામ રોજ રોજ કરી રહ્યા છે એનું પરિણામ તપાસવા રાષ્ટ્રીય કમીશન તો નહિ નીમવું પડે ને!

એક ઘણો સરસ વિચાર દેશ—માટે રોજનો એક કલાક! પણ નેહરુના ઘણા ઉમદા વિચારો માફક ત્યાં ઊગીને ત્યાં જ કરમાઈ જવાનો! એ બાપડા અલ્જીરીયાની ને ફોર્મોસાની ફિકરમાંથી છૂટે ત્યારે ને! એક કલાક શું પાંચ જ મિનિટના હિસાબે દેશવાસીઓ પાસેથી કામ લઈ શકાય તો કેટલું બધું કામ નીપજે? પણ કયું કામ, કેવી રીતે કરવાનું એનું નિરાકરણ કોણ કરે? વિનોબાએ તો બાંધે ભારે કહી રાખ્યું જ છે ને કે લોકોને ફાવે તે માર્ગ અપનાવે, એ રીતે લોકશક્તિ ખીલે! આવી વાતો શરૂ કરવી ને પછી ત્યાં જ છોડી દેવી એ અક્ષમ્ય છે, પ્રજાને મૂંઝવનારી છે.

એની સામે બીજો દાખલો જોઈએ. ચીનની મુલાકાતે મોન્ટગોમરી જઈ આવ્યા. એમણે લોકોને સવારે કસરત કરતા જોયા. કારખાને જતા માણસો પણ દોડતા, વચ્ચે મુકરર કરેલા સ્થળે કસરત કરતા જોયા. કહે છે કે ત્યાંના પ્રમુખે એમને એવો આદેશ આપ્યો છે, એનો પ્રબંધ પણ કર્યો છે.

આપણે 'મંત્ર'ના પ્રભાવમાં વધારે રાચીએ છીએ. સૂઝ્યું—દર્શન થયું—એ જ કેમ જાણે પૂરતું થાય છે. એ મંત્રના ઠેર ઠેર યત્ન ચાલે તેવા શિરસ્તાનો આપણે આગ્રહ કરતા નથી. મંત્રના જાદુને કામિયાબ બનાવવા એને યત્નનું વહન આપી શકતા નથી, અનુષ્ઠાનો સૂઝતાં નથી.

ને એમ મોંઘા મંત્રો સુષુપ્ત અવસ્થામાં સડ્યાં કરે છે!

## બે પાંખો સમતોલ નથી : રાષ્ટ્રનું શું ?

હમણાં એક બીજી જરૂરી વાત નેહરુએ પ્રકાશમાં મૂકી છે. એમને દેખાયું છે કે કોન્ગ્રેસની અંદર એક વર્ગ ધારાસભાભિમુખ છે ને બીજો એનાં સ્વપ્નાં સેવનારો છે. જે છે તે ધારાસભામાં છે, એના વિના સ્વર્ગ નથી પછી મોક્ષ તો સંભવે જ કેમ!

કોન્ગ્રેસની બે પાંખો—ધારાસભાની અને લોકસંપર્ક. આ બંને વચ્ચે હરીફાઈ છે, અદેખાઈ પણ હશે. અસલી સત્તા ઉપર બંનેને કાબૂ જોઈએ છે એટલે જે કક્ષામાં ભરાઈ પડાયું હોય એનું સમર્થન થવાનું. કોન્ગ્રેસના પ્રમુખો દેશના કે પ્રદેશના એ સહુને વધારે હક મેળવવા છે. પણ પ્રધાન થવાની તક મળે તો બીજાની 'સલાહ' ખૂંચે છે, એમાં 'દખલ' દેખાય છે. રોગની ચિકિત્સા થઈ, ઓળખાયો પણ ખરો. હવે એના ઈલાજ શા કરવા ? કે શું કામ કરવા ?

કહે છે કે ચીનના નાયબ પ્રધાનો મહિનો માસ મજૂરી કરવા સ્વેચ્છાએ નીકળી પડે છે, એ રીતે તેઓ લોકસંપર્ક જાળવી તો શકે, શ્રમની પ્રતિષ્ઠા પણ વધારે, શ્રમનું આર્થિક મૂલ્ય વધારીને એનું ગૌરવ કરવું એક વાત છે, અને એનું સામાજિક મૂલ્ય વધારવું એ જુદી વાત છે. પહેલી રીત આપણે દેશમાં અજમાવી છે. બીજીને સાવ વિસારે પાડી છે. કેમ જાણે એનો કાળ હજુ પાક્યો નથી.

આપણે સલાહ તો આપીએ, ફોગટ જવાની એમ જાણીને પણ આપીએ એ પણ એક પ્રકારની 'સેવા' જ થઈ ને! આપણા પ્રધાનોની મોટર કે વિમાનની મુસાફરીઓની કોઈ અદેખાઈ કરતું નથી. છતાં લોકોને નવાઈ લાગે છે કે, ક્યારેય ટ્રામ-બસમાં કે રેલ્વેના થર્ડક્લાસમાં તેઓ કેમ દેખાતા નથી? એ લોકો ધનપતિઓના 'સુપુત્ર કે સુપુત્રી'ના લગ્નસત્કારસમારંભોની શોભામાં જ કેમ અભિવૃદ્ધિ કરતા રહ્યા છે, સામાન્ય જનતામાં એમના કોઈ પરિચિતો છે જ નહિ શું ? કોઈ વાર જાહેરસમારંભોમાં પાછલે બાંકડે આવીને બેસતાં એમને કોણ રોકે છે—પ્રતિષ્ઠા! તો એ પ્રતિષ્ઠા પીંજરાનો આંકડો થઈને બેઠી છે એમ પણ આપણે માનવું રહ્યું.

મોરારજીએ મુંબઈમાં ઓપરેશન કરાવેલું. ઓપરેશન બહુ જોખમી નહોતું. પણ મુંબઈ આખાએ ઓપરેશન કરાવ્યું હોય એવું વાતાવરણ બનાવી દીધું. દાક્તરોની ફોજ 'સ્વેચ્છા'એ આવી ઊભી, બુલેટીનો છૂટયાં. કોને ખબર મંદિરોમાં પ્રાર્થનાઓ પણ થઈ હશે. અને આ બધું એક નિરભિમાની નિરાડંબરી પ્રાયશ્ચિત કરનાર સ્વધર્મી સાદા પ્રધાન માટે ? જ્યારે કૃપાલાની એક વખત હરસના ઓપરેશન માટે પરેલની ઈસ્પિતાલમાં દાખલ થયા ત્યારે બીજે કે ત્રીજે દિવસે જ ત્યાંના દાક્તરોને ખબર પડી. વિવાહવાજને, સાજે માંદે કે હરવે ફરવે જ્યારે વૃત્તિઓ સ્થાનની શોભા જાળવવા મથતી જ રહે ત્યારે સંસ્થાની બંને પાંખો સમતોલ ક્યાંથી રહે? ને દેશની નજર આગળ ઉમદા દષ્ટાંતો પણ કેમ ના ઝંખવાય!

### રાષ્ટ્રનું બજેટ લેણું વ્યક્તિનું

અર્થશાસ્ત્રમાં એક નવી શોધ થઈ છે. આવક વધે તેમ તે કરતાં ખરચ વધારે વધે. એટલે આવકે એને પહોંચી વળવા હંમેશ મથતા રહેવું જોઈએ. ને જેમ વ્યક્તિનું તેમ રાષ્ટ્રનું. આપણે ત્યાં બજેટો તૈયાર થાય છે તે ખરચનું બજેટ હોય છે, આવકનું નહિ. આવકે તો આમથી તેમથી ધમપછાડા કરી ઉમેરી લાવવાનું સરકાર પાસે કાયદાની એવી સત્તા છે એટલે એ ઘસડી લાવે તે નૈતિક ગણાય અને વ્યક્તિઓ પાસે એવી સત્તા નથી એટલે અનૈતિક ગણાય એમાં જે ચાલાક હોય તે ધાર્યું કરી જાય, ધન મેળવે, બચત પણ બતાવે અને એમાંથી સારો એવો 'ધરમાદો' કરી નામ (કે પુણ્ય?) પણ કમાય.

બાકી નવા સિદ્ધાંત પ્રમાણે ખરચને પહોંચી વળવા આવકે અથડાવાનું હોય તો નાની કે મોટી બચતનો સવાલ જ ક્યાંથી સંભવે ?

અને બચત કરી કરીનેય શું ? જેણે બચતો કરી રાખી હશે તેય વિચારતા હશે ને કે ૫૦ના ભાવનું સોનું



હતું ત્યારે વીમામાં બચત કરી કે સરકારી જામીનગીરીઓમાં રોકી પણ હવે તો રૂપીઆનો ભાવ ત્રણ આને પહોંચી ગયો. એટલે ઘડાના કળશિયા જ થયા ને!

પણ આવક પ્રમાણે ખરચ કરવાનો જમાનો ક્યાં જતો રહ્યો? સરકારે જ એને કાઢી મૂક્યો, એમ ને? રાજ્ય જેમ જેમ નવી આવકો શોધી 'કલ્યાણ' કામ કરતું રહે તેમ કુટુંબો પણ અવનવી આવકો શોધી ખરચનાં પાસાંને સરખાં કરવાં મથી રહે. લોકો કાજે એ પદ્ધતિ ખોટી છે. એમ ઘટાવવું હોય તો ફેરફાર બજેટથી થવો જોઈશે, 'લીડ' એણે લીધી છે એટલે હવે પણ લેવી જોઈશે. એ આશા જો કે નિરર્થક છે. અવનવા કરવેરા શોધવા નાખવા ઉઘરાવવા ને ખર્ચવા એ રાજ્યનો એક શોખ ને ફેશન થઈ પડયાં છે. અને બજેટનો ફૂગાવો વધતો જ રહેવાનો છે. વ્યક્તિઓએ એની પાછળ તણાવાનું એમાં નવાઈ શી ને દુઃખ પણ શાને કરવું?

### લગ્ન-ઉજવણી પર નવો કર

પાકિસ્તાનમાં સિયાલકોટની મ્યુનિસિપાલિટીએ લગ્નવેરો નાખવાની પહેલ કરી તે બદલ એને આપણે અભિનંદન આપીએ.

લગ્ન એ મોજશોખ નથી. પણ એ પ્રસંગની ઉજવણી શોખીન રીતે કરવામાં આવે છે એમાં શક નથી. માણસ સ્વાભાવિક આનંદ કરે તેને બદલે જ્યારે એ આનંદનું પ્રદર્શન કરી મોટાઈ મેળવવા ઇચ્છે ત્યારે એનાં ખરચ બિનજરૂરી અને કરવેરાને પાત્ર ઠરે છે. બહુજન આ માર્ગે હોય ત્યારે સાદાં ને ઓછાં ખર્ચાળ લગ્ન ઉજવણી કરનાર પણ દંડાઈ જવાનાં એ દેખીતું છે. લગ્નને કરપાત્ર ઠરાવવા બીજું પણ એક કારણ છે. વસતિ-વધારાની કાળજાં કોરનારી સમસ્યાનું એ પહેલું પગથિયું છે. ત્યાં જ ચેતવણી મળી જાય તો સારું. આપણે ત્યાં ગુજરાતમાં લગ્નવેરાને સામાન્ય બનાવી શકાય એવી સ્થિતિ નથી. ઘણી પછાત અને ગરીબ લોકોનાં લગ્નને કર વડે કેમ બોજારૂપ બનાવી શકાય? એટલે લગ્નવેરાને મ્યુનિસિપલ આવક તરીકે ખપાવવો જોઈએ, અને અમુક પછાત કોમોને એમાંથી મુક્ત રાખવી જોઈએ. એટલું જ શા માટે, એવી કોમોની સંયુક્ત ઉજવણી મ્યુનિસિપાલિટી તરફથી થાય અને રાજ્યની ઊંચી ખુરશીઓ દીપાવતી વ્યક્તિઓ એમાં ઊમળકાથી ભાગ લેતી જોવામાં આવે તો કેવું સારું!

### જીવનમાં જુગાર ક્યાં નથી?

પ્રાઈઝબોન્ડની યોજનામાં જુગારનો અંશ કેવડો? આ વિશે ઠીક ચર્ચા થઈ. લોકોએ એ યોજનાનો લાભ ધાર્યા કરતાં વધારે ઉઠાવ્યો એ જ બતાવે છે કે એમાં જુગારી ઢબનો લાભ મળે એમ છે.

જુગારની ભડક રાખવી જોઈએ. એનો હરામચસ્કો એક વાર લાગે તો ખેદાનમેદાન કરીને છોડે, કહે છે, હાર્યો જુગારી બમણું રમે. પરન્તુ ખોયેલા લાખ પાછા મેળવવા જતાં બીજા લાખ ગટક થઈ જાય એનો જ વધારે સંભવ છે. ખોવાનો અંશ એ જુગારની કાળી બાજુ છે, ચોંકાવનારી બિના છે.

પણ જુગારનીયે ઊજળી બાજુ કેમ નથી? એમાંય સાહસ છે, ખેલદિલી છે. જીવનમાં પળેપળે માનવી જે નિર્ણય કરે છે એમાં જુગાર નથી શું? લાભ કે નુકશાન—એમાંથી પરિણામ તો એક આવવાનું. આખો વ્યવહાર જુગાર જેવો છે. એ ખેડ્યા વિના પુરુષાર્થ થતો નથી. લાભનો અંશ વધારે રહે એવો વિશ્વાસ કોઈ આપી શકે નહિ. દર્દીને વાઢકાપ કરાવવાની થઈ, પણ દાક્તર? એ નક્કી કરવામાં જુગાર છે જ. લેવેચમાં તો હરેક સોદામાં છે, પતિ કે પત્ની મેળવવામાંયે જુગાર ક્યાં નથી? સફળતા મળી તો ઠીક, ને નહિ તો પાસા અવળાયે પડે!

જ્યાં દરેક ક્રિયાનું ફળ ઈશ્વરાધીન છે, અને એને જ સોંપીને કર્મ કરવાનાં રહે છે ત્યાં જુગાર—અચોક્કસ લાભની ક્રિયા—થવાની. અને લાભ કોને નથી જોઈતો? ફળની આશા વિના કરેલાં કામ પણ સફળ નીવડે એ રીતે—કુશળતાથી કરવાં જોઈએ એમ તો ખરું જ ને!

ને તોયે પ્રાઈઝબોન્ડના જુગારની ભડક, એના વ્યાજ માત્રની!



એલેકઝાંડર ઓબુખોવ

# આસમાનનાં રહસ્યો

આંતરરાષ્ટ્રીય ભૂ-ભૌતિક વર્ષ પૂરું થયુ છે એ વર્ષના કાર્યક્રમમા વાતાવરણના ઉપલા થરોના સશોધન તરફ ખૂબ ધ્યાન આપવામા આવ્યુ હતુ આ સબધમા સોવિયેત વિજ્ઞાન અકાદમીના નિયામકે એની થોડીક વિગતો આપી છે

તમે રાત્રે સ્વચ્છ નિરભ્ર આકાશ તરફ ભરી આખે જોશો તો તેજસ્વી તારા અને ચદ્ર સિવાય ભાગ્યે જ બીજુ કશુ તમને દેખાશે પરતુ ખાસ સાધનોની મદદથી તમે વાતાવરણના ઉપના થરોનો ચળકાટ પણ જોઈ શકશો આ ચળકાટ અથવા આભના પ્રકાશ વિશ્લેષણ દ્વારા ખૂબ ઊંચાઈએ ચાલતી ભૌતિક પ્રક્રિયાઓનુ સશોધન થઈ શકે છે એટલુ જ નહિ પરતુ વાતાવરણની રચનાનો પણ ખ્યાલ મેળવી શકાય છે

વાતાવરણની ઉપની કિનારના ચળકાટનો અભ્યાસ માટે ખાસ મથકો સ્થાપ્યા છે તેમા અદ્યતન સાધનો છે આ સાધનોમા સ્પેક્ટ્રોગ્રાફ સાધનોએ પૃથ્વીથી ૬૦ થી ૮૦ કિલોમિટર કે એથી વધુ ઊંચાઈએ ચાલતી અત્યત રસપ્રદ પ્રક્રિયાઓની નોધ ફિલ્મો પર લીધી છે

અમારી સસ્થાનુ ઉત્તરનુ મથક ધ્રુવ પ્રકાશનો અભ્યાસ કરે છે આ પણ વાતાવરણના ઉપના થરોની એક આભા જ છે પરતુ એ ખૂબ તેજસ્વી હોવાથી તેને નરી આખે પણ જોઈ શકાય છે

આ મથક સ્પેક્ટ્રોસ્કોપ, ઈલેક્ટ્રોમિટર અને રાડર સાધનોની મદદથી ઉત્તરધ્રુવ પ્રકાશનુ સશોધન કરે છે

પવન શુ છે એ સૌ કોઈ જાણે છે પરતુ પવન અથવા લહરી અત્યત સૂક્ષ્મ ધમકારા અને તરગોની બનેની છે આ તરગોની લબાઈ થોડા મિલિમિટરથી લઈને સેકડો મિટર સુધીની હોય છે એ વિશે તેમજ જમીન અને હવા વચ્ચે ગરમીનો વિનિમય કેમ થાય છે એ વિષે બધા જાણતા નથી વાતાવરણના સક્ષોભન અર્થાત ખળભળાટનો અભ્યાસ એ આ સસ્થાની એક સૌથી મહત્ત્વની પ્રવૃત્તિ છે

પવનનો વેગ કેટલો છે અને તેમા થતા નજીવા ફેરફારો કઈ રીતે નોધવામા આવે છે? આ માટેના ખાસ સાધનો બનાવવામા આવ્યા છે એનીમોમિટર અને માઈક્રો એનીમોમિટર અત્યત નાજુક સાધનો છે

થોડા વખત પહેલા વાતાવરણના સક્ષોભનનો અભ્યાસ કરવા માટે વૈજ્ઞાનિકોને અસખ્યાબધ નિરીક્ષણો દ્વારા મેળવેલી પુષ્કળ વિગતો તપાસવી પડતી હતી પરતુ હવે ખાસ સાધનો શોધાવાને લીધે આ કામ ઘણુ ઝડપી બન્યુ છે અને સક્ષોભનનુ પૃથક્કરણ આપોઆપ થાય છે, અને એ આ પરિબળના સર્વસામાન્ય નિયમો નક્કી કરવામા મદદરૂપ બને છે

અત્રે એ જણાવવુ જરૂરી છે કે અમે હવાના ઉષ્ણતામાન અને પવનની ઉગ્રતાનુ માપ લઈને એના પાયા પર પૃથ્વી અને વાતાવરણ વચ્ચે ઉષ્ણતાવિનિમય કેટલો થયો તથા સક્ષોભનોનો પ્રકાર કેવો હશે એ શોધવાનુ શીખ્યા છીએ

અમારુ વૈજ્ઞાનિક સશોધન શુદ્ધ સિદ્ધાતિક દૃષ્ટિએ મહત્ત્વનુ છે એટલુ જ નહિ પરતુ એની વ્યવહારિક ઉપયોગિતા પણ ઘણી છે આજે જુદા જુદા બાધકામો ઉપર, ખાસ કરીને ઊંચા બાધકામો પર પવનનુ દબાણ કેટલુ રહેશે તે અમે ચોક્કસપણે કહી શકીએ છીએ તાજેતરમા મોસ્કો ટેલીવિઝન કેન્દ્ર માટે ઊંચો ટાવર બાધનારાઓએ અમારી મદદ માગી છે પાચસો મિટર અર્થાત ૧૫૦૦ ફૂટથીયે વધુ ઊંચા ટાવર પર પવનના કેટલા ઝાપટા વાતા હશે તેની કલ્પના કરો

હવામાન આગાહીની ચોકસાઈનો આધાર ૨૫ થી ૩૦ કિલોમિટર ઊંચાઈએ હવાના ઉષ્ણતામાનની ચોકસાઈભરી નોધ ઉપર છે આ માપ રેડિયોસોન્ડની મદદથી લેવામા આવે છે પરતુ કમનસીબે સારામા સારા બનાવો પણ આ માટે પૂરતા કાર્યક્ષમ નથી કેમકે ખૂબ ઊંચાઈએ વાતાવરણ અતિ પાતળુ હોવાથી તેમા એક પ્રકારનો કિરણોત્સર્ગ હોય છે અને તેને લીધે નોધમા દશ દશ અશ કે તેથી વધુ મોટી ભૂલ આવે છે

આ મુશ્કેલીને ઉષ્ણતાના ધ્વનિશાસ્ત્રના સિદ્ધાત પર કામ કરતુ એક ઉષ્ણતામાનમાપક સાધન બનાવ્યુ છે



પુણ્યવિજયજી

# ગુજરાતની જ્ઞાનસંપત્તિ

ગુજરાતના જ્ઞાનભંડારોના સાચા રખેવાળ અને પ્રખર અભ્યાસી તરીકે મુનિશ્રી પુણ્યવિજયજીને ગુજરાત તો સારી રીતે ઓળખે જ છે, ગુજરાત બહાર પણ વિદ્વાનો તેમની વિદ્વત્તાને પૂજે છે. આ લેખ તેમની જ્ઞાન-નમ્રતા સૂચવે છે...

દરેક માણસ બધી વસ્તુઓનું અવલોકન કે અધ્યયન કરી શકે નહીં. તેને તેટલો સમય પણ ન મળે. પરંતુ વિદ્વાન વ્યક્તિઓ ભેગી મળે અને તેઓ પરસ્પર ચર્ચા કરે તેમાં તેમને ઘણું નવું નવું જાણવા મળે. અવલોકનો, અધ્યયનો અને જ્ઞાનની એક જ દિશાનું જ્ઞાન પૂરતું નથી. માણસે વિવિધ વિષયોનું જ્ઞાન મેળવવું જોઈએ. વકીલ માત્ર કાયદાનું જ જ્ઞાન ધરાવી બેસી રહે એટલું પૂરતું નથી. તે ઉપરાંત તેને ડૉક્ટરી જ્ઞાન પણ થોડું મેળવવું જોઈએ. નહિ તો કોઈ કેસમાં હોશિયાર ડૉક્ટર તેને બનાવી પણ જાય. એ જ રીતે માણસે પોતાની દૃષ્ટિ એક જ દિશામાં નહીં ફેંકતા ચોગમ અવલોકવું જોઈએ. અધ્યયન કરનારા પાસેથી પણ એમને શીખવાનું મળે છે. માણસે પ્રાણીશાસ્ત્ર, પશુશાસ્ત્ર, અધ્યાત્મિક શાસ્ત્ર, સમાજશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર વગેરે વિવિધ વસ્તુઓનું અવલોકન ને અધ્યયન કરવું જોઈએ.

આજે ગુજરાતનું નવનિર્માણ થયું છે. આપણા જ્ઞાનભંડારો અને જ્ઞાનસમૃદ્ધિ વિષે જાણવું જોઈએ અને તે જ્ઞાનભંડારોને સુરક્ષિત રાખવા માટે પ્રયત્નો કરી તેમ જ તેનું અવલોકન કરી તેમાંથી નવું નવું સંશોધન કરવું જોઈએ. ગુજરાતનું નવનિર્માણ અકાળે કરમાઈ ન જાય તે જોવું જોઈએ. આપણે એટલા બધા પ્રમાદી છીએ કે આપણે પ્રાચીન જ્ઞાનગ્રંથો જોવા નથી કે તેનાં રહસ્ય જાણવાં નથી. આપણને તેવો અવકાશ જ ક્યાં છે?

પરદેશીઓએ આપણા એ જ્ઞાનભંડારો જોયા, જ્ઞાનગ્રંથો તપાસ્યા, અવલોક્યા અને તે ઉપરથી અવનવાં સંશોધનો કર્યાં, જ્યારે આપણે તો ઊંઘતા જ રહ્યા. તેમણે જે ખોળ્યું તે બધું જ આપણા ગ્રંથોમાં છે એમ કહીને માત્ર ગૌરવ લેવામાં જ આપણે રાચીએ છીએ તેથી શું વળે? આપણે તો એ બધા ગ્રંથોને વાંચવા જોઈએ અને તેમાં રહેલી અખૂટ જ્ઞાન-સંપત્તિને પ્રાપ્ત કરવી જોઈએ. મેં આ ખીલવવા પ્રયત્ન કર્યો. એ સંબંધી દિશાસૂચન મને મારા ગુરુઓ તરફથી મળ્યું છે. આપણે ત્યાં જ્ઞાનસંપત્તિ કેટલી? આ ભંડારો કેટલા? અરે! વિપુલ જ્ઞાનસંપત્તિ એ જ્ઞાનભંડારોમાં ભરેલી છે. મારું કહેવું મુખ્ય જૈન જ્ઞાનભંડારો વિષે છે, પણ બીજાની ઉપેક્ષા કરતો નથી. જૈન જ્ઞાનભંડારો વ્યાપક છે. કોઈ એમ ન ધારે કે જૈન જ્ઞાનભંડારોમાં માત્ર જૈનનું જ જ્ઞાન છે. અરે, એ તો ભારતની પ્રજા માટે ગૌરવની વસ્તુ છે. પાટણ, ખંભાત, અમદાવાદ, સૂરત, મુંબાઈ, લીંબડી, ભાવનગર અને જેસલમેરના જ્ઞાનભંડારોમાં આજે અનેક અમૂલ્ય ગ્રંથો જળવાયેલા છે, તેમાં વ્યાપક દૃષ્ટિવાળા ગ્રંથો છે. આનું સંરક્ષણ કરવું જોઈએ. આર્ય પ્રજાની સંસ્કૃતિની વસ્તુઓનું અવલોકન કરવું જોઈએ. જે જ્ઞાનભંડારો ગુજરાતમાં છે તેનું સંશોધન થાય એ જરૂરનું છે.

આર્યસંસ્કૃતિ આત્મા ધર્મ કર્મ ને સદાચારને સૌથી વિશેષ મહત્વ આપે છે. ચરકના આયુર્વેદના ગ્રંથના પ્રારંભમાં પણ ધર્મ આત્મા પરમાત્મા ને સદાચાર વિષે ઉલ્લેખ કર્યો છે. પ્રભુની કૃપા હોય તો જ ઔષધ પણ અનુકૂળ આવે અને લાભદાયી બને. આ છે આપણી ઉચ્ચ આર્ય સંસ્કૃતિ. આ જ્ઞાનભંડારોમાંથી પ્રાણીઓ પશુઓ વિવિધ માનવીઓ તેમની ભાષાઓ લિપિ ચિત્રકળા વગેરે વિવિધ વસ્તુઓની સુંદર માહિતી મળી શકે તેમ છે. તેનું અધ્યયન ને અવલોકન કરી તેમાંથી સંશોધન થવું જોઈએ. દરેક ગ્રંથમાં પૂર્વપુષ્પિકા હોય છે. તેમાં લખનાર અને લખાવનારની માહિતી હોય છે. આ બધામાંથી ઇતિહાસ જાણવા મળે છે. જુદાં જુદાં નગરો, તેનાં સ્થાન, તેની સંજ્ઞાઓ, રાજ્યો,

ઈશ્વર પેટલીકર

# આ ભણતર તે કેવું !

શાળા-કૉલેજો ઊઘડે અને વિદ્યાર્થીઓ પ્રવેશ માટે ધમપછાડા કરે વિદ્યાલયમાં પ્રવેશ મેળવવા માટે પણ મનુષ્યનું માનસ કેવી કેવી વિચિત્રતાઓ ધરાવતું હોય છે તેની આ લેખના થોડાક પ્રસંગોથી આબાદ પ્રતીતિ થાય છે...

એક સ્નેહી મને મળવા આવ્યા. ખેતીમાં વરસ ખરાબ ગયું હતું. તેની મુશ્કેલી જણાવી અને દીકરો આ વરસે એસ. એસ. સી.માં આવ્યો તેની ફી અને પુસ્તકો અંગે કોઈ જગાએથી મદદ મળે તેમ હોય તો તેની માહિતી પૂછવાનો મને મળવા આવવા પાછળનો હેતુ હતો-તેમ કહ્યું.

મેં જણાવ્યું. 'સામાન્ય રીતે હાયસ્કૂલના વિદ્યાર્થીઓને પુસ્તકો-ફીની મદદ આપનાર સંસ્થાઓ નથી. અને હોય તો તે જ્ઞાતિ મંડળો કે ગામની સ્થાનિક સંસ્થા હોય. જે વિષે તમે પોતે જાણો અગર ગામમાં કોઈને પૂછો તો એ માહિતી આપે.' એ સાથે મને યાદ આવ્યું કે એમની પાસે પંદરેક વીઘા જમીન છે જાતે સારી ખેતી કરે છે. બચત ન થાય તો પણ સહેજે ઘરખર્ચ અને કેળવણીનું આટલું ખર્ચ તો ચેવી શકે

એ અંગે ખુલાસો કરતાં એમણે કહ્યું : 'તમારી વાત સાચી છે પરંતુ વ્યવહારનાં ખર્ચ આવે એટલે તે બધું તણાઈ જાય છે. મોટી દીકરી પરણાવી ત્યારે ત્રણ હજાર ખર્ચ થયું હતું. આ સાલ મારા બાપા ગુજરી ગયા તે બારમા પાછળ અગિયારસો રૂપિયા થયા અને આવતા માગશર માસમાં બીજી દીકરી પરણાવવાની છે તે ખર્ચ તો ઊભું છે.'

હું 'બાપાનું બારમું ન કર્યું હોત તો ?'

સ્નેહી 'એ કંઈ ચાલે ?'

હું 'કેમ ન ચાલે ! આપણી પાસે થોડા પૈસા હોય તો જરૂરી કામમાં ખર્ચવાં જોઈએ કે બિનજરૂરી ? દીકરાને ભણાવવાનું કામ જરૂરી ગણાય હોશિયાર હોય તો, અને આગળ ભણે તેવો હોય તો કૉલેજમાં પણ મોકલવો જોઈએ. આ સ્થિતિમાં એસ. એસ. સી. નું ફી અને ચોપડીઓ મળીને વધુમાં વધુ ૧૨૫-

---

રાજવીઓ, તેમણે કેવાં સુધારા કર્યા, તેનાં પ્રજાજનોની સ્થિતિ વગેરે માહિતી મળી શકે આ પુસ્તકોમા મૌલિકતા છે. ને તેથી અતિ ઉપયોગી છે.

એક સમય એવો હતો કે શિલાલેખો ઉપરની લિપિને કોઈ વાંચનાર ન મળતા આજે તેને વાંચનારા મળી આવે છે. લિપિનો વિકાસ કેવી રીતે થયો તે પણ જાણવું જોઈએ જૈન, બૌધ્ધ કે વૈદિક સંસ્કૃતિના ગ્રંથોમાં ઊંડું રહસ્ય ભર્યું છે આપણે ધર્મશાસ્ત્રોએ કહેલી કથાઓનું રહસ્ય તપાસતા નથી, તેના ઊંડા તળને સ્પર્શવા પ્રયત્ન કરતા નથી તેઓ તે કથાઓને ગપ્પાં કહીને તેની ઉપેક્ષા કરે છે, બાકી તે દરેક કથાની પાછળ ઊંડું તત્વભર્યું રહસ્ય રહેલું હોય છે. તેને સમજવા પ્રયત્ન કરવો જોઈએ સાહિત્યગ્રંથોના સાહિત્યકારોએ લખેલા એક એક શબ્દ પાછળ તેનો ઇતિહાસ પડેલો છે. પણ તેનું શોધન કોણ કરે છે ? આજે જ્યારે નવગુજરાતનું નિર્માણ થયું છે, તેનું પુનરૂત્થાન કરવાનું છે ત્યારે સાહિત્યકારો, ગ્રંથકારો, વિવેચકો, ધર્મોપદેશકોએ ખૂબ સાવધાની રાખવી જોઈએ કે આપણા અમૂલ્ય, મહાન જ્ઞાનભંડારો બરાબર જળવાઈ રહે અને તેનું અધ્યયન અને અવલોકન વ્યાપક પ્રમાણમાં થતું રહે અને નવું નવું સંશોધન પણ થયા કરે. આપણા પ્રાચીન ઋષિ મુનિઓ અને વિદ્વાન સાહિત્યકારો જે વારસો મૂકી ગયા છે તે વેડફાઈ ન જાય, પરંતુ તે સુરક્ષિત રહે, સમૃદ્ધ થાય અને જનતાને તેનો લાભ મળતો રહે તેવા પ્રયત્નો કરવાની ખાસ આવશ્યકતા છે.

કપડવણજ શ્રી પુ. હ. મહાજન લાયબ્રેરીના આશ્રયે આપેલ પ્રવચન







૧૫૦ રૂપિયા ખર્ચ થાય તે માટે તમે મદદ આપનાર સંસ્થા શોધો છો અને એ જ વરસમાં બિનજરૂરી બાપના બારમા પાછળ ૧૧૦૦ રૂપિયા ખર્ચી નાખ્યા.'

મારી વાત ગળે ન ઊતરી હોય તેમ એ બોલ્યા : 'રિવાજ હોય એટલે છૂટકો થાય ?'

હું : 'એ રિવાજ જ્યારે લોકોએ પાળ્યો હશે ત્યારે એમને આજની જેમ છોકરા–છોકરીઓ ભણાવવાનાં ન હતાં. અને પૈસા બચતા હશે એટલે એ રિવાજ પાડયો. પરંતુ આજે આપણે છોકરા–છોકરીઓ ભણાવવાનો રિવાજ પાડવો હોય તો બારમાનો રિવાજ બંધ કરવો જોઈએ. છોકરા–છોકરીના લગ્ન પાછળ ગજા બહાર ખર્ચ ન કરતાં સાદાઈથી લગ્ન કરવું જોઈએ. આવતી સાલ દીકરીનું લગ્ન કરશો ત્યારે કોઈ સંસ્થા મદદ કરવાની નથી. તે વખતે દેવું કરીને તમે પાછા ત્રણ હજાર ખર્ચી નાખશો. પરિણામે દીકરાને આગળ ભણાવવા દેવું કરવાની પણ તાકાત રહેશે નહિ. એથી દીકરો ભણે એવો છે તે ભણ્યા વગર રહી જશે. જે કરવા જેવું છે તે કામ તમે નહિ કરી શકો અને ન કરવા જેવાં ખોટાં ખર્ચ કરીને દેવાનો ભાર માથે વધારશો. તમારાથી તે નહિ ફેડાય તો છેવટ દીકરાને ભાગ તે ઊંચકવાનું આવશે.'

સ્નેહી : 'એ બધુંય ખરું. પણ વ્યવહારમાં બેઠા એટલે શું થાય ?'

હું : 'વ્યવહાર ઘડયો કોણે ? આપણે. અને નવો વ્યવહાર ઘડવો હશે તો પણ આપણે જ ઘડવો પડશે.'

એ ઊઠ્યા ત્યારે હું સ્પષ્ટ જોઈ શક્યો કે મારી વાત એમને ગળે ઊતરી ન હતી.

*

એક સગા એમના સગાને અને તેના દીકરાને લઈને આવ્યા. એમનું ઓળખાણ આપ્યું. જમીન ચાર જ વીઘાં હતી. ઘરમાં પાંચ માણસ ખાનાર હતાં. મોટો દીકરો પ્રાથમિક શાળામાં શિક્ષક હતો. પગાર ૧૦૦ રૂપિયા મળતો પણ એને ત્રણ બાળકો હતાં એટલે એ માંડ પૂરું કરતો હતો. આ દીકરાને, ગામમાં ને ગામમાં હાયસ્કૂલ એટલે સ્કોલરશીપમાં ભણાવ્યો. આ વરસે એસ. એસ. સી. માં ૬૫ ટકા માર્ક્સથી પાસ થયો. એની આગળ ભણવાની ઇચ્છા છે.

મેં એ વિદ્યાર્થીને પૂછ્યું : 'કઈ લાઇન લેવાની ઇચ્છા છે ?'

'એન્જીનિયરીંગ.' એણે તરત જવાબ આપ્યો. દર વર્ષે ભણનારની સંખ્યા વધ્યે જાય છે. અને તે પ્રમાણે કૉલેજમાં જનારની સંખ્યા વધે છે. એવી જ રીતે એન્જીનિયરીંગમાં જનારની સંખ્યા વધે છે. અગાઉનાં વર્ષોમાં ૫૫ થી ૬૦ ટકા માર્ક્સ મેળવનારા ડિગ્રી કોર્સમાં એડમિશન મેળવી શકતા હતા. પરંતુ આ વરસે તો ૬૫ થી ૭૦ ટકા માર્ક્સવાળા જ મેળવી શકે તેવી સ્થિતિ ઊભી થઈ હતી. હજુ એ સ્થિતિ કેટલી મુશ્કેલ ઉત્તરોત્તર બનશે તે શું કહેવાય ?

આ સંજોગોમાં આવા વિદ્યાર્થી ડિપ્લોમામાં દાખલ થાય તો ભણવામાં બે વરસ બચી જાય, એટલું ખર્ચ બચે અને બે વરસ વહેલો કમાતો થઈ જાય. વળી ડિગ્રીમાં એને જગા મળશે કે કેમ તે ભવિષ્યની વાત હતી, જ્યારે ડિપ્લોમામાં એને પૂરતી તક હતી. આજે ઇન્ટર સાયન્સવાળા ડિગ્રીમાં પત્તો ન ખાતાં છેવટ ડિપ્લોમામાં જવા તૈયાર થાય છે. પરંતુ ડિપ્લોમા એ એસ. એસ. સી. વિદ્યાર્થીઓને તક આપવા માટેનો કોર્સ છે એટલે ૬૦ ટકાથી ઉપરવાળા માર્ક્સને પ્રથમ પસંદગી આપવામાં આવે છે. એસ. એસ. સી. ટેકનીકલ વિષય લઈને પાસ કરી હોય તેવા વિદ્યાર્થીને ૪૫ ટકાએ લેવામાં આવે છે. અને તે પછી જગા વધે તો ઇન્ટર સાયન્સવાળાને તક મળે છે.

આ વિદ્યાર્થીના આર્થિક સંજોગો જોતાં ડિપ્લોમામાં દાખલ થવું વધુ હિતાવહ હતું. મેં એ રીતે સલાહ આપી પણ એના બાપને ગળે ન ઊતરી હોય તેમ એ તરત બોલ્યા : 'ગમે તેમ થાય પણ મારે એને ડિગ્રી લેવડાવવી છે.'

હું : 'એ તો સારી વાત છે. પણ તમારી જે આર્થિક સ્થિતિ છે......'

એમના મનનો ભાવ કહેતાં મારા ઓળખીતા સગા

ઈશ્વર પેટલીકર

# આ ભણતર તે કેવું!

શાળા-કોલેજો ઊઘડે અને વિદ્યાર્થીઓના પ્રવેશ માટે ધમપછાડા કરે. વિદ્યાલયમાં પ્રવેશ મેળવવા માટે પણ મનુષ્યનું માનસ કેવી કેવી વિચિત્રતાઓ ધરાવતું હોય છે તેની આ લેખના થોડાક પ્રસંગોથી આબાદ પ્રતીતિ થાય છે...

એક સ્નેહી મને મળવા આવ્યા. ખેતીમાં વરસ ખરાબ ગયું હતું. તેની મુશ્કેલી જણાવી અને દીકરો આ વરસે એસ. એસ. સી. માં આવ્યો તેની ફી અને પુસ્તકો અંગે કોઈ જગાએથી મદદ મળે તેમ હોય તો તેની માહિતી પૂછવાનો મને મળવા આવવા પાછળનો હેતુ હતો-તેમ કહ્યું.

મેં જણાવ્યું: 'સામાન્ય રીતે હાયસ્કૂલના વિદ્યાર્થીઓને પુસ્તકો–ફીની મદદ આપનાર સંસ્થાઓ નથી. અને હોય તો તે જ્ઞાતિ મંડળો કે ગામની સ્થાનિક સંસ્થા હોય. જે વિષે તમે પોતે જાણો અગર ગામમાં કોઈને પૂછો તો એ માહિતી આપે' એ સાથે મને યાદ આવ્યું કે એમની પાસે પંદરેક વીઘા જમીન છે અને સારી ખેતી કરે છે. બચત ન થાય તો પણ સહેજે ઘરખર્ચ અને કેળવણીનું આટલું ખર્ચ તો વેઠી શકે.

એ અંગે ખુલાસો કરતાં એમણે કહ્યું: 'તમારી વાત સાચી છે. પરંતુ વ્યવહારનાં ખર્ચ આવે એટલે તે બધું તણાઈ જાય છે. મોટી દીકરી પરણાવી ત્યારે ત્રણ હજાર ખર્ચ થયું હતું. આ સાલ મારા બાપા ગુજરી ગયા તે બારમા પાછળ અગિયારસો રૂપિયા થયા અને આવતા માગશર માસમાં બીજી દીકરી પરણાવવાની છે તે ખર્ચ તો ઊભું છે.'

હું 'બાપાનું બારમું ન કર્યું હોત તો?'

સ્નેહી: 'એ કંઈ ચાલે?'

હું: 'કેમ ન ચાલે! આપણી પાસે થોડા પૈસા હોય તો જરૂરી કામમાં ખર્ચવાં જોઈએ કે બિનજરૂરી? દીકરાને ભણાવવાનું કામ જરૂરી ગણાય. હોશિયાર હોય તો, અને આગળ ભણે તેવો હોય તો કૉલેજમાં પણ મોકલવો જોઈએ. આ સ્થિતિમાં એસ. એસ. સી. નું ફી અને ચોપડીઓ મળીને વધુમાં વધુ ૧૨૫–

---

રાજાઓ, તેમણે કેવાં યુધ્ધો કર્યાં, તેનાં પ્રજાજનોની સ્થિતિ વગેરે માહિતી મળી શકે. આ પુસ્તકોમાં મૌલિકતા છે. ને તેથી અતિ ઉપયોગી છે.

એક સમય એવો હતો કે શિલાલેખો ઉપરની લિપિને કોઈ વાંચનાર ન મળતા. આજે તેને વાંચનારા મળી આવે છે. લિપિનો વિકાસ કેવી રીતે થયો તે પણ જાણવું જોઈએ. જૈન, બૌધ્ધ કે વૈદિક સંસ્કૃતિના ગ્રંથોમાં ઊંડું રહસ્ય ભર્યું છે. આપણે ધર્મશાસ્ત્રોએ કહેલી કથાઓનું રહસ્ય તપાસતા નથી, તેના ઊંડા તળને સ્પર્શવા પ્રયત્ન કરતા નથી. તેઓ તે કથાઓને ગપ્પાં કહીને તેની ઉપેક્ષા કરે છે, બાકી તે દરેક કથાની પાછળ ઊંડું તત્ત્વભર્યું-રહસ્ય રહેલું હોય છે. તેને સમજવા પ્રયત્ન કરવો જોઈએ. સાહિત્યગ્રંથોના સાહિત્યકારોએ લખેલા એક એક શબ્દ પાછળ તેનો ઇતિહાસ પડેલો છે. પણ તેનું શોધન કોણ કરે છે? આજે જ્યારે નવગુજરાતનું નિર્માણ થયું છે, તેનું પુનરુત્થાન કરવાનું છે ત્યારે સાહિત્યકારો, ગ્રંથકારો, વિવેચકો, ધર્મોપદેશકોએ ખૂબ સાવધાની રાખવી જોઈએ કે આપણા અમૂલ્ય, મહાન જ્ઞાનભંડારો બરાબર જળવાઈ રહે અને તેનું અધ્યયન અને અવલોકન વ્યાપક પ્રમાણમાં થતું રહે અને નવું નવું સંશોધન પણ થયા કરે. આપણા પ્રાચીન ઋષિ મુનિઓ અને વિદ્વાન સાહિત્યકારો જે વારસો મૂકી ગયા છે તે વેડફાઈ ન જાય, પરંતુ તે સુરક્ષિત રહે, સમૃદ્ધ થાય અને જનતાને તેનો લાભ મળતો રહે તેવા પ્રયત્નો કરવાની ખાસ આવશ્યકતા છે.

---

કપડવણજ શ્રી પુ. ઠ મહાજન લાયબ્રેરીના આશ્રયે આપેલું પ્રવચન





૧૫૦ રૂપિયા ખર્ચ થાય તે માટે તમે મદદ આપનાર સંસ્થા શોધો છો અને એ જ વરસમાં બિનજરૂરી બાપના બારમા પાછળ ૧૧૦૦ રૂપિયા ખર્ચી નાખ્યા.'

મારી વાત ગળે ન ઊતરી હોય તેમ એ બોલ્યા : 'રિવાજ હોય એટલે છૂટકો થાય ?'

હું : 'એ રિવાજ જ્યારે લોકોએ પાળ્યો હશે ત્યારે એમને આજની જેમ છોકરા–છોકરીઓ ભણાવવાનાં ન હતાં. અને પૈસા બચતા હશે એટલે એ રિવાજ પાડ્યો. પરંતુ આજે આપણે છોકરા–છોકરીઓ ભણાવવાનો રિવાજ પાડવો હોય તો બારમાનો રિવાજ બંધ કરવો જોઈએ. છોકરા–છોકરીના લગ્ન પાછળ ગજા બહાર ખર્ચ ન કરતાં સાદાઈથી લગ્ન કરવું જોઈએ. આવતી સાલ દીકરીનું લગ્ન કરશો ત્યારે કોઈ સંસ્થા મદદ કરવાની નથી. તે વખતે દેવું કરીને તમે પાછા ત્રણ હજાર ખર્ચી નાખશો. પરિણામે દીકરાને આગળ ભણાવવા દેવું કરવાની પણ તાકાત રહેશે નહિ. એથી દીકરો ભણે એવો છે તે ભણ્યા વગર રહી જશે. જે કરવા જેવું છે તે કામ તમે નહિ કરી શકો અને ન કરવા જેવાં ખોટાં ખર્ચ કરીને દેવાનો ભાર માથે વધારશો. તમારાથી તે નહિ દેવાય તો છેવટ દીકરાને ભાગ તે ઊંચકવાનું આવશે.'

સ્નેહી : 'એ બધુંય ખરું. પણ વ્યવહારમાં બેઠા એટલે શું થાય ?'

હું : 'વ્યવહાર ઘડ્યો કોણે ? આપણે. અને નવો વ્યવહાર ઘડવો હશે તો પણ આપણે જ ઘડવો પડશે.'

એ ઊઠ્યા ત્યારે હું સ્પષ્ટ જોઈ શક્યો કે મારી વાત એમને ગળે ઊતરી ન હતી.

*

એક સગા એમના સગાને અને તેના દીકરાને લઈને આવ્યા. એમનું ઓળખાણ આપ્યું. જમીન ચાર જ વીઘાં હતી. ઘરમાં પાંચ માણસ ખાનાર હતાં. મોટો દીકરો પ્રાથમિક શાળામાં શિક્ષક હતો. પગાર ૧૦૦ રૂપિયા મળતો પણ એને ત્રણ બાળકો હતાં એટલે એ માંડ પૂરું કરતો હતો. આ દીકરાને, ગામમાં ને ગામમાં હાયસ્કૂલ એટલે શ્રીશીપમાં ભણાવ્યો. આ વરસે એસ. એસ. સી. માં ૬૫ ટકા માર્ક્સથી પાસ થયો. એની આગળ ભણવાની ઇચ્છા છે.

મેં એ વિદ્યાર્થીને પૂછ્યું : 'કઈ લાઈન લેવાની ઇચ્છા છે ?'

'એન્જીનિયરીંગ.' એણે તરત જવાબ આપ્યો. દર વર્ષે ભણનારની સંખ્યા વધ્યે જાય છે. અને તે પ્રમાણે કોલેજમાં જનારની સંખ્યા વધે છે. એવી જ રીતે એન્જીનિયરીંગમાં જનારની સંખ્યા વધે છે. અગાઉનાં વર્ષોમાં ૫૫ થી ૬૦ ટકા માર્ક્સ મેળવનારા ડિગ્રી કોર્સમાં એડમિશન મેળવી શકતા હતા. પરંતુ આ વરસે તો ૬૫ થી ૭૦ ટકા માર્ક્સવાળા જ મેળવી શકે તેવી સ્થિતિ ઊભી થઈ હતી. હજુ એ સ્થિતિ કેટલી મુશ્કેલ ઉત્તરોત્તર બનશે તે શું કહેવાય ?

આ સંજોગોમાં આવા વિદ્યાર્થી ડિપ્લોમામાં દાખલ થાય તો ભણવામાં બે વરસ બચી જાય, એટલું ખર્ચ બચે અને બે વરસ વહેલો કમાતો થઈ જાય. વળી ડિગ્રીમાં એને જગા મળશે કે કેમ તે ભવિષ્યની વાત હતી, જ્યારે ડિપ્લોમામાં એને પૂરતી તક હતી. આજે ઈન્ટર સાયન્સવાળા ડિગ્રીમાં પત્તો ન ખાતાં છેવટ ડિપ્લોમામાં જવા તૈયાર થાય છે. પરંતુ ડિપ્લોમા એ એસ. એસ. સી. વિદ્યાર્થીઓને તક આપવા માટેનો કોર્સ છે એટલે ૬૦ ટકાથી ઉપરવાળા માર્ક્સને પ્રથમ પસંદગી આપવામાં આવે છે. એસ. એસ. સી. ટેકનીકલ વિષય લઈને પાસ કરી હોય તેવા વિદ્યાર્થીને ૪૫ ટકાએ લેવામાં આવે છે. અને તે પછી જગા વધે તો ઈન્ટર સાયન્સવાળાને તક મળે છે.

આ વિદ્યાર્થીના આર્થિક સંજોગો જોતાં ડિપ્લોમામાં દાખલ થવું વધુ હિતાવહ હતું. મેં એ રીતે સલાહ આપી પણ એના બાપને ગળે ન ઊતરી હોય તેમ એ તરત બોલ્યા : 'ગમે તેમ થાય પણ મારે એને ડિગ્રી લેવડાવવી છે.'

હું : 'એ તો સારી વાત છે. પણ તમારે જે આર્થિક સ્થિતિ છે.....'

એમના મનનો ભાવ કહેતાં મારા ઓળખીતા સગા

બોલ્યા 'તમારું કહેવું સાચું છે, પરંતુ એમની નબળી સ્થિતિને લીધે એમનું ઘર કુળવાન હોવા છતાં પાછળ પડી ગયું છે અને પૈસાને લીધે એમના પેગડામાં પગ ઘાલી ન શકે એ આજે આગેવાન થઈ બેઠા છે એમનો દીકરો ડિગ્રી લઈ ને એન્જિનિયર થયો છે એટલે આમની પણ ઇચ્છા છે કે કોઈ હિસાબે મારે દીકરાને ડિગ્રીમાં દાખલ કરવો'

હું શું કહું?

હું મૂગો રહ્યો એટલે મારા પરિચિતે માન્યું કે મને એમની વાત ગળે ઊતરી છે એટલે આવવાનું પ્રયોજન જણાવતા કહ્યું 'તમે જાણીતા માણસ છો કોઈ શેઠ પાસે એને કાયમ ખર્ચ મળે તેટલું કરી આપો'

હું ભડક્યો આટલી બુદ્ધિ દોડાવીને આજ સુધી કોઈ મારી પાસે આવ્યું ન હતું કે બધાય પાંચ વર્ષનું કોઈ શેઠ પાસે અપાવવાની માગણી કરે

મેં કહ્યું 'મારે એવા કોઈ શેઠનું ઓળખાણ નથી કે જે મારા કહેવાથી આખું ખર્ચ આપવાની તૈયારી બતાવે'

મારા સગા 'હું કેમ માનું? તમને કોણ નથી ઓળખતું?'

હું 'શી રીતે?'

સગા 'છાપામાં આવતા તમારા લેખો-પુસ્તકોથી સૌ ઓળખે છે'

હું 'શ્રીમંતોને તો એ વાંચવાની ફુરસદ નથી અને માની લો કે એમાંથી કોઈ વાંચતું હોય તો પણ કોણ વાંચે છે તે હું જાણતો નથી તમે કદાચ શોધી કરીને નામ ખોળી લાવો તો પણ એ શેઠિયાને મારી ભલામણ સ્વીકારવી પડે તેવી એ કંઈ ઓળખાણ કહેવાય?'

એ વિદાય થયા ત્યારે મેં જોયું તો એમના મો ઉપર ડિપ્લોમામાં દાખલ થવાની વાત વસી ન હતી અને ઉપરથી મારા ઉપર એમને શંકા રહેતી હોય તેવો ભાવ હતો કે સગાનો સગો થઈ ને પણ હું એમને ઇરાદાપૂર્વક મદદ કરતો નથી!

*

એક મારો ઓળખીતો વિદ્યાર્થી આવ્યો તેના કુટુંબને હું ઓળખતો હતો એસ એસ સીમાં એ બેઠો હતો મેં એના ઉમંગ ઉપરથી જાણી લીધું કે એ પાસ થયેલો છે છતાં વાતચીત કરવાના સાધન તરીકે પૂછ્યું

'પાસ થયો ને?'

'હા' ઉત્સાહથી એણે કહ્યું 'કૉલેજમાં પણ એડમિશન મળી ગયું'

'કેટલા ટકા માર્ક્સ આવ્યા?'

'૪૧ ટકા'

મને રંજ થયો આવા સામાન્ય વિદ્યાર્થીઓ કૉલેજમાં જાય તેનો અર્થ શું? ઉચ્ચ શિક્ષણ એ ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીઓ માટે હોવું જોઈએ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એ સર્વ કક્ષાના વિદ્યાર્થીઓ માટે હોવું જોઈએ સમગ્ર પ્રજામાં શિક્ષણનું એટલું ધોરણ ઓછામાં ઓછું હોવું જોઈએ એ પ્રમાણે સામાન્ય વિદ્યાર્થીઓ એસ એસ સી પાસ થાય એનો અર્થ એવો નહિ કે એ કૉલેજ-કેળવણીને માટે લાયક છે નવી નવી કૉલેજો વધતી જાય છે અને સંખ્યા પૂરી ન હોય એટલે આવા વિદ્યાર્થીઓને દાખલ કરે આથી માબાપ અને વિદ્યાર્થી માને કે અમે ઉચ્ચ શિક્ષણને લાયક છીએ માણસ પાસે પૈસા હોય અને ગમે તેમ બગાડે છે તેને બદલે આવા સામાન્ય વિદ્યાર્થી પાછળ બગાડે, તો બીજા બગાડ કરતાં સારો બગાડ ગણાવી શકાય કૉલેજમાં જગા ખાલી હોય અને હોશિયાર વિદ્યાર્થી રહી ન જતો હોય તે સંજોગોમાં એને એડમિશન મળે તે સમજાય તેવું છે

આ વિદ્યાર્થી એટલા સુખી ઘરનો ન હતો કે એના બાપને કૉલેજના ખર્ચનો બગાડ પોસાય આપણો દેશ પણ એવો સુખી નથી કે આવા વિદ્યાર્થીઓને ભણાવવા માટે નવી નવી કૉલેજો ખોલે અને પછી ઉચ્ચ શિક્ષણને લાયક વિદ્યાર્થીઓ ન મળે તો એટલે આવા વિદ્યાર્થીઓની ભરતી કરવી પોસાય કેટલ

ક્લાસ વિદ્યાર્થીઓ ઉચ્ચ શિક્ષણમાં જાય. સેકન્ડ ક્લાસ વિદ્યાર્થીઓ ડિપ્લોમા કક્ષાની ધંધાકીય તાલીમમાં જાય અને થર્ડ ક્લાસ વિદ્યાર્થીઓ નાની મોટી નોકરી, ધંધો કે બાપના વ્યવસાયમાં લાગી જાય. સરકાર પાસે કેળવણીનું બજેટ હોય તો એણે થર્ડ ક્લાસ વિદ્યાર્થીઓને જગા મળે તેવી કોલેજો કાઢવા પાછળ ખર્ચ ન કરતાં પ્રાથમિક, માધ્યમિક અને ધંધાકીય તાલીમ મળે તેવા ડિપ્લોમાવાળી સંસ્થાઓ પાછળ વધુ ખર્ચ કરવો જોઈએ.

પરંતુ એડમિશન લઈ, ફી ભરીને આવેલા આ વિદ્યાર્થીને આ વિચાર કહેવાનો કંઈ અર્થ ન હતો એટલે મેં પૂછ્યું : 'કેમ આવવું થયું ?'

વિદ્યાર્થી : 'તમારી પાસે પ્રિન્સિપાલ ઉપર ફ્રીશીપ (માફી) અંગે ભલામણપત્ર લખાવવા.'

હું : 'પણ એ કૉલેજના પ્રિન્સીપાલને હું ઓળખતો નથી.'

વિદ્યાર્થી : 'નામથી તો એ તમને ઓળખે જ. તમારો ભલામણપત્ર હોય એટલે એમને એ તો ખાતરી થાય જ કે તમે ખોટી ભલામણ ન જ કરો.'

હું : 'તારા ઘરની આર્થિક સ્થિતિ હું જાણું છું. એ અંગે ભલામણ કરવામાં વાંધો નહિ. પરંતુ ફ્રીશીપ કેવળ આર્થિક સ્થિતિ ઉપર નથી અપાતી. અભ્યાસની કક્ષા પણ જોવામાં આવે છે. એ કક્ષા જોતાં તો ઉચ્ચ શિક્ષણ લેવા માટેના એ માર્ક્સ ન કહેવાય. મને અંગત ઓળખ્યા સિવાય પણ મારા અભિપ્રાયમાં—તમે કહો છો તેવો જો હોય તો—મારા ભલામણપત્રથી તમને ફ્રીશીપ તો ન મળે, પણ મારી ઉપરનો પ્રિન્સીપાલનો વિશ્વાસ ઊઠી જાય એટલો ફાયદો થાય. પોતાના ઓળખીતા આવા સામાન્ય વિદ્યાર્થી માટે જો ભલામણપત્ર લખી આપવા જેટલું એ તોલન નથી કરતા તો આર્થિક સ્થિતિનું તોલન પણ એવું જ કરતા હશે ને ?'

આશાભર્યા આવેલા એ વિદ્યાર્થીને મેં ભલામણપત્ર લખી ન આપવાની મર્યાદા સમજાવી. તે કબૂલ થયો એટલે તે અંગે વધુ આગ્રહ ન કરી શક્યો. પણ એ ઊઠ્યો ત્યારે એના મોં ઉપરનો ભાવ વંચાતો હતો. ફ્રીશીપ ન આપવી હોત તો પ્રિન્સિપાલ ન આપત. આમેય હું જાણું છું કે મને મળવી મુશ્કેલ છે. પરંતુ અરજી કરવામાં શું જાય ? અને ભલામણપત્ર લખી આપ્યો હોત તો એમનું શું જાત ?

*

એક મિત્રનો દીકરો આ વરસે ઈન્ટર સાયન્સમાં હતો. મળ્યા એટલે મેં પૂછ્યું : 'કેટલા ટકા માર્ક્સ આવ્યા ?'

'૫૫ ટકા'

એન્જિનિયરીંગમાં દાખલ કરવા એ ઇચ્છા રાખતા હતા એટલે મેં કહ્યું : 'ડિગ્રીમાં તો આ વરસે-નાનો પાછો નહિ પડે ?'

મિત્ર : 'પ્રયત્ન તો કરું છું.'

હું : 'શી રીતે ?'

મિત્ર : 'બીરલા અને મંડળની દસ દસ સીટ રીઝર્વ છે. તેમાં ૫૦ ટકાથી વધુ માર્ક્સ હોય તો લઈ શકાય છે. બીરલાની ચીઠ્ઠી મળે તેમ છે. એમાં ચાન્સ ન લાગ્યો તો પછી ચારૂતર મંડળની છે તેમાં પ્રયત્ન કરીશું !'

હું : 'બંનેમાં ન ફાવ્યા તો પછી ડિપ્લોમામાં દાખલ કરશો ને ?'

મિત્ર : 'ડિપ્લોમામાં તો દાખલ નથી કરાવવો. આથી તો વડોદરા પ્રી. એન્જીનિયરીંગની પરીક્ષા પણ અપાવી છે.'

હું : 'જગા ન મળે અને છેવટ બી. એસસી. કરો તે કરતાં ડિપ્લોમામાં દાખલ કરો તો શું ખોટું ?'

મિત્ર : 'ડિગ્રીમાં પત્તો નહિ ખાય તો છેવટ જર્મની મોકલીશ.'

હું : 'ત્યાં ડીગ્રીમાં એડમિશન મળશે ?'

મિત્ર : 'જર્મનીમાં તો પ્રિન્ટીંગ, બ્લૉક મેકીંગ વગેરે લેવડાવવું છે. તમે તો જાણો છો કે મુંબઈમાં એના મામાનું લીથો પ્રેસ અને પ્રોસેસ સ્ટુડિયો છે. એ તો કહ્યા જ કરે છે કે એને જર્મની મોકલી આપો.



બહાર નોકરી શોધવાની જ નહિ, અને એને તે પછી ભાગીદારીમા પણ લઈ લે  મારા મનથી કે ડિગ્રીમા દાખલ થઈ એન્જીનિયર થતો હોય તો સારુ બાકી ઘરના જેવો ધધો છે, એમા શુ કામ દાખલ ન કરી દેવો ?'

મે કહ્યુ 'પરતુ એ બને લાઈનો જ જુદી એકમા એન્જીનિયરીગ બ્રેઈન જોઈએ અને બીજામા ફાઈન આર્ટસની સેન્સ જોઈએ આમ લાઈન ફેરવવા જાય તો મેળ શી રીતે બને ?'

મારી આ વાત સાવ નજીવી હોય તેમ એની નોધ ન લેતા એમણે કહી નાખ્યુ 'એ તો ભણવા માડે એટલે સઉ ફાવીને ઠેકાણે આવે !'

હુ શુ બોલુ ?

*

સવારના પહોરમા હુ નહાવાની તૈયારી કરતો હતો અને મારા જૂના પરિચિત એક શિક્ષક ભાઈ આવ્યા

મે કહ્યુ 'કેમ આવ્યા વહેલા કઈ ?'

શિક્ષક 'લોકો એન્જીનિયરીગ કોલેજમા એડમિશન મેળવવા દોડાદોડ કરે છે અને મારા દીકરાને ત્રણ દિવસથી એડમિશન મળી ગયુ છે ત્યારથી હુ વિમાસણમા પડી ગયો છુ એની ફી અને ખર્ચમા શી રીતે પહોચી વળુ ?'

હુ 'એના કેટલા ટકા માર્ક્સ હતા ?'

શિક્ષક '૭૦ ટકા'

હુ 'ત્યારે તો એડમિશન મળી ગયુ એટલુ નહિ જ પણ એકેય વરસ નપાસ થયા વગર સીધો ત્રણ વર્ષમા નીકળી જશે'

શિક્ષક 'નપાસ થવાનુ તો પોસાય શી રીતે ?'

હુ 'મોટો દીકરો ભણી રહ્યો કે હજુ બાકી છે ?'

શિક્ષક 'ગઈ સાલ એણે નોકરી કરી એટલે તો ચાલ્યુ. આ વરસે બીજી રીતે થવા જાય છે એટલે બનેનુ ખર્ચ પહોચાય તેમ નથી

હુ 'તમે સ્કોલરશીપ માટે અરજી નહોતા કરતા એટલે મે માનેલુ કે તમે ખર્ચને પહોચી વળો છો'

શિક્ષક 'ટ્યુશન કરીને એક દીકરાનુ ખર્ચ ખેચીને પણ પહોચી વળતો હતો એટલે અરજી કરી ન હતી વળી પરાણે પણ આપણે બોજો ઉપાડ્યો હોય ત્યા સુધી એવી મદદ ન લઈએ તો આપણા કરતા વધુ ગરીબને એનો લાભ પણ મળે દીકરાએ કહ્યુ કે ચરોતર મડળ ભણવાની લોન આપે છે ફી ભરવાના પૈસા તો ગમે ત્યાથી લાવીને આપી દઉ, પરતુ ઉછીના આપનારને પણ વાયદાસર આપી શકાય તેની ખાતરી હોવી જોઈએ ને ? તમને એ પૂછવા આવ્યો છુ કે એ લોન મળવાની કેટલી શક્યતા ? તો પછી એને માટે અરજી કરુ અને ઉછીના આપનારને એ આગ્રે આપવાની ગણતરી રાખુ '

હુ '૭૦ ટકા માર્ક્સ છે એટલે તેને સ્કોલરશીપ પણ અરજી કરો તો મળવા સભવ ગણાય '

શિક્ષક આવતી સાલ તો મોટો દીકરો નોકરીએ લાગી જશે એટલે લોનની જરૂર પણ નહિ રહે તો આ વરસનો એટલો લોનનો બોજો ઉપડે તેવો છે પછી શુ કામ સ્કોલરશીપ લઈ બીજાની તક ગુમાવવી ?'

શિક્ષકને આવતી સાલ ૫૫ વર્ષ પૂરા થતા નિવૃત્ત થવાનુ હતુ પરતુ પોતે બીજા પાચેક વર્ષ તો ગમે ત્યા નોકરી મેળવી લેશે તેવી એમને શ્રદ્ધા હતી એમનો ઉમગ કાર્યશક્તિ અને પોતાના પગ ઉપર ઊભા રહેવાની ભાવનાને લીધે અશ્રદ્ધા જ મે પણ ક્યાથી ?

લોન મેળવવા અગેની મે માહિતી આપી અને તે અગેના ફોર્મ વગેરે લેવા એમને ચરોતર એજ્યુકેશન સોસાયટીમા જવા સૂચવ્યુ ત્યારે એમણે જે ખુશ-મિજાજમા વિદાય લીધી તેની તાજગી ખાસ શરીરમા પ્રવેશી હોય તેમ મે પણ ઘડીભર પ્રફુલ્લતા અનુભવી

✶



શિવકુમાર જોષી

# 'વયં તત્ત્વાન્વેષા !!'

આપણા જાણીતા નાટયકાર અને વાર્તા-નવલકારની અહીં રજૂ થતી નવી વાર્તા બધી રીતે નવીન છે, આધુનિક છે, અદ્યતન છે. આધુનિકતા એકલી જ વાર્તાનો પ્રાણ હોય એવુ તો માની ન લેવાય ને ? અને એટલે જ પ્રાણ પૂરે તેવું બીજું ઘણું'ય આ વાર્તામાં છે...

પુરુષસમાજની દૃષ્ટિ એના તરફ એ રીતે જ ખોડાઈ રહે એવી ખાતરી એની નજરમાં અંકાયેલી હતી. મેં પણ એ સમાજના 'સભ્ય' (?) તરીકે એની સામે એ રીતે-જ જોયું.

બસ પકડવા ચૌરંઘીના બસ સ્ટેન્ડ પાસે આવીને હું ઊભો ત્યાં એણે હાથ પ્રસાર્યો :

'લીજીયે બાબુજી, હિમાલય કી અસ્સલ કસ્તુરી—'

હરણના ચામડાની નાની સરખી પોટલી એણે બતાવી, પણ મારી નજર એ કસ્તુરી તરફ નહિ પણ એ વેચનારી તરફ મંડાઈ ગઈ. એને માત્ર સૌંદ્ય કઈ રીતે કહેવાય ? અથવા ચીલાચાલ વ્યાખ્યાનુસાર એને સૌંદર્ય કહેવાયે પણ ખરું ? ઊજળો વાન ન હતો, બંકિમ પાતળી ભ્રમરો ન હતી, આછી નીલિમામાં તરતી મોટી કીકીઓ અને તે ઉપર મંડાયેલી પારદર્શક પાંપણો નહોતી, ધારીલા એ ઠનો રતૂમડો વળાંક નહોતો, સુઘડતાનું નામનિશાન ન હતું. અને છતાંયે એની પહાડી ખરબચડી નિખાલસતા, અભિવ્યક્તિનું સહજપણું, અને એના સમગ્ર વ્યક્તિત્વને છાઈ રહેલી કશીક કમનીયતા ત્યાં અકબંધ પ્રગટ થતી હતી !

એવી સંધ્યાકાળે પણ એની આંખોમાં સૂર્યના પ્રકાશમાં ચળકતાં પાઈનવૃક્ષોનાં રેસા જેવાં પાંદડાંની ચમક વેરાઈ જતી હતી, ઊપસેલા ગાલ અને સહેજ ચપકું નાક છતાં સમાંતર મુખરેખાઓમાંથી કાચી કેરીનું સોહામણ ઝૂલતું હતું. જેમ તેમ ઓળેલા કોરા વાળની તોફાની ભૂખરી લટો એના મુખ ઉપર દક્ષિણના વાયરામાં અસ્તવ્યસ્ત ફરફરતી હતી.

એ ફાટેલતૂટેલ કાપડાને ચોળી કહેવી જ રહી. એનાં બાંકોરાં, ઉપરથી તૂટી ગયેલું એક બટન, બીજાં બટનની જગ્યાએ ટીંગાડેલી સેઈફ્ટી-પીનની પકડમાંથી છટકેલા બે છેડાની ફાંક આ કશાની એને શરમ ન હતી. અને ચણીયાનો પણ એણે ઢીંચણ સુધી કછોટો માર્યો હતો—એમ કરવા પાછળ પણ જાણે કશું પ્રયોજન હોય તે રીતે.

આમ જુઓ તો એ કસ્તુરી વેચનારીનાં બધા જ હાવભાવ હિમાલયમાં ભટકતી કોઈ નિર્દોષ મૃગલી સમા હતા, છતાં એ સાવ મૃગલી સમી નહોતી લાગતી.

એની નજરમાં અક્કલ હતી, પેલી તૂટેલાં બટનવાળી ચોળીના બાકોરામાં એ અવારનવાર આંગળી ફેરવી લેતી તે પાછળ પણ ચોક્કસ ગણતરી હતી. પોતાની આજુબાજુની નિર્દોષ હવા પણ એણે યોજનાપૂર્વક ઊભી કરી હતી અને એને જોઈ રહેવા પાછળ આ બધાની મને સમજ પડતી હતી તેની પણ મજા હતી. પણ એ રીતે એને જોઈ રહેવા માટે મારા જેવા ભદ્રપુરુષને કંઈ બહાનું જોઈતું હતું. બસ સ્ટેન્ડ પાસેના બૂટપોલીશવાળા યુવાન છોકરાઓના અડ્ડા પાસે હું ગયો અને એમાંના એકની સામે મારો જમણો પગ એની લાકડાની ટેકણ ઉપર ગોઠવીને હું ઊભો રહ્યો. ઑફિસેથી નીકળી જતું પાંસરું ઘેર એવી ઊર્મિલાની આજ્ઞા હું ભૂલી ગયો.

અશિષ્ટ ન ગણાઉં તે રીતે, કસ્તુરી વેચનારી પહાડી છોકરી બસના ઉતારુઓ પાસે પોતાનો માલ વેચવા જે જાતના પ્રયત્ન કરતી હતી તે તરફ બબ્બે ક્ષણને અંતરે જોઈ લેતો હતો. હું એકલો જ નહિ, પેલા બૂટપોલીશવાળા દરેક ઉંમરના છોકરાઓ પણ એને જ જોતા હતા. જો કે એમની જોવાની રીત સીધી સાદી હતી. એમનું અવલોકન બોલકણું બની બેસતું હતું. એવું બધું કરવા માટે કોઈ પણ બહાનાંનો એ આશ્રય શોધતા ન હતા.

એક છોકરાએ કસ્તુરીનો ભાવ પૂછ્યો, પહેલાં દૂરથી પછી એની અડોઅડ જઈને. જવાબમાં કોણીનો અને

આંખનો હડસેલો એને મળ્યો આખું ટોળું ખડખડાટ હસી પડ્યું, એક થોડો વધુ જુવાન છોકરો એ છોકરીને એકીટશે જોયા જ કરતો હતો તે ન હસ્યો એટલે એની તરફ મારું ધ્યાન ખેંચાયું

એની નજરમાં વ્યાકુળતા હતી, લગભગ મારા જેવી જ, એમ મને એક ક્ષણ માટે પ્રતીતિ થઈ પણ એ વિચારને મેં ધુત્કારી કાઢ્યો એનો વ્યવહાર મને બેઅદબ લાગવા માંડ્યો મારું ચાલે તો એને હું સખત ઠપકો આપું એમ પણ મને ચળચળાટી થઈ આવી, પરંતુ એક બસ-ઉતારુની આજુબાજુ ચક્કર લેતી પેલી છોકરી તરફ મારી જ નજર વળી ચોંટી ગઈ એની હલનચલનમાં નજરોને પકડી રાખવાનું જાદુ હતું એની મનલુભાવનું કોઈ સિનેમાનું ગીત પણ મને તુરત યાદ આવી ગયું હું પણ બૂટપોલીશવાળો છોકરો હોત તો ખુલ્લા અવાજે કદાચ એ ક્ષણે એ ગીત હું લલકારી બેસત એવો રમૂજભર્યો ખ્યાલ મારા મનમાં રમી ગયો એ ક્ષણે મારા મુખ ઉપર કદાચ ખુશીનું સ્મિત અંકાઈ ગયું હશે એમ હું માનું છું કારણ કે મારા ઉપર નજર પડતાં એ ફટાકડી છોકરી પણ મીઠું આવકારભર્યું હસી, પણ મેં તુરત નજર ખસેડી લીધી, એની ખુલ્લી કેડ ઉપર મસો હતો ત્યાં જઈને એ અટકી પેલા જુવાનની ઠરી ગયેલી સીગારેટની રાખ જેવો એનો રંગ હતો

'દૂસરા પેર રખીએ બાબુજી ' પેલા જમણા પગની બૂટપોલીશ પૂરી થતાં છોકરાએ મારું ધ્યાન દોર્યું મારા મુખમાંથી નિસાસો નીકળી પડ્યો બૂટપોલીશ કરતો છોકરો સહેજ મરક્યો મને એનું એવું સ્મિત કટાક્ષભર્યું લાગ્યું, હું ઝંખવાણો ફરીથી એનું ધ્યાન મારી ફરતી નજર ઉપર ન પડે એ માટે મેં મારી દૃષ્ટિ પોલીશ થતા બૂટની સામે વાળી ત્યાં મારી અકળામણ એ છોકરો કળી ગયો છે એમ મને લાગ્યા જ કર્યું

આજ સવારે જ કૉલેજમાં ભણતી મારા પાડોશીની દીકરી ઊર્મિલા પાસે શાકુંતલનો કોઈ અઘરો શ્લોક સમજવા આવી હતી દુષ્યન્ત જેવો રાજવી આશ્રમકન્યા ઉપર તે શું મોહ્યો હશે, એ સંબંધી બંને ચર્ચા કરતા કવિ કાલિદાસની રસિકતા ઉપર હસતા હતા

'કોરું તાજું કડકડતું રૂપ—' ઊર્મિલાએ તપનિને એ રહસ્યનો ફોડ પાડવા માંડ્યો, ત્યારે છાપામાંથી નજર ખસેડી ચશ્મા બાજુએ મૂકી હું એમની વાતો સાંભળી રહ્યો હતો તપનિ કાંઈ ઊર્મિલાને આગળ પૂછવા જતી હતી ત્યાં દૂધ ઊભરાયું અને વાત આગળ ન વધી

એ પ્રસંગ યાદ આવતાં બૂટપોલીશવાળાની ચોખ્ખાત નજરની ચોરી કેરતા કરતા આજુબાજુ ફરતું પેલું કોરું કડકડતું રૂપ હું જોઈ લેતો હતો

બૂટપોલીશ પતી ગઈ પગારની રકમના ભારથી વજનદાર બનેલું પાકીટ કાઢીને દસ નયા પૈસાનો સિક્કો છોકરાના હાથમાં મૂક્યો પેલી છોકરીની નજર મારા ઉપરથી ખસીને મારા પાકીટ ઉપર પડી

'ઔર દશ પયસા બાબુજી ' ઓચિંતું ખણખણતું હાસ્ય વેરતા પેલા છોકરાએ હાથ લંબાવ્યો

'ઔર દશ પયસા ! ક્યોં ? ' મેં ક્રોધની માત્રા સાથે આશ્ચર્યચકિત થતાં પૂછ્યું

'તમારી ફી ફી ' અને વધુ મોટેથી હસતો હસતો એ પોતાના મિત્રોના અડ્ડામાં ઘૂસી ગયો એના એવા હાસ્યની સ્પષ્ટ મશ્કરી હું તુરત ન સમજ્યો ત્યાં એકીટશ પેલી ફટાકડી છોકરીને નીહાળી રહેલા પેલા સાથીદારને એણે બધા સાંભળે તે રીતે ટકોર કરી

'લલ્લા, વો બાબુજી તમારી ફી ફી નહિ દેતે—જૈસે કે, સબ ચીજ મુફત મિલ જાયેગી '

'ઉનકો સમજા યાર, સબ ચીજ કા કુછ ન કુછ દામ લગતા હૈ—' બોલી લલ્લુએ એના દોસ્ત પાસેથી દીવાસળીની પેટી માગીને બુઝાયેલી સીગરેટ ફરીથી સળગાવી સીગરેટના બે ઊંડા દમ લઈને એ પેલી છોકરી તરફ આગળ વધ્યો 'કસ્તુરી '(?)ની હરણના ચામડાની પોટલી તરફ ચીંધીને એણે પૂછ્યું

'એય કસ્તુરીવાળી, ક્યા દામ ? '

'તુમ ખરીદોગે ? કસ્તુરી ! હટ ' છોકરીએ વગર મોં





કાચે આંખનો ઉલાળો માર્યો, એના હોઠ ઉપર મોના લીસાનું પેલું અકળ સ્મિત અંકાઈ ગયું.

'અરે તુમારી નકલી કસ્તુરી હમ છુયેંગે ભી નહિ, મૈં તો યહ કસ્તુરીવાલી કા દામ પૂછ રહા થા' પેલાએ પાછળનું વાક્ય ધીરા અવાજે ઉચ્ચાર્યું તો પણ આજુબાજુથી 'વાલી'- ઉપરનો ખાસ ભાર પણ સંભળાયા ન રહ્યો: એ ભારની કદર જાહેર કરતું હાસ્યનું મોજું ત્યાં ફરી વળ્યું.

મારા પગ થંભી ગયા જ હતા, કસ્તુરીવાળીનો જવાબ સાંભળવા મારું હૈયું પણ જાણે થંભી ગયું.

'વહ કસ્તુરી દંતની સરતી નહિ—' પેલીએ સહજ-ભાવે જવાબ આપ્યો, આંખ ઉપર ધસી આવતી ભૂરી લટ કાન ઉપર ગોઠવતાં મુખ ઉપરનું મોનાલીસા સ્મિત પણ એણે સંકેલી લીધું. મને લાગ્યું કે અધૂરા મૂકેલા વાક્યના અનુસંધાનમાં બૂટપોલીશવાળાના મુખ ઉપર હમણાં ધોલ પડશે. પણ એ માત્ર મારા મનની જ ગણતરી નીવડી. સંકેલી લીધેલા સ્મિતની જગ્યાએ ખળખળતું હાસ્ય વેરાઈ પડ્યું, પાઈન વૃક્ષની પાતળી પાંદડીઓની ચમક જેવી પેલી ચમક એની આંખમાંથી એ ખળખળતાં હાસ્ય સાથે તાલ દેતી સરી પડી.

સીગારેટના ડબ્બામાં હતા એટલા બધા જ સિક્કા લલ્લુએ એના હાથમાં ઠાલવી દીધા.

'લે, સારા દિનકી કમાઈ તુઝે દે દી કસ્તુરી, બસ?'

વિના આનાકાનીએ એ સિક્કા એણે ખભે લટકતી ઝોળીમાં સેરવી લીધા.

કલકત્તાના મેદાન ઉપર અંધારું છવાતું હતું. બે ઓળા ધીરે ધીરે એ મેદાનમાં લીન થતાં હું જોઈ રહ્યો. મારા મુખમાંથી એ સાંજે ફરીથી નિસાસો નીકળી પડ્યો. પેલો છોકરો મને જોઈને વળી કટાક્ષભર્યું હસ્યો, 'બાબુજી અબતક આપકી બસ નહિ આઈ?'

તે પછી ભવાનીપુર જતી પહેલી બસ મેં પકડી લીધી. બસનું ભાડું ચૂકવતાં વળી ખીસામાંથી ભારે પાકીટ કાઢ્યું, એનો ભાર મને અકળાવતો હતો...

બીજે દિવસે તપતિ વળી ઊર્મિલા પાસે શાકુંતલ વાંચવા આવી. ઊર્મિલા એને સમજાવતી હતી તે શ્લોકની એક પંક્તિ હતી:

'વયં તત્વાન્વેષા મધુકર હતાસ્ત્વં ખલુ કૃતિ:'

શકુંતલાને સતાવતા કૃતકૃત્ય ભ્રમરની અદેખાઈ કરતા રાજા દુષ્યન્તની મનોદશા હું બરાબર સમજી શક્યો. મને થયું પણ ખરું કે ઊર્મિલા કરતાં તપતિને એ શ્લોકનો ભાવાર્થ હું વધુ સારી રીતે સમજાવી શકીશ. પરંતુ ઊર્મિલા ઘણી ચબરાક, બે શબ્દોમાંથી જ મને પકડી પાડે તો? એટલે ચૂપચાપ છાપામાં નજર રાખીને તપતિને એ શ્લોક કઈ રીતે સમજાવે છે તે સાંભળતો હું ચૂપ રહ્યો.

'તત્વાન્વેષા એટલે શું ઊર્મિકાકી?' તપતિનો પ્રશ્ન સાંભળી હું સાવધ થયો.

ઊર્મિલા વિચારમાં પડી. પછી એણે તુરત જવાબ આપ્યો:

'એટલે કે...એમ કર ને તપતિ, એનો અર્થ વધારે સારી રીતે તને તારા કિશોરકાકા સમજાવશે, એ લગભગ એવા જ છે.'

'એવા એટલે કેવા?' તપતિએ નવો પ્રશ્ન પૂછ્યો.

છાપાનાં અક્ષરો એકબીજામાં ગૂંચવાવા માંડ્યા, મારો શ્વાસ અદ્ધર રહી ગયો.

ઊર્મિ બોલતી હતી, હસીને—,

'એવા એટલે દુષ્યન્ત જેવા, કોરી કાચી કડકડતી યુવાન છોકરીઓને જોઈને માત્ર નિસાસા નાખે તેમાંના.'

એટલી વહેલી સવાર છતાં તે ક્ષણે ઊર્મિ મને ખૂબ વહાલી લાગી........

ન લાગે?



બ્રિટનની ફિશર એન્ડ લડલો લિ. (બર્મિંગહામ) નામની પેઢીએ જંગી વહાણોમાં નિકાસની ૧,૦૦૦ જેટલી મોટર-ગાડીઓનો સમાવેશ કરી શકાય તે માટે પોલાદના લટકતા ડેકની શોધ કરી છે. આ ડેક જરૂર પડે ગોઠવી તેમ જ જરૂર ન હોય ત્યારે તત્કાળ ખસેડી લઈ શકાય છે. હાલમાં વપરાતા ડેકના ભાગોને છૂટા કરતાં ૫ થી ૮ દિવસ નીકળી જાય છે જ્યારે આ નવા 'બનાવટી' ડેક ૨૪ કલાકમાં ખસેડી લઈ શકાય છે. એટલું જ નહિ પરંતુ ઉપરા-ઉપર આવા ત્રણચાર ડેક ગોઠવી શકાય છે.

તેટલો સામાન હોડીઓમાં મૂકી, હલેસાં હાથમાં પકડી સૌ ઊપડવાના હુકમની રાહ જોવા લાગ્યા.

શરૂઆતની થોડી મિનિટો તો ભારે કટોકટીભરી નીવડી. મહિનાઓથી કોઈએ હલેસું હાથમાં પકડેલું નહીં એટલે એમની જ ગતિ તાલમાં ન આવી શકી ને એઓ સામસામી ગતિ આપવા લાગ્યા. તેમાં વળી બરફના પાસે આવતા ટુકડા મુશ્કેલીમાં વધારો કરતા. કેટલીક વખત તો ભટકાઈ પડવાની ભીતિ સાચી પડે તેવું થતું છતાંય કોઈ અકળ ગતિએ એ સૌએ પ્રગતિ કરી. પંદર મિનિટમાં તો એમની છાવણી દેખાતી બંધ થઈ અને એમનું ધ્યાન આગળના પ્રવાસ પર કેન્દ્રિત થયું. એમણે પ્રગતિ પણ ઠીક સાધી. આંતરે આંતરે પાણીમાંય બરફનાં પડ આવી જતાં પણ એ બધાં એમના રસ્તાને બાધારૂપ નીવડે તેવાં ન નીકળ્યાં. સાંજના સાડાપાંચ થતાં અંધારું જામવા માંડ્યું ને શેકલટને રાત પૂરતો પડાવ પાસેની એક મજબૂત હિમશિલા પર નાખવાનું ઠરાવ્યું.

હોડીઓ ઉપર ખેંચાઈ ગઈ ને રસોઈ શરૂ થઈ. તે દરમિયાન બાકીનાએ તંબૂ તાણ્યા. દિવસ દરમિયાન એમણે પોતાના ધ્યેય ભણી સાત માઈલ કાપ્યાનો સૌને મન સંતોષ હતો એટલે વાળુ પત્યે બધા પથારીમાં પડ્યા.

ચોકીદાર એકલો જાગતો હતો પણ શેકલટનને કોણ જાણે કેમ, નિરાંત વળી નહીં. રાતે અગીઆર વાગ્યે એ બહાર નીકળી આવ્યો ને એણે જોયું કે પાણીના ઉછાળા વધી ગયા છે. એને ચિંતા પેઠી પણ એ આગળ વિચારે તે પહેલાં તો 'ધડ' દેતોક ને અવાજ એના પગ નીચે થયો ને એ ઊભો હતો તે શિલા તૂટી ગઈ.

આઠ ખલાસી ઊંઘતા હતા તે તંબૂ–તરાડમાં સરકી ગયો. પ્રભુનું કરવું તે બન્ને ટુકડા, જરાવારમાં, જુદા પડ્યા અને સાત માણસો સીસકારા ભરતા બહાર નીકળી આવ્યા. એટલામાં બૂમ પડી, 'એક જણ ખોવાયો છે.'

શેકલટન દોડી ગયો. ને તંબૂને ચીરવા લાગ્યો. નીચેથી આવતા સીસકારાના અવાજ અંધારામાં એના કાને પણ પડવા લાગ્યા. આખરે જ્યારે આખો તંબૂ બહાર નીકળી ગયો ત્યારે એણે કશુંક આકારહીન સળવળતું જોયું. એ હતો ઊંઘકોથળીમાં પૂરાયેલો એક ખલાસી.

શેકલટન નીચો નમ્યો, કોથળી પકડી, એક ભારે આંચકા સહ એણે કોથળી બહાર ખેંચી કાઢી. એક ક્ષણ પછી પેલા બંને શિલા–ટુકડા જોરથી અફળાયા! પેલો આદમી હતો એમનો અગ્નિરક્ષક. એ બિચારો પાણીથી તરબોળ થઈ ગયો હતો પણ એને બદલવો આપવા, કપડાંની બીજી જોડ હતી નહીં. એ ઠરી ન જાય તે માટે શેકલટને જણાવ્યું કે કપડાં સૂકાઈ જાય ત્યાં લગી એણે ચક્કર માર્યા જ કરવાં. આખી રાત એને સાથ આપવા વારાફરતી એક એક જણે આંટા માર્યા કર્યા. એ ફરતા ત્યારે એનાં અક્કડ થયેલાં કપડાંનો અવાજ થતો ને એ સૂકાતાં તેમ તેમ બરફના કણ નીચે ગરતા.

બીજે દિવસે સવારે આઠ વાગ્યે એમની સવારી આગળ ધપી. ત્રણ કલાક પછી બરફશિલાઓના એક ગાઢા સમૂહની કિનાર નજદીક એ પહોંચ્યા. સદ્‌ભાગ્યે એમનો માર્ગ મોકળો થયો અને એ સમુદ્રનાં જળ પર આવી લાગ્યા.

મહિનાઓથી જેને ઝંખતા હતા એ બરફહીન સમુદ્ર એમની આંખ સામે આવી રહ્યો પણ વિધિની ક્રૂરતા એવી કે એનો આનંદ એ ન માણી શક્યા. બરફની દિવાલ દૂર થતાં જ એમની હોડીઓ પવનના સીધા સપાટામાં આવી ગઈ. ખડકશાં ઊંચાં મોજાં ઊછળતાં હતાં અને એમાં નાની હોડી તળે ઉપર થઈ જતી હતી. મોજાંના લાગવા સાથે, ઊડતી સીકરથી સૌ ન'વાઈ ગયા. ત્રણેય કિશ્તીઓ મજબૂત હતી અને વીસ–બાવીસ ફૂટ લાંબી હતી પણ આવા તોફાની દરિયામાં એમનું ગજું શું?

એ વાગ્યા સુધી તો શેકલટને એમને દરિયામાં અફળાવા



દીધી પણ પછી એકાદ શિલાનું રક્ષણ શોધવા ફરમાન કર્યું અતિશ્રમિત એવા માણસોએ હોડીઓને એક મજબૂત શિલા તરફ વાળી અને મહાપરાણે ઉપર પહોંચી ગયા

એમને આખ મીંચે ૩૬ કલાક થયા હતા પણ શિલાનો ભરોસો પડતો નહોતો

'આખી રાત આ શિલાને અકબંધ રાખવાની' પ્રાર્થના કરતા કરતા સૌ પોઢ્યા

રાત આખી વિના અકસ્માત વીતી પણ રાત્રિ દરમિયાન જ પવન એવો ફૂંકાયો કે ચારે મેર નજર પહોંચે ત્યાંસુધી હિમશિલાઓ ખડકાઈ ગઈ એમનો રસ્તો પુરાઈ ગયો !

દરિયો પણ એવો જ તોફાની હતો ત્રીસ ત્રીસ ફૂટ ઊંચા મોજા એક પછી એક અર્ધો અર્ધો માઈલને આંતરે આવ્યા કરતા હતા ને આ બરફશિલાઓ પર પછડાતા, ફૂટતા ભાગતા હતા આમ એમની હિમશિલા ખવાતી હતી

બપોરના બે વાગતા પ્રવાહ બદલાયો ને એમની શિલા નજીક હોડીમાર્ગ થઈ ગયો વીજળીક ત્વરાથી હોડીઓ પાણીમા ઉતારી દીધી અને હલેસાના આધારે ઊપડવા લાગ્યા આગલી રાતના અનુભવથી ધડાયેલ સૌએ ફરી કદી રાત્રે શિલાનું શરણું શોધ્યું નહી અને તે પછીના ચારેય દિવસ એ સૌએ હોડીઓમા જ ગાળ્યા

ભીંજાઈને હોડીઓમા બેસવાનુ અને ચારેકોરથી ઠંડી ને સીકરના શિકાર બનવાનું—આ બધુ મારી નાખે તેવું હતુ દિવસો તો તોય ઠીક લાગતા પણ રાત્રે અણુકડી બનતી પગ લંબાવવાની જગ્યા નહી, હલન ચલનની શક્યતા નહી ઠંડીનો પારો શૂન્યથીય નીચો ! હોડીઓ છૂટી ન પડી જાય તે જોવાનું પવનના તોફાનમા ગમે તે દિશાએ ફંગોળાઈ જવાનું !

હરેકો હિમ નડ્યું ને ઠેર ઠેર ચાંદા પડ્યા ત્રણ જણના પગ તો કાળા જ ગયા ! તેમા પણ મોંઢે પાણી ખૂટી ગયું તરસ સૌને ઊપડી એને એને છિપવવા તાજું સીલનું માંસ સૌ ચૂસવા લાગ્યા જેથી તેઓને મારણે

તૃષા કંઈક હળવી થાય !

પાંચમે દિવસે એમને એલીફન્ટ ટાપુના દર્શન થયા સૌના જીવમા જીવ આવ્યો ગણત્રી કરતા એ ત્રીસેક માઈલ દૂર લાગ્યા ગતિ બરાબર સચવાઈ રહે તો રાત્રિ નમતા પહેલા પહોંચી જવાય તેવી શક્યતા હતી એમને સૌ હતી તેમની તાકાત હલેસા પર અજમાવવા લાગ્યા

બે વાગે ૩૫૦૦ ફૂટ ઊંચા એ ટાપુ સ્પષ્ટ દેખાવા લાગ્યા ને દસેક માઈલનુ અંતર રહ્યુ ! કલાક પછીય એની એ જ સ્થિતિ રહી એ હલેસા મારતા જ રહ્યા ને હોડી ખસતી જાય અંતર કાપતી અટકી ગઈ હતી કિનારા નજદીકના કોઈ ભરતીના પ્રવાહે એની ગતિ ડામી દીધી હતી

પ્રવાહ પલટાયો અટક્યો ત્યા પવન ફૂંકાવો શરૂ થયો એ આખી રાત ને પછીનો આખો દિવસ પવન ચાલુ રહ્યો અને એ ઠેરના ઠેર રહ્યા એ બધો વખત ભૂખ તરસથી પીડાતા થાક્યા પાક્યા એમણે શી રીતે હલેસા માર્યા કર્યા અને ઠંડી તથા સીકરવાં સહન કર્યા તે એક કોયડો જ છે

પણ આખરે પવન પડ્યો તોફાન શમ્યુ અને એલીફન્ટ ટાપુની સૂકી સૂકી ધરતી પર એમણે પગ દીધો ત્યારે આનંદ આનંદ થઈ ગયો ૪૯૭ દિવસ એમને બરાબર દોઢ વરસે એમણે નક્કર, ભાગે નહી તેવી ધરતી પર પગ દીધા ! ! !

ઉતરાણનો આનંદ શમ્યો એમને વસવાટનુ સહીસલામત સ્થળ એ જોવા નીકળ્યા આખો ટાપુ સાવ સૂકો ને વેરાન ન મળે વનસ્પતિ કે ન મળે માનવી સુખ માત્ર એટલું કે અગણિત સીલ અને પેંગ્વીન પક્ષી ટાપુ પર આવતા એમને ખોરાકની મુશ્કેલી નહોતી

એમના ઉતરાણનુ સ્થાન ભરતી સમયે ધોવાતુ હતુ એ રહેઠાણ માટે અનુરૂપ નહોતુ સાત માઈલનો કિનારો એ હોડીમા ફરી વળ્યા ને અંતે પવન ને ભરતીના પાણીને રોકે તેવા કિનારાના ખડકોની આડમા શેકલ્ટન સૌને લઈ ગયો અને ત્યાં છાવણી નખાઈ





પણ આ સ્થાન આડવાળું હતું અને કોઈ વહાણ એમને જુએ ને જગત ભેગા કરે એવી સંભાવના નહીંવત્ હતી.

શેક્લટન વિચારમાં પડી ગયો. ત્રીજે દિવસે એણે જાહેર કર્યું કે એ પોતે, પાંચ હોશિયાર માણસો સાથે ૮૦૦ માઈલ દૂર આવેલા જ્યોર્જિયા ટાપુ પ્રતિ, હોડી હંકારવા તૈયાર થયો, પ્રયાણ આદરશે. એ ટાપુ વ્હેલ માછલીના શિકારનું કેન્દ્ર હતું અને ત્યાં પહોંચાય તો કુમક મળે અને આ સૌને ઉગારી શકાય, એવી શેક્લટનની ગણતરી હતી.

સુથાર તરત જ કામે લાગી ગયા. હોડી પર કેનવાસનું તૂતક લગાવી દીધું, એ ઝાઝી ઊછળે નહીં તે માટે ખડકના ટુકડા ભર્યા. બરફ ઓગાળી બે પીપ મીઠું પાણી ભરી લીધું. એક મહિનો ચાલે તેટલો ખોરાક ભર્યો. હાથ આવ્યાં તેટલાં કપડાં લીધાં અને નવમે દિવસે ઊપડવા તૈયાર થઈ ગયા.

એપ્રિલની ચોવીસ તારીખે સવારે વિદાય નાસ્તો ગોઠવાયો. દરેક આદમીને બે બિસ્કીટ અને પાશેર સુરબ્બો વહેંચાયો. સૌ મજાકમાં મશગૂલ બન્યા ને વાતાવરણને હળવું બનાવવા યત્ન કરવા લાગ્યા. પણ સાડા બારે જ્યારે હોડીનું મોં ઉત્તર તરફ વળ્યું ને હલેસાં હાલ્યાં ત્યારે સૌનાં હૃદય બોલતાં હતાં કે કદાચ આ આખી મંડળીનું અંતિમ મિલન હશે!

સમુદ્રના જળ પર હોડી સરકવા લાગી ને આખરે એલીફન્ટ ટાપુ ક્ષિતિજમાં ડૂબી ગયો. શેક્લટનનું મન હાલી ઊઠ્યું, એ જમીનનો સફરી હતો. દરિયા પર એટલી ફાવટ નહોતી અને પેલા ટાપુ પર રહેલા બાવીસ જણના ભાવિની ચિંતા એને કોરી ખાતી હતી. છતાં મુક્તિ માટેનો એક માર્ગ આ છસો માઈલના દરિયામાં ઝંપલાવવું એ જ હતો એટલે એણે મન મજબૂત કર્યું. બે દિવસમાં તો આ વિસ્તારના સમુદ્રે એમને થકવી નાખ્યા, ચારેય બાજુ જ્યાં નજર નાખો ત્યાં ઊછળતું પછાળતું, છાંટી નાખતું પાણી જ પાણી. રાત દી આ ઝટકાવ ચાલુ રહેતો.

ઊંઘમાં પલળી ન જવાય તે હેતુસર વહાણના પાછળના ભાગમાં એ ગોઠવ્યું હતું. ત્યાં પહોંચવા પેલા પથ્થરો પર ઘૂંટણિયે પડીને એને એથી પાછળ પેટે ચાલી જવું પડતું. આમ ઊંઘ-કોથળીમાં પેસી એ નિદ્રાધીન થતા ત્યાં ડુંગરશાં મોજાંથી હોડી એવી ઊછળતી કે એ આખાના આખા ઊછળી નીચેના પથ્થર સાથે અફળાતા. ગમે ત્યાં સૂવે તો ય હોડીના ઉછાળા નડયા સિવાય રહેના જ નહીં.

જોરદાર પવનથી ધકેલાતી એમની હોડીએ બે દિવસમાં ૧૨૮ માઈલ કાપી કાઢ્યા. એમનું વહાણ 'ડ્રેક પેસેજ'માં પેઠું. અહીંનો સમુદ્ર બારેય માસ એટલો ભયંકર રહે છે કે મોજાં નેવુ ફૂટથીય ઊંચાં ઊછળ્યા જ કરે. પૃથ્વીના ગોળાની બધી બાજુઓએ અહીં માત્ર દરિયો છે એટલે કશીય બાધા સિવાયનો પવન ગાંડોતૂર બને છે. એની ગતિ કલાકે બસો માઈલ પર પહોંચી જાય છે.

આવા તોફાની સમુદ્રનાં રાક્ષસી મોજાંની કિનાર પર શેક્લટનની નાની હોડી, દર નેવુ સેકન્ડે ઊંચકાતી. પચાસેક ફૂટ ધકેલાઈ, મોજું તૂટવાનું થાય ત્યારે એમ લાગતું કે પલવારમાં આ કિશ્તી સેંકડો ટન પાણીમાં ડૂબી જશે. પણ કોઈ અકળ ગતિથી એમની હોડી પર ઊંચી ને ઊંચી ધકેલાતી, ફીણથી ઘેરાઈ જતી ને મોજું ભાંગતાં આગળ હડસેલાઈ જતી. દરરોજ હજારો વખત મરણનું આ નાટક ખેલાતું.

નવ દિવસ પછી કુદરતની મહેર થઈ. પવન પડ્યો ને ધીમી લહરો આવવા લાગી. આકાશ સ્વચ્છ થયું ને વાતાવરણમાં ચેતના દેખાઈ. વુર્સ્લીની ગણતરીએ એમણે ૪૦૩ માઈલ કાપ્યા હતા. અર્ધો જંગ જીતાયો હતો! ઉઘાડ નીકળ્યો એટલે બધા કપડાં ને ચીજ વસ્તુઓ સૂકવવા લાગ્યા. સૌએ રાહત અનુભવી ને મંડળીમાં કદીક કદીક હાસ્યમોજું ઊછળવા લાગ્યું.

બે દિવસ આમ હુંફાળા હવામાનમાં ગુજર્યા ત્યાં ત્રીજે દિવસે હવામાન સાવ બગડી ગયું. વહાણ હંકારવાનું, એને કાબૂમાં રાખવાનું અશક્ય જેવું થઈ ગયું. સ્થાન ગણતરી માટે વુર્સ્લી ઊભો રહી શકતોય નહીં. બિચારો ઘૂંટણિયે પડી માપ લેતો ને નકશા પલળે નહીં તે માટે



કોઈને આડા ઊભા રાખતો તો ય કાગળો પલળી જતા. વુર્સ્લીની ગણતરી પર તો એમની સૌ આશા હતી. કારણ એમાં ચૂક થાય ને દિશા બદલાય તો ત્રણ હજાર માઈલ વિસ્તરેલા અફાટ, એકાકી સમુદ્રમાં એ ઘૂસી જાય !

દિવસે દિવસે એ લક્ષ્ય નજદીક જવા લાગ્યા. એક દિવસ તો ગણતરીએ ૯૨ માઈલનું જ અંતર બતાવ્યું એટલે સૌ જમીન કે લાકડું કે કશી વસાહતની નિશાની જોવા માટે ઉત્સુક બની ગયા. પણ તે રાત્રિએ કે પછીના દિવસે કોઈ ચિહ્ન નજરે પડ્યું નહીં એટલે સૌને મનમાં ભીતિ પેઠી. મે ૭ નો દિવસ આમ જ પસાર થઈ ગયો. આખો દિવસ સૌએ ટીકી ટીકીને જોયું પણ ધુમસ, ફીણ ને પવનના અવાજને બાદ કરતાં કશું હાથ લાગ્યું નહીં.

આઠમીની સવાર થઈ જ્યાં કશુંય ન દેખાયું ! આઠ વાગ્યે શેક્લટનનો નિરીક્ષણ વારો હતો પણ આજ તો બધા જ ત્યાં બેઠા રહ્યા હતા અને ચારેકોર નજર નાખ્યા કરતા હતા.

સાડા દસ વાગ્યે વીન્સેન્ટે પાણીમાં તરતું દરિયાઈ વનસ્પતિનું ઝૂમખું જોયું ને ધુમસ વિખેરાતાં સાડા બારે મેકાર્થીએ બૂમ પાડી ઊઠ્યો, 'જમીન, જમીન.'

અને સાચે જ દસેક માઈલ દૂર બરફના ધાબાવાળી ટેકરીઓ ખડી હતી. અઢી વાગ્યે કિનારાની ને એમની વચ્ચેનું અંતર માત્ર ત્રણ માઈલ રહ્યું. ટેકરીઓ પરનું લીલું ઘાસ એમને દેખાયું. લગભગ મોળ માસે એમની નજર ઊગતી વધતી વનસ્પતિ પર પડી. જેમ જેમ એ નજદીક આવતા ગયા તેમ તેમ મોજાંનો ઘૂઘવાટ એમને જોરથી સંભળાવા લાગ્યો. વધુ નજદીક ગયા. ત્યાં કિનારા સાથે પછડાતાં ને ખડકોને અથડાઈ ભાગતાં મોજાં એમણે નિહાળ્યાં.

વિધાતા વળી પાછી ક્રૂર બની હાથવેંતમાં દેખાતા કિનારે ઊતરવાનું શક્ય નહોતું. આ ભયંકર મોજાંમાં એમની હોડી તો દસ મિનિટેય ટકે નહીં !

ત્રણ ને દસ મિનિટે શેક્લટને હુકમ આપ્યો કે પાછા દરિયા તરફ હંકારો, સમુદ્રને ખોળે રાત્રિ ગાળી, સવાર થયે કોઈ સહીસલામત ખડક આગળ ઉતરાણ કરવાની એની યોજના હતી. સૌનાં મોં સિવાઈ ગયાં ને સૌનાં દિલમાં શંકાએ ઘર ઘાલ્યું.

થોડી જ વારમાં પરિસ્થિતિ સાવ વણસી ગઈ. એક ભયંકર તોફાન શરૂ થયું. એંસી માઈલની ગતિએ પવન ફૂંકાવા લાગ્યો. બે રાત ને એક આખો દિવસ પવનનો કોપ ચાલુ રહ્યો. આવી સ્થિતિમાં ખાવાનુય કોણ બનાવે ? પાણીય ખૂટી ગયું ને સૌનાં મોં સુકાઈ ગયાં, હોઠ તરડાઈ ગયા ને એમાંથી લોહીની ટશરો ફૂટવા લાગી

આખરે પવન પડ્યો. જ્યોર્જિયા ટાપુ દેખાયો અને ઉતરાણની જગા સૌ શોધવા લાગ્યા. હવે પવન એવો અદૃશ્ય થઈ ગયો કે ખડક પાસે પહોંચવા એમને સારાં એવાં હલેસાં મારવાં પડ્યાં. રક્ષણવાળી એક જગા જોઈએ કિનારા તરફ ગયા ૧૦ મી મે ૧૯૧૬ના રોજ સાંજના બરાબર પાંચ વાગ્યે એમની હોડી જમીનને અડકી અને જ્યોર્જિયા ટાપુના કિનારે ઊતરી સૌ 'વહેલ છાવણી'નું સ્થાન જોવા લાગ્યા.

કમનસીબે એમનું ઉતરાણ ટાપુની અવળી દિશાએ થયું હતું. ચારેય વહેલ છાવણી ને આખો વસવાટ સામે કિનારે હતાં. દરિયા રસ્તે દોઢસો માઈલનું અંતર હતુ ને એમની હોડી એ મુસાફરી બરદાસ્ત કરે તે સ્થિતિમાં નહોતી. એટલે વિકલ્પ એક જ રહ્યો. જમીન રસ્તે સામે કિનારે પહોંચવું. અંતર હતું માત્ર ૨૯ માઈલ પણ એવા સીધા ખડકો ને ખીણો કે ટાપુની આરપાર કોઈ કદી જઈ શક્યું જ નહોતું.

પણ શેક્લટને પોતાના મિત્રોને જણાવ્યું કે એ પોતે વુર્સ્લી ને ટોમ આ અશક્ય લાગતો પ્રયત્ન આદરશે.

સમુદ્રની મુસાફરીનો થાક ઊતર્યો, પૂર્ણિમાનો ચાંદ પ્રકાશ્યો ને હવામાન સુધર્યું એટલે ત્રણેય જણ મે માસની ઓગણીસ તારીખે વહેલી સવારે સવા ત્રણ વાગ્યે નીકળી પડ્યા.

પ્રયત્ન કર્યો જ્યાં આજ સુધી જે કોઈ કરી શક્યા નથી, એવી એ દુર્ગમ મુસાફરી છત્રીસ કલાકમાં પૂરી



કરી એ સામે કિનારે પહોંચ્યા !

એમના પછી ઓગણચાલીસ વરસે, સંપૂર્ણ રીતે સજ્જ એવી ટુકડી લઈ, આનાથી ઘણા સહેલા રસ્તે, જ્યોર્જિયા ઓળંગનાર એક માત્ર સફરી ડંકન લખે છે કે એમણે આ ભગીરથ કાર્ય કેમ પાર પાડ્યું તે હું સમજી શકતો નથી. એમની પાસે સાધનો હતાં માત્ર પચાસ ફૂટ દોરડું ને એક વાંસલો. આટલી બધી મુસ્કેલીઓમાંય એ માર્ગ કરી શક્યા એક જ કારણે —નિશ્ચયબળથી—માર્ગ કરવો હતો એટલે.

આ ટાપુ ઓળંગતાં સૌ પ્રથમ એમને એક લાંબું સીધું થકવી નાખે તેવું ચઢાણ કરવાનું હતું. એ સાથે ચાર પર્વતમાળાઓ ઓળંગવાની હતી. પહેલા શિખરે પહોંચતાં એમને સાત કલાક થયા. મથાળે પહોંચ્યા ત્યારે ખબર પડી કે હવે સીધું ૧૫૦૦ ફૂટ ઊંડું ઉતરાણ કરવાનું છે.

પાંચ કલાક તો આમતેમ રસ્તાની શોધમાં એ પર્વતમાળા પર આઘાપાછા થયા. છેલ્લી ટેકરીએ પહોંચ્યા ત્યાંસુધીમાં તો અંધારું ઊતરવા માંડ્યું, ધુમ્મસ ઘેરાવા લાગ્યું. એ ધુમ્મસ એટલું ગાઢ હતું કે કશુંય દેખાય નહીં. સાવ આંધળાભીંત જેવા, અસ્ત્રાની ધાર સરખા પર્વત પર, રાત્રિ શી રીતે ગાળે ? તેમાં વળી, ઝડપથી ચલાય તે માટે એ નહોતા લાવ્યા તંબૂ કે ઊંઘકોથળી. હવે શું થાય ? અહીં રહે તો રાત્રે ઠરી જ જાય. કારણ ઊંચાઈ ૪૫૦૦ ફૂટ હતી એટલે કોઈ હિસાબે નીચે ઊતર્યા સિવાય ચાલે તેમ નહોતું.

વાંસલો લઈ શેકલટન વળગી પડ્યો—પર્વતની ધાર પર પગથિયાં કંડારવા. પણ અર્ધોએક કલાકમાં એ થાકી ગયો ને આ પ્રયત્નની વ્યર્થતા એને સમજાઈ. એણે બન્ને મિત્રોને નજદીક બોલાવી જણાવ્યું કે કોઈ ઉપાયે નીચે ઊતરવું અનિવાર્ય હતું એટલે લપસવું ઠીક પડશે.

આવા સીધા ખડક પરથી લપસવાની વાત સાંભળી વુર્સ્લી ને ટોમ તો અવાક્ જ થઈ ગયા. શેકલટન ખૂબ સાવચેત આદમી ગણાતો. તેના મોંમાંથી આવી આંધળિયાં સરખી વાત એ માની ન શક્યા. પણ શેકલટન એવો ગંભીર હતો કે મશ્કરી કે હાસ્યને કશો અવકાશ નહોતો.

હિંમત એકઠી કરી ટોમે પૂછ્યું, 'કોઈ ખડક સાથે અથડાઈશું તો ? અને બીજું આવું સીધું ઉતરાણ આગળ નહીં હોય એમ પણ કોણે કહ્યું ?'

શેકલટનને કશી અસર ન થઈ. એણે તો વળી એટલું જ પૂછ્યું, 'અહીં રહી શકાય તેમ છે ?'

એ તો શક્ય નહોતું એટલે એમણે આખરી નિર્ણય કર્યો, ને ત્રણેય જણે એક બીજાને પકડી લપસવું એમ શેકલટને ઠરાવ્યું.

એટલે તરત જ ગોઠવાઈ ગયા. દોરડું છોડી નાખ્યું, અને એને પોતાની નીચેનો હિસ્સો વાળી સાદડી જેવી બેઠક બનાવી લીધી. પછી વુર્સ્લીએ પોતાના પગ શેકલટનની પીઠે ને હાથ એના ગળે ભેરવ્યા. ટોમે એ જ પ્રમાણે પોતાના પગ ને હાથ વુર્સ્લી સાથે સાંકળ્યા. આમ જોડી તૈયાર થઈ ગઈ એટલે શેકલટને પગ વડે ખડકને લાત મારી અને એ ત્રિપુટી ગબડી...!

બીજી જ ક્ષણે એમના હૃદયના ધબકારા જાણે બંધ થઈ ગયા ! એક ક્ષણ તો જાણે એમ લાગ્યું કે એ અદ્ધર હવામાં તોળાઈ રહ્યા. એ ઝડપથી સરકવા લાગ્યા ત્યારે બરફની ધાર જાણે એમની સામેથી દોડી ગઈ એમ ભાસ્યું, પવનની ચીસ એમના કાનમાં સંભળાઈ. અને એ પડ્યા—નીચે—વધુ નીચે—ઝડપથી —વધુ ઝડપથી !!

સો સેકન્ડ પછી એ સપાટ જમીનને સ્પર્શ્યા. એમની ગતિ હળવી થઈ અને એક બરફ કિનારને અથડાતાં એ અચાનક બંધ પડી ગઈ.

ત્રણેય જણ સહીસલામત ઊતરી ગયા હતા !

ત્રણેય કૂદતાકને ઊભા થઈ ગયા. તેમનો શ્વાસ માતો નહોતો ને હૃદયના ધબકારા અતિશય વધી ગયા હતા છતાંય એ હસ્યા સિવાય રહી શક્યા નહીં.



કોઈને આશા ઊભા રાખતો તો ય કાગળો પનળી જતા વુર્સીની ગણતરી પર તો એમની સૌ આશા હતી કારણ એમા ચૂક થાય ને દિશા બદલાય તો ત્રણ હજાર માઈલ વિસ્તરેલા અફાટ, એકાકી સમુદ્રમા એ ઘૂસી જાય !

દિવસે દિવસે એ લક્ષ્ય નજદીક જવા લાગ્યા એક દિવસ તો ગણતરીએ ૮૧ માઈલનુ જ અતર બતાવ્યુ એમને સૌ જમીન કે લાકડુ કે કશી વસાહતની નિશાની જોવા માટે ઉત્સુક બની ગયા પણ તે રાત્રિએ કે પછીના દિવસે કોઈ ચિહ્ન નજરે પડ્યુ નહી એટલે સૌને મનમા ભીતિ પેઠી મે ૭ નો દિવસ આમ જ પસાર થઈ ગયો આખો દિવસ સૌએ ટીકી ટીકીને જોયુ પણ ધુમસ ફીણ ને પવનના અવાજને બાદ કરતા કશુ હાથ લાગ્યુ નહી

આઠમીની સવાર થઈ છતા કશુય ન દેખાયુ ! અઠ વાગ્યે શેકલટનનો નિરીક્ષણ વારો હતો પણ આજ તો બધા જ ત્યા બેસી રહ્યા હતા અને ચારેકોર નજર નાખ્યા કરતા હતા

સાડા દસ વાગ્યે વીન્સેટે પાણીમા તરતુ દરિયાઈ વનસ્પતિનુ ઝૂમખુ જોયુ ને ધુમસ વિખેરાતા સાડા બારે મેકાર્થી બૂમ પાડી ઊઠ્યો, 'જમીન જમીન'

અને સાચે જ દસેક માઈલ દૂર બરફના ધાબાવાળી ટેકરીઓ ખડી હતી અને વાગ્યે કિનારાની ને એમની વચ્ચેનુ અતર માત્ર ત્રણ માઈલ રહ્યુ ટેકરીઓ પરનુ લીલુ ઘાસ એમને દેખાયુ લગભગ સોળ માસે એમની નજર ઊગતી વધતી વનસ્પતિ પર પડી જેમ જેમ એ નજદીક આવતા ગયા તેમ તેમ મોજાનો ઘૂઘવાટ એમને જોરથી સભળાવા લાગ્યો વધુ નજદીક ગયા ત્યા કિનારા સાથે પછડાતા ને ખડકોને અથડાઈ ભાગતા મોજા એમણે નિહાળ્યા

વિધાતા વળી પાછી ક્રૂર બની હાથવેંતમા દેખાતા કિનારે ઊતરવાનુ શક્ય નહોતુ આ ભયકર મોજામા એમની હોડી તો દસ મિનિટેય ટકે નહી !

ત્રણ ને દસ મિનિટે શેકલટને હુકમ આપ્યો કે પાછા દરિયા તરફ હકારો, સમુદ્રને ખોળે રાત્રિ ગાળી, સવાર થયે કોઈ સહીસલામત ખડક આગળ ઉતરાણ કરવાની એની યોજના હતી સૌના મો સિવાઈ ગયા ને સૌના દિલમા શકાએ ઘર ઘાલ્યુ

થોડી જ વારમા પરિસ્થિતિ સાવ વણસી ગઈ એક ભયકર તોફાન શરૂ થયુ એસી માઈલની ગતિએ પવન ફૂકાવા લાગ્યો બે રાત ને એક આખો દિવસ પવનનો કોપ ચાલુ રહ્યો આવી સ્થિતિમા ખાવાનુય કોણ બનાવે ? પાણીય ખૂટી ગયુ ને સૌના મો સુકાઈ ગયા, હોઠ તરડાઈ ગયા ને એમાથી લોહીની ટશરો ફૂટવા લાગી

આખરે પવન પડ્યો જ્યોર્જિયા ટાપુ દેખાયો અને ઉતરાણની જગા સૌ શોધવા લાગ્યા હવે પવન એવો અદૃશ્ય થઈ ગયો કે ખડક પાસે પહોચવા એમને સારા એવા હલેસા મારવા પડ્યા રક્ષણવાળી એક જગા જોઈએ કિનારા તરફ ગયા ૧૦ મી મે ૧૯૧૬ના રોજ સાજના બરાબર પાચ વાગે એમની હોડી જમીનને અડકી અને જ્યોર્જિયા ટાપુના કિનારે ઊતરી સૌ 'વહેલ છાવણી'નુ સ્થાન જોવા લાગ્યા

કમનસીબે એમનુ ઉતરાણ ટાપુની અવળી દિશાએ થયુ હતુ ચારેય વહેલ છાવણી ને આખો વસવાટ સામે કિનારે હતા દરિયા રસ્તે દોઢસો માઈલનુ અતર હતુ ને એમની હોડી એ મુસાફરી બરદાસ્ત કરે તે સ્થિતિમા નહોતી એટલે વિકલ્પ એક જ રહ્યો જમીન રસ્તે સામે કિનારે પહોચવુ અતર હતુ માત્ર ૨૮ માઈલ પણ એવા સીધા ખડકો ને ખીણો કે ટાપુની આરપાર કોઈ કદી જઈ શક્યુ જ નહોતુ

પણ શેકલટને પોતાના મિત્રોને જણાવ્યુ કે એ પોતે વુર્સી ને ટોમ આ અશક્ય લાગતો પ્રયત્ન આદરશે

સમુદ્રની મુસાફરીનો થાક ઊતર્યો પૂર્ણિમાનો ચાદ પ્રકાશતો ને હવામાન સુધર્યુ એટલે ત્રણેય જણ મેની ઓગણીસ તારીખે વહેલી સવારે સવા ત્રણ વાગ્યે નીકળી પડ્યા

પ્રયત્ન કર્યો છતા આજ સુધી જે કોઈ કરી શક્યા નથી એવી એ દુર્ગમ મુસાફરી છત્રીસ કલાકમા પૂરી



કરી એ સામે કિનારે પહોંચ્યા !

એમના પછી ઓગણચાલીસ વરસે, સંપૂર્ણ રીતે સજ્જ એવી ટુકડી લઈ, આનાથી ઘણા સહેલા રસ્તે, જ્યોર્જિયા ઓળંગનાર એક માત્ર સફરી ડંકન લખે છે કે એમણે આ ભગીરથ કાર્ય કેમ પાર પાડ્યું તે હું સમજી શકતો નથી. એમની પાસે સાધનો હતાં માત્ર પચાસ ફૂટ દોરડું ને એક વાંસલો. આટલી બધી મુશ્કેલીઓમાંય એ માર્ગ કરી શક્યા એક જ કારણે —નિશ્ચયબળથી—માર્ગ કરવો હતો એટલે.

આ ટાપુ ઓળંગતાં સૌ પ્રથમ એમને એક લાંબું સીધું થકવી નાખે તેવું ચઢાણ કરવાનું હતું. એ સાથે ચાર પર્વતમાળાઓ ઓળંગવાની હતી. પહેલા શિખરે પહોંચતાં એમને સાત કલાક થયા. મથાળે પહોંચ્યા ત્યારે ખબર પડી કે હવે સીધું ૧૫૦૦ ફૂટ ઊંડું ઉતરાણ કરવાનું છે.

પાંચ કલાક તો આમતેમ રસ્તાની શોધમાં એ પર્વતમાળા પર આધાપાછા થયા. છેલ્લી ટેકરીએ પહોંચ્યા ત્યાંસુધીમાં તો અંધારું ઊતરવા માંડ્યું, ધુમ્મસ ઘેરાવા લાગ્યું. એ ધુમ્મસ એટલું ગાઢ હતું કે કશુંય દેખાય નહીં. સાવ આંધળાભીંત જેવા, અસ્રાની ધાર સરખા પર્વત પર, રાત્રિ શી રીતે ગાળે ? તેમાં વળી, ઝડપથી ચલાય તે માટે એ નહોતા લાવ્યા તંબૂ કે ઊંઘકોથળી. હવે શું થાય ? અહીં રહે તો રાત્રે ઠરી જ જાય. કારણ ઊંચાઈ ૪૫૦૦ ફૂટ હતી એટલે કોઈ હિસાબે નીચે ઊતર્યા સિવાય ચાલે તેમ નહોતું.

વાંસલો લઈ શેકલટન વળગી પડ્યો—પર્વતની ધાર પર પગથિયાં કંડારવા. પણ અર્ધોએક કલાકમાં એ થાકી ગયો ને આ પ્રયત્નની વ્યર્થતા એને સમજાઈ. એણે બન્ને મિત્રોને નજદીક બોલાવી જણાવ્યું કે કોઈ ઉપાયે નીચે ઊતરવું અનિવાર્ય હતું એટલે લપસવું ઠીક પડશે.

આવા સીધા ખડક પરથી લપસવાની વાત સાંભળી વુર્સ્લી ને ટોમ તો અવાક્ જ થઈ ગયા. શેકલટન ખૂબ સાવચેત આદમી ગણાતો. તેના મોંમાંથી આવી આંધળિયાં સરખી વાત એ માની ન શક્યા. પણ શેકલટન એવો ગંભીર હતો કે મશ્કરી કે હાસ્યને કશો અવકાશ નહોતો.

હિંમત એકઠી કરી ટોમે પૂછ્યું, 'કોઈ ખડક સાથે અથડાઈશું તો ? અને બીજું આવું સીધું ઉતરાણ આગળ નહીં હોય એમ પણ કોણે કહ્યું ?'

શેકલટનને કશી અસર ન થઈ. એણે તો વળી એટલું જ પૂછ્યું, 'અહીં રહી શકાય તેમ છે ?'

એ તો શક્ય નહોતું એટલે એમણે આખરી નિર્ણય કર્યો ને ત્રણેય જણે એક બીજાને પકડી લપસવું એમ શેકલટને ઠરાવ્યું.

એટલે તરત જ ગોઠવાઈ ગયા. દોરડું છોડી નાખ્યું, અને એને પોતાની નીચેનો હિસ્સો વાળી સાદડી જેવી બેઠક બનાવી લીધી. પછી વુર્સ્લીએ પોતાના પગ શેકલટનની પીઠે ને હાથ એના ગળે ભેરવ્યા. ટોમે એ જ પ્રમાણે પોતાના પગ ને હાથ વુર્સ્લી સાથે સાંકળ્યા. આમ જોડી તૈયાર થઈ ગઈ એટલે શેકલટને પગ વડે ખડકને લાત મારી અને એ ત્રિપુટી ગબડી...!

બીજી જ ક્ષણે એમના હૃદયના ધબકારા જાણે બંધ થઈ ગયા ! એક ક્ષણ તો જાણે એમ લાગ્યું કે એ અદ્ધર હવામાં તોળાઈ રહ્યા. એ ઝડપથી સરકવા લાગ્યા ત્યારે બરફની ધાર જાણે એમની સામેથી દોડી ગઈ એમ ભાસ્યું, પવનની ચીસ એમના કાનમાં સંભળાઈ. અને એ પડ્યા—નીચે—વધુ નીચે—ઝડપથી —વધુ ઝડપથી !!

સો સેકન્ડ પછી એ સપાટ જમીનને સ્પર્શ્યા. એમની ગતિ હળવી થઈ અને એક બરફ કિનારને અથડાતાં એ અચાનક બંધ પડી ગઈ.

ત્રણેય જણ સહીસલામત ઊતરી ગયા હતા !

ત્રણેય કૂદતાકને ઊભા થઈ ગયા. તેમનો શ્વાસ માતો નહોતો ને હૃદયના ધબકારા અતિશય વધી ગયા હતા છતાંય એ હસ્યા સિવાય રહી શક્યા નહીં.

કારણ બે મિનિટ પહેલા જે આત્મઘાતક લાગતુ હતુ તે સો ટકા સફળ થઈ ચૂક્યુ હતુ !

પણ મુસાફરીનો અહી અંત આવતો નહોતો હજુ તો એમણે ૨૯માથી માત્ર નવ જ માઈલ કાપ્યા હતા આ ઉતરાણ વગી, થકવી નાખે તેવુ ૪૦૦૦ ફૂટનુ ચઢાણ માથે કરવુ પડ્યુ તે પછી આવી એક ટેકરીમાળા એ ઓળગી ત્યા એક બરફાળ ટેકરી પરથી સીધા નીચે ઊતરવાનુ આવ્યુ એ પછી તો બરફ જેવા ઠડા પાણીવાળા એક ધોધમા, એકબીજાને દોરડાથી પકડી, એમને ઝપલાવવુ પડ્યુ અને પાણી સાથે ખેચાઈ નીચે પહોચ્યા

કોઈ વખતેય એમને ખાત્રી પડતી નહી કે એ ચડી કે ઊતરી શકતો પણ મિત્રોને મળવાની એક માત્ર અદમ્ય ઇચ્છા એમના પગમા જોર લાવતી

આખરે ૨૭ કલાકની હડમજલ પછી સવારના સાત વાગ્યે એમણે એક અવાજ સાભળ્યો એ હતો વહેલ છાવણીની સીસોટીનો અવાજ પૂરા સત્તર મહિને, સસારમા પરિચિત એવો અવાજ એમને કાને પડ્યો સૌ એક નાનુ શિખર ચડતા ચડતા અટકી ગયા અવાજ પુનઃ સાભળ્યો ને ખાત્રી થઈ એટલે એક બીજાને અભિનદવા હાથ મિલાવ્યા સૌના હોઠ પર મીઠુ હાસ્ય ફરક્યુ

સાજના ચાર વાગ્યે, પેની વહેલ ફેક્ટરીનો ફોરમેન બહાર નજર નાખતો હતો ત્યા ત્રણ વિચિત્ર વ્યક્તિઓને પોતા તરફ આવતી જોઈ આશ્ચર્યમા પડી ગયો એને અચબો એ વાતનો થયો કે આ લોકો બદર તરફથી નહી પણ પર્વતાળ ભૂમિ તરફથી સચરતા હતા !

એ નજદીક આવ્યા તો માલૂમ પડ્યુ કે એમની દાઢી વધી ગઈ છે વાળ લાબા ને સુગરીના માળા જેવા થઈ ગયા છે એમના કપડા ખાસ પ્રકારના હતા, અને તેય ગદા ને ચીથરેહાલ

જેવો એ આ લોકોને મળવા આગળ વધ્યો તેવા જ એમાના એકે અગ્રેજીમા એને પૂછ્યુ, 'અમને એન્ડર્સન પાસે લઈ જશો ?'

એન્ડર્સનની બદલી થયે વરસ થઈ ચૂક્યુ હતુ એટલે એણે ડોકુ ધૂણાવતા કહ્યુ, 'હવે તો સોરલી મેનેજર છે'

'હુ એમનેય ઓળખુ છુ '

બધા સોરલીને ત્યા ગયા ને દ્વાર ખખડાવ્યુ સોરલીએ પોતે બારણુ ખોલ્યુ ને આ ત્રણ જણને જોઈ પાછો પડ્યો એને આઘાત થયો હોય તેમ ભાગ્યુ ખસી વાર પછી એણે પૂછ્યુ, 'આપ છો કોણ ?'

'મારુ નામ શેકલટન '

એ આકુ જોઈ ગયો એની આખના ખૂણા ભીના થઈ ગયા !

પેટભર ભોજન પછી એ રાત્રે આરામ કરી વુસ્તી સવારે એક વહેલ પકડવાનુ વહાણ લઈ, પોતાના ત્રણ સાથીદારોને લેવા નીકળી પડ્યો શેકલટને પણ પગ વળ્યો નહી આ સૌને સમજાવી એણે એક મોટુ વહેલ પકડવાનુ વહાણ એમની પાસેથી પ્રાપ્ત કર્યુ ને ૪૮ કલાક પછી પોતાના બાવીસ સાથીદારોને લેવા એલીફન્ટ ટાપુ ભણી હકારી ગયો

વિધિનુ કરવુ તે, પેની નાની હોડી જે સમુદ્રરાશિ સહીસલામત પાર કરી શકી, તે આ મોટુ વહાણ ન કરી શક્યુ ત્રણ દિવસની મુસાફરી પછી એમને બરફનો સામનો કરવો પડ્યો એમાથી એ માર્ગ ન કરી શક્યા ને તેલ ખૂટવાથી એમને ફોકલેન્ડ ટાપુ પર પાછુ જવુ પડ્યુ

તે પછી શેકલટને બે વ્યર્થ પ્રયત્ન કર્યા પ્રથમ ઉરુગ્વેની સરકાર પાસેથી એક નાનુ વહાણ પ્રાપ્ત કરી એ ઊપડ્યો અને તે પછી ચીલીની સરકારનુ એક વહાણ મેળવ્યુ

આખરે ઓગસ્ટની પચીસ તારીખે એણે ચીલીની સરકાર પાસેથી એક જૂનુ મજબૂત વહાણ મેળવ્યુ અને ઊપડ્યો આ વખતે બરફે યારી આપી

ત્રીસમી ઓગસ્ટે ૧૧-૧૦ કલાકે જમીન એની નજરે પડી ને ૧-૧૦ કલાકે એણે છાવણી જોઈ ૧-૨૦ કલાકે સ્ટીમર ઊભી રાખી એણે હોડી છોડી કિનારેથી શેકલટનના નામની વિજય-કીકિયારીઓ ઊઠી બે પર દસ મિનિટે બાવીસેય જણ વહાણમા આવી ગયા ને

આખી મંડળી એકત્રિત થઈ ગઈ!

શેકલટનની વિદાય પછી ચાર માસ ને પાંચ દિવસ એલીફન્ટ ટાપુ પર રહેલા બાવીસેય જણ ધાર્યા કરતાં સારી શારીરિક સ્થિતિમાં હતા. બે હોડીઓ ઊંધી પાડી એમણે ઝૂંપડું બનાવ્યું હતું. ખોરાક માટે એ મુખ્યત્વે પેંગ્વીન પક્ષી પર આધાર રાખતા. એમની બાકીની બધી ચીજો—તમાકુ સુદ્ધાં—ખલાસ થઈ ગઈ હતી.

એમની હિંમત ઠીક જળવાઈ રહી હતી અને એમની વચ્ચે તકરાર થઈ નહોતી. એક જણની પાંચ આંગળીઓ, હિમડંખને કારણે, કાપી નાખવી પડી એ એક જ નોંધપાત્ર બનાવ બન્યો હતો. એ સૌએ તો શેકલટનના આવવાની બધી આશા ગુમાવી દીધી હતી અને પોતાની મેળે સંસ્કૃત દુનિયાને પહોંચવા પેરવી કરતા હતા.

અતિ દુ:સાહસભરી આફતોને જેર કરી, પોતાની મંડળીના હરેક માણસને બચાવી, શેકલટને જે અદ્‌ભુત પરાક્રમગાથા રચી છે, તેનો જોટો ધ્રુવીય ઇતિહાસમાંય જડે તેવો નથી. ધ્રુવીય ઇતિહાસકારો એકી અવાજે કબૂલ કરે છે કે દક્ષિણધ્રુવીય ખંડને પગપાળા પાર કરવાનું જે સાહસ શેકલટન લઈ બેઠો હતો, તે કરતાં એણે જે સાચેસાચ છવી બતાવ્યું ને આદરી બતાવ્યું તે અનેકગણું વધુ હિંમતભર્યું ને ઉજ્જવળ છે—માન્યામાં ન આવે એવું છે.





લગભગ ચારેક હજાર વર્ષ પડેલાનું જૂનું શહેર લોથલના ખોદકામમાં મળી આવ્યું છે તેમાંથી મળેલી મુદ્રાઓમાંની થોડીક ઉપરના ચિત્રમાં છે. લોથલને બંદર ગણવામાં આવે છે. કારણ કે ત્યાં વહાણોને લાંગરવા માટેનો ઉપર છાપરા-વાળો વિશાળ ધક્કો હતો. લોથલ વિષે વધુ માહિતી એકઠી થઈ રહી છે.

પ્રધુમ્ન કચનરાય દેનાઈ

# બીજાં શિકારી પંખીઓ

આપણા શિકારી પખીઓ વિશે આ પહેલાના અકોમા આપણને જગીતા પક્ષીવિશારદે ધરાઈને વાતો કરી આ લેખમા એ સિવાયના બાકી રહેલા આપણા બીજા શિકારી પખીઓ વિષે જાણ અભ્યાસ રજૂ થાય છે જે દરેકને રુચે

આ પણે હવે જે શિકારી પખી વિશે જાણવા માગીએ છીએ તેનુ દૂરથી નિરીક્ષણ કરવુ અઘરુ મને લાગ્યુ છે એટલે હુ આ બધા જનાવરોને તરત જ તો ન પણ ઓળખી શકુ આથી તેઓમાના ઘણાખરાને માટે મારે અમારા ના કુમારશ્રી ધર્મ કુમારસિહ મહેતાના 'સૌરાષ્ટ્રના પખીઓ' એ નામના પુસ્તકનો આધાર લેવો પડ્યો છે

## મોસમી ટીસો

સમડી જેવડા કદના આ મોસમી ટીસાનો રગ ખાસ એક જ પ્રકારનો નથી આવતો તેમા કેટલાકનો રગ રાખોડીથી માડી કથ્થાઈ પીઠ ઉપર સફેદ ડધાવાળો આવે છે જ્યારે તેનો સામાન્ય રગ ધોળાશવાળુ આછુ અને છાતી અને તેની ઉપર ચળકતા કથ્થાઈ રગના ડાઘા અથવા લીટા આવે છે પગ લાબા અને પીછા વગરના પણ કેટલીક વખત તેની નળીઓ ઉપર થોડા પીછા આવી જાય છે અને પૂછડીના રગમા રતાશપની કથ્થઈ રગની લીટીઓવાળો આવે છે પગ અને આ ખનો રગ સોનેરી પીળો રહે છે નાની ઉમ્મરના ટીસાની આખનો રગ કથ્થાઈ અને પૂછડીમા વધારે લીટીઓ રહે છે અને સફેદ ધાબા ઓછા હોય ત્યારે વરતાય છે

આ ટીસો આપણે ત્યા પ્રવાસી પખી તરીકે શિયાળો ગાળવા યૂરોપ અને એશિયા તથા દક્ષિણ હિમાલયમા બચ્ચા આપી ભારતના ઘણા ઘણા ભાગોમા આવે છે જેમા કચ્છ સૌરાષ્ટ્ર અને ગુજરાતનો સમાવેશ થઈ જાય છે

શિયાળામા આ મોસમી ટીસો કમના ઓઘા અથવા ખુલ્લા વૃક્ષ ઉપર બેસી પોતાનો ઉદર, ખીસ કોલા જેવા કર્તનશીલ અને ટીડડા ગરોળા સર્પ જેવા સરીસૃપ વર્ગના પ્રાણીઓ અને કબૂતર તેતર જેવા પખીની રાહ જોતો જોવામા આવે છે સૂર્ય સારી રીતે ઊચે ચડે પછી આ ટીમો તપરો લેવા અને શિકાર માટે નજર રાખવા ગગનમા ગોળ મારે છે છતા સ્વભાવે તેની ગણત્રી એદી પખીમા છે એનુ કારણ એ કે તે એક જ જગ્યા ઉપર ખડુ લાબો સમય શિકાર નીકળવાની રાહ જોઈ બેઠો રહે છે જ્યારે ભૂખ લાગી હોય ત્યારે કબૂતરનો શિકાર કરતા શહે રમા આવી ચડે છે અને કોઈ સલામત જગ્યામા બેઠેલા કબૂતરને ફરતો ફરતો આવી ભડકાવી ઊડે કે તરત પોતાના પજામા પકડીને ભાગી જાય છે તેની સામાન્ય ઉડાન તેજ ન કહી શકાય અને સ્વભાવ પણ બીકણ ન કહેવાય આથી આપણે તને જોઈને નજીક જઈએ તો ખડ દૂરથી ઊડી જતો નથી કેટલીક વખત તેની સખ્યા સારા પ્રમાણમા આવી જાય છે તો કેટ લાક શિયાળામા તે જુજ સખ્યામા આવેલા માલૂમ પડ્યા છે

મોસમી ટીસાનો આહાર જોતા આ પખી ખેતીને ફાયદાકારક ગણાય

અગ્રેજીમા મોસમી ટીસાને The Long Legg d Buzzard કહેવાય છે અને Buteo Rufinus (Cretzschmar) એ એનુ વિજ્ઞાનિક નામ છે

## હિમાલયનો ટીસો

હિમાલયના ટીસાનુ કદ મોસમી ટીસા જેવુ જ કહી શકાય તેનો રગ મોસમી ટીસા કરતા વધારે ઘેરો રહે છે તેની ચાચનો રગ ભૂરાશ પડતો અને પૂછડીમા આડી લીટીઓ દેખાય છે વળી રગ પણ એટલો રતાશપડતો નથી આવતો પણ પીઠ ઉપર સફેદ પીછા તો મોસમી ટીસા માફક જ રહે છે આખોનો રગ પીળો અને પગનો આછો પીળો અને જાગમા લીટીઓને બદલે ટપકા રહે છે



સ્વભાવે આ ટીસો હિંમતવાળો હોવાથી મોટાં કર્તનશીલ પ્રાણી ઉપર ત્રાટકતાં અચકાતો નથી.

તેઓ ઉત્તર અને મધ્ય એશિયા, હિમાલય તથા તીબેટમાં બચ્ચાંનો ઉછેર કરીને શિયાળામાં ઉત્તર પશ્ચિમ ભારતની હવા ખાવા આવે છે છતાં એટલી બધી ઓછી સંખ્યા આવે છે કે આપણે ત્યાં તે દુર્લભ પ્રવાસી પંખીની ગણત્રીમાં આવે છે.

હિમાલયનો ટીસો પણ આહારમાં મોસમી ટીસો જે શિકાર મારે છે તે જ શિકાર મારી ઉપયોગ કરે છે.

હિમાલયના ટીસાને અંગ્રેજીમાં The Upland Buzzard કહેવામાં આવે છે અને Buteo hemilasius (Temminck schlegel) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## રણ ટીસો

કંઈક કદમાં નાનો આ રણ ટીસો તેનાં ચળકના રતાશ પડતાં રંગના પીંછાંથી ઓળખી શકાય છે. પણ તેને આપણે હિમાલયના ટીસા જેવો કહી શકીએ. પણ કદમાં નાનો અને રતાશપડતો રહેવાથી જુદો પાડી શકાય છે.

રણ ટીસાની સામાન્ય ખાસીયત આગળ જોઈ ગયા તે ટીસા જેવી કે મળતી આવે છે.

પશ્ચિમ એશિયા, દક્ષિણ પૂર્વ યુરોપ, આફ્રિકા અને અરબસ્તાન અને ઉત્તર પશ્ચિમ ભારતમાં તેની વસ્તી શિયાળામાં જોવામાં આવે છે. આપણે ત્યાં ભાગ્યે જ જોવામાં આવે છે.

રણ ટીસાને અંગ્રેજીમાં The Desert Buzzard કહેવામાં આવે છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Buteo vulpinus (Gloger) એમ કહેવું જોઈએ.

## ટીસો

જંગલી કાગડાના કદનો આ ટીસો તો આપણે ત્યાં જ વસે છે એટલે તે આપણું સામાન્ય પખી છે. તેનો રંગ આંછાથી ઘેરો કથ્થાઈ અને તેના પીળાશપડતા પગથી બરાબર વરતાય છે. પીઠ ઉપરના કથ્થાઈ રંગમાં સફેદ પીંછાંનું મિશ્રણ અને પેટાળ ઉપર આડી ઊભી લીટીઓ આવેલી હોય છે. અને પેટનો રંગ, રંગ છાંટયો હોય એવું જણાય છે. તેની પૂંછડી પ્રમાણમાં લાંબી અને પીઠના રંગ સાથે મળતો આવતો રંગ હોય છે પણ કોઈક પખીમાં તેના ઉપર કાળો પટ્ટો રહે છે. કપાળ ધોળાશપડતું જે રંગ કેટલાંક પંખીમાં તો ટોપી પહેરી હોય એવો જણાય છે. ચાંચની નીચે અને દાઢીની મધ્યમાં ઘેરો કથ્થાઈ અથવા કાળાશપડતો પહોળો પટ્ટો રહે છે. આંખનો રંગ સફેદ, ચાંચ પીળા રંગની અને છેડો કાળા રંગનો હોય છે. નાની ઉંમરના ટીસાની આંખનો રંગ કાળો રહે છે. ટીસાની ઉડાન નથી ટૂંકી પાંખના બાજને મળતી આવતી કે નથી લાંબી પાંખનાં બાજને મળતી આવતી. જ્યારે કેટલીક વખત તો તે બંને જાતના જનાવરની ઉડાનનો ખ્યાલ આવે એવી હોય છે. થોડો વખત પાંખો ધમી ઊડે, પછી પાંખો પહોળી કરી હવામાં સરે એવી તેની ઊડવાની રીત છે. ટીસો તેના 'ટીંહીંહીંહીં ટીહીંહીંહીં' અવાજથી તરત જ વરતાઈ આવે છે. અને સ્વભાવે બીકણ નથી એટલે જ્યાં બેઠો ત્યાં નજીક જવા દે છે. ટીસાની ખાસ બેઠક તારના થાંભલા અને રસ્તાની બાજુનાં વૃક્ષો ઉપર ખુલ્લી જગ્યામાં હોય છે. શિયાળામાં તેની બેઠક ખાસ કરીને ખેતર વચ્ચે પડેલા કડબના ઓઘા ઉપર બેસી પોતાનો ઝીણો શિકાર મારવા સીદ્ધી બેઠકે લાંબા સમય સુધી બેઠેલો જોવામાં આવશે.

ભારતભરમાં આ ટીસો વસે છે અને આપણે ત્યાં તેની વસ્તી સારા પ્રમાણમાં છે.

ટીસા પોતાનાં બચ્ચાંનો ઉછેર ડિસેમ્બરથી મે માસ સુધીમાં કરે છે. તેના માળા એકાંત કાંટાવાળા વૃક્ષ ઉપર કાગડા માફકનો સાંઠીકડાંનો માળો બનાવી તેમાં બેથી ત્રણ ધોળા રંગનાં ઈંડાં મૂકે છે. અને ગરોળાં, કાકીડા, ઉંદરડી, ખીસકોલાં, નાના સાપોલીયાં અને એવી જાતથી બચ્ચાનું પેટ ભરે છે. અને પોતાનો આહાર પણ એ જ છે. ક્યારેક તેતરનાં તે જ મોસમમાં થયેલાં બચ્ચાંને મારી લેતાં મારા જોવામાં



આવ્યું છે. શિકાર જાળામાં સંતાઈ ગયો હોય તો તે જાળા પાસે કલાકો સુધી થોડે દૂર બેસી તેની બહાર નીકળવાની રાહ જોયા કરે છે.

અંગ્રેજીમાં ટીસાને The white-eyed buzzard eagle કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Butastur teesa (Franklin) કહેવું જોઈએ.

### મોરબાજ

સમડીથી થોડા નાના કદના મોરબાજનું માથું કથ્થાઈ રંગની લીટીઓવાળું અને કાળી કલગી જેવું તેની ઉપર ચોટી રહે છે. આંખોનો રંગ સોનેરી પીળો પણ આ રંગ સુજીમાં કથ્થાઈ રહે છે. અને ચોટીના પીંછામાં ધોળા ટપકાંની ભાત રહે છે. મોરબાજમાં નર કરતાં માદા મોટા કદની અને રંગમાં ઘેરી રહે છે. ચાંચ ટૂંકી વળેલી અને છેડે કાળા રંગની હોય છે. પગની આખી નળી ઉપર પીંછાં રહે છે. એટલે મોજાં-કસ પણ હોય છે. આંગળાં પીળા રંગનાં અને નખોનો રંગ કાળો હોય છે. તથા નસ્કોરાં ગોળાકાર છે. પીઠના ભાગનો રંગ ઘણી વખત જુદો જુદો જોવા મળે છે. તેમાં ખાસ કરી બે પ્રકાર થાય. કેટલીક ઘેરા કથ્થાઈ રંગની તો કેટલીક આછા રંગની રહે છે જેની ઉપર સફેદ તલકા તો જરૂર હોય છે. છાતીનો રંગ પીળાશ પડતો અને તેમાં કથ્થાઈ લીટીઓ આવે છે. પુખ્ત વયમાં આ લીટીઓ ઘેરા રંગની થાય છે. દુમ સફેદ પીળા રંગની અને પૂંછડી પ્રમાણમાં લાંબી અને પટ્ટાવાળી તેમા તેના મૂળ આગળ જે પટ્ટા આવે છે તે પાસે પાસે રહે છે અને છેલ્લો એટલે છેડાના પટ્ટા વચ્ચે જગ્યા રહે છે. બેઠકમાં મોરબાજ બહુ સીધો બેસે છે. આથી તેના માથા ઉપરની ચોટી ચોખ્ખી દેખી શકાય છે. જ્યારે તે તેની ચોટી ઊભી કરે છે ત્યારે ખરેખર મારકણો દેખાય છે. સ્વભાવે તેને વન જંગલ પસંદ છે. જ્યાં આગળ ખુલ્લી જગ્યાના વૃક્ષની પાંદડાં વગરની ડાળી તેનો ખાસ અડ્ડો છે કે જ્યાંથી તે પોતાના શિકારનું ધ્યાન રાખે છે. વધારે તો એકલો જ દેખાય છે પણ બચ્ચાં ઉછેરવાની મોસમમાં તેની જોડી બંધાય છે જે વખતે નર માદા બન્ને જોડીમાં રહી શિકાર મારી ખાય છે.

મોરબાજ દૂરથી મધીયા જેવો જણાય છે પણ તેની બેઠક વધારે સીધી અને દેખાવ મારકણો લાગે છે. તેની ચીસ બહુ તીક્ષ્ણ હોય છે.

ભારતનાં જંગલોમાં તેની વસ્તી છે. સૌરાષ્ટ્રમાં તો તે ગીરમાં દેખાય છે. જ્યાં તેઓ બચ્ચાં કરે છે કે કેમ તે ખબર નથી. છતાં મનાય છે કે તે બચ્ચાં કરે છે. નવેમ્બરથી એપ્રિલ માસમાં તે બચ્ચાં ઉછેરે છે જે સમયે તે મોટો સાંઠીકડાનો માળો બનાવી લીલાં પાંદડાંની ગાદી બનાવી તેમાં રતાશપડતા કથ્થાઈ રંગનું ટપકાંવાળું એક જ ઇંડું મૂકે છે.

તેનો આહાર બધી જાતનાં પક્ષી, કર્તનશીલ પ્રાણીઓ, સરીસૃપ વંશના જનાવરો અને એવી તમામ વસ્તુ મારી લે છે. તેનામાં હિંમત ઘણી રહે છે એટલે ભૂખ હોય તો મોટા શિકાર ઉપર ત્રાટકતાં અચકાતો નથી. જે વખતે પાણીકાંઠે પક્ષી પાણીની રાહ કોઈ સુકાઈ ગયેલી ડાળીને અડ્ડો બનાવી જુવે છે અને ઓચિંતો તેના શિકાર ઉપર ચોટ મારે છે અને પડે કે તરત જ પકડી લઈ ઊડી જાય છે.

અંગ્રેજીમાં મોરબાજ અથવા શાહબાજને The crested Hawk-Eagle કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Spizaetus Cirrhatus (Gmelin) એમ કહેવું જોઈએ.







રાસુ પંડિત

# સલામ, અમેરિકા!

સાડા છ વર્ષ પછી સ્વદેશ પાછા ફરેલા ઊર્મિનાં વાચકને જાણીતા આ લેખના લેખક અમેરિકા વિષેનાં અમુક તારણો આ લેખમાં રજૂ કરે છે. ઊર્મિનાં વાચકોને છ વરસ પહેલાં હિંદથી અમેરિકા સુધીનું પ્રવાસવર્ણન પત્રો રૂપે આપેલું એ જ રસપ્રદ વર્ણનાત્મક શૈલીથી અમેરિકાથી યૂરોપના દેશો અને રશિયા વિષેના પ્રવાસના ત્રણ લેખો ઉપરાંત હિંદમાં પાછા ફર્યા પછીની લેખક પર પડેલી છાપ વિષેનો એક એમ બીજા ચાર લેખો ઊર્મિનાં વાચકો માટે લખવા વિચારે છે. એ ચારેય લેખની પૂર્વ-પીઠિકા જેવો આ લેખ દરેક વાચકને રુચશે. તનતોડ મહેનત કરીને કરેલા અભ્યાસને પરિણામે એમણે વાણિજ્ય ને અર્થશાસ્ત્રમાં બે માસ્ટર્સ-ડીગ્રી તથા ડૉક્ટરેટ મેળવી છે. સાથે સાથે અમેરિકન સમાજ સાથે એકરૂપ થઈ વિદ્યાભ્યાસ કરતાં કરતાં ત્યાંની યુનિવર્સિટીમાં અધ્યાપકપદ ને બેંક ઑફ અમેરિકાનું કર્મચારીપદ ભોગવ્યું છે. ત્યાં કરેલી કમાણીનો ઉપયોગ એમણે પાશ્ચાત્ય શાસ્ત્રીય સંગીતની રેકર્ડો ને પુસ્તકોનો અમૂલ્ય ભંડાર વસાવવામાં કર્યો છે જે આપણા દેશના પરદેશ જતા અનેક વિદ્યાર્થીઓને માટે અનુકરણરૂપ છે. અમેરિકા જતી વખતે જે શુભેચ્છા આ લેખક માટે વ્યક્ત કરી હતી તેને બેવડી સિદ્ધ કરવા બદલ શ્રી રાસુ પંડિતને અમારાં હાર્દિક અભિનંદન.

—સંપાદક

છ દિવસ અમેરિકામાં ગાળ્યા પછી એ દેશ વિષે લખવું સહેલું છે પરંતુ ત્યાં છ વર્ષ રહ્યા પછી —ત્યાંની ચિત્રવિચિત્રતાઓથી ટેવાયા પછી – કાંઈ લખવું સાચે જ અઘરું છે. સામાન્ય પરદેશી અમેરિકામાં પગ મૂકતાંવેંત એ દેશથી અંજાઈ જાય છે, છ મહિના એ દેશમાં ગાળ્યા પછી એનો પ્રખર ટીકાકાર બની જાય છે, પછી વરસે—બે વરસે એ એનામાં કાંઈક સારું જોતો થાય છે; ચારેક વર્ષ ત્યાં ગાળ્યા પછી ને ત્યાંની આકરી છતાં મુલાયમ જિંદગીથી ટેવાયા પછી એ દેશ ઠીકઠીક છે એમ માનતો થાય છે ને છ—આઠ વર્ષને અંતે ત્યાંના જીવનથી સાવ રીઢો થઈ જઈ, ફરિયાદો કરવાનું બંધ કરી, સંજોગો દોરે એ પ્રમાણે દોરાય છે. આમાં અપવાદો નથી એવું નથી; પરંતુ ઘણીવાર એવું બન્યું છે કે અમેરિકાના શરૂઆતના પ્રખર ટીકાકારો પાછળથી એ સંસ્કૃતિના ઝનૂની હિમાયતી બની ગયા છે.

સામાન્યપણે આપણે સ્વદેશ છોડીને બીજા કોઈ અત્યંત પ્રગતિશીલ દેશમાં જઈએ ત્યારે એ દેશ બિલકુલ ક્ષતિ-રહિત હશે એવું માનીને જઈએ છીએ ને પછી પાણી-માંથી પોરા કાઢવાની પ્રવૃત્તિમાં રાચીએ છીએ. અમેરિકામાં પણ ચોરી થાય છે, ઈંગ્લંડમાં પણ લાંચ લેવાય છે, રશિયામાં પણ ગેરકાયદેસર વેશ્યાગૃહો ચાલે છે વગેરે વગેરે સાચાં ખોટાં અવલોકનો ઉપરથી આપણા દેશમાં આ બધી બદીઓ વિષે આંખ આડા કાન કરવાની વૃત્તિને આપણે પોષીએ છીએ ને પ્રગતિનાં વહેણ થંભાવીએ છીએ. એ સ્પષ્ટ સમજવું જરૂરી છે કે કોઈ દેશ સર્વગુણસંપન્ન નથી, હોઈ શકે જ નહીં. યાંત્રિક શોધખોળોને કારણે હરઘડીએ બદલાતી રહેતી આપણી સમાજવ્યવસ્થામાં સ્થિર મૂલ્યાંકનોવાળી સંસ્કૃતિ સર્જવી ને નભાવવી મુશ્કેલ છે. આથી જ્યાં સુધી બાહ્ય બળો સમાજ ઉપર અસર કરતાં હશે ત્યાં સુધી સમાજ સમસ્યાઓનો સામનો કર્યા જ કરવાનો.

અમેરિકા ભૌતિક દૃષ્ટિએ સમૃદ્ધ દેશ છે; ભૌતિક સુખની ભૂખ એ દેશના લોકોમાં જબરી ઊંડી છે; કોઈ વાર તો ભૂખ કરતાં વધુ ખાવાની વૃત્તિને કારણે અપચો પણ થાય છે; પરંતુ એ દેશની પ્રજા પ્રયોગવીર હોવાથી ભૂલે ત્યાંથી ફરી ગણવામાં નાનમ નથી માનતી. અમેરિકા સમૃદ્ધ છે માટે એ દેશ સર્વગુણસંપન્ન હશે એમ માનવું એ મૂર્ખાઈ છે. અત્યંત અભિનંદનીય ગુણો ને શરમજનક અવગુણોથી સભર એ સમાજ છે. અમેરિકનોમાં નવો સામાજિક વિચાર કે નવી કાર્યપદ્ધતિ અપનાવવાની જે તાકાત છે એ વિશ્વની કોઈ પ્રજામાં ભાગ્યે જ હશે. લોકશાહીને સંવર્ધે એવી સંસ્થાઓ કે પ્રવૃત્તિઓને પૂરતો ટેકો આપવામાં અમેરિકનોને ટપે એવા લોકો શોધવા મુશ્કેલ છે. જે સામાજિક દૂષણો



એક અમેરિકનને ન ગમે એ દૂર કરવા માટે એ યથાશક્તિ પ્રયત્ન કરે છે—આપણા દેશના સુધારક કહેવડાવતા લોકોની માફક માત્ર મોટી મોટી વાતો કરીને જ બેસી નથી રહેતો. આથી વિનોબા કે રવિશંકર મહારાજ જેવા ભેખધારી સમાજસેવકોની એ દેશમાં ખોટ હોવા છતાં સામાજિક દૂષણો દૂર કરવાનો એક જબરો સામુદાયિક પ્રયત્ન ત્યાં ચાલે છે. વ્યક્તિપૂજાથી એ દેશ પીડાતો નથી આથી ગાંધીવાદી ને અન્ય પ્રવૃત્તિમાં આપણા દેશમાં જે આંધળી ભક્તિ જોવામાં આવે છે એનો ત્યાં અભાવ છે.

પરદેશીને સૌથી વધુ પ્રેરણા અમેરિકન વૃદ્ધો પૂરી પાડે છે. એક ભયંકર મંદી ને બે વિશ્વયુદ્ધોના અનુભવમાંથી પસાર થયેલો આ વર્ગ અમેરિકામાં સૌથી વિશેષ આદર્શવાદી છે. પોતાના દેશની આર્થિક સિદ્ધિઓ વિષે એ ગર્વ જરૂર અનુભવે છે પરંતુ એને માટે ચૂકવવી પડેલી કિંમત વિષે એ સભાન છે. ઊછરતી પ્રજા ભૌતિક છાકમછોળથી દોરવાઈ ને આદર્શચ્યુત ન થાય એ માટે એ ઠીક ઠીક પ્રયત્ન કરે છે; પરંતુ આ દિશામાં કેટલી સફળતા પ્રાપ્ત થશે એ એક કોયડો છે. અમેરિકન વૃદ્ધ પ્રભુપરાયણતાને નામે નિવૃત્ત જીવન નથી જીવતો. કોઈ ને કોઈ સામાજિક, ધાર્મિક, રાજકીય, બૌદ્ધિક કે શૈક્ષણિક પ્રવૃત્તિમાં એ ખૂંપ્યો રહે છે ને જીવનમાંથી લૂંટાય એટલી મજા લૂંટે છે. શાળા છૂટવા ટાણે હજારો બાળકોને વાહનોની અવરજવરવાળા સરિયામ રસ્તા ઓળંગવા પડે છે ત્યારે એમની રખેવાળી કરવા 'થોભો' (Stop') લખેલા લાલ પાટિયાં લઈ એ નિયત સમયે મુખ્ય રસ્તે પહોંચી જઈ વાહનવ્યવહાર થોભાવે છે ને બાળકોને સુરક્ષિત ઘેર પહોંચાડી હજારો મા-બાપના આશિષ મેળવવા ઉપરાંત વધારાની પોલીસ રોકવાનું સરકારી ખર્ચ બચાવે છે. અમેરિકન વૃદ્ધાઓ પણ પોતાની આગવી કલબો ચલાવે છે, ભાષણો માટે જુદા જુદા વક્તાઓને બોલાવે છે, ક્ષયનિવારણ માટે કે અનાથ બાળકો માટે જુદી જુદી રીતે ફાળો ઊઘરાવે છે ને ઘણીવાર પર્યટનો, થિયેટર-પાર્ટીઓ ને સમૂહભોજનો ગોઠવી જીવન રસસભર રાખે છે.

અમેરિકન સમાજમાં ઉંમર અને કપડાંના ચળકાટને 'કાંઈ લાગતું વળગતું નથી' ઉંમર વધવાની સાથે ભડકિયા રંગો પહેરતાં ને સૌંદર્ય-સજાવટનાં સાધનો વાપરતાં ભારતીય સ્ત્રી સંકોચાશે, અમેરિકન સ્ત્રી જરા પણ નહીં સંકોચાય. ઘણીવાર તો અમેરિકન સ્ત્રીઓમાં વૃદ્ધાવસ્થાએ પણ જુવાન દેખાવવાનો મોહ એટલો હોય છે કે નવયૌવના કરતાં પણ અનેકગણાં સૌંદર્યસજાવટનાં સાધનો એ વાપરે છે—સરી જતી જુવાનીને બાહ્યરૂપે ટકાવી રાખવા. (લોસ એંજલીસમાં અમે યોજેલા હિંદી પ્રદર્શનમાં એક અમેરિકન વૃદ્ધાએ મને પૂછેલું કે યોગદ્વારા હમેશાં યુવાન રહેવાનો ને ગાલ પરની કરચલીઓ દૂર કરવાનો કીમિયો બતાવો ને?)

મહાવિદ્યાલયોમાં પણ વૃદ્ધાવસ્થાએ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓનો તોટો નથી. પંચાવનની ઉંમરે પહોંચેલા મારા જ એક અમેરિકન વિદ્યાર્થીને મેં પૂછેલું કે તમને આ ઉંમરે વળી ભણવાના કોડ શા કારણે જાગ્યા? વિના સંકોચે એણે મને કહ્યું કે આર્થિક ઉન્નતિ માટે. એ પોતે એક પેઢીમાં સેલ્સ મેનેજર હતો. પણ એની પેઢી બીજી મોટી પેઢી સાથે ભળી જવાની હતી ને જો પોતાની પાસે યુનિવર્સિટીની વાણિજ્યની ઉપાધિ હોય તો વધારે સારો હોદ્દો મળવાની શક્યતા હતી. આથી બાવીસ વરસ સુધી છોડી દીધેલો અભ્યાસ એણે ફરી શરૂ કર્યો. રોજ ૮ કલાક નોકરી કરી, રેસ્ટોરામાં લૂખસૂખ ખાઈ ને એ રાત્રિવર્ગમાં આવતો, રાત્રે ૧૦ વાગે છૂટીને ઘેર જતો, સૂવાની તૈયારી કરતાં પત્ની-બાળકો સાથે થોડી વાતો કરી એ રાત્રે ૧૨ વાગ્યા સુધી અધ્યયન કરતો ને સવારે ૮ વાગે તો પાછો નોકરીએ પહોંચતો. શનિ-રવિ સિવાય એ પોતાના કુટુંબ સાથે ભોજન પણ લઈ શકતો નહીં. પચાસ-પંચાવનની ઉંમરે પહોંચેલો કયો હિંદી જીવનમાં આગળ ધપવા માટે આવી તત્પરતા બતાવશે? 'બહુત ગઈ થોડી રહી'ની ફિલસૂફીએ આપણી જીવન સામે ઝઝૂમવાની તાકાત હરી નથી લીધી?

સ્વાવલંબનની તાલીમ નાનપણથી જ પામેલાં અમેરિકન

યુવક–યુવતીઓ ઉપર આવતી કાલનું અમેરિકા નભે છે. એ યુવક–યુવતીઓમાં જોમ છે, ઉલ્લાસ છે ને આકરી મહેનત કરવાની તાકાત છે. અમેરિકા જેવા સ્પર્ધા વડે માનવીની ઉચ્ચ શક્તિઓને બહાર આણવા મથતા સમાજમાં શક્તિશાળી યુવક–યુવતીઓ માટે તકો છે ને એ તકોનો લાભ લેવા ને પોતાની શક્તિ ને સામર્થ્ય ખીલવવા યુવક–યુવતીઓ મચ્યાં રહે છે. સામાજિક સ્વાતંત્ર્ય ખૂબ હોવાથી હાયસ્કૂલમાં પ્રવેશે ત્યારથી જ છોકરા–છોકરીઓ વચ્ચે મૈત્રી બંધાવી શરૂ થાય છે ને કૉલેજમાં તો એ અત્યંત વિકસે છે. ઝટ (૧૭–૧૮ વર્ષની ઉંમરે) લગ્ન કરવાની પ્રચલિત બનતી જતી ફૅશને અમેરિકન સમાજચિંતકોમાં ચિંતાની લાગણી જન્માવી છે, પરંતુ સામાન્યપણે કૉલેજના ત્રીજા વર્ષમાં આવતાં સુધીમાં તો યૌવનાઓએ મન-ગમતો વર શોધી કાઢ્યો હોય છે. અમેરિકન યુવતી પત્ની ને માતા બનવામાં ગૌરવ લે છે. નોકરો રાખવા એ સંસ્કૃતિમાં પોસાતા જ ન હોવાથી દરેક યુવતી ઘરકામ જાતે કરવાની તાલીમ પામેલી હોય છે. નોકરી કરતી ને બાળકોવાળી મધ્યમ વર્ગની યુવતીના ઘરમાં ભાગ્યે જ કંઈ ગેરવ્યવસ્થા જોવામાં આવે છે. અઠવા-ડિયામાં એક દિવસ પતિ–પત્ની સાથે જ વાસીદાં વાળે, ઝાપટઝૂપટ કરે, કપડાં ધૂએ, ઇસ્ત્રી કરે ને સીધું આણે. બાળકો પોતાની પથારી જાતે જ કરે ને મમ્મીને ભોજનનું ટેબલ ગોઠવવામાં મદદ કરે; આથી કામ વહેંચાઈ જાય ને કોઈને માથે વધુપડતો ભાર ન પડે. જો કે અમેરિકામાં ગૃહિણીનું કામ સરળ થાય એ માટે અનેક પ્રકારનાં સાધનો શોધાયાં છે ને તે પોસાય એવી કિંમતે વેચાતાં હોય છે, આમછતાં મધ્યમ વર્ગની સ્ત્રી અમેરિકામાં કામનો જેટલો ભાર ખેંચે છે એટલો એ આપણા દેશમાં નથી ખેંચતી. 'થાય છે, થવાય છે'ની વૃત્તિ આપણા સમાજની રગેરગમાં ઘર ઘાલી ગઈ છે.

અમેરિકન જીવનની ગતિ સામે કદમ મિલાવવાનું કામ અઘરું છે. એમાંય વળી માનવી પોતાનાં જીવનમૂલ્યાંકનો (Values of life) વિષે સ્પષ્ટ ન હોય તો અનેક ઉપાધિઓ જન્મે છે. ટેલિવિઝન, રેડિયો ને છાપાં જાહેરખબરોનો સતત મારો ચલાવીને જરૂરિયાતો ન હોય ત્યાં ઊભી કરે છે, વરસ પહેલાં ખરીદેલી વસ્તુ પાછી વાળીને નવી ખરીદવા લલચાવે છે ને હોય એટલાથી સંતોષ માનવાને બદલે વધુ ને વધુ વસાવ-વાની વૃત્તિ જન્માવે છે. 'આજે ખરીદો કાલે ચૂકવો' (Buy now, pay later')ની નીતિને કારણે રોકડાં નાણાં ખિસ્સામાં ન હોય તો પણ લોકો વસ્તુઓ ખરીદવા બજારોમાં ઊમટે છે ને કોકવાર ગજા ઉપરાં-તનું દેવું કરી ઘેર પાછા આવે છે. પછી વરસો સુધી હપ્તા ચૂકવ્યા કરીને એ વસ્તુના સાચા માલિક બને છે. પાડોશીનું અનુકરણ કરવાની વૃત્તિ (Living like the Joneses)થી થોડા અમેરિકનો ઠીકઠીક પીડાય છે; પરિણામે કોઈવાર એ માનસિક ભગ્નતા (nervous breakdown)ના રોગના ભોગ બને છે.

અમેરિકન યુનિવર્સિટી એ જ્ઞાનપ્રાપ્તિનું પરમ ધામ છે. પ્રાધ્યાપકનું સ્થાન એ સમાજમાં આપણા સમાજ કરતાં વધુ ઊંચું છે. અનેક ઉદ્યોગપતિઓ ને સંસ્થાઓ એમને સલાહ માટે કે સંશોધન માટે આમંત્રે છે ને પ્રાધ્યાપકો પણ નિરહંકારિતાની મૂર્તિ સમા હોય છે. વર્ગોનું વાતાવરણ અત્યંત બિનઔપચારિક હોય છે, વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછવાની કે મતભેદ પ્રદર્શિત કરવાની સંપૂર્ણ છૂટ હોય છે. પ્રાધ્યાપકે હમેશાં ખૂબ તૈયાર થઈને વર્ગમાં શીખવવા જવું પડે છે ને વિદ્યાર્થીએ પણ પહેલેથી એ દિવસના અભ્યાસનો વિષય વાંચીને આવવું પડે છે. પ્રાધ્યાપકના સવાલના સંતોષકારક જવાબ ન આપી શકે તો વિદ્યાર્થીની ગુણવત્તા ઘટે છે. કોઈ પ્રશ્ન કે પુસ્તક અંગે પ્રાધ્યાપકને ખબર ન હોય તો એનો એકરાર કરતાં એ શરમાતો નથી, આમ-છતાં બીજે દિવસે એ અંગે માહિતી જરૂર શોધી લાવે છે; પરંતુ પોતાને જવાબ ખબર ન હોવાને કારણે વિદ્યાર્થીને દબડાવીને બેસાડી દેવાની પદ્ધતિનો ત્યાં અભાવ છે. યુનિવર્સિટી કાફેટેરિયામાં પ્રાધ્યાપક અને

વિદ્યાર્થીઓ સાથે બેસીને જમે કે કોફી પીએ એ ખૂબ સામાન્ય છે ને એમ કરવાથી પોતાનો આમન્યા ઓછી થશે એવો ભય પ્રાધ્યાપકને સતાવતો નથી

વિદ્યાર્થીઓ મોટેભાગે શુક્ર શનિની ઘાણીના બળદ જેવી દશા અનુભવે છે શનિ-રવિ દરમિયાન એ વખત કાઢી શકે તો પોતાના મિત્ર સાથે પર્યટને કે ચલચિત્ર જોવા જાય છે ઘણા શનિ-રવિ દરમિયાન ૧૮-૨૦ કલાક નોકરી કરી આવતા અઠવાડિયાનુ ખાવાનુ ખર્ચ પણ કાઢે છે અમેરિકન વિદ્યાર્થી નવરો નથી આથી એને ખોટી ચર્ચાઓમા કે ગામગપ્પા હાંકવામા બહુ રસ નથી પ્રાધ્યાપકના અંગત જીવનમા ( આ દિશામા હિંદના વિદ્યાર્થીઓને ટપી જાય એવા વિદ્યાર્થીઓ બીજા કોઈ દેશમા નથી એમ મનાય છે ) એને ખૂબ ઓછો રસ છે રાજકારણ એ સામાન્ય અમેરિકન વિદ્યાર્થી માટે શુષ્ક વિષય છે માત્ર રાજકારણ કે કાયદાશાસ્ત્રના વિદ્યાર્થીઓ જ એ ટાણે ઉજાગરો કરવામા રસ ધરાવે છે. અમેરિકન યુવક-યુવતીને સૌથી વધુ રસ પોતાનુ શિક્ષણ પૂરુ કરી સારી નોકરીએ જોડાવામા ને કુટુંબની આબાદી કરવામા છે યુનિવર્સિટીના સૌથી બુદ્ધિશાળી સ્નાતકો ખાનગી પેઢીઓમા નોકરી મેળવે છે, જ્યા એમને સરસ પ્રતિષ્ઠા મળે છે સરકારી નોકરોનો સામાજિક દરજ્જો નીચો છે ને પરિણામે સરકારને હોશિયાર કર્મચારીઓ મેળવવા માટે ઠીકઠીક પ્રયત્ન કરવો પડે છે સામાન્ય અમેરિકન ખાનગી સાહસનો હિમાયતી છે સરકારી સાહસ એટલે તુમાખી, તુમારશાહી ને ગેરવ્યવસ્થા એમ એ પ્રામાણિકપણે માને છે, આમ છતા અમેરિકા જેવા મૂડીવાદી દેશમા સરકારી મૂડીરોકાણ આપણા સમાજવાદી કહેવાતા દેશ કરતા ઘણુ વધારે છે

રાજકારણમા સામાન્ય અમેરિકન બહુ સમજતો નથી. અમેરિકાના બે મુખ્ય પક્ષો વચ્ચેનો સૈદ્ધાતિક તફાવત રાજકારણના અભ્યાસીઓને જ સ્પષ્ટ સમજાય આમ છતા અમેરિકામા એમ કહેવાય છે કે રીપબ્લીકન પક્ષ એ મોટા ઉદ્યોગપતિઓ ને રૂઢિચુસ્તોનો પક્ષ છે ને ડેમોક્રેટીક પક્ષ મધ્યમ વર્ગનો ( એટલે કે નાના વેપારીઓ ને મજૂરો વિગેરેનો ) ને ઉદાર લોકોનો પક્ષ છે. સમાજવાદી પક્ષ અમેરિકામા હસ્તી ધરાવે છે ખરો પરતુ એનુ જોર નહીવત છે. કમભાગે અમેરિકન છાપા મુખ્યત્વે રીપબ્લીકન પક્ષના હાથમા છે આથી ઘણીવાર એના મતવ્યો જ પરદેશીઓને જાણવા મળે છે પરદેશીઓ એ મતવ્યોને સમગ્ર અમેરિકન પ્રજાના મતવ્યો માનવાની ભૂલ કરે છે વાસ્તવિક રીતે અમેરિકામા મજબૂત ઉદાર વિચારસરણી ધરાવતા લોકો છે ને એ પોતાના વિચારોનો પ્રચાર જોરશોરથી કરે છે, એમના મતવ્યો છાપામા નથી છપાતા એથી કરીને વિચાર મરી જતો નથી વિચારને પણ પગ છે આથી એ છાપા વગર પણ પ્રચાર પામે છે એવુ ઉદાર વિચારકો સૌ માને છે

અમેરિકાના જીવનનુ સર્વાંગી દર્શન એક જ લેખમા કરવુ અશક્ય છે, આમ છતા અમેરિકાને સાચી રીતે સમજવા યત્ન કરવો એ આજના પ્રચાર યુગમા ખૂબ જરૂરી છે કોઈ દેશ ક્ષતિહીન નથી કટોકટીના આ કાળમા અમેરિકા માથે વિશ્વના લોકશાહી દેશોને મજબૂત નેતાગીરી પૂરી પાડવાની જવાબદારી આવી છે આ જવાબદારી પાર પાડવામા એ સફળ નીવડશે કે નહી એ ચર્ચાસ્પદ વિષય છે, આમ છતા એ પાર પાડવામા મદદરૂપ નીવડે એવી શક્તિશાળી યુવાન નેતાગીરી અમેરિકા પાસે છે એમા શકા નથી આવતી પ્રમુખપદ માટેની ચૂટણીમા અમેરિકન પ્રજા કોને દેશનુ સુકાન સોપે છે એ ઉપર પણ અમેરિકાની આંતરરાષ્ટ્રીય નેતાગીરીનુ સામર્થ્ય અવલબે છે

★

નોર્વેના જગલોમા લાકડાઓનો મોટો જથ્થો મળે છે ત્યાના લોકોનો તે એક મોટો ધધો છે લાકડામાથી કાગળ બનાવવાનો માવો બનાવે છે નોર્વેના કાગળ જગતભરમા પ્રખ્યાત છે પાઈન લાકડામાથી કાગળનો માવો અને કઠણ લાકડામાથી સુદર ફર્નીચર બનાવે છે. નોર્વેનુ ફર્નીચર પણ ઘણુ જ વખણાય છે



'સેવકરામ'

# પસીનાનો રોટલો

આપણે આખા હાડકાના થઈ ગયા છીએ. શ્રમ અને જહેમત, પ્રયત્ન અને ઉત્સાહ જાણે આપણા જીવનને સલામ કરી ગયાં છે. ગામડાંઓ પણ આ રોગથી વંચિત નથી એવે ટાંકણે ગામડાના એક એવા આદર્શ પાત્રને આ પ્રસંગમાં વર્ણવવામાં આવ્યું છે કે જે દરેકને પ્રેરક નીવડે...

ગયો હતો તો ગામમાં રાગ કરાવવા પણ ધારી સફળતા ન મળી. આમ જોવા જઈએ તો વાતમાં કંઈ દમ નહોતો. આમે ગામમાં બે ભાગ તો છે જ. લગ્ન વ્યવહારમાં તેમનો જુદાપો પણ છે. પણ એ અંતર કટુતા અને ઈર્ષાને કારણે વધતું ચાલ્યું. એકની વાત બીજાને ન ગમે અને બીજાની વાત પેલાને ન ગમે. એ કારણે ગામનું કોઈ પણ સાર્વજનિક કામ ન થાય.

જે આવે તે કહે : 'શું કરીએ ! સેવકરામ ! ગામમાં સંપ જ ન મળે. એક ખેંચે ઉગમણી દિશામાં તો બીજો ખેંચે છે આથમણી દિશામાં.'

'તમારા જેવા ડાહ્યા માણસોએ તો સલાહ સંપ કરાવવો જોઈએ ને !'

'કોની સાથે સલાહ કરે ! માણસ હોય એની સાથે વાત થાય. ઢોર સાથે શું માથાં ફૂટે ! આ તો નાચવું ન હોય તેનું આંગણું વાંકું.'

આવા જ ઉદ્ગાર સામાવાળા આ લોકો માટે કાઢે છે : 'સેવકરામ ! અમે તો સલાહસંપથી ચાલવા માગીએ છીએ. પણ એ લોકોને તો અમને દબાવવા છે. એમનાં ઘર વધારે છે એટલે દરેક વાતમાં અમને દબાવ દબાવ કરે છે. અમે એમનાથી દબાવા તૈયાર નથી. જે ન્યાયથી ચાલતું હોય તેમ ચાલે. અમારાથી એમની હાએ હા નહિ થાય.'

આ મનોવૃત્તિ એક ગામમાં નહિ, ઘણાં બધાં ગામોમાં જોવા મળે છે. ગામડાંની દુનિયા નાની છે. એટલે આખો વખત એની એ વાત ઘુંટાય છે. લાગણીઓ વળ આપી-આપીને તીવ્ર બનાવવામાં આવે છે. તેમ અગેવાનોમાં પણ ભારોભાર અહમ્ ભર્યું હોય છે. કોઈ સારા માટે નમતું જોખવા તૈયાર નથી. તેમને કામની પડી નથી. પડી છે કેવળ તેમનું અહમ્ પોષાય એની. પરિણામે ગામને સહન કરવું પડે છે.

આ ગામનું પણ એમ જ થયું હતું. આવા અંટસને કારણે ગામમાં શાળાનું મકાન થયું નહોતું. કૂવાનું થાળું થયું નહોતું. રસ્તા સુધાર્યા નહોતા. લોકલબોર્ડ અને વિકાસ ઘટક તરફથી મદદ મળે તેમ હતી પણ ગામ આગળ આવી માગણી કરે ત્યારે ને !

ગામનો રસ્તો સુધરાવવાનું કામ આવ્યું હતું. એક નાળ બાંધવાની હતી અને ગામના ચોક સુધી રસ્તો પાકો કરવાનો હતો. જો ગામલોકો મજૂરી કરે તો સીમેન્ટ મફત મળે તેમ હતો. રસ્તો કરવો જોઈએ એ વાતમાં સૌ સહમત હતા. પણ કયો રસ્તો કરવો ! આથમણી દિશાવાળા કહે અમારાં ઢોર ગાડાં આથમણી ભાગોળથી આવ જા કરે છે. એટલે આથમણી દિશાનો રસ્તો લેવો જોઈએ. બીજા કહે ગામનો મુખ્ય રસ્તો તો ઉત્તર દિશાનો છે. મહાદેવ પાસેથી રસ્તો પાકો કરવો જોઈએ. કોઈ વાતે રાગ આવતો નહોતો. વાત વીફરી હતી. બંને જણ ચડ્યું ચડ્યું બોલતા હતા. એક પાર્ટીના આગેવાન કહે રસ્તો તો અમે કરીને જ રહીશું તો બીજા તુરત તાડૂકી ઊઠે : 'જોઈએ છીએ રસ્તો કેવો કરો છો. માથાં ન વધેરાય તો કહેજો. બધે પોચું ભાળી ગયા હશો...પણ અમેયે કાંઈ બલૈયાં નથી પહેર્યાં.'

લાકડીઓ ઊડે એવું થયું હતું. એટલે એક જણ મને બોલાવવા આવ્યા.

'સેવકરામ ! હવે તો તમે આવીને સલાહસંપ કરાવો ત્યારે. બાકી આમાંથી તો કાયમનાં વેર બંધાશે અને ગામ પાયમાલ થશે.'

હું ગામમાં ગયો. બધાને ભેગા કર્યા. પણ શાંતિથી વાત સાંભળે તો ને ! એ તો એક એક સામે ઘુરકિયાં જ કરવા લાગ્યા.

વારા ફરતી બંને પક્ષોના આગેવાનોને સમજાવ્યા. છેવટે એ પ્રશ્ન લવાદ પર છોડવાની ભલામણ કરી. પણ સૌને પોતાનો કક્કો ખરો ઠરાવવો હતો. અલબત્ત, આમાં આગળના પૂર્વગ્રહો, અવિશ્વાસ અને રોષ પ્રગટ થતો હતો. એ જ્યાં સુધી મનમાંથી નીકળે નહિ ત્યાં સુધી તેઓ ક્યાંથી વાત પર સંમત થાય! બંને જણાને ગઈ ગુજરી ભૂલી જવાની અને ઉદાર બની ગામના હિતની વાત વિચારવાની વિનંતી કરી. બને જણ વાત સાંભળી રહ્યા. પણ માન્યું તો જરાયે નહિ.

એક જણ તો ત્યાં બોલી પણ ઊઠ્યો:

'રસ્તો નહિ થાય તો શું કાચું ખાવાના હતા! આજ સુધી ચાલ્યું તો હવે નહિ ચાલે! પણ કાંઈ નાક કાપીને નાં અપાય!'

ફરી ફરીને એ લોકો ગામના ભલાઈના કાર્યને ધક્કે ચડાવી તેમના મિથ્યાભિમાનને આગળ લાવતા હતા અમે કંઈક છીએ, ગામમાં અમારું ઉપજવું જોઈએ. ને કંઈ થાય તે અમને પૂછીને થાય અમે કહીએ તે રીતે થાય. જો એમ ન થવાનું હોય તો ભલે કંઈ પણ ન થાય.

આવા ઉગ્ર મતભેદનાં દર્શન મને ઘણી જગ્યાએ થયાં છે. એટલે આવી વાત આવે ત્યારે હું આશ્ચર્ય અનુભવતો નથી તેમ નિરાશ પણ થતો નથી. મને થયું કે વાત હજી પાકી નથી. એ માટે બંને પક્ષનાં આગેવાનોને વારાફરતી મળી, તેમનો વિશ્વાસ સંપાદન કરી યથા સમયે વાત કરવાનું મનમાં ગોઠવી હું પરત આવ્યો.

પણ ગામમાં દોઢ દિવસ રોકાયો એમાં એક જણનો વિશિષ્ટ પરિચય થયો. હું ત્યાંથી સ્ટેશન તરફ ચાલતો જતો હતો. એક ગાડાવાળા ડોસા મળ્યા. એ સ્ટેશન પરના જીનમાંથી કપાસ ભરવા જતા હતા. એમણે ઓળખીને મને કહ્યું; 'આવો સેવકરામ! બેસી જાઓ...'

'સ્ટેશન હવે ક્યાં દૂર છે. મને તો ચાલવાની આદત છે...'

'મારેયે ગાડું ખાલી જ જાય છે. બળદને તમારો ભાર નહિ લાગે.' ને ગાડું ઊભું રાખી આગ્રહ કરી તેમણે મને ગાડામાં બેસાડી દીધો.

વાતવાતમાંથી જે જાણવા મળ્યું એ જાણીને તો એ ડોસા માટે માન થયું.

એમનું નામ હાલુસિંહ. જાતે રાજપુત. ખેતી કરે અને ઉનાળામાં પાછુ ગાડું જોડી ભાડુંયે કરે. તેમને જોઈએ તો સાઠ વર્ષના લાગે. પણ એ કહે પૂરાં એંસી વર્ષ થયાં હશે લાંબો ચહેરો, ઊંડી પણ ધારદાર તેજ વેરતી આંખો, ભરાવદાર ધોળી મૂછો અને કપાળ પરથી તરી રહેલી કરચલીઓ તેમના ક્ષત્રિય પૌરુષને સારી રીતે પ્રગટ કરે છે. તેમણે ખેતીની કમાણીમાંથી એંસી વીઘાં જમીન કરી છે. ત્રણ તો કૂવા છે. કૂવા પર મશીન મૂક્યું છે. વર્ષે ખેતીમાંથી પંદરેક હજારની આવક થતી હશે. ચાર તો ભેંસો છે. કુટુંબનો જથ્થોયે સારો છે. દીકરાયે મહેનતુ છે. પોતે નિરાંતે બેસે, દેખભાળ રાખે તોયે ચાલે તેમ છે. છતાં તે પગ વાળીને બેસતા નથી. એ ચોમાસામાં હળ હાંકે. શિયાળામાં કોસ હાંકે ને ઉનાળામાં ગાડું ભાડે ફેરવે. મેં જરા ટકોર કરી.

'ડોસા! પ્રભુકૃપાથી તમારે જમીન છે, દીકરા છે, ભર્યું-ભાદર્યું ઘર છે, એ લીલા લહેર છે. તો શીદને ધરમધ્યાન કરતા નથી?'

તો હાલુસિંહ મારી સામે જોઈને કહે:

'સેવકરામ! માનશો, હું તો એટલું જાણું કે પંડનો રોટલો ખાય એ મોટો ધરમ. મારા હાથ પગ ચાલે ત્યાં સુધી શું કરવા છોકરાનું રળેલું ખઉં! પસીનો પાડીને ખાવા બેસીએ તો જ અન્ન પચે.'

ને સામે ગાડું આવતું હતું એટલે તેને રસ્તો કરી આપી, ગાડીપાટે ગાડુ ચડાવીને પાછા વાતનો દોર હાથમાં લઈને ડોસા બોલ્યા: 'ઘરનું કંઈ કામ હોય તો ઠીક છે કે ઘેર રોકાઈએ પણ ગામગપાટાં મારવાં કે ખાલી પડ્યા રહેવું એમાં શું મળ્યું. મનને થયું બેસી રહી ગોદડાં ફાડવાં એના કરતાં તો ભાડે ગાડું







ફેરવવું સારું. પચાસ મણ કપાસિયા રાખ્યા છે. બે ફેરામાં બધાયે કપાસિયા લાઈ જઈશ. એક ધક્કા ખાતર શીદને બળદને મારી નાખું.'

'તમને ભાડાનું કામ રોજ મળે ખરું કે?'

'મળે...ગામમાં ન મળે તો પીઠામાં જાઉં. ભાડે જવું છે એને શું! જ્યાં ભાડું મળે ત્યાં જવાનું.'

'આ ઉંમરે થાક નથી લાગતો?'

'થાક તો બેસી રહે લાગે. મરદ માણસને વળી થાક કેવો! એંસી વરસ થયાં છે. પણ ચાલવા માંડું તો તમારા કરતાંયે આગળ નીકળી જાઉં. હું તો એટલું જાણું કે જે પરસેવો પાડીને ખાય છે એને કાંઈ નાં થાય.'

'તમને કંઈ રોગ કે લાંબી માંદગી કે એવું કંઈ થયેલું કે?'

'શું કરવા થાય! સેવકરામ! આંય ક્યાં અધરમનું ખાવું છે! મારે તો કદી રોગ તો શું તાવ તરીઓયે આવ્યો નથી. જુઓ દાંતે એવા ને એવા છે. આંખનું તેજે એવું ને એવું છે. રાતના વખતેયે ગાડું હાંકે રાખું.'

હાલુસિંહ ડોસાએ તબિયત જબરી સાચવી છે. ખોરાક પણ સાદો. હમણાંથી વળી તે ચા પીએ છે. બીડીયે પીએ છે. પણ ખોરાકમાં તો સવારે રોટલો અને દૂધનું 'શિરામણ' કરીને નીકળે. બપોરે રોટલો ઘી ગોળ અને અડદની દાળ, ઉપરથી તાંસળું ભરીને વલોવેલી તાજી છાશ. રાતના બપોરનો વધેલો રોટલો અને દૂધ. એ શાક કે ભાત કે બીજી પરચુરણ ચીજની લપમાં પડતા જ નથી. જેવો ખોરાક સાદો એવો પહેરવેશે સાદો. જૂની ઢબની, કસવાળી આંગડી અને જાડું ગજીનું ધોતિયું. માથે પાઘડી. પણ આંગડી જુઓ તો બે જગ્યાએ તો તૂટેલી. એમનો દેદાર જોઈને તો કોઈ ન માને કે આ લાખ બે લાખનો આસામી હશે. તેમની કમાણીની વાત નીકળી એટલે મેં સહજ પૂછ્યું:

'ડોસા, આટલી બધી કમાણી કરો છો તો પૈસા નાખો છો શેમાં?'

'શેમાં તે જમીનમાં. મેં નાં કીધું કે એંસી વીઘાં ભોંય કરી હશે. વાસમાં ચાર તો ઘર કર્યાં છે. ત્રણ બેઓને રંગેચંગે પૈણાઈ છે. એક એકને અડધો શેર જેટલું તો સોનું આલ્યું હશે. છે તો આપીએ છીએ. છોડીને ભરાંમણ બરાબર, કોને ખબર કે એમનાં નસીબે નહિ કમાતા હોઈએ?'

'પણ ગામના કામમાં કંઈ આપો છો કે નહિ?'

'ગામને શું આલે! જોતા નથી બધા નાગોડ ભેગા થયા છે એ! એક આમ ખેંચે છે ને બીજો આમ ખેંચે છે. બધાયે એકબીજાને વટલાવે એવા છે. આવું તો વરસોથી ચાલ્યું આવે છે. એમનામાં રાગ થતા નહિ ને કાંઈ કામ નીકળે નહિ. એટલે મીં તો ગામને જમાડી દીધું.'

'ગામને જમાડી દીધું...'

'હા જ તો, આજ સુધીમાં ત્રણવાર આખા ગામને જમાડ્યું હશે. જમણવાર હોય એ દા'ડી આખા ગામનો ચૂલો બંધ. બધાંને પેટ ભરીને શીરો ખવરાવ્યો છે. બચારાં ગરીબ ગરબાં ક્યારે શીરો ભાળવાનાં હતાં! સેવકરામ! હુંયે સમજું છું કે સાથે શું બાંધી જવાના છીએ. એટલે જે સૂઝે તે દાન ધરમ કરું છું. ગરીબ ગરબું ખાશે એ આશિષ બોલશે. એ આપણા લાખ રૂપિયા છે. બીજું જોઈએ છે પણ શું!'

સ્ટેશન આવ્યું એટલે ઊતરી ગયો. એક બાજુ ઊભો રહી આ દોઢ લાખના આસામીને જોઈ રહ્યો. મને એમાં ગામડાના જૂના સંસ્કાર સજીવ થયેલા દેખાયા. ન મળે પૈસાનું અભિમાન કે ન મળે કામનો થાક. ઓશિયાળો નહિ પણ પસીનાનો રોટલો ખાવાનો આગ્રહ રાખતા આ ડોસાએ ગ્રામ સંસ્કૃતિનો નવો જ પ્રકાશ પાડ્યો.



રાબિયાએ એક દરવેશને બોધ આપતાં તેના હાથમાં મીણબત્તી ને સોય મૂકતાં કહ્યું: 'મીણબત્તીની જેમ જાતે બળીને બીજાને રોશની પહોંચાડો અને સોયની પેઠે જાતે નગ્ન રહી બીજાને કપડાં પહેરાવો.'

એલિઝાબેથ બર્ડ

# હૂંફાળાં હૈયાં

આ જગતમાં પ્રેમ પ્રત્યેક સ્થળે ઊભરાતો જ હોય છે. એનો સાક્ષાત્કાર આપણે કરી શકીએ તો હૂંફાળાં હૈયાંની મીઠાશ પ્રેમનાં બીડેલાં દ્વારને સહેલાઈથી ખુલ્લાં કરી દે તેવા આ પ્રસંગોને ગુજરાતીમાં અધ્યાપક શ્રી ભૂપેન્દ્ર ત્રિવેદીએ ઉતાર્યાં છે...

થોડાંક વર્ષો પહેલાંની વાત છે.

શિયાળાની ઋતુ હતી. કડકડતી ઠંડી હતી. સાંજનો સમય હતો. ઉત્તર સ્કોટલૅંડના ડુંગરાળ પ્રદેશના રસ્તા ઉપર એક બસ ધીમે ધીમે આગળ વધતી હતી. આ બસમાં બે સ્ત્રીઓ પાસે પાસે બેઠી હતી, એમાંની એક પ્રવાસે નીકળેલ અમેરિકન બાઈ હતી. એની બાજુમાં બેઠેલી કદાવર બાંધાની, દેખાવમાં અત્યંત સાદીસીધી એવી સ્કૉટલૅંડના ખેડૂતવર્ગની સ્ત્રી હતી.

વાતમાં ને વાતમાં પ્રવાસી-સ્ત્રીનો આ ટાણે સ્કૉટલૅંડનો પ્રવાસ ખેડવાનો હેતુ ન સમજાતાં સ્કૉટ સ્ત્રીએ તેને કહ્યું: 'આ ઋતુમાં અહીં સખત ઠંડી પડે છે, પવનના તોફાને સાથે ગમે ત્યારે વરસાદ પડે, બરફ પડે, હેરાન થવાય. તમે આ શિયાળામાં અહીં આવવાનું પસંદ કર્યું એ નવાઈ જેવું.'

'મને તો આ જાતનું હવામાન પસંદ છે. હું હમણાં એક ઐતિહાસિક નવલકથા લખું છું. એને માટે મારે વિગતો એકઠી કરવી છે. એ માટે ગામડાંના લોકો સાથે વાતો કરવી જોઈએ. જૂના જમાનાથી પરંપરાગત ચાલી આવતી, ઝાઝા ફેરફાર વગરની દંતકથાઓ તો ગામડાંમાં જ જડે ને? મારે તો છેલ્લાં ચારસોએક વર્ષની માહિતી એ રીતે ભેગી કરવી છે.' પ્રવાસી બાઈએ કહ્યું.

'એમ! તો તો તમે જરૂર મારે ત્યાં ચાલો. બે રાત રોકાવાનાં હો તો વાંધો નથી ને? અમારું ઘર નાનું છે પણ હૂંફાળું. મારા પતિ કામ માટે શહેરમાં ગયા હોઈ મને એટલું બધું એકલું એકલું—સૂનું સૂનું લાગે છે! તમે આવો તો મને ખૂબ આનંદ થશે.' ખેડૂત-સ્ત્રી બોલી.

મોટર એક સ્થળે થોભી અને બન્ને સ્ત્રીઓ નીચે ઊતરી ચાલવા લાગી. વરસતા વરસાદમાં એ લોકો આગળ વધ્યાં. છેવટે એક ટેકરીના ઢોળાવ ઉપર એક નાનકડું કાળું પથ્થરનું મકાન દેખાયું. મકાનમાં પહોંચતાં જ ખેડૂત-સ્ત્રીએ સાદા છતાં અત્યંત સ્વચ્છ એવા આગલા કમરામાં મહેમાનને માટે વ્યવસ્થા કરી તેને બેસાડી.

એકાએક વીજળીના દીવા હોલવાઈ ગયા. યજમાન સ્ત્રીએ નિસાસો નાખ્યો. 'અરેરે! વીજળીનો પ્રવાહ કપાઈ ગયો લાગે છે.' કહેતાં તેણે મીણબત્તીઓ સળગાવી અજવાળું કર્યું. તે બાદ એણે દેવતા સળગાવવાનો આરંભ કર્યો.

એટલામાં બારણું ઠોકાયું. બારણું ઉઘાડતા એક છોકરો અંદર આવ્યો. ખેડૂત-સ્ત્રીએ એનાં પાણી નીગળતાં કોટ-ટોપી લીધાં.

ઠંડી ઉડાડવા તે સળગતા દેવતા પાસે ગયો. છોકરાની ઉમ્મર બારેક વર્ષની હશે. બિચારો બહુ જ કઢંગી રીતે અપંગ હતો. જરા થાક ખાઈને એ બોલ્યો:

'બાપુએ તમને ટેલિફોન કરવાનો ઘણો પ્રયત્ન કર્યો. ટેલિફોન બગડી ગયો લાગે છે. તમે સહીસલામત તો છો ને—એટલું જોવાને હું આવ્યો છું.'

'બહુ સારું કર્યું, ભાઈ! જો, આ બહેન આપણે ત્યાં મહેમાન છે. આજે અહીં જ રહેવાનાં છે.' માએ કહ્યું.

એટલામાં બહાર પવન જોરથી ફૂંકાવા લાગ્યો. બારી બારણાં ધમધમી ઊઠ્યાં. કલમદાનો ઊછળી ઊછળી અફળાવા લાગ્યાં. બારીબારણાંની તડમાંથી અંદર આવતો પવન ભયંકર સુસવાટા કરવા લાગ્યો.

'આવાં તોફાન માણવાનું મને તો બહુ જ ગમે છે. આ તો આપણે ઘરમાં છીએ પણ ખુલ્લામાં હોઈએ ને ત્યાં જ કોઈક સલામત જગ્યાએ ભડભડ બળતા તાપણાં પાસે બેઠાં હોઈએ તો કેવી મજા આવે!' પ્રવાસી-સ્ત્રી બોલી.



'તમને બીક નથી લાગતી ?' છોકરો એકદમ બોલી ઊઠ્યો.

પ્રવાસી-સ્ત્રી ના કહેવા જતી હતી ત્યાં તો કશાથી ન ડરે એવી પેલી ખેડૂત-સ્ત્રીએ વાતનો તંતુ પકડી ઝડપથી જવાબ દીધો:-

'બીક કેમ ન લાગે? બીક તો એમને પણ લાગે ને મને પણ લાગે, પણ અત્યારે તો અમારી પાસે તારા જેવો મરદ છે ને ! પછી કાંઈ બીક હોય ?'

આ જવાબ સાંભળતાં જ છોકરો આનંદમાં આવી ગયો. એનો ચહેરો ખીલી ઊઠ્યો. એનાં અંગોમાં જાણે નવું ચેતન વ્યાપ્યું.

ક્ષણભર શાંતિ છવાઈ; પછી એ ઊઠ્યો.

'બધું બરાબર સલામત છે કે નહીં તે હું જોઈ આવું.' એમ કહેતોકને ખોડંગતો ખોડંગતો ઓરડાની બહાર ચાલ્યો.

આ પ્રસંગ તો સાદો છે, પણ એમાંથી વિચારવાનું કેટલું બધું મળે છે? પ્રવાસી-સ્ત્રીનો 'ના'નો સીધો જવાબ અને ખેડૂત-સ્ત્રીનો મીઠાશભર્યો બુદ્ધિપૂર્વકનો જવાબ એ બે વચ્ચે કેટલું બધું અંતર છે? સામા માણસના માનસને બરાબર સમજી જઈ પોતાના અને પારકાના જીવનને ભર્યું ભર્યું રાખવા માટે વાણીનો આવો સદુપયોગ કેટલો ફલદાયી છે? સાચે જ શબ્દોમાં અદ્દભુત શક્તિ છે. વ્યક્તિના માનસ અને એના જીવનને પલટાવવામાં કવચિત્ એકાદ મમતાભર્યું સંબોધન પણ અજબ કામ કરી જાય છે.

ખેડૂત-સ્ત્રીના શબ્દોએ કેવો જાદુ કર્યો ? એક અપંગ છોકરો પોતાને શક્તિશાળી મરદ ગણીને તે પ્રમાણે વર્તવા મંડી ગયો ! ખેડૂત-સ્ત્રીએ જે શબ્દો ઉચ્ચાર્યા એમાં એના હૈયાની સ્વાભાવિક માયાળુતા કારણભૂત હશે કે પછી એણે હેતુપુરઃસર આમ કહ્યું હશે ? એને હૈયે તે ટાણે દયાની લાગણી હશે ? કેવળ બુદ્ધિનો ઉપયોગ જ એણે કર્યો હોય એમ તો ના બને? કે બન્ને વાત ભેગી હશે ?

જે હો તે. પરિણામ ઉપરથી જો કાર્યની કિંમત અંકાતી હોય તો ખેડૂત-સ્ત્રીનું હૂંફાળું હૈયું એના અંતરની અતિવિશાળ ઉદારતા પ્રગટ કરી મહામૂલું નથી ઠરતું ?

*

સાત વર્ષની ઉમ્મરની એક નાનકડી બાળા હતી.

એને ઘેર આજે ચા-પાણી હતાં અને સગાંવહાલાં તથા ઓળખીતા-પાળખીતાની મોટી સંખ્યા હાજર રહેવા સંભવ હતો.

મા ખૂબ જ કામમાં હતી. નાનકડી દીકરીને પણ માનો બોજો હળવો કરવાનું મન થયું. બહાર જઈને એણે સાવ સામાન્ય ગણાતાં ફૂલો તોડીને તેનો ઝૂમખો તૈયાર કર્યો.

ઉત્સાહથી ઊછળતી તે ઘરમાં દોડી ને પેલો ગુચ્છો માના હાથમાં મૂક્યો.

સામાન્ય મા હોત તો તેણે 'લાવ બેટા' કરીને, ગુચ્છો લઈ, એકાદ ભાંગલી દૂધની શીશીમાં તેને ખોસી રસોડામાં તેને સ્થાન આપ્યું હોત.

પણ ના, અહીં તો જુદી જ વાત હતી. માતાએ આનંદથી પુત્રી પાસેથી ગુચ્છો લીધો. ત્યાં પડેલી સુંદરમાં સુંદર ફૂલદાનીમાં તેને કાળજીથી બરાબર ગોઠવ્યો અને સૌની સ્વાભાવિક રીતે જ નજર પડે એવા મોખરાના સ્થાને તે ફૂલદાની મૂકી.

દીકરીનું અંતર આનંદથી થનગની ઊઠ્યું.

પ્રસંગ નાનો છે છતાં પ્રેરક છે. આટલી એક નાનકડી વાતથી માએ દીકરીના અંતરમાં આનંદ પેદા કર્યો, પણ તે ઉપરાંત તેનામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરી. બાળકો નાનાં હોય, એમની અણઆવડતને કારણે કશુંક બરાબર ન કરી શકતાં હોય, તેવે પ્રસંગે એમની આત્મશ્રદ્ધાને જાગૃત કરનાર આવાં કૃત્યો એમના જીવનઘડતરમાં કેટલો મોટો ફાળો આપે છે? સામાની લાગણીઓને સમજીને વર્તવાનું સહેલું નથી. પણ જે વ્યક્તિ આ માતાની માફક વર્તી શકે તે એના સમાગમમાં આવતાં સૌ કોઈ માટે કેવી અદ્દભુત પ્રેરણામૂર્તિ બની જાય ?

*

એક ખાનદાન કુટુંબમાં નાનકડો સમારંભ હતો. છોકરાંઓ ભેગાં થઈને રમતાં હતાં.

એક સાદી શરમાળ છોકરી સૌથી જુદી પડી ભીંત પાસે ઊભી રહી ગઈ હતી. રમવાની તેની ઇચ્છા હશે, છતાં તેની હિંમત ચાલતી ન હતી. બાળકોનું એની તરફ ધ્યાન પણ ન હતું.

એ છોકરીની આ દશા ઘરના છોકરાએ જોઈ. તે ધીમેથી એની પાસે ગયો ને મીઠાશથી એને પૂછ્યું, 'તું મારી જોડે ન રમે ?'

છોકરી ખુશ થઈને રમવા લાગી. રમતમાં તો તે કુશળ નીકળી. એટલે ધીમે ધીમે બધાં છોકરાંમાં થોડા વખતમાં તે હળી ગઈ. પણ પોતાને રમવા બોલાવનાર છોકરા માટે એને કાયમનો પક્ષપાત થયો.

*

એક સ્નેહાળ દંપતીના જીવનની આ માર્મિક કથા છે. પત્નીની ચાળીસમી વર્ષગાંઠનો દિવસ હતો.

સ્ત્રીઓને વધતી જતી ઉમ્મરનો વિચાર કેટલો બધો ખેદ ઉપજાવે છે ? સુધરેલા સમાજમાં હવે યુવતીઓ તરફ જ સૌનો પક્ષપાત હોઈ યુવાવસ્થા વટાવવાને આરે ઊભેલી સુંદરીઓને સ્વાભાવિક રીતે જ વિષાદ થાય. અને તેમાંય ચાળીસમી વર્ષગાંઠ ? હવે તો મધ્યવય પણ પૂરી થવા આવી હોવાનો ખ્યાલ રૂપગર્વિતા વનિતાને કેવો દિલ કંપાવનારો બને !

પોતાની વર્ષગાંઠને દિવસે જ સવારમાં આ વિચારે સ્ત્રીની આંખમાં આંસુ આવ્યાં.

સવારના ચા-નાસ્તા વખતે તેણે પતિ સાથે આ અંગે મૌન જ સેવ્યું. પણ પતિ બહાર ગયો ને તરત જ તે મોકળે મોંએ રડી પડી. એની કલ્પનામાં ધોળા વાળવાળી, ચામડીએ કરચલીઓવાળી, પ્રમાણમાં સ્થૂલકાય એવી પોતાની ઘડપણની મૂર્તિ ખડી થઈ ગઈ હતી. પતિ બહારથી પાછો ફર્યો તે ગાળામાં પત્ની થોડીક શાંતિ મેળવી શકી હતી. પણ એના અંતરનો ઉચાટ શમતો ન હતો.

ભોજનનો સમય થયો ને બન્નેએ જમી લીધું. તે પછી પતિએ વહાલથી કહ્યું, 'ચાલ, જો તો ખરી હું તારે માટે શી ભેટ લાવ્યો છું !'

પતિ અને પત્ની બન્ને એકબીજાને તેમની વર્ષગાંઠ પ્રસંગે ભેટ આપતાં. એ ભેટોની પસંદગીની બાબતમાં મોટે ભાગે તો ઉપયોગિતાની દૃષ્ટિ જ કામે લગાડાતી. પત્નીને લાગ્યું કે પોતાને જેની જરૂર છે તે નવી ઢબનો 'કૂકર' તો પતિ નહિ લાવ્યા હોય !

પણ ના, પતિએ આણેલ બૉક્સ ઉઘાડતાં જ અંદરથી એક સુંદર સાડી નીકળી એક નાની ડબ્બીમાં એને તરત જ ગમી જાય એવાં છેલ્લી ઢબનાં એરિંગ હતાં. સાડીના રંગને અનુરૂપ એવાં સુંદર ચંપલ પણ જોયાં અને એનું હૈયું નાચી ઊઠ્યું. પતિ સંતોષથી પત્નીની ચેષ્ટા નિહાળતો બાજુમાં બેઠો હતો.

પાછળથી પોતાની બહેનપણીની જોડે વાતો કરતાં જ્યારે આ વાત નીકળી ત્યારે તે સ્ત્રીએ જણાવ્યું, 'મેં એ બધું જોયું ને હું સમજી ગઈ. એઓ કશું જ બોલ્યા ન હતા અને છતા એમની પસંદગીમાં જ એમણે એમના ભાવો નહોતા દર્શાવ્યા શું ? જાણે કહેતા હોય કે મારે મન તો તું સુંદર છે, યુવાન છે, રૂપરમણી છે. અને મારે મન આથી વધુ શું હોય ! મારા અંતરનો ખેદ તે દિવસથી સાવ દૂર થઈ ગયો છે અને મારો જૂનો ઉત્સાહ કાયમ થયો છે. હવે મને જીવનમાં ઉલ્લાસ ઉલ્લાસ ને ઉલ્લાસ જ દેખાય છે !'

પરિણીત જીવનને ઉજાળવા માટે આવા પ્રસંગોનું પુનરાવર્તન કેટલું બધું જરૂરી છે ? જો પરસ્પરનાં પૂરક અને સહાયક છે એવાં જીવનભરનાં આ સાથીઓમા સામાની લાગણીને સમજી જઈને પ્રસંગને સાચવી લેવાની દૈયાઉકલત હોય તો પૃથ્વી પર સ્વર્ગ જ ઊતરે ને પરસ્પરની હૂંફથી પ્રેરણા પામી જીવનની પ્રત્યેક ક્ષણે ચેતન ને ઉલ્લાસ અનુભવનારા દંપતીને સ્વર્ગના સુખની વાંછના રહેતી હશે ખરી ?

*

પાંચેક વર્ષના એક બાળકના ગળાના કાકડા કપાવવાના હતા. બાળક હૉસ્પિતાલ ગયો ત્યારે પોતાને ખૂબ જ વહાલો રમકડાંનો કૂતરો પણ લઈ ગયો.

કૂતરો કાંઈ તાજો ખરીદેલો ન હતો; જૂનું હતો. એનો રંગ પણ ઝાંખો પડી ગયો હતો અને એક આંખ પણ એણે ગુમાવી હતી. છતાં બાળકને એ કૂતરા માટે ભારે મમત્વ હતું.

ઑપરેશન માટે એને ટેબલ પર સુવાડ્યો ત્યારે પણ એ પેલા કૂતરાને સોડમાં દબાવીને જ સૂતો.

ડૉક્ટર આવ્યા, ઑપરેશનની તૈયારી થઈ ગઈ છે એમ જણાતાં નર્સે આગળ આવી બાળક પાસેથી કૂતરો લેવાની તૈયારી કરી ત્યાં જ ડૉક્ટરે એને રોકી, પ્રસંગોચિત ગંભીરતાથી કહ્યું, 'રહેવા દો એ કૂતરાને, એનેય ઑપરેશન કરવાનું જ છે ને?'

ઑપરેશન બાદ ક્લોરોફૉર્મની અસર ઊતરતાં જ્યારે છોકરો ભાનમાં આવ્યો ત્યારે એણે જોયું તો એનો વહાલો કૂતરો પણ ઓશીકા ઉપર માથું રાખી સૂતો છે અને જે ઠેકાણેથી એની આંખ નીકળી ગઈ હતી તે ઠેકાણે એક સ્વચ્છ પાટો અત્યંત સફાઈથી અને કાળજીથી ડૉક્ટરે બાંધ્યો છે!

પોતાના બાળક-દર્દીની લાગણીનો ખ્યાલ રાખનાર ડૉક્ટરે બાળકના ઑપરેશન વખતે એ બાળકના રમતના સાથી એના રમકડાના કૂતરાને પણ સાથી તરીકે રાખ્યો! સમસંવેદનની લાગણી હૈયાનો ભાર હળવો કરવામાં કેટલી બધી મદદરૂપ બને છે?

બુદ્ધિપૂર્વક પારકાને ઉપયોગી થઈ પડવાની અને પ્રોત્સાહિત કરવાની આવી નાનીમોટી કેટલીય તક આપણને અવારનવાર સાંપડતી રહે છે.

આ જગતમાં પ્રેમ પ્રત્યેક સ્થળે ઊભરાતો જ હોય છે—માત્ર એનો સાક્ષાત્કાર કરવાની કુનેહ જોઈએ! હૂંફાળાં હૈયાની મીઠાશ પ્રેમનાં ભીડેલાં દ્વારને સહેલાઈથી ખુલ્લાં કરી શકે છે.

['પ્રફુલ્લ જીવન'ના સૌજન્યથી]

*

કેટલીકવાર ભૂલથી દાહક રસાયણો પી જવાથી માણસોની અન્નનળી સાવ બળી જાય છે. આવા દરદી કોઈપણ જાતનો ખોરાક જરાય ખાઈ શકતા નથી.

આ દરદીની અન્નનળી સાજી કરવાના બધા પ્રયત્નો નિષ્ફળ જાય, ત્યારે દરદીની સ્થિતિ ઘણી કફોડી થઈ જાય છે. પણ એનો એક સચોટ ઉપાય શોધી કાઢ્યો છે.

સોવિયેત દાક્તરો એ દરદીની નકામી અન્નનળી કાઢીને ફેંકી દે છે અને એની જગ્યાએ નવી અન્નનળી ગોઠવે છે. એ નવી અન્નનળી માટે જોઈતી નળી, તેઓ એ જ દરદીના નાના આંતરડામાંથી કાપીને કાઢે છે.

આ અન્નનળી તદ્દન સંતોષકારક કામ આપે છે.

*

પ્રકાશ-વર્ષ! એ વળી શું?

વર્ષ એ સમય માપવાનું ઘટક છે પણ પ્રકાશ-વર્ષ સમય નહિ પણ અંતર માપવાનું ઘટક છે. આકાશી તારાઓ લાખો, કરોડો અબજો કે ખર્વ માઈલ દૂર હોય ત્યાં લગી તો તમે એમનું અંતર માઈલમાં દર્શાવી શકો. પણ ખર્વથીયે ખર્વગણું અંતર હોય ત્યારે એનું અંતર પ્રકાશ-વર્ષમાં માપવામાં આવે છે.

દાખલા તરીકે સૂર્ય અહીંથી ૯ કરોડ ૩૦ લાખ માઈલ દૂર છે. એના પ્રકાશને પૃથ્વી ઉપર પહોંચતા આઠ મિનિટ લાગે છે. જે તારાનો પ્રકાશ પૃથ્વી ઉપર પહોંચતા એક વર્ષ લાગે, એ તારો અહીંથી એક પ્રકાશ-વર્ષ દૂર છે એમ ગણાય.

આકાશમાં એવા અસંખ્ય તારાઓ છે કે જે પૃથ્વીથી અબજો પ્રકાશવર્ષ દૂર છે. કાચના ગમે તેવા શક્તિશાળી દૂરબીનથી એ જોઈ શકાતાં નથી. એને માટે તો 'રેડિયો'-દૂરબીન જોઈએ.

આ પ્રકારનું એક મોટું રેડિયો-દૂરબીન આજે મેક્સિકો નજીક બંધાઈ રહ્યું છે. પૃથ્વીથી ૨૦ અબજ માઈલ દૂર, બ્રહ્માંડની સીમાએ આવેલા તારાઓનો અભ્યાસ હવે થઈ શકશે. આ દૂરબીન દુનિયાનું સૌથી મોટું દૂરબીન હશે.

એ રેડિયો-દૂરબીન ચોકડીના આકારનું હશે અને એની લંબાઈ તથા પહોળાઈ અર્ધા-અર્ધા માઈલ જેટલી હશે.



શશિકાન્ત ચીમનલાલ જરદોસ

# ઉર્દૂ કવિ પંડિત હરિચંદ 'અખ્તર'

જેમના તાજેતરમાં થયેલા અકાળ અવસાનથી 'ઉર્દૂ સાહિત્યના પુષ્પોદ્યાનમાં કોયલનો ટહુકાર બંધ પડી ગયો' એવા ઉર્દૂના એક ખ્યાતનામ કવિના જીવન અને કવનનો પરિચય અહીં છે...

ઉર્દૂ ભાષાનો હાસ્યરસ એની ઉચ્ચ કક્ષા તેમજ વિપુલતાને લીધે ઉર્દૂ સાહિત્યને માટે ગૌરવનું કારણ છે. આધુનિક ઉર્દૂ હાસ્યકવિઓની યાદીમાં સ્વ. પંડિત હરિચંદ અખ્તરનું નામ આગળ પડતું છે. તાજેતરમાં એમનું બેએક વરસ પર મરણ થયું. આથી ઉર્દૂ સાહિત્યને ભારે ખોટ ગઈ છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી—જાણે બાગમાં કોયલનો ટહુકાર બંધ પડ્યો—'ખામોશ હો ગયા હૈ ચમન બોલતા હુવા.'

પંડિત હરિચંદ અખ્તર પંજાબના એક પ્રૌઢ પ્રતિષ્ઠિત કવિ અને સાહિત્યકાર હતા. તેમનું ઉર્દૂ હિંદી અને ફારસી ત્રણે ભાષાઓ પર અને દરેક ભાષાના ગદ્ય અને પદ્ય પર સરખું પ્રભુત્વ હતું. શ્રી અખ્તરની વિશિષ્ટતા તેમની વિનોદપ્રિયતા છે. પોતાનું દુ:ખ ભૂલી, બીજાનું દુ:ખ ભૂલાવવાની બેવડી સિદ્ધિ તેમની કવિતામાં છે. મુશાયરાના સંચાલનની કળા તેમને સિદ્ધ હતી. લાહોર અને દિલ્હીની અનેક સાહિત્યસંસ્થાઓ સાથે તેઓ સંકળાયેલા હતા.'



સ્વ. પંડિત કવિ હરિચંદ 'અખ્તર'

જીવનમાં અનેક આઘાતો શ્રી અખ્તરે સહન કર્યા, છતાં, પોતાના આનંદી સ્વભાવમાં સહેજ પણ ફેરફ તેમણે પડવા દીધો નથી. ઉર્દૂના વિદ્વાન વિવેચકો શ્રી આલ અહમદ સરૂર, ડૉ૦ તાસીર, મૌલાના તાજબર, અહમદશાહ બુખારી, પિતરસ, હફીઝ સાલિક, મહેન્દ્રસિંગ બેદી, ખુશતર ગિરામી, જગન્નાથ આઝાદ, તિલોકચંદ મેહરૂમ, લભ્ભુરામ જોશ મલસિયાની, સુફી ગુલામ મુસ્તુફા તબસ્સુમ, સૈયદ ઈમ્તિયાઝઅલી તાજ વગેરે એમનું બહુમાન કરતા.

પાકિસ્તાનના રાજકવિ શ્રી હફીઝ જાલંધરી, પંડિતજીના ખાસ મિત્ર અને સલાહકાર હતા.

પંડિતજીના મરણ બાદ શ્રી પ્રેમચંદ ભારદ્વાજ અને શ્રી બાલમુકુંદ અર્શ મલસિયાનીએ, તેમના પર સુંદર વિવેચન-લેખો લખ્યા છે.

ડૉ. ઈકબાલ અને સર અબ્દુલ કાદરને પંડિતજી પોતાના મુરબ્બી માનતા.

પંડિતજીનો જન્મ એક ગરીબ કુટુંબમાં પંજાબના હોશિયારપુર જિલ્લાના સાહિબા ગામમા થયેલો. જાલંધર હાયસ્કૂલમાં કેળવણી લીધા પછી લાહોરની ઇસ્લામિયા કૉલેજમાં તેઓ એમ એ. થયા. પંડિતજીએ 'ફૂલ' અને 'પારસ' ઉર્દૂ પત્રોનું સંપાદન કર્યું, અને લોકચાહના મેળવી. પ્રથમથી જ તેઓ સ્પષ્ટવક્તા હતા.

તેમની કવિતાઓ ખૂબ વખણાતી.

પોતાના ઉપનામ અને નામની પોતે જ મશ્કરી કરતા અને કહેતા કે સાહિત્યકારો મને માફ કરે પણ અડધું સંસ્કૃત અને અડધું ફારસી એવુ મારું નામ પણ એક એવા પ્રકારનું કામણ ધરાવે છે જેવું કે 'મુમતાઝ શાંતિ'નું! પંડિતજીના પાકિસ્તાની મિત્રો કહેતા કે પંડિતજીનું નામ પાકિસ્તાનની ગૌરવપતાકા છે—અખ્તર એટલે તારો, ચંદ એટલે ચંદ્ર અને હરિ એટલે લીલો. પાકિસ્તાનનો રાષ્ટ્રધ્વજ—ચાંદતારાવાળો લીલો વાવટો એટલે જ જાણે હરિચંદ અખ્તર!!

પંડિતજીનો હાસ્યરસ હંમેશ ઉચ્ચ કક્ષાનો અને સૂક્ષ્મ

પ્રકારનો રહી શક્યો છે. તેનું કારણ એ છે કે પંડિતજીએ માત્ર લખવાને ખાતર લખ્યું નથી. તેમનાં કાવ્યોમાં પ્રેરણા ઉપરાંત ભારોભાર ચિંતનસામગ્રી છે.

ધાર્મિક માન્યતાઓના તર્કદોષો પંડિતજી કુશળતાથી પકડી પાડે છે. પ્રભુ પોતે પણ તેમની માર્મિક ટકોરમાંથી છટકી શક્યો નથી. આજના યુગના જગતનાં ભીષણ દુઃખો જોઈને પંડિતજી પ્રભુને પૂછે છે કે શું તારું નર્ક આ પૃથ્વી કરતાં પણ વધુ ખરાબ હશે? હોઈ શકશે?

'તેરી દુન્યામેં સખ્ત દુઃખ જો હમને બસર કર લી
તેરી દુન્યાસે બઢકર ભી તેરે દોઝખમેં ક્યા હોગા?'

મનુષ્ય એક પામર પ્રાણી છે. તેં જ તેને એવો બનાવ્યો છે તો હે પ્રભુ! આ તો તારી જ અણ-આવડત થઈ!

'કોઈ મેરી ખતા હ યા તેરી સનઅત કી ખામી હૈ
હરિશ્તે કેદ રહે હૈ—આદમીસે કુછ નહીં હોતા'

હે પ્રભુ! તું પાપીને શિક્ષા કરવાના અને પુણ્યશાળીને ઈનામ આપવાના મામૂલી ગુમાસ્તાના જેવા યાંત્રિક કામમાં તારી શક્તિ શા માટે ગુમાવે છે? એમાં પ્રભુતા ક્યાં આવી?

'તૂ મેરે એઅમાલકા પાબંદ નિકલા હશ્રમેં
અય ખુદા! મેરે ખુદા! તુજકો ખુદા સમજા થા મૈં'

હે પ્રભુ! તું મને પૂર્વ-નિર્ધારિત નસીબ પ્રમાણે વર્તાવે છે ત્યારે એમાં મારું કંઈ જ ચાલતું નથી.
તે જ રીતે હું જ્યારે પાપ કરવાનો નિર્ધાર કરું છું ત્યારે તારું કંઈ ચાલતું નથી—અપણે બંને ખરેખર અસહાય છીએ!!

'તેરે એહકામ કી દુન્યા મેરે એઅમાલ કા મેહશર
યહાં મેરી, વહાં તેરી, ખુશીએ કુછ નહીં હોતા'

સ્વર્ગમાં જ્યારે આદમને શેતાને ફસાવ્યો ત્યારે પ્રભુ હાજર હતો. પણ શેતાનના મોં આગળ પ્રભુનું શું ચાલ્યું? હું હિંદુ છું તો મારા પરમાત્માનું પણ શું ચાલ્યું? આ તો બાપની હાજરીમાં જ કોઈ દીકરાને મારી જાય તેવું થયું.

'ફંસાયા સ્વર્ગ મેં શેતાનને જો આદમ કો
ખુદા ઉધર હી ખડા થા, ખુદાસે કુછ ન હુવા
ખુદા તો હેદરા મુસલમાન, ઉસકા શિકવા ક્યા?
મેરે લિયે. મેરે પરમાત્માસે, કુછ ન હુવા'

સ્વર્ગમાં ભયાનક નિરવ શાંતિ, સાત્વિકતાથી નીતરતાં, ફીકાં પડી ગયેલાં હૃદયો. અને આજુબાજુ સર્વત્ર ભારેખમ ધર્મગુરુઓનો શેતલ સહવાસ – આ શું સ્વર્ગ કે નર્ક??

'સુફૂને મુસ્તકિલ, દિલ બે તમન્ના, શેખકી સોહબત.
યે જન્નત હૈ તો ઇસ જન્નતસે દોઝખ ક્યા બુરા હોગા?'

સ્વાર્થી મિત્રોની કૃતઘ્નતા પર પંડિતજી તિરસ્કારયુક્ત નજરે જોઈને કહે છે—હે મિત્રો, મને તમારી મદદની જરૂર પડી છે. સ્વાભાવિક રીતે જ, તમારે માટે મારાથી દૂર ભાગવાની ધન્ય ઘડી આવી પહોંચી.

'હમેં ભી આ પડા હૈ દોસ્તોંસે કામ કુછ, યાની,
હમારે દોસ્તોં કે બેવફા હોને કા વક્ત આયા'

એક મુશાયરામાં પંક્તિ હતી—બાત કિતની, રાત કિતની, વગેરે. તેમાં એક કવિએ એક કડીનો પૂર્વાર્ધ કહ્યો—'યે દિલ હૈ. યે કલેજા, યે જિગર હૈ' પરંતુ કવિ બીજી પંક્તિ બોલે તે પહેલાં પંડિતજીએ એની પાદપૂર્તિ કરી દીધી:—

'યે દિલ હૈ, યે કલેજા, યે જિગર હૈ
કસાઈ દે ગયા સૌગાત કિતની!'

—અને આખો મુશાયરો હાસ્ય-તરબોળ થઈ ગયો.
પ્રભુ સિવાય પણ મને એક પ્રિયતમા છે. આ મારો મૌલિક અદ્વૈતવાદ છે,

'એક બુત, એક હી બુતકા હૂં પુજારી અખ્તર,
અમને ઇસ શિર્ક પે તોહીદ કા દાવા હૈ મુઝે'

મરણ બાદ કયામતને દિવસે, હે પ્રભુ, તું જ ન્યાયાધીશ, તારા સ્વર્ગીય દૂતો સાક્ષી, તારો જ શેતાન ને તારા જ હિસાબના ચોપડા. તો શું પરીક્ષા મારી છે કે તારી?

'ફરીશ્તે ભી, પયગમ્બર ભી તેરે, ઇબલીસ ભી તેરા,
ઇલાહી, રોઝે મેહશર ઇમ્તેહાં, તેરા હૈ યા મેરા?'

પ્રેમકસોટીનું વર્ણન કરતાં તેઓ કહે છે કે પ્રેમ એ પણ એક મહાન વિપત્તિ છે, એટલે કે,

'નજર જો મિલાયે તો આંખેં ચુરાના,
કભી ચોંક ઊઠના, કભી ઝેંપ જાના,
ઇન્હીં કી મુહબ્બત ઉન્હીં સે છુપાના
મુસીબત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ'

પ્રેમમાં ઠરેલ અનુભવી અને સાલસ માણસ પણ ફસાય છે.

'તુમ્હેં પ્રેમો હલ્કતસે ક્યા કામ અખ્તર,
બડે પારસા હો, મગર, પીરો મુરશદ!
યે ઝુહ્દ કી રંગત, યે અંદાઝે બેહગત
મુહબ્બત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ?'

પ્રેમીઓ કલ્પિત જગતમાં રહેતાં હશે પણ મારા પ્રેમની દુનિયા નક્કર હકીકતની દુનિયા છે. શું મારી પ્રિયતમાનું યૌવન અને સૌન્દર્ય, બંને, વિવાદરહિત, સંદેહયુક્ત, પ્રમાણભૂત, નક્કર હકીકત નથી?—શું મારી દુર્દશા અને પાયમાલી, સ્વયંસિદ્ધ નક્કર નથી?

'હકીકી મજાઝી કા ચક્કર ચલાકર
હકીકત હકીકત રહે ન રહે હો,
વો ઉનકી જવાની યે મેરી તબાહી,
હકીકત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ?'

જગતનો અંત આવવાનો હશે ત્યારે આવશે પણ દુઃખી પ્રેમીને તો, રોજ, અકાળ મૃત્યુ આવતું જ રહે છે!

'કયામત સે હમકો ડરાતે ચલે હો
મગર યે ભી સોચા કભી મેરે ભાઈ!
વો કદ્દે મુજસ્સમ, વો ફિત્ના સરાપા,
કયામત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ?'

આવી તાર્કિક દલીલોથી પ્રભાવિત થઈને એક કવિએ એ જ રીતે વકીલાતની વ્યાખ્યા આપી છે!

'જજોં કા સિતમ, મેજિસ્ટ્રેટો કી ઝિડકી
અસીલોં કી પૈસે કે બારે મેં સુસ્તી
મગર કેહના, ઉમદા હૈ યે ધંધાદારી,
વકાલત નહીં હૈ તો ફિર ઔર ક્યા હૈ?'

ઇસ્લામી માન્યતા મુજબ દરેક મનુષ્યના જીવનકાળ દરમ્યાન તેના બંને ખભા પર એક એક ફરિશ્તો બેસીને તેનાં કાર્યોની નોંધ રાખે છે. હવે જો આ બંનેની નોંધમાં ફરક પડે તો ભારે આફત. એની નોંધ પૈકી કોની સાચી, તે પુરાવામાં ગ્રાહ્ય ગણાય? આ તો બે જજ અસંમત થાય ને તેથી આરોપી જેલમાં જાય એવું ન થાય?

'રહે દોનોં ફરિશ્તે સાથ, અબ ઇન્સાફ ક્યા હોગા?
કિસીને કુછ લિખા હોગા, કિસીને કુછ લિખા હોગા'

પ્રભુને રોજ એકની એક પ્રાર્થના—ઉઘરાણી—કરવાનું મને ગમતું નથી.

'દાતા હૈ મેરા રજ્ઝાક બસ, ભરપૂર ખઝાને હૈં ઉસકે,
યે સચ હૈ મગર અબ દસ્તે દુઆ, હરરોઝ તરાઝા કૌન કરે?'

જગતમાં કોઈ સ્વેચ્છાથી સદાચારી નથી. હું લોકોથી ડરું છું અને તારા પવિત્ર કહેવાતા મિત્રો પ્રભુથી ડરે છે.

'તર્કે ગુનાહ અય વાએઝ, દિલસે નહીં મજબૂરી સે
આપ ખુદાસે ડરતે હૈં, મૈં દુન્યાસે ડરતા હૂં!'

પ્રભુની કૃપા પાપીઓ માટે અનામત છે, તો, પાપી બનવામાં શું નુકસાન?

'જો ઠોકર હી નહીં ખાતે વો સબ કુછ હૈં, મગર, વાએઝ,
વો જિનકો દસ્તે રેહમત ખુદ સંભાલે, ઔર હોતે હૈં.'

મારું યૌવન એકવાર મને પાછું આપ, અને પછી તેના બદલામાં, મને જે શિક્ષા કરે તે મંજૂર છે.

'એક બાર તો મિલ જાયેં વો બિછડે હુવે લમ્હે
સૌ બાર મુઝે તલ્ખીએ અય્યામ ગવારા!',

તમારા આગમનની પ્રતીક્ષામાં મારી આંખો ખેંચાઈ રહી છે. દૂધ જેવી ચાંદની રેલાઈ રહી છે, નિઃશબ્દ શાંતિ છે, શીતલ સુગંધિત વાયુ છે, વસંત ઋતુ છે, બુલબુલનું સંગીત છે—બધું છે, તમે જ નથી!

'તુમ્હારી દીદ હી મકસદ રહા જિસકી બસારત કા
વો ચશ્મે મુન્તઝર પથરા ગઈ, ક્યા તુમ ન આઓગે?
બહારેં જાં ફિઝા, બુલબુલ કે નગ્મે, ચાંદની રાતેં
હરેક ચીઝ આને વાલી આ ગઈ, ક્યા તુમ ન આઓગે?'

શાયરીમાં વિનોદી અને ઠાવકી બંને શૈલીઓમાં સરખા સફળ થનાર શ્રી હરિચંદ અખ્તર, આપણા આજના અને ભવિષ્યના, ઉર્દૂ કવિઓ માટે સદૈવ પ્રેરણાત્મક અને અનુકરણીય છે.





# લોહીનાં કુંડાં

રતુકુમાર પટેલ

લોકોની અંધશ્રદ્ધા, સ્વાર્થ સાધવાની પ્રવૃત્તિ અને અજ્ઞાનતા કેવા કેવા વિચિત્ર માણસોને પોષે છે અને લોકોની આવી નબળાઈ એનો લાભ લઈ એવા વિચિત્ર માણસો લોકોને કેવી ભયંકર પાયમાલી ભેગાં કરે છે તેનો આબેહૂબ ચિતાર આપતી આ વાર્તા એની ભયાનકતા હોવા છતાંય વાંચવી ગમે તેવી છે. લેખકની હથોટી આશાસ્પદ છે...

જે દિવસથી ગામમાં શંકરબાવો આવીને બેઠો હતો ત્યારથી ગામની હવા જ બદલાઈ ગઈ હતી.

શંકરબાવામાં એવું તે શું હતું કે ભણેલાય ભરમાઈ જતા? ગામની વસ્તી તો ઠીક પણ આજુબાજુ પાંચ દસ કોસની પ્રજા પણ એની મઢીએ આવ્યા વિના રહેતી નહિ. સવાર કે સાંજ સરકારી દવાખાનાની જેમ દર્દીઓની ઠઠ જામી જ હોય.

એ દોરાધાગા નહોતો કરતો પણ વૈદ્યની જેમ દવા દેતો. દવાથી ન મટે તો એ એની આગવી શસ્ત્રવિદ્યા અજમાવવાનું પણ ચૂકતો નહિ. અને હમણાં હમણાં તો નાનાં બાળકોનો પણ ચિકિત્સક ક્યાં નહોતો થયો? આમ તો એનો દેખાવ બહુ બીહામણો હતો —ખાસ્સો સાતેક ફૂટ ઊંચો, મજબૂત બાંધાનો એ માનવી જ્યારે ચાલતો હોય ત્યારે એના લાંબા હાથ પગના ઘૂંટણ સુધી વડવાઈઓની જેમ ઝૂલતા હોય. અને જ્યારે એ દવાની પડીકીઓ વાળતો હોય ત્યારે મોટા પંજામાં ફરતી પાતળી, લાંબી આંગળીઓ અને ચપટ્ટ જડબામાં જડાએલી ગોળમટોળ ચકળવકળ લેતી આંખો ભાગ્યે જ સામે બેસનારની નજર ચૂકાવી શકે. આ બધામાં ઉમેરો કરતી માથે ચકચકતી તાલ શંકરબાવાના સ્વરૂપને ભયાનક બનાવતી. જેવો ભયાનક એનો દેખાવ એવી જ ભયાનક એની ચાલો હતી.

કોઈ કહેતું, 'એ વશીકરણ જાણે છે' તો કોઈ કહેતું, 'વૈદકશાસ્ત્રનો એને ઊંડો અભ્યાસ છે.' ગામની સ્ત્રીઓ મને કમને પણ એનામાં આસ્થા ધરાવતી. છાનુંછપનું સંભળાતું કે શંકરબાવો બૈરાંનો બેલી છે. અને એટલે તો વાંઝણી અથવા વંઠેલી વિધવાઓની ત્યાં વધારે અવરજવર રહેતી. આમ તો એની દવાથી કંઈ બધાને મટતું નહોતું;—વચ્ચે એક ખેડૂતની ત્રણ વર્ષની છોકરી એના જ હાથથી મૃત્યુ પામી હતી. અને દોઢ બે વર્ષનાં બાળકો તો કેટલાંય માટી ભેગાં થયાં હતાં. અરે, પેલી જુવાનજોધ રબારણ એને ત્યાં એક બે વાર ગઈ ન ગઈ ને પરલોક સિધાવી હતી. આવી દુઃખદ ઘટનાઓ બાદ સંભળાતું કે 'નશીબની વાત છે. ઉપરવાળા આગળ એ બાવોય શું કરે?'

શંકરબાવો અજાન આવા નાનકડા ગામને પાદરે, ખેતરને એક ખૂણે મઢી બાંધીને રહેતો. મઢીની ભીતરમાં એ કંઈ કંઈ જાતના મંતર જપતો ને કંઈ કંઈ જાતની દવાઓ ઘૂંટતો. ગામનો એક એવો પણ પુરુષવર્ગ હતો જે એને ધિક્કારતો હતો પણ શી ખબર શાથી આજસુધી કોઈએ એની સામે માથું ઊંચક્યું ન હતું. શંકરબાવાનું રુદ્રસ્વરૂપ કે પછી ભેદી વ્યક્તિત્વ હોય પણ ભલભલા એને જોઈને નામક્કર થઈ જતા. જવાનીમાં બહારવટે ચડેલો પેલો ગરાસિયો! શરૂશરૂમાં ખૂમરાણ કરી પણ આખરે તો શંકરબાવા પાસે ઘેટું થઈને જ રહ્યો ને? ત્યારે ગામ આખું શું નહોતું કહેતું કે મુખીનો વચટ એ જોગીડાને ગાળો ભાંડી આવ્યો ત્યારથી ખરવા લાગ્યો હતો અને છેવટે જાનથી ગયો.

ગીરજો ગામનો ફક્કડ જુવાન, મુંબઈથી નોકરી છોડી એકાએક ગામમાં પાછો આવ્યો હતો, કારણ એને કાને વાત ગઈ હતી કે એની પ્રેમિકા સોનાં ઘોબણ શંકરબાવાની પકડમાં આવતી જાય છે. ગીરજો બાવાને બહુ સારી રીતે જાણતો હતો. શરૂઆતમાં જ્યારે બાવાએ મઢી બાંધી ત્યારે અજાણ્યો ગીરજો, જુગાર છોડીનેય એના ફેરા આંટા ખાતો ને ચલમ ભરી દેતો તો કો'કવાર બે રોટલાય ટીપી દેતો. બાવાની તહેનાતમાં એ રહેતો એટલે બાવાના એના પર ચાર હાથ હતા.

એક મધરાતે મઢીમાં કંઈક અવાજો થવાથી

ગીરજો જાગી ગયો અર્ધખુલી આંખે એણે એક નાની દીવડીમાંથી આવતા ઝાંખા અજવાળાના આધારે જોયું તો બાવો માંસના લોચાને હાથથી પકડી હાડકાથી જુદો કરી રહ્યો હતો મહીનો ઉબરો તાજું બકરું વધેર્યું હોય એમ લોહીથી ખરડાયેલો હતો ખૂણામાં એક સ્ત્રી ઘૂમટો તાણી કંઈક બડબડી રહી હતી એની આજુબાજુ ત્રણચાર કુંડાં હતા અંદર શું હતું તે અંધારાને લીધે ગીરજો કળી શક્યો નહિ આ દૃશ્ય જોઈ ગીરજો ધ્રૂજી ઊઠ્યો. આખી રાત પેલા કુંડાં આંખ આગળ ફરતા દેખાયા અંદર શું હશે? લોહી તો નહિ હોય? ના–ના, બાવો એની હદે ન જાય–ત્યારે પેલા માંસના લોચા તથા હાડકાનું શું રહસ્ય? ખૂન ખૂન કરતો ગીરજો મઠી બહાર નીકળી બૂમો પાડવા લાગ્યો પણ ત્યાં તો બાવાએ એનું બાવડું પકડી 'પેલી ભેગો તનેય હોમી દઈશ' એમ જ્યારે કહ્યું ત્યારે ગીરજાની છાતી બેસી ગઈ ને હોઠ પણ સિવાઈ ગયા

બીજે દિવસે ગામમાં દોડાદોડ થઈ ગઈ મગુની બે વરસની છોડીનો પત્તો નહોતો

ગીરજાએ જ્યારે આ જાણ્યું ત્યારે બાવાની ગઈ રાતની ધમકી 'પેલી ભેગો તનેય હોમી દઈશ' યાદ આવી અને વળી પાછી એની જીભ સિવાય ગઈ એ ઊપડ્યો સીધો શંકરબાવા પાસે એને જોતા જ બાવો બોલ્યો 'ખબરદાર, ગઈ રાત વિષે એક અક્ષર પણ ઉચ્ચાર્યો છે તો તારે જાણવું છે હું કોણ છું? ચાલ મારી સાથે' મઠીની પાછળ દૂર વાડની વચ્ચે થોડાક કાંટા તથા ઝાંખરા દૂર કરી પથ્થર ખસેડી એક ખાડા તરફ આંગળી કરી બાવો બોલ્યો 'જો, આ' માનવના હાડથી ભરેલો એ ખાડો જોઈ ગીરજો બરાડી ઊઠ્યો 'બાવા, તું ખૂની છે' બાવો પોતાના સામર્થ્ય અને શ્રદ્ધા સહિત બોલ્યો 'હું ખૂની નથી પણ હું ખિયાનો બેલી છું એક જાનથી બીજા કેટલાયે જાનને હસતા રમતા કરું છું એક બાળકના બલિદાનથી જોડકાં પેદા કરું છું ગીરજા, મારું માને તો વિદ્યા મારી પાસેથી શીખી લે અને ઘોઘાટ છોડી દે'

ગીરજાનું ક્ષત્રિય લોહી ધમી આવ્યું અને બાવાને એણે પડકાર્યો 'તને ફાંસીને માંચડે ન લટકાવું તો મારું નામ ગીરજો નહિ' બાવો પણ બગડ્યો અને ક્રોધથી ભવાં ચડાવી, ચક્ષુને રાતાચોળ કરી બોલ્યો 'ગીરજા, મારી સામે માથું ઊંચકનાર હજી સુધી કોઈ ફાવ્યો નથી માટે માની જા નહિ '

'નહિ તો બોલ, અટકી કેમ ગયો?' બાવો વધારે નજીક સરક્યો ને એના લાંબા હાથને છેડે વળગેલા પંજાને આમતેમ ઝુલાવતો અને એ પંજામાં રહેલી લાંબી પાતળી આંગળીઓ દર્શાવતો દાંત કચકચાવી, એકી શ્વાસે બોલી ગયો 'આ હાથ વડે જ હું તારું ધમકતું હૃદય તારા શરીરની બહાર ખેંચી કાઢીશ'

ત્યારપછી ડરનો માર્યો કહો કે સોનાએ વહાલપૂર્વક સમજાવ્યો એટલે પણ ગીરજો ગામ છોડી મુંબઈ ચાલ્યો ગયો હતો એ વાતને આજ વર્ષેય થયું નથી ત્યાં તો ફરી પાછો એ ગામમાં આવ્યો હતો મુંબઈના એ એક વર્ષના ગાળામાં ગીરજો ઘણો સુધરી ગયો હતો આમેય ત્યાં રહ્યે રહ્યે પણ ગામને બાવાની ચુંગાલમાંથી છોડાવવા અવનવા તર્કો એ ક્યાં નહોતો કરતો? પણ એની વિદ્યા ને એના મનના એ બારનાની હડફેટે ચડી જવા કરતાં મુંબઈ શું ખોટું છે? અને હવે તો ટૂંકા દહાડા છે પછી સોનાય અહીં ક્યાં નથી આવવાની? એમ મનદનીનો પછી ગીરજો બધું ભૂલી જતો—ભૂલવા પ્રયત્ન કરતો પણ છેવટે છે ને જ્યારે એણે જાણ્યું કે એ રાક્ષસની આંખ એની સોના પર ઠરી છે ત્યારે શેરને કહેવાય એ ઊભો ન રહ્યો ને ગામ ભણીની ગાડી પકડી

આખે રસ્તે એ વિચારતો હતો કે કંટક શી રીતે દૂર કરું? ગામલોકોને શી રીતે સમજાવું કે આ બધું ધતીંગ છે અને મુંબઈના સુધરેલા માણસોમાં આવું કાંઈ નથી ભૂત પલીત અને મંતર જેવી જૂની અંધ માન્યતાઓ આ ઠેરઠેર દવાખાનાવાળી નવી દુનિયામાં

હજીયે કાયમ રહે એ આપણા મુલક માટે શરમજનક નથી શું ? પુરુષોને હું પહોંચી વળીશ પણ સ્ત્રીઓનું શું ? હાં, સોનાંનું એ કામ. અને સોનાંની યાદે ગામમાં પેસતાં જ ગીરજાએ સોનાંના ઘર ભણીનો રસ્તો લીધો હતો.

સોનાં ઘેર નહોતી એટલે એ સીધો તળાવ પર ગયો હતો. તળાવને આરે ડૂબતા સૂરજની સુરખીમાં એકલી સોનાં કછોટો મારી કપડાંને એવાં તો ઝીંકી રહી હતી. સફેદ દૂધ જેવી એની ધોલાઈ—ત્યારે એનો વાન પણ એવો જ નહોતો શું ? ગીરજાને એના જૂના દિવસો યાદ આવ્યા, અને સોનાંને નિહાળતો ગૂપચૂપ નજીકના ઝાડ નીચે એ ગોઠવાઈ ગયો. એટલામાં તો સોનાંની નજર એ તરફ ગઈ. અને કપડાંને ત્યાં ને ત્યાં જ તળાવમાં તરતાં મૂકી એ એના મનના માનેલ ભણી દોડી ગઈ. આશ્ચર્ય, સવાલ કે જવાબ બધું જ આલિંગનમાં સમાવી દઈ બન્ને ક્યાંય સુધી ખોવાયેલાં રહ્યાં. છેવટ સોનાં, તળાવના પાણીને તાકતી આંખમાં પાણી લાવી બોલી :

'ગીરજા, પાછો કેમ આવ્યો ? વિશ્વાસ ન બેઠો એટલે ?'

'તારામાં તો છે પણ પેલા બાવામાં નથી.' નીચું જોઈ ગીરજો બોલ્યો.

'તો ચાલ, તારી સાથે અબઘડી હુંયે મુંબઈ આવું છું'—સોનાંના આ શબ્દો પાછળનો એનો અડગ અસીમ પ્રેમ અને બાવાનો કાયમી ડર ગીરજો પામી ગયો.

'આ વખતે અજ્ઞાન આ ગામમાં હું જ્ઞાનની એક નવી જ્યોત જગાવીશ. અને સોનાં, તારે મને એમાં સાથ દેવાનો છે.' ગીરજાએ એનો નિશ્ચય જણાવ્યો.

'કઈ રીતે ? શંકરબાવા વિરુદ્ધ ?—ના—ના ગીરજા, પેલાં તેં જોએલાં લોહીનાં કુંડાં મને હજીયે યાદ છે. આપણે એનાથી ખૂબ આઘે જતા રહીએ.' સોનાંના શબ્દોમાં ધ્રૂજારી હતી.

'ગભરાવાની જરૂર નથી સોનાં ! હું ઘેર ઘેર જઈ એ બાવાનું પોલ ઉઘાડું પાડીશ, અને જે જે વાંઝણી સ્ત્રીઓએ એને છાંયે આશ્રય લઈ ગામનાં કુમળાં બાળકોના રુધિરથી પોતાના સ્વાર્થની તરસ છિપાવી છે એમને બજાર વચ્ચે લાવીશ. બાયલા બનેલા પુરુષોમાં સમજ અને શૌર્ય પેદા કરી એક સંગઠન ઊભું કરીશ. અને સોનાં તારે...' આગળ બોલવા જાય છે ત્યાં શંકરબાવો સાક્ષાત એ બન્નેની સામે આવીને ઊભો હતો.

સૂરજ આથમી ગયો હતો. સંધ્યા પથરાઈ ચૂકી હતી. તળાવને આરે પક્ષીઓના કલરવ અને ફફડાટ સિવાય બધું નિઃશબ્દ હતું. તળાવમાં તરતાં પેલાં કપડાં પણ પાણીને હલેસે સામે કિનારે જઈ અથડાતાં હતાં. ત્યારે સોનાંને હૈયે તરતાં ઘડી પહેલાંનાં ગીરજાનાં પેલાં સ્વપ્નો ભયને હલેસે કોઈ અંધારા, અજાણ્યા કિનારે નહોતાં અથડાતાં શું ? નીચા નમી બાવાએ ફરીથી એ જ લાંબા હાથના ચાળા વડે, ગીરજાની તરફ એકી આંખે તાકી રહી ખાતરી આપી : 'હાથ વડે જ... આ હાથ વડે જ હું તારું ધબકતું......' સોનાંની ચીસમાં પાછળના એ શબ્દો દબાઈ ગયા. બાવો ત્યાંથી ચાલ્યો ગયો, અને બન્ને જણ ત્યાં બેસી રહ્યાં.

*

'સોનાં, તું મને મુંબઈ તો લઈ ચાલી પણ પાછળ રહી ગયેલા ગામનું શું ?' ઝડપથી આગળ વધી રહેલી ગાડીનો ખ્યાલ આવતાં ગીરજાએ સોનાંને કહ્યું.

'ગામ ગયું ખાડામાં, મારે તને નથી ખોવો સમજ્યો ! મુંબઈ જતાંવેંત બધું ભુલાઈ જશે.' ગઈ રાત આખી ગીરજાને સમજાવવામાં સોનાંએ વિતાવી હતી. પાછું ગામ છોડી જવું એ તો નામર્દાઈ કહેવાય—એ વિચારે ગીરજો મચક નહોતો આપતો પણ જ્યારે સોનાંએ બાવલાની બીજી વારની ધમકીનો વારંવાર ઉલ્લેખ કર્યો અને ભૂતકાળમાં ગીરજાની આંખદેખી બાવાની દુનિયાનો ચિતાર દર્શાવ્યો ત્યારે ગીરજાના સખત મને આંચકો ખાધો અને મુંબઈ જવા તૈયાર થયો હતો. પણ વચ્ચે વચ્ચે ગીરજો વળી પાછો એના સુધરેલા

માનસમાથી ગામની ચિંતા વ્યક્ત કરતો ત્યારે સોના સ્રીસહજ સ્નેહને આગળ ધરી, આસુ કે ઊર્મિની હ કે ગીરજાને બધુ ભૂલાડવા મથતી

પણ ગીરજો શુ ખરેખર ભૂલ્યો હતો? છેલ્લા કેટલાય દિવસોથી એના માનસપટ પર શકરભાનાનુ વિકરાળ ચિત્ર અ-ાયેલુ જ રહેતુ ઘડી ઘડી પેલી ધમકીના પડઘા પડતા અને પેના લાબા ખૂની હાથ જાણે એને વીંટળાઈ ન વળતા હોય! સોનાએ ધોબીની નાની દુકાન ખોલી હતી એટલે એ કામમા ગૂથાએલી રહેતી અને એટલો વખત ગીરજો એનાથી એકલો થઈ જતો

આજે દસ દિવસ થયા ગીરજો શન્યમનસ્ક થઈ ગયો છે 'કઈ બોલતો નથી માત્ર ઊંઘમા ઝબકીને બેઠો થઈ જાય છે સોનાની સુસ્તી ઊડી ગઈ. ગીરજાના જૂના શેઠની ભલાઈ ને લાગવગથી ગીરજાને એક હોસ્પિટલમા દાખલ કરાયો

એક બે દિવસ પછી ગીરજાને ગાડપણુ ઊપડ્યુ એ ફક્ત એટલુ જ લવ્યા કરતો 'એ આવ્યો, સોના, જો મને એના પિશાચી પજા દેખાય છે' પથારીની પડખે બેઠેલી સોનાએ દબાતે ડૂસકે આશ્વાસન આપ્યુ

'અરે એ બાવલાથી તો આપણે કેટલાય ગાઉ છેટા છીએ આ તો મુબઈ છે પોલીસવાળા, દાક્તર ને સરકાર બધુય અહીં છે કાને બેઠો થઈ જઈશ તને નખમાય રોગ નથી એમ હમણા જ પેલી નર્સે મને કહ્યુ '

એટલામા ગીરજાના શેઠ દવાખાનામા આવ્યા એમણે પણ એ જ કહ્યુ કે 'ડૉક્ટરે રિપોર્ટ વાચી જણાવ્યુ કે તને ફક્ત આરામની જરૂર છે'

અઠવાડિયુ થયુ હવે ગીરજાને સારુ થતુ જાય છે એમ માની સોના દુકાને ધ્યાન આપવા લાગી અને બે ટક જમાડી, ગીરજાને બે મીઠા બોલ કહી એ પાછી કપડા ધોવા ચાલી જતી

અચાનક એક બપોરે સોનાએ ગીરજાની પથારી ખાલી જોઈ એટલી બધી એ ગભરાઈ ગઈ કે તરત જ એણે દવાખાનામાથી શેઠને ફોન કરી બોલાવી લીધા શેઠને નર્સે કહ્યુ 'હૃદયરોગ હોવાથી ઓપરેશન કરવાની જરૂર જણાતા મુબઈના વિખ્યાત સર્જનને બોલાવી તાબડતોબ દર્દીને 'થિયેટર'મા ખસેડવામા આવ્યો છે'

'પણ એને તો મગજની બિમારી હતી હૃદય સાથે શુ નિસ્બત?' દવાખાના ને દાક્તરોની આ બેદરકારી ને અખતરા પર શેઠ એવા તો ઊકળી ઊઠ્યા પણ શુ થાય!

છેવટે શેઠ તથા સોના ઓપરેશન થિયેટરની બહાર બાકડે બેઠા સોના વધારે વ્યાકૂળ હતી એક સામટી ઊતરી પડેલી આ આફતોનો અત ક્યા હશે એ ખોળતી એની અતર સાથે એક થયેલી આખો વારવાર ઓપરેશન ઓરડાના બારણા તરફ તો જમીન સાથે જડાએલી રહેતી ત્યા તો બારણુ ઉઘાડવાનો ધીરો અવાજ થયો ને દાક્તરના વસ્રોમા સજ્જ થયેલી એક વ્યક્તિ બીજા ઓરડામા ચાલી ગઈ બીજા ઓરડાનુ બારણુ પણ બધ થયુ, ને સોનાની ફાટી આખો શુ જોઈ રહી?—એ જ ચાલ, એ જ ઘૂટણ સુધી ઝૂલતા લાબા હાથ અને એ જ ચપટ માથુ! દૂબહૂ શકરભાવો!

'ખનાસ' નર્સે ધીરા ઉદ્‌ગાર કાઢ્યા અને સોનાના મોમાથી એક લાબી ચીસ નીકળી ગઈ!!



યુવાવસ્થામા અબ્રાહમ લિકન જ્યારે વકીલાત કરતા હતા ત્યારની આ વાત છે એકવાર એમને એક જ ન્યાયાધીશ સમક્ષ બે મુકદ્દમાઓની વકીલાત એક જ દિવસે કરવી પડી હતી બન્ને કેસોના આરોપીઓએ એક જ ગુનો કર્યો હતો કાનૂનની એક જ કલમ બન્નેને લાગુ પડવામા આવી હતી પણ એક કેસમા લિકન વાદી તરફથી હતા જ્યારે બીજા કેસમા પ્રતિવાદી તરફથી સવારમા આવેલા કેસમા એમણે જોરદાર દલીલો કરી અને વાદી તરફથી કેસ જીતી ગયા. સાજના ચાલેલા કેસમા પણ તેઓ એવી જ જોરદાર દલીલો કરવા લાગ્યા પરિણામે ન્યાયાધીશે હસતાં હસતા પૂછ્યુ 'તમારા વિચારોમા આટલુ જલ્દી પરિવર્તન કેવી રીતે થઈ ગયુ?'





રીચાર્ડ બી. ગ્રેગ

# દંતકથાઓનું મહત્વ

દંતકથાઓનું આગવું મહત્ત્વ છે. જ્ઞાન કરતાંય ડહાપણ ચડે એ નિર્વિવાદ છે. અને દંતકથાથી તો ડહાપણના ભંડાર ભરાય છે. દરેક પ્રજા, દેશ અને રાષ્ટ્રનું દંતકથા-સાહિત્ય હોય છે તેને આ લેખમાં રજૂ થયેલું દેખાય છે જે દરેકને રૂચે....

આખા દિવસના કામકાજથી પરવાર્યા પછી ગામડાંના લોકો રોજ રાતના ભેગા થાય અને એમાંનો જ એક માણસ બધાને રામાયણ કે મહાભારતમાંથી એક કથા અથવા કોઈ કોઈ વખત આ મહાકાવ્યોના મોટા પ્રસંગો કહી સંભળાવે એ પ્રથા સૈકાઓથી ભારતનાં ગામોમાં પ્રચલિત હતી, એ સૌ કોઈ જાણે છે. આ કથાઓ માત્ર ઇલિયડ કે ઓડીસી જેવી સાહસકથાઓ કે માત્ર વાર્તાઓ નથી હોતી પણ તેમાં નીતિ અને આધ્યાત્મિક સત્યો હોય છે—આ સત્યો કેટલીક વખત પ્રતીક કે રૂપક દ્વારા દર્શાવાય છે તો કેટલીકવાર તે ભગવદ્‌ગીતામાં બતાવેલા સીધા ઉપદેશ દ્વારા દર્શાવાય છે. ભારતમાં ચાલી આવેલી આ પ્રથાને કારણે (જે કેટલેક ઠેકાણે હજુ પણ ચાલે છે) શહેરના લોકો જેને 'અજ્ઞાન અને અભણ' તરીકે ઓળખે છે તેવાં ગામડાંના નિરક્ષર સ્ત્રી-પુરુષો સાચા અર્થમાં કહીએ તો સંસ્કારી અને ઘણી વખત ઠરેલ બન્યા હોય છે. પુરાણકાળની આ દંતકથાઓ અને મહાકાવ્યો આજે પણ માબાપ અને દાદા-દાદી તેમનાં બાળકોને કહેતાં હોય છે. મને હમણાં જાણવા મળ્યું છે કે વાર્તા કહેવાની એ પદ્ધતિ હવે પહેલાંના જેવી પ્રચલિત નથી. હું માનું છું કે આ પ્રથા ફરીથી ચાલુ કરવી એ ડહાપણભરેલું છે અને આ પ્રથાને ચાલુ રાખવાની હું વિનંતી કરું છું.

મને લાગે છે કે સુધરેલા અને ખાસ કરીને વિજ્ઞાનના ક્ષેત્રમાં આગળ વધેલા અને પશ્ચિમી પદ્ધતિએ કેળવાયલા લોકો આ દંતકથાને અને આ પ્રથાને નકામી ગણીને હસી કાઢવાના. તેમાંના કેટલાકને તેમનાં બાળકો આવી પરીકથાઓ કે દંતકથાઓ સાંભળે તે ગમતું હોતું નથી. તેઓનું કહેવું અને માનવું હોય છે કે આવી વાર્તાઓ સાચી હોતી નથી.

બાળકો, પછાત કોમના અને અસંસ્કારી લોકોને આવી વાર્તાઓ સાંભળવી ખરેખર ગમતી હોય છે. પણ વિચિત્ર હકીકત તો એ છે કે આ સુધરેલા ગણાતા લોકો નવલકથાઓ, ઇતિહાસકથાઓ, જીવન-ચરિત્રો, વાંચતા હોય છે. તેઓ સિનેમા, નાટકો અને રમતગમતો જોતા હોય છે અને ગપ્પાં સાંભળતા હોય છે. આ પરથી કહેવાનું એટલું જ છે કે આવા લોકોને સાચી કે કાલ્પનિક કાર્યની વાતો ગમતી હોય છે. આપણને સૌને વાર્તા તો ગમતી જ હોય છે. આપણા બેભાન મગજનાં સ્વપ્નો પણ વાર્તા સ્વરૂપે જ હોય છે. આવી જ વસ્તુ આપણા દિવાસ્વપ્નો બાબતમાં પણ હોય છે. જેમાં આપણે પોતે જ 'હીરો' હોઈએ છીએ.

એટલે વાર્તા સાંભળવાની ઇચ્છા એ બાલિશતા કે અસંસ્કારીપણાની નિશાની નથી પણ આપણે બધા મનુષ્યો છીએ એની નિશાની છે. આપણી ઉંમર, ધંધો નાતજાત, રાષ્ટ્રીયતા કે સંસ્કારના ધોરણને આની સાથે કાંઈ સંબંધ નથી. આપણને સૌને કોઈ પણ પ્રકારની વાર્તાઓનો શોખ હોય છે.

આની પાછળ કેટલાંક નક્કર કારણો છે. આવી વાર્તાઓ દ્વારા જે હકીકતની રજુઆત થાય છે તે રજુઆત, વધારે પ્રભાવશાળી, સંપૂર્ણ અને લાંબો સમય ટકી રહેનારી હોય છે. આ વાર્તાઓ આપણી કલ્પનાશક્તિ ખીલવે છે અને આપણાં જીવનમાં રસ અને સુવાસ ફેલાવે છે. લોકોને વિશ્વાસમાં લેવા કે સમજાવવા હોય તો તેમની સાથે દલીલબાજીને બદલે તમારે જે કાંઈ કહેવાનું હોય તેને લગતી વાર્તાઓ કહેવી. ભગવાન ઈસુ, રામકૃષ્ણ પરમહંસ અને અબ્રાહમ લિંકને પણ આ જ પદ્ધતિ અપનાવી હતી.



બાળપણમાં કે સંસ્કૃતિના શરૂઆતના સમયમાં પડતા સંસ્કારોનું મહત્ત્વ ઘણું છે. આ સત્ય વસ્તુ છે. તેની હાંસી ઉડાવવી કે તેની ટીકા કરવી એ ભૂલ છે. મકાન બાંધતી વખતે તેના પાયાને મહત્ત્વ ના આપવું એના જેવી આ મૂર્ખામીભરેલી વાત છે. અથવા 'મા' પર મહેરબાની કરે છે એ મૂર્ખામી જેવી છે તેના જેવું છે. આપણે જેને ગર્વપૂર્વક સંસ્કૃતિ કહીએ તે જ્ઞાનનો સમય છે, ડહાપણનો નહિ. સંસ્કૃતિ તરીકે આપણે જે જ્ઞાનને ઓળખીએ છીએ તે જ્ઞાન મુદ્રણકળાની પદ્ધતિને લીધે શક્ય બન્યું છે. પણ ડહાપણ સિવાય સંસ્કૃતિ પડી ભાગે છે. અને આજે તે ઝડપથી પડી રહી છે. પુરાણકાળની દંતકથાઓ ડહાપણ વિકસાવવામાં અને તેને ટકાવી રાખવામાં મદદ કરે છે.

મહાન પંડિત આનંદ કે. કુમારસ્વામીએ લખ્યું કે કળાની માફક દંતકથાઓ પણ મનુષ્યની દૃષ્ટિ પ્રાપ્ત કરવાનું પરંપરાગત સાધન છે. જો આ સાચું હોય તો હું માનું છું કે, આપણે આપણી દંતકથાઓ એકઠી કરવી જોઈએ. અને તેનો ફેલાવો કરવો જોઈએ.

મહાન તત્ત્વજ્ઞાની એ. એન. વ્હાઈટહેડે કહ્યું છે કે, અધ્યાત્મવાદની પૂર્વભૂમિકા વગર સંસ્કૃતિ શક્ય નથી. બધા ધર્મની કથાઓમાં આ અધ્યાત્મવાદી સત્યો વર્ણનાત્મક રીતમાં આવેલા હોય છે અને આ પદ્ધતિ બહુ સહેલાઈથી યાદ રહી જાય તેવી છે.

જો આ બધું સત્ય હોય તો દંતકથાઓ અને તેને કહેવાની પદ્ધતિ જાળવવા અને તેને ફેલાવવા માટે આવશ્યક સાધન છે. સંસ્કાર અને સંસ્કૃતિને જાળવવા માટે તેની મૂળ વાતો અને માન્યતાઓ આવતી પેઢીને મળે એવું કાંઈ કરવું જોઈએ. નવી પેઢીનાં બાળકોના ઘડતર સમય દરમિયાન આ તત્ત્વો તેમનામાં આવવા જોઈએ. સાતથી બાર વર્ષની ઉમર સુધીનો બાળકનો ઘડતરકાળ ગણી શકાય. બાળકો આ વસ્તુ રસપૂર્વક સાંભળે તે માટે તે વાર્તાના રૂપમાં કહેવી જોઈએ. પહેલી વખત તો તે આખી દંતકથામાંથી માત્ર થોડું જ સત્ય સમજશે પણ મોટું થતાં તેમાંથી તે ઊંડું અને મહાન સત્ય સમજશે.

દંતકથાઓમાં મનુષ્યજીવનની ઊંડી વાતો અને આધ્યાત્મિક સત્યો છુપાયેલાં હોય છે. એટલે જે લોકો પોતાના સંસ્કાર અને સંસ્કૃતિ જાળવી રાખવા માગતા હોય તેમણે તેમનાં બાળકોને દંતકથાઓ કહેવી જોઈએ. વાર્તાઓ કહેવી એ આનંદનું અને દેશભક્તિનું મહાન કાર્ય છે. માત-પિતા, દાદા-દાદી અને શિક્ષકો જ આ કાર્ય કરી શકે. હું આશા રાખું છું કે, વાર્તાઓ કહેવાની જૂની ગામડાની પ્રથા ફરીથી શરૂ કરવી જોઈએ. રામાયણ અને મહાભારત આને માટે મોટાં સાધનો છે. જેઓ આવી દંતકથાઓને મહત્ત્વ આપતા નથી અને તેને દૂર કરવા ઇચ્છે છે તેઓ પોતાના સંસ્કારવારસાને નુકશાન કરે છે. ઇતિહાસનો અભ્યાસ આપણું જ્ઞાન વધારે છે, ડહાપણ નહિ 'આજે દુનિયાને જ્ઞાનની નહિ પણ ડહાપણની જરૂર છે. જે આપણને દંતકથાઓમાંથી મળી આવે છે.



અમેરિકાની એક આગેવાન ડેરીએ દહીં વધુ ખાવાની ઝુંબેશ અમેરિકાભરમાં વ્યાપક કરી છે.

ડેરીએ જાહેરાત કરી છે કે દહીં ભરેલા બે હજાર કાગળના પ્યાલાઓ ડેરી તૈયાર કરે છે. અમેરિકનો હજી દૂધ પીવાનું વધુ પસંદ કરે છે પણ આ દહીં દૂધ કરતાં વધુ ગુણો ધરાવે છે. દા. ત. કમર પાતળી બને છે અને શરીરની કાંતિ સુધરે છે. સૌથી વધુ ફાયદો તો એ છે કે તેનાથી ખાનારને મહાન હોવાની લાગણી અનુભવાય છે.

આ દહીં જે યોગર્ટ નામથી ઓળખાય છે તે હાથ લગાડ્યા વિના બનાવવામાં આવે છે. તે દૂધ કરતાં બમણું મોંઘું છે અને તે સાદું તેમ જ પાઈનેપલ, ઓરેન્જ કે કેળાના સ્વાદવાળું મળે છે.





જયન્તિકા પરમાર 'સુમંગલા'




સંસ્કારની મોટી વાત છે. બાળકોમાં પ્રવેશતા સારા કે માઠા સંસ્કારની તો એથીય મોટી વાત હોવી જોઈએ. સારા સંસ્કાર પડે એ માટે આપણે કોશિષ કરીએ છીએ. માઠા સંસ્કાર ન પડે એ માટે આપણે ચેતતા રહીએ છીએ અને છતાં વાતાવરણ, સમાજ અને સંજોગો પણ સંસ્કાર-સીંચનમાં મહત્ત્વનો ફાળો આપે છે.

આપણી કેળવણી-પ્રથામાં પણ એ માટે જરૂરી ફેરફાર થવા જોઈએ. પાશ્ચિમના સંસ્કારને નામે આપણા સમાજમાં ઘૂસી ગયેલી સ્વચ્છંદતા, સિનેમાઓના આછકલા અભિનયો અને એનાં થતાં વિકૃત અનુકરણો આપણાં બાળકો ઉપર ખૂબ ઘેરી છાપ પાડે છે. એ છાપને લીધે આગળ જતાં જાતીય સભાનતા તો ઠીક પણ જાતીય સ્વચ્છંદતા સુધી આપણાં કિશોરો-યુવાનો પહોંચી જાય છે ત્યારે આપણી નૈતિક અધોગતિ નજરે ચડે છે.

રમતાં રમતાં બાળકોમાં જાતીય સભાનતા લાવનારું આપણું વાતાવરણ અને જાતીય જ્ઞાનની ખોટી રીતે થતી રજૂઆત એ માટે નિમિત્ત બને છે. જાતીય અંગોની ઉપયોગિતા, તેની સ્વચ્છતા અને તે માટે સાચું માર્ગદર્શન દરેક બાળકને મળવું જોઈએ. એ માટે આપણા બાળકેળવણીકારો, બાળમંદિરોનાં સંચાલકો-શિક્ષકો અને માતા-પિતાઓએ પૂરી જાગરુકતાથી તૈયાર રહેવું જોઈએ. તો જ આપણી નીતિમત્તાને આપણે પુનર્જીવિત કરી શકીશું. નીતિનાં બણગાં ફૂંકવાથી આપણે નીતિમાન બની જતાં નથી કે આપણને કોઈ નીતિમાન ગણતું નથી. નીતિની મોટી મોટી વાતો કરીએ અને આપણે જ અનીતિના પૂજારી હોઈએ; આપણાં બાળકોમાં નૈતિક શિથિલતાનો વારસો ઉતારતા હોઈએ તે કરતાં આપણે એવી મોટી મોટી વાતો બંધ કરીને આપણા એકાદ બાળકને નીતિવાન બનવાની કોશિષ કરી શકીએ તો ?

બાળકનું કુમળું માનસ એવું તો ગ્રહણશીલ હોય છે કે સારું નરસું એ ગ્રહણ કરવામાં ક્યારેય પાછું વાળી જોતું નથી. ન્યાયાન્યાય માટે એ ત્યારે કેળવાયેલું નથી હોતું અને એટલે જ બાળપણમાં બાળક ઉપર બને તેટલુ વધુમાં વધુ ધ્યાન એનાં માબાપે આપવું જોઈએ. એ કોની સાથે રમે છે, ક્યાં ક્યાં રમે છે, કેવા વાતાવરણમાં રમે છે એ બધાંની પૂરી ચોકસાઈ રાખવી જોઈએ. બાળકની એ ચોકી જાગૃત માતા-પિતા રાખી શકે એ જ બાળકની શિક્ષણની સાચી સેવા ગણાય.

## બાળકમાં જાતીય સભાનતા

નાનકડો નીલુ બોલી ઊઠયો : 'આજે તો અમે ગંદું ગંદુ રમતાં હતાં.'

મારાથી સહેજે પુછાઈ ગયું : 'ગંદું ગંદું કોને કહેવાય એ તને શી રીતે ખબર પડી, નીલુ ?'

'મને નીલાની બાએ કહ્યુ કે આવું ન રમાય, આ ગંદું કહેવાય.'

'તે તું નીલા સાથે રમવા ગયો હતો ?'

'અમે તો રોજ દાક્તર–દાક્તર રમીએ છીએ.'

'એમાં ગંદું કેવી રીતે કહેવાય ?'

'હું દાક્તર થયેલો, નીલા દરદી થયેલી. નીલાને મેં સુવડાવી. એની નાડી તપાસી. એની છાતી ઉઘાડી કરી હું નળી મૂકીને ધબકારા સાંભળવા કોશિષ કરતો હતો ત્યાં નીલાની બા આવી ચડયાં ને અમને બન્નેને ધમકાવ્યાં.'

ચાર પાંચ વર્ષનો નીલુ મારી સાથે જે સહજતાથી વાત કરતો હતો તેમાં કયાંય પાપ કે દોષ નહોતો છતાં તેની જ ઉમ્મરની નીલા સાથેની એ નિર્દોષ રમતને નીલાની બાએ જે રીતે ખપાવી એથી એ બન્ને બાળકોમાં જે જાતીય સભાનતા આવી ગઈ એની નીલાની બાને કયાંથી ખબર હોય ? થોડા દિવસ પછી એ જ પ્રસંગના અનુસંધાનમાં મેં નીલાની બા સાથે વાત ચલાવી :

'તમે આટલાં સમજુ થઈને આમ સભાન બનાવતાં પહેલાં કેમ વિચાર ન કર્યો ?'

'તે દિવસથી નીલુ અમારે ઘેર આવતો બંધ થઈ ગયો છે એટલે મારી ભૂલ મને તરત સમજાયેલી. પણ તમારી સાથે એ અંગે વાત કરવાની હિંમત જ ન ચાલી.

'આમા હિંમત કરવાની જરૂર જ કયાં હતી ? બાળકોમાં જાતીય સભાનતા ઘૂસાડવામાં આપણું અજ્ઞાનતાથી ભર્યું વાતાવરણ અને આપણે વડીલો જ મોટો ભાગ ભજવીએ છીએ.'

'એ કઈ રીતે ?'

'તમે જે અપનાવી એ રીત તો ખરી જ. એ ઉપરાંત બાળકોની હાજરીમાં સ્રી–પુરુષની ચેષ્ટાઓ, બાળકોને જુગુપ્સા ઊપજે તેમ તેમનાં જાગતાં જ જે પતિ–પત્ની બારણાં બંધ કરી દે છે તે અને આપણા દેશમાં તો બાળકો માટે જુદા ખંડની સગવડ નથી હોતી એટલે એક જ સાથે પથારીઓ હોવાથી બાળકોને ઊંઘતાં સમજીને થતી સ્રી પુરુષની ચેષ્ટાઓ —આ બધું બાળકોમાં જાતીય સભાનતા આણનારું અને કેટલીક વાર તો બાળકના કિશોરકાળનાં જાતીય પતનનું કારણ બને છે.'

'પણ મારી નીલાને તો આવા કોઈ સંસ્કાર જ નથી પડયા.' પોતાની પુત્રીની વાત કરતાં નીલાની બા બોલી ઊઠયાં.

'તમે એમ માનો છો કે નીલુએ પહેલ કરી ?'

'પહેલ કરવાની પુરુષવૃત્તિ નીલુમાં પણ કેમ ન માની શકાય ?'

'છતાં તમે એને એ રીતે વાળી શકયાં હોત.'

'કઈ રીતે ?'

'દાક્તર દાક્તર રમતી વખતે ઢીંગલીની નાડી તપાસાય, ધબકારા સાંભળીએ, ઢીંગલીને જ ઇન્જેકશન કે ઑપરેશન અપાય–થાય. એમ કહ્યું હોત તો નીલા પણ તરત એની જગ્યાએ

ઢીંગલીને સૂવડાવત. એ નર્સ તરીકે દાક્તર બનેલા નીલુ પાસે ઊભી રહેત.'

'હવે એ પ્રસંગ બન્યાની વાત જ નીલા કે નીલુ પાસે નહિ ઉચ્ચારું એટલે એમના મનને એ વાત નહિ ખૂંચે.' કહેતાં નીલાની બા મારાથી છૂટાં પડ્યાં. તેમને ભૂલ સુધારવાનું સમજાયાથી મનેય સંતોષ થયો.

## ઉતાવળને પ્રતાપે

રૂપાં તેના નામને સાર્થક કરે તેવી રૂપમાં હતી. ઘરમાં બધાંની માનીતી હતી. અરે, સગાંવહાલાં પણ તેની ઉપર તો અછો અછો થઈ જતાં. અભ્યાસમાં તેની કારકીર્દિ ઉત્તમ નહિ પણ સાધારણ રીતે સારી ગણાતી. તેનો કલાસ ન આવે પણ નપાસ થયેલી ક્યારે સાંભળ્યું નથી. રૂપાં સ્વભાવે શાંત, સરળ અને નમ્ર દેખાતી પરંતુ અંદરથી તે મીંઢી વધુ હતી.

રૂપાં ચૌદ પંદર વર્ષની થઈ ત્યાં અચાનક તેના બાપુજીને અકસ્માત નડ્યો, ભયંકર અકસ્માત. ઝાઝા દિવસ કાઢ્યા નહિ અને આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા. રૂપાંને એક નાનો ભાઈ હતો તે અને બા એમ ત્રણેય સાથે રહેવા લાગ્યાં. બાને હવે તો બધો જ આધાર રૂપાં ઉપર હતો. રૂપાં મેટ્રિક પાસ થઈ હતી એટલે તેમને કંઈક નિરાંત હતી. નહિતર સાધારણ કુટુંબમાં કમાનાર વ્યક્તિ ચાલી જાય ત્યારે મુશ્કેલીઓનો પાર નથી રહેતો. પેટે પાટા બાંધીને કમ્મર કસવી પડે છે.

સત્તર વર્ષની રૂપાં ઉપર ઘરની જવાબદારી આવી પડી. હજુ તો તેની છોકરમત ગઈ નથી ત્યાં એને એકદમ પીઢ બનવું પડ્યું. આર્થિક મુશ્કેલીઓને પહોંચી વળવા નોકરી કરાવ્યા સિવાય છૂટકો નહોતો. એક બાજુ માને તેના રૂપની ખૂબ બીક લાગે, બીજી બાજુ આર્થિક ભીંસ એવી ખેંચી રહી કે તેમ કર્યા વિના છૂટકો ન હતો. રૂપાં સ્વભાવે (Whimsical) વિચિત્ર અને જિદ્દી ખૂબ. ગમે તેવા સંજોગોમાં પણ પોતાનું ધાર્યું કરે. એક વખત 'ના' થયેલી 'હા' કદી થાય નહિ. રૂપાંને મામાઓ, કાકા વગેરેનો ઠીક ઠીક સહારો હતો. તેણે એસ. એસ. સી. પાસ કરી હતી એટલે પ્રાથમિક શાળામાં શિક્ષિકાની નોકરી માટે અરજી કરી. મામાની ઓળખાણને કારણે નોકરી મળી ગઈ. સ્કૂલ મામાના ઘરની નજીક હતી એટલે રૂપાં શરૂઆતમાં ઠીક ઠીક સમય મામાને ઘેર રહી.

રૂપાં ભણતી હતી ત્યારની એને ઠીક ઠીક બેનપણીઓ હતી. તેના રૂપને કારણે તે જેના ઘેર જતી તેમને ખૂબ ગમી જતી અને આનંદથી તેની આગતા સ્વાગતા કરતાં. રૂપાંને પોતાના ઘરમાં નાના ભાઈ સિવાય કોઈ નહોતાં ખૂબ અતડું લાગતું એટલે પહેલેથી ઘરમાં વધુ રહેતી નહિ. તેની બાને આવું બધું ઓછું ગમતું પણ ભણવાને બહાને અને નજીકના ઘેર તે જતી ત્યારે તેને સમજાવીને મોકલતાં. હવે તો રૂપાં મોટી થઈ હતી. એ કોઈનું ક્યાં સાંભળે તેમ હતી! તેને ઘેર તો કોઈ આનંદ કરાવે તેમ નહોતું. રૂપાં કલાને ત્યાં ખૂબ જતી. એનાં આખા કુટુંબને તે

**સાચો જીવતર :**

[ લે. શંનાભાઈ પટેલ; પ્રકા. ઉપર મુજબ. મૂલ્ય રૂ. ૩/૫૦ ]

ચરોતરનાં ગામડાંનો—તેમના માનવીનો, ધરતીનો ને વાતાવરણનો તાદૃશ પરિચય કરાવતો આ વાર્તાસંગ્રહ, તેના લેખકનું આ પ્રથમ પુસ્તક જોતાં આવકારને પાત્ર છે. લેખકે ગ્રામજીવનનો સારો અનુભવ ને અવલોકન મેળવ્યાં હોવાથી ગામડાંની ભાષા, ત્યાંનાં માણસોના સ્વભાવ, તેમનાં મન, રૂઢિઓ, વહેમો, માન્યતાઓ, પુરુષાર્થો અને વિકૃતિઓને પોતાની વાર્તાઓમાં યથાર્થપણે ઝબકાવ્યાં છે પ્રત્યેક વાર્તા એવા કોઈ વિષયને કેન્દ્રમાં રાખી પોતાની આસપાસ ગામડાંનાં વિવિધ વર્ણો ને કક્ષાઓમાંથી પાત્રો ઊભાં કરે છે અને તેમનાં સુખદુઃખ કે મથામણોનું ચિત્ર આપે છે 'લોખંડનો ખીલો'માં સાસુના ત્રાસમાંય ગૌરવભર્યું જીવન જીવતી ગ્રામનારીનું ચિત્ર છે, તો 'વગડાનો સાદ'માં દોલતને ઠોકરો મારતા ને વગડાના જીવન તરફ પાછા વળતા એક વાઘરીના મનમાં ડોકિયું છે. 'સાચાં જીવતર'મા માત્ર વિવાહિતા પણ મનથી મેરા સાથે પરણી ચૂકેલી હીરા મેરાના મૃત્યુ પછી સાસરવાસમાં રહી પતિના એકલોકી જીવોની જીવનભર સેવા કરે છે. ગામડાંના યથાર્થ વાતાવરણની પશ્ચાદ્‌ભૂમિકાના ચિત્રમાં લેખકને ગામડાંનાં અબુધ, ભોળાં, અણઘડ, ગંદા, નિરક્ષર માણસોનાં પુરુષાર્થપરાયણ આદર્શ જીવનના અક્ષરો ઊકેલી બતાવવા છે. આમ સંગ્રહની પ્રત્યેક વાર્તા ધ્યેયલક્ષી છે. માંગલ્યનું દર્શન કરવા મથતી લેખકની દૃષ્ટિ ગામડાંની વિકૃતિને પડછે તેની ઉજ્જ્વળ પ્રકૃતિ અને સંસ્કૃતિનું ચિત્ર ઊપસાવી આપણી નજરને તે તરફ વાળે છે. ગામડામા વસતી પછાત કોમોના જીવનમા જીવતરની શી ગીતા છે, તુચ્છ ગણાતાં માણસોનાં જીવતરમાય એવા પ્રસંગો આવે છે કે જે તેમની અંદર સુષુપ્ત રહેલી સંસ્કાર ભાવનાને જાગૃત કરે છે અને એવા નાનકડા પ્રસંગોય તેમની જિંદગીમાં કે ગ્રામજીવનના એકધારાપણામાં કેવુ ઉચ્ચગામી પરિવર્તન લાવે છે, તે આ સંગ્રહની વાર્તાઓમાં બતાવવાનો લેખકનો હેતુ છે.

લેખકની વાર્તાશૈલી સાદી અને સરળ છે. એમનું જીવનનિરીક્ષણ માંગલ્યદૃષ્ટિથી પુનિત છે; વાર્તાઓમાં રજૂ થતા પ્રશ્નો, પ્રસંગો, મથામણો ને ચિત્રો યથાર્થ છે. લેખકની ભાષા પણ ગામડાંની ધરતી જેવી અખંડિત અને તળપદી સુગંધથી સમૃદ્ધ છે. એમને ગ્રામજીવનના પ્રશ્નો–પ્રસંગો રજૂ કરતાંય સરસ આવડે છે. પરંતુ ઘણીખરી વાર્તાઓ માત્ર પ્રસંગાલેખન કે પાત્રચિત્રણથી વિશેષ કલા સાધી શકી નથી. બોધલેખન આદર્શનિરૂપણ કે ગ્રામજીવનનું સંસ્કારદર્શન આપવા જતાં વાર્તાકાર અવાસ્તવિક પ્રસંગોના કે પાત્રોના પલટામાં પડ્યા છે. એમનો હેતુ જેટલો ઉમદા છે તેટલી એ હેતુને સિદ્ધ કરવા જેટલી એમની સર્જનકલા પાણીદાર નથી. વાર્તાનો અંત અણધારી રીતે આવતો હોય, 'પાત્ર, જીવન કે વસ્તુનો પલટો વાર્તામાથી જ ઊગવાને બદલે અદ્ધરતાને ફૂટી નીકળતો હોય એવું ઘણી વાર્તાઓમાં બને છે સાચા, તેજસ્વી, ઝમકદાર ફટાકડા ફૂટવાને બદલે વાર્તાને અંતે તેનાં સૂર્સૂરિયાં થતાં હોય એવો અનુભવ ઘણીખરી વાર્તાઓમાં થાય છે. હેતુ વાર્તાઓમાં વણાઈ જવો જોઈએ તેને બદલે વાર્તાથી જુદો પડી બોધના માળખામાં કે આલેખનના ઢાંચામાં જ પડી રહેતો જણાય છે.

જો કે 'લોખંડનો ખીલો', 'ગોદડીનો ગાભો', જેવી વાર્તાઓ લેખકની વાર્તાકલાના ઉજ્જ્વળ ભાવિની ઝાંખી કરાવે છે અને લેખકની ચરોતરની ભાષા, પાત્રદર્શન, વાતાવરણચિત્રણ, ગ્રામજીવનનું નિરૂપણ વગેરે પરની કુશળતા તો પ્રત્યેક વાર્તામાં જોવાય છે, તો પણ સ્વાનુભવ ઉપરાંત લેખકને નવલિકાનું એકત્વ, સ્વરૂપનું કલાવિધાન અને જીવનદર્શનનું ઊંડાણ સાધવાની કલા હસ્તગત થઈ જાય તો લેખક એક ઉત્તમ વાર્તાકાર નીવડવાની આશા બંધાવે એવી શક્તિ ધરાવે છે.









વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.

૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

## ઊર્મિ-નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૧૪, ગાંધીરોડ : ફ્રીન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ-નવરચના'નું લવાજમ ભરી શકાય છે :—

૧ એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪ વિજય સ્ટોર્સ. ૩૦૮/એ, કાલબાદેવી રોડ, ૩જે માળે, મુંબઈ, ૨
૫ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, રાવપુરા, વડોદરા.
૬ ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.
૭ વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ, આણંદ.
૮ લોકમિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર.
૯ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૦ એલ. કે. મેઘાણી, ૧૪, અમરતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૧ ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સૂરત.
૧૨ સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧
૧૩ વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણ ભવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ, ૧
૧૪ સીટી બૂક શૉપ, પો. ઑ. નં ૧૪૬૦, મોંબાસા. (કેન્યા)
૧૫ જે. એસ. કાનાબાર લિ૦, પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ)
૧૬ જનરલ બૂકસેલર્સ, પો. ઑ. નં. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા)
૧૭ પૉપ્યુલર બૂક સપ્લાય, પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા)
૧૮ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૨૪૬, જિંજા. (યુગાંડા)
૧૯ નિર્મળાબેન ભટ્ટ, પો. ઑ. નં. ૧૨૦, જિંજા. (યુગાંડા)
૨૦ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા)
૨૧ રાવળ બ્રધર્સ, પો. ઑ. નં. ૪૬, નકુરુ. (કેન્યા)
૨૨ છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., પો ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા)
૨૩ રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા)
૨૪ આપાભાઈ પટેલ, પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા)
૨૫ સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા)
૨૬ મોરારજીભાઈ એલ. પટેલ, પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી (દ. રોડેશિયા)
૨૭ ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.)
૨૮ વાલંભીઆ બ્રધર્સ, પો. ઑ. નં. ૮૯, ઝાંઝીબાર (પૂ આફ્રિકા)

તંત્રી : ઈશ્વરલાલ મો. દવે

સંપાદક : જયન્ત પરમાર



'દંપતીનો દિવ્ય પ્રેમ'

ચિત્રકાર : વ્રજલાલ ત્રિવેદી

• અંક ૫

સળંગ અંક ૩૬૫

ઑગસ્ટ ૧૯૬૦

તંત્રી : ઇશ્વરલાલ મો. દવે

સંપાદક : જયન્ત પરમાર



'દંપતીનો દિવ્ય પ્રેમ'

ચિત્રકાર : વ્રજલાલ ત્રિવેદી

૧ • અંક ૫

સળંગ અંક ૩૬૫

ઑગસ્ટ ૧૯૬૦

માનવ મૂલ્યોની પુનઃ પ્રતિષ્ઠા ઝંખતું
"સ્વતંત્ર વિચારધારાનું' માસિક
ગુજરાતનું વિશિષ્ટ 'મોડર્ન રિવ્યુ.'

# વિશ્વમાનવ (શરૂઆત ૧૯૫૮)

સંપાદક : ભોગીલાલ ગાંધી
અઢી વર્ષના ટૂંકા ગાળામાં પોતાનું વિશિષ્ટ સ્થાન
–પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર

**દર વર્ષે મોટી સાઈઝનાં આશરે ૨૦૦ પૃ નો અધ્યયનપૂર્ણ વિશેષાંક**

**નીચેના ગ્રંથો વિશેષાંક તરીકે પ્રસિદ્ધ થઈ ચૂકયા છે.**

વર્ષ ૧–"સર્વોદય વિજ્ઞાન", વર્ષ ૨–માનવ અને પરમાણુ; વર્ષ ૩ ગુજરાત દર્શન, (ગુજરાતનો સર્વ સંગ્રહ)

(ઉપરાંત–" નેહરુ . અણુયુગનો સમન્વયક–ના ૪ લેખો)

× × ×

**દર અંકે આગવાં આકર્ષણ**

**મૂલ્ય વિચાર**–(વિવિધ સમસ્યાઓનું વિશ્લેષણ)

**કવિતાનો આસ્વાદ**–(ગુજરાતના કવિઓની એક એક કૃતિનો વિવેચનાત્મક આસ્વાદ–પ્રા સુરેશ જોષીના કલમે)

**કલાનો આસ્વાદ**–(ચિત્રકલાનો ઉદ્ભવ અને વિકાસની ચિત્રમય શ્રેણી–ગુલામ મોહમ્મદ શેખ)

**સાહિત્યસ્વામીઓ અને આલોચન**–(ગુજરાતને ઘડનારા સર્જકો અને ગ્રંથોની અભ્યાસી લેખમાળા–સં. અનિરૂદ્ધ બ્રહ્મભટ્ટ)

**વિજ્ઞાન ચિંતન**–(વિજ્ઞાનની ઘટના અને સમસ્યાઓનું નવનીત : સં. ડૉ. મધુકર શાહ)

**હમ બેચૈન હૈં**–(અજંપાથી ભરેલા હૃદયવેધક પ્રસંગો)

**પહેલું પાનું**–(સદા સંઘરવા રમરવા જેવા વિચારો)

**કવિતા**–(ગુજરાતની નવી સર્જાતી કવિતાનાં ગુચ્છ)

વાર્ષિક આશરે ૭૫૦ પાનાનું વાંચન
લવાજમ રૂ. ૭–૦૦
છૂટક નકલ રૂ. ૦–૧૨ ન. પૈ.

**ચેતન પ્રકાશન ગૃહ (પ્રા.) લિ.**
રામજી મંદિર પોળ, વડોદરા.

## વિશ્વમાનવ સ્વાધ્યાય ગ્રંથ શ્રેણી

(આ સાહિત્ય વિશ્વ માનવ ગ્રાહકોને વિશેષાંક તરીકે પ્રાપ્ત થઈ ચૂકયું છે.)

[૧]

### ગુજરાત દર્શન

ગુજરાતી પ્રજા, ભાષા, સંસ્કાર, શિલ્પકળા, નાટ્ય, સાહિત્ય, ઇતિહાસ, સંસાર, ઉદ્યોગ, વિજ્ઞાન, આદિ ક્ષેત્રોના નિષ્ણાતોના આધારતભૂત ૨૫ લેખોનો સંપૂટ.

પૃ. ૬૪૨ (૩૨ આર્ટ પ્લેટ) રૂ. ૯–૦૦

[૨]

### નેહરુ : અણુયુગનો સમન્વયક

લે. ભોગીલાલ ગાંધી

નેહરુના સમસ્ત વિકાસ અને ચિંતનનું મૂલ્યાંકન કરતો માહિતી ગ્રંથ. પંડિત સુખલાલજીના પ્રવેશક સાથે

પાન ૨૦૦ રૂ. ૩–૦૦

[૩]

### માનવ અને પરમાણુ

સંપાદકો :–ડૉ. મધુકર શાહ ... સુભદ્રા ગાંધી

'પરમાણુનું સ્વરૂપ' વિનાશક અને મહાયુદ્ધોની ભીષણતા, ભાવિ યુદ્ધની વિનાશકતા; ભવ્ય–સર્જક શક્તિની ભરપૂર માહિતી સાથે.

પા. ૪૬૦ રૂ. ૫–૫૦

[૪]

### સર્વોદય વિજ્ઞાન

સર્વોદયનાં વિવિધ પાસાંઓ, માહિતીઓ અને દૃષ્ટિ રજૂ કરતો એકમાત્ર વિવેચન–ગ્રંથ

પા. ૩૩૬ રૂ. ૩–૫૦

રૂ. ૧૫ માં ૪ ગ્રંથ–પોસ્ટેજ ફ્રી
"વિશ્વમાનવ"ના ચાલુ ગ્રાહકોને
આ ગ્રંથો બુક પોસ્ટ ફ્રી
૩૩⅓ % કમિશનથી
(રજી_ખર્ચના ૦–૫૦ ન. પૈ. વધુ મોકલવા)

—: પ્રાપ્તિસ્થાન :—

**ચેતન પ્રકાશન ગૃહ (પ્રા.) લિ૦**
રામજી મંદિર પોળ, વડોદરા

અંક ૫ : ઑગ૦ '૬૦
સળંગ અંક ૩૬૫
'ઊર્મિ' : વર્ષ ૩૧
'નવરચના' : વર્ષ ૨૫



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૦ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મંગાવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટે, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**'ઊર્મિ—નવરચના'**
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડ. ભાઈલાલ પરીખ, મંગલ મુદ્રણાલય, ફતેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

## વાણીનો સંયમ

માણસની જીભ જ માણસની મોટામાં મોટી દુશ્મન છે. માણસ એના મનમાં ગમે તેટલી વૈરવૃત્તિ, બીજા માટેની હીણી માન્યતા કે કોઈનું કાસળ કાઢવાનાં કાવતરાં રચે તોય જ્યાં સુધી એ બધું એ બોલી ન કાઢે, લખીને વ્યક્ત ન કરે ત્યાં સુધી એ સાચા અને સારા મિત્રમાં ખપે. પણ આમાંનું કંઈક બોલી બતાવે, લખી ચૂકે એટલે સાંભળનાર કે વાંચનારને મન એ દુશ્મન બની બેસે છે. માણસની જીભ, માણસ ધારે તો ઘણું જ જીવનપ્રદાન કરી શકે છે, અને થોડીક પણ વૈરવૃત્તિ, ઈર્ષા, સારું ન જોઈ શકવાની દૃષ્ટિવિહીનતા તેનામાં એવું તો ઝેર રેડી દે છે કે નાની વાતને પણ બોલીને બગાડી મૂકે છે. અને ત્યારે એની જીભ ઉપર થોડોક કાબૂ ન રાખ્યાનો એને વસવસો રહી જાય છે. એકવાર બોલ મોંમાંથી નીકળી ગયા પછી ગમે તેટલી માફી માગવા છતાંય એની જે શૂળ સામાના દિલમાં ભોંકાઈ હોય છે તે નીકળતી નથી. અને ત્યારે આવેશમાં કે વગર વિચાર્યું બોલી નાખવામાં ઉતાવળ, અણસમજ કે આવેશ માટે તો ઘરાઈ ઘરાઈ ને તેને પસ્તાવાનું જ હોય છે. એવું જ ભયંકર પરિણામ આવે છે કોઈક એવા આવેશમાં ક્રોધમાં કોઈને કાંઈક લખી વળવાથી લખેલું વંચાય તેમ બોલેલું સંભળાય. એટલે જ બોલતાં પહેલાં, કાગળ પર એક અક્ષર પણ પાડતાં પહેલાં હજાર વિચાર કરવા પડે તોય કરી લેવા પણ કોઈનું દિલ દુભાય, કોઈનું સ્વપ્ન તૂટી પડે એવું સંભળાવવા કે વંચાવવા આપણે ન ઇચ્છીએ: ન બોલ્યામાં નવ ગુણ જેવું સૂત્ર આપણને આ જ વાણીસંયમ શીખવે છે ને? સુખની વ્યાખ્યા આપણે ન જાણીએ તો ભલે પણ દુઃખની વ્યાખ્યા બીજાને દુઃખી કરીને જાણવાનો લેશ પણ આપણને અધિકાર નથી. આપણે દુઃખી થઈનેય બીજાના સુખને વધાવીએ એમાં જ આપણું ભૂષણ છે. બધા સંયમની જેમ વાણીનો સંયમ પણ માણસને ઉચ્ચાસને બેસાડે છે એ વાતની કોઈ ના નહિ પાડી શકે.

☆

દેવજી રા૦ મોઢા

## બુદ્બુદ

ઝરણીને જલ-વક્ષે
નાજુક બુદ્બુદ
તરલ તણાયે :
સાથેક ને ફૂલ-વતી હો યાત્રા
એવી મનીષા
સહજ વ્યક્ત થઈ જાયે !
નમણો એ બુદ્બુદ મુજ નયણે
કાજળ શો વસી જાયે,
દૃગથી દૂર થનો ના ઘડી સહાયે..

કાચ સમો ક્ષણભંગુર એનો દેહ કહાવે :
સૂરજનાં કિરણો ને રંગો
મેઘધનુના એમાં રમવા આવે.
ભીતર બેઠો ગાયક માગ
અંતરની વીણા પર એનાં ગીત મધુરાં ગાવે
ને મુજને બહલાવે !....

તહીં અચિંત્યું આ શું માંડ્યું બનવા ?
મારી શું સદ્ભવળી હોડી
બુદ્બુદની ડગમગના ?
સૂરજનાં કિરણો ને મેઘધનુના રંગો
નહિ આવે ફરી રમવા ?
એ બુદ્બુદે
દેખાડો દેવો 'તો તે દેવાઈ ગયો ?
સ્મરણોના કાપા કરવા 'તા
તે પણ આજ કરાઈ રહ્યા ?
બુદ્બુદનું અસ્તિત્વ આગવું
અરે ! અરે ! લોપાઈ રહ્યું ?
નિશ્ચલતા મેં આરોપી 'તી શું ચંચલમાં ?
અંધકાર છવાયો કાં સ્થલસ્થલમાં ?
ગળી ગયો શું પળમાં ?
ભળી ગયું જળ જળમાં !
વ્યાપી રહ્યો સુનકાર સકલમાં !

☆

'મિત્રા'

## આશા

તડકો આ આકરો
અસહ્ય એ થનો જતો
તો ય તેને સહર્ષ વધાવતાં
વરસાદના આગમનની રાહ જોતાં.

—એમ જ જીવન નહીં
વિરહ સહેતા આનંદથી
કે કદીક એક જ વાર હો
મિલન માણશું મધુરું અતિ.

☆

પ્રો૦ ઉશનસ્

## તું આવ ઝરુખે

તુ આવ મહેલઝરુખે
ચકોરગણ તરસ્યાને ડાજે બુરખાવિણ વિધુ મુખે—તું૦

જે ક્ષણથી મેળામાં તારા આવ્યાની ચની અફવા,
તે ક્ષણથી અહીં મરુપથમાથે ચની છે મનાદવા
નીચે નજર કરી જો ઊભી મેદની સ્થિર ઉન્મુખે—તું૦

વાત સુણી ત્યાં મઝિતમાં અહીં ઊતરી સૂરત શાદી,
મધપાનો સઘળા મધુ ઢોળી, ફેંકીય નાખી સુરાહી,
ઉત્સવને શાશ્વત કરશું અવ તવ નાનાસન સુખે—તું૦

☆





પ્રા. ગોવિંદભાઈ પટેલ

## ગોકુળ આવો તો

મારે ખોળે ઝુલાવું કા'ન, ગોકુળ આવો તો.
તને ઓછો ઓછો કરું બાળ, ગોકુળ આવો તો.

તારે કાજે ગોરસના ઘડુલા ભર્યા,
તારે કાજે આરતનાં વલોણાં કર્યાં,
તારે કાજે આદરની માળ, ગોકુળ આવો તો.
મારે ખોળે ઝુલાવું કા'ન, ગોકુળ આવો તો.

પેલી પીતાંબરી ઊડી ઊડી જુએ,
પેલી કુંજગલી ભીની આંખ લુએ,
પેલી બંસીનાં ગુંજે ગાન, ગોકુળ આવો તો.
તને ઓછો ઓછો કરું બાળ, ગોકુળ આવો તો.

તને વઢી રૂખડે જરી બાંધી લઉં,
તારા રુદનમાં પ્રણવનાં ગીત લહું,
તારા મુખડામાં જોવાં બ્રહ્માંડ, ગોકુળ આવો તો.
તને હેતે હુલાવું કા'ન, ગોકુળ આવો તો.

*

નાથાલાલ દવાણી

## ચાંદ નહીં એ ક્હાન છે!

કાજળકાળી રાત્રીએ,
કાલિન્દીના આ કાંઠડે,
તેજની બંસી બજાવે
ચંદ નહીં એ ક્હાન છે!

રાધિકા શી રોહિણી
ને ગોપ-ગોપિકા સમા
તારક અને કંઈ તારિકા,
શા તાનમાં ગુલતાન છે!

*

રતિલાલ-અનિલ

## આંબી છે?

સાંભળું છું, હું માનવી! તારી
પ્રાર્થના ને અઝાન—લાંબી છે!
તારા પોકારના ધ્વનિએ શું
સ્વાર્થની હદ છતાંય, આંબી છે?

*

કાન્તિ વડોદરીઆ

## ભેટ

આપી તમે મંગલ ભેટ હીરા
માણેકની, કિન્તુ ન ભેટ માનું—
આભાસ એ માત્ર—ભલે ગણું છું
આભાર તોયે નવ હર્ષ હૈયે;
આશ્ચર્ય છો થાય, છતાંય હું તો
સ્વશક્તિના સર્જનસત્ત્વને જ
માનું ખરી ભેટ સ્વીકારવા સમી—
આવે અહીં: સર્જક કાવ્ય લાવે,
દાણા લઈને કૃષિકાર આવે
ને હોંશથી નાવિક છીપલાં ધરે,
ને ચિત્ર 'લાવે નિજ ચિત્રકાર કો',
સ્વહસ્ત ગૂંથ્યો ઉરની કણી સમો
રૂમાલ ઉષ્માભર પ્રેમિકા ધરે:
સ્વસત્ત્વમાં સર્જન શી ન ભેટ કો'.*

*

*ઇમર્સન ઉપરથી



ડૉ. એસ. આર રાવ

# સિન્ધુ ખીણુ સંસ્કૃતિ

સિન્ધ અને પંજાબની બહારની સિન્ધુ-ખીણુ સંસ્કૃતિ લોથલ ખાતે કરવામાં આવેલાં ખોદકામને પરિણામે મળી આવેલ છે. આ અભ્યાસુ લેખમાં એ વિષયના અધિકારી અને ઉત્તર વિભાગના પુરાતત્ત્વ ખાતાના સુપરિન્ટેન્ડન્ટે વિગત સભર વર્ણન કર્યું છે...

કેટલાક લોકોને એમ થશે કે ઇતિહાસકારો અને પુરાતત્ત્વવિદો સિન્ધુ-ખીણુ સંસ્કૃતિનાં શા માટે ગુણગાન ગાય છે? તેઓ વળી કદાચ એમ પણુ પૂછશે કે લોથલ જેવું એકાદ બીજું સ્થળ ભારતના નકશામાં સ્થાન પામે તેથી વિશેષ લાભ શો થવાનો છે? આ સવાલો મહત્ત્વના છે અને તેથી લોથલ ખાતેની શોધખોળનો મર્મ સમજાવવાની જરૂર છે.

છેક ઈ. સ. પૂર્વે ૨૫૦૦ના સમયમાં પણુ સિન્ધુ-ખીણુ સંસ્કૃતિના લોકો કાળજીપૂર્વક આયોજન કરવામાં આવેલાં નગરોમાં રહેતા હતા. મેલા પાણીના અને વરસાદના પાણીના નિકાલ માટે તેઓ રસ્તા ઉપર અને જમીનની અંદર ગટર બાંધતાં હતાં. તડકામાં સૂકવેલી અને ભઠ્ઠીમાં પકવેલી ઈંટ વડે તેઓ આરામદાયક ઘરો બાંધતા. પ્રત્યેક ઘરમાં સ્નાનગૃહ હોવા ઉપરાંત એઓ સાર્વજનિક સ્નાનગૃહો પણુ બાંધતા. તેમ નગરપાલિકા જેવું તંત્ર વિકસાવ્યું હતું. જે તંત્ર ગટર અને મેલાની કોઠીની વખતો વખત સાફસૂફી સંબંધમાં દેખરેખ રાખતું, તેઓ વ્યાપારનું નિયમન કરતા. તેમણે ચોક્કસ ધોરણનાં વજનો બનાવ્યાં હતાં અને ચિત્રાત્મક લિપિ તૈયાર કરી હતી. તેઓ સમૃદ્ધ અને શાન્તિપ્રિય તેમજ શિસ્તબદ્ધ હતા. તેમણે કોતરણી, કલા, શિલ્પકલા અને માટીનાં વાસણો ઉપર ચિત્રણુ કરવાની કલા વગેરે લલિત કલાઓ વિકસાવી હતી.

પરન્તુ આ મહાન સંસ્કૃતિનો કેવી રીતે અને ક્યાં ઉદ્‌ગમ થયો અને વિકાસ થયો તેમજ ભારતના અન્ય ભાગોમાં એ સંસ્કૃતિ ટકી રહી હોવાની કાંઈ પણુ નિશાનીઓ પોતાની પાછળ મૂક્યા વિના આ સંસ્કૃતિ સિન્ધુ-ખીણુમાં જ શા માટે લુપ્ત થઈ ગઈ તે વિષે આપણે ખાસ કશું જાણુતા નથી. વળી ભારતમાં પશુપતિ, માતા અને લિંગપૂજાની કેટલીક પ્રથાઓ આજે અસ્તિત્વમાં છે તેનો ખુલાસો કેટલીક ખૂટતી કડીઓને કારણે મળી શકતો નથી આ સંસ્કૃતિ જેમની હતી તે લોકો કોણુ હતા, તે વિષે આજે પણુ આપણે કશું જાણુતા નથી અને તેમની ચિત્રલિપિનો અર્થ સમજી શકતા નથી. આ ઉપરાંત ઈ. સ. પૂર્વે ૬ઠ્ઠા સૈકામાં બૌદ્ધકાળની શરૂઆત થઈ તે સમય, અને ઈ. સ. પૂર્વે ૫૦૦ જ્યારે સિન્ધુ ખીણુ સંસ્કૃતિનો લોપ થયેલો મનાય છે, તે બે સમય વચ્ચેનો ગાળો પણુ ભારતનો સળંગ ઇતિહાસ રચવા માટે પૂરવાનું જરૂરી છે.

આવી સબળ સંસ્કૃતિ એકાએક કેવી રીતે નામશેષ થઈ ગઈ? અને એક મહાન નાગરિક સંસ્કૃતિ નિર્માણુ કરવામાં ભારતીય લોકોએ જે પ્રારંભકારક અગ્રભાગ ભજવ્યો હતો, તે પ્રયાસો કેમ ચાલુ ન રાખી શકાયા તે જો આપણે જાણીએ તો ઘણો લાભ થાય એમ છે. આવી કેટલીક સમસ્યાઓના ઉકેલ માટે વિદ્વાનો પ્રયાસ કરી રહ્યા હતા ત્યારે ૧૯૪૭માં દેશના ભાગલા થતાં સિન્ધુ-ખીણુ સંસ્કૃતિનાં બે નગરકેન્દ્રો હરપ્પા અને મોહન-જો-ડેરો પાકિસ્તાનના ફાળે ગયાં. તેથી સિન્ધુ-ખીણુ સંસ્કૃતિના સ્થળો ભારતીય પ્રદેશમાં જ શોધી કાઢવાની મોટી જરૂરત ઊભી થઈ.

કેન્દ્ર સરકારના પુરાતત્ત્વ ખાતાએ સિન્ધુ ખીણની પૂર્વે અને દક્ષિણે આવેલા પ્રદેશોની આ હેતુસર પદ્ધતિપૂર્વકની મોજણી કરવાની એક યોજના તૈયાર કરી. આ યોજનાના એક ભાગ તરીકે શ્રી ઘોષે રાજસ્થાનના ગંગાનગર જિલ્લામાં સરસ્વતી અને દ્રુષદ્વતીની ખીણોની મોજણી કરી અને ૧૯૫૦-૫૧માં ત્યાં હરપ્પા સંસ્કૃતિનાં ૩૦ સ્થળો શોધી કાઢયાં. આ સ્થળોમાં તરખાનવાલા બહુ મહત્ત્વનું છે. ડૉ. શર્માએ પૂર્વ પંજાબના અંબાલા જિલ્લામાં રૂપર ખાતે ખોદકામ કર્યું અને તેમને જણાયું કે એ પણુ હરપ્પા સંસ્કૃતિનું સ્થળ





હતું. તાજેતરમાં તેમણે મિરત જિલ્લામાં આલમગીરપુર ખાતે ખોદકામ કર્યું અને ત્યાંથી તેમને માટીનાં વાસણો તેમજ હરપ્પા સંસ્કૃતિનાં બીજાં પ્રમાણો મળી આવ્યાં.

અહીં મારે એ જણાવી દેવું યોગ્ય છે કે હરપ્પા સંસ્કૃતિ એ શબ્દો સિન્ધુ–ખીણ સંસ્કૃતિના સૌથી વધુ વિકસિત તબક્કા માટે મેં વાપર્યા છે અને હવે પછી આપણે એ અર્થમાં તેનો ઉપયોગ કરીશું.

સિન્ધુ–ખીણ સંસ્કૃતિની દક્ષિણ સીમા ક્યાં સુધી પહોંચે છે, તે જાણવા માટે મેં ૧૯૫૩–૫૪ માં સૌરાષ્ટ્રમાં ઝાલાવાડ જિલ્લામાં ખોદકામ કર્યું હતું અને ત્યાં માટીનાં વાસણો, ઓજારો, આયુધો, ઘરેણાં વગેરે હરપ્પીય વસાહતનાં ચોક્કસ પ્રમાણ મળી આવ્યાં હતાં. આ પરિણામથી અમને પ્રોત્સાહન મળ્યું હતું અને હરપ્પીય લોકોની સિન્ધથી સૌરાષ્ટ્ર તરફની દક્ષિણ દિશામાંની યાત્રા દરમ્યાન તેમણે જે કોઈક સ્થળોએ વસાહતો સ્થાપી હોય તો તે શોધી કાઢવા માટે કચ્છ, કાઠિયાવાડ અને દક્ષિણ ગુજરાતમાં પદ્ધતિસરની વિસ્તૃત તપાસ કરવાની એક યોજના તૈયાર કરવામાં આવી હતી.

આ તપાસ સાર્થક નીવડી હતી. અત્યાર સુધીમાં હરપ્પીય વસાહતના ૬૦ જેટલાં સ્થળો શોધી કાઢવામાં આવ્યાં છે અને તેમાં લોથલ સૌથી મહત્ત્વનું છે. લોથલને લીધે હરપ્પા અને મોહન–જો–ડેરોની ખોટનો બદલો મળી ગયો છે. અહીં ૧૯૫૫ માં ખોદકામ શરૂ થયું હતું જે તાજેતરમાં પૂરું થયું છે. અને એમાંથી હરપ્પીય લોકોના દરિયાઈ વ્યાપાર અને દરિયાઈ પ્રવૃત્તિઓ સંબંધમાં મહત્ત્વના પુરાવા સાંપડ્યા છે. આ ખોદકામનું એક વિશેષ મહત્ત્વનું પરિણામ તે ભારતના ઇતિહાસમાંના અજ્ઞાત સમય (ડાર્ક એજ) ઉપર પડેલો પ્રકાશ છે. આ સંશોધનને પરિણામે ઇતિહાસના આ ગાળામાં એક નવા પ્રકરણનો ઉમેરો થયો છે. સંશોધન ઉપરથી એમ જણાયું છે કે હરપ્પીય સંસ્કૃતિ સિન્ધુ–ખીણમાંના તેના લોપ પછી પણ ૫૦૦ વર્ષ કરતાં વધુ સમય સુધી અવનત દશામાં સૌરાષ્ટ્રમાં ટકી રહી હતી. નર્મદા નદી ઉપર મહેશ્વરમાં તેમજ મધ્ય હિન્દમાં ઉદેપુર નજીક અહરમાં અને પૂર્વ ખાનદેશમાં બહાલ અને દાઈમાબાદમાં બૌદ્ધ સમય પહેલાંની ઉત્તરકાલીન તામ્રઅશ્મયુગીન (કાલકોલિક) સંસ્કૃતિઓનાં જે અવશેષો મળી આવ્યાં છે તેની સાથે સંબંધ જોડતા નવા અંકોડા આ સંશોધનને પરિણામે પ્રાપ્ત થયા છે. હવે આપણે ભારતીય સંસ્કૃતિમાં ટકી રહેલી હરપ્પીય પરંપરાઓ વિષે વધારે સારી રીતે ખુલાસો આપી શકીએ એમ છીએ.

લોથલ એટલે 'મરેલાં માણસોનો ટીંબો.' આ સ્થળ ખંભાતના અખાત નજીક અમદાવાદ જિલ્લામાં સરગવાલા ગામ નજીક આવેલું છે. હરપ્પીય લોકો આ સ્થળ તરફ આકર્ષાયા તેનું કારણ એ હતું કે ત્યાં સુરક્ષિત બારું હતું. પાણી પણ વિપુલ પ્રમાણમાં મળી શકે એમ હતું અને દરિયામાંથી ભોગાવો અને સાબરમતી નદીઓ મારફતે કપાસ અને ઘઉંથી સમૃદ્ધ એવા પશ્ચાત્ પ્રદેશમાં સહેલાઈથી પહોંચી જવાય તેમ હતું. પરન્તુ રેલને લીધે નુકસાન થશે એ સમજી જઈને તેમણે આદથી દસ ફૂટ જેટલા ઊંચા માટીના ચોતરા બાંધ્યા હતા. જેથી શહેરને, સામાન્યતઃ રેલની સપાટી જેટલે સુધી પહોંચે તેના કરતાં વધારે ઊંચી જમીનની સપાટીનો લાભ મળે. આમ છતાં, આ શહેરનો રેલવડે ચાર વાર નાશ થયો હતો. અને બીજી વારની રેલ સૌથી વધુ વિનાશક હતી. ખોદકામને પરિણામે બે સાંસ્કૃતિક તબક્કા વિષે જાણ થઈ છે. એમાંનો પૂર્વકાલીન તબક્કો આ સંસ્કૃતિનો પૂર્ણવિકસિત તબક્કો છે. આ બે તબક્કા લોથલ 'એ' અને લોથથલ 'બી' તરીકે ઓળખાય છે.

નગરઆયોજનનો વિચાર કરીએ, તો જણાશે કે લોથલ પાંચ વિભાગોમાં વહેંચાયલું હતું. દક્ષિણ તરફના ભાગમાં ધર્મ કે સંપ્રદાયનો વડો રહેતો હતો. એનું ઘર વિશાળ હતું, અને તેમાં ઘણા ઓરડા હતા. બજાર કેન્દ્રસ્થ ભાગમાં આવેલું હતું. આ ભાગમાં વચ્ચોવચ્ચ એક રસ્તો આવેલો હતો જેની બન્ને બાજુ

દુકાનો બાંધવામાં આવી હતી. આ દુકાનોમાં તાંબાનું કામ કરનારાની એક દુકાન અને છીપનાની બંગડીઓ બનાવનારની દુકાન પણ હતી. વળી, બહારથી માલની આયાત કરનાર એક વ્યાપારી પણ અહીં રહેતો હતો. એના ઘરમાંથી સ્ટીગાઈટની ત્રણ મુદ્રાઓ, સોનાના ૮ પેન્ડન્ટ અને મેસોપોટામિયા ખાતેના સ્થળોમાંથી મળી આવેલા માટીના વાસણો જેવા રંગેલા માટીના વાસણો તેમજ ચકમકની પતરીઓ અને પથ્થરના વજનો મળી આવ્યા છે. ઉત્તરના ભાગમાં અગ્નિપૂજા માટે બાંધવામાં આવેલા કેટલાક માળખા મળી આવ્યા છે. પશ્ચિમના ભાગમાં કારીગરો માટે રહેઠાણો અને મણકાને લગતી કારીગરી માટેનું એક કારખાનું આવેલું હતું. બધા પાયેપાયા વિભાગો પહોળા અને સીધા રસ્તાઓ વડે જોડાયેલા હતા. શહેરની વાયવ્ય દિશાએ આવેલા સ્મશાનમાંથી ૧૪ કબર ખુલ્લી કરવામાં આવી છે. એમાંની ૩ કબરમાં બબ્બે શબ દાટવામાં આવ્યા હતા. વરસાદનું અને મેલું પાણી જમીન ઉપરની તેમજ જમીનની અંદરની ગટરો મારફતે યોગ્ય સ્થળે વહાવી દેવામાં આવતું હતું. આ જાહેર ગટરો ખાનગી મકાનોના સ્નાનગૃહો સાથે જોડવામાં આવી હતી. ઘરો અને ખાનગી ગટરો બરોબર સીધી હારમાં હતા એ હકીકત તેમજ, ગટરમાંથી કચરો ઉલેચવા માટેના બાકોરાની વ્યવસ્થા (જેથી ગટર પુરાઈ જતી અટકે) આ બન્ને બાબતો ઉપરથી એવું સ્પષ્ટ થાય છે કે આરોગ્યરક્ષાને લગતા નગરપાલિકાના નિયમોનું બરોબર પાલન કરવામાં આવતું હતું.

લોથલ-બી વડે સૂચવાતા સંસ્કૃતિની અવનતિના કાળમાં બાંધકામો તકલાદી હતા અને રસ્તા પણ હારબંધ બાંધવામાં આવેલા ન હતા. જાહેર ગટર તો ભાગ્યે જ અસ્તિત્વમાં હતી. લોકો ગરીબ સ્થિતિમાં હતા. જિન્દગીની કેટલીક સવલતો મેળવવાની તેમની ગુંજાશ ન હતી.

લોથલ-એનું એક મહત્ત્વનું બાંધકામ તે એની ગોદી છે. હડપ્પીય રાજ્યનું ભઠ્ઠીમાં પકવેલી ઈંટનું એવું આ મોટામાં મોટું બાંધકામ છે. એનું એકંદર માપ ૭૧૦ ફૂટ (ઉત્તર-દક્ષિણ) અને ૧૨૦ ફૂટ (પૂર્વ-પશ્ચિમ) છે. આ બાંધકામ લોથલના રહીશો માટે એટલું બધું આવશ્યક હોવું જોઈએ કે જેથી તેમણે તેના બાંધકામમાં ભઠ્ઠીમાં પકવેલી ઈંટોનો ઉપયોગ કર્યો કે જે પ્રકારની ઈંટો પોતાના રહેણાક મકાનોમાં વાપરવાનું તો તેમનાથી પોસાતું ન હતું. ત્યાંનું પાણી ઘણું ખારું હોવાથી તેમજ પાણીની ચડઊતર થતી સપાટી સુધી પહોંચવા માટે કોઈ ઢોળાવ કે પગથિયા રાખવામાં આવ્યા ન હતા. એ ઉપરથી એમ જણાય છે કે આ કોઈ તળાવ ન હતું. કારણ કે ઉનાળામાં જ્યારે પાણીની સપાટી નીચે જાય ત્યારે પગથિયા કે ઢોળાવ વિના માણસ કે જાનવરથી પાણી સુધી પહોંચી શકાય નહિ. વળી મીઠાના પાણી માટે તો અલગ કૂવા પણ ખોદવામાં આવ્યા હતા. બીજે પક્ષે, કેટલીક સાબિતીઓ ઉપરથી એમ દેખાઈ આવે છે કે આ બાંધકામ ભરતી વખતે વહાણોને દાખલ કરવા માટે અને માલ ચડાવવા માટે અને ઉતારવા માટે કરવામાં આવ્યું હતું. પૂર્વ તરફ ઘેરામાં ૨૩ ફૂટ પહોળો ગાળો રાખવામાં આવ્યો છે. જેમાં ભરતી વખતે વહાણો લગભગ તેટલી જ પહોળાઈની એક ખાડી મારફતે દાખલ થઈ શકે. દરિયો તે વખતે વધુ નજીક હતો. વહાણો ભરતીના વખતે સાબરમતીના મુખમાં થઈને ઉપરવાસ દિશામાં માઈલ દોઢ માઈલ જતા જ લોથલ બંદરે પહોંચી જતા હતા. અંદર દાખલ થવાના દ્વાર આગળ નીચી દિવાલને લીધે ઓટના સમયે પાણી ગોદીમાં ભરાઈ રહેતું. અને દક્ષિણના ઘેરામાં પાણી જવા માટેની ખાડી રાખવામાં આવી હતી. તેમાં થઈને ભરતીનું વધારાનું પાણી વહી જતું. વધારાનું પાણી વહી જવાની ખાડીના મુખ આગળ લાકડાનો દરવાજો ગોઠવવા માટે પાડેલા ખાંચા જોવામાં આવે છે અને ખાડીની બાજુની દિવાલોની અંદરના બાકોરામાંથી લાકડાના બળેલા ટુકડા મળી આવ્યા છે. નૈઋત્ય દિશામાં આગળ આવેલા આ ખાડી તેની નીચેના ખડકમાં અત્યારની સપાટી કરતાં ૧૮ ફૂટ જેટલી ઊંડી ખોદેલી છે. આ ખાડી મારફતે ભરતી

વખતનું ગોદીનું વધારાનું પાણી જ નહિ પણ શહેરનું મેલું પાણી પણ વહાવી દેવામાં આવતું હતું. આ બાંધકામ ગોદી તરીકે વપરાતું હતું, તેનો એક બીજો પુરાવો તે ૮૦૦ ફૂટ લાંબો અને ૪૦ ફૂટ પહોળો એવો એક ધક્કો (લોડીંગ પ્લેટફોર્મ) છે. આ ધક્કો પશ્ચિમ બાજુના ધોરાની લગોલગ બાંધવામાં આવ્યો છે. અહીં વહાણો લાંગરવાના થાંભલા દાટવા માટેના તેના બાકોરાં અને શંકુ આકારના કાણાંવાળા પથરા (એન્કર સ્ટોન) પણ મળી આવ્યા છે, મળી આવેલી બીજી એક રસપ્રદ વસ્તુ, તે કૂવાસ્થંભ માટેની વ્યવસ્થા સહિતના વહાણનો એક તેરાકોટાનો બનાવેલો નમૂનો છે.

સ્થાનિક લોકો કેટલાયે કાળથી ગોદી નજીક વહાવટી-માતાની પૂજા કરતા આવ્યા છે, એ હકીકત પણ એમ સૂચવે છે કે લોથલ પ્રાચીન કાળમાં એક બંદર હતું. આજે પણ ખંભાતના અખાતમાંથી સાબરમતી નદીના મુખમાં થઈને વહાણો મોટી બારુ સુધી પહોંચે છે. સાબરમતીનું મુખ લોથલથી માત્ર ત્રણ માઈલ દૂર છે. લોથલથી લગભગ ર માઈલ છેટે આવેલા ભોળાદમાં ભરતી છથી આઠ ફૂટ જેટલી ચડે છે. લોથલની ગોદી અત્યારે ભાવનગર નજીક ઘોઘામાં આવેલી ગોદી કરતાં વધારે મોટી અને વધારે સારી હતી. ઘોઘામાં આજે પણ માતાના ધોરાવડે બંધીઆર બનાવવામાં આવેલી ગોદીમાં ભરતી વખતે હોડીઓ દાખલ થઈ શકે છે, પણ પાણી રોકી રાખવા માટે દિવાલ બાંધેલી ન હોવાથી ઓટ વખતે હોડી કાદવમાં ખૂંપી જાય છે. પણ જો લોથલમાં ખોદવામાં આવી છે તેવી ખાડી (સ્પિલ ચેનલ) હોય, તો વધારાનું પાણી તે ખાડી માર્ફતે વહી જાય.

લોથલ ભારતનાં પશ્ચિમકાંઠા ઉપર એક મુખ્ય બંદર હોવાથી ત્યાંથી એક વખતે મેસોપોટેમિયાનાં અને સિન્ધુ–ખીણ સંસ્કૃતિનાં શહેરો સાથે અને બીજે પક્ષે દક્ષિણ ગુજરાતનાં નાનાં બંદરો સાથે બહોળો વેપાર ચાલતો હતો. લોથલમાંથી ક્રીમ અથવા બફ રંગની સપાટી ઉપર ચોકલેટ રંગના ચિત્રણવાળા અને 'રિઝર્વડ સ્લીપ ટેકનિક' નામની કલાપદ્ધતિ મુજબ ચિત્રણવાળાં માટીનાં વાસણના જે ટુકડા મળી આવ્યા છે, તે મેસોપોટેમિયામાંની ઉરુક અથવા ઉરમાંથી મળી આવેલા ટુકડાઓ સાથે મળતા આવે છે. તીણા નાક અને ચોરસ જેવી દાઢીવાળી એક તેરાકોટાની પ્રતિમા સુમેરિયન ખલાસીઓનો ખ્યાલ આપે છે. લોથલમાંથી તેરાકોટાની બનાવેલી, અને પક્ષી જેવી માનવ આકૃતિઓ મળી આવી છે, તે ઉર ખાતેની પૂર્વકાલીન તેરાકોટા આકૃતિઓ સાથે મળતી આવે છે. સિન્ધુ–ખીણ સંસ્કૃતિની મુદ્રાઓ ઉર ખાતે પણ મળી આવે છે. અને તાજેતરમાં શ્રી. ગ્લોબે બહેરિન ટાપુઓમાં કરેલા સંશોધન દરમ્યાન પણ આવી મુદ્રાઓ મળી આવી છે. આ બધાં પ્રમાણો ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે ઈ. સ. પૂર્વેની ત્રીજી અને બીજી સહસ્રાબ્દિમાં મેસોપોટેમિયા સાથે લોથલને વ્યાપારી સંબંધ હતો.

લોથલના સોનીઓ માટીકામ કરનારા, તાંબાની કારીગરી કરનારા નાની આકૃતિઓ ઘડનારા અને કોતરણી કરનારાઓ, તેમની કલા માટે અત્યંત પ્રશંસાપાત્ર છે. કીડીયાં અને સોનાનો હાર, કાંસાની બનાવેલી કૂતરા અને ભેંસની મનોહર આકૃતિઓ, સુંદર ચિત્રણવાળાં માટીનાં પાત્રો; ગેંડો, બળદ, ગાય, ઘોડો, કૂતરો અને મેંઢાની આબેહૂબ તેરાકોટા આકૃતિઓ અને

[અનુસંધાન ૬૨મા પાન ઉપર]

'સમયનાં ક્ષીર–નીર'નું લખાણ ટપાલમાં આવી શક્યું નહિ હોવાથી આ અંકમાં મૂકી શકાયું નથી.

—સંપાદક

'ધૂમકેતુ'

# અશ્વત્થામા

મહાભારતનાં દરેક પાત્રો એક કથા છે. આ પહેલાં આવેલી એવી થોડીક કથાઓથી વાચકો પરિચિત છે. એવી જ એક વધુ પાત્રકથા આ વખતે મહાભારતના વિશાળ ભંડારમાંથી અહીં આપણને જાણીતા પીઢ સાહિત્યકાર આપે છે જે દરેકને એકસરખી રૂચશે ..

ગુરુ દ્રોણાચાર્યનો ઘરસંસાર અજબ જેવો હતો. પોતાની પાસે વિદ્યાનો પાર નથી. ઘરમાં ગરીબીનો પાર નથી. પોતે ધારે તો એક પળમાં અનેક રાજમુગટો રોળી નાખે. પણ પોતે કોઈ દિવસ ધનુર્વિદ્યાનો એવો ઉપયોગ કર્યો નથી.

પણ એ આખો દિવસ ધનુર્વિદ્યાનું જ શસ્ત્ર લઈને બેઠા રહે. એમાં અનેક અવનવા પ્રયોગો કરે. અનેક મંત્રો સિદ્ધ કરે. અનેક નવી રીતો શોધી કાઢે. પણ જેવી બે કોડી રળવાની વાત આવી, કે એમની બુદ્ધિ કંઈ કામ જ કરે નહિ. એમને થાય કે માણસ આ દુનિયામાં શું જોઈને આ સોનારૂપાની પાછળ ઘેલાં કાઢતો હશે? એમાં એ શું નવું મેળવે છે? એમાં પરાક્રમ શું? એમાં એને નવું આવડ્યું શું?

પણ એક વખત તો એનો પુત્ર અશ્વત્થામા બેઠો રડે. દૂધ માટે રડે. ઘરમાં દૂધ મળે નહિ. માતા કૃપીએ ચોખાના ઓસામણમાંથી એને દૂધ જેવું તો કરી આપ્યું, પણ ભાઈને એ ભાવે નહિ. એટલે બેઠા બેઠા રડે.

ગુરુ દ્રોણના કામમાં ખલેલ પડી ને એ આવ્યા.

'અરે! આ અશ્વત્થામા કેમ રડે છે? શું છે એને?'

'એને દૂધ જોઈએ છે!' કૃપીએ કહ્યું.

'તે આપો ને, દૂધ આપો. એમાં શું?'

'હું એ જ રાહ જોઉં છું....' કૃપી બોલી, 'આપણી એક શત ધનુ ચરવા ગઈ છે. એ આવે એટલે એમે દૂધ જ દૂધ આપી દઉં. ત્યાં સુધી આ મેં તૈયાર કર્યું છે એ દૂધ પી લે એમ કહું છું, તો માનતો નથી ને રડે છે!'

'તમે શાનું દૂધ તૈયાર કર્યું છે?'

'અરે! ચોખાનું ઓસામણ. છે ને દૂધ જેવું? આ દૂધ જ દૂધ છે. બધા ગરીબોનું એ જ સાચું દૂધ છે!....'

દ્રોણાચાર્ય આ સાંભળીને ઊંડા વિચારમાં પડી ગયા. બીજું તો ઠીક, પોતાના છોકરાને દૂધ પણ ન મળે? આ સંસાર કેવો? આ શાસ્ત્ર કેવાં? આ વિદ્યા કેવી?

બસ, એ તો બીજે દિવસે જ ઘરમાંથી ચાલી નીકળ્યા.

ચાલતા ચાલતા એ ગયા રાજા દ્રુપદ પાસે. દ્રુપદ ને એ સાથે ભણેલા. એ રાજા થયો. પોતે ધનુર્વિદ્યાના અભ્યાસમાં ખુવાર થઈ ગયા. ધનુર્વિદ્યા તો એવી પ્રાપ્ત કરી કે જેવી આખા ભારતવર્ષમાં કોઈની પાસે મળે નહિ. પણ વિદ્યા વેચાય નહિ. ને એની મેળે ઘેર બેઠાં વિદ્યા લેવા કોઈ આવે નહિ. એટલે એ વિદ્વાન છતાં ગરીબ રહ્યા. ને ગરીબ છતાં—ભારે સ્વમાની રહ્યા. વિદ્યા તો મફત આપું—બીજી રીતે નહિ.

એ દ્રુપદ રાજાના દરબારમાં ગયા. બંને સાથે ભણ્યા હતા. દ્રુપદ રાજાએ એને એ વખતે કહ્યું હતું કે હું રાજા થાઉં, ત્યારે પાંચાલ-

દેશમાં તમે આવજો. મારાથી થશે તે કામ કરીશ.

રાજાના આ વચન ઉપર વિશ્વાસ મૂકીને દ્રોણાચાર્ય ત્યાં ગયા.

દ્રોણાચાર્યે જઈને એને વાત કરી. પણ રાજા તો બધું ભૂલી ગયેલો. કોણ તું ને કોણ હું, એવી વાત થઈ. દ્રોણાચાર્યે તો આ જોઈને મનમાં એ જ વખતે પ્રતિજ્ઞા લઈ લીધી: 'આનો ગર્વ જો ઉતારું નહિ તો હું દ્રોણાચાર્ય નહિ! અને તે પણ મારા શિષ્યો મારફત. મારે આવવાની જરૂર નહિ.'

પણ હવે દ્રોણાચાર્યે હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું. ત્યાં એના સંબંધી કૃપાચાર્ય રહેતા હતા. કૃપી આ કૃપાચાર્યની બહેન હતાં.

ત્યાં જઈને એમણે રાજકુમારોને ધનુર્વિદ્યા શીખવવાનો વિચાર કર્યો. કૃપાચાર્ય એની વિદ્યા જાણે. પણ બીજા કોઈને આ ગરીબ બ્રાહ્મણ મહા ધનુર્ધર છે, એ ખબર નહિ. એટલે દ્રોણાચાર્યને આમ તો રાજકુમારોના ગુરુ કોણ બનાવે? પણ એમણે એક વખત એવો અદ્‌ભુત પ્રયોગ કરી બતાવ્યો કે બધા એ જોઈને છક્ક થઈ ગયા.

વાત એમ બની હતી કે રાજકુમારો રમત કરતા હતા. ત્યાં એમની સોનાની વીંટી કૂવામાં જઈ પડી.

હવે આ વીંટી કાઢવી શી રીતે? કોઈને કાંઈ ગતાગમ પડે નહિ.

દ્રોણાચાર્ય ત્યાંથી અચાનક જ નીકળ્યા. અને ત્યાં બધા રાજકુમારોને ભેગા થયેલા જોઈને તપાસ કરી.

રાજકુમારોએ વાત કરી. ગુરુ દ્રોણાચાર્ય બોલ્યા: 'તમને કોઈ સાચો ગુરુ મળ્યો લાગતો નથી. જુઓ વીંટી તો આમ કઢાય' એમ કહીને એમણે એક દર્ભની સળી મંત્રીને કૂવામાં નાખી. પછી બીજી નાખી, પછી ત્રીજી. કૂવામાંથી પોતે ઊભા હતા ત્યાં સુધી આ સળીઓની એક હાર થઈ ગઈ. ને વીંટી એને ચોટી ગયેલી, તે એમણે બહાર કઢી આપી!

રાજકુમારો તો આ શક્તિ જોઈને છક્ક થઈ ગયા. પછી તો એ રાજકુમારોને ધનુર્વિદ્યા શીખવવા માટે રહ્યા.

દ્રોણાચાર્ય હસ્તિનાપુરમાં ધનુર્વિદ્યા શીખવાડે છે, એ વાત દેશવિદેશ ફેલાઈ, ને બીજા પણ અનેક કુમારો ત્યાં આવવા મંડયા.

જ્યારે આ રાજકુમારોની શિક્ષા પૂરી થઈ ત્યારે તેમણે ગુરુદક્ષિણા માટે ગુરુ દ્રોણાચાર્યને કહ્યું.

ગુરુ દ્રોણાચાર્યના દિલમાં તો પેલું અપમાન બેઠું હતું. એમણે દ્રુપદરાજાને બંધન કરીને હસ્તિનાપુરમાં લાવવાનું માગ્યું.

ગુરુ જેવા ગુરુ એક વાત ભૂલી ગયા. પોતે જે વાત કરી તે વાતે તો વૈરનો એક એવો અગ્નિ પ્રગટાવ્યો કે એ અગ્નિમાં બધું તો ભસ્મ થઈ ગયું...પણ ગુરુનું પોતાનું તો સર્વસ્વ ગયું. દ્રુપદરાજા બંધનમાં મુકાયો. હસ્તિનાપુરમાં આવ્યો. ગુરુની ક્ષમા માગી. અરધું રાજ ખોયું. માનભંગ થયો. રાજમાં પાછો ગયો.

પણ એના મનમાં એણે પણ વૈર રાખ્યું. ગુરુને હણે એવો પુત્ર મને મળે. એ માટે ભલે



તપશ્ચર્યા કરવી પડે કે રાજ છોડવું પડે. વેર આગળ ચાલ્યું.

એનો એ પુત્ર થયો—એનું નામ ધૃષ્ટદ્યુમ્ન.

હવે આ વેર આગળ વધે છે. મહાભારતનું યુદ્ધ થયું. ગુરુ દ્રોણાચાર્ય એમાં ખરા. એમણે યુદ્ધ પણ જેવું તેવું ન કર્યું. એ યુદ્ધમાં એમણે અભિમન્યુ જેવા વીરને હણ્યો.

પણ અભિમન્યુ તો અર્જુનનો પુત્ર અર્જુન એ વખતે બહારના કોઈ સાથે યુદ્ધમાં રોકાયેલો. એ વખતે દ્રોણાચાર્યે ચક્રવ્યૂહની રચના કરી. કોઈ ચક્રવ્યૂહ ભેદવાનું જાણે નહિ. એક અર્જુન જ એ વાત જાણે. ગુરુ દ્રોણે એને એકને જ એ વિદ્યા આપેલી. એટલે આ સાત કોઠાની સૈન્યરચનામાં જે લડવા જાય તે એવો ફસાય કે એમાંથી નીકળનો નીકળે.

અભિમન્યુ અર્જુનનો પુત્ર. એને આ ચક્રવ્યૂહ ભેદતાં આવડે. એ વિષે એ કાંઈક જાણે. એટલે એને આગળ કરીને પાંડવોએ યુદ્ધ આગળ ચલાવ્યું. પણ એમાં અભિમન્યુ હણાયો.

અર્જુન બહારના યુદ્ધથી પરવારીને આવ્યો ખબર પડી કે અભિમન્યુ હણાયો છે. અને હણનાર સિંધુરાજ જયદ્રથ છે અર્જુને પ્રતિજ્ઞા કરી. કાલે સાંજ પહેલાં કાં જયદ્રથ નહિ, કાં હું નહિ. સાંજ પહેલાં જયદ્રથને હણું નહિ, તો હું જીવતો બળી મરું.

આ વાતની કૌરવોને ખબર પડી. એટલે, એમણે તો જયદ્રથને જ એવી રીતે ગેબ કરી દીધો કે એનો પત્તો જ લાગે નહિ

પણ છતાં છેવટે જયદ્રથને હણીને, અર્જુન પોતાની પ્રતિજ્ઞા પાળે છે.

હવે આવા આ મહાભારતના ઘોર યુદ્ધમાં ગુરુ દ્રોણાચાર્યે ભાગ લીધેલો. પણ ગુરુનો એકનો એક પુત્ર અશ્વત્થામા ઘોર યુદ્ધમાં અશ્વત્થામા નામનો કોઈનો હાથી હણાયો. પણ સૌએ બૂમરાણ કરી મૂક્યું કે અશ્વત્થામા હણાયો! અશ્વત્થામા હણાયો!

ગુરુ દ્રોણાચાર્ય એ સાંભળીને ઘડીભર સ્તબ્ધ થઈ ગયા.

શું પોતાનો પુત્ર હણાયો છે? એને તો કોઈ હણે નહિ એમનો એકનો એક પુત્ર—એ હણાય તો જીવનમાં પછી રહ્યું શું? પછી આ યુદ્ધ શું? પછી જીવવું શું? -

પણ બૂમરાણ કરનારા ખોટું બોલતા હોય તો? સૌથી મોટો અવાજ એમાં ભીમનો સંભળાય. ને એ વારંવાર મોટેથી બોલે, 'અશ્વત્થામા હણાયો, અશ્વત્થામા હણાયો!'

આમાં સાચું શું?

પાંડવોમાં યુધિષ્ઠિરની કીર્તિ એવી કે ભલે ગમે તે થાય, એ કદાપિ એક અસત્ય શબ્દ બોલે નહિ

એટલે ગુરુ એને પૂછવા ગયા.

ગુરુએ જઈને યુધિષ્ઠિરને પૂછ્યું કે અશ્વત્થામા હણાયો છે એ સાચું?

હવે આ પળ ખરેખરી કસોટીની આવી. અશ્વત્થામા હણાયો છે એવો આઘાત જો ગુરુને લાગે, તો ગુરુ દ્રોણાચાર્ય પછી હથિયાર જ છોડી દે! ગુરુને પોતાના એકના એક પુત્ર ઉપર એવો પ્રેમ.

યુધિષ્ઠિર આ જાણે. પાંડવો જાણે. બીજા પણ જાણે. ગુરુ દ્રોણાચાર્ય એવું તો ભીષણ યુદ્ધ





કરતા હતા કે જો આમ ને આમ બે દિવસ પણ એ યુદ્ધ લંબાય તો થઈ રહ્યું ! પાંડવો જીતી રહ્યા, એમનું સૈન્ય પણ જીતી રહ્યું !

એક એક એવી વાત ગુરુની પાસે છે કે એ વાતનો તાગ લેતાં આ આંખો બોડે જાય. ગુરુ એવાં શસ્ત્ર છોડે છે કે સેંકડો હજારોને હિસાબે યોદ્ધાઓ રણમાં ઢળી પડે છે.

એ વખતે સૌએ યુધિષ્ઠિરને કહ્યું કે, જો ગુરુ હથિયાર નહિ છોડે, તો આ યુદ્ધ પાંડવો નહિ જીતે.

અને ગુરુ જો અશ્વત્થામાના મૃત્યુ સમાચારો સાંભળશે તો જ હથિયાર છોડશે. માટે ઝાઝી લપનછપન વિના કહી જ દો કે અશ્વત્થામા હણાયો છે. ને અશ્વત્થામા હણાયો જ છે નાં ?

ભલે અશ્વત્થામા હાથી હણાયો છે, પણ આપણને તો ગુરુ સવાલ, આ પૂછે છે કે અશ્વત્થામા હણાયો છે ? ને આપણે જવાબ આપવો છે કે હા, અશ્વત્થામા હણાયો છે.

આ કપટવાણીના આધાર વિના બીજો કોઈ જ ઉપાય ન હતો.

રાજા યુધિષ્ઠિર એ વખતે એ કસોટીમાંથી પાર ન ઊતરી શક્યા.

આપણે ગુરુના સવાલનો જવાબ વાળ્યો : 'હા અશ્વત્થામા હણાયો છે,' ને પછી પોતાનું મન મનાવવા, બહુ જ ધીમેથી પોતે જ સાંભળે તેમ બોલ્યા, 'નરો વા કુંજરો વા' એટલે કે નર કે કુંજર ! કુંજર એટલે હાથી. ગમે તે હોય.

ત્યારથી ભાષામાં કહેવત પડી ગઈ 'નરો વા કુંજરો વા' એટલે જાણતા હોઈએ છતાં ન જાણતા હોય તેમ વર્તવું, એ નરો વા કુંજરો વા ! પણ ગુરુ દ્રોણાચાર્યે એ સાંભળીને તરત શસ્ત્ર છોડી દીધાં. અને પોતે જાણે કાંઈ ન હોય તેમ સમાધિમાં બેસી ગયા. એમને પ્રાણત્યાગ કરવો હતો.

પણ એ વખતે ધૃષ્ટદ્યુમ્ને એમને હણી નાખ્યા.

પેલા વેરનો અગ્નિ આગળ વધ્યો. મહાભારતનું યુદ્ધ તો પૂરું થયું. પાંડવો જીત્યા. કૌરવો હાર્યા. પણ ગુરુ દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાના દિલમાં, એ મહાભારત કરતાં પણ મોટું મહાભારત હવે શરૂ થયું.

એને ક્યાંય ચેન નથી. આરામ નથી. મનમાં શાંતિ નથી.

દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને જે રીતે એના પિતાને હણ્યા—એ વાત સાંભળીને એના રોમે રોમમાં વેરનો અગ્નિ પ્રગટ્યો છે.

એને થાય છે—હવે તો હું ઘોર વેર લઉં કે —જેમાંથી કોઈ દિવસ કોઈ ઊંચે આવી શકે જ નહિ. પછી કોઈ વેરનું નામ જ લઈ શકે નહિ.

મહાભારતનું યુદ્ધ પૂરું થયું, છેલ્લું યુદ્ધ ભીમ અને દુર્યોધને—ગદાયુદ્ધ કર્યું. એમાં દુર્યોધન પડ્યો. મર્યો નહિ પણ એની જાંઘ ભાંગી ગઈ હતી. તે હવે આજકાલ હતો. ગદાયુદ્ધનો નિયમ કે કમરની નીચે ઘા કરવાનો નહિ પણ ભીમે તો દુર્યોધનને જાંઘ ઉપર ઘા કરીને મૃતપ્રાય કરી નાખ્યો. એ ધર્મયુદ્ધ ન હતું પણ બીજી બાજુ ભીમની પ્રતિજ્ઞા હતી, દુર્યોધનની જાંઘ ભાંગી નાખવી.

એટલે એના મનથી એ વાત બરાબર હતી. પણ અશ્વત્થામ એ એ વાતમાંથી જ પોતાનું વેર વાળવાનું નક્કી કર્યું. તે રણભૂમિમાં રાજા દુર્યોધનની પાસે ગયો. જઈને એને કહ્યું : ' હું બધા જ પંડવોને હણી નાખું. ધૃષ્ટદ્યુમ્ને મારા પિતાને હણ્યા છે. અન્યાયથી હણ્યા છે. એનું વેર મારે લેવાનું છે માટે મને તમે આજ્ઞા આપો. '

દુર્યોધને એ જ વખતે, એને સેનાપતિ તરીકે નીમ્યો એટલે કે યુદ્ધ જાણે આગળ ચાલ્યું. પણ હવે તો ત્યાં લડવાવાળા કોણ હતા ?

અશ્વત્થામા, એના મામા કૃપાચાર્ય, અને કૃતવર્મા દ્વારકાનો મહાન સેનાપતિ, એ ત્રણ જણ. હવે યુદ્ધ આગળ કેમ ચલાવવું એનો વિચાર કરવા એક વૃક્ષ નીચે ગયા.

ત્યાં વિચાર કરતાં કરતાં રાત પડી ગઈ. પણ સૈન્ય નહિ. કોઈ મહાન રણયોદ્ધો નહિ. કોઈ વ્યૂહ નહિ. અને યુદ્ધ આગળ ચાલે શી રીતે ? ચલાવે કોણ ? એટલે એમણે 'જીવન મરણ વચ્ચે ઝોલા ખાતા દુર્યોધનને આશ્વાસન તો આપ્યું હતું કે, યુદ્ધ આગળ ચાલશે, પણ હવે એમને માટે ભોં ભારે થઈ પડી. સામે મોંએ તો એક ઘડી પણ યુદ્ધ ચાલે નહિ સામે અર્જુન હતો. આંહી કોઈ ન હતું. ગુરુ દ્રોણ ગયા. ભીષ્મપિતામહ ઢળી પડયા કર્ણ પડયો. દુર્યોધન જીવન મૃત્યુમાં હતો. કોણ હતું ? કોઈ જ ન હતું.

યુદ્ધ લડે કોણ ? ચલાવે કોણ ? સૈન્યને દોરે કોણ ? સૈન્ય કોના નામે ઉત્સાહ પામે ? અને સૈન્ય હતું કયાં ?

એટલે એ વિચારમાં ને વિચારમાં સંધ્યા પડી ગઈ. રાત આવી. આકાશમાં તારા નીકળ્યા. બધે અંધકાર થઈ ગયો.

પણ માણસનું મન કેવું અજબ છે ? જ્યારે જે રંગ પકડયો કે એ રંગમાં, એ રંગાઈ જાય. અશ્વત્થામાના મને વેરનો રંગ પકડયો હતો. એને તો વેર લેવું હતું. પાંડવોને હણવા હતા. દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદી, દ્રૌપદીના પુત્રો, એ બધા જ એના અરિ હતા. એમને હણવા હતા. એવામાં આ અંધકારમાં એક ચમત્કાર બન્યો. ચમત્કાર તો કાંઈ નહિ, હમેશાં બને છે એવી વાત જ બની. પણ અશ્વત્થામાના મનને, એ વાને નવી જ દિશા સૂઝાડી દીધી. જાણે એ ઘટનાએ એને કહી દીધું કે વેર લેવાવાળા, આમ લે છે !

એવું ત્યાં શું બન્યું હતું ?

જે વૃક્ષ નીચે એ ચુપચુપ ઊભો હતો, ને સૈન્ય વિના, સેનાપતિ વિના, યુદ્ધ વિના, યુદ્ધ લીધા વિના, પાંડવો કેમ હણાઈ જાય, એનો વિચાર કરતો હતો. ત્યાં એ વૃક્ષની ઉપર, કાગડાઓનો માળો હતો. કાગડા ત્યાં નિરાંતે રાત ગાળે. અત્યારે પણ એ બધા નિરાતે સૂતા હતા. બધી સીમ સૂઈ ગઈ હતી. જળ પણ જંપી ગયાં હતાં.

જાગતા હતા, માત્ર આ ત્રણ જણા કારણ કે એમના મનમાં વેરની ધૂન હતી !

વેરના જ વિચાર એમને આવતા હતા. એ વખતે આ નિરાંતે સૂતેલા કાગડાઓ ઉપર એક ઘુવડ આવી ચડયું.

એણે તો આવીને તરત કાગડાઓને એક પછી

એક પીંખવા જ માંડ્યા. કો કો થઈ પડ્યું. પણ ઘૂવડ તો કાંઈ ન હોય તેમ, એમને અંધારામાં પીંખતું જ રહ્યું. એ અંધારામાં જોઈ શકે. કાગડાઓ માટે તો અંધારું એ અંધારું. એટલે એ બધા ટપોટપ મરવા માંડ્યા!

અશ્વત્થામા તો આ જોઈ જ રહ્યો. એના મનમાં કૈંક વિચારો આવી ગયા. તેણે આ વાતમાંથી તરત જ પોતાનો રસ્તો શોધી લીધો. કુદરત પણ માણસને એ જ વાત આપે છે, જે વાત માટે માણસનું મન તૈયાર હોય છે! અશ્વત્થામાને આમાંથી વૈરની પ્રેરણા મળી. વૈર કેમ લેવાય તે સૂઝ્યું.

તેણે તરત કહ્યું: 'મામા! આપણું કામ પતી ગયું સમજો. આજ રાત્રે પાંડવો નહિ હોય. પાંચાલો પણ નહિ હોય. દિવસ ઊગ્યે દુર્યોધન રાજા, આનંદ પામશે. આપણે ચાલો. વાત મળી ગઈ.'

કૃપાચાર્યે કહ્યું: 'પણ શું વાત મળી ગઈ છે અશ્વત્થામા?'

'આ જ. જે આંહીં બની તે!' અશ્વત્થામાએ કહ્યું: 'સૂતા હોય ત્યાં, બધાને હણી કાઢીએ. ચાલો!'

'હેં? અશ્વત્થામા! યુદ્ધ વિના એમને હણી કાઢવા? અને તે પણ ઊંઘતા હોય ત્યારે? એ તો રાક્ષસ પણ ન કરે. તો તો આપણામાં ને ખૂનીમાં ફેર શું?'

'આપણામાં ને ખૂનીમાં ઘણો ફેર મામા! તમે સમજો નહિ. ખૂનીનો મહાન પિતા ન હોય. મહાન પિતા હોય તો એને આમ વિશ્વાસઘાતથી હણનારા કોઈ ન હોય. વિશ્વાસઘાતનો બદલો વિશ્વાસઘાત. ચાલો!'

'અરે! પણ અશ્વત્થામા! આપણે રૌરવ નરકમાં પડીશું!'

'નરક મળશે, મૃત્યુ પછી મામા! અને આપણે તો જીવતાં વૈરનો આનંદ લઈ લેશું. ચાલો, હવે વેદિયાવેડા કરો માં. વખત બહુ ઓછો છે!'

અશ્વત્થામાએ તો તરત જ પ્રયાણ પણ કર્યું. કૃતવર્મા કૃપાચાર્ય પણ એમની પાછળ ચાલ્યા. એ સેનાપતિ હતો.

અશ્વત્થામાએ આડે અવળે માર્ગે પાંડવોની છાવણીમાં પ્રવેશ કર્યો. યુદ્ધ સમાપ્ત થઈ ગયું હતું. પાંડવોનો વિજય થયો હતો. અઢાર અઢાર દિવસનો થાક હતો. હવે યુદ્ધ કરવાપણું હતું નહિ. એટલે તમામ જે જ્યાં તે ત્યાં, ગાઢ નિદ્રામાં ગમે તેમ પડ્યા હતા.

હવે યુદ્ધ છે નહિ—એ નિશ્ચિંતતાથી સૌ ગમે તેમ લોટી ગયા હતા.

અશ્વત્થામા તો ધૃષ્ટદ્યુમ્નના શયનમંદિર પાસે જ આવી પહોંચ્યો. ત્યાં પણ સૌ હવે અ-સાવધ હતા.

અશ્વત્થામાએ અચાનક જ હુમલો કર્યો. અને જે આવે તેને હણવા જ મંડ્યો. દ્રૌપદીના પાંચ નાના પુત્ર આંહીં સૂતેલા. એ દોડતા આવ્યા અશ્વત્થામાએ એમને હણી નાખ્યા.

મોટું રમખાણ મચી ગયું. હાહાકાર થઈ ગયો. જે સામે આવ્યો તે ઊડ્યો જ છે—એવી જ વાત અશ્વત્થામાએ રાખી. પછી સામે આવનાર, ગમે તે હોય!



અશ્વત્થામા આમ ભયંકર સંહાર કરીને છટકી ગયો. કૃતવર્મા કૃપાચાર્યે આગ લગાડી દીધી હતી. એટલે તો કોઈને શું કરવું, કોને પકડવો, કાંઈ સૂઝતું જ ન હતું.

પ્રભાત થતાં થતાંમાં તો ત્રણે જણા, દુર્યોધન પાસે પહોંચી ગયા.

કેવો સંહાર થઈ ગયો હતો. તે વાત કરી. કોઈ પ્રખ્યાત યોદ્ધો જીવતો રહ્યો ન હતો. હવે જીવતા રહ્યા પાંડવો—અને પોતે ત્રણ. ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, પાંડવોના પુત્રો, બીજા અનેક યોદ્ધાઓ બધાને એમણે હણી નાખ્યા હતા.

એ સાંભળીને દુર્યોધને શાંતિથી પ્રાણ છોડયા! જાણે એનું વેર પૂરું થયું હોય! અશ્વત્થામાએ આ મહા સંહાર કર્યો છે. એ ખબર પડતાં, તો સવારે પાંડવોના શિબિરમાં હાહાકાર થઈ ગયો!

દ્રૌપદીનું રુદન તો દેખ્યું જાતું નથી. કોઈ મળે નહિ. કોઈ જીવતો રહેતો ન હતો. માત્ર અભિમન્યુની પત્ની ઉત્તરા—એને જો પુત્ર જન્મે, તો પાંડવોનો એ વારસ. બાકી કોઈ વારસ મળે નહિ! વારસ કુમારો સાફ થઈ ગયા હતા.

અશ્વત્થામાને, અર્જુને પાછળ પડીને પકડી તો પાડયો—પણ હવે શું? એને હણવાથી પણ શું? રુદન કરતાં દ્રૌપદી પાસે એને આણ્યો પણ દ્રૌપદીએ ગદ્ ગદ્ કંઠે કહ્યું: ' એની માને એ એકનો એક છે. વળી ગુરુપુત્ર છે. વળી બ્રાહ્મણ છે. એનાં કર્યાં એ, ભોગવશે, એને છોડી દો!' દ્રૌપદી એ વખતે જાણે માતાનું હૈયું ધારી રહી.

અશ્વત્થામાને અર્જુને છોડી મૂકયો. પણ એનું ઘણું ઘણું અપમાન સૌએ કર્યું.

પણ એને પોતાના ઘોર કામનો બદલો વિચિત્ર રીતે મળ્યો છે!

એને મૃત્યુ નથી. એ ભટકયા જ કરે—ભટકયા જ કરે! ઘોર ભયંકર રણમાં—જંગલમાં એ ભટકયા જ કરે! કૃષ્ણે એને આવો શાપ દીધો હતો.

અને એ કઈ સ્થિતિમાં ભટકે? એને માથે માખીઓ બણબણતી હોય, લોહી વહેતું હોય, એ પળે પળે મૃત્યુ માગતો હોય ને મૃત્યુ કયાંય દેખાતું ન હોય!

એને મરવું હોય. પણ એને માટે મૃત્યુ ન હોય. એનાથી મરાતું નથી.

આ છે, એના ઘોર કર્મનો બદલો. વૈરનો વારસો!



કારપીયન સમુદ્રમાં તાજેતરમાં એક નવો ટાપુ દેખાયો છે. આ ટાપુ લગભગ ૨૫૦ થી ૩૦૦ મિટર જેટલો પહોળો છે સમુદ્રના કાંઠાથી એ લગભગ ૧૮૦ કિલોમિટર દૂર છે. કારપીઅન સમુદ્રના પેટાળમાં એક એવો જ્વાળામુખી પર્વત છે કે જેમાથી લાવાને બદલે માટી નીકળે છે એ પર્વતના ફૂટવાને કારણે આ ટાપુ ઉદ્ભવ્યો છે.

આ ટાપુની બીજી ખૂબી એ છે કે છેલ્લા સાઠેક વર્ષમા આ ટાપુ વારંવાર દેખાય છે અને પછી પાણીમાં ડૂબી જાય છે. સૌથી પ્રથમ તો છેક ૧૮૯૮મા આ ટાપુ દેખાયો હતો. પછી સમુદ્રના મોજાંથી ધોવાઈને એ અદૃશ્ય થઈ ગયો હતો. ફરી એ ૧૯૩૦મા દેખાયો હતો અને પાછો અદૃશ્ય થઈ ગયો હતો. ત્યારબાદ ૧૯૫૨માં એ દેખાયો હતો અને એ જ પ્રમાણે લુપ્ત થઈ ગયો હતો.

ત્યારબાદ ફરી આ વર્ષે એ ટાપુ દેખાયો છે.



ઈશ્વર પેટલીકર

# વિજયનું સુખ

જીવન એ કુરુક્ષેત્ર છે. એમાં કેવળ બહાર જ યુદ્ધ આપવાનું હોય છે તેવું નથી. કુટુંબની અંદર તો પોતાની જાત સામે યુદ્ધ આપવાનું હોય છે. જે પોતાની જાત સામે યુદ્ધમાં જીતે છે તે જ વિજયનું સાચું સુખ પામે છે એ સમજાવતો પત્રોત્તરાત્મક આ લેખ છે,...

[ હાલ મારી ઉમ્મર ૩૫ વર્ષની છે. પરંતુ જ્યારે મારું લગ્ન થયેલું ત્યારે લગ્નને યોગ્ય સમજનો અભાવ કહી શકાય. લગ્ન પછી તરત જ પત્નીની સાથે અણબનાવના પ્રસંગો ચાલ્યા કર્યા. જેમ જેમ સમજ આવતી ગઈ તેમ તેમ માનસિક અંતર ખૂબ જ વધતું ચાલ્યું તે ત્યાં સુધી કે આજથી પાંચ વર્ષ પહેલાં એક છોકરી સાથે પ્રેમમાં પડ્યો. અમે બંનેએ બહાર ચાલ્યાં જઈને લગ્ન કરી નાખવાની તૈયારી પણ રાખેલી. પરંતુ એ યોજના પાર પડે તે પહેલાં છોકરીનાં માબાપને ગંધ આવી ગઈ.

બાદ બે વર્ષ સુધી તો કશી સૂઝ જ પડી નહિ. દુઃખનું ઓસડ દહાડા એ ન્યાયે એ અસરો કાંઈક જ ઓછી થઈ. પણ સોબતનો અભાવ કાયમ સાલ્યા કરતો હતો. નવી જગા શહેર નથી કે મારા વતન જેવો કસ્બો પણ નથી, પરંતુ પાંચેક હજારની વસ્તીવાળું મોટું ગામ છે. અહીં એક પાત્ર સાથે પ્રસંગમાં આવ્યો. પરંતુ એ મનોરથ પણ આ માગશર મહિનામાં ભાંગીને ભુક્કો થઈ ગયા. એના વડીલોએ એનાં લગ્ન લીધાં. મને આ ઘાથી કાયમ આપઘાતના વિચારો આવ્યા કરે છે. આપઘાત નથી કરી શકતો ફક્ત એક જ કારણે કે મારી ભૂલના પરિણામે મેં ત્રણ જીવોને આ પૃથ્વી ઉપર ઉતાર્યા છે. જેમના ઉછેરની અને તેમને સંપૂર્ણપણે ઠેકાણે પાડવાની જવાબદારી મારી છે. જેમાંથી હું છટકી શકું નહિ. મારી પત્ની સાથે મારે ક્યારેય મનમેળ થઈ શક્યો નથી અને મનમેળ થઈ શકશે કે કેમ, એ શંકાની વાત છે.

કૉલેજ અને શાળાકાળ દરમિયાન હું જે પ્રવૃત્તિમાં ભાગ લેતો હતો, એ મારો ઉત્સાહ અને ધગશ આજે સાવ લુપ્ત થઈ ગયાં છે. જીવન એક ઘસડબોળો થઈ પડ્યું છે. બીજા પાત્રની ખોજમાં મારો આશય વિષયવાસનાથી બિલકુલ પર રહેવાનો છે.

આપની સલાહ માગું છું કે મારી આ Opposite Sexની ભૂખ વ્યાજબી છે કે કેમ? આપ તો કહેશો કે વ્યાજબી નથી, છતાં આપ જરૂર સમજી શકતા હશો કે તે છતાં પણ એ ભૂખ હમેશાં રહેવાની. તો હવે એને માટે બે રસ્તા રહ્યા (૧) એ ભૂખ ભાંગવાનો ઉપાય અને (૨) એ ભૂખ ખોટી ભૂખ છે એ સચોટ દલીલથી મને સમજાવવાનો.

માનસિક દર્દ ખૂબ પીડા કરે છે અને હજુય આ લખું છું ત્યારે આપઘાતના વિચારો તો ચાલુ જ છે. આપના 'ધૂંપસળી' પુસ્તકના વાચનમાંથી ફક્ત શરીરથી જીવવાની પ્રેરણા મેળવી શક્યો છું.]

કૉલેજનું શિક્ષણ લીધેલા યુવકોને પોતાનું રૂઢિથી થયેલું લગ્ન સુખ નથી આપતું ત્યારે એનો દોષ એ કાચી ઉમ્મરે થયેલા લગ્નમાં જુએ છે, પત્નીના ઓછા ભણતરમાં જુએ છે, સ્વભાવદોષ અને મનના અમેળમાં જુએ છે. ઘણા યુવકો કૉલેજકાળ દરમિયાન પ્રેમમાં પડી પ્રેમિકા સાથે પરણવાની મહેચ્છા પણ સેવતા હોય છે. કોઈ કોઈ એવા પ્રેમથી પરણી શકે છે તો કોઈ કોઈ ઉચ્ચ શિક્ષણ લીધેલી યુવતી જ્ઞાતિમાં હોવાથી તેને પરણી શકે છે. પરંતુ મોટા ભાગને તો વગર પરિચયે પ્રેમ સિવાય, પોતાનાથી ઓછું ભણેલી અગર અભણ છોકરી સાથે પરણવાનું મળે છે. સ્ત્રી વર્ગને સમાજે પછાત રાખ્યો છે અને છોકરાઓ જેટલી છોકરીઓની કેળવણીનું પ્રમાણ નથી ત્યાં સુધી એ સ્થિતિ અનિવાર્ય પણ છે.

ઉપરના ટૂંકાવેલા પત્રમાં પણ યુવકની એ મનોદશા જોવા મળે છે. એમનું લગ્ન થયું ત્યારે સમજનો

અભાવ હતો તે પત્ની સાથેનો અણબનાવ અને માનસિક અંતર વધતું ગયું તે કારણ જણાવ્યાં છે. આ અસંતોષમાંથી એમને બીજી સ્ત્રી તરફનું જેને આકર્ષણ કહી શકાય તે શરૂ થયું છે. એમાં નિષ્ફળતા મળતાં બીજું પાત્ર શોધ્યું અને તેય ચાલ્યું જતાં આજે એ આપઘાત સુધીની નિરાશાએ પહોંચ્યા છે અને સાથે સાથે એ પત્ની સાથેના સંબંધથી ત્રણ બાળકોના પિતા થયેલા છે અને ચોથાના થવાની તૈયારીમાં છે. આ કારણે એમનું મન આપઘાત કરતાં પાછું પડે છે. એ એમની વિચારસરણી જેમ સમજભરી છે તેમ એથી આગળ વધી એમણે પરસ્ત્રીના આકર્ષણથી અલિપ્ત રહેવા પણ એટલા જ દૃઢ મનોબળથી કોશિશ કરવી જોઈએ.

એક બીજાના નિકટના પરિચયમાં આવી પ્રેમભાવના જાગ્યા પછી પુખ્ત ઉમ્મરે પરણવાનું પ્રાપ્ત થાય તે સ્થિતિ જરૂર આવકારપાત્ર છે. રૂઢિના આજના લગ્ન કરતાં એ સ્થિતિ સારી નથી તેમ ઉતારી પાડવાની કોઈ જરૂર નથી. પરંતુ એવા પ્રેમલગ્નથી પરણનારના જીવનમાં કંઈ પ્રશ્ન ઊભા નહિ થાય અને તેમને અસંતોષ નહિ જ રહે તેમ માનવાનું કોઈ કારણ નથી. આ પત્રમાં દુઃખી લગ્ન અંગે જે કારણો યુવકે જણાવ્યાં છે તે પ્રેમલગ્નમાં પણ બનવા એટલો જ સંભવ રહેવાનો છે. સમજથી પરણેલો યુવક જ્યારે આમ દુઃખી થાય છે ત્યારે એ પણ કહેતો હોય છે કે આજે જેટલી પૂરી સમજ છે તેટલી તે વખતે નહોતી. એવા લગ્નમાં અણબનાવ અને માનસિક અંતર પડવાનું એવું જો ન હોત તો પશ્ચિમમાં જ્યાં પ્રેમ થયા પછી લગ્ન થાય છે તે બધાં સુખી લગ્નો હોત અને કોઈને ફરિયાદ કરવા જેવું ન હોત. પરંતુ ત્યાં છૂટાછેડાનું પ્રમાણ આપણા કરતાં વિશેષ છે. તે બતાવે છે કે કેવળ પ્રેમલગ્નથી પ્રશ્ન પતી જતો નથી.

ફિલસૂફ, તત્ત્વચિંતક અને રાજદ્વારી આગેવાન શ્રી સી. રાજગોપાલાચારી "પ્રેમ અને લગ્ન" એ વિષયની ચર્ચા કરતાં લખે છે કે 'લગ્ન થયું એટલે બધું પતી ગયું એમ માનવું તે મૂર્ખાઈ છે. ખરું કુરુક્ષેત્ર લગ્ન પછી જ આવે છે. એ પ્રેમલગ્ન હોય કે રૂઢિલગ્ન હોય, સાચું યુદ્ધ તો પછી જ ખેલાય છે! એ યુદ્ધમાં તમે જીતો નહિ ત્યાં સુધી સુખી નથી. માનસિક શુદ્ધિ સામેના કેટલાય પડકાર આપણે ઝીલવાના હોય છે. શું મહોલ્લામાં કે શું ગાડીમાં, શું સભામાં કે શું સામાજિક મિલનોમાં દરેક એવી ઘણી વ્યક્તિઓના પરિચયમાં આવે છે કે જે પ્રેમને યોગ્ય હોય છે. આવા વખતે પોતાની પરિણીત પત્નીને ત્યજવાના વિચારોય મનમાં જન્મશે. આવા સમયે દરેકે કટિબદ્ધ બની આવા સૌ શત્રુઓને દામવા જોઈશે.'

આ યુવકે પત્ની અંગે અસંતોષ વ્યક્ત કર્યો છે તેવું જ્યારે મનમાં આવે ત્યારે પત્નીના સ્વભાવદોષની પાછળની જે ભાવના રહી છે તે જોવાનો પ્રયત્ન કરવામાં આવે તો પુરુષ એના પ્રત્યેની વફાદારી સમજશે. એ જ વિષયની ચર્ચામાં શ્રી રાજગોપાલાચારીએ જુવાન મિત્રોને સંબોધી કહ્યું છે: 'જુવાન આદમી! એક જુવાન છોકરી માબાપનું ઘર છોડી પત્ની તરીકે તારે ઘેર આવે છે તેનો તેં કદી વિચાર કર્યો છે ખરો? તદ્દન અજાણ્યા ઘરમાં એ આનંદપૂર્વક પ્રવેશે છે તેમાં એ કેટલી હિંમત દાખવે છે? તારા પર એણે પોતાની શ્રદ્ધા ટેકવી છે. પરિણીત જુવાને આ વાતનો ખ્યાલ કરવો ઘટે છે. આટલી હિંમત અને નિશ્ચય કોઈ પુરુષે દાખવ્યાં છે ખરાં? પુરુષને આ હિંમત ને આત્મબળનો એક વખત ખ્યાલ આવી જાય તો એ એના પ્રત્યેની પોતાની ફરજ સમજી જશે.'

આ યુવકને પત્ની તરફની ફરજ ઊભી નથી થઈ, પણ બાળકો તરફની ફરજ ઊભી થઈ છે. એ જવાબદારીને લીધે એ આપઘાત ન કરતાં જીવે છે તે પૂરતું નથી. એણે એવું જીવવું જોઈએ કે જે બાળકોને પણ પ્રેરણારૂપ બને. એ ફરિયાદ કરે છે કે પત્ની પ્રેરણારૂપ બની શકે તેમ નથી. પરંતુ એ પોતે પત્ની માટે પ્રેરણારૂપ બની શકે તેવું જીવન ગાળતું નથી તેનું શું? પ્રેરણારૂપ કેવળ પત્નીએ બનવાનું છે અને પતિએ નહિ?

પત્ની તો વિકાસ પામેલી નથી એમ માનીએ. પણ પતિએ તો વિકાસ સાધેલો છે. એ સ્થિતિમાં પ્રેરણારૂપ બની શકે- તેમ વફાદારીપૂર્વક જીવવાની એની ફરજ નથી શું ? એ સ્ત્રી માટે જ નહિ પણ પોતાનાં બાળકો માટે પણ એ જરૂરી છે..

પતિ અને પત્ની એકબીજાનાં પ્રેરણારૂપ બની શકે તો સોનામાં સુગંધ ભળી ગણાય. પરંતુ એવી આદર્શ સ્થિતિનો પ્રેમ પામવો એ દોહ્યલું છે. જેમને શરૂઆતમાં પ્રેમ લાધે છે અને તેને વશ થઈ ને એ પરણે છે, તેમાંથી અપવાદરૂપ જ યુગલ એક બીજાને પ્રેરણારૂપ બની રહે છે. બાકી બીજાને તો ઓછેવત્તે અંશે એકબીજાના સ્વભાવદોષ નિભાવી લેવાના હોય છે, વફાદારીની ફરજને લીધે એ નિભાવી લેવાની જેમ જેમ ટેવ પડતી જાય તેમ તેમ એ સ્થિતિ એવી સ્વાભાવિક આવી જાય કે એ પોતે બીજાને નભાવી લે છે, સહી લે છે, એ ખ્યાલ જ એના મનમાંથી નીકળી જાય છે. એને સાથી અંગે ફરિયાદ રહેતી નથી.

સાથી તરફથી પ્રેરણા મળે તો હરખવા જેવું છે. તેમ પ્રથમ કહ્યું, પણ જો ન મળે તો માણસની શક્તિ કુંઠિત થઈ જાય છે તેમ માનવું એ અસંતોષની અને નિરાશાની નિશાની છે. સોક્રેટીસ જેવાએ આખી જિંદગી પ્રચલિત ધોરણે પહોંચે તેવું મિશનરી કામ લોકો અને સરકારનો ખોફ વહોરીને કર્યા કર્યું અને છેલ્લે એ સહકામ બદલ સ્થાપિત સરકારે ઝેરનો પ્યાલો આપીને મૃત્યુદંડની સજા ફરમાવી, તે પણ એણે હસતે મોંએ સ્વીકારી. મૃત્યુદંડની છેલ્લી રાત્રિએ એનો શિષ્ય જેલના દારોગાને ફોડીને એને ભગાડી જવા આવ્યો. એને પોતાના દેશથી દૂર બીજા દેશમાં લઈ જવા વહાણ પણ લંગારેલું તૈયાર હતું. પરંતુ પોતે જે સત્ય માટે જીવ્યો હતો, તે જ સત્ય માટે એણે મોતને પણ એટલું જ હિતેચ્છુ માન્યું અને ઝેરનો પ્યાલો પીને એ મૃત્યુ પામી અમર થયો. આ પ્રેરણા એને કોણે આપી ? એની પત્ની તો ભારે કજિયાળી હતી. એ એની સાથે લડવા માગતી, પણ સોક્રેટીસ એવો ઉત્સાહ બતાવતો નહિ એટલે એ એને ઉશ્કેરવા એંઠું પાણી એના ઉપર ઢોળતી ! છતાં સૉક્રેટીસ ઠંડે કલેજે હસી કાઢતો—' મને ખાતરી જ હતી કે વાદળાં ક્યારનાં ગર્જે છે એટલે વરસ્યા વગર નહિ રહે !'

સોક્રેટીસ તો મહાન વિભૂતિ હતો. તેનો દાખલો સામાન્ય માણસને કામ ન આવે તેમ માની લેવામાં આવે, તો આ યુવકનો જ દાખલો છે. એણે કહ્યું છે કે શાળા કોલેજમાં તે અનેક પ્રવૃત્તિઓ કરતો હતો, અને આજે તે નથી કરતો અને પત્ની પ્રેરણારૂપ નથી તેને કારણ માને છે. પરંતુ એ પ્રવૃત્તિ વિદ્યાર્થીકાળમાં કરતો ત્યારે પત્નીની પ્રેરણા નહોતી, છતાં એ કેમ બની શકતું હતું ? એ પ્રેરણા કોણ આપતું હતું—માબાપ, વિદ્યાર્થીમિત્રો કે શિક્ષકો કે અંતરનું બળ ? આજે એ સૌ એક યા બીજા રૂપમાં મોજુદ છે છતાં કેમ આમ બન્યું ? અંતરનું બળ હરાઈ ગયું. કોણે હર્યું ? પત્નીએ ? ના, યુવકે પોતે લગ્નની વફાદારી-માંથી જે બળ મેળવવું જોઈતું હતું, તે ન મેળવ્યું. પ્રેરણાના ભ્રમમાં પડી એણે બીજી સ્ત્રી પ્રત્યે જે આકર્ષણ અનુભવવા માંડ્યું, તેનું એ પરિણામ છે. પત્નીના સહવાસમાંથી એને જે ન મળ્યું તે એણે જીવનની પ્રવૃત્તિઓમાંથી મેળવી લેવું જોઈતું હતું. માણસને જો નિસ્વાર્થ પ્રેમમાં જ આનંદ હોય તો આ યુવકે શિક્ષક તરીકેના પોતાના જીવનને લીધે પોતાની શક્તિઓ એમાં ખર્ચી વિદ્યાર્થીઓનો એવો પ્રેમ પ્રાપ્ત કર્યો હોત, પરંતુ એવો કોઈ લગ્નજીવન સફળ થાય તેવો રસ્તો લેવાને બદલે યુવકે એ નિષ્ફળ જાય તેવો બીજી સ્ત્રી સાથેના પ્રેમનો રસ્તો લીધો. અને બે વખત તેમાં નિષ્ફળતા જવા છતાં સત્ય વસ્તુ એને દેખાતી નથી એની પાછળ વાસનાનો હેતુ નથી તેમ એ માને છે. પરંતુ એ શી રીતે શક્ય છે ? જેને પોતાની પત્ની પ્રત્યે આટલો પ્રબળ અસંતોષ છે તે સંજોગોમાં બીજી સ્ત્રી પ્રત્યેનું આકર્ષણ ભયજનક ગણાય. પત્ની પ્રત્યે પ્રેમભાવ હોય તો પણ આવો સંબંધ કોઈ વખત ભયજનક બને છે, તો આમાં શી રીતે એ નિર્ભય

રહી શકે? આપણાં સ્થાયી લગ્નોનો પાયો - જો કોઈ હોય તો વફાદારી છે. અપવાદરૂપ યુગલને બાદ કરીએ તો પ્રેમભાવનામાં વધઘટ થયા વગર નહિ રહેવાની. પરંતુ લગ્નને ટકાવી રાખવામાં જરૂરી છે તે વફાદારી યુવકે પોતાના લગ્નમાં તે બતાવી નથી એટલે આજે એ સુખી નથી.

લગ્નમાં વફાદારીનું કેટલું મોટું સ્થાન છે તેનો ખ્યાલ આપતાં પશ્ચિમના સમાજશાસ્ત્રી શ્રી અબ્રાહમ સ્ટોન લખે છે કે, 'મારા પચ્ચીસ વર્ષના આ વિષયના અભ્યાસ અને લગ્નવિષયક બાબતોના સલાહકાર તરીકેના અનુભવના આધારે કહું છું કે બિનવફાદારીથી લગ્નની ગાંઠ કયારેય મજબૂત બનતી નથી. વળી આવા જાતીય સંબંધમાંથી સ્ત્રી કે પુરુષને તન કે મનનો સાચો સંતોષ સાંપડતો જ નથી. લગ્નના સાથીને આવા સંબંધની જાણ ન હોય તોયે આવો સંબંધ હાનિ જ કરે છે. કારણ કે આવા સંબંધને ગુપ્ત રાખવા જૂઠાણાંઓનો આશ્રય લેવો પડે છે. તે ખુલ્લો પડી જશે તેવા ભયે એ જીવ્યા કરે છે. અને ગુનાની લાગણી એના અંતરમાં રહ્યા કરે છે જ. પરિણામે પતિ અને પત્ની વચ્ચેનું અંતર ઉત્તરોત્તર વધતું જાય છે. અને છેવટે બંને વચ્ચે એક અભેદ દિવાલ ઊભી થઈ જાય છે. જ્યારે આવો જાતીય સંબંધ છતો થઈ જાય ત્યારે લગ્ન ભાંગી પડે છે.

'અને કુટુંબનાં બાળકો પર આની અસરનો વિચાર કરીએ તો જોવા મળશે કે, વિસ્મય, લજ્જા, ખેદ, બિનસલામતી અને એવી ચિત્રવિચિત્ર કંઈક લાગણીઓ એ અનુભવતાં હોય છે. પોતાની માતા કે પિતાની જાતીય જીવનની એવી વાતોથી બાળકોનાં મન પર ઊંડી અને કાયમી અસર રહી જાય છે. એક છોકરી જ્યારે ૧૧ વર્ષની હતી ત્યારે તેણે પોતાની માતાને પરપુરુષની બાથમાં જોઈ હતી. એ બનાવ એ છોકરીને સોળ વર્ષ સુધી એટલો ડંખતો રહ્યો કે લગ્ન અને કુટુંબ જીવનમાંથી એની શ્રદ્ધા જ ઊડી ગઈ. સત્તાવીસ વર્ષની એ યુવતીએ મારી સલાહ માગતી વખતે મને આ વાત કરી હતી.'

યુવકે પોતે અનુભવ્યું છે કે બિનવફાદારીથી એ સુખી થઈ શકયો નથી. થઈ શકશે તેવી ભ્રમણામાંથી નીકળી જઈને એની સમક્ષ એના સર્જનનું જે ચાર બાળકોનું કુટુંબ છે તેમાં એ રસ લેતો થશે અને એમના પ્રત્યેની ફરજને સ્વીકારી વફાદારીપૂર્વક એ જીવશે તો એ ચેતનભરી સૃષ્ટિ એને પ્રાપ્ત થશે. પત્નીના સ્વભાવદોષ અને એની મર્યાદા બાદ કરતાં એ બિનવફાદાર હોય તેવી ફરિયાદ નથી. પત્નીમાં જે સ્વભાવદોષ અને મર્યાદા છે, તે પોતાનાં બાળકોમાં ન આવે તેવા ઘડતરમાં યુવક પોતાનો જીવનરસ વાળી દેશે તો એ બાળકો પ્રેમથી નવરાવીને એને તૃપ્ત કરી દેશે. શ્રી રાજાજીએ કહ્યું તેમ જીવન એ કુરુક્ષેત્ર છે. એમાં કેવળ બહાર જ યુદ્ધ આપવાનું હોય છે તેવું નથી. કુટુંબની અંદર તો ખુદ પોતાની જાત સામે યુદ્ધ આપવાનું હોય છે. જે પોતાની જાત સામે યુદ્ધમાં જીતે છે અને ચંચળ વૃત્તિઓને તાબે ન થતાં સંયમના હાથમાં પોતાની લગામ સોંપે છે, તે અંતે વિજય પામે છે. યુવક પણ લગ્નની વફાદારીનો સંયમ પાળી પરસ્ત્રીના આકર્ષણથી મુક્ત થશે તો વિજયનું સુખ પ્રાપ્ત કરશે.



જે ભાગની ચામડી બળી ગઈ હોય ત્યાં સામાન્ય રીતે જીવતી ચામડી ટાંકી દેવામાં આવે છે. આ કામ માટે જોઈતી ચામડી એ દરદીના શરીરના બીજા ભાગમાંથી લેવામાં આવે છે અથવા બીજા કોઈ સાજા માણસના શરીર પરથી લેવામાં આવે છે.

પણ સોવિયેત સર્જનોએ એવી ટેકનિક શોધી કાઢી છે કે જેથી મરેલા માણસની ચામડી પણ આ કામમાં લઈ શકાય. એ ટેકનિકથી સાચવેલી ચામડી લાંબા સમય લગી બગડયા વિના રહી શકે છે.

છેલ્લાં દશ વર્ષમાં લેનિનગ્રાદની એક સંસ્થાએ આ રીતે સાચવેલી ૩,૦૦,૦૦૦ ચોરસ મિટર ચામડી દાઝેલા દરદીઓ માટે આપી છે.





**પન્નાલાલ પટેલ**

# ગાંડી ભેંસ

જગતમાં માણસ ઉપરથી વિશ્વાસ ઘટતો જાય તો દુનિયામાં કોઈ કોઈનું કામ ન કરે. અને એમાં તો આખી માનવજાતને નુકસાન થઈ બેસે એ સમજાવતી આ વાર્તા આપણા એક અચ્છા વાર્તા-નવલકારની કલમનો કસબ છે એટલે મહત્ત્વની છે...

ટેબલ આગળ બેસી કાગળ ઉપર બે-ચાર આંકડા પાડી માથું ખંજવાળતા બેઠેલા સંઘવી સાહેબ પાસે ખચકાતાં ખચકાતાં આવી નોકરે કહ્યું:

'સાહેબ, પિલાજી દૂધવાળો આવ્યો છે.'

'શું છે એને વળી. કે' કે કાલે આવે.'

સાહેબ હમણાં કંઈક ધૂંધવાયેલા છે એ જાણવા છતાંય પિલાજી ઉપરની એમની લાગણી અને મહેરબાનીના હિસાબે નોકરે કહ્યું: 'સાહેબ, કે' છે જરૂરનું કામ છે.'

સંઘવી સાહેબને એવો તો ગુસ્સો આવ્યો! બરાડી ઊઠયા: 'અરે પણ મેં તને...'પણ ત્યાં તો જે રીતે અલેકઝાન્ડર પેલા તોફાની ઘોડા ઉપર છલંગ મારીને સ્વાર થઈ ગયો હતો એ રીતે સંઘવી સાહેબે ગુસ્સા ઉપર સ્વાર થતાં લગામરૂપી જબાન પકડી ખેંચી. ને ગળાનું વૉલ્યુમ મીડિયમ ઉપર મૂકતાં નોકર સામે જોઈને બોલ્યા: 'એને કે' કે સાહેબ હમણાં બહુ કામમાં છે એટલે સાંજે—નહિ તો કે' કે કલાક પછી આવે.'

ને પછી વાવાઝોડાથી છિન્નભિન્ન થઈ ગયેલા ટેલિફોનના તાર સરખા પેલા વિચારોને વ્યવસ્થિત કરવાનો એ પ્રયત્ન કરી રહ્યા. પરંતુ હજુય પિલાજી તરફી દિલ ચણચણતું હતું. તો મન વળી ગુસ્સો કરવા બદલ પછતાઈ રહ્યું હતું.—

સંઘવી સાહેબ એક રીટાયર્ડ અધ્યાપક હતા ને ગાંધીવાદના ઘણા સારા ઉપાસક હતા. એ ભાગ્યે જ કદી ગુસ્સે થતા. પણ આજે કલાક પહેલાં આવેલી ટપાલમાં વડોદરામાં દાક્તરીનો ધંધો કરતા દીકરાનો કાગળ આવ્યો એમાંની બિના જાણીને એ વ્યગ્ર થઈ ગયા હતા. એમાં વળી દીકરાને શો જવાબ લખવો એ સૂઝતું નો'તું. ને ત્યાં જ આ નોકરે આવીને ડખલ કરી ને પિલાજીએ મળવા માટેની વળી છેદ પકડી! પછી ગુસ્સો તો આવે જ ને?

દીકરાએ લખ્યું હતું: 'મેં મુંબઈ કાકાને કહી રાખ્યું હતું કે કોઈ સેકન્ડહેન્ડ મોટર સારી હાલતમાં હોય ને સસ્તામાં મળતી હોય તો મને જણાવશો. આ પછી મહિનામાં એમણે મોટર રાખ્યાની મને ખબર આપી. આ ખબર મળ્યાને પંદરેક દિવસ થયા હશે ને પરમ દિવસે મુંબઈ ગયો હતો. પણ મેં જોયું તો એમણે મારા માટે જે મોટર રાખી છે એ—(અહીં હું-એ સિમિલી (ઉપમા) વાપરવાનો અવિવેક એટલા માટે કરી રહ્યો છું કે એ સિવાય બીજા શબ્દોમાં તમને આબેહૂબ ખ્યાલ આપી શકાય એમ નથી.) કોઈ ઘરડી સ્ત્રીને સુંદર કપડાં પે'રાવ્યાં હોય એના જેવી છે. ને કિંમત પણ બમણી ન કહીએ તો દોઢી તો છે જ છે. કાકા કે' છે કે મેં તો મોટરની સાત હજારની કિંમત ચૂકવી પણ દીધી છે. પણ હું આવા ખોટા પૈસા આપીને આ ખટારો લેવા માગતો નથી. એટલે હું એમને ના કહીને વડોદરા પાછો આવતો રહ્યો છું. આ કાગળ તમને હું એટલા માટે લખું છું કે કાકા આ વિષે તમને લખશે જ, એટલે તમારે એમને લખી દેવું કે આ રીતે ખોટી કિંમત આપીને ઉપરથી મૂરખ બનવા એ માગતો નથી.' વગેરે!

આ વાંચીને સંઘવી સાહેબ વિમાસણમાં પડી ગયા હતા. કારણ અઠવાડિયા પહેલાં જ મુંબઈથી કાકાના દીકરા ભાઈનો કાગળ હતો એમાં એમણે સાધારણ સમાચારરૂપે લખ્યું હતું કે તાત્કાલિક પૈસાની ગરજવાળા એક સટોડિયાની સારી હાલતની મોટર મેં દીનુભાઈ (સંઘવી સાહેબનો પુત્ર) માટે સાત હજારમાં રાખી લીધી છે.




ગાંડી ભેંસ : ૨૫

એટલે એક બાજુ આ ભાઈના હિસાબે પૈસાની ગરજવાળા માણસ પાસેથી મોટર સસ્તામાં મળતી હતી માટે તરત પૈસા આપી ખરીદી લીધી એમ હતું; જ્યારે દીકરાના હિસાબે એ ઘણી મોંઘી પડી હતી માટે એ મોટર પોતે સ્વીકારતો નથી એમ છે. ને એટલે એ વિમાસણમાં પડી ગયા હતા: 'આનું હવે થાય શું?'—

ત્યાં જ નોકરે પિલાજીના આવ્યાની ખબર આપી ને એમાં પાછી એને મુલાકાત આપવાની જાણે જીદ પકડી.

પિલાજી એમનો દૂધવાળો હતો એટલું જ નહિ પણ કેટલેક અંશે એ એમનો આશ્રિત સરખો હતો. કારણ સંઘવી સાહેબ એને ઢોર લેવા-દેવામાં જરૂર પડે તો સો-બસોનો ઉછીઉધારો કરતા હતા. તેમાંય આ ચોમાસામાં તો એને સાડાચારસો રૂપિયા એકીસાથે આપ્યા હતા. આ વાતને હજી વીસ દિવસ તો પૂરા થયાય નથી ત્યાં તો પિલાજી ફરી પાછો આવી ઊભો હતો. એટલે પણ એના ઉપર એમને થોડીક ચીડ તો આવી હતી. કારણ પિલાજી પૈસા લેવા સિવાય બીજા કોઈ કામે આવ્યો હોય એવું એની સાથેના આ ચારેક વર્ષના સંબંધમાં ભાગ્યે જ બન્યું હતું.

પણ શું કરે? કોઈ માણસનો એકવાર 'પત્રો જો પકડ્યો તો પછી પકડી જાણવો' આવું એમના દિલમાં પિલાજી માટે થઈ ગયું હતું.—

વળી આ સમાજવાદના જમાનામાં બલ્કે ગાંધીવાદની અસર નીચે સંઘવી સાહેબને આમ પણ ખરું: 'આપણી પાસે એવી તો શી મોટી મિલકત છે કે ટ્રસ્ટી બની રહીએ ને લોકાર્થે પૈસો વાપરીએ. પણ ઠીક આપણી શક્તિ પ્રમાણે આવા એકાદ માણસને ટેકો આપીએ તો સારું છે.'

અલબત્ત આ પછી ભેંસ લેવા માટે પિલાજીને છેલ્લા સાડાચારસો રૂપિયા આપવાના થયા ત્યારે એ વિચારમાં પડી ગયા હતા. ને પોતે આ મદદ કરવામાં કેટલી હદે સાચા છે એ ઉપર વિચાર કરતાં આમ પણ લાગવા માંડ્યું હતું: 'સંભવ છે કે આવી મદદ માણસને પ્રમાદી ને ખર્ચાળ પણ બનાવતી હોય તો! નહિ તો પિલાજીને ગઈ સાલ દીકરો પરણાવવામાં પંદરસોનો ખર્ચ કરવાની શી જરૂર હતી! કેમ જાણ્યું કે આપણા તરફથી એને મદદ મળી રહેશે એવા હિસાબે એણે બસો-પાંચસો વધારે પડતા નહિ ખર્ચ્યા હોય! ...કારણ આ વરસે ધંધો ચલાવવા ભેંસ લેવી પડશે એવું તો એની ગણત્રીમાં હશે જ ને! એટલે આ મદદનો એને જો સધિયારો ન હોત તો કેમ જાણ્યું કે એણે આટલા પૈસા ભેંસ માટેના ગણીને ઓછા નહિ ખર્ચ્યા હોય?...

ગમે તેમ પણ પુત્રના લગ્નમાં ખર્ચ કર્યો એ વિષે લાંબુંલચ્ચ એક ભાષણ આપ્યા પછીય સંઘવી સાહેબે એને ભેંસ લેવા માટે સાડાચારસો રૂપિયા આપ્યા હતા. અલબત્ત અત્યાર સુધીના ઉછીઉધારા પછી સંઘવી સાહેબને એના વહેવાર માટે શક લાવવાની તો જાણે જરૂર જ ન હતી. પણ આ મદદ પાછળ પિલાજીને જે સુખી કરવાની ઇચ્છા હતી એ આટલાં વરસ થવા છતાંય સફળ નો'તી થતી. બલ્કે ઊલટાનો એ વધારે ને વધારે કરજ માગતો થતો જતો હતો. જો કે આટલું કરજ ઊપાડવા જેટલી એની શક્તિય વધી હતી, એ વાતની ના પાડી શકાય એમ ન હતું. કારણ શરૂ શરૂમાં એ દૂઝણી ત્રણ ભેંસો રાખતો હતો, જ્યારે અત્યારે પાંચ ભેંસો રાખતો થયો હતો. ને આ હિસાબે સંઘવી સાહેબને પોતાની મદદ નિરર્થક નથી ગઈ એમ તો લાગતું જ હતું. ને એક બે વર્ષમાં એ પોતાના પગ ઉપર ધંધો ખેડતો થઈ જશે એવી આશા પણ લાગતી હતી.—

ને એટલે જ જ્યારે જ્યારે પિલાજી 'કામ છે સાહેબ' આમ કહેતો આવતો ત્યારે એમને હૈયે થોડીક ફાળ પડવા સરખું થઈ આવતું: 'કંઈ ડાબું-ઓબું માંદું પડ્યું કે મરી તો નથી ગયું?'

આજે પણ એમને આવો જ વહેમ પડ્યો હતો. એટલે જ એમણે સાંજની બપોર કરી ને બપોરનીય

'ઘડી' કરી નાખી ને ? નોકરને પાછો બોલાવી કહ્યું : '[ક]હે કે ઘડી પછી આવે.'

ને આ પછી એમણે પુત્રને જવાબ આપવામાં ચિત્તને એકતાર કર્યું :

નહિ તો ય ચિત્તને તો એ ત્રણ ત્રણ કલાકથી આ બાબત ઉપર એકતાર કરી રહ્યા હતા. પણ દુઃખની વાત એ હતી કે ખોટા પૈસા આપી મૂરખ ન બનવાની પુત્રની વાત સાચી લાગવા છતાંય એ દિલને બરાબર જચતી ન હતી. બીજી બાજુ લગભગ પોતાની ઉંમરનો કાકાનો દીકરો ભાઈ આર્થિક રીતે થોડોક ઘસાયેલો હતો એ બરાબર પણ તેથી ભત્રીજા સાથે આવો દગો રમે એવી કલ્પના કરતાં એમને દુઃખ થતું હતું.

ને પછી કાગળમાં એ પોતાની થોડીક ચીડ પણ ઊતારવા લાગ્યા : 'જો તને વિશ્વાસ જ નો'તો તો આવું કામ તેં એમને સોંપ્યું જ શું કામ ભાઈ ? ને સોંપ્યું તો હવે સહન કરી લે. કારણ એ મોટર—જો સાત હજારની કિંમતના પ્રમાણમાં બરાબર હોય તો તો કાકાને જાણે વાંધો જ નથી—બીજાને વેચી દેશે. પણ તું કે' છે એ પ્રમાણે ચાર હજારની નીકળી તો ? હા, જો એમણે તારી સાથે દગો કર્યો હોત તો જુદી વાત છે. પણ એ વાતની આપણને કેમ ખબર પડે ? એટલે મોટો સવાલ તો આ છે કે આપણું કામ કરવા જતાં એ પોતે જ જો છેતરાઈ ગયા હોય તો ?'—

ને પછી મહિને હજાર–દોઢ હજારની ડૉક્ટરી પ્રેક્ટીસ કરતા પુત્રને ઝાઝી કંઈ શિખામણ ન લખતાં ઉમેર્યું : 'એટલે આ બધી બાબતોનો વિચાર કરીને તમને ઠીક લાગે તેમ કરશો. મેં તમારી સામે વિચારવાના મુદ્દા મૂક્યા છે એ જોજો ને આપણા કામમાં બીજાને સોસવું ન પડે એ ધ્યાનમાં રાખશો. કાકાનો કાગળ આવશે તો એમને પણ હું આ જ લખીશ : 'તમે જાણો ને દીનુભાઈ જાણે.'

ને પછી ઘરના બીજા સમાચાર લખી કાગળ પૂરો કર્યો. સાથે જ પિલાજીને બોલાવ્યો : 'બોલ, શું કામ છે ?'

'કામ તો સાહેબ ખાસ કંઈ નથી. પણ રૂપિયા દશ જોઈએ છે.' પિલાજીએ કહ્યું.

સંઘવી સાહેબને નવાઈ લાગી કારણ આવી છૂટક રકમ લેવા પિલાજી ભાગ્યે જ આવતો. પૂછ્યું, 'કેમ દશનું એવું શું કામ પડ્યું ?'

'ભેંસ ઉબામાં પડી છે સાહેબ.'

આ ખોટું–નાહકનું ખર્ચ સાંભળીને સંઘવી સાહેબને દુઃખ થયું. કહ્યું : 'એમ કયાં ભેંસને રેઢી મૂકી હતી કે'—

પિલાજી વચ્ચે બોલ્યો : 'રેઢી તો નો'તી સાહેબ પણ હમણાં આ નવી ભેંસ લીધી છે એ ગાંડા સરખી છે એટલે કોઈ વાર બાંધવા દે છે ને કોઈ વાર વિફરી હોય તો નથી બાંધવા દેતી. આજે રાતેય એમ છૂટી હતી પણ ઓલ્યો વરસાદ પડ્યો એવામાં હું ખોરડામાં હતો ને કોણ જાણે કઈ વખતે ઊઠી ને જતી રહી.'

'આ વખતે સાડાચારસોમાં લીધી એ ભેંસની આ વાત છે ?'

'હાં એની જ સાહેબ.'

'તો પછી તેં ખાતરી કર્યા વગર એવી ગાંડી ભેંસ લીધી શું કામ ? ને લીધી તો એને પાછી આપી દેવી જોઈએ. તેં કંઈ ગાંડી ભેંસનું મૂલ્ય ઓછું આપ્યું છે ?'

'મેં જાતે લીધી હોત તો બધુંય થાત સાહેબ. પણ આ તો બીજાએ વેચાતી રાખીને મોકલાવી છે.'

આ સાથે જ સંઘવી સાહેબને મોટરની વાત યાદ આવી : એય આવું જ બન્યું છે ને. ને થયું : 'પણ દીનુ જો મોટર રાખી લે તો નડે એવી નથી. જ્યારે આને તો બિચારાને છ માસની કમાણી માથે પડી !'

ને કહ્યું : 'તો પકડ એ બીજાને ને જેના પાસેથી લીધી હોય એને કે' કે આ—'

'હા પણ એની તો કિંમતેય ભરાઈ ગઈ સાહેબ.'

'પણ ગાંડા તેં કિંમત ભરી એ પે'લાં ભેંસની ખાતરી તો કરી હશે ને ?' સંઘવી સાહેબ સહેજ ચીડાઈ ઊઠ્યા.

'ના સાહેબ, પેલા સગાએ મને લખ્યું કે તમે ભેંસ લેવાની કે'તા'તા તે જો લેવી હોય તો એક ઠેકાણે સાત શેર દૂધની બીઝ્યાત ભેંસ સાડાચારસોમાં મળે છે, જો વિચાર હોય તો પૈસા લઈને આવશો.' પણ સાહેબ, મારાથી એ વખતે જઈ શકાય એવું નો'તું એટલે મેં પૈસા મોકલાવી આપ્યા, પછી ભેંસ અહીં આવી ત્યારે ખબર પડી કે આ તો આવી છે!'

'પણ તો એ માણસને તારે લખવું હતું ને કે ભેંસ તો—'

'એય હમણાં આવ્યો હતો ને નજરે જોઈને ગયો. પણ હવે વચ્ચે રહીને એક સગાના સંબંધથી એણે આપણું કામ કર્યું પછી એનેય આપણાથી શું કે'વાય સાહેબ?'

'પણ એ પેલા ભેંસવાળાને તો કહી શકે ને?'

પિલાજી હસ્યો, 'પેલાનેય પૈસા હવે ઠેકાણે પડી ગયા સાહેબ! ઊલટું આ વચ્ચેવાળા સગાને બનવાનું થાય!'

'કેમ?'

'કેમ તે એને કંઈ લીધું ખાધું હોય નહિ ને લોક કે'શે પેલા ડોબું વેચનારે આને પૈસા ખવરાવ્યા હશે એટલે આમ થયું. તો કોઈ કે'શે કે હું આ ડોબું પાછું આપવાનું કહીને આ વચમાંવાળાની નાહકની ફજેતી લૂંટી રહ્યો છું'—ને વાત જાણે પૂરી કરતો હોય તેમ બોલ્યો: 'એટલે બીજું તો ઠીક છે સાહેબ પણ કોકનું કોઈ કામ કરતું હોય તો આવું જાણીને કરે નહિ!'

'અરે પણ ગાંડા, આ તારા સંબંધીએ સાથેસાથ આવું કંઈ—પૈસા કાઢી ખાવાનું કર્યું હોય તો?'

'તો સાહેબ—એ જાણે ને એનું પાપ જાણે! બાકી આપણાથી તો હવે બોલાય જ નહિ. કારણ કે એણે સાહેબ, આપણા કે'વાથી આ ધંધો કર્યો છે. એટલે હવે તો 'તેરી બી ચૂપ ને મેરી બી ચૂપ!' ને હસવા લાગ્યો.

પિલાજીની આ બધી વાત સાંભળી ચૂપ થઈ ગયેલા સઘવી સાહેબ એવા તો વિચારમાં પડી ગયા! જાણે હજારો રૂપિયાના ખર્ચે વિકાસ પામેલી દીનુની બુદ્ધિનું —(અહીં એમને—કોણ જાણે કેમ પણ આ બુદ્ધિને 'ગાંડી ભેંસ'ની ઉપમા આપવાનું મન થઈ આવ્યું હતું.) ને સહજ એવી પિલાજીની સમજદારીનું આધ્યાત્મિક રીતનું કોઈ મૂલ્યાંકન ન કરી રહ્યા હોય!

*

ને પિલાજીને દશ રૂપિયા આપી રવાના કર્યાં પછી સઘવી સાહેબે દીનુના કાગળમાં પિલાજીની આ ગાંડી ભેંસનો દાખલો આપતાં ઉમેર્યું: 'માટે મને પૂછે તો તારે આ 'ગાંડી ભેંસ' લઈ લેવી જ જોઈએ. કારણ તું નહિ લે ને કાકાના માથે પડશે તો—પછી ભલેને કાકાએ આમાં કોઈ કરામત કરી હોય પણ તો ય આમાં તને, કાકાને કે દુનિયાને કશો જ લાભ થવાનો નથી બલ્કે નુકસાન જ થવાનું છે. કારણ આવું આવું જાણીને જગતમાં માણસ ઉપરથી વિશ્વાસ ઘટતો જાય ને—પિલાજીના શબ્દોમાં કહીએ તો, 'દુનિયામાં કોઈ કોઈનું આવું કશું કામ નહિ કરે!'



બટન દબાવો કે તરત જ બિસ્કિટનાં સેંકડો પડીકા તૈયાર કલ્પના પણ કામ કરે તેમ નથી. પરંતુ બ્રિટનમાં વાસ્તવમાં તેમ બની રહ્યું છે. કાર્લાઈલ નગરની કાર બિસ્કિટ કંપનીએ બરાબર ઉપર પ્રમાણે બિસ્કિટ બનાવવાનું શરૂ કર્યું છે.

કાર પેઢી બિસ્કિટનું સને ૧૮૩૧થી યન્ત્રો વડે ઉત્પાદન કરતી આવી છે. સને ૧૮૩૧માં, જોનાથન કાર બિસ્કિટો બીબાં પર જાણે કે "છાપતા". તેઓ એકી સાથે સંખ્યાબંધ બિસ્કિટો કાપી શકતા.

કાર કું. સંપૂર્ણ સ્વયંસંચાલિત યંત્રો વડે ૮૦ જેટલાં વિવિધ પ્રકારનાં બિસ્કિટો બનાવીને વિશ્વભરમાં વેચાણ માટે મોકલી આપે છે.





નાનુભાઈ દવે

# આવો પણ કંકુને જ પગલે કેમ?

સ્ત્રીઓની પ્રગતિની, સામાજિક દરજ્જો વધ્યાની વાતો તો આપણે ઘણી કરીએ છીએ પણ વાસ્તવમાં એ કેટલુંક સિદ્ધ થયું છે એ આ હળવા લેખનું મુખ્ય વસ્તુ છે જે દરેકને જચી જાય...

'આજે બધું બદલાશે, આખા હિંદુસ્તાનની શકલ ફરી જશે, પણ એક જણ તો નહિ જ બદલાય.' એમણે ખાતરીમાં ટેબલ ઉપર પંજો અફાળ્યો.

'કોણ નહિ બદલાય?' મેં ધીરેથી પૂછ્યું.

'કોણ, તે તમારી 'તણ'સ્તો!—ગુજરાતણ વળી!' એમણે નિરાશામાં આકાશ તરફ જોયું. 'જુઓ ને કેટલાં વરસથી રેઢિયાળ સ્ત્રીઓને નભાવતા આવ્યા છીએ પણ એને તો જાણે કશી પડી જ નથી. દેવ-દેવલાંની પૂજા કરવી, ઉપવાસની લાંઘણો ખેંચી જાત ઉપર જુલમ ગુજારવા, લૂગડાં વસાવીને પેટીમાં ભરી રાખવાં—'

હું ઊઠીને ઊભો થયો. 'તમારે નિંદા જ કરવી હોય તો મારે બીજાં કામ ઘણાં છે. આ શું લઈ બેઠા!' પણ એ મને એમ શાનો જવા દે? હાથ પકડીને બેસાડ્યો. આજે એમને વરાળ કાઢવી જ હશે. ક્યાંક મન દુભાયું હશે. પણ એથી શું આખા ગુજરાતી નારી સમાજ ઉપર ઝીંકવા બેસી જવાય?

'એમનાં ઘાટઘૂટ જુઓ. છે કશું ઠેકાણું! એની આવડત જુઓ. છે ને મોટું મીંડું. ભણેલી જુવો કે, અભણ—બધું સરખું. ખરેખર, માથે જ પડી છે.' અને એમણે હળવેથી કપાળ કૂટ્યું. 'એમને શું આવડે છે, એ કહું?' એમણે મારી જિજ્ઞાસા જાગ્રત કરવા માંડી.

'એની એ ઢબનાં દાળભાત કરતાં આવડે છે. રસોડે ફેરફાર થતો હોય તો ભગવાન પૂછે એમને. ટાયલાં કૂટતાં આવડે છે. આ સોફા મૂક્યો છે તેના ઉપર પલાંઠી વાળીને બેસતાં આવડે છે. જોષ જોવરાવવા એને ગમે છે. ને ચાવીનો ઝૂમખો કેડે ખોસી મંદિરોમાં પૈસા ફેંકી આવતાં એને ફાવે છે.'

'પણ એમ કહોને કે એ શું કરે તો તમે એને યોગ્ય માનો. એકલી ટીકા કરો તેથી શું વળે?'

'એમ પૂછો ને, તો બધું કહું.' ને એ જરા સજ્જ થયા, જરી આગળ ઝૂક્યા.

'તમે જ કહો ને, એણે એનું શરીર પોટલા જેવું રાખ્યું છે તે બરાબર છે? બે બાળકો થાય એટલે એ કાં તો કંતાઈ જાય ને કાં તો મોટું 'ઢીમ' થઈ રહે. એને એના દેખાવની કશી પડી નથી, એ સુધારવા કશો યત્ન પણ નથી. એ હરવા ફરવાનું રાખે, થોડી કસરત કરે, ખોરાકમાં જાળવે તો—'

'હં પછી?'

'એની સજાવટ જુઓ તો તમને જરા સરખું માન નહિ ઊપજે. બેડોળ અંગોને છૂપાવતી કોથળા જેવી એ ફરે છે. માથાના વાળ તાણી બાંધે ને જરા સરખી પણ અંબોડી અચૂક વાળે. સે'જ તડકો લાગે કે મોં પહોળું કરી એ બધા દાંત બહાર કાઢે હસવા બેસે તો ખીખી કરીને પેટ ઉછાળે. નહિ ચાલવાની છટા, નહિ બોલવાની ગમ.'

મને કંટાળો આવવા માંડ્યો, બગાસું પણ ખાઈ લીધું પણ એ શેના થાકે?

'તમે એમ માનો છો કે એ છોકરાં ઉછેરે છે? એની કશી સમજ જ એને નથી. પછી માસ્તર શું ભણાવે છે એ તપાસે પણ શું? ને એ માંદુ પડે ત્યારે કાળજી પણ શું લે—આવડે ત્યારે ને. વરને તો એ કમાણી કરનાર વૈતરા તરીકે ઓળખે છે. ઘરમાં પૈસા લાવી આપે, એટલે હાઉ. એ પૈસા ક્યાંથી આવે છે નીતિના છે કે લાંચરૂશ્વતના કે કાળા બજારના કે દગાફટકાના એ જોવાની એને ઇચ્છા જ નથી, નથી એ પૈસાના હિસાબ રાખવાની ગતાગમ, નથી ભાવતાલની ખબર. નોકર સાથે કામ લેતાંય એને નથી ફાવતું. વાતવાતમાં



એ નોકરને કહ્યા કરે છે, 'એ તુ જાણે ને શેઠ જાણે શેને કહીએ' તમે જ કહો, આનુ કેમ ચાલે ?'

મને થયુ કે એમનુ ચિત્ર ઘેરા રગ પકડતુ જાય છે ને હવે પૂરુ થઈ જશે એટલે જરા ધીરજ રાખી મારી નજર સામે કઈક ગુજરાતણો ઝડપથી આવી ગઈ ને એમાનો મોટો ભાગ એમણે વર્ણવ્યો હતો એવો જણાયો પોતાની મોટાઈની વાતો હાકતી સ્ત્રીઓ, મહારાજોની કથામા ફોગટ દોડાદોડી કરતી સ્ત્રીઓ, પતિને જરાયે મદદરૂપ નહિ થતી અને છતા પરપુરુષ સાથે લોઠડાઈથી વર્તનારી—એ રીતે પતિની 'વફાદારી કે સેવા' નગણનારી સ્ત્રીઓ, પાજેના પશુ જેમ રહી સતોષ લેનારી સ્ત્રીઓ મને થયુ કે પચાસ વર્ષ વહી ગયા છે એનુ આ સ્ત્રીઓને હજુ ભાન જ નથી

ને નહિ તો ગુજરાતણો આવી પછાત રહે ? નવુ જોવા જાણવાની એમને ઇચ્છા ના થાય ? ઘરનુ પૂરુ કેમ કરવુ એની ફિકર જેમને ઘેરી વળી છે એ વર્ગની તો શી વાત કરવી, પણ જે બે પાદડે થયા છે તેમની સ્ત્રીઓ કેવીક છે ? અને મે વળી ફરી નજર દોડાવી મારી જાણમા આવેલી બાહોશ સ્ત્રી કઈ ? ને શાથી એ લાયક ઠરી ? સમાજમા એ શુ જુદી પડી જાય છે, અતડી લાગે છે ? એ શુ અભિમાની, આડબર કરનારી કે તકરારી છે ?

કોઈક જગાએ મહેમાન બની હુ ગયો હોઉ ને ભાઈ બધે ભાગ્યે બે કલાક પહેલા જ ઘેર સદેશો મોકલ્યો હોય, પણ ત્યા પહોચ્યા ત્યારે મને નવાઈ ઊપજી છે શી સરસ ઘરની સજાવટ, જાણે કે હમણા જ ગોઠવ્યુ લાગે છે જમવા બેઠા ને બે વાની ખાસ તૈયાર થયેલી જોઈ બાળકો સુઘડ ને મળતાવડા જોયા આ બધુ શી રીતે બને, એની સ્ત્રીએ જ કર્યું હશે ત્યારે ને અને જમવા ટાણે એ કેવી હસીખુશીથી વાતો કરતી હતી, વાત કરતા જમાડતી હતી, છોકરાઓનુ ધ્યાન પણ રાખતી હતી ! તુ એ પણ ગુજરાતણ જ હતી ને !

એ એક ઉપરથી બીજી સ્ત્રીઓ યાદ આવી ઘરના દરેક ચીજ કેવી જાળવતી, એની ટેવો કેમ સમજીને સાચવતી, એના કામકાજમા કેવો રસ લેતી ને ઉત્સાહ આપતી મને ખબર હતી કે સામાનના બીજો એમની પાસે રહેતા, હિસાબકિતાબ એ રાખતી ને પૈસા ચૂકવતી કોઈની કળા કે સાહિત્ય તરફ સારી સમજ હતી તો કોઈની એવી આવડત પણ હતી કે [illegible] રીતુ [illegible] હતુ એટલુ જ નહિ પણ એનો અમલ પણ થતો હતો એમને પર્યટણો ગમતા એટલુ જ નહિ પરન્તુ યોજના પણ કરી આપતી શહેરના મડળોમા હાજરી આપતી ને એમા [illegible] લેતી જોઈ હતી ને એની આવડત કામે લગાડી ઉપયોગી સસ્થાઓમા સેવા આપતી પણ દીઠી હતી એવી હતી તો ખરી, પણ કેટલી જૂજ !

આ વિચારો ચાલ્યા તેવામા પેલા મિત્ર તો જતા રહ્યા એમણે આગળ શુ શુ કહ્યુ તે યાદ નથી, ને મને શૂન્યમનસ્ક બેઠેલો જોઈ શુ શુ ધાર્યુ તેની ખબર નથી મારી આખ આગળ મુનશીની મજરી ને તનમન આવ્યા ગોવર્ધનરામની ગુણસુદરી ને કુમુદ આવ્યા કુમારના સ્ત્રીરત્નો આવ્યા નવલકથાના પ્રદેશમાંથી ક્યારે હુ વાસ્તવમા સરી પડ્યો તે ના જણાયુ, પણ વિદ્યાબેન, સરલાદેવી, શારદાબેન યાદ આવ્યા ગુજરાતની આવી સન્નારીઓ હોય, પછી વગોણુ કેમ કરી શકાય ? એ વિચારે લાગણી ઉત્સાહની ભરતી આવી

પણ એ જુવાળ ટક્યો નહિ મને થયુ કે સોનેથી મઢી રાખવા જેવુ આપણા સસારમા છે, પણ કેટલુ થોડુ ! હકીકતમા જે હીરા મોતીએ મઢીએ છીએ તે તો જુદુ છે જમાનાના પૂરમા તણાઈ આવતો નાગિ [illegible] છે પેલા ભાઈ ખરુ જ કહેતા હતા કે આપણે ફરજ તરીકે નભાવીએ છીએ, બાકી આ સ્ત્રીઓ બોજ નથી તો બીજુ શુ છે ? ખાવાનુ કરે, ઠાકા ઠુબા કરે, તાળા પૂરીને ચાવીઓ રાખે બેસે છોકરા જણે ને દેવોથી ડરીને કે લાલચથી ખુશામત કરે—એ કઈ રીતે નવા ગુજરાતના રથનુ બીજુ ચક્ર થઈ શકવાની હતી ! ને મનમા બોલ્યુ આ યુ

…્યારે દુઃખ વેઠવાનું હતું ત્યારે ગુજરાતણે ભલે જોમ …ખવ્યું હોય. ઘણાં વરસ ત્રેવડ કરી ગાડું ગબડાવ્યું. …હુ સમય સુધી શંકાશીલ પુરુષો આગળ વફાદારીની …જા કાયમ ઊંચી કરી રાખી, એટલે રહ્યાં. પણ …મંધાધુંધી અને હતાશાના જમાનામાં જે ગુણો હતા …ાં શું હજુયે સાચવી શકાશે?

… નહિ તો નવી ગુજરાતણ કેવીક થશે? સિંધ કે …જાબની સ્ત્રીઓ જેવી ઇસારો કરનારી તો એ નહિ …ોય. તેમ અલગ ચોકો રાખનારી સોગિયણ પણ નહિ …ોય- આ જગતને અસત્ય કહી દેવદેવીઓથી કે દોરા …ાગાથી મોહિત થનાર ને ભાડૂતી પૂજાપાઠની શોખીન …ણ એ નહિ હોય. એ હશે અવનવું જાણનારી જિજ્ઞાસુ …ને પ્રયોગ કરનારી. એ એનાં જ્ઞાન અને શ્રદ્ધાને વ્યવ-…ારમાં અમલી બનાવનારી હશે. એના ઘરની વ્યવસ્થા …અને શોભામાં નવીનતાને સમાવનારી હશે. એની …ર્યાદાવાળા કુટુંબને સ્વચ્છ પથ્ય અને પોષક ખોરાક …સમયસર અને સમજદારીથી આપનારી હશે. એના …રને સહુમાં સારો (વર) બનાવવાની મહેચ્છાથી એને સખ્ય અને પ્રોત્સાહન આપનારી હશે. જીવનનો આનંદ જ્યાંથી મળે ત્યાંથી હર પળે ઘરમાં સીંચનારી હશે. એનેય જાહેર જીવનના કોડ હશે ને આવડત તેમજ કુનેહથી નવો સમાજ રચવામાં આગળ ધપતી રહેશે. માત્ર ' કંકુને પગલે ' શોભાની પૂતળી જેવી કે દેરાસરની મૂર્તિ જેવી એ શું કામ રહે? પચાસ વર્ષ પહેલાંના નારી આદર્શોમાંથી હવે ખપે એટલું જ સંઘરી એ નવા જીવનને અનુકૂળ થવા સજાગ રહેશે ને દુનિયાભરમાંથી નવી પ્રણાલીઓ જોઈ વિચારીને અપનાવનારી રહેશે. આપણને રુચે કે ના રુચે પણ ચાંલ્લેથી, ચુડીથી, કપાળઢાંકણથી, દેવપૂજા કે ઉપવાસોથી, પતિનો બોલ સદા કબૂલ રાખ્યાથી, વૈતરું કૂટયાથી, કે પૈણાવા-પષ્ટાવાની રીતરસમો જાણ્યાથી જે ગુજરાતણ આપણે ઓળખી ને વખાણી તે હવે રજા લેશે.

અને નવા સ્વરૂપે આવવા એ તૈયાર થઈ છે ત્યારે રખે આપણે એના માર્ગમાં કાંટા વેરી. બેસીએ. ના, એને પૂરો સાથ દેવો જોઈશે.



દક્ષિણ ભારતની સૌથી વધુ પ્રચલિત ગ્રામદેવતા મરિઅમ્મા છે. આ દેવતાની ઉત્પત્તિ સબંધમાં ઘણીક આખ્યાયિકાઓ પ્રચલિત છે. એવી એક આખ્યાયિકામાં આવ્યું છે કે જમદગ્નિની પત્ની (પરશુરામની માતા) એવી સતી હતી કે તે કોઈ પણ પાત્ર લીધા વિના પાણીનો ' જથો ' લાવી શકતી હતી અને તેનું ભીનું કપડું આપોઆપ આકાશમાં ઊડી જતું અને સૂકાતાં સુધી આકાશમાં જ રહેતું. પણ એક દિવસ તેનાથી અજાણે ચૂક થઈ ગઈ અને તેણે પોતાની આ શક્તિ ગુમાવી દીધી. એનો પતિ જમદગ્નિ ક્રોધે ભરાયો અને પરશુરામને આજ્ઞા કરી કે તારી માતાને જંગલમાં લઈ જઈને તેનો શિરચ્છેદ કર. આથી પરશુરામ તેને જંગલમાં લઈ ગયો પણ તે વધ કરવા માટે નક્કી કરેલા સ્થાને પહોંચ્યો એવામાં એક સ્ત્રી આવીને જમદગ્નિની પત્નીને બચાવવા માટે વળગી પડી આથી પરશુરામ ખૂબ મુંઝાઈ ગયો પણ પિતાની આજ્ઞાનું પાલન કરનાર એવા તે પુત્રે એ બંને સ્ત્રીઓનો શિરચ્છેદ કર્યો અને અત્યન્ત દુઃખિત મને પિતા પાસે આવ્યો. પિતાએ પ્રસન્ન થઈને પરશુરામને વરદાન માગવા કહ્યું. આથી પરશુરામે એવું માગ્યું કે પોતાની માતા પાછી જીવતી થાય. જમદગ્નિએ એ વરદાન કબૂલ રાખ્યું અને પરશુરામને એક પાત્રમાં પાણી ભરી આપ્યું અને એક નેતરની સોટી આપી અને જણાવ્યું કે તારી માતાના ધડ ઉપર તેનું ડોકું મૂકીને તેની ઉપર આ પાણી છાંટીને ડોકા ઉપર આ નેતર વડે ટકોરા મારજે. પણ પરશુરામે ઉતાવળમાં માતાનું ડોકું પેલી બીજી સ્ત્રીના ધડ ઉપર અને પેલી સ્ત્રીનું ડોકું માતાના ધડ ઉપર મૂક્યું અને બંનેને જીવતી કરી. પાછળથી પરશુરામની માતાના ડોકાવાળી બાઈ મરિઅમ્મા તરીકે અને પેલી બીજી સ્ત્રીના ડોકાવાળી પરશુરામની માતા યેલ્લમ્મા તરીકે પૂજાતી થઈ.

આર. એન. દાંડેકર



બકુલ ત્રિપાઠી

# નવીનતા

નવીનતાના આગ્રહી દરેક હોય છે. પણ જૂનું એટલું નકામું-સડેલું એમ માની લેવાની જરૂર છે ખરી? નવીનતાને વધાવવાનો આપણો એક માત્ર આશય હોઈ શકે તો તેને આપણે વધાવશો કે કેમ એ આપણને આ જાણીતા નિર્ભયિકાર અહીં સમજાવે છે જે દરેકને દરેક રીતે ગળે ઊતરે...

સંસાર પરિવર્તનશીલ છે, 'Charge is the law of nature,' 'જે જોયું તે જાય.' વગેરે સુવાક્યો દ્વારા જીવનની અને સંસારની પરિવર્તનશીલતા-પર અનેક ચિંતકોએ આપણું ધ્યાન દોર્યું છે. કુદરતનો નિયમ જ છે કે બધું બદલાયા કરે, કુદરતના ઘણા નિયમો આપણને ગમતા નથી, હવામાં ફેરફાર થાય અને શરદી થાય એ આપણને ગમતું નથી. તડકો એકદમ અદશ્ય થઈ જાય, વરસાદ તૂટી પડે અને આપણને ભીંજવી નાખે એ આપણને નથી ગમતું અને એવી જ રીતે ઘેરાયેલાં વાદળાં જોઈને છત્રી લઈને નીકળ્યા હોઈએ ત્યારે બેચાર છાંટાયે ન પડે અને તડકો નીકળી આવે એ આપણને નથી ગમતું.

કુદરતમાં જ નહીં બીજાં ક્ષેત્રોમાંય દેખીતી રીતે આપણને સ્થિરતા ગમે છે. પરંતુ જરા ઊંડો વિચાર કરીશું તો તરત જણાશે કે જ્યાં સ્થિરતા નથી એ જ આપણને સૌથી વધુ ગમે છે! ફેરફાર એટલે જ ગતિ અને ગતિ એટલે જ ચેતન. આથી ફેરફાર દેખીતો અળખામણો છતાં હકીકતમાં આપણને ઘણુંખરું પ્રિય હોય છે.

જવાહરલાલ નેહરુ આ વાત સમજે છે. એટલે તો મેં હમણાં જ સમાચાર વાંચ્યા તેમ મધ્યસ્થ સરકારના પ્રધાનમંડળમાં પાછી પુનર્રચના થવાના ભણકારા વાગી રહ્યા છે. પાર્લામેંટની લગભગ દરેક બેઠકની સમાપ્તિ વખતે મધ્યસ્થ પ્રધાનમંડળમાં ફેરફાર થવાની આગાહીઓ થાય છે.

ઇંગ્લેંડમાં પ્રધાનમંડળમાં આટલા ઝડપી ફેરફારો નથી થતા જ્યારે ફ્રાન્સમાં દર છાશવારે પ્રધાનમંડળ બદલાય છે એનું કારણ એ જ છે કે ઇંગ્લેંડના લોકો અરસિક છે! જીવનની ખરી મજા શેમાં છે એ તેઓ જાણતા જ નથી! અને એથી લાંબા વખત સુધી એકના એક માણસોથી એમને ચાલે છે. જ્યારે ફ્રેંચોની વાત જુદી છે. 'પેરીસ'નું નામ સાંભળતાં જ આપણા મનમાં રંગીલાપણાની યાદ ઉભરાય છે. એવા રસિક દેશમાં મહિનાઓ કે વર્ષો સુધી એકનું એક પ્રધાનમંડળ હોય એ કેમ ચાલે? એટલે એ લોકો ખૂબ પત્તાં ચીપ્યાં કરે છે, પ્રધાનો બદલ્યા કરે છે.

આપણે ભારતવાસીઓ સુવર્ણ મધ્યવાદીઓ છીએ. ફ્રાન્સની રસિકતા, રંગીલાપણું, નવીનતાનો શોખ અને ઇંગ્લેંડની જડતા એ બંનેનો સમન્વય આપણા રાજકારણમાં આપણે પ્રગટાવ્યો છે. જવાહરલાલ સ્થિર, મોરારજીભાઈ સ્થિર, ને બીજા બેચાર હતા ત્યાં ના ત્યાં પરંતુ બાકીના સભ્યો બદલાયા કરે—અલબત્ત, ફ્રાન્સ જેટલી ચમત્કારિક રીતે નહીં—પણ તોય ધીરે ધીરે છૂટક છૂટક પણ ફેરફારો થયા કરે છે. અને આપણી જીવંતતાનો એ જ ખરો પુરાવો છે.

આથી અલબત્ત એક ગેરફાયદો થાય છે સામાન્ય માણસ માટે પ્રધાનમંડળના બધા જ પ્રધાનોનાં નામ યાદ રાખવાનું મુશ્કેલ બની જાય છે. ખાસ કરીને 'સામાન્ય જ્ઞાન'ની પરીક્ષા આપનાર વિદ્યાર્થીઓને! પણ એ વાત જવા દઈએ તો આવો ફેરફાર આવકારદાયક છે. એથી આપણને નવાં ભાષણો, નવા તુક્કાઓ, નવા તરંગો—અને અલબત્ત સાથે સાથે નવા અને ક્યારેક લાભદાયી પગલાંઓનો પણ અનુભવ થતો રહે છે.

પરિવર્તન પરંપરાનો આનંદ અદ્ભુત છે. જવાહરલાલ ક્યારેક ક્યારેક પ્રધાનો બદલ્યા કરે છે, પ્રધાનો વિચારો બદલ્યા કરે છે, દર્દીઓ-ડૉક્ટરો બદલ્યા કરે છે, ડૉક્ટરો દવાઓ બદલ્યા કરે છે, સ્ત્રીઓ સાડીઓ બદલ્યા કરે છે, પુરુષો બ્લેડ બદલ્યા કરે છે, હોલીવુડની નટીઓ પ્રાણનાથો બદલ્યા કરે છે, કુદરત હવામાન બદલ્યા કરે છે, રેડિયોવાળા કાર્યક્રમો બદલ્યા કરે છે, યુવતીઓ





અંબોડાની ફેશન બદલ્યા કરે છે, પ્રધાનો મોટરો બદલ્યા કરે છે, ડ્રાયવરો મોટરના ગીયર બદલ્યા કરે છે, રેશનિંગવાળા રેશનનું પ્રમાણ બદલ્યા કરે છે, કેટલાક નોકરીઓ બદલ્યા કરે, કેટલાક ઘર બદલ્યા કરે છે, અને હું કંઈ નહીં તો છેવટે લખાણના વિષયો તો બદલ્યા જ કરું છું.

અને નિરંતર થતા આ બધા ફેરફારોને લીધે જ જીવનમાં આનંદ રહે છે. ઈંગ્લેંડમાં નૃત્યની ફેશનમાં ફેરફાર થયા કરે છે. અમુક વખતે અમુક 'સ્ટેપ' કે 'સ્વીંગ' ફેશનેબલ હોય છે. નૃત્ય-શિક્ષકો સૌને એ જ શીખવતા હોય છે, સમારંભોમાં એમાં જ સૌ રસ લેતાં હોય છે. પણ જ્યાં બધાને એ સ્ટેપ કે સ્વીંગ કે જે કંઈ કહેવાનું હોય તે આવડી જાય છે એટલે તરત નૃત્ય શિક્ષકો બીજા કો'ક સ્ટેપને કે બીજી કોઈ સ્ટાઈલને ફેશનેબલ ગણાવવા મંડે છે અને સૌ જૂનું ભૂલી એ નવું શીખી લે એટલે એય જૂનું ગણાઈ જાય છે અને કો'ક ત્રીજી જ રીત ફેશનેબલ ગણાવવા માંડે છે!

ફેરફારોનો, નવીનતાનો શોખ સૌથી વધુ તો ફેશનોમાં જ દૃષ્ટિએ પડે છે. કપડાંની ફેશન, વાળ ઓળવાની ફેશન, ચંપલની ડીઝાઈનની ફેશન, પ્રિય લેખક કે પ્રિય એક્ટર કોણ છે એ અંગેની ફેશન, વગેરે અનેક ફેશનો—અને ધનિકોમાં તો મોટરની જાત મોડેલ અને રંગ અંગે પણ ફેશનો હોય છે. એ સૌમાં થતા ફેરફારો માનવ સ્વભાવમાં રહેલો નવીનતાપ્રેમ વ્યક્ત કરે છે.

અને નવીનતાપ્રેમના પ્રેર્યા માણસો ન બદલાય તેવી વસ્તુઓ પણ બદલવા મથ્યા કરે છે. કેટલાક લોકો મોટા થયા પછી કે કૉલેજમાં આવ્યા પછી પોતાનું નામ બદલે છે—અરે અટક પણ બદલે છે, જ્યારે કેટલાક પરણ્યા પછી પત્નીનું નામ બદલે છે. અલબત્ત, આપણા સમાજમાં અમેરિકાની જેમ પત્નીઓ નથી બદલી શકાતી એટલે ઘણાને જરા અકળામણ થાય છે પણ એનો બદલો એ પત્ની પ્રત્યેની વર્તણુંક કે એને કરાતું સંબોધન બદલીને લઈ લે છે!

આ નવીનતાપ્રેમ ક્યારેક આંધળો બની આખા જીવનને આવરી લે છે ત્યારે આશ્ચર્યજનક પરિસ્થિતિ ઊભી થઈ જાય છે. અમેરિકામાં સમાજશાસ્ત્રના અભ્યાસીઓ આ અંગે જબરી મૂંઝવણમાં પડી ગયા છે. ફ્રાન્સના પ્રધાનમંડળ કરતાં તો ક્યાંય કેટલાય ગણી ઝડપે ત્યાં ફેશનો બદલાય છે. નવીનતા પાછળ ગાંડા બનેલા લોકો અનેક હાસ્યાસ્પદ કાર્યો કરે છે. જાહેર ખબરોમાં New શબ્દ ગૂંથી લઈ લોકોને ઘેલાં બનાવવાનું ત્યાં સરળ બની ગયું છે. અને એથી થતો રાષ્ટ્રીય ધનનો દુરુપયોગ જ નહીં પણ સમાજના સાંસ્કારિક જીવનમાં પ્રવેશતી અસ્થિરતા પણ ત્યાં ઘણાને અકળાવી રહી છે.

નવીનતાપ્રેમ છે એટલે જ જીવન આનંદમય રહી શકે છે. પણ તે નવીતાપ્રદ સ્થૂલ વસ્તુઓમાં જ પ્રગટ થાય છે ત્યારે ત્રાસ થાય છે. જીવન એક નવીનતા પાછળ આંધળી દોટ બની જાય છે. રવીન્દ્રનાથ ટાગોરે એક જગ્યાએ લખ્યું છે—'પ્રતિદિને પથેર ધૂલે હોલાય ના એ નવિના!' જીવનની ચિરપરિચિત સામાન્ય વસ્તુઓમાં પણ ધારીએ તો નવીનતાનું દર્શન કરવું શક્ય છે. પણ આપણી મોહાંધ આંખ એ પારખી શકતી નથી. જેની દૃષ્ટિ સંસ્કારી બની હોય છે, જેનું મન હમેશાં ઉલ્લાસમય હોય છે, જેની બુદ્ધિ સદાય ચેતનવંતી રહે છે તેને નવીનતાનાં દર્શન માટે બાહ્ય ફેરફારો શોધવા કે યોજવા નથી પડતા. 'તદેવ રૂપં રમણીયતાયાઃ ક્ષણે ક્ષણે યન્નવતાં ઉપૈતિ' એ રમણીયતાની વ્યાખ્યા આવી નવીનતાને દૃષ્ટિમાં રાખીને જ યોજાઈ હશે એ જ્યારે એ નિર્ધાજતાની દૃષ્ટિ આવે છે ત્યારે જ માણસને મળે છે જીવનનો સાચો આનંદ!

★

'સેવકરામ'

# ખેડૂતોને કોણ ન્યાય અપાવશે ?

ખેતી અને ગામડું એ હિંદનો સાચો પ્રાણ છે હતા એ જ આપણા ઉપેક્ષિત બને છે ત્યારે ! શાસ્ય સમાજને આપણે સમજતા થઈએ એ માટે લખતા શ્રી 'સેવકરામ'ના આ લખાણો ખૂબ ઉપયોગી છે

'સેવકરામ ! આનુ તો કંઈક કરો નહિ તો ખેડૂતોક પાયમાલ થઈ જશે '

'શેનુ કરવાનુ છે ?'

'શેનુ તે આ ચોરી જ તો તમે તો છાપામા વાચતા હશો હવે તો હદ થાય છે આ તે રાજ્ય છે કરો કંઈ જ ન મળે '

'ચોરી એ કંઈ આજનુ અનિષ્ટ છે આ બાજુ ચોરી થાય એ કંઈ નવી વાત નથી '

'પણ હવે તો નવુ થવા માડ્યુ છે ગઈ કાલ રાતના અમારા ગામના ત્રણ જણ સ્ટેશનથી ગામમા આવતા હતા વચ્ચે વાંકુ (નાની નદી) આવે છે ત્યા બે હરામખોરો તલવાર અને ધારિયા સાથે સતાઈ રહ્યા હતા આ લોકને તલવારની અણીએ લૂટી લીધા પાસે કંઈ ન મળ્યુ તે એ લોકના લૂગડાં ઉતારી લીધા નાગા કરી, લૂગડા લઈ બદમાશો ભાગી ગયા '

'લૂગડા લઈ ભાગી ગયા ?'

'તો હવે તમે જ કહો, એ લોક ગામમાંયે કંઈ રીતે આવે ! એક તો આબરૂ જાય ને પાછા મૂર્ખ બનીએ આ બદમાશો પર ચોકી પહેરો ખરો કે નહિ ?'

ચોરી કરવાની આ રીત ભયકર હતી થોડા દિવસ પહેલા એક બે ભાઈઓને ખેતરમાથી લૂટી એક જણીના કાને સોનાની વાળીઓ હતી તે બદમાશો છરાથી કાન કાપીને નાસી ગયા એક જગ્યાએ રાતના ચોરી કરવા ગયેલા ચોરે ઊંઘતી બાઈની કાનની વાળીઓ ઝાટકો મારી ખેંચી લીધેલી ને કાન તૂટી ગયેલો એ તો દાગીના જાય અને ઉપરથી શારીરિક ઈજા થાય આ સમાચારથી હુ પણ ત્રાસી ગયો હતો પણ આમા શુ થાય ! ગામેગામ પોલીસ મૂકી શકે ? ચોરોનો ઉપદ્રવ કંઈ એક ગામનો નહોતો

ગામેગામથી બૂમો આવતી હતી ક્યારેક તો અરેરાટી થાય એવા પ્રસગો બનતા હતા લોકો તગ આવી ગયા હતા અને તેમની અકળામણ પોલીસ સામે કાઢતા હતા આ ભાઈ પણ આવી મારી આગળ રોષ કાઢી રહ્યા હતા

'સેવકરામ ! તમારા જેવાયે કંઈ ન બોલે પછી અમારે કોનો સહારો લેવો ! પોલીસખાતાને તો લખી લખીને થાક્યા ફરિયાદો નોંધી જાય છે પણ એકે ચોર પકડાતો નથી ચોર પકડાય છે તો મુદ્દામાલ પકડાતો નથી આજ સુધી કોઈને ચોરી માટે સજા થઈ નથી એટલે ચોરી અટકે જ કંઈ રીતે ?'

'ચોરી અટકે જ કંઈ રીતે ?' આ સવાલ મને પણ મૂઝવી રહ્યો હતો

અગાઉ આ બાબતમા જિલ્લાના પોલીસવડા અધિકારી ડી એસ પી સાહેબને પણ રૂબરૂમા વાત કરી હતી તેમણે પણ આ જ સવાલ કર્યો હતો

'તમે જ કહો સેવકરામ, કંઈ રીતે ચોરી અટકે ?'

ને તેમની તકલીફોનુ બયાન કરતા તેમણે જણાવેલુ

'સરકારનુ તત્ર તો કાયદા પ્રમાણે ચાલે ચોરને અમે માનો કે શક પરથી પકડીએ તેને મારઝૂડ તો થાય નહિ ઘણુયે પૂછીએ પણ ચોરી કબૂલે નહિ મુદ્દામાલ બતાવે નહિ મુદ્દામાલ પકડાય નહિ ત્યા સુધી કંઈ રીતે સાબિત કરવુ કે એ જ ચોર છે એટલે કોર્ટમા અમારો કેસ ઢીલો પડે છે

'પાછા આ ચોરના વકીલો મળી રહે છે ખુદ કોંગ્રેસ કાર્યકરો જ ચોરોના વકીલ થઈ કોર્ટમા હાજર રહે છે એ જ સવાલ કરે છે એણે ચોરી કરી છે તેનો તમારી પાસે કયો પૂરાવો છે !

'તમે જ કહો સેવકરામ ! અમે કયો પૂરાવો રજૂ કરીએ ? આમા પૂરાવો તો રજૂ જ ન થઈ

શકે. ચોરી કરનારને કોણે જોયો હોય. ને મુદ્દામાલ ન પકડાય એટલે કોર્ટમાંથી એ લોકો નિર્દોષ છૂટી જાય છે. ઉપરથી પોલીસખાતાની ટીકા થાય છે.'

ચોરી થાય છે તે હું પણ કબૂલ કરું છું. પણ ચોરને પકડવો કઈ રીતે ! પોલીસ ગામેગામ તો ઓછી પહોંચી શકવાની હતી. એટલે આ બધામાં તો લોકોએ જ પોલીસનું કામ કરવું જોઈએ. પોલીસ પર આધાર રાખીને બેસી રહેવાથી તો શું વળે !

મને પણ ડી. એસ પી. સાહેબની વાત વ્યાજબી લાગી છે. અલબત્ત, પોલીસતંત્રનો હું બચાવ કરતો નથી. પોલીસની શિથિલતાના કારણે જ ચોરીનું પ્રમાણ વધે છે. ગુનાહિત તત્ત્વો પર જરૂરી અંકુશ મૂકવામાં આવે, તેના પર ચાંપતી નજર રાખવામાં આવે તોયે ઘણો ફેર પડે. પણ પોલીસ આમ કરતી નથી, પોલીસ તેમ કરતી નથી એવી બૂમો પાડવાથી પણ શું વળે ! ગામડાંએ જ ચોરોનો પ્રતિકાર કરવો જોઈએ. ગામડાંએ જ પોતાનું તેજ પ્રગટાવવું જોઈએ. એટલે આ ભાઈને પોલીસતંત્રની મર્યાદાની અને શિથિલતાની વાત કરીને કહ્યું :

'ભાઈ ! મારું માનો તો પોલીસ સામે મોં રાખ્યા વગર તમે જાતે જ પોલીસ બનો. ગામેગામ ટોળીઓ બનાવો. ટોળી રાતના ફરે, ચોકી કરે તો ચોરની દેન છે કે ગામમાં પેસી શકે ? એકવાર ટોળી નીકળી એવી જાણ થઈ એટલે ચોરો ભાગતા ફરશે.'

'સેવકરામ ! ખેડૂતનો દીકરો તે ખેતી કરે કે રાતના ટોળીમાં ફરે ?'

'ભલા ભાઈ ! ઉતાવળિયો નિર્ણય ન કરો. તમારે કંઈ રોજ ફરવાનું નથી. તેમ બારે માસ ફરવાનું નથી. શિયાળાનો પાક તૈયાર થવા આવે ને વરસાદ આવે તેટલા, ચાર પાંચ મહિના સાચવી લેવાના છે. ગામથી એટલુંયે ન થાય ?'

'ગામમાં એવો સંપ હોય તો જોઈતું હતું શું ?'

'ગામના પોતાના કામમાં સંપ નહિ કરે તો કોને માટે કરશે ! જો આજે છે એ સ્થિતિ રહે તો કદીયે ચોરી અટકવાની નથી. ખેતરે ખેતરે તો પોલીસ નહિ મૂકે ને ! આપણે અને પોલીસ, બંનેએ મળી ચોરી કાઢવાની છે.'

ને એ ભાઈને આ વાતની અગત્ય ઠસાવવા એક સાચા અનુભવની વાત કરી.

અહીંથી ચાર ગાઉ છેટે ગામ છે. ત્યાં રસ્તાની નાળ બાંધવા બાબતમાં અંટસ પડી. ગામમાં બે પાર્ટીઓ પડી ગઈ. પરિણામે ગામનાં બધાં જ વિકાસનાં કામો અટકી ગયાં. પણ ગામનો સરપંચ ડાહ્યો હતો. તેણે જોયું કે સીમમાં ઊભો પાક લૂંટાય છે. ચોરો આવી રાતોરાત કાલાં વીણી જાય. એરંડાની પાળો તોડી જાય, ઘઉં વાઢી જાય...ગામને કેટલું બધું નુકશાન થાય ? એટલે તેણે ગામને ભેગું કર્યું. સૌને વાત કરી.

ગામના મતભેદ હોય તે ભલે જ્યાં છે ત્યાં ને ત્યાં ઊભા રહેતા. પણ સીમચોરીમાં તો સૌને ત્રાસ છે. આખા ગામને નુકશાન છે. માટે રાતના ફરતી ટોળીઓ કાઢીએ. વારાફરતી ઘેર દીઠ એક એક જણ ચોકી કરવા નીકળે.

ગામને આ વાત બેસી ગઈ. બીજા દિવસથી રાતના ટોળી ફરવી શરૂ થઈ. સીમમાંથી પાઈનીયે ચોરી ન થઈ. સીમચોરી અટકી એટલે ગામમાં ઘરફોડનોયે બનાવ ન બન્યો. ચોરો ગામથી દૂર રહેવા લાગ્યા. ચોરીના ભયથી ગામ મુક્ત બન્યું.

જો ગામેગામ સંરક્ષણ ટોળીઓ કાઢવામાં આવે તો ચોરીનો ત્રાસ ઓછો થાય.

એ ભાઈ સાંભળીને થોડા ઠંડા પડ્યા. તેમણે કહ્યું:

'સેવકરામ ! એમ કરો, તમે અમારા ગામ આવો. ગામને સમજાવો તો વળી ટોળી કાઢે. નહિ તો અત્યારે તો ગામ ખૂબ ઉશ્કેરાયું છે. પેલા મત લઈ જનારા ધારાસભ્ય પણ મોં દેખાડતા નથી. પોલીસ પણ ટકી નથી. એટલે ગામ તો દાંતિયા કાઢે છે. તમે આવશો તો ગામને ઠીક લાગશે.'

ને બીજા જવાબદારીમાંથી છટકી શકે; હું સેવકરામ કઈ રીતે છટકી શકું ? બીજા દિવસે એ ગામમાં આવ-



ચુનીલાલ મડિયા

# સાહિત્યસાધક શ્રી દલાલ

ગુજરાતના જાગૃત વાર્તાકાર અને નાટ્યકાર શ્રી જયન્તિ દલાલને મોડું મોડું પણ ગુજરાત સાહિત્યસભાના ૧૯૫૯ના રણજીતરામ સુવર્ણચન્દ્રક-વિજેતા તરીકેનું બહુમાન મળે છે એ પ્રસંગે તેમની સાહિત્યસાધનાનો વિવેચનો આ લેખ ઉચિત છે

ત્રણેક દાયકા પહેલાં ગુજરાત કૉલેજમાં વિખ્યાત પ્રિન્સીપાલ શીરાઝના શાસનકાળ વેળા આજે જેને નાટકના અવેતન કલાકારો કહેવામાં આવે છે એવા ત્રણ તરુણો ક્લાસમાં છેલ્લી પાટલીએ બેસીને નાટકો લખવાનો પ્રયત્ન કરતા એકબીજાએ રચેલા અધૂરા નાટકો પૂરા કરી આપતા, અને કૉલેજના વાર્ષિકોત્સવ વેળા એ ભજવતા પણ ખરા એ મિત્ર ત્રિપુટીના નામ યશવંત પંડ્યા, દિલીપ કોઠારી અને જયન્તિ દલાલ આમાંના યશવંત પંડ્યાએ ગુજરાતી સાહિત્યમાં એકાંકી નાટ્યલેખનનો યશસ્વી આરંભ કર્યો દિલીપ કોઠારી, જેમને એ જમાનાની ગુજરાત કૉલેજના નાટ્યપ્રયોગોમાં સ્ત્રીપાત્રની ભૂમિકાઓ ભજવેલી પછી એમણે આગળ જતા એક કાબેલ નાટ્યનિર્માતા તરીકે નામ કાઢેલું (ભાવનગરમાં એમણે શ્રીધરાણી કૃત 'મોરનાં ઈંડાં' હસ્તપ્રતમાંથી ભજવેલું, મુંબઈમાં 'પ્રેમરંગ'નો યાદગાર પ્રયોગ રજૂ કરેલો) એ ત્રિપુટીમના ત્રીજા જયન્તિ દલાલે આગળ જતા નાટ્યલેખન અને વાર્તાલેખનનું વધારે વ્યવસ્થિત ખેડાણ કર્યું, અને ઉત્તમ નાટ્યલેખન તથા ઉત્તમ વાર્તાલેખન બદલ ગુજરાત સાહિત્યસભા તરફથી ૧૯૫૯ના રણજિતરામ સુવર્ણચન્દ્રકના યશસ્વી વિજેતા બન્યા છે

દલાલને નાટક અને રંગભૂમિના સંસ્કાર ગળથૂથીમાંથી જ સાંપડ્યા છે, એમ કહીએ ત્યારે એ ઉક્તિ આલંકારિક જ નહિ, વાચ્યાર્થમાં પણ સાચી બની રહે છે પિતા ઘેલાભાઈ દલાલ દેશી નાટક સમાજનું સંચાલન કરતા અને તેથી જયન્તિ દલાલનો ઉછેર જ નાટકના નેપથ્યમાં થયેલો પરિણામે નાટક માટે લઘુતમ આવશ્યક સામગ્રીઓ, તખ્તાનાં બે પાટિયાં અને જુસ્સો તો આ લેખકને વારસામાં જ મળેલો


શ્રી જયન્તિ દલાલ

અને છતાં આ જૂની રંગભૂમિના ઝનૂની વળગણથી તેઓ મુક્ત રહી શક્યા છે એ આશ્ચર્ય સાથે આનંદની વાત બની એટલા ખાતર નોંધવી પડે છે કે આજે કેટલાક હિત ધરાવનારાઓ જૂની ધંધાદારી રંગભૂમિના હાડપિંજરોની ઠાઠડી માંડી બેઠા છે અને દર વર્ષે ઉત્સવ વારે જૂના તખ્તાના કોઈક કહેવાતા સુવર્ણયુગની ગુણગાથા ફરી ફરીને સાચી રંગભૂમિના વિકાસને રૂંધી રહ્યા છે ગુજરાતના ઉત્તમોત્તમ નટ તરીકે અમૃત કેશવ નાયક કે અશરફખાનની જાહેરાત થાય ત્યારે આ 'જૂની'ના પેરવાઓ સારકારિક મુંઝવણ કેવી બેગમેળ આચરી ગયા છે એનો ખ્યાલ આવે છે આપણાં સદ્ભાગ્યે દલાલે જૂની રંગભૂમિના પ્રત્યક્ષ પરિચયનો ઉપયોગ ખોરાક તરીકે નહિ પણ ખાતર તરીકે જ કર્યો, અને પરિણામે નવી રંગભૂમિ માટે સાચા સાહિત્યિક નાટકો એમની કલમમાંથી નીપજી શક્યાં.

---

બધાયે ભાષણમાં તો ગરીબને સુખી કરવાની વાતો તો કરે છે પણ ગરીબો સુખી થાય છે ખરા ? નથી થતા તો શું કારણ છે ! આ વિશે આપણા નેતાઓ અને પ્રધાનો ઊંડો વિચાર કરે તો સારું

આ કેમ તો ગુજરાત રાજ્યના પ્રધાનશ્રીને પહોંચાડવાનું વિચાર્યું છે



'સાચાં નાટકો'-શબ્દપ્રયોગ અહીં સભાનપણે કર્યો છે. કરવો પડ્યો છે. નાટકો સાચાં અને ખોટાં બન્ને હોઈ શકે ? હોવાં તો ન જોઈએ, પણ ગુજરાતી સાહિત્યમાં કમનસીબે એ બન્ને પ્રકારોનું અસ્તિત્વ સ્વીકારવું પડે એવી સ્થિતિ છે. આજે અણઘડ સંવાદો પણ 'નાટક' જેવા ભારેખમ નામનો દાવો કરી રહ્યા છે ત્યારે સાચા નાટક અને બનાવટી નાટકનો ભેદ પાડવો અનિવાર્ય બને છે.

૧૯૪૦ માં પ્રગટ થયેલા દલાલના એકાંકીસંગ્રહ 'જવનિકા'માં આરંભિક પ્રયોગશીલતા દેખાતી હતી, પણ એના અનુગામી સંગ્રહ 'પહેલો પ્રવેશ' માં એ પ્રયોગશીલતા સિદ્ધિમાં પરિણમી ચૂકી હતી. પછી તો એમણે બીજા ત્રણ પ્રવેશો આપ્યા. અને એમાં 'માની દીકરી', 'દ્રૌપદીનો સહકાર,' 'સોયનું નાકું', 'સ્વર્ગકમ્પ' જેવી રચનાઓએ એકાંકી સાહિત્યના નવનવાં શિખરો સર કર્યાં. ટૂંકી વાર્તાને ક્ષેત્રે દલાલનું અર્પણ નાનું સુનું નથી. (જો કે, ગુજરાતી સાહિત્યનો આજકાલ જે નવા સર્જનાત્મક ઇતિહાસો લખાવાઈ રહ્યા છે એમાં દલાલ નામના કોઈ વાર્તાકારનું અસ્તિત્વ જ જોવા નથી મળતું.) ધૂમકેતુ–દ્વિરેફ પછી, ગુજરાતી ટૂંકી વાર્તાને વાસ્તવલક્ષી વળાંક આપવામાં દલાલની કલમે એક આગવી કામગીરી બજાવી છે. એમના વાર્તાલેખનમાં 'રેખા' માસિકનું સંપાદન એક મુખ્ય નિમિત્ત હતું. પશ્ચિમના 'લિટલ રિવ્યૂ' સામયિકોની યાદ આપતાં એ માસિકે વાર્તાક્ષેત્રે ઘણી નવી કલમો ચમકતી કરેલી તેમાં સંખ્યાબંધ 'ઉપનામો' તળે દલાલની જ કલમ કામ કરી રહી હતી એ હકીકત તત્કાળ તો બહુ ઓછાં વાચકોના ધ્યાનમાં આવેલી પણ 'ઉત્તરા' વાર્તાસંગ્રહ પ્રગટ થયો ત્યારે કથાવસ્તુ અને માવજતના દલાલ જ સુવાંગ ગણાય એવા એક આગવા ઘરાનાની પ્રતીતિ થયેલી. (જો કે, ગુજરાતમાં વારંવાર બને છે એમ, આ સંગ્રહના પ્રકાશન બાદ પ્રગટ થયેલ 'આપણી શ્રેષ્ઠ નવલિકાઓ'માં દલાલની જ વાર્તા ગેરહાજર હતી.) 'લીલાં લીલાં દસ આપ્યાં,' 'મૂઠી ચોખા,' 'અધીરાઈ ગઈ' આદિ દલાલની નમૂનેદાર વાર્તાઓ આ પ્રથમ સંગ્રહમાં ગ્રંથસ્થ થયેલી. 'ઉત્તરા' સંગ્રહ ઉપર બીજા વિશ્વયુદ્ધની અને બેંતાળીસની લડતની છાયા હતી, તો 'જૂજવાં' અને 'કથરોટમાં ગંગા'ની વાર્તાઓમાં સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના જીવનનું સરવૈયું હતું. પણ સઘળી કૃતિઓમાં એક સૂક્ષ્મ સંવેદનશીલ અને સજાગ કલાકારની હાજરી તો અવશ્ય દેખાતી જ.

દલાલ સ્વભાવે પત્રકાર છે. કોઈક ને કોઈક સામયિકના પ્રકાશન વિના એમને ચેન ન પડે. અભિવ્યક્તિ માટેની એ એમની આંતરિક જરૂરિયાત હશે. 'રેખા' માસિક અને 'ગતિ' ગ્રંથમાળા સાથે થોડો સમય 'ગતિ' સાપ્તાહિકનું પણ સંપાદન કરેલું. એ બાદ 'રંગમ્'ના બે વાર્ષિકો પ્રગટ કરેલા એ તો આબ્દિક પ્રકાશનને ક્ષેત્રે યાદગાર થઈ ગયા છે.

ગુજરાતી વાર્તા–નવલકથાને ક્ષેત્રે 'ચાલો ગામડે' નો નારો ઊઠ્યો ત્યારે જ, જાણે કે આ વહેણની સમતુલા સાચવવા દલાલે શહેરી જીવનનું આલેખન શરૂ કરેલું. આ ઘટના નર્યો અકસ્માત હોય તોયે આવકાર્ય ગણાય. 'શહેરની શેરી'નાં જીવનચિત્રો પેટલીકરનાં 'ગ્રામ ચિત્રો'ની સમતુલા જાળવતાં લાગે છે. નગરજીવનની ઉપરટપકે દેખાતી સામાન્યતામાં રહેલી સામાન્યતાની શોધ અને એની પાછળની સંવેદના એ માત્ર 'શહેરની શેરી' નું જ નહિ, દલાલની ઘણીખરી કૃતિઓનું જાણીતું લક્ષણ છે. દલાલના લેખનનું એવું જ બીજું જાણીતું લક્ષણ તે વ્યંગોક્તિ અને વક્રકથન. આ વ્યંગ વ્યંગ ખાતર જ ભાગ્યે જ યોજાતો હોય. એ તો એમના વ્યક્તિત્વનો જ એક સ્વાભાવિક આવિષ્કાર જણાય છે. અને છતાં દલાલને માત્ર વક્રદર્શી કહેવામાં 'ઝાડ, ડાળ ને માળો' કે 'આ ઘેર પેલે ઘેર' જેવી સંખ્યાબંધ ગંભીર કરુણાંત કૃતિઓને અન્યાય થાય એમ લાગે છે.

દલાલનાં પુસ્તકોની આખી યાદી વાંચનારને એમાં મૌલિક જેટલાં જ અનુદિત પુસ્તકોની નામાવલિ નજરે ચડશે. આ અનુવાદપ્રવૃત્તિનો આરંભ આજથી અઢી દાયકા પૂર્વે 'બળવાખોર પિતાની તસવીર'થી થયેલો અને

ચુનીલાલ મડિયા

# સાહિત્યસાધક શ્રી દલાલ

ગુજરાતના અગ્રગણ્ય વાર્તાકાર અને નાટ્યકાર શ્રી જયન્તિ દલાલને મોડું મોડું પણ ગુજરાત સાહિત્યસભાના ૧૯૫૯ના રણજીતરામ સુવર્ણચન્દ્ર-વિજેતા તરીકેનું બહુમાન મળે છે એ પ્રસંગે તેમની સાહિત્યસાધના વિષેનો આ લેખ ઉચિત છે

ત્રણેક દાયકા પહેલાંના ગુજરાત કૉલેજમાં વિખ્યાત પ્રિન્સીપાલ શીરાઝના શાસનકાળ વેળા આજે જેને નાટકના અવેતન કલાકારો કહેવામાં આવે છે એવા ત્રણ તરુણો ક્લાસમાં છેલ્લી પાટલીએ બેસીને નાટકો લખવાનો પ્રયત્ન કરતા એકબીજાએ રચેલા અધૂરાં નાટકો પૂરાં કરી આપતા અને કૉલેજના વાર્ષિકોત્સવ વેળા એ ભજવતા પણ ખરા એ મિત્ર ત્રિપુટીનાં નામ યશવંત પંડ્યા, દિલીપ કોઠારી અને જયન્તિ દલાલ આમાંના યશવંત પંડ્યાએ ગુજરાતી સાહિત્યમાં એકાંકી નાટ્યલેખનનો યશસ્વી આરંભ કર્યો દિલીપ કોઠારી જેમને એ જમાનાની ગુજરાત કૉલેજના નાટ્યપ્રયોગોમાં સ્ત્રીપાત્રની ભૂમિકાઓ ભજવેલી હતી એમણે આગળ જતાં એક ક્ષમેન નાટ્યનિર્માતા તરીકે નામ કાઢેલું (ભાવનગરમાં એમણે શ્રીધરાણી કૃત 'મોરનાં ઈંડાં' હસ્તપ્રતમાંથી ભજવેલું, મુંબઈમાં પ્રેમરંગનો યાદગાર પ્રયોગ રજૂ કરેલો) એ ત્રિપુટીમાંના ત્રીજા જયન્તિ દલાલે આગળ જતાં નાટ્યલેખન અને વાર્તાલેખનનું વધારે વ્યવસ્થિત ખેડાણ કર્યું, અને ઉત્તમ નાટ્યલેખન તથા ઉત્તમ વાર્તાલેખન બદલ ગુજરાત સાહિત્યસભા તરફથી ૧૯૫૯ના રણજિતરામ સુવર્ણચન્દ્રકના યશસ્વી વિજેતા બન્યા છે

દલાલને નાટક અને રંગભૂમિના સંસ્કાર ગળથૂથીમાંથી જ સાંપડ્યા છે એમ કહીએ ત્યારે એ ઉક્તિ આલંકારિક જ નહિ વાચ્યાર્થમાં પણ સાચી બની રહે છે પિતા ઘેલાભાઈ દલાલ દેશી નાટક સમાજનું સંચાલન કરતા અને તેથી જયન્તિ દલાલનો ઉછેર જ નાટકના નેપથ્યમાં થયેલો પરિણામે નાટક માટે લઘુતમ આવશ્યક સામગ્રીઓ તખ્તાના બે પાટિયાં અને જુસ્સો તો આ લેખકને વારસામાં જ મળેલો અને છતાં આ જૂની રંગભૂમિના જની વળગણથી તેઓ મુક્ત રહી શક્યા છે એ આશ્ચર્ય સાથે આનંદની વાત બની છે. એ અર્થમાં ખાતર નોંધવી પડે છે કે આજે કેટલાક દિલ ધરાવનારાઓ જૂની ધંધાદારી રંગભૂમિના હાડપિંજરોની ઠાઠડી કાઢી બેઠા છે અને દર વર્ષે શ્રાવણ જૂના તખ્તાના કોઈક કહેવાતા સુવર્ણયુગની શુનશીલતા ફેરી ફેરીને સાચી રંગભૂમિના વિકાસને ગૂંગળાવી રહ્યા છે ગુજરાતના ઉત્તમોત્તમ નટ તરીકે અમૃત કેશવ નાયક કે અશરફખાનની જાહેરાત થાય ત્યારે આ 'જૂની'ના ખેરખાંઓ સારકારિક મંડળમાં કેવી ભેળસેળ આચરી રહ્યા છે એનો ખ્યાલ આવે છે આપણા સદ્ભાગ્યે દલાલે જૂની રંગભૂમિના પ્રથમ પરિચયનો ઉપયોગ ખોરાક તરીકે નહિ પણ ખાતર તરીકે જ કર્યો અને પરિણામે નવી રંગભૂમિ માટે સાચાં સાહિત્યિક નાટકો એમની કલમમાંથી નીપજી શક્યાં.


શ્રી જયન્તિ દલાલ

---

બધાયે ભાષણમાં તો ગરીબને સુખી કરવાની વાતો તો થાય છે પણ ગરીબો સુખી થાય છે ખરા ? નથી થતા તો શું કારણ છે ! આ વિષે આપણા નેતાઓ અને પ્રધાનો ઊંડો વિચાર કરે તો સારું

આ કેસ તો ગુજરાત રાજ્યના પ્રધાનશ્રીને પહોંચાડવાનું વિચાર્યું છે







'સાચાં નાટકો' શબ્દપ્રયોગ અહીં સભાનપણે કર્યો છે. કરવો પડ્યો છે. નાટકો સાચાં અને ખોટાં બન્ને હોઈ શકે ? હોવાં તો ન જોઈએ, પણ ગુજરાતી સાહિત્યમાં કમનસીબે એ બન્ને પ્રકારોનું અસ્તિત્વ સ્વીકારવું પડે એવી સ્થિતિ છે. આજે અણઘડ સંવાદો પણ 'નાટક' જેવા ભારેખમ નામનો દાવો કરી રહ્યા છે ત્યારે સાચા નાટક અને બનાવટી નાટકનો ભેદ પાડવો અનિવાર્ય બને છે.

૧૯૪૦ માં પ્રગટ થયેલા દલાલના એકાંકીસંગ્રહ 'જવનિકા'માં આરંભિક પ્રયોગશીલતા દેખાતી હતી, પણ એના અનુગામી સંગ્રહ 'પહેલો પ્રવેશ' માં એ પ્રયોગશીલતા સિદ્ધિમાં પરિણમી ચૂકી હતી. પછી તો એમણે બીજા ત્રણ પ્રવેશો આપ્યા. અને એમાં 'માની દીકરી', 'દ્રૌપદીનો સહકાર,' 'સોયનું નાકું', 'સ્વર્ગકમ્પ' જેવી રચનાઓએ એકાંકી સાહિત્યના નવનવાં શિખરો સર કર્યાં. ટૂંકી વાર્તાને ક્ષેત્રે દલાલનું અર્પણ નાનું સુનું નથી. (જો કે, ગુજરાતી સાહિત્યના આજકાલ જે નવા સર્જનાત્મક ઇતિહાસો લખાવાઈ રહ્યા છે એમાં દલાલ નામના કોઈ વાર્તાકારનું અસ્તિત્વ જ જોવા નથી મળતું.) ધૂમકેતુ–દ્વિરેફ પછી, ગુજરાતી ટૂંકી વાર્તાને વાસ્તવલક્ષી વળાંક આપવામાં દલાલની કલમે એક આગવી કામગીરી બજાવી છે. એમના વાર્તાલેખનમાં 'રેખા' માસિકનું સંપાદન એક મુખ્ય નિમિત્ત હતું. પશ્ચિમના 'લિટલ રિવ્યૂ' સામયિકોની યાદ આપતાં એ માસિકે વાર્તાક્ષેત્રે ઘણી નવી કલમો ચમકતી કરેલી તેમાં સંખ્યાબંધ 'ઉપનામો' તળે દલાલની જ કલમ કામ કરી રહી હતી એ હકીકત તત્કાળ તો બહુ ઓછાં વાચકોના ધ્યાનમાં આવેલી પણ 'ઉત્તરા' વાર્તાસંગ્રહ પ્રગટ થયો ત્યારે કથાવસ્તુ અને માવજતના દલાલ જ સુવાંગ ગણાય એવા એક આગવા ઘરાનાની પ્રતીતિ થયેલી. (જો કે, ગુજરાતમાં વારંવાર બને છે એમ, આ સંગ્રહના પ્રકાશન બાદ પ્રગટ થયેલ 'આપણી શ્રેષ્ઠ નવલિકાઓ'માં દલાલની જ વાર્તા ગેરહાજર હતી.) 'લીલાં લીલાં દસ આપ્યાં,' 'મૂઠી ચોખા,' 'અધીરાઈ ગઈ' આદિ દલાલની નમૂનેદાર વાર્તાઓ આ પ્રથમ સંગ્રહમાં ગ્રંથસ્થ થયેલી. 'ઉત્તરા' સંગ્રહ ઉપર બીજા વિશ્વયુદ્ધની અને બેંતાળીસની લડતની છાયા હતી, તો 'જૂજવાં' અને 'કથરોટમાં ગંગા'ની વાર્તાઓમાં સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના જીવનનું સરવૈયું હતું. પણ સઘળી કૃતિઓમાં એક સૂક્ષ્મ સંવેદનશીલ અને સજાગ કલાકારની હાજરી તો અવશ્ય દેખાતી જ.

દલાલ સ્વભાવે પત્રકાર છે. કોઈક ને કોઈક સામયિકના પ્રકાશન વિના એમને ચેન ન પડે. અભિવ્યક્તિ માટેની એ એમની આંતરિક જરૂરિયાત હશે. 'રેખા' માસિક અને 'ગતિ' ગ્રંથમાળા સાથે થોડો સમય 'ગતિ' સાપ્તાહિકનું પણ સંપાદન કરેલું. એ બાદ 'રંગમ્'ના બે વાર્ષિકો પ્રગટ કરેલા એ તો આબ્દિક પ્રકાશનને ક્ષેત્રે યાદગાર થઈ ગયા છે.

ગુજરાતી વાર્તા–નવલકથાને ક્ષેત્રે 'ચાલો ગામડે' નો નારો ઊઠ્યો ત્યારે જ, જાણે કે આ વહેણની સમતુલા સાચવવા દલાલે શહેરી જીવનનું આલેખન શરૂ કરેલું. આ ઘટના નર્યો અકસ્માત હોય તોયે આવકાર્ય ગણાય. 'શહેરની શેરી'નાં જીવનચિત્રો પેટલીકરનાં 'ગ્રામ ચિત્રો'ની સમતુલા જાળવતાં લાગે છે. નગરજીવનની ઉપરટપકે દેખાતી સામાન્યતામાં રહેલી સામાન્યતાની શોધ અને એની પાછળની સંવેદના એ માત્ર 'શહેરની શેરી' નું જ નહિ, દલાલની ઘણીખરી કૃતિઓનું જાણીતું લક્ષણ છે. દલાલના લેખનનું એવું જ 'બીજું જાણીતું' લક્ષણ તે વ્યંગોક્તિ અને વક્રકથન. આ વ્યંગ વ્યંગ ખાતર જ ભાગ્યે જ યોજાતો હોય. એ તો એમના વ્યક્તિત્વનો જ એક સ્વાભાવિક આવિષ્કાર જણાય છે. અને છતાં દલાલને માત્ર વક્રદર્શી કહેવામાં 'ઝાડ, ડાળ ને માળો' કે 'આ ઘેર પેલે ઘેર' જેવી સંખ્યાબંધ ગંભીર કરુણાંત કૃતિઓને અન્યાય થાય એમ લાગે છે.

દલાલનાં પુસ્તકોની આખી યાદી વાંચનારને એમાં મૌલિક જેટલાં જ અનુદિત પુસ્તકોની નામાવલિ નજરે ચડશે. આ અનુવાદપ્રવૃત્તિનો આરંભ આજથી અઢી દાયકા પૂર્વે 'ખળવાખોર પિતાની તસ્વીર'થી થયેલો અને

ચુનીલાલ મડિયા

# સાહિત્યસાધક શ્રી દલાલ

ગુજરાતના જાગૃત વાર્તાકાર અને નાટ્યકાર શ્રી જયન્તિ દલાલને મોડું મોડું પણ ગુજરાત સાહિત્યસભાના ૧૯૫૮ના રણજિતરામ સુવર્ણચન્દ્રક-વિજેતા તરીકેનું બહુમાન મળે છે એ પ્રસંગે તેમની સાહિત્યસેવાના વિવેચનો આ લેખ ઉચિત છે

અનેક દાયકા પહેલાં ગુજરાત કૉલેજમાં વિખ્યાત પ્રિન્સીપાલ શીરાઝના શાસનકાળ વેળા આજે જેને નાટકના અવેતન કલાકારો કહેવામાં આવે છે એવા ત્રણ તરુણો ક્લાસમાં છેલ્લી પાટલીએ બેસીને નાટકો લખવાનો પ્રયત્ન કરતા એકબીજાએ રચેલાં અધૂરાં નાટકો પૂરાં કરી આપતા, અને કૉલેજના વાર્ષિકોત્સવ વેળા એ ભજવતા પણ ખરા એ મિત્ર ત્રિપુટીનાં નામ યથાવત પડ્યાં, દિલીપ કોઠારી અને જયન્તિ દલાલ આમાંના યશવંત પંડ્યાએ ગુજરાતી સાહિત્યમાં એકાંકી નાટ્યલેખનનો યશસ્વી આરંભ કર્યો દિલીપ કોઠારી જેમને એ જમાનાની ગુજરાત કૉલેજના નાટ્યપ્રયોગોમાં સ્ત્રીપાત્રની ભૂમિકાઓ ભજવતી પડતી એમણે આગળ જતાં એક ટમેન નાટ્યનિર્માતા તરીકે નામ કાઢેલું (ભાવનગરમાં એમણે શ્રીધરાણી કૃત ‘મોરનાં ઈંડાં’ હસ્તપ્રતમાંથી ભજવેલું, મુંબઈમાં ‘પ્રેમરંગ’નો યાદગાર પ્રયોગ રજૂ કરેલો) એ ત્રિપુટીમાંના ત્રીજા જયન્તિ દલાલે આગળ જતાં નાટ્યલેખન અને વાર્તાલેખનનું વધારે વ્યવસ્થિત ખેડાણ કર્યું, અને ઉત્તમ નાટ્યલેખન તથા ઉત્તમ વાર્તાલેખન બદલ ગુજરાત સાહિત્યસભા તરફથી ૧૯૫૮ના રણજિતરામ સુવર્ણચન્દ્રકના યશસ્વી વિજેતા બન્યા છે


શ્રી જયન્તિ દલાલ

દલાલને નાટક અને રંગભૂમિના સંસ્કાર ગળથૂથીમાંથી જ સાંપડ્યા છે, એમ કહીએ ત્યારે એ ઉક્તિ આલંકારિક જ નહિ, વાચ્યાર્થમાં પણ સાચી બની રહે છે પિતા ઘેલાભાઈ દલાલ દેશી નાટક સમાજનું સંચાલન કરતા અને તેથી જયન્તિ દલાલનો ઉછેર જ નાટકના નેપથ્યમાં થયેલો પરિણામે નાટક માટે લઘુતમ આવશ્યક સામગ્રીઓ, તખ્તાનાં બે પાટિયાં અને જુસ્સો તો આ લેખકને વારસામાં જ મળેલો અને છતાં આ જૂની રંગભૂમિના ઝનૂની વળગણથી તેઓ મુક્ત રહી શક્યા છે એ આશ્ચર્ય સાથે આનંદની વાત અહીં એટલા ખાતર નોંધવી પડે છે કે આજે કેટલાક હિત ધરાવનારાઓ જૂની ધંધાર્થી રંગભૂમિના હાડપિંજરોની ઠાઠડી કાઢી બેઠા છે અને દર વર્ષે વારે જૂના તખ્તાના કોઈક કહેવાતા સુવર્ણયુગની ગુનગાથા ફેંકી ફેંકીને સાચી રંગભૂમિના વિકાસને ગૂંગળાવી રહ્યા છે ગુજરાતના ઉત્તમોત્તમ નટ તરીકે અમૃત કેશવ નાયક કે અશરફખાનની જાહેરાત થાય ત્યારે આ ‘જૂની’ના ખેરખાંઓ સાંસ્કારિક મૂંઝવણમાં કેવી ભેળસેળ આચરી રહ્યા છે એનો ખ્યાલ આવે છે આપણા સદ્ભાગ્યે દલાલે જૂની રંગભૂમિના પ્રત્યક્ષ પરિચયનો ઉપયોગ ખોરાક તરીકે નહિ પણ ખાતર તરીકે જ કર્યો, અને પરિણામે નવી રંગભૂમિ માટે સાચાં સાહિત્યિક નાટકો એમની કલમમાંથી નીપજી શક્યાં

---

બધાયે ભાષણમાં તો ગરીબને સુખી કરવાની વાતો તો કરે છે પણ ગરીબો સુખી થાય છે ખરા ? નથી થતા તો શું કારણ છે ! આ વિશે આપણા નેતાઓ અને પ્રધાનો ઊંડો વિચાર કરે તો સારું

આ કેસ તો ગુજરાત રાજ્યના પ્રધાનશ્રીને પહોંચાડવાનું વિચાર્યું છે



'સાચાં નાટકો' શબ્દપ્રયોગ અહીં સભાનપણે કર્યો છે. કરવો પડ્યો છે. નાટકો સાચાં અને ખોટાં બન્ને હોઈ શકે ? હોવાં તો ન જોઈએ, પણ ગુજરાતી સાહિત્યમાં કમનસીબે એ બન્ને પ્રકારોનું અસ્તિત્વ સ્વીકારવું પડે એવી સ્થિતિ છે. આજે અણઘડ સંવાદો પણ 'નાટક' જેવા ભારેખમ નામનો દાવો કરી રહ્યા છે ત્યારે સાચા નાટક અને બનાવટી નાટકનો ભેદ પાડવો અનિવાર્ય બને છે.'

૧૯૪૦ માં પ્રગટ થયેલા દલાલના એકાંકીસંગ્રહ 'જવનિકા'માં આરંભિક પ્રયોગશીલતા દેખાતી હતી, પણ એના અનુગામી સંગ્રહ 'પહેલો પ્રવેશ' માં એ પ્રયોગશીલતા સિદ્ધિમાં પરિણમી ચૂકી હતી. પછી તો એમણે બીજા ત્રણ પ્રવેશો આપ્યા. અને એમાં 'માની દીકરી', 'દ્રૌપદીનો સહકાર,' 'સોયનું નાકું', 'સ્વર્ગકમ્પ' જેવી રચનાઓએ એકાંકી સાહિત્યના નવનવાં શિખરો સર કર્યાં. ટૂંકી વાર્તાને ક્ષેત્રે દલાલનું અર્પણ નાનું સૂનું નથી. (જો કે, ગુજરાતી સાહિત્યનો આજકાલ જે નવા સર્જનાત્મક ઇતિહાસો લખાવાઈ રહ્યા છે એમાં દલાલ નામના કોઈ વાર્તાકારનું અસ્તિત્વ જ જોવા નથી મળતું.) ધૂમકેતુ–દ્વિરેફ પછી, ગુજરાતી ટૂંકી વાર્તાને વાસ્તવલક્ષી વળાંક આપવામાં દલાલની કલમે એક આગવી કામગીરી બજાવી છે. એમના વાર્તાલેખનમાં 'રેખા' માસિકનું સંપાદન એક મુખ્ય નિમિત્ત હતું. પશ્ચિમના 'લિટલ રિવ્યૂ' સામયિકોની યાદ આપતાં એ માસિકે વાર્તાક્ષેત્રે ઘણી નવી કલમો ચમકતી કરેલી તેમાં સંખ્યાબંધ 'ઉપનામો' તળે દલાલની જ કલમ કામ કરી રહી હતી એ હકીકત તત્કાળ તો બહુ ઓછાં વાચકોના ધ્યાનમાં આવેલી પણ 'ઉત્તરા' વાર્તાસંગ્રહ પ્રગટ થયો ત્યારે કથાવસ્તુ અને માવજતના દલાલ જ સુવાંગ ગણાય એવા એક આગવા ઘરાનાની પ્રતીતિ થયેલી. (જો કે, ગુજરાતમાં વારંવાર બને છે એમ, આ સંગ્રહના પ્રકાશન બાદ પ્રગટ થયેલ 'આપણી શ્રેષ્ઠ નવલિકાઓ'માં દલાલની જ વાર્તા ગેરહાજર હતી.) 'લીલાં લીલાં દસ આપ્યાં,' 'મૂઠી ચોખા,' 'અધીરાઈ ગઈ' આદિ દલાલની નમૂનેદાર વાર્તાઓ આ પ્રથમ સંગ્રહમાં ગ્રંથસ્થ થયેલી. 'ઉત્તરા' સંગ્રહ ઉપર બીજા વિશ્વયુદ્ધની અને બેંતાળીસની લડતની છાયા હતી, તો 'જૂજવાં' અને 'કથરોટમાં ગંગા'ની વાર્તાઓમાં સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના જીવનનું સરવૈયું હતું. પણ સઘળી કૃતિઓમાં એક સૂક્ષ્મ સંવેદનશીલ અને સજાગ કલાકારની હાજરી તો અવશ્ય દેખાતી જ.

દલાલ સ્વભાવે પત્રકાર છે. કોઈક ને કોઈક સામયિકના પ્રકાશન વિના એમને ચેન ન પડે. અભિવ્યક્તિ માટેની એ એમની આંતરિક જરૂરિયાત હશે. 'રેખા' માસિક અને 'ગતિ' ગ્રંથમાળા સાથે થોડો સમય 'ગતિ' સાપ્તાહિકનું પણ સંપાદન કરેલું. એ બાદ 'રંગમ્'ના બે વાર્ષિકો પ્રગટ કરેલા એ તો આબ્દિક પ્રકાશનને ક્ષેત્રે યાદગાર થઈ ગયા છે.

ગુજરાતી વાર્તા–નવલકથાને ક્ષેત્રે 'ચાલો ગામડે' નો નારો ઊઠ્યો ત્યારે જ, જાણે કે આ વહેણની સમતુલા સાચવવા દલાલે શહેરી જીવનનું આલેખન શરૂ કરેલું. આ ઘટના નર્યો અકસ્માત હોય તોયે આવકાર્ય ગણાય. 'શહેરની શેરી'નાં જીવનચિત્રો પેટલીકરનાં 'ગ્રામ ચિત્રો'ની સમતુલા જાળવતાં લાગે છે. નગરજીવનની ઉપરટપકે દેખાતી સામાન્યતામાં રહેલી સામાન્યતાની શોધ અને એની પાછળની સંવેદના એ માત્ર 'શહેરની શેરી' નું જ નહિ, દલાલની ઘણીખરી કૃતિઓનું જાણીતું લક્ષણ છે. દલાલના લેખનનું એવું જ બીજું જાણીતું લક્ષણ તે વ્યંગોક્તિ અને વક્રકથન. આ વ્યંગ વ્યંગ ખાતર જ ભાગ્યે જ યોજાતો હોય. એ તો એમના વ્યક્તિત્વનો જ એક સ્વાભાવિક આવિષ્કાર જણાય છે. અને છતાં દલાલને માત્ર વક્રદર્શી કહેવામાં 'ઝાડ, ડાળ ને માળો' કે 'આ ઘેર પેલે ઘેર' જેવી સંખ્યાબંધ ગંભીર કરુણાંત કૃતિઓને અન્યાય થાય એમ લાગે છે.

દલાલનાં પુસ્તકોની આખી યાદી વાંચનારને એમાં મૌલિક જેટલાં જ અનુદિત પુસ્તકોની નામાવલિ નજરે ચડશે. આ અનુવાદપ્રવૃત્તિનો આરંભ આજથી અઢી દાયકા પૂર્વે 'બળવાખોર પિતાની તસ્વીર'થી થયેલો અને

એ પ્રવૃત્તિનું તાજામાં તાજું સુફળ નોર્વેજીઅન લેખક નટ હેમ્સનકૃત 'હંગર' નો અનુવાદ છે. આ બે કૃતિઓના અનુવાદના વચલા ગાળામાં તો એમણે નવલોમાં નગાધિરાજ ગણાતી તોલ્સ્તોયકૃત 'યુદ્ધ અને શાંતિ'નો શબ્દશઃ અનુવાદ આપીને ગુજરાતી ભાષાને મહામૂલું ઘરેણું અર્પ્યું છે. 'મેઘપંથ,' 'ખભે પછેડી ને દીઠો ચાંદ' વગેરે નવલકથાઓ પણ દલાલની અનુવાદ પ્રવૃત્તિની જ નીપજ છે.

એમણે મૌલિક નવલકથાઓ બે જ આપી છે. 'ધીમુ અને વિભા' તથા 'પાદરનાં તીરથ.' પણ શહેરની શેરીનાં સૂક્ષ્મતમ સંવેદનોને ટૂંકાં જીવનચિત્રોમાં સમર્થ રીતે વાચા આપી શકનાર કલમમાંથી હજુય વધારે લાંબી રચનાઓ કેમ નીપજતી નથી એવો પ્રશ્ન પૂછવાનો દલાલનાં વાચકોને અધિકાર છે.

અને એવી જ ફરિયાદ એમની નાટ્યપ્રવૃત્તિ બાબતમાં પણ કરી શકાય. સ્વ. આનંદશંકર ધ્રુવ માટે કહેવાયું છે કે તેઓ જેટલી જાણકારી ધરાવતા હતા એટલું લખી શક્યા નહોતા. દલાલે પણ નાટ્યકલાની જાણકારીના પ્રમાણમાં હજી આપણને પૂરતી રચનાઓ નથી આપી. લાંબાં ત્રિઅંકી નાટકો તો હજી એમણે આરંભ્યાં જ નથી. કોઈ પણ સર્જકની ઉત્તમોત્તમ રચના તો ભાવિના ગર્ભમાં જ હોય. અને દલાલને તો એમના જ શબ્દોમાં 'લાકડાની કાયા ને લૂગડાની માયા'નું વળગણ વારસામાં જ મળ્યું છે. એમની સર્જક પ્રતિભા માટે ઉત્તમોત્તમ, તાસીરને અનુકૂળ માધ્યમ પણ નાટક જ છે. આપણે ઇચ્છીએ કે ગુણજ્ઞ ગુજરાત સાહિત્ય સભાએ રણજિતરામ સુવર્ણચન્દ્રક વડે આ પ્રતિભાનું જે બહુમાન કર્યું છે એ એના વિજેતાની પેલી ભાવિના ગર્ભમાંની ઉત્તમોત્તમ નાટ્યરચનાઓના અવતરણમાં નિમિત્તરૂપ બની રહો.



તાજેતરમાં સોવિયેત વૈજ્ઞાનિક ડૉ. યુરી રાલે એક રસિક પ્રશ્નની ચર્ચા કરી હતી. પ્રશ્ન હતો: બીજા ગ્રહો ઉપર વસતા માનવીઓ કેવાં હશે? આ અંગે સાહસકથાનાં લેખકોએ જે અનેક અદ્‌ભુત કાલ્પનિક તર્કો કર્યા છે એમને ડૉ. રાલે રદિયો આપ્યો છે. તેઓ કહે છે કે બીજા ગ્રહોના માનવીઓનો આકાર આપણા જેવો નહીં હોય. પણ તો ય અમુક બાબતોમાં તો આપણી સાથે મળતાપણું તો હશે જ. દાખલા તરીકે એમનમાં એક યા બીજા રૂપે નીચેનાં અંગો હોવાં જ જોઈએ:

(૧) એમને મગજ હશે, આખા શરીરમાં ફેલાયેલી જ્ઞાનતંતુની જાળ હશે અને મગજનું રક્ષણ કરવા માટે એની આસપાસ હાડકાની ખોપરી હશે.

(૨) ગ્રહો ઉપર ગુરુત્વાકર્ષણ હોય. એટલે શરીરના કોઈ એવા ભાગમાં મગજ આવેલું હશે કે જેથી એના ઉપર વધારે પડતું દબાણ ન આવે.

(૩) માનવીને ફરવા તો જોઈએ જ. એટલે એમને પગ જેવું તો કંઈક હોવું જોઈએ: અને એને માટે કેટલીક ઇંદ્રિયો પણ હોવી જોઈએ.

(૪) એમને એક અથવા એકથી વધુ આંખો હોય એ સંભવિત છે.

લેખક માને છે કે શરીરશાસ્ત્રની પાયાની પ્રક્રિયાઓ સઘળા પ્રાણીઓમાં સરખી હોય છે, એના ઉપરથી એમ લાગે છે કે બીજા ગ્રહોના માનવીઓ અનેક બાબતોમાં આપણને મળતા આવતા હશે. પણ જુદા પ્રકારના સંજોગોને પરિણામે, એમનો આકાર આપણા આકાર કરતા અનેક રીતે જુદો પડે એ શક્ય છે.

**'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**



વિજયકુમાર ત્રિવેદી

# સરલા

ઉત્તર ગુજરાતના જાણીતા જાહેર-સામાજિક કાર્યકર અને બાહોશ ધારાશાસ્ત્રીએ લખેલી આ સત્યકથા નારી જાતિનું ગરવું પ્રતીક રજૂ કરે છે. કલ્પના કરતાં સત્ય હમેશાં ચડે છે એટલે જ આ સત્યકથાનું આગવું મહત્ત્વ ગણાય. ઊર્મિનાં વાચકોને હવે તો જાણીતા વાર્તાકાર શ્રી વિજયકુમાર ત્રિવેદી આવી બીજી કથાઓ આપશે જ...

બાવીસ વર્ષની ઉમ્મરની સરલાનો પતિ સુરેશ જ્યારે ગુજરી ગયો ત્યારે સૂરત શહેરના એ નાના મહોલ્લામાં ભારે કલ્પાંત થયું. સુરેશ માંદો તો કેટલાય વખતથી હતો પરંતુ તે આમ અચાનક ગુજરી જશે તેમ કોઈ માનતું નહોતું. જો કે સુરેશની જિંદગીનો અંત આવ્યો તેની સાથે તેની મિલકતનો પણ અંત આવ્યો હતો અને તેના ઘરમાં ફૂટી બદામ કહી શકાય તેવું કંઈ જ સુરેશના મરણ વખતે નહોતું. જો તે થોડું વધુ જીવ્યો હોત તો શું થાત તે કહેવું પણ મુશ્કેલ હતું. મધ્યમ વર્ગના ટી. બી. માં શું કે બીજા રોગમાં સપડાએલા માનવીની આ જ દશા હોય છે અને લોકો કહે છે: 'મરતો ગયો અને પાછળનાને મારતો ગયો'—એ સાવ સાચું છે. આવા લોકોની જે કંઈ મિલકત હોય તે મંદવાડમાં ખલાસ થઈ જાય છે ને તેના આશ્રિતોના નસીબમાં આંસુ સિવાય કંઈ જ શિલક રહેતું નથી.

જે કંઈ થોડો ઘણો સામાન પોતાની પાસે હતો તે વેચી મારીને અને પાંચ પચાસ રૂપિયાનું દેવું કરીને સરલા જ્યારે રાતની ગાડીમાં પાછી આવી ત્યારે સહુ જ તેની દયા ખાવા માંડ્યું:

'બિચારી સરલા. તેને માથે આભ તૂટી પડ્યું. હવે શું કરશે?'—નાતની ડોસીઓ અને આધેડ વયની સ્ત્રીઓ સરલાને જોઈને કહેવા લાગી. રોકકળ ને એવું બધું એટલા પ્રમાણમાં ચાલ્યું કે સરલાની સરખી ઉમ્મરની બેનપણીઓમાંથી કોઈની તેની પાસે આવવાની પણ હિંમત ચાલી નહિ. એમને રોતાં આવડતું નહોતું અને સરલા પાસે જાય અને રોવેકૂટે નહિ તો ડોસીઓની ટીકાને પાત્ર થવું પડે, જે થવાની તેમની હિંમત નહોતી.

આમ તો સરલાનાં સાસુ મંગળાગવરી નાની જ ઉમ્મરમાં વિધવા થયાં હતાં. તેમના એકના એક દીકરા સુરેશને તેમણે પોતાનું રાચરચીલું વેચી ભણાવ્યો હતો અને છેલ્લાં પાંચ વર્ષથી તે મુંબાઈમાં એક મીલમાં કારકુનની નોકરી કરતો હતો. પરંતુ મધ્યમ વર્ગના મુંબાઈમાં ધંધો શોધવા ગયેલા લોકોનું થાય છે તેમ તે ન મુંબાઈમાં ઓરડી રાખી શક્યો કે ન સરલાને કે માતાને પોતાની પાસે લાવી શક્યો. લોજના રોટલા અને ગમે ત્યાં પડી રહેવાનું એટલે ટી. બી. જેવા રોગ આવા લોકો માટે સામાન્ય છે.

મહોલ્લામાં નાની નાની ટોળીઓ વળતી અને બધાં સરલાની જ વાત કરતાં: 'મંગળાએ તો રંડાપો વિતાવી સુરેશને મોટો કર્યો પણ સરલાનું શું?' ફુટડા દેવના દીધેલા તેને ત્રણ દીકરા હતા પણ તેમને ખાવાનાં જ સાંસાં હતાં તો ભણવાની તો વાત જ શી? અને સરલા સાસરામાં દુ:ખી હતી તો પિયરમાં પણ ક્યાં સુખી હતી? તેની માતાની તે ભલે એકની એક દીકરી હોય પણ માતા પાસે માંડ પોતાનું પેટ ભરે તેટલો અવેજ હતો પછી દીકરી ભાણેજીઆંનો ત્યાં તો સમાવેશ થાય જ ક્યાંથી?

સરલાની સહુ દયા ખાતું. પણ કોઈ તેને રસ્તો બતાવતું નહિ. ઉલટું બધાં એમ જ કહેતાં: 'ગમેતેમ તો પણ વાણિયા બ્રાહ્મણથી કંઈ મજૂરી થાય છે કે નોકરી થાય છે? અને ગૃહસ્થી પેઠે રહેવું તો પડે જ. ઈશ્વરે અવતાર ઉચ્ચ કોમમાં આપ્યો એટલે તેમાં પણ કંઈ છૂટકો છે!' હજી આજ પણ કેટલાય એમ માને છે કે ગમેતેવી સ્થિતિ હોય તો પણ ગૃહસ્થી જેમ રહેવું જ પડે. અને મજૂરી કરવાનો ઈજારો તો બીજી કોમનો જ. પછી આવા મધ્યમ વર્ગની સહુ દયા ખાય છે અને કહે છે કે મધ્યમ વર્ગ કચડાઈ રહ્યો છે. તેની પડી છે કોઈને? પણ આવો મધ્યમ વર્ગ ન કચડાય તો તેનું થાય પણ શું?

સરલા ભણવામાં ખૂબ જ હોંશિયાર હતી. ગુજરાતી ૭ ચોપડી ભણી પણ નિશાળમાં કાયમ પહેલો નંબર રાખતી. લગ્ન થયા પછી તેનું વાંચવાનું અને ચાર વર્ષના લગ્નજીવનમાંનાં ત્રણ બાળકના માતૃત્વે તેની મોટા ભાગની શક્તિ હરી લીધી હતી. પતિની જૂજ આવક ઉપર આ ૭ જીવ રોટલા ભેગા થતા પરંતુ હવે તો માત્ર ઉપર આભ અને નીચે ધરતી જ હતું.

સરલાની મૂંઝવણનો પાર નહોતો. મંગળાગવરીની પણ અકળામણ અકથ્ય હતી પરંતુ કોઈ માર્ગ દેખાતો નહિ. મરણના સમાચાર સાંભળ્યા ત્યારની સરલા વિચારમા ઊંડી ઊતરી ગઈ હતી.

ખૂબ ખૂબ મૂંઝવણ અને વિચારને અંતે સરલાએ નિશ્ચય કર્યો. સુરેશના મરણના બારમે દિવસે જ્યારે તેણે મુંડન કરાવવાની ના પાડી ત્યારે આખી નાત તેના વિરૂદ્ધ થઈ ગઈ. જે લોકો બિચારી સરલા કહેતાં તે હવે તેના ઉપર ગાળોનો વરસાદ વરસાવવા માંડ્યા. આમાંથી ખુદ મંગળાગવરી પણ બાકી ન રહ્યાં. સરલાની મા કંચનને પણ લાગતું કે સરલા આ સારું કરતી નથી પણ તેનામાં કંઈ કહેવાની હિંમત નહોતી.

પરંતુ સુરેશના મરણના ચૌદમે દિવસે સરલાએ જ્યારે મુંબાઈની ટિકિટ કપાવી ત્યારે તો તેની આખી નાત ઊંચીનીચી થઈ ગઈ. સુરેશના મરણનો કોઈને આઘાત નહોતો લાગ્યો અને મધ્યમ વર્ગના એ હિમાયતીઓને લાગ્યું કે આપણો ધર્મ અને સંસ્કૃતિ રસાતાળ જઈ રહ્યાં છે.

જે લોકો 'બિચારી સરલા' કહી વાત કરતા હતા તે હવે સરલાની સાત પેઢી ઉકેલવા માંડ્યા. સરલા તો હવે વેશ્યા થઈ જશે ત્યાંથી માંડીને જાત જાતની વાતો સરલા માટે કરવા માંડ્યા અને કંચન અને મંગળાગવરીની મૂંઝવણ વધારવા માંડ્યા. એટલું સારું થયું કે તેમની આ ટીકા સાંભળવા સરલા હાજર નહોતી નહિ તો તેને આપઘાત કરવો પડત.

સરલા સીધી, જે દવાખાનામાં સુરેશને રાખ્યો હતો તે દવાખાનાની મેટ્રન પાસે ગઈ. મેટ્રન એક દયાભણી ભલી બાઈ હતી. તેણે સરલાને સુરેશના મંદવાડમાં થોડી હિંમત આપી હતી પરંતુ હવે તો તે સરલાને પોતાને ઘેર જ લઈ ગઈ. તેની દશા પણ સરલા જેવી જ હતી. પરંતુ આજે તો તે ૨૫૦ રૂપિયાની અમલદાર હતી અને તેનાં છોકરાં કૉલેજમા શિક્ષણ લેતાં હતાં.

મેટ્રને સરલાને પોતાના ઘરે જ રાખી. દવાખાનામાં ફીમેલ વૉર્ડમા થોડું કામ અપાવ્યું. સરલાનું અંગ્રેજી જ્ઞાન થોડું હતું. મેટ્રને રાતે રાતે સરલાને અંગ્રેજી શીખવવા માંડ્યું અને નવું સત્ર શરૂ થયું ત્યારે સરલાને નર્સીઝ ટ્રેઈનીંગ ક્લાસમાં દાખલ કરાવી.

સરલાએ પોતાની પરિસ્થિતિનો જ્યારે સાસુ તથા માતાને કાગળ લખ્યો ત્યારે માતાએ તો થોડું આશ્વાસન મેળવ્યું. જો કે એ પણ જૂના વિચારનાં અને મધ્યમ વર્ગની વિચારસરણીથી રંગાયેલાં હતા એટલે તેમને થતું કે સરલા આના કરતાં ઘેર રહી ભૂખે મરતી હોત અને બધાની નજરમાં બિચારી કહેવાતી હોત તો સારું હતું. બાકી સાસુની સરલા તરફ સહાનુભૂતિ હતી પરંતુ તેમને તો એમ જ થતું કે જ્યાં સુધી સરલાના માથેથી વાળ ઊતરશે નહિ ત્યાં સુધી સુરેશની સદ્ગતિ થશે નહિ.

સરલા તો રાતદિવસ મહેનત કરવા લાગી. એના નસીબે છોકરાં રાખનાર મા હતી એટલે ચિંતા નહોતી. તેને જે માસિક પચાસ રૂપિયા શિષ્યવૃત્તિ મળતી તેમાંથી પણ તે દસ રૂપિયા બચાવી પાંચ માતાને તથા પાંચ સાસુને મોકલતી. ૬ બાર મહિને એકાદ વાર વતનમાં આવીને છોકરાંની ખબર કાઢી જતી.

સરલાના આખા સમાજમાં આ પહેલો પ્રસંગ હતો. કેટલાક પૈસાવાળાની છોકરીઓ ભણી હતી પણ કોઈ છોકરી હજી નર્સ તો થઈ જ નહોતી તેમ કોઈ છોકરી કોઈ પણ પ્રકારની નોકરી પણ કરતી જ નહોતી. એટલે સમાજવાળા તો કહેતા કે સરલા તો વંઠી જ ગઈ છે. સરલાને સમાજવાળા શું કહે છે તેની પરવા નહોતી. તેને તો પરવા હતી પોતાનાં છોકરાને ભણાવવાની અને પોતાને માથે આવેલો બોજો ઊંચકવાની. તેને

જીવવાની ઘણી ઇચ્છા હતી. પણ તેને સમાજમાં ભિખારી તરીકે નહોતું જીવવું.

સરલાની બુદ્ધિ—પગ ઉપર ઊભા રહેવાની તમન્ના બધાંએ સરલામાં નવું જ બળ રેડ્યું. ત્રણ વર્ષના અંતે તે નર્સની પરીક્ષામાં ઊંચે નંબરે પાસ થઈ અને તેને લાગલી જ દોઢસો રૂપિયાની નોકરી પણ મળી ગઈ.

સરલા છોકરાંને પોતાની પાસે લાવી. મુંબાઈ રહેવા માંડી. હવે તેને ઓરડી પણ મળી હતી. માતાને આવવાનો ઘણો આગ્રહ કર્યો પરંતુ માતા કહે કે 'મારું ખોળિયું નહિ વટલાવું. તું ભલે સુખી થા. મારો જીવ રાજી છે. એ ભ્રષ્ટાચારમાં મારું કામ નહિ.' માતા આવવાની ના પાડે પછી સાસુ તો માને જ શાનાં? તેમને સરલાની દયા આવતી હતી પણ તેમણે તો સરલાનો હાથનું પાણી પણ ધરમ સાચવવા પીવાનું બંધ કર્યું હતું. અને તેમાં એમનો વાંક નહોતો. નાતના ભણેલા ગણેલા માણસો પણ કહેતા કે નર્સનું જીવન એટલે નર્યો ભ્રષ્ટાચાર. હરિજન અને ક્રીશ્ચિયન ભેગું ખાવાનું, રહેવાનું. તેમાં ધરમ કદી સચવાય નહિ.

સરલાને છોકરાં સાચવીને નોકરી કરવામાં તકલીફ પણ પડતી. પરંતુ પાડોશી સારાં હતાં. તે છોકરાંની ખબર રાખતાં. સરલાને રોજ-મનમાં થતું કે પતિની હયાતીમાં જ ભણીને નર્સ થઈ હોત તો? પતિને આવકમાં ટેકો પણ થાત. તેની સેવા ચાકરી પણ સારી થાત અને કદાચ તેને ટી. બી. થાત પણ નહિ. પણ હવે તો આ બધા વિચારો જ હતા.

સરલાનું નાવ ઈશ્વરની દયાથી બરાબર ચાલવા માંડ્યું. છોકરાં બરાબર ભણવા માંડ્યાં. તે સાસુને તથા માને પણ માસિક પાંચ પાંચ રૂપિયા મોકલી શકતી. સાસુને સરલાના હાથનું પાણી નહોતું ખપતું પરંતુ રૂપિયા ખપતા હતા કારણ કે પાણી ખોટું છે કહેનારા કોઈ સાસુની દયા ખાઈ તેમને રૂપિયા આપતા નહોતા.

હવે કોઈ સરલાને ભિખારી કહે છે તો તેને માથાનો ઝાટકો લાગે છે. સદા શાંત અને હસમુખી રહેતી સરલા ભિખારી શબ્દ સાંભળે છે અને છંછેડાઈ જાય છે અને ગુસ્સાથી કહે છે: 'જુઓ મને કોઈ ભિખારી કહેશો નહિ. કોઈ અબળાએ ભિખારી થવાની જરૂર નથી. અમારી ખોટી દયા ખાઈને અમને ભિખારાં બનાવ્યાં છે. અમે ભિખારાં નથી, ભિખારા રહેવું નથી.'

કોઈ મધ્યમ વર્ગની વાત કરે ત્યારે પણ સરલા બહુ ચીડાય છે: 'મધ્યમ વર્ગ મધ્યમ વર્ગ કહીને તમે જ આ વર્ગને દુઃખી કર્યો છે.' તે આ વર્ગની બહેનોમાં કાયમ ખૂબ જ રસ લે છે અને દરેકને કોઈ ને કોઈ કામ શીખી જઈ પતિની આવકમાં ઉમેરો કરવાનો રસ્તો બતાવે છે. અને તેની પ્રેરણાથી આજે કેટલીય બહેનો ભરતાં સીવતાં, આવકવાળી થતાં અને પતિની આવકમાં ઉમેરો કરતી થઈ ગઈ છે.

વાત લખવા માંડી ત્યારે તો વાતનું મથાળું 'ભિખારી સરલા' રાખવાનો વિચાર હતો પરંતુ આ સાચી વાત જ્યારે સમાજ આગળ મૂકું છું અને સરલાબહેનના સદા હસતા મુખ અને પરગજુ સ્વભાવનો વિચાર કરું છું ત્યારે 'ભિખારી' શબ્દ પાછો ખેંચી લીધા સિવાય રહી શકતો નથી. ૯



એક વાર વિખ્યાત ચિત્રકાર વ્હીસ્લરે લંડનમાં એક ધનવાન વ્યક્તિને ત્યાં દિવાલ પર પોતાનું એક ચિત્ર જોયું. આ ચિત્ર એણે ઘણાં વર્ષો પહેલાં તૈયાર કરેલું. વ્હીસ્લર થોડીક મિનિટો આ ચિત્રને ધારીને જોઈ રહ્યો. પણ એને ચિત્ર કાંઈ બરાબર લાગ્યું નહિ. નજીકમાં પીંછી અને રંગની પ્લેટ પડયાં હતાં. એણે પીંછી ઉઠાવીને કેન્વાસ પર લસરકા મારવા માંડયા. યજમાન તો આ જોઈ આભો જ બની ગયો. ગભરાતાં ગભરાતાં એણે કહ્યું: 'આપ શું કરી રહ્યા છો? મારા ચિત્રની આ દશા કરવાનો તમને શો હક્ક છે?' 'તમારું ચિત્ર?' વ્હીસ્લરે પૂછ્યું 'તમે ચિત્રના થોડાક પૈસા આપ્યા એટલે એ ચિત્ર કાંઈ તમારું થઈ જતું નથી.'

પ્રો. ડૉ. મહેન્દ્ર ન. પંડ્યા

# અણવિકસિત સાહિત્યઅંગ : રોજનીશી

રોજનીશી એ સાહિત્યનું અણવિકસિત અંગ છે : એ સાહિત્યઅંગ વધુ ને વધુ વિકસિત થાય તો તેમાંથી જે હકીકતભર્યું સુંદર વાંચન મળે તે દરેકને સરખું ઉપયોગી થઈ શકે. એ અંગને દરેક વધુ ને વધુ વિકસાવે તેવી પ્રેરણા આપતો જાણીતા પ્રાધ્યાપકે રમેલો આ અભ્યાસ-લેખ છે...

ગુજરાતી સાહિત્યમાં અનેક સાહિત્યરૂપો ખીલ્યાં છે, ખીલી રહ્યાં છે, પરન્તુ હજી રોજનીશીની બાબતમાં આપણે સંશોધન તથા સર્જન કરવાનું અતિઘણું બાકી છે. આપણે સ્વભાવે ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી વંચિત રહ્યા છીએ અને તેથી કરીને આ અગત્યના અંગ પ્રત્યે જોઈએ તેથી ઓછું ધ્યાન આપણે આપ્યું છે. પરિણામ એ થયું છે કે ગુજરાતી સાહિત્યસૃષ્ટિમાં 'મહાદેવભાઈની ડાયરી', 'નરસિંહરાવની રોજનીશી' જેવાં પુસ્તકો આંગળીને વેઢે ગણાય એટલાં જ છે, એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી.

અત્યારે આપણે થોડા વર્ષોથી એવા સમયમાં જીવન વ્યતીત કરતા આવ્યા છીએ કે લગભગ દરરોજ કાંઈ ને કાંઈ મહત્ત્વના બનાવ બને છે; રાજકીય, સામાજિક, કૌટુમ્બિક, આર્થિક, સાહિત્યિક ક્ષેત્રોમાં ત્વરિત ગતિએ ફેરફારો થયા કરતા આવ્યા છે અને જો તેની નોંધ આપણે નહિ લઈએ તો સંભવ છે કે તે સર્વે આપણે ભૂલી પણ જઈશું. વળી, અત્યારે જે બનાવો બની રહ્યા છે, જે વ્યક્તિઓ ભારતમા અને પરદેશોમા આજે જીવી રહી છે, તેની સ્મૃતિ પણ નષ્ટપ્રાય થશે, ભૂંસાઈ જશે, જો કોઈ રોજનીશી તેની પ્રતિદિન નોંધ નહિ રાખે તો ! આધુનિક યુગમા વિજ્ઞાનની અકલ્પનીય પ્રગતિને આભારે નૂતન પ્રયાસો થયા જ કરે છે ચન્દ્રલોક પર ચઢાઈ, અવકાશમા યાત્રા, ટેલીવીઝન, સુગંધમય ફિલ્મો આ આજની અજાયબી, કાલના વાસીઓને સામાન્ય લાગશે પણ તોયે નોંધવી રહી. વળી રોજનીશી દ્વારા આપણે રોજનીશી રાખનારની ઉપરાંત તેમાં જે સ્ત્રી પુરુષોનાં નામોનો સમાવેશ થયો હોય તેમની જીવનચર્યા પણ આપણે મેળવી શકીશું, તેમનુ વ્યક્તિત્વ પારખી શકીશું, તે સમયના નાના મોટા વહેણને, પામી શકીશું, કારણ વૃત્તપત્રો અથવા ઇતિહાસના પુસ્તકો અથવા આત્મકથા આપણને આ સર્વ માહિતી સંક્ષિપ્ત રીતે જ આપશે—જો તે પણ આપી શકે તો—આત્મલક્ષી રીતે ! આપણને માનવજીવનમાં અને માનવસંસ્કૃતિમાં અખંડ રસ છે. આપણે પાષાણયુગના માનવી વિષે અભ્યાસ કરીએ છીએ, તેણે દોરેલાં ભીંતચિત્રો, તેણે વાપરેલાં પાષાણ ઓજારો-તપાસીએ છીએ, ભેગાં કરીએ છીએ, તે અને અન્ય વસ્તુઓ પરથી તેનું જીવન પુન સ્થાપિત કરવા પ્રયાસ આદરીએ છીએ. પણ એ માનવી ફક્ત ભીંતો પર ચિત્રો જ નહોતો ચીતરતો, પાષાણયન્ત્રોથી શિકાર જ નહોતો કરતો, તે પણ વિચાર કરતો હતો; સુખ, દુઃખની લાગણી અનુભવતો હતો; આ વિષે આપણે જાણવા કુતૂહલ ધરાવતા હોવા છતાં, આપણે કેટલું જ્ઞાન સંપાદન કરી શકીએ છીએ ? તે સમયના માનસ્વભાવ, તે સમયની જીવનઘટમાળ આપણે માટે વધુ આકર્ષણ રાખે છે, પણ આપણે અજ્ઞાનના અંધકારમાંથી જ્ઞાનના પ્રકાશને પામી શકતા નથી—કારણ કે તે સમયની લેખિત નોંધ મોજૂદ નથી, હોઈ શકે નહિ.

આજે જીવન તે દિવસના જેવું સરળ, એકપન્થી નથી રહ્યું. સમય પણ એટલો રહ્યો નથી, માટે જ રોજનીશી જરૂરી બનતી જાય છે રોજનીશી, આત્મકથા, જીવનચરિત્ર, ઇતિહાસ, લેખકની અનેક અને અમૂલ્ય કૃતિઓ કરતા, એક દૃષ્ટિએ વધુ મહત્ત્વની છે કારણ કે રોજનીશીનુ સ્થાન કોઈ પણ સાહિત્ય-સ્વરૂપ લઈ શકે તેમ નથી. સૌથી આત્મદર્શી, વેધક, આત્મલક્ષી, સત્ય અને આધારભૂત લેખન તે રોજનીશીનું હોઈ શકે આ પુસ્તકનાં પૃષ્ઠોમા રોજનીશીકાર કોઈ પણ આડંબર વિના, કોઈ પણ પ્રકારના બિનજવાબદાર, સ્વૈચ્છિક



રીતે કોઈ પણ પ્રકારના દંભ વિના, પ્રશંસાની ઇચ્છા વિના જે હૈયે અને હોઠે હશે તે લેખિની દ્વારા સહજ રીતે ઉતાર્યે જશે; પોતાને સ્ફુરેલા વિચારો, પોતાનામાં ઉદ્દભવેલી લાગણીઓ, આશા–નિરાશાઓ, ભાવનાઓ, પોતે સ્વીકારેલા પૂર્વગ્રહો, આદર્શો, પોતે અનુભવેલા પ્રસંગો, સંશયો, વગેરે તે બધું તાજું હોય તે જ અરસામાં લખતો જતો હોઈ તેમાં આપણને કેટકેટલું જ્ઞાન આપી શકશે ! વળી, આત્મકથા લખનાર તો એમ પણ ધારે કે તેની કૃતિ ગમે તે સ્થળે, કાળે, ગમે તેના હાથમાં જતાં, તેને માટે અનુકૂળ-પ્રતિકૂળ અભિપ્રાય પણ બધાવે, માટે તે આત્મકથાનાં પૃષ્ઠોમાં પોતાનું મન મોકળું કરતાં કરતાં પણ જરા સંકોચ અનુભવશે, અને ગાંધીજી વગેરે જેવા વિરલ આત્માઓ બાદ કરતાં, કેટલા માનવીઓ પોતાનું જીવન લેશમાત્ર સંતાકૂકડી સિવાય જનતાને ચરણે ધરવાની હિંમત રાખશે ? વળી, આત્મકથા સામાન્યતઃ જીવનસંધ્યાએ લખાય છે, જ્યારે લેખકે પોતાનો જીવનસંગ્રામ સમેટી લીધો હોય અને આયુધો પાછાં મ્યાનમાં પ્રવેશી રહ્યાં હોય. આ સમયે તેને કેટલા પ્રસંગો યાદ રહેશે, રહેલા હશે ? કેટલાનો તે પોતાના જીવનવૃત્તાન્તમાં સમાવેશ કરી શકશે ? કેટલી માહિતી તે સ્વાનુભવથી મેળવતો હશે ? દિનપ્રતિદિન તેનામાં થતા સંઘર્ષો તે સંભારી શકશે ? પણ રોજનીશીકારને આ મૂંઝવણ નડતી નથી, અને કારણ કે એની કૃતિ ભાગ્યે જ જનતા સમક્ષ આણવા લખાતી હોય છે; તેથી તેમાં અસત્ય લખવાનું, અથવા સત્ય ઢાંકવાનું જરૂરી બનતું નથી. વળી; જીવનની નાની મોટી ક્ષણો પણ તે ટાંકી શકે છે અને આત્મપ્રશંસા કરવા યોગ્ય ગણે તો તે પણ અત્રે કરી શકશે—અહં-મમત્વના આરોપને આમન્ત્યા વિના !

પત્રો કરતાં પણ રોજનીશી વધુ વ્યક્તિગત હોઈ શકે છે, કારણ પત્રો પણ આખરે કોઈ પરજનના હાથમાં તો જાય જ ને ! નિબંધો પણ આ દિશામાં તદ્દન સંતોષી શક્તા નથી. આ કારણે આપણે રોજનીશીને મહત્ત્વ આપવું ઘટે.

પુરાણા સમયની ફાઈહીન, હ્યુએનસંગ, બાબર, વગેરેની નોંધપોથી આપણને તેઓના કર્તા વિષે, તે સમયના વાતાવરણ વિષે આપણને કેટલું કહે છે ! આ નોંધપોથી ન હોત, તો આજે આપણે કેટલું ગુમાવ્યું હોત ! અંગ્રેજી સાહિત્યમાં પણ લોર્ડ ટેનીસન, બાયરન, એવેલીન, પીપ્સ, આઈરીશ રોજર કેસમેન્ટ, હેન્રી મોર્ગેન્થોની ડાયરીઓ જાણીતી છે; ફ્રાન્સીસ મીઅર્સની 'પેલેડીસ ટામીઆ' નામની નોંધપોથીમાંથી આપણને શેક્સપીઅરનાં નાટકોની તારીખો વિષે કેટલું જાણવા મળે છે ! પીપ્સ અને એવેલીનની ૧૭ મી સદીની 'રોજનીશી'એ આપણને પીપ્સ અને એવેલીન ઉપરાંત, તે સમયનાં સાહિત્યપ્રકારો, વિચારો, ત્યાંની મોટી આગ, પ્લેગ, તે દશામાંનું લંડન શહેર, જ્યારે ત્યાંના જાહેર રસ્તાઓ પણ ઉજ્જડ બન્યા અને ઘાસ ઊગી નીકળ્યું— લોકોની અવરજવરને અભાવે !—વગેરેનું ચિત્ર અર્પે છે, પ્રત્યક્ષ સ્વાનુભવ પરથી આપણે તેવી બે-ત્રણ ડાયરીઓને ગુજરાતીમાં પામી શકયા છીએ; નરસિંહરાવે રાખેલી ૧૮૯૨–૧૯૩૫ સુધીની નોંધપોથી; મહાદેવભાઈએ જાળવેલી ૧૯૧૭ થી ૧૯૪૨ સુધીની રોજનીશી. 'ગાંધીજીના પત્રવ્યવહારની, તેમનાં ભાષણોની, વ્યક્તિઓની સાથે થયેલી મહત્ત્વની મુલાકાતોની તથા વાતચીતોની, તેમજ ચાલુ ઘટનાઓ ઉપર તથા વિવિધ વિષયો ઉપર તેમના વિષયો ઉપર તેમના વિચારો તથા ઉદ્દગારોની તેઓ નોંધ લેતા...મહાદેવભાઈની ડાયરીઓ ......માનવજાતિને પ્રેરણા આપનારા અને મનુષ્ય જીવનને ઘડનારા બહુ ઉપયોગી અને ચિરંજીવી સાહિત્ય તરીકે સ્વતંત્ર મહત્ત્વ પણ ધરાવે છે. ગાંધીજીની જીવનકળા ઉપરાંત, મહાદેવભાઈનો સ્વભાવ, તેમની કર્તવ્યનિષ્ઠા, તેમનું ભક્તિભાવથી તરબોળ હૃદય, અનેક વિષયોમાં તેમનો રસ, એ બધું આ ડાયરીઓમાં પ્રગટ થાય છે. ટૂંકમાં મહાદેવભાઈનો આત્મા અહીં અક્ષરદેહ ધારણ કરે છે, અને આપણને અનેક બાજુએથી બહુ નિકટથી જોવા મળે છે......ગુજરાતી ભાષામાં આ જાતનું સાહિત્ય હું ધારું છું આ પહેલું જ છે. દુનિયાના આ જાતના તમામ સાહિત્યમાં,

વસ્તુના ઉદાત્તપણાને લીધે, તેમજ તે રજૂ કરવાની શૈલીની સરસતા તથા ચિત્તાકર્ષકતાને લીધે, મહાદેવભાઈની ડાયરીઓનુ સ્થાન બહુ ઊંચુ રહેશે એમ સુજ્ઞ વાચક સ્વીકારશે ' (શ્રી નરહરિ પરીખના ' નિવેદન 'માથી-પુસ્તક ૧ લુ )

આ 'ડાયરી' જેલમા, જેલ બહાર લખાઈ છે અને ભારતને સ્પર્શતી અનેક સમસ્યાઓ, વ્યક્તિઓનો, આ પૃષ્ઠોમા ઉલ્લેખ છે ભારતનો ઇતિહાસ અને ગાધીજી, સરદાર પટેલ અને મહાદેવભાઈ વગેરેના કલમચિત્રો પણ છે વાતચીતો અને પત્રવ્યવહારમા આવતા વિચારોનો પણ સમાવેશ થાય છે ' હૃદયેહૃદય વાત કરતુ હોઈ એ વિચારો અને ઉદ્ગારો વધારે સીધા અને વધારે ઘનિષ્ટ સબન્ધમા આપણને મળ્યા છે ' ગાધીજીની વીરગાથાના પડઘા અત્રે સભળાય છે એના અનેકાનેક પાસા દૃષ્ટિગોચર થાય છે ' તે કાળની અજબ જાગૃતિ અને ચેતનના વર્ણન ' પણ અત્રે છે, સચોટ અને મનનીય

આ પ્રમાણે 'ડાયરી' એમ શબ્દચિત્ર, ભારતનુ ઇતિહાસ, દર્શન, ગાધીજીની મીમાસા-સમજતી રહસ્યમત્રી મહાદેવભાઈની ટૂકી આત્મકથા થઈ રહે છે

નરસિંહભાઈની રોજનીશી તેમના વ્યક્તિત્વ ઉપર, મિત્રમડળ, સાહિત્યપ્રેમ, સત્યનિષ્ઠા, આખાબોલો સ્વભાવ, ભાષા પ્રત્યેનો પ્રેમ, કૌટુમ્બિક વાતાવરણ, વ ઉપર પ્રકાશ નાખતા નાખતા તેમનુ માનસ પૂરેપૂરુ રજૂ કરે છે આપણે ભલે એમના કાવ્યો વાચીએ, એમના નિબન્ધોનો અભ્યાસ કરીએ, એમના વ્યાખ્યાનો સમજીએ, એમની સમીક્ષાનુ રસપાન કરીએ—પણ આપણને સાચા નરસિંહરાવનો પરિચય તો સપૂર્ણપણે નહિ જ થય કારણ તે સમાયેલા છે તેમની ૪૩ વર્ષ માટેની નિયમિત, સતત રીતે લખાયેલી ખાનગી ' રોજનીશી 'મા

સ્વ સૌ કનુબહેન મજુલાલ દવેની ડાયરી પણ વર્ષો પૂર્વે પ્રસિદ્ધ થઈ હતી (૧૯૩૮)—તે 'નોધપોથી' ઈ સ ૧૯૧૩-૧૯૨૧ના ગાળાના સમયના બનાવોને આવરી લે છે લેખિકાના ધર્મ, રાજકીય પ્રસગો, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કલા વગેરે વિષયોને સ્પર્શતા વિચારો અત્રે મળે છે, જેમાંથી બહુ થાય છે લેખિકાનુ તથા તે વર્ષોનુ પ્રતિબિંબ પ્રકાશકના શબ્દોમા, સર્વ વિષયો પર 'તેમના આત્મસાત્ સવેદનો એટના તો અર્થઘન છે કે ગુજરાત સમસ્તનુ તે કાળનુ સાક્ષાત્ ચિતનસ્વરૂપ એમા પ્રગટ પ્રતિબિમ્બિત થયેલ હોય, એમ સહસા અનુભવાયા વિના નથી રહેતુ '

એ નિસ્સદેહ છે કે જો આ પ્રકારની વધુ ડાયરીઓ લખાય અથવા સશોધન દ્વારા પ્રકાશિત થાય તો સાહિત્યને અનુપમ લાભ પ્રાપ્ત થાય ! આપણી સ્મરણ શક્તિ ટૂકી છે અને જો દા ત ૧૯૪૨-૧૯૫૫ના ગાળાની જ ડાયરીઓ સદ્ભાગ્યે આપણને મળે તો એમા શુ શુ આપણે નહી પામી શકીએ ! એ વર્ષોમા કેટલુ બન્યુ છે કે જે આપણે ભૂલી પણ ગયા છીએ, અથવા ઉમર નાની હોવાથી, જાણતા પણ નથી ! આપણી માન્યતા છે કે ' લખ્યુ વાચે, ' અને તેનુ તથ્ય ડાયરીના વિષયમા જડી આવશે ડાયરી આબાલ વૃદ્ધ, સ્ત્રી, પુરુષો, બધાયે રાખી શકે છે ગભીર તથા હળવા વિષયોનો તેમા સુખદ સમાવેશ થઈ શકે છે ' હૈયાની વાતડી ' મુક્તકઠે લખી શકાશે એના સદા આમત્રણ આપતા શ્વેત પૃષ્ઠો ઉપર મન મોકળુ કરવાનો આ એક માર્ગ છે ડાયરી, આ સર્વે કારણો વગર ૩૬૫ પાનાની નિર્જીવ અને નાની સુની વસ્તુ નથી એ તો બધુ અને સખા છે જીવનમાથી છે, વિશ્રામસ્થાન છે સમકાલીન દર્પણ છે વ્યક્તિત્વનુ, પ્રતિબિબ છે જીવનચરિત્ર માટેનુ અમૂલ્ય સાધન છે

આપણે તેને યોગ્ય એવુ ગૌરવ આપીએ અને તેના પ્રત્યેનુ અપણુ ઋણ અદા કરીએ, કારણ કે સમજુ, વિવેકશીલ, અભ્યાસુ અને સશોધનશીલ કુતૂહલાન્વિત વ્યક્તિ એના પૃષ્ઠોમાથી અતિ ઘણુ મેળવી આપણને કેટલીક ગેરસમજુતીથી વચિત કરશે, આપણને સત્ય દર્શન કરાવશે માનવનુ વ્યક્તિત્વ આપણી આખ સામે ખીલતુ દેખાડશે – જે પરિવર્તન આપણને અશક્ય



મેટિલ્ડા સેરાઓ

# પતિ-પત્ની

સુપ્રસિદ્ધ અને સિદ્ધહસ્ત ઇટાલિયન લેખિકા મેટિલ્ડા સેરાઓની કૃતિનો અંગ્રેજી પરથી અનુવાદ કરનાર છે શ્રી 'ઊર્મિલ.' દાંપત્યપ્રેમમાં પડેલા ગાબડાને પૂરવામાં વૃદ્ધ વડીલ કેવો સુંદર ભાગ ભજવે છે એ માંગલ્યભરી આ વાર્તાનો ધ્વનિ દરેક વાચકને રુચશે જ......

ગાયદો બહુ જ સુખી લાગતો હતો. એને જોઈ કોઈ એમ ન ધારે કે આ માણસને કશી ફિકર ચિંતા હશે. તે એક રાજનૈતિક ભોજન સમારંભમાં ભાગ લઈને પાછો ફરતો હતો. ત્યાં તેણે એક ભાષણ આપ્યું હતું. એનું એ ભાષણ સમારંભની સુંદર વાનગીઓ જેટલું જ વખણાયું હતું. એથી પણ તે બહુ આનંદમાં હતો. આગામી પ્રતિનિધિ ચૂંટણીમાં એ વિજયી થશે એ માટે એને સંદેહ ન હતો. રાતના એક નૃત્યોત્સવમાં તેને નિમંત્રણ હતું. ત્યાં બૅરોનેસ સ્ટિફેનીઆ સાથે એકાંતમાં પ્રેમગોષ્ઠી કરવાની તક પણ મળે એમ હતું. તેથી એકાદ કલાક આરામ કરવાની ઇચ્છાએ એ ઘેર આવતો હતો.

ઘોડાગાડીમાંથી ઊતરી રસોડા પાસેથી પસાર થઈ એ પોતાના શયનગૃહ તરફ જતો હતો; ત્યાં એના જૂના નોકર જુસેપ્પેએ આગળ આવી તેને સલામ કરી. ગાયદોએ પૂછ્યું: "શું છે જુસેપ્પે?"

"ભાઈસાહેબ, કૃપા કરીને સાંભળો તો મારે એક વાત કહેવી છે."

"આજે કયો દિવસ છે? શું આપને એ યાદ નથી?"

"શું આજે કોઈ તહેવારનો દિવસ છે?"

"હા. આજ તો આ આપનો જન્મદિવસ છે."

ગાયદોનો ચહેરો વિષાદથી ગંભીર થઈ ગયો. એ બોલ્યો:

"એમ! મને તો એનો જરાયે ખ્યાલ નહોતો."

જુસેપ્પેએ કહ્યું: "પહેલાં તો આ દિવસે આખું મકાન ફૂલોથી શણગારવામાં આવતું."

ગાયદો બોલ્યો: "એ તો બધી હવે ગયા જમાનાની વાત થઈ ગઈ. હવે તો એ દુનિયા અને ફૂલો સ્વપ્નાં જ રહ્યાં છે."

જુસેપ્પે બોલ્યો: "ના જી, એવું ન થાય" કહી તેણે ટેબલ પર રાખેલ એક મોટી કલગી પરનું આવરણ દૂર કરી તે તેણે પોતાના ભાઈસાહેબને આપી. ગાયદોએ કહ્યું: "ધન્યવાદ! તારા આ ઉપહારથી મને ઘણો આનંદ થયો."

ગાયદોએ આ રીતે બોલીને આનંદ દર્શાવ્યો, પણ એનું અંતર તો દુઃખિત બની રહ્યું. પહેલાં આ દિવસે ઘરમાં તો આનંદનું જાણે સામ્રાજ્ય છવાઈ જતું અને આજે કેવળ ઘરના એક જૂના નોકર સિવાય કોઈને આજનો દિવસ યાદ પણ ન આવ્યો. ગાયદો મનોમન દુઃખની લાગણી અનુભવી રહ્યો પણ એનું કશું ચિહ્ન એણે મુખ પર પ્રગટ થવા ન દીધું. પોતાના ખંડ તરફ વધતાં તેણે કહ્યું: "મને આઠ વાગે જગાડજે. હું જરા સૂઈ જાઉં છું."

---

અથવા અકલ્પ્ય લાગતું હતું અથવા વિરોધી અથવા ઘણું ત્વરિત ભાસતું હતું તેનાં સાચાં કારણો આ પૃષ્ઠોમાંથી શોધી, ને કેટલું સહજ હતું તે જણાવી, આપણી માનસિક ગૂંચવણનો તોડ લાવશે અને વ્યક્તિ અને આપણી વચ્ચે તાદાત્મ્ય રચી, સમભાવ સ્થાપી, જ્ઞાનની આપલે, માહિતીનો વિનિમય કરી, શુષ્ક અથવા નિર્જીવ અથવા દૂર લાગતા વ્યક્તિત્વને રસમય, જીવંત અને નિકટ બનાવશે. માટે આપણે હવે 'ડાયરી'ને તેનું મૂલ્ય આંકી, આત્મકથા, નિબંધ, ઊર્મિગીતો વગેરેની હરોળમાં મૂકીએ અને આપણી દેખીતી અવગણનાને તોડીએ. સરકાર પણ આ અંગેનું અગત્ય સ્વીકારી વાર્ષિક પારિતોષિક જાહેર કરે છે. આપણા સાહિત્યકારો આનો લાભ, આ તક ઝડપી લે, તો આ સાહિત્યસ્વરૂપ વધુ ખીલે!



જુસેપ્પેએ તરત જ કહ્યુ "હમણા ન સૂવો તો સારુ "
"કેમ ? શુ છે ?"
"સાંજના અમે કોઈ ઘેર ન હતા એકલો જિરોનેમો હતો એ વખતે એક ભદ્ર મહિલા આપને મળવા આવ્યા હતા તમે ઘેર નથી એ જાણી, એ કહી ગયા છે કે પોતે સાત વાગે ફરીથી આવશે એમને ખૂબ જરૂરી કામ છે તેથી એ આપને રાહ જોવાનુ કહી ગયા છે "
ગાયદોએ પૂછ્યુ "એમનુ નામ શુ હતુ ?"
"એમણે પોતાનુ નામ જિરોનેમોને કહ્યુ નથી"
"ઘણી નવાઈની વાત છે" ગાયદો બોલ્યો "જિરોને મોએ એના દેખાવ વિશે કશુ કહ્યુ છે ?"
"હા ! કહેતો હતો કે જરા ઊંચા હતા એમના વાળ અને આખો કાળા હતા એમણે પોશાક પણ ઘણો સરસ પહેર્યો હતો "
"આશ્ચર્ય અને કુતૂહલ વધે એવી જ વાત છે આ તો તને લાગે છે કે મારે એના માટે જાગતુ જોઈએ ?
"જી હા ન સૂવુ એ જ ઠીક છે સાત થવાની તૈયારી છે એ કદાચ વખતસર આવશે તો તમારે કાચી ઊંઘે ઊઠવુ પડશે "
"સારૂ તો નહી સૂઉં તુ વર્તમાનપત્ર લઈ આવ એ આવે ત્યાસુધી એ વાચીને સમય પસાર કરીશ "
જુસેપ્પેના બહાર ગયા પછી એ મનમા બોલ્યો "કાળા વાળ અને મોટી આખો ! કોણ હશે એ ? રિટ્રેનીઆ તો નહી જ હોય એના વાળ તો સોનેરી છે, તેમ આખો ભૂરી છે ખેર એના કહેવામા કદાચ ફરક હશે "
ગાયદોની વાત વાચી પાઠકને કદાચ લાગશે કે તે પ્રેમનીનામા ઉસ્તાદ હશે પણ વાસ્તવમાં એવુ નથી એને તો જીવનમા ગાઢ નિરાશા અને ખૂબ દુખ સહન કરવા પડયા છે એણે તો કેવળ એક જ સ્ત્રીને પોતાના સાચા હૃદયથી ચાહી હતી એ એની પત્ની હતી પણ પોતાની એ પત્નીને એ બહુ જ આકસ્મિક રીતે ખોઈ બેઠો હતો એનો પ્રેમ ભારેલા અગ્નિની જેમ હજી પણ એના હૃદયને નિરતર જલાવી રહ્યો હતો પાછના બે વર્ષોથી ગાયદો એને ભૂલી જવા ખૂબ પ્રયત્નો કરી રહ્યો છે વિવિધ પ્રકારના વિનાસમા તેમ પ્રમોદમા તેણે પોતાની જાતને વહાવવા માડી હતી
વર્તમાનપત્ર લઈને એ વાચવા લાગ્યો થોડી વારમા જ જુસેપ્પેએ આવીને ખબર આપી "પેલા સન્નારી આવ્યા છે બહારના રૂમમા બેઠા છે "
ગાયદોએ એને પૂછ્યુ "તુ એમને ઓળખે છે ?"
જુસેપ્પે સહેજ ગભરાતા બોલ્યો "જી જી, ના જી"
ગાયદો ઝડપથી એ ખડમા પ્રવેશ્યો આવેલી સ્ત્રી બીજી બાજુ ફરીને ઊભી ઊભી ચિત્રના આલબમના પાના ફેરવી રહી હતી ગાયદોએ તીક્ષ્ણ નજરે એના તરફ જોયુ યુવતીની ઊચાઈ અને એનુ રૂપ અછતા રહી શકયા નહી એનો પોશાક પણ ઘણો સુદર અને ભભકાભર્યો હતો
એની નજીક જતા ગાયદો જરા સકોચાયો એટલામા તે યુવતી પાછી ફરી ને એને નમસ્તે કરી ખુરસી પર બેઠી અને બોલી "આ સમયે આવીને હુ આપને ત્રાસરૂપ તો થઈ પડી નથી ને ?"
"કોણ તુ તમે ?'
"હા ! મારે આવવુ પડયુ છે "
' ભલે આવ્યા કહો, તમારા માટે હુ શુ કરી શકુ એમ છુ ?"
યુવતી બોલી "આવુ કદાચ તમે શિષ્ટાચારની ખાતર કહેતા હશો પણ ખરેખર જ તમારે મારા માટે ઘણા કામ કરવા પડે એવુ છે તેથી તમારી વાતને હુ હૃદયની વાત માની લઉં છુ "
ગાયદો હસીને બોલ્યો "સારૂ એમ જ માની લો હું તમારા માટે બનતુ બધુ જ કરીશ પણ તમારે મારી પાસે શુ કામ કરાવવુ છે એ મને કહો તો જરા સુખી થાઉ "
યુવતી જરા ગૂચવાવા લાગી કઈ રીતે પોતાની વાત મૂકવી એ જાણે એને સમજાતુ નહોતુ આ તકે

ગાયદોએ એને સારી રીતે નીહાળી લીધી. હા, પ્રથમની જેમ એ સુંદર તો છે જ. એનું રૂપ કદાચ વધુ ખીલી ઊઠેલું પણ કહેવાય. ગાયદોએ જ્યારે પહેલાં જોઈ હતી ત્યારે તો એ એમાં કેટલી મનોહર હતી! એની દૃષ્ટિ પરથી હવે તો એમ પણ પ્રતીત થાય છે કે દુઃખ અને કષ્ટ શી વસ્તુ છે એ એ સમજી શકી છે. એથી તો એના સૌંદર્યમાં ગંભીરતા પણ ભળેલી જણાય છે.

ક્ષણભર એ સ્થિતિમાં રહી પછી એમાએ પૂછ્યું : "તમે કદી અભિનય કર્યો છે?"

"અભિનય? એક રીતે જોઈએ તો મારું આખું જીવન જ અભિનય છે."

"એમ? ત્યારે તો તમને વાંધો નહીં આવે. જેવો અત્યાર સુધી અભિનય કરી રહ્યા છો તેવો જ કરતા રહેજો. પણ હવે જરા કરુણ ભાગ ભજવવો પડે એમ છે. કોણ જાણે સફળ થવાશે કે નહીં."

"સફળતા–નિષ્ફળતા તો મારી સાથે અન્ય કોણ અભિનય કરશે અને એના દર્શકો કોણ હશે એના પર નિર્ભર છે."

એમા તરત બોલી ઊઠી: "સાથે તો હું જ રહેવાની છું."

ગાયદોએ કહ્યું : "ઓહ! ત્યારે તો પછી શો વાંધો છે? જરૂર પડે તમે સરસ અભિનય કરી શકો છો એનો તો મને પ્રત્યક્ષ અનુભવ છે."

એમાએ વાત બદલી નાખતાં કહ્યું : "હજુયે તમે તો મારા પિતાને નિયમિત પત્રો લખો છો ખરું ને?"

"હા! પણ છેલ્લા ત્રણ અઠવાડિયાથી એમણે મારા પત્રનો જવાબ આપ્યો નથી," ગાયદોએ કહ્યું.

એમા બોલી : "ગઈ કાલે પિતાજીનો પત્ર આવ્યો છે. આવતી કાલે સવારે જ તેઓ અહીં આવે છે."

ગાયદો વિસ્મિત ભાવથી એમા તરફ જોઈ રહ્યો. પછી બોલ્યો: "પણ તમારા પિતા તો ઘર છોડીને કદીય બહાર જતા ન હતા."

"ન છૂટકે જ એમને એક જગાએ જવું પડ્યું હતું. હવે નેપલ્સ પાછા જઈ રહ્યા છે. આપણી ખબર જોવા અર્થે જ તેઓ આ રસ્તે આવે છે."

ગાયદોએ પૂછ્યું : "ત્યારે હવે શું કરીશું?"

એમાએ એક મખમલજડિત સ્ટૂલ પર પગ લંબાવી કહ્યું : "આપણા બન્ને માટેની આ પરિસ્થિતિ ઘણી જ સુંદર છે!"

ગાયદોએ પૂછ્યું : "શું કહ્યું? આવી પરિસ્થિતિને તમે સુંદર કહો છો?"

એમા બોલી : "આ વિષયમાં ચર્ચા કર્યે કશો લાભ નથી. અત્યારે તો આ મુશ્કેલીમાંથી બચવાનો કોઈ ઉપાય વિચારો."

"મને તો કશો ઉપાય સૂઝતો નથી." ગાયદોએ કહ્યું. એ સાંભળી જરા આવેશમાં આવી જઈ એમા બોલી :

"એટલુંય કરી શકતા નથી તો પછી તમારી વખણાતી બુદ્ધિ અને દિમાગથી ફાયદો શો! મોટી મોટી રાજનૈતિક રમતો રમી શકો છો, આટલી વાતો કરી શકો છો અને આવી એક મામૂલી વાતનો ઉપાય શોધી શકતા નથી?"

ગાયદોએ કહ્યું : "જો આ રીતે બોલવાનું શરૂ કરશો તો મારામાં જે થોડી ઘણી બુદ્ધિ છે તેય અદૃશ્ય થઈ જશે."

એમા બોલી : "મને એક ઉપાય સૂઝે છે."

ગાયદોએ કહ્યું : "એ તો હું સમજી જ ગયો છું."

"એમ કે?" એમાએ કંઈક વ્યંગમાં કહ્યું : "તમારી અક્કલની પ્રશંસા તો કરીએ એટલી ઓછી. ખેર, પિતાજીને હું કોઈ પણ હિસાબે સાચી વાત જણાવા દેવા માગતી નથી."

ગાયદો બોલ્યો : "સત્ય બહુ જ ભયાનક છે!"

એમાએ કહ્યું : "વિશેષણ જોડવાથી કશો લાભ નથી. મારા પિતા સાચી વાત જાણીને ખૂબ જ દુઃખી બની રહેશે. મારાથી એ સહન નહીં થાય. એમને દુઃખી કરવાનું તો તમને પણ નહીં ગમે. બાળકોના અપરાધ માટે માબાપને સજા કરવી એ ઉચિત નથી. આપણે તેમને આટલા દિવસો સુધી તો દુઃખથી

બચાવી શકયાં છીએ, કેમ કે તેઓ બહુ દૂર રહે છે, અને તમે મારા આ કામમાં ખૂબ મદદ પણ કરી છે જ. પરંતુ કાલે તો આપણો બધો જૂઠો વ્યવહાર પ્રગટ થઈ જશે પછી શું થશે એની કલ્પનાયે હું કરી શકતી નથી. કોઈ પણ હિસાબે પિતાજી કશું ના જાણે એમ મારે કરવું છે. તમારે તેમાં મદદ કરવી જ રહી. તેઓ આવીને આપણ બન્નેને એક સાથે જ જુએ એમ હું ઇચ્છું છું. વાતચીત અને વ્યવહારમાં સાચી પરિસ્થિતિ શી છે એ કોઈ પણ રીતે પ્રગટ ન થવું જોઈએ."

ગાયદો ચૂપચાપ એમાની વાત સાંભળી રહ્યો. એમા બોલી રહી તોય તે કશું બોલ્યો નહી. એમા અધીરતાથી પુન બોલી· "આ તો કેવળ અભિનય જ કરવાનો છે. અને તેય પણ થોડા વખત માટે. એમાં આટલા બધા ચિન્તિત થવાની શી જરૂર છે?"

ગાયદો અંતે બોલ્યો: "ભલે. હું તમારી વાતમાં સંમત છું. પણ મને તો કદાચ કશી ગરબડ થઈ જતાં વાત ખુલી થઈ જવાની બીક લાગે છે."

"પણ ગરબડ થાય શાથી?"

"નોકરચાકરથી કદાચ ભૂલ થઈ જાય"

"તમારા નવા નોકરને કાલનો દિવસ રજા આપી દો. અને જુસેપ્પે તો ડાહ્યો છે. એને તો હું સમજાવી દઈશ."

"પણ ધારો કે એકાએક કોઈ મિત્ર કે આપણો પરિચિત આવી ચડે તો?"

"એ બાબતમાં જુસેપ્પેને કહી દઈશું. જે કોઈ આવશે તેને એ કહેશે કે તમે ઘરમાં નથી."

વળી ગાયદોએ કહ્યું: "પિતાજીને લેવાં આપણે સ્ટેશને તો જવું જ પડશે આપણને સાથે જોઈ લેકો શું કહેશે?"

એમા બોલી: "આપણે કોઈની નજરે જ નહીં પડીએ. આપણે એક બંધ ઘોડાગાડીમાં જઈશું."

ગાયદોએ જોયું કે એમા દૃઢ છે છતાં એણે કહ્યું: "પિતાજી આખો દિવસ અહીં રહેશે. ઘર એક અપરિણીત પુરુષના ઘર જેવું અવ્યવસ્થ થઈ ગયુ છે. તેઓ શું એ બધું નહીં જોઈ શકે?"

એમાએ જરા હસીને કહ્યું: "અભિનય માટે તેનો સાજસામાન પણ જોઈએ જ. મારું વાજું, શીવવાનું મશીન, બે ચાર જોડ કપડાં—એ બધું હું લઈ આવીશ. ઓરડાઓમાં કશો ફેરફાર થયો છે?"

ગાયદો બોલ્યો: "ના, તું જેમ છોડીને ચાલી ગઈ હતી તેમ ને તેમ જ બધું છે."

એમા બોલી. "ત્યારે તો ઘણું સારું. હવે બીજી કશી અડચણ તો તમને નહીં હોય."

ગાયદોએ કહ્યું. "અડચણ તો બીજી શી હોય? પરંતુ છેવટ સુધી તમારા પિતા સાથે એવી પ્રતારણા કરી શકીશું?"

એમા કંઈક વ્યંગભાવથી બોલી: "કેમ નહીં કરી શકીએ? આપણાથી એક પ્રેમી યુગલનો અભિનય સફળ રીતે શું નહીં થાય? આપણા લગ્નના શરૂઆતના દિવસો યાદ કરીને એ મુજબ અભિનય કરવાથી કામ સરળ બની જશે."

ગાયદો ઝટ બોલી ઊઠયો. "હું તો એ બધું લગભગ ભૂલી ગયો છું."

બન્નેએ એક વાર પરસ્પરના સામે ઊંડી નજરે જોઈ લીધું. જાણે એક બીજાની શક્તિની પરીક્ષા ન કરતાં હોય!

એમા બોલી: "આજે તમારે ક્યાંક જવાનું તો નહોતું ને? આ રીતે તમારો સમય નષ્ટ કરું છું એમાં મારી સ્વાર્થવૃત્તિ સ્પષ્ટ જણાઈ આવે છે."

"કોઈ ખાસ કામે તો જવાનું નહોતું. અને કદાચ જવાનું હોત તો ય હું ન જાત."

"હું ફરી ફરી તમારો આભાર માનું છું. ખેર, અત્યારથી જ કામે લાગી જવું પડશે."

"શું શરૂ કરીશું?"

એમા બોલી. "પ્રથમ તો બધી વસ્તુઓ લાવી ઘરમાં ઠીકઠાક કરી લઉં. તમે ઘરમાં હાજર નહીં રહો તો પણ ચાલશે. કાલના દસ વાગ્યા સુધી તમારે કશું



ફરવાનું નથી. તમારે ક્યાંક બહાર જવું હોય તોપણ વિનાસંકોચે જઈ શકો છો. ”

ગાયદો બોલ્યો : “ એક નૃત્યસમારંભમાં જવાનું નિમંત્રણ હતું. પણ તમને જરૂર હોય તો હું નહીં જાઉં. ”

એમા બોલી ઊઠી : “ ના, ના. મારે કશી જરૂર નથી. અહીં રહેવાથી તો આપણે એક બીજા સાથે વાત કરવી પડશે. અને હવે તો આપણી પાસે એકબીજાને કહેવા જેવું કશું જ નથી. ”

ગાયદો બોલ્યો : “ બસ, કશું જ નથી ? તમારી પાસે કદાચ કશું નહીં હોય પણ મારી પાસે તો કહેવા જેવું ઘણુંયે છે. પણ ખેર, મારી જરૂર ન જ હોય તો જઈને કપડાં પહેરું. ”

“ હા. જઈ શકો છો. ”

ગાયદો ખંડની બહાર ચાલ્યો ગયો. એના ચહેરા પર જો કે માનસિક સંગ્રામનું કોઈ ખાસ ચિહ્ન નહોતું, પણ વાસ્તવમાં તો તે મનોમન ખૂબ જ અશાન્તિ અનુભવી રહ્યો હતો.

નૃત્યસમારંભમાં જઈને પણ તે બહુ અન્યમનસ્ક જ રહ્યો. પેલી એરેનેસ સ્ટિફેનીઆ તો સમજી જ ન શકી કે તેને શું થયું છે. કેટલાક સમય પછી કોઈને ખબર ન પડે એમ ગાયદો ત્યાંથી સરકી જઈને ઘેર પાછો આવતો રહ્યો. આવીને એણે ચકિત થઈને જોયું તો આખા મકાનના દિદાર ફરી ગયા છે ! મોટું દિવાનખાનું જે અદ્યાપિ પર્યંત બંધ જ રહેતું હતું તે આજ ખુલ્લું છે અને એના બધા દીવા સળગે છે. કપડાં રાખવાના કબાટો, ભોજન રાખવાનાં પાંજરાં વગેરે બધું ખુલ્લું છે અને આખું મકાન ફૂલોની સુગંધથી મહેકી રહ્યું છે. એમાનો પિયાનો આવી ગયો છે અને તેના પર ગીત-સંગ્રહ ખુલ્લો પડ્યો છે. સરસામાનને વ્યવસ્થિત રીતે ગોઠવ્યો છે. ફૂલદાનીઓમાં ફૂલોની કલગીઓ મૂકવામાં આવી છે. એમા પણ સરસ પોશાક પહેરીને આખા ઘરમાં ફરી રહી છે.

ગાયદોને લાગ્યું કે પોતે જાણે સ્વપ્ન જ જોઈ રહ્યો છે. એમા શું ખરેખર ઘરે પાછી આવી છે ? બે વર્ષનો ભયાનક વિયોગ ! પતિપત્નીનો ઝઘડો—એ બધું શું કલ્પના માત્ર હતું ?

ગાયદોએ ખંડમાંથી પસાર થતાં કહ્યું : “ ગુડ નાઈટ ! ”

એમાએ મોં ફેરવ્યા વગર જ જવાબમાં કહ્યું : “ ગુડનાઈટ ! ”

*

લગ્ન પછી શરૂઆતમાં તો ગાયદો અને એમા પરસ્પરના પ્રેમમાં જાણે પાગલ બની ગયાં હતાં. એમાની પાછળ પાછળ ગાયદો આખા ઈટાલીમાં ફર્યો હતો. લગ્ન પહેલાં બન્નેએ પરસ્પર માટે ખૂબ તાપ કલેશ સહ્યો હતો. આઠ દશ પાનાં ભરીને પત્ર લખવાનો તો એમાનો જાણે રોજનો કાર્યક્રમ થઈ ગયો હતો. લગ્ન પછીનાં તેમનાં ત્રણ વર્ષ ખૂબ સુખ સંતોષમાં વ્યતીત થયાં હતાં. એમા જરા બાળપણથી જ મોંફટી અને ઈર્ષાળુ હોવાથી કોઈ કોઈ વખત જરા ખટપટ થઈ જતી, પણ ગાયદો ખૂબ નમ્ર સ્વભાવનો હોવાથી સમાધાન થઈ જતાં વાર ન લાગતી. લગ્નના ઘણા વખત પહેલાં ગાયદો પડોશની એક છોકરી માટે જરા માયા રાખતો હતો. એમા સાથેના લગ્ન પછી એક દિવસ એકાએક એ યુવતી બનેલી છોકરી સાથે એને મુલાકાત થઈ હતી. ઈર્ષાળુ એમા આ વાત જાણી ખૂબ નારાજ થઈ અને “ આ વાત તમે મારાથી જાણી જોઈને છુપાવી છે. ” એમ કહી ઝઘડો લઈ બેઠી. તિરસ્કારભર્યાં ઘણા કડક શબ્દો તેણે ગાયદોને સંભળાવ્યા. પોતા તરફનો પત્નીનો અવિશ્વાસ જોઈ ગાયદો ખૂબ નારાજ થયો છતાં તેણે નમ્રતાથી આવી મામુલી વાતને ઝઘડાનું કારણ ન બનાવવાનું પત્નીને સૂચવ્યું. પણ એમા તો ન જ સમજી. એનો બધો પ્રેમ ઘૃણા અને દ્વેષમાં પલટાઈ ગયો. ખૂબ જ અભિમાની એવી એ સ્ત્રી પતિની બીજી સ્ત્રી સાથેના પ્રેમની વાત સહન કરી શકી નહીં. એણે તો એમ જ માની લીધું કે ગાયદો હજીયે પેલી સ્ત્રીને ચાહે છે.

પતિ પાસે જઈને એણે તો જણાવી દીધુ કે હવે સાથે રહેવુ એ અસભવિત છે હવે તો કશી પણ હોહા કર્યા સિવાય અલગ થઈ જવુ એ જ વધુ સારુ છે

ગાયદો પર જાણે વજ્રપાત થયો એકદમ તો એણે આ વાતનો ઈકાર કર્યો અને આખી વાતને મજાકમા ઉડાવી દઈ પત્નીને સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ એમાએ તો એનો એવો કઠોર અને તિરસ્કારભર્યો જવાબ આપ્યો કે બિચારા ગાયદોને અતે ચૂપ થઈ જવુ પડ્યુ, કશુ જ સમજવા ન ઇચ્છતી પત્નીને પછી તો વધુ કહેવુ એ એને પોતાને જ આત્મ સન્માનથી વિરુદ્ધ લાગ્યુ ગભીરભાવે એમાની બધી જ શરતો કબૂલ કરીને એણે આખરે એ હૃદયહીન અને ઘમડી પત્નીને જવા દીધી

એ પછી તો એણે અતરનુ દુખ ભૂલવા માટે રાજ નૈતિક ક્ષેત્રમા ઝપલાવ્યુ તેમ સામાજિક આમોદ પ્રમોદમા ભાગ લેવા માડ્યો આ સ્થિતિમા પોતે ઘણો જ સુખી છે એમ તે બહાર પ્રગટ કરતો હતો પણ એકાતમા તો તે જીવનની સુખશાતિ જાણે સદાને માટે ચાલી ગઈ છે એમ જ અનુભવતો સામાજિક ઉત્સવોમા કદી કદી એમાનો ભેટો થઈ જતો ત્યારે બને પરસ્પર બોલ્યાચાલ્યા વિના પરસ્પરને માત્ર અભિવાદન કરીને જ દૂર થઈ જતા ગાયદો સાથે ભેટો થઈ જાય એવુ એમા ઇચ્છતી જ ન હતી એટલે ઘણુખરુ તો તે બહાર જ ઓછી નીકળતી જુદા પડતા પહેલા બન્નેએ પરસ્પર વચન લઈને નક્કી કર્યું હતુ કે એમાના વૃદ્ધ પ્રેમાળ પિતાને આ બાબતની કદી ખબર પડવા દેવી નહી અને પ્રથમની જેમ બન્નેએ એમની સાથેનો પત્રવ્યવહાર ચાલુ રાખવો આ કારણે એમાના પિતા સેનર જર્જોને કશી ખબર ન હતી તેમની શાતિ જળવાઈ રહી હતી પણ હવે તેમના મિલાન આવવાના સમાચારે મુશ્કેલી ઊભી થઈ

પોતાના ગર્વિષ્ઠ સ્વભાવથી ઉપરવટ થઈને એમાને એના પતિ પાસે જવુ પડ્યુ જે ઘરનો ઊચુ માથુ રાખીને એણે ત્યાગ કર્યો હતો તેમા પુનપ્રવેશ કરતા એને સકોચ થઈ રહ્યો હતો પણ એ મનોમન કહી રહી આ બધુ તો કેવળ મારા પિતાને માટે જ હુ કરુ છુ ને!

ગાયદોની કઠોર સજ્જનતાથી એને શક્તિ મળી એની સાથેની વાતચીત સતોષજનક થઈ પાછલી વાતોનો કોઈએ ઉલ્લેખ ન કર્યો તેમ ભવિષ્યની પણ કોઈએ ચર્ચા ન કરી બન્નેએ નમ્ર સ્થિર અને વિજ્ઞ વ્યક્તિઓ જેવો વર્તાવ રાખ્યો પણ આવતી કાલ કેવી જશે? વૃદ્ધને સ્ટેશનથી લઈ આવ્યા પછી કેટલીયે જૂની વાતો એમને કહેવી પડશે કેટલોયે મિથ્યાચાર કરવો પડશે પછી? પછી બન્ને અભિનેતાઓ પરસ્પરને બહુ જ સિફતથી અભિવાદન કરશે અને પોતપોતાના રસ્તે પડશે કોઈનેય પોતાના ઝઘડાનુ સમાધાન કરવાની ઇચ્છા ન હતી કદાચ ઇચ્છા હશે તો પણ ગાયદો કદીય પહેલ નહી કરે અને એમા કદીય ક્ષમા નહી કરે પતિપત્ની બન્નેને મનમા લાગતુ હતુ કે વર્તમાન હાલતમા જ તેઓ સુખી છે પરિવર્તનની કશી જ આવશ્યકતા નથી

સાધ્ય ભોજન હમણા જ પૂરુ થયુ હતુ એમના પિતા ખુરસીને ટેકો દઈ આનદથી હસી રહ્યા હતા એમનુ મન સુખથી ભરપૂર હતુ પુત્રી અને જમાઈએ એમની ખૂબ આગ્રહથી અભ્યર્થના કરી હતી સત્કારમા કશી જ ત્રુટિ રહેવા દીધી નહોતી બન્ને અભિનેતાઓ પણ એ વૃદ્ધના હાસ્યમા પોતાનુ હાસ્ય મેળવી રહ્યા હતા પણ મનમા તો તેઓ ખૂબ જ મુસીબત અનુભવતા હતા ગઈ કાલે જે માત્ર સહજ લાગતુ હતુ તે આજે એટલુ નહોતુ લાગતુ સ્ટેશનથી જ મુસીબત શરૂ થઈ ગઈ હતી ટ્રેનમાથી ઊતરતા જ એમના પિતાએ એક હાથથી પુત્રીને અને બીજા હાથથી જમાઈને આલિગન કરી ચૂમન કર્યું ગાયદો અને એમાને ન છૂટકે પરસ્પરને સબોધવા પડ્યા અને પરસ્પરનુ પ્રસન્ન દામ્પત્ય દર્શાવવુ પડ્યુ બનાવટ પગે પગે હત્યાવેગથી લાલ લાલ થઈ જતા તેઓ કેવળ અભિ

નય જ કરી રહ્યાં હતાં પણ બંનેને પાછળના સુખના દિવસો ખૂબ યાદ આવતા હતા. એ દિવસોમાં પરસ્પર પ્રત્યેના જે મનોભાવો હતા તે વારંવાર મનમાં જાગૃત થઈ રહ્યા હતા. એ સિવાય એમને વારંવાર શંકિત રહેવું પડતું હતું કે કશીક બેદરકારીથી વૃદ્ધ વડીલને બધી વાતની ખબર ન પડી જાય.- બંને વારંવાર બહુ જ વિચલિત થઈ ઊઠતાં હતાં, કોણ જાણે કેમ, પણ એમને વારંવાર એમ લાગતું હતું કે આ અભિનયથી એમના જીવનમાં એક ભારે પરિવર્તન આવી પડવાનું છે.

જમ્યા પછી વૃદ્ધ ઉપર ચાલ્યા, એમા અને ગાયદો એમની પાછળ પાછળ જઈ રહ્યાં હતાં. એમાએ મતલબભરી દૃષ્ટિથી ગાયદો સામે જોયું. ગાયદો એના મનની વાત સમજી ગયો. એમા એવું જ વિચારી રહી હતી કે આજ આખો દિવસ આપણે શી રીતે આવો અભિનય કરતા રહીશું ? ગાયદોએ પણ મતલબભરી દૃષ્ટિથી જાણે જવાબ આપ્યો : " આપણે યથાશક્તિ જે થાય એ કરી છૂટીએ. પછી તો જેવી પરમાત્માની ઇચ્છા."

એ પછી તો અભિનય કરવો કઠણ થઈ પડ્યો. એમાના પિતા મેડે જઈ ખુરસી પર બેઠા અને એમને જુદા જુદા કેટલાય પ્રશ્નો પૂછવા લાગ્યા. એ પ્રશ્નોના જવાબો આપતાં આપતાં તો પતિપત્ની બંને ખૂબ પરેશાન થઈ ગયાં.

વૃદ્ધે કૉફી પીતાં પીતાં કહ્યું : " તમારું પ્રસન્ન દામ્પત્ય જોઈ હું ખૂબ સુખી થયો છું. તમારા બંનેના પત્રો મને મળતા હતા જ પણ આજે તમને નજરે જોઈને મને જે આનંદ થાય છે એની તો તુલના જ થઈ શકે એમ નથી. એમા ! તું તો પહેલાં કરતાંય વધુ સુંદર થઈ ગઈ છે. ખરું ને-ગાયદો ? "

ગાયદો હસીને બોલ્યો : "હા જી, આપ સાચું જ કહો છો."

" અને એમા " વળી વૃદ્ધે કહ્યું : " તું ભાગ્યશાળી છે. તને એક આદર્શ પતિ મળ્યો છે. ગાયદો એના પત્રોમાં તારી વાત સિવાય બીજું કશું લખતો જ નથી. એક કાગળ એવો નથી, જેમાં તારાં ખૂબ ખૂબ વખાણ એણે ન કર્યાં હોય. એના ઉપર તેં તો જાણે જાદુ જ કરી દીધો છે ! "

એમા શાંત સ્વરે બોલી : "હા ! એ ખરેખર આદર્શ પતિ છે."

એ પછી ત્રણે જણ થોડોક વખત ચૂપ રહ્યાં. માથું નીચું કરી ગાયદો કોણ જાણે શુંયે વિચારતો રહ્યો. પછી વૃદ્ધે કહ્યું : " એમા ! તારી માસીની દીકરી રોઝેલિયાએ તારી ખબર પૂછાવી છે. એ બિચારીને ઘણું સહેવું પડે છે."

એમાએ આશ્ચર્યભાવથી પૂછ્યું : " એણે તો એના પિયારો સાથે લગ્ન કર્યું હતું ને ? "

વૃદ્ધ બોલ્યા : " હા ! એને જ એ પરણી હતી. શરૂઆતમાં બંને પરસ્પરને ખૂબ ચાહતાં હતાં. પણ પછી એક બીજાને ન બન્યું. ઝઘડીને આખરે રોઝેલિયા ઘેર આવતી રહી હતી."

એમા બોલી ઊઠી : "એણે એ સારું કર્યું."

વૃદ્ધે કહ્યું : " ના બેટા ! એવું ના બોલ. પતિને છોડીને ચાલ્યા જવું એ પત્ની માટે કદી પણ ઉચિત નથી. ખેર, મારા સમજાવવાથી હવે સુલેહ થઈ ગઈ છે. હવે રોઝેલિયા એના પતિના ઘેર પાછી ગઈ છે."

એમા બોલી : " આખરે તમેજ સુલેહ કરાવી દીધી પિતાજી ? "

વૃદ્ધે કહ્યું . " હા બેટા ! એ માટે હું ગર્વ લઉં છું. તારી સ્વર્ગીય માતા પણ એવું જ ઇચ્છત. એ બહુ જ ક્ષમાશીલ હતી. એ તો સદા કહેતી કે જે અધિક પ્રેમ કરે છે તે ક્ષમા પણ જલદી કરે છે."

થોડીવાર બધાં ચૂપ રહ્યાં. પછી વૃદ્ધે કહ્યું : " ચાલો બેટા, તમારું ઘર બધું ફરી ફરીને જોઈ લઉં. ચારે તરફ રેશમ અને મખમલ જ દેખાય છે."

ગાયદોએ કહ્યું : "ચાલો મોટા ઓરડાથી જ પહેલાં શરૂ કરીએ."

વૃદ્ધે તે ઓરડામાં પ્રવેશીને કહ્યું : " બહુ સુંદર ઓરડો

છે મોટી પાર્ટી માટે સરસ ઉપયોગી થઈ પડે તમે લોકો શુ બહુ પાર્ટીઓ આપો છો ? ”

ગાયદોએ ઝટ ઉત્તર આપ્યો “ પહેલા તો બહુ જ આપતા હતા ”

વૃદ્ધ બોલ્યા , “ હા, તે તો હશે જ ને હવે તો રાજનૈતિક કાર્યોમા ઘણો વખત જતો હશે આ શુ સ્ત્રીઓને બેસવાનો ખડ છે કે ? કેવો સુદર છે ! આ બધો સામાન એમાની પસદગીનો જ લાગે છે ’

એમા બોલી “ ના, ગાયદો જ બધુ લાવ્યા છે ”

વૃદ્ધ હસીને બોલ્યા “ એમ ? ગાયદોની પસદગીની પ્રશસા કરવી જોઈએ એમા પોતાનો બધો વખત અહી જ ગાળતી હોય એમ લાગે છે ”

પછી શયનગૃહમાં પ્રવેશ કરીને એ બોલ્યા “ આ ઓરડાનો રગ સરસ છે પણ એમા, એક ચીજ તો અહી જ હોવી જોઈએ ”

એમાએ ગભરાઈને પૂછ્યુ શુ “ પિતાજી ? ”

“ તારી માતાનો ફોટો તુ તારી સાથે લાવી હતી ને ? એ તો આ ખડમા જ રાખવો જોઈએ ”

એમાને ગભરાતી જોઈ ગાયદો બોલ્યો ‘ અમે લોકો કેટલાક દિવસથી બહાર ગયા હતા હજુ બધો સામાન આવ્યો નથી ’

વૃદ્ધે કહ્યુ ‘ એ ફોટો મૂકતા આવ્યા એ ઉચિત કર્યું નથી ખેર, એમા એની માને કદી ભૂલે એમ નથી ગાયદો ! તમે તમારા એ સાસુને મળી શક્યા નથી એ ખૂબ અફસોસની વાત છે એણે મરતી વખતે મારી પાસે પ્રતિજ્ઞા કરાવી હતી કે એમાના સુખ માટે મારે સર્વ કાઈ કરી છૂટવા તૈયાર રહેવુ, તેથી એમા જ્યારે તમને ચાહવા લાગી ત્યારે તેની વાતોનુ સ્મરણ કરી મે એમા સમ્મતિ આપી હતી એમા ! અગ્રેજ રાજદૂતના બગીચે નૃત્ય થયુ હતુ તે તને યાદ છે ? ત્યા આપણે ગાયદોને સાથે તેડી ગયા હતા. ’

એમા યત્રવત બોલી ‘ હા ! ’

વૃદ્ધ હસીને બોલ્યા ‘ તમારી સગાઈ થઈ છે એ વાત ત્યાં બધા કહ્યા વગર જ તમારા મુખ પરથી જ સમજી ગયા હતા ’

ગાયદોએ સ્મિત કરી કહ્યુ ‘ હા બધા એ સમજી ગયા હતા ’ એમાના પિતા બોલ્યા ‘ તમારો બનેનો પ્રેમ એવો જ અખડ બની રહો એવી પ્રભુ પાસે મારી પ્રાર્થના છે ’

ગાયદોએ નમ્રતાથી કહ્યુ ‘ આપની શુભેચ્છા અમે માથે ચડાવીએ છીએ ’

વૃદ્ધ ચાલતા ચાલતા એક ઓરડા તરફ જતા બોલ્યા ‘ આ ખડમા શુ છે ? એ બધ શાથી રાખવામા આવ્યો છે ? ’

એ ઓરડામા ગાયદો આજકાલ સૂતો હતો એમા તેમા ગઈ જ નહોતી વૃદ્ધ આમ ફરી ફરીને બધા ઓરડા જોશે એની એમાને કે ગાયદોને કલ્પનાય ક્યાથી આવી હોય !

ગાયદો શુ બોલે ? શુ કહેવુ એ જ તેને સૂઝ્યુ નહી એમાએ ઝટ કહી દીધુ ‘ એ તો એક વધારાનો શયનખડ છે ’

વૃદ્ધ બોલ્યા : ‘ એમ કે ? હુ જો આજની રાત રહેત તો મને તમે આ ખડ જ આપત કે ? પણ દિલગીર છુ કે હુ રાત રોકાઈ શકુ એમ નથી ’

ગાયદો બોલ્યો : ‘ આપ પૂરો એક દિવસ પણ રોકાતા નથી એથી અમને ખૂબ દુ ખ થાય છે ’

વૃદ્ધ બોલ્યા : ‘ ફરી વળી કોઈ દિવસ આવીશ તો વધુ રોકાઈશ આજ તો ખડ જોઈને જ મન મનાવી લઉ એને ઉઘાડો તો ’

એમા બોલી ‘ પણ પિતાજી ’

વૃદ્ધ બોલ્યા ‘ ઓરડો સાફ–સુફ નથી એમ કહેવુ છે ને ? એમા શુ વાધો છે ? ’

ગાયદોએ જોયુ કે વૃદ્ધને રોકવા વ્યર્થ છે સાહસ કરી એણે ઓરડો ઉઘાડી નાખ્યો

વૃદ્ધે અદર પ્રવેશી કહ્યુ ‘ આ તો ઘણો જ સરસ ખડ છે સાફ છે તેમ વ્યવસ્થિત પણ છે ઓહો ! એમાનો ફોટો પણ છે ને ! મને ખુશ કરવા જ ગાય

દોએ એ અહીં લટકાવ્યો લાગે છે. શાબાશ. આવી વાત પણ તમે ભૂલ્યા નથી, એથી હું બહુ ખુશ છું.'

પછી તેઓ દિવાનખાનામાં જઈને બેઠાં. પતિ-પત્ની બન્ને જરા ગુમસુમ બની રહ્યાં હતાં. એમાના પિતા હતા એવા સરલ સીધા ન હોત તો જરૂર તેઓ એ જોઈ સંદેહ કરત. પણ એ બાજુ એમની નજર જ ન હતી. બેસીને તેઓ બોલ્યા: 'આવું સુંદર મકાન મૂકી વારંવાર તમારે બહાર જવું પડશે એ બહુ દુઃખની વાત છે.'

એમાએ ચકિત થઈને પૂછ્યું: 'શું પિતાજી?'

એના પિતાએ કહ્યું: 'ગાયદો જો પ્રતિનિધિ તરીકે ચૂંટાશે, તો વર્ષમાં છ માસ એણે રોમમાં જઈને રહેવું પડશે. ત્યારે શું તને એ મિલાનમાં એકલી મૂકી જશે? તમારે બે મકાન રાખવાં પડશે, સહેજ તકલીફ પણ ભોગવવી પડશે, પરંતુ મને તો જરા ફાયદો થશે. જ્યારે તમે રોમમાં રહેશો ત્યારે તો હું તમને વારંવાર જોઈ શકીશ. કેમકે નેપલ્સ તો રોમની પાસે જ છે.'

*

પિતાને ટ્રેનમાં બેસાડીને પતિ-પત્ની પાછાં આવી વિક્ટોરિયામાં બેઠાં. બંનેએ જાણે છૂટકારો અનુભવ્યો.

અભિનય સમાપ્ત થઈ ગયો છે. હવે તેઓ પોતાના સાધારણ જીવનપંથે વળી શકશે. એમા બારીમાંથી બહાર જોઈ રહી હતી. એકાએક ગાયદોથી પત્નીના શરીરને અજાણતાં સ્પર્શ થઈ ગયો.

ગાયદો બોલ્યો: 'અરે! કશું ખોટું ન લગાડશો હાં.'

એમા ગંભીરભાવે બોલી: 'ના, ના. એમાં ખોટું શું કરવા લગાડું?'

તેઓ જાણે એકબીજાથી દૂર દૂરનાં માનવી હતાં. પરંતુ બંનેના હૃદયમાં આખા દિવસની ઘટનાઓ ઘૂમરાઈ રહી હતી. એક બીજાને તેઓએ શું કહ્યું હતું વગેરે વાતો પર તેઓ મનોમન શોચી રહ્યાં હતાં. સડકના ચાર રસ્તા આવતાં ગાયદોએ પૂછ્યું: 'તમે સીધાં તમારે ઘેર જવા ઇચ્છો છો?'

એમા બોલી: 'ના. તમારે ઘેર આવીને મારો બધો સામાન ભેગો કરી લઉં. નોકરડીથી એકલીથી બધું નહીં બને. સામાન ભેગો કરીને ચાલી જઈશ.'

ગાયદો બોલ્યો: 'ભલે, એમ રાખો.'

ઘેર પહોંચીને એમા પોતાની નાની ઓરડીમાં ચાલી ગઈ ગાયદો દિવાનખાનામાં જઈને વર્તમાનપત્ર વાંચવા લાગ્યો. વાંચવાનો તો તે ઢોંગ જ કરતો હતો. એનું ધ્યાન તો હતું પાસેની ઓરડીમાં. એ વખતે એમા દ્વાર પાસેથી આવજા કરતી હતી. ગાયદો એ જોઈ રહ્યો.

એકવાર એણે એમાને બોલાવી પૂછ્યું: 'તમને થાક લાગ્યો નથી?'

એમા બોલી. 'ના. મારું કામ પણ હવે પૂરું થઈ ગયું છે.'

થોડીવાર પછી એમા ઓરડામાં આવી. એક ખુરશી પર બેસીને બોલી: 'શું હજુયે વરસાદ વરસે છે?'

એ કલાન્ત દેખાતી હતી. ગાયદોએ છાપું નીચું કરીને કહ્યું: 'હા. હજી વરસાદ વરસે છે.'

એમાએ પૂછ્યું: 'મારી ગાડી પણ હજી નથી જ આવી?' ગાયદો બોલ્યો: 'શી ખબર? હું જઈને જોઈ આવું?'

'ના રે. શા માટે હેરાન થવું? હમણાં આવશે.'

'તમને ઘર સુધી મૂકવા આવું?'

'ના. કશી જરૂર નથી.'

સમય જાણે વ્યતીત થતો નહોતો. નોકરે જ્યારે આવીને ખબર આપી કે ગાડી આવી છે, ત્યારે એમા ઝટપટ ટોપી પહેરવા લાગી, એનાં આંગળાં તે વખતે ધ્રૂજતાં હોવાનું સ્પષ્ટ પ્રતીત થતું હતું.

ટોપી પહેરી લીધા પછી હાથમોજાં પહેરી એ તૈયાર થઈ. આયના સામે ઊભી રહીને પોતાના પોશાકને પણ તેણે બરાબર કરી લીધો. પછી વિદાય લેવા તે ગાયદોની સામે કરી ઊભી રહી. ગાયદો મ્લાન વદને ઊઠી ઊભો થયો. એમાએ ધીમા સ્વરે કહ્યું: 'તસ્દી માફ કરજો. હું તમારી રજા લઉં છું.'

ગાયદો કશું જ ન બોલ્યો. એમા ખંડમાંથી બહાર

ડૉ. એમ. ડી. દેસાઈ

# ઓપરેશન થીએટરના અનુભવો

અમદાવાદની જાણીતી વાડીલાલ સારાભાઈ હૉસ્પિટાલના મેડિકલ સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે કામગીરી બજાવતા બાહોશ સર્જન આ લેખમાં જે અનુભવવાણી રજૂ કરે છે તે દરેકનો વાચનરસ જાળવશે જ એવા આ પ્રસંગો છે......

એ દિવસે ઓપરેશનોનું લીસ્ટ બહુ લાંબુ હતું. હું એક ઓપરેશન પૂરું કરી બીજા દરદીની રાહ જોતો થીએટરમાં ઊભો હતો.

અચાનક થીએટરની બહાર કોલાહલ સંભળાયો. બારણું ઉઘાડી જોયું તો દર્દી એક ૧૦–૧૨ વરસની નાની દેખાવડી છોકરી સ્ટ્રેચર ઉપર બેઠી થઈ જઈ બૂમાબૂમ કરતી હતી. 'મારે ઓપરેશન નથી કરાવવું, ઓપરેશન નથી કરાવવું ઓ બા, મને ઘેરે લઈ જા, હું મરી જઈશ રે...' એના સગા વહાલાઓએ તેને માંડ માંડ નાસી છૂટતી અટકાવી રાખી હતી હૉસ્પિટલમા સામાન્ય નિયમ એવો હોય છે કે સગાવહાલાંઓને ઓપરેશન થીએટરમાં દાખલ કરવામા આવતાં નથી. ફક્ત છોકરીને જેમતેમ મા–બાપથી છૂટી પાડી અંદર લેવામાં આવી અને થીએટરનું બારણું બંધ કર્યું.

અંદરનું વાતાવરણ છોકરી માટે નવું હતું. એક મોટા ઓરડામાં માંડ ચાર માણસો અને તે પણ સફેદ લાંબા ઝભામાં, એટલે ભરબપોરે લાઈટના પ્રકાશમા ઓળાઓ જેવા લાગે. મોં માથા ઉપરના પહેરવેશને લઈને, ન તો કોઈનું મો દેખાય, ન કોઈ સ્ત્રી કે પુરુષ છે તેની ઓળખાણ પડે. આવું વાતાવરણ ભલભલાને ભયભીત કરી દે ત્યાં આ બિચારી નાજુક નાની માંદલી છોકરી હતી. એને સાંભળ્યું હતું કે, ઓપરેશન વખતે તો દવા સુંઘાડના ગુંગળાવી નાખે છે. એણે સાંભળ્યું હતું કે અંદર તો મોટા મોટા ચીપીઆ, ચપ્પુ ને કાતર વડે પેટ ચીરવામાં આવે છે. એણે એમ પણ સાંભળ્યું હશે કે ઓપરેશનમાં તો ઘણાં ઘણા મરી પણ જાય છે.

એટલે અંદર આવતાંની સાથે એ છોકરીએ તો ભારે તોફાન મચાવી ચીસાચીસ કરવા માંડી અને ટેબલ ઉપર નહિ સૂઈ જવાની હઠ લઈ બેઠી.

મારે આવા પ્રસંગો નવા ન હતા. મોટી ઉમરના માણસોને પણ થીએટરના ટેબલ ઉપરથી કૂદી, નાસી જતા જોયા છે શાંત હિંમતવાન દેખાતા દરદીઓને પણ છેક છેલ્લી ઘડીએ દવા સૂંઘતી વખતે, ઓપરેશન, કરાવવાનો વિચાર પડતો મૂકતા જોયા છે ઓપરેશન એટલે મૃત્યુની ભેટ, કોને ખબર પાછા જીવતા નીકળાશે

---

ચાલી ગઈ. એના કદમોમાં દૃઢતા હતી. જાણે પોતે જરાય ઢીલી નથી એમ એ બતાવવા માગતી હતી. એક વાર પાછું ફરીને પણ એણે જોયું નહિ. પણ ગાયદો એની પાછળ પાછળ આવી રહ્યો છે એ તે સારી રીતે સમજી રહી હતી.

દ્વાર પાસે જ એક મખમલનો પડદો લટકતો હતો. તેને ઊંચકવા એમાએ હાથ લંબાવ્યો ત્યાં જ ગાયદોએ ઝડપથી પડદો પકડી લીધો. એનો હાથ એમાના હાથને સ્પર્શી ગયો.

ગાયદોએ કહ્યું: 'એમા! તેં મને ક્ષમા આપી છે, તે કહેવાનું તું ભૂલી ગઈ છે.' તેનો સ્વર ગંભીર અને વેદનાસભર હતો.

એમાએ ઝડપથી પતિના સામે જોયું અને તે જ ક્ષણે તેની વિશાળ છાતીમાં તેણે પોતાનું મોં છુપાવી દીધું. પુરાણા પ્રેમના પૂર આવતાં તે જાણે એમાં તણાઈ રહી. ગાયદોએ પત્નીને પ્રગાઢ આલિંગનપાશમાં બદ્ધ કરી લઈ પૂછ્યું 'એમા! વહાલી! હવે કદીયે મને છોડીને તું ચાલી તો નહીં જાય ને?'

એમા એના ખભે ગાલ મૂકી બોલી: 'ના, ગાયદો! મારી માતાની તસ્વીર અહીં જ લઈ આવીશ.'

*

કે કેમ! સાક્ષાત્ મૃત્યુને સ્વીકારતાં કોણ ગભરાયું નથી? આ છોકરીને પણ મૃત્યુનો ભય પેઠો હતો એટલે તોફાને ચડી હતી. એને બળજબરીથી, બધાએ મળી, ઊંચકીને ટેબલ ઉપર સુવાડી, હાથપગ દબાવી શાંત કરી દીધી અને દવા સુંઘાડવાની શરૂઆત કરી. એકાએક છોકરીએ જોરથી માગણી કરી, 'મારે દાક્તરને મળવું છે. કોણ મને કાપવાનું છે?'

હું પાસે ગયો. છોકરીને છૂટી કરવાનું કહ્યું. એ એકદમ ટેબલ ઉપર બેઠી થઈ ગઈ અને ગભરાતે ચહેરે આમતેમ જોવા લાગી.

'શું છે બહેન?' મેં પૂછ્યું, અને એના વાંસા ઉપર હાથ ફેરવ્યો. 'તમે મને મારી તો નહિ નાખો ને? હું મરી તો નહિ જાઉં ને? મને દુઃખશે તો નહિ ને?' એણે પૂછ્યું. હજી એ એટલી જ બેબાકળી હતી. એના સાદમાં પણ બીક ભરી હતી.

મેં એને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો. પણ એની બહુ અસર થતી દેખાઈ નહિ. એ મારું કહેવું સાંભળતી હતી કે કેમ એની પણ શંકા હતી. છતાં થોડીવાર પછી બોલી ઊઠી: 'તમારે ઓપરેશન કરવું જ છે ને? ઊભા રહો. મને પ્રાર્થના કરી લેવા દો.'

આટલું કહેતાં તો તેણે બેઠાં બેઠાં જ આંખો બંધ કરી દીધી, બે હાથ જોડ્યા અને ગણગણવા લાગી. માંડ અડધી મિનિટ થઈ હશે ત્યાં તેણે આંખ ઉઘાડી. એના કોમળ મુખ ઉપર સ્મિત ફરકવા લાગ્યાં, આંખ શાંત હતી. એ સ્વસ્થ થઈ ગઈ હતી.

'હાશ હવે હું છું અને મારો પરમેશ્વર, તમારે જે કરવું હોય તે કરો.' કહી ટેબલ ઉપર જાતે સૂઈ ગઈ અને શાંત ચિત્તે જેમ કહીએ તેમ કરવા લાગી. એને હવે ઓપરેશનનો ડર રહ્યો ન હતો. એ હવે મૃત્યુથી ગભરાતી ન હતી. એને એના પરમેશ્વરનો સથવારો મળી ગયો હતો. એ હવે બેબાકળી રહી ન હતી. બલ્કે પ્રસન્નચિત્ત હતી.

અમે બધા પણ થોડી વાર તો જોઈ રહ્યા. માંડ અડધી મિનિટની પ્રાર્થનામાં આ છોકરીએ જે માનસિક બળ મેળવી લીધું હતું તે અમારે માટે પણ આશ્ચર્યજનક હતું.

આ વાતને તો ઘણાં વર્ષો વીતી ગયાં. મેં એને મારા મનમાં એટલા માટે સંઘરી રાખી છે કે આ છોકરીએ મને શ્રદ્ધાના બળનો પ્રત્યક્ષ પાઠ શીખવ્યો હતો. કહો કે મારામાં પરમેશ્વર વિષેની શ્રદ્ધા જન્માવી હતી. આજે પણ જ્યારે દાક્તરી વિદ્યાને ખૂટી નીવડતી જોઉં છું ત્યારે આ શ્રદ્ધાનો આશરો કોઈ નવી જ શક્તિનો સંચાર કરે છે એમ અનુભવું છું.

આવી જ રીતે એક બીજો પ્રસંગ પણ હું હંમેશ યાદ રાખવા પ્રયત્ન કરું છું.

ઓપરેશનનો દિવસ હતો. ઓપરેશન થીએટરમાં આજે સરજનને પણ આઘા-પાછા થવાની જગ્યા રહી ન હતી. કારણ જે ને તે ઓપરેશન જોવા ભેગા થયા હતા. હૃદયનું ઓપરેશન હતું. આવું ઓપરેશન આ હૉસ્પિટલમાં પહેલવહેલું જ થતું હતું. આખું થીએટર દાક્તર-નર્સોથી ચીકાર હતું. છતાં વાતાવરણમાં ગજબની શાંતિ હતી. પાસે ઊભેલાનો શ્વાસ પણ સાંભળી શકાતો. પણ બધાનો જીવ ઊંચે હતો. શું થશે? ટેબલ ઉપર જ, દરદીનું મૃત્યુ તો હાર્ટ-ફેલ્યરથી નહિ થાય ને? ઊંડે ઊંડે આ ડર બધાને હતો. ઓપરેશન ચાલતું ગયું તેમ તેમ વાતાવરણ વધુ ને વધુ ક્ષુબ્ધ થવા લાગ્યું. એક કલાક, બે કલાક, ત્રીજો કલાક પૂરો થવા આવ્યો. વચ્ચે વચ્ચે નિયમિત અપાતા, દરદીની નાડી અને બ્લડપ્રેસરના સમાચાર અપાતા જતા હતા તે સિવાય બીજો અવાજ ભાગ્યે જ સાંભળવા મળતો હતો. આખરે સર્જનનો 'હાશ, Thank God' નો અવાજ આવ્યો. ઓપરેશન હેમખેમ પાર પડ્યું હતું. દરદીની સ્થિતિ સારી હતી. થીએટરનું વાતાવરણ જે અત્યાર સુધી તંગ હતું તેમાં એકદમ જીવ આવ્યો. શાંતિ તો બાજુએ રહી. લગભગ ઘોંઘાટ મચી રહ્યો.

સર્જન હું હતો. એક અઘરું ઓપરેશન પાર પાડ્યે

યશ મને મળવાનો હતો. એવે વખતે આનંદ થાય એ સ્વાભાવિક છે. આનંદ સાથે, આવું ઓપરેશન આ વિભાગમાં મેં જ પહેલવહેલું કર્યું—તેનો ગર્વ પણ હતો. આનંદ સંતોષ–ગર્વની સ્થિતિમાં હું બહાર નીકળ્યો. ઓપરેશનમાં મોડું થઈ ગયું હતું એટલે જ બીજે પહોંચવાની ઉતાવળ હતી. લીફ્ટ દૂર હતી. રસ્તામાં કોઈ બહેને કંઈ પૂછ્યું એવું લાગ્યું પરંતુ જવાબ આપવાની જરૂર નહિ લાગી. એવામાં થીએટરની પાસે પડેલા એક બાંકડા પાસે સંખ્યાબંધ બીડીનાં ઠૂંઠાં વેરાયેલાં જોયાં. પાસે જ કચરો નાખવાનો ડબ્બો હતો છતાં તેમાં નહિ નાખતાં રસ્તામાં ગમે તેમ ઠૂંઠાં ફેંકી હોસ્પિટલ જેવી હોસ્પિટલને ગંદી કરી મૂકનાર ઉપર ક્રોધ આવ્યો અને હોસ્પિટલના સુપરિન્ટેન્ડન્ટ તરીકેની ફરજ મારી યાદ આવી. હું ભૂલી ગયો કે મારે બીજે જલદી જવાનું હતું. હું ઊભો રહ્યો. જેણે બીડી પીધી હતી તેને ખખડાવ્યો. તેની પાસે ઠૂંઠાં ઉપડાવી ડબ્બામાં નખાવ્યાં અને હોસ્પિટલમાં સ્વચ્છતાની જરૂરિયાત ઉપર ભાષણ ઠોક્યું, સુપરિન્ટેન્ડન્ટ તરીકે મારી ફરજ અદા કર્યા બદલ આત્મ–સંતોષ અનુભવ્યો.

લીફ્ટમાં પહોંચતાં જ એક મિત્ર મળ્યા, એમણે આ બધું જોયું–સાંભળ્યું હતું. મારી પાસેથી ઓપરેશન કેવું અઘરું હતું, કેવું સરસ પાર પડ્યું, કેટલા બધા જોવા આવ્યા હતા વગેરે સાંભળ્યા પછી, લીફ્ટની બહાર નીકળી મને ઊભો રાખી, કહેવા લાગ્યા:

'દાક્તર, આવું અઘરું ઓપરેશન આટલી સુંદર રીતે પાર પાડવા માટે અભિનંદન, ખૂબ ખૂબ અભિનંદન. પણ તમે સરજન લોકો ઈન્સાનને ભૂલી જાઓ છો એ સમજાતું નથી.' આટલું કહી એ અવાક થઈ ગયા. એના મોં ઉપરનો ખેદ વાંચી શકાતો હતો.

મને એનું કારણ નહિ સમજાયું. એ મિત્ર હતા, મારા હિતેચ્છુ હતા, વિશેષમાં બુઝર્ગ હતા. એને માટે મને માન હતું. મેં ખુલાસો કરવા વિનંતી કરી. એમની વાત એમના જ શબ્દોમાં કહું —

'હું સામે આવ્યો. ઓપરેશન થીએટર બહાર બાંકડા પાસે ઊભો હતો. બાંકડા ઉપર એક ભાઈ અને એક બહેન બેઠાં હતાં. આધેડ વયનાં હશે. ગામડાનાં લાગતાં હતાં. થોડી વાર થાય એટલે અંદર અંદર ઘુસપુસ કરે અને પાછાં શાંત થઈ જાય. મોં ઉપર ગભરાટ દેખાતો હતો. એટલે મેં પૂછપરછ કરી. તેમણે જણાવ્યું કે અત્યારે એમના એકના એક દીકરાનું ઓપરેશન ચાલે છે અને ઘણો વખત થઈ ગયો પણ કંઈ સમજાતું નથી એટલે અધીરાં થયાં છીએ. મેં 'હોસ્પિટલ સારી છે, દાક્તર હોશિયાર છે, બધાં સારાં વાનાં થશે' કહી આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો ત્યાં તો બાઈએ રડવા માંડ્યું. ભાઈ પણ રડવા જેવા થઈ રહ્યા. પણ આંસુ છુપાવવા, ગજવામાંથી બીડી કાઢી, સળગાવી. હું ખબર કાઢી લાવવા—ઓપરેશન ચાલતું હતું ત્યાં ગયો. ઓપરેશન લાંબું ચાલશે એવા સમાચાર મળ્યા એટલે એ જ સમાચાર પેલાં મા–બાપને આપી, ધીરજ રાખવા કહી, હું મારે કામે ગયો.

'અહીં તો એક કલાક, દોઢ કલાક, બે કલાક વીત્યા, અંદર શું ચાલે છે તેની ખબર નહિ પડે. દીકરો મરે છે કે જીવે છે તેની પણ શંકા પડવા લાગી. બાઈએ, પતિને પરાણે ખબર કાઢવા મોકલ્યો. તો દરવાજા પાસેથી નર્સની ગાળો અને નોકરોના ધક્કા ખાઈ પાછો આવ્યો. કોઈએ એમ પણ નહિ કહ્યું કે 'તારો દીકરો જીવે છે.' બાપે તો આગ મારીને અને બીડી ફૂંકીને વખત કાઢ્યો પણ માનો જીવ, અને તેમાં પાછો એકનો એક દીકરો. ત્રણ કલાક થવા આવ્યા એટલે એનાથી નહિ રહેવાયું. એ થીએટર તરફ દોડી. એ જ વખતે તમે બહાર નીકળ્યા. તમને એના લાડકવાયાના સમાચાર પૂછ્યા પણ તમને ક્યાં એના તરફ નજર નાખવાની પણ ફુરસદ હતી? ઊલટું તમે તો, એના લાડકવાયાના બાપને બીડીનાં ઠૂંઠાં માટે ધમકાવવા લાગ્યા, એ બિચારા પાસે એ ઠૂંઠાં ઊંચકાવ્યાં અને ચાલી નીકળ્યા.

'જે મા–બાપ તમને પરમેશ્વરતુલ્ય ગણી એકનો એક દીકરો શ્રદ્ધાપૂર્વક મારવા કે જીવાડવા સોંપી દે તેની

એસ. ટી. હૈદર

# ઇચ્છાનું પુનરાગમન

સુરતગઢનાં યંત્રોથી ખેડાતાં રાજ્ય-ખેતર અંગેની રાજસ્થાનની એક દંતકથા આ લેખમાં રજૂ કરી છે. માનવીની જીવન-ઝંખનાનાં પ્રતીક રૂપ એ દંતકથા આજે કેવો વિશિષ્ટ અર્થ ધારણ કરે છે ?—એની સુંદર કહાણી અહીં આપી છે... ..

રોંઢે લગભગ ચારેક વાગ્યે હું સુરતગઢ ખેતરનું આરામઘર છોડીને નીકળ્યો હઈશ. મારે સરદારગઢ જવું હતું. ત્યાં વધારાની ત્રણ હજાર એકર જમીનને સિંચાઈ પૂરી પાડવા પાણી લઈ જવાની યોજના અમલમાં મૂકવામાં આવી છે.

વાદળિયા રોંઢાના મૃદુ પ્રકાશમાં ફોટાઓ લેવાનું અનુકૂળ હતું. વળી, મારે ફોટા લેવાની મનપસંદ જગ્યા નક્કી કરવાની હતી એટલે મને લઈ જતા જીપવાળાને મેં પરાણે વિદાય આપી અને હું એકલો પગપાળો નીકળી પડ્યો.

હું કેટલોયે વખત બિનખેડ સૂકી જમીન પર ફરતો રહ્યો. એકાએક પવનનું જોર વધવા લાગ્યું. મેં પશ્ચિમ ભણી જોયું તો ભારે આંધી ચડી આવતી હતી. થોડા સમયમાં તો હું આંધીમાં ઘેરાઈ ગયો. તેની પૂરી ઝીંક ન ખમવી પડે એ માટે હું એક ઝાંખરાં પાછળ ભરાયો. આંખો બંધ કરી હતી પણ શ્વાસમાં હવાને બદલે રેતી આવતી હતી.

એકાએક મને ક્યાંકથી અવાજ આવતા સંભળાયા. દૂર ઝાંખું અજવાળું દેખાયું.

એ અજવાળાં પાસે પહોંચવા માટે હું ફરી એક પછી બીજા ઝાંખરાની ઓથે ચાલવા લાગ્યો.

હું એ અજવાળાનાં સ્થળ—ખેડૂતોનાં અધકાચાં ઘરો આગળ પહોંચ્યો એ વખતનો આનંદ કદી ભૂલી શકીશ નહીં. માટીની એક ઝૂંપડીમાં જૂના હરીકેન ફાનસના પીળા અજવાળામાં ખેડૂતોનું એક જૂથ બેઠું હતું. રાજસ્થાની દાઢી અને થોભિયાવાળા એક મોટી ઉમ્મરના માણસે મને આવકાર્યો અને આવી આંધીમાં ફરવા બદલ મીઠો ઠપકો આપ્યો.

એણે મને મોઢું લૂછવા કપડાંનો એક ટુકડો આપ્યો. હું એનો આભાર માનીને ત્યાં બેઠો. એણે મને મારે કેમ આવવાનું થયું છે, હું શું કામ કરું છું, ક્યાંનો છું વગેરે પૂછ્યું. મેં સામે પાક વિષે, ખેતરમાં કામની હાલત અને કામની રીતો વિષે પૂછ્યું.

ખબર પડે તે પહેલાં તો અમે મોટા પાયાની યાંત્રિક

---

પાસેથી એક બે આશ્વાસનના શબ્દોની પણ આશા નહિ રખાય, એ તંત્ર કેવું ? તમે ફક્ત એ જ શબ્દો ચાલતાં ચાલતાં પણ બોલ્યા હોત કે 'બહેન તમારો દીકરો સારો છે, તું ગભરાઈશ નહિ,' તો મને ખાતરી છે કે એ બન્ને મા ને બાપ તમારા પગમાં પડ્યાં હોત ! ખેર, જેવું તમારું ભણતર. તમે આથીયે મોટાં ઑપરેશન કરતા રહો અને યશ કમાતા રહો. મારાથી નહિ રહેવાયું એટલે બોલાઈ ગયું. માફ કરજો.' કહી એ મિત્ર ચાલી નીકળ્યા.

આજે પણ જ્યારે હું એ દિવસનો વિચાર કરું છું ત્યારે પસ્તાવો થાય છે. લોકો અમારા ભણતરને દોષ દે છે પણ નવું કે જૂનું કયું ભણતર એવું શીખવે છે કે દાક્તરે દયા, પ્રેમ, હમદર્દી, માણસાઈને પાસે નહિ આવવા દેવાં ?

આ પ્રસંગ પછી, હું નથી ભૂલી જઈ શકતો કે ઑપરેશન થીએટરમાં દરદી ઉપર જેમ ઑપરેશન ચાલી રહ્યું છે તેમ બહાર પણ સગાંવહાલાં ઉપર બીજું ઑપરેશન થઈ રહ્યું છે. બંનેને કાળજીની જરૂર છે, બંનેને સહાનુભૂતિ જોઈએ છે. એમાંયે બહારનાંને વિશેષ જરૂર છે. કારણ કે તેમને દરદીની માફક બેભાન બનાવવામાં નથી આવતાં !

[ આકાશવાણીના સૌજન્યથી ]





ખેતીના ગુણ અવગુણની ચર્ચામા ઊતરી પડ્યા હતા વર્ષોના અનુભવથી સપાદન કરેલા વિશ્વાસથી રણકતા અવાજે પેલો વૃદ્ધ માણસ કહેતો હતો

'આવા પ્રદેશમા કુદરતની મનસ્વીતા જોતા આપણી પાસે નવા યત્રો અને ખેતીની નવી પદ્ધતિઓ હોવી જોઈએ કેમ કે '

એ અચાનક અટકી ગયો એણે પોતાની ઘોળી ભમ્મર ઊચી કરી અને બહાર ચીધી કહ્યુ 'સાભળો, એ તેને બોલાવે છે!' મે પૂછ્યુ 'કોણ કોને બોલાવે છે?' 'કેમ, તમને ખબર નથી? ચબન પોતાની પ્રિયતમાને—વદનાને બોલાવે છે' એણે ઉત્તર આપ્યો

મે કાન માડ્યા અને હવાનો તીણો સીસોટી જેવો અવાજ સભળાયો એનો છેલ્લો ભાગ 'દ ના' જેવો સભળાતો હતો

વૃદ્ધ પુરુષે જોયુ કે, એના ટૂકા ઉત્તરથી મારી જિજ્ઞાસા સતોષાઈ ન હતી એણે ભારે લાગણી સાથે મને નીચેની વાર્તા કહી સભળાવી

*

જમાનાઓ પહેલા આ સ્થળ આજે લાગે છે તેટલુ ઉજ્જડ ન હતુ આખો વિસ્તાર બે છલકાતી નદીઓથી હરિયાળો હતો અને સમૃદ્ધ ખેતરોની લીલી અને સોનેરી ભાત વચ્ચે ગામડાઓ છવાયેલા હતા એમાના એક ગામડામા ચબન નામનો એક દેખાવડો યુવાન રહેતો હતો એ મહેનતુ, પ્રામાણિક, સત્યશીલ અને સમભાવવાળો યુવાન હતો ગામના બધા લોકોને એના માટે ખાસ લાગણી હતી વિશેષ તો એટલા માટે કે એ નાનો હતો ત્યારે જ એણે પોતાના પિતા ગુમાવ્યા હતા એની માતાએ એને ઉછેરીને મોટો કર્યો હતો અને આજે હવે એ વૃદ્ધ થયા હતા ત્યારે માતૃપ્રેમની દૃષ્ટાત રૂપ ભાવનાથી એ તેમની બધી સગવડો સભાળતો હતો એની માતા ખૂબ સુખી હતી અને પોતના નસીબ પ્રત્યે સતુષ્ટ હતી પરન્તુ એના દિલમા એક દુખ હતુ એનો પુત્ર છોકરીઓ તરફ પૂરતુ ધ્યાન આપતો ન હતો અને એ વાત આવા દેખાવડા અને સદ્ગુણી યુવાન માટે નવાઈની હતી એણે ઘણીવાર પોતાના પુત્રને સમજાવવા પ્રયાસ કર્યો પરન્તુ જ્યારે એ કોઈ કન્યાની કે લગ્નની વાત કાઢતી ત્યારે એ એક યા બીજા બહાને વાત બદલી ઘરમાથી ચાલ્યો જતો

એક દિવસ એણે ઘેર આવી પોતાની માને એકાએક પૂછ્યુ 'મા, તુ પડખેના ગામની વદનાને ઓળખ છ?'

'હા, ગામના મુખીની છોકરી તે?'

પરતુ એ જવાબ આપવાને બદલે ઘરની બહાર નીકળી ગયો અને મા સમજી ગઈ થોડા દિવસમા તો બેય ગામના લોકોને જાણ થઈ ગઈ કે, આ બે જણા વારવાર મળે છે બધાને એ બેય જણા ગમતા હતા અને બેય એક બીજાને ચાહતા હતા તે સૌને સારી વાત લાગતી હતી

પરન્તુ નસીબજોગે એ વર્ષે દુકાળ પડ્યો બીજે અને ત્રીજે વરસે પણ જરાય વરસાદ ન પડ્યો લોકોએ પહેલા કદી જોયો ન હતો એવો ભયકર દુકાળ પડ્યો હતો ધરતીમાતા સૂકાઈ ગઈ હતી એમા ફાટો પડી ગઈ હતી અને પાણી ઝખતા ખેતરો આકાશ સામે મીટ માડી રહ્યા હતા ખેડૂતો બળતા દિલે ચિતાતુર અને બેબાકળા બની ખેતરો સામે જોયા કરતા પાણી પાતાળે ગયુ હતુ વૃક્ષો સૂકાઈ ગયા હતા, ઢોર મરતા હતા અને લોકો પાણી અને ખેરાકની શોધમા અજાણી દિશાઓમા નીકળી પડ્યા હતા

ચબન અને વદના રોજ રાતે મળતા એ એકબીજા પાસે પોતાના દુખોની વાત કરતા, વધુ સારા ભાવિની આશા રાખતા તથા છલના દિવસોનુ સ્વપ્ન સેવતા! એક બીજી રાતે ચબને આવીને જોયુ તો વન્દના રડતી હતી એને નવાઈ લાગી કેમ કે સામાન્ય રીતે પોતે જ એ મિલનસ્થાને વહેલો પહોચતો એટલે કાઈક આફતની વાત હશે વદનાનુ આખુ શરીર ડૂસકાથી કાપી રહ્યુ હતુ શુ હશે?

ચબને નીચા નમી મૃદુતાથી પૂછ્યુ 'શુ છે વહાલી? આસુ અને ડુસકા વચ્ચે વદનાએ એને કહ્યુ કે એવા

ગામનાં માણસો બીજે દિવસે હિજરત કરવાનાં છે. એ ક્યાં જઈને રહેશે એ ખબર નથી અને તું અને હું ફરી મળશું કે નહીં, એમ થાય છે.'

ચંબલ દિઙ્મૂઢ થઈ ગયો. એને શું બોલવું કે કરવું તે સૂઝ્યું નહીં, એણે માત્ર વંદનાને પાસે લઈ પ્રેમ કર્યો.

એકાએક ચંબલે વંદનાનું મોઢું ઊંચું કરી કહ્યું : 'તું ચિંતા કરતી નહીં. હું હમણાં જ રંગમહેલે જાઉં છું અને હું ઉપાડી શકું તેટલા દાણા લઈ સવાર પડે તે પહેલાં પાછો આવી જઈશ. આપણાં કુટુંબોને પેટ પૂરતું મળી રહેશે તો એ પોતાના વડવાઓનાં વતનને છોડીને ક્યાંય જશે નહીં.'

વંદના હસી. એના મોઢા પર આશા ઝબકી ઊઠી, પણ એના પર પાછી વાદળી ઊતરી. તેણે પૂછ્યું : 'તું ખોટું જોખમ નથી ખેડતો ને? તારો જાન તો સલામત રહેશે ને?'

ચંબલે એને ફરી ખાતરી આપી અને તેની વિદાય લીધી. એ તો રડયા જ કરતી હતી, પરંતુ ચંબલને જવું જ પડે તેમ હતું.

થોડાં ડગલાં આગળ વધી એણે પાછળ જોયું. પ્રેમની આંખો મળી, આંસુ વહેતાં હતાં અને તરસી ધરતીમાં તુરત શોષાઈ જતાં હતાં.

વંદના એની અંધકારમાં લુપ્ત થતી આકૃતિને જોઈ રહી હતી. એ ભારે દિલે એ હેમખેમ પાછો આવે એ માટે પ્રભુને પ્રાર્થના કરતી હતી. એકાદ કલાકમાં તો ભયંકર વાવાઝોડું ફરી વળ્યું. એણે પાંદડાં વગરનાં ઝાડવાં તથા ખેડૂતોની ઝૂંપડીઓ ધરાશાયી કરી. સવાર પડી ત્યાં સુધી ચારે બાજુ રેતી, ધૂળ અને અંધારા સિવાય કાંઈ ન હતું.

વંદનાએ ચંબલ હેમખેમ પાછો આવે માટે આખી રાત પ્રાર્થના કરી હતી. સવાર પડતાં એણે ગામની બહાર આવીને ચંબલ આવ્યો છે કે નહીં તેની તલાશ કરી.' પણ ચંબલ ક્યાંયે નજરે પડતો ન હતો.

એના કુટુમ્બી અને ગામવાસીઓ ઉચાળા ભરવા તૈયાર થઈ ગયાં હતાં. વંદનાને બોલાવી સાથે લઈ, એ નીકળી પડયાં. એ લોકો ક્યાં જઈને વસ્યાં કે દુકાળમાં કોઈ બચ્યાં કે નહીં એ કોઈ જાણતું નથી.

કોઈએ ચંબલને પણ જોયો નથી. પરંતુ આ ઋતુમાં જ્યારે આંધી ચડે છે ત્યારે અમને એનો 'વંદના' કહીને બોલાવતો અવાજ સંભળાય છે. લોકો કહે છે કે, એ પોતાની પ્રિયતમાને રાહ જોવાનું કહેવા બૂમ પાડતો હતો.

*

મેં જોયું કે પેલા વૃદ્ધ કહાણીકારના મોઢા પર ભારે વેદના ઢળેલી હતી. એના દિલમાં લોકોને મદદ કરવાની ઇચ્છા છે, એ પણ દેખાતું હતું.

છેવટ મૌનનો ભંગ કરતાં એક યુવાન બોલ્યો : 'આંધી ઊતરી ગઈ છે.' વૃદ્ધ પુરુષે એ યુવાનને મને વળાવવા મોકલ્યો.

એ લાકડી લઈને નીકળ્યો. અમે મૂંગા મૂંગા ચાલ્યા કર્યું. છેવટ અમે ઝાંખી ભૂરી રાતમાં ખેતરના ઘઉંના પાકેલા સોનેરી બોલનો સળવળાટ સાંભળ્યો. અને મને થયું :

આ શું ચંબલ પાછો નથી ફર્યો? કદાચ એ સદેહે પાછો ફર્યો ન હોય તો પણ, શું એની ઇચ્છા પાછી નથી ફરી? એ છે, પોતાનાં પ્રિયજનોને જિન્દગીની જરૂરિયાતો પૂરી પાડવાની માનવીની ઇચ્છા. અને તે સવિશેષ નિશ્ચય સાથે અને વધુ સારી રીતે સજ્જ થઈને પાછી ફરી છે.



નેલ્સની સ્ટીલ કંપનીએ પોતાના કારખાનામાં પા. ૨૦,૦૦૦ની કિંમતની એક ટેલીવિઝન પદ્ધતિ ગોઠવી છે, આ પદ્ધતિનું સંચાલન કરતો નિયામક ૪૦૦ વાર જેટલા સલામત અન્તર પરથી લાલચોળ ભઠ્ઠીની અંદર ચાલતી ક્રિયા બરાબર નિહાળી શકે છે. એક કેમેરાને પોલાદની ૨૦ ટન વજનની લાદીની નીચે રાખવામાં આવે છે. અને આ લાદીની ગરમી સામાન્ય રીતે ૧૭૦૦° જેટલી તો હોય છે જ. આ કેમેરા વિના લાદીના તળીઆની બાજુએ થતી પ્રક્રિયા નિહાળવાનું કોઇપણ રીતે શક્ય હોતું નથી.

[ ૧૩મા પાનાથી ચાલુ ]

મુદ્રાઓ ઉપર કોતરેલી એક શૃંગી હાથી, બળદ અને ઘેંટાની આકૃતિઓ તેમની નાકુશળતાની શાખ પૂરે છે. હરપ્પાના લોકોએ શત્રુ તરફથી સામનો થયા સિવાય લાંબા સમય સુધી જે આબાદી ભોગવી હતી તેને લીધે સ્વાભાવિક રીતે જ તેમનામાં શિથિલતા આવી અને ઓચિંતી રેલ આવે તે સામેના ઉપાયો બરાબર લેવાયા નહિ. સિન્ધુ ખીણમાં આવું બન્યું હતું અને લોથલ ખાતે પણ બન્યું. લોથલ ખાતે તો છેક બીજા અને ત્રીજા તબક્કામાં બહારના વિશાળ ચોતરાઓમાં નીકો ખોદવામાં આવી હતી. લગભગ ઈ. સ. પૂર્વે ૧૫૦૦માં અભૂતપૂર્વ રેલ આવી અને તેને લીધે સિન્ધુ-ખીણ અને સાબરમતીની ખીણમાંની બધી હરપ્પીય વસાહતોનો નાશ થયો.

ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડમાં તાજેતરમાં કરવામાં આવેલા સંશોધન ઉપરથી એ મોટી રેલને પરિણામે સિંધુ-ખીણ છોડી ગયેલા હરપ્પીય લોકોના ત્યાર પછીના ઇતિહાસ સંબંધમાં એવું જાણવા મળ્યું છે કે જેઓ સિન્ધુના મુખ્ય આગળના વિસ્તારમાં રહેતા હતા તેઓ તેમની અગાઉ લોથલ, રંગપુર વગેરે સ્થળોએ ઠરી ઠામ થયેલા તેમના બાંધવોની સાથે જોડાવા માટે કાઠિયાવાડ જવા ઊપડ્યા. તેમણે કિનારા ઉપર કામચલાઉ વસવાટો બાંધ્યા, જેમ કે જામનગર નજીક અમારા અને લાખાબાવળમાં, પોરબંદર નજીક કિન્નર ખેડામાં, કોડીનાર નજીક કજેતરમાં અને ભરૂચ નજીક મેહગામમાં. એ જ પ્રમાણે સિંધુ નદીના ઉપરવાસ અને મધ્યવિસ્તારોમાંથી એક પક્ષે સરસ્વતી દુષદ્વતી અને યમુનાની ખીણોમાં અને બીજે પક્ષે સતલજની ખીણમાં તેઓએ વસવાટ કર્યા. આના પ્રમાણો અંબાલા જિલ્લામાં બરા ખાતે, ગંગાનગર જિલ્લામાં સોથી ખાતે અને મિરત જિલ્લામાં આલમગીરપુર ખાતેથી મળી આવ્યા છે.

જો કે હરપ્પીય માટીની વસ્તુઓના બધા પ્રકારો આ સ્થળોમાંથી મળી આવ્યા છે તો પણ સંસ્કૃતિની એકંદર અવનતિ થઈ હતી એ હકીકત ફાવે તેમ રંગી મૂકેલા માટીના પાત્રો, હરપ્પાના ખાસ ઓજારો, આયુધો, ઘરેણાં વગેરેનો ખૂબ જ મર્યાદિત ઉપયોગ અને નાગરિક સવલતોના અત્યંત અભાવ ઉપરથી સ્પષ્ટ થાય છે. પ્યાલા અને કુંભ જેવા પ્રકારનાં માટીનાં વાસણોના આકારમાં કંઈક ફેર કરવામાં આવ્યો હતો અને રંગીન આકૃતિના વિષયો (મોટીફ) ચોક્કસ ઢબના બની ગયા હતા.

ઘરો અને ગટરોની ઢંગધડા વગરની રચના, હરપ્પીય તેમજ ઈતર લોકોના પાત્રો ઉપરનું કલાસૌષ્ઠવ વિનાનું રંગકામ અને ચિત્રાત્મકો બન્ને ઘણુંખરું રેખામય લીનિયર આકૃતિઓવાળી મુદ્રાઓ વગેરે ઉપરથી એમ પ્રસ્થાપિત થાય છે કે હરપ્પીય લોકો અહીં સિન્ધુ-ખીણ કરતા ઘણા વધુ લાંબા સમય સુધી વસ્યા હતા અને તેમણે નવી સંસ્કૃતિ વિકસાવી હતી. તેમણે નવી કલ્પનાઓ પણ અપનાવી હતી.

રંગપુરમાં તેમજ ગુજરાત અને કાઠિયાવાડમાં બીજા કેટલાક સ્થળે કરવામાં આવેલા અવશેષો ઉપરથી જણાય છે કે ચમકતા રાતા રંગે રંગેલા વાસણો વડે ખ્યાતિ પામેલી એવી એક નવી સંસ્કૃતિ ઊગી અને કાઠિયાવાડમાં તે સારા પ્રમાણમાં ફેલાઈ હતી. હરપ્પીય નિવાસિત કિનારા ઉપરથી કાઠિયાવાડના અંદરના ભાગમાં અને મુખ્ય ભાગમાં પહોંચ્યા એટલે તેમની સંસ્કૃતિમાં વિશેષ ફેરફાર થયો. કાળા અને રાતા (બ્લેક એન્ડ રેડ) નામે પ્રસિદ્ધ એવો એક માટીના વાસણનો પ્રકાર પણ પ્રચલિત બન્યો. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે સિંધુ-ખીણ સંસ્કૃતિ સિંધુ-ખીણ પૂરતી જ મર્યાદિત રહી ન હતી પરન્તુ ઘણે દૂર સુધી એક પક્ષે ઘગ્ગર, સતલજ અને યમુનાની ખીણો સુધી અને બીજે પક્ષે કાઠિયાવાડ અને દક્ષિણ ગુજરાત સુધી ફેલાઈ હતી.

[ આકાશવાણીના સૌજન્યથી ]





## જયન્તિકા પરમાર 'સુમંગલા'



જીવનનો આનંદ ટકાવી રાખવા શું કરવું જોઈએ ? હરખ, શોક, સુખ, દુખ, નિરાશા, આશા એ બધાં જ કાટલાં છે. જીવનરૂપી ત્રાજવાના કયા પલ્લામાં કોણ બેસી જાય છે અને કયું પલ્લું નમે છે તે જ જોવાનું છે. કયારેક જ જીવનનો આનંદ ટકાવી રાખનાર પલ્લું નીચે નમે છે. ઘણુંખરું તો મનને મૂંઝવી નાખે તેવી નિરાશા, શોક, દુઃખ વગેરેનું પલ્લું નમી પડે છે. એવું આજના ચાલુ જમાનામાં દેખાઈ રહ્યું છે. જે ઉલ્લાસ અને આનંદ મોં ઉપર ફરકવો જોઈએ તે જાણે કોઈ એક ખૂણામાં સંતાઈને બેઠો હોય તેવું ભાસે છે. એટલે આમ ત્રાજવામાં જોખીને મૂકવા જતાં આપણે સાચું માપ નથી કાઢી શકવાનાં. પરંતુ એક જ રસ્તો બળવાન છે જે આપણને—જીવનને સમતોલ રાખવાનો પાઠ શીખવી જાય છે. બન્ને બાજુ સરખું વજન રાખીએ અને એકેય બાજુના નમતા પલ્લાથી ઊભરાઈ ન જઈએ તો જીવનનો આનંદ જાળવી રાખી શકાય છે.

આ બધું પલ્લામાં મૂકવાની શી જરૂર પડે છે? આવી પડેલી પરિસ્થિતિને સમતોલ બનાવવાની આપણામાં તાકાત હોય તો બીજી કોઈ જરૂરત ઊભી થતી નથી. પણ આ બધું ઊભું કરનાર આપણો સ્વભાવ છે. એના ઉપર કાબૂ રાખી શકાય અને સ્વભાવની સમતુલા જાળવી રખાય તો એના જેવું શ્રેષ્ઠ દુનિયામાં બીજું કંઈ નથી. પરંતુ એ સમતુલા જાળવી રાખવી તે ખરેખર અઘરું છે, કપરું છે. મનુષ્યસ્વભાવનો એક ખાસ ગુણ તે જ અસ્થિરતા છે. મનુષ્યમાં ક્રોધ થઈ આવવો એ સ્વભાવનું એક લક્ષણ છે. કયારેક વિનોદ પણ દુઃખી બનાવે છે. વધુ પડતો વિનોદ જ્યારે થાય છે ત્યારે બીજાની મશ્કરી કરે છે તેમ લાગવાથી તેને માટે દુઃખદ થઈ પડે છે. વિનોદ કરનારને આનંદ આપે પણ સામી વ્યક્તિને તે નથી ગમતું હોતું. ક્રોધ તો ઘણો ભયંકર છે. એ તો વળી જરાય સહન થઈ શકતો નથી. અને તેનું પરિણામ ખતરનાક નીવડે છે. એટલે જ જીવનમાં સમતુલા જાળવતાં શીખવું જોઈએ. જીવનનો સાચો આનંદ માણવો હોય, તો બંને પક્ષે સંયમ રાખી, મનદુઃખ લગાડયા સિવાય સ્વભાવનું પલ્લું સમતુલા જાળવશે તો સાચો આનંદ માણી શકાશે. તેને માટે ધીરજ, શાતિ અને ખાસ કરીને સહનશીલતાની ખૂબ જ જરૂર છે.

# આનંદની પ્રાપ્તિ

નવીનભાઈ સ્વભાવે ખૂબ ક્રોધી. નાનામાં નાની બાબતમાં પણ તે ગુસ્સે થઈ જાય. એમનાં પત્ની પુષ્પાબેનને એમની ખૂબ બીક રહે. તેમનો ગુસ્સો એવો કે પછી તે વખત પણ જુએ નહિ ઘણીવાર કોઈની હાજરીમાં પણ તે ઊકળી પડે. બિચારાં પુષ્પાબેન એક અક્ષર પણ બોલ્યા વગર સીધું કરીને પાછાં કામે ચડી જાય. નવીનભાઈ ચોક્કસ ખૂબ. એમની કોઈ વસ્તુ તે આડીઅવળી ન મૂકે. હમેશાં વ્યવસ્થિત રાખે. અને ઘેર આવે ત્યારે જો નાના બાળાએ પણ તે વસ્તુ ફેરવી હોય તો તેમનું મગજ તપી જાય અને પુષ્પાબેન ઉપર રોષ નીકળે કે 'તું બરાબર ધ્યાન નથી આપતી, તને જ વ્યવસ્થિત રાખવાની ટેવ નથી.' બહારથી આવે ત્યારે કે કોઈ અગત્યની વાત કરવાની હોય તો પણ પુષ્પાબેન ગભરાય. બહાર કામે ગયાં હોય, થોડું મોડું થઈ જાય અને જો નવીનભાઈ ઘેર આવી પહોંચ્યા તો તેમના બિચારાંના બાર વાગી જાય. કોઈકવાર પુષ્પાબેન પણ તડ ને ફડ કરવા જાય પણ એમની દલીલો ચાલે નહિ, વજૂદ વગરની નીકળે. દિવસમાં બે ત્રણવાર તો સાંભળવાનું હોય જ. ભાગ્યે જ કોઈ દિવસ ખાલી ગયો હશે. પુષ્પાબેન મનમાં ને મનમાં સુંઝાય. આ સ્વભાવ સુધરવાનો કોઈ ઉકેલ દેખાતો નહોતો, ત્યારે એકલાં બેઠાં બેઠાં રડી લેતાં.

એક વખત મારે ઘેર નિરાંત લઈને આવ્યાં. તેમનું મન એટલું બધું ભરાઈ ગયેલું હતું કે થોડી જ વારમાં બધો ઊભરો નીકળ્યો અને તે ખૂબ રડયાં. નવીનભાઈનો ક્રોધ ભભૂકે પછી શાન્ત જ ન થાય. પછી ઘરનું વાતાવરણ વિચિત્ર થઈ જાય— મૂડ વગરનાં બધાં જ લાગે બાળકો ઉપર પણ આ સ્વભાવની ઠીક ઠીક અસર થવા માંડી વારંવાર અપમાન સહન ન થવાથી પોતાનું પોતાના ઘરમાં પણ સ્થાન નથી તેમ પુષ્પાબેનને લાગવા માંડયુ. મને લાગ્યું કે પુષ્પાબેનના શરીર ઉપર પણ આની ઠીક ઠીક અસર થઈ રહી છે. મેં એમને સાંત્વન આપ્યું. એમને 'ન ગમતી વસ્તુઓ ન બનવા દેવી અને વધુ ચેતતા રહેવું. ત્યારે પુષ્પાબેને કહ્યું કે 'જેમ વધુ ધ્યાન આપવા જાઉં છું તેમ વધુ મુશ્કેલીમાં મુકાઉં છું. સ્વભાવ સુધારવાના કોઈ રસ્તા જ નહિ હોય? કોઈકવાર એકલાં વાતો કરતાં બેઠાં હોઈએ ત્યારે વાત કાઢીને ખુલાસો કરું છું. એમની ભૂલ થઈ હોય ત્યારે કબૂલ કરે છે અને પસ્તાય છે પણ ખરા. પરંતુ બીજે દિવસે પાછી એ જ હાલત રહે છે. ટેવ જ પડી ગઈ છે. પણ મને તો આની ખૂબ અસર થાય છે'

સાચી વાત છે. એક વખત તેનો પડઘો પડે એટલે અસર તો થાય જ પરંતુ એ સ્વભાવ ઉપર નિયંત્રણ કોણ લાવી શકે? પડેલી ટેવ જો ધારે તો મનુષ્ય જરૂર સુધારી શકે છે. જો નવીનભાઈ મનથી ઇચ્છે, ઘરની વ્યક્તિનો ખ્યાલ કરે તો જરૂર તે ભૂલી શકે. એનાથી પણ વિશેષ જીવનનો સાચો આનંદ માણવો હોય, કુટુંબને આનંદી, સુખી બનાવવું હોય તો પણ સ્વભાવની સમતુલા મુશ્કેલીથી પણ જાળવવી રહી. આજે જે અઘરું લાગે તે પછી

સહેલું બની જાય છે. અને પરિણામ એવું સુંદર આવશે કે સાચો આનંદ પ્રાપ્ત કરી જીવનનું સુખ પામી શકાશે.

## સમાનતા !

અરવિંદભાઈ એક સારા જાહેર કાર્યકર ગણાતા. સ્વભાવે શાંત અને દયાળુ બહારથી જોતાં તો લાગતા હતા. શહેરના કાર્યકરોની હરોળમાં એમનું પણ નામ બોલાતું. તેઓ પૈસે ટકે સુખી હતા. ઘેર રસોઈયો, નોકર પણ હતા. દીકરાઓ ધંધે વળગી ગયા હતા તો પણ તેમનું કામ તો ચાલુ જ હતું. તે ઉપરાંત સામાજિક કાર્ય કરતા તે જુદું.

આવા સુંદર કાર્યકરભાઈના ઘેર એક વખત જમવા જવાનો પ્રસંગ પડયો. એમનાં પત્ની સાથે રસોડામાં વાત કરતાં બેઠી હતી. ત્યાં મારી નજર બે જાતના બાંધેલા લોટ તરફ પડી. મારાથી પૂછ્યા સિવાય રહેવાયું નહિ. ત્યારે ખબર પડી કે બીજો લોટ હતો તે નોકરો માટેનો અલગ હતો. ખરેખર, એક મિનિટ માટે તો હું સ્તબ્ધ થઈ ગઈ. મનમાં પ્રશ્ન ઊઠયો કે નોકર માટે જુદી રસોઈ શા માટે ! મારા આ આશ્ચર્યના ભાવનો કોઈને ખ્યાલ આવ્યો નહિ એટલે વાતવાતમાં લગભગ બધી જ રસોઈ જુદી બનાવે છે તેની મને જાણ થઈ.

મને પોતાને વધુ નવાઈ તો એ જ લાગી કે અરવિંદભાઈ જેવા કાર્યકરના ઘરમાં પણ આવું જુદાપણું ! આપણે માણસ છીએ, માટે સારું સારું ખાવાનું જોઈએ ત્યારે શું નોકરો—ઘરનું બધું કામ કરનાર માણસો પોતે માણસ નથી ? કામ કરીને તેઓ તેમના હકથી ખાવાનું માગે છે પછી આવું વર્તન શા માટે ?

ધીમે ધીમે તો મેં આવું ઘણાં ઘરોમાં જોયું. જેને ઘેર વધુ પૈસો તેને ઘેર જ ખાવાપીવાની વધુ મુશ્કેલી ! પરિણામે ઘરના નોકરો વિશ્વાસુ બનવાને બદલે ચોરીછૂપીથી ખાનાર થઈ જતા. રસોઈયો તો રસોઈ કરનાર પોતે એટલે કઈ વખતે શાક વાડકો ભરીને સંતાડી દે કે રોટલીના લોટમાં અલગ ઘીનું મોણ નાખીને પોતાની રોટલી જુદી કરીને નીચે રહેવા દે એ જ કોઈને ખબર ન પડે !

'ખાળે ડૂચા ને દરવાજા મોકળા' જેવો પ્રસંગ ઊભો થાય. રસોડામાં આખો વખત કોણ ધ્યાન આપવાનું હતું? એટલે તેને તો ફાવતું મળે.

આવી રીતે રોજની રસોઈમાં પણ ઘરમાં કામ કરનાર માણસને સંતોષ ન મળે તે વ્યાજબી નથી. તેનું પરિણામ ખતરનાક આવે છે. અને એ છૂપો અસંતોષ જ બધું કરાવે છે.

દરેક વ્યક્તિને સરખી ગણવા ઘેર ઘેર ઢંઢેરો પીટાવનાર કાર્યકરના ઘરમાં જ આવી જુદાઈ જોઈશું તો સામાજિક એકતા કેવી રીતે લાવી શકીશું ?

## સુધરેલું જીવતર

કાશીના લગ્ન થયે ઠીક ઠીક વર્ષો પસાર થઈ ગયાં. બાળકબુદ્ધિમાં કે અણસમજમાં લગ્ન નહોતાં થયાં. લગ્ન થઈ ગયા પછી સાસરે ન જાય ત્યાં સુધી તો નવી દુનિયાનાં સ્વપ્નાં સેવવાનાં હોય છે. બિલકુલ અજાણી એવી કાશી પણ તે જ રીતે પતિગૃહનાં મંથનોમાં

ક્યારેક અટવાઈ જતી અને નવવધૂના કોડમાં ને કોડમાં દિવસો વિતાવતી. ગામડાની કુમારિકાઓને સાસરું શું અને કેવું હોય છે તે સમજાવવાની જરૂર રહેતી નથી. ઘર ઘરના ઓટલા તેમણે સંભાળ્યા હોય છે, અને દુનિયામાં ચાલી રહેલા સંસારચક્રના સમાચાર નજરે નિહાળ્યા હોય છે. છતાં પોતાનો વારો આવે છે ત્યારે તો નવું નવું કરવાનો મોટો મહેલ રચ્યો હોય છે. પણ સ્વપ્નસાગરમાં ડૂબી નવવધૂ પતિગૃહે જાય છે ત્યારે જ દુનિયાની એ સંસારકેડી ચડવી કેટલી કઠણ છે તે પરાણે સમજે છે. એ અબૂધ બાળા તે સમયે તો અબૂધ જ રહે છે.

અને કાશીને પણ એક દિવસ પતિગૃહે જવાનો વારો આવ્યો. કાશીના આનંદની સીમા નથી. તે સાસરે પહોંચી. સાસરે નવી વહુનાં તો ખૂબ માન હોય. કાશી તો એક જ દિવસમાં તેના પ્રત્યેની વર્તણુંક; ઘરની રીતભાત અને સાસુનો રૂઆબ જોઈ અભી બની ગઈ. વહુ એટલે પતિની ગુલામ અને ઘરનું વૈતરું કર નારી આ વ્યાખ્યા આડે પતિ કે સાસુને બીજું વિચારવાનો વખત પણ ક્યાંથી મળે અને જરૂર પણ શી હોય!

કાશીનો પતિ રમણ ભણેલો હતો. મેટ્રિક પાસ થઈ ગયો હતો અને આગળ કૉલેજમાં અભ્યાસ કરતો હતો. અભ્યાસની સાથે સાથે તે નોકરી પણ કરતો હતો. તેના વિવાહ નાનપણમાં થયેલા અને કાશી તો બિલકુલ નિરક્ષર હતી. ખુદ એની પોતાની સહી કરતાંય તેને નહોતી આવડતી. રમણે લગ્ન કરવાની જ ના પાડી હતી પણ એની બાના અતિ આગ્રહને વશ થઈ તેનું કંઈ જ ચાલી શક્યું નહિ. કશી ઘેર આવી ત્યારે રમણને રજાઓ હતી અને થોડા દિવસ માને મળવા આવેલો પણ કાશી સાથે તો તે બિલકુલ બોલે જ નહિ. ઘરમાં રહે પણ કાશીને ખૂબ દુઃખ થયું. તેના સ્વપ્નાનો ચણેલો મહેલ જાણે કડડભૂસ કરતો પડી ગયો. તેને તો શરૂ શરૂમાં આ બધું કંઈ સમજાયું જ નહિ અને સાસુનાં મહેણાં ટોણાં તો તેના નસીબે લખાયેલાં હતાં જ. આખો દિવસ વૈતરું કરે તો પણ કોઈક ને કોઈક બહાનાસર એને સાંભળવાનું હોય જ.

એક દિવસ એની નાની નણંદ સાથે તે વાતો કરતી હતી ત્યારે વાતવાતમાં તેને ખબર પડી કે પોતે અભણ છે એ જ રમણને ગમતું નથી. તેને તો ભણેલી વહુ જોઈએ છે. તેની નણંદ સ્વભાવે સારી હતી અને એને તો ભાભી સાથે ખૂબ બનતું હતું. તે ભાભીના દુઃખમાં ભાગીદાર હતી પણ એટલેથી ઓછો સંતોષ થાય છે?

આમ વર્ષો વહી ગયાં. રમણે તો શહેરમાં રહેવા માંડ્યું અને કાશીએ સાસુ પાસે. ક્યારેક પિયર જતી. પણ ત્યાંય બીજું તો તે શું કરે? પતિના અબોલા તેને હવે ભારે પડવા માંડ્યાં. હવે આ દુઃખ સહ્યું જતું નહોતું. પતિ પરદેશ રહે અને પોતે એકલી અહીં વૈતરું કર્યા કરે, ક્યારેક રજાઓમાં માને મળવા આવે. એક વખત કાશીએ રમણને કહ્યું: 'મને તમારી સાથે લઈ જાઓ ને!'

પતિએ ચોખ્ખી ના પાડી : 'તું અભણ, શહેરમાં આવીને શું કરવાની ?'

'અને કાશીને હાડોહાડ લાગી આવ્યું. એણે એ જ દિવસથી મનમાં નિશ્ચય કર્યો કે 'ગમે-તેમ કરીને મારે ભણવું અને પછી બતાવી આપું કે તમારી માફક મને પણ કોઈએ ભણાવી હોત તો આજે મારી આ દશા ન થાત.'

કાશી મહિયર ગઈ અને શહેરમાં રહેતા તેના સબંધી મારફત જાણ્યું કે એક સંસ્થામાં આવી પ્રૌઢ બેનોને ભણાવે છે, રાખે છે અને તેમના કેસની પતાવટ પણ કરી આપે છે. કાશી તરતં જ તૈયાર થઈ ગઈ અને પિયરથી સીધી સંસ્થામાં પહોંચી.

ધીમે ધીમે કાશીને સંસ્થામાં ગોઠી ગયું. એનો અભ્યાસ તો શરૂ થઈ જ ગયો હતો. અને કાશી મહેનત પણ ખૂબ કરતી હતી. ચાર વર્ષમાં તો અભણ કાશી શાળાંતની પરીક્ષા પસાર કરી ગઈ. દરમિયાનમાં રમણને સંસ્થાએ બોલાવેલો. શરૂઆતમાં તો કાશી ભણી શકશે તે જ તેના માન્યામાં નહોતું આવતું. તેની સાથેની વાતચીત દરમ્યાન તેણે કબૂલ્યું કે તું ભણશે તો જરૂર હું તને મારી સાથે રાખીશ. આ રીતે સમજાવટથી માર્ગ કાઢવામાં કાશીનું જીવન સુધરી ગયું.

આજે કાશી પગભર થઈ છે અને તેના ગ્રેજ્યુએટ પતિનું શહેરનું ઘર આનંદથી, સુખથી સંભાળે છે.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**કેતકી અને કાંટા :** લે. પ્ર. ઓમપ્રકાશ ખન્ના. પાનાં. ૨૨૦. રૂ. ૪/૫૦. નવતાડની પોળ, ઘીકાંટા, અમદાવાદ. **શિવાનંદ યોગત્રયી :** સ્વામી શિવાનંદ સરસ્વતી. અનુ. સ્વામી મનુવર્યજી. પાનાં ૧૬૦. રૂ. ૨/— શ્રી શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિ, ગુજરાત વિભાગ, જમાલપુર, અમદાવાદ. **સીરતે મુહમ્મદી :** સૈયદ સુલયમાન નદવી. અનુ. 'શબનમ'. પાનાં ૨૨૦. રૂ. ૩/૫૦. **સીરતે આઈશા :** સૈયદ સુલયમાન નદવી. અનુ. 'શબનમ'. પાનાં ૩૬૪. રૂ. ૬/— —બન્નેના પ્રકાશક : અબ્દુર્રઝાક ઉસમાન, હરદાસ સ્ટ્રીટ, કરાચી. **ગુ. સા. સભા કાર્યવહી ૧૯૫૬ :** ઉપેન્દ્ર પંડ્યા. પાનાં ૧૫૭. રૂ. ૩/— ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. **વા. મો. શાહનો જીવનસંદેશ :** ત્રિભુવન વી. હેમાણી. પાનાં ૨૧૬. રૂ. ૩/— દેવચંદજી પ્રકાશન મંદિર, લીંબડી. **મનોજવન :** ચુનીલાલ વ. શાહ. પાનાં ૩૦૦. રૂ. ૫/— ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત, **મેકોલે કે ગાંધીજી ? :** મગનભાઈ પ્ર૦ દેસાઈ. પાનાં ૧૧૭. રૂ. ૧/૫૦. **બંગકેસરી :** ચૂનીલાલ પુ. બારોટ. પાનાં ૧૩૫. રૂ. ૨/– **દંડ ઓર દયા :** વિક્ટર હ્યુગો. અનુ. નિર્મળા પરળીકર. પાનાં ૪૨. —/૫૦ ન. પૈ. —ત્રણેનાં પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧૪. **પ્રેમાનંદનાં ત્રણ આખ્યાન :** સં. કે. કા. શાસ્ત્રી, ચૈતન્યબાળા દિવેટિયા. પાનાં ૨૮૦, રૂ. ૩/—ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ. **અનંતસૂર :** 'યોગેશ્વર'. પાનાં ૧૪૩. રૂ. ૨/૨૫. વિક્રેતા : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.



## સ્વ. દિનેશના સ્મરણમાં

[સં ચુનીલાલ વ શાહ પ્ર શકુંતરાય રા દેસાઈ નરેન્દ્ર મ વ્યાસ અમદાવાદ ]

સન ૧૯૫૮ની ૧૫મી ઑગસ્ટે અમેરિકા જેવી પરભોમમાં પરીક્ષાઓથી પરવારીને રજાઓ ગાળવા વૉશિંગ્ટનથી કેલિફોર્નિયા જાતે ડ્રાઈવીંગ કરીને જતા સાઉથ ડકોટાના મુરડો ગામ પાસે ગુજરાતના એક આશાસ્પદ યુવકને મોટર અકસ્માત થાય છે બીજા ત્રણ સાથીઓને ઈજા થાય છે પણ આ યુવક તે જ ઘડીએ આશા અરમાનો સહિત કાળની ગતીમાં વિલીન થાય છે વિધિની વિચિત્રતાનેય હદ નથી હોતી તેનું આ સચોટ ઉદાહરણ છે આ યુવક તે જ સ્વ ભાઈ દિનેશ વાત્સલ્ય નીતરતા શ્રી પુષ્પાબેન અને મમતાભર્યા શ્રી કાન્તિલાલ [illegible] દામ્પત્ય જીવનનું મધુર પુષ્પ આમ અકાળે ખરી પડ્યું તેનો પમરાટ ફેલાવતો આ એક મહત્ત્વનો ગ્રંથ છે

ધનિક માતા પિતાનો એકનો એ પુત્ર હોય પછી એને લાડકોડની તો કમીના હોય જ શાની ? સુખ-સાહ્યબી અને સગવડનીય રેલમછેલ હોય છે જિંદગીની પહેલી પચ્ચીસીમાં જ જે શક્તિ અને પ્રતિભા દિનેશભાઈમાં દેખાયા એ બહુ ઓછા શ્રીમંતોના નબીરામાં જોવા મળે છે માતા-પિતાએ બચપણથી તે પચ્ચીસીએ પહોંચતા સુધીમાં પુત્રમાં સીંચેલા જીવંત રસનો સાચો પરિપાક આ ગ્રંથમાં દેખાય છે તેમાંય ' જે કર ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે ' વાળી અંગ્રેજી કહેતીને યથાર્થ કરતા શ્રી પુષ્પાબેન જેવા માતાની પુત્રના ઉછેરમાં ખરચાયેલી સંપૂર્ણ કાળજી દરેક માતાને ધડો લેવા જેવી ગણાય તે આ બહુમૂલ્ય ગ્રંથમાંથી જોઈ શકાય છે

દિનેશભાઈના સ્વજનો સ્નેહીઓ, સહાધ્યાયીઓ, સન્મિત્રો અને વડીલોએ આપેલી શ્રદ્ધાંજલિથી શોભતો આ ગ્રંથ તેમનું સચ્ચું સ્મારક બની રહે તેટલો મૂલ્યવાન છે કશી પણ કિંમત ન રાખી હોવા છતાં આ ગ્રંથમાં રસ ધરાવનાર દરેક આ ગ્રંથ મેળવી શકે એવી પ્રકાશકોએ ગોઠવણ રાખી છે

દૂર દૂર ક્ષિતિજમાં ડૂબતા સૂર્યના ભાવવાહી ચિત્રમાં જ દિનેશભાઈના નામને સાર્થક કરતું આ ગ્રંથનું ઊપરણું દરેકની આંખે ઊડીને વળગે છે તે તો ગુજરાતના જાણીતા કળાકાર શ્રી સી નરેનની પીંછી અને ગ્રંથમાં અન્યત્ર વરતાતી તેમની કળાદૃષ્ટિની ચીવટાઈ તેમ જ આપણા વયોવૃદ્ધ સાક્ષર શ્રી ચુનીલાલ વર્ધમાન શાહનું સંપાદન આ ગ્રંથનું મહત્ત્વનું અંગ ગણી શકાય

આવા સમૃદ્ધ ગ્રંથનું ગુજરાતી સાહિત્યમાં, શિક્ષણ સંસ્થાઓમાં, કેળવણીકારોમાં અને સાહિત્યપ્રેમીઓમાં અદકું સ્થાન રહેશે એમાં શક નથી આવો ગ્રંથ તૈયાર કરાવીને પુત્રનું સાચું સ્મારક રચવા બદલ દિનેશભાઈના માતા-પિતા પણ સાચા ધન્યવાદના અધિકારી બન્યા છે

## ગુજરાતના સાહિત્યસર્જકો

[ લે૦ ચંદ્રાવતી વોરા સં ગુલાબદાસ બ્રોકર રવિશંકર રાવળ પાના ૧૮૮ રૂ ૨૦/- પ્ર સી સપ્લાયર્સ પ્રા લિ, સ્ટેશન સામે, વિલેપારલે ]

ગુજરાતી સાહિત્યમાં કંઈક દૃષ્ટિવાળું, ઉપયોગી, વિશિષ્ટ કે નિષ્ઠાવાન પ્રકાશન ભાગ્યે જ થાય છે તેમાંય ધંધાદારી પ્રકાશકો આવા પ્રકાશનની તો હિંમત જ ક્યાંથી કરે ? એટલે જ ગયે વરસે ગુજરાતી સાહિત્યમાં પ્રતિનિધિત્વ ધરાવતું પ્રકાશન ' ગુજરાતના સાહિત્ય સર્જકો ' પ્રગટ થયું ત્યારે તેના પ્રકાશક શ્રી જગદીશ મિસ્ત્રીવાળા સાચા અભિનંદનને પાત્ર લાગ્યા સર્વાંગ સુંદર અને છતાંય સર્વોપયોગી પ્રકાશન બનાવવા પાછળની તેમની જહેમત, સર્વનો સહકાર સાધવાની ધગશ અને આર્થિક રીતે પણ પૂરેપૂરી ઉદારતા દાખવવાની તેમની તૈયારી આ સમૃદ્ધ ગ્રંથનું મુખ્ય દૃષ્ટિબિંદુ ગણાવી શકાય

દરેક શાળા-મહાશાળા-પુસ્તકાલય-સાહિત્ય સંસ્થા કે સાહિત્ય પ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવતું કોઈ પણ અંગ આ પુસ્તક વસાવવા અચૂક તૈયાર થાય જ વીસ રૂપિયા જેવી મોંઘી કિંમત આ પુસ્તક માટે કંઈક વધારે પડતી નહિ તોય થોડીક વસાવવા પ્રત્યેની

ઇચ્છાને રોકી રાખે એ કદાચ માની લઈએ. પણ વિદેશનું એવું કેટલુંય મોંઘું સાહિત્ય આપણાં પુસ્તકાલયોને નથી પોસાતું છતાંય વસાવવામાં આવે છે ત્યારે તેના પ્રમાણમાં આ પુસ્તક—અદકે ગ્રંથ—એક ઉપયોગી પ્રયાશન છે એટલે જ એની ઉપયોગિતા ગણાય.

ગુજરાતી સાહિત્યનાં ઊંડા અભ્યાસ, મનન અને પરિશીલનના પરિપાક રૂપે લખાયેલા આ ગ્રંથના ચાલીસ સાહિત્યકારોનાં પરિચયાત્મક લખાણો ઉપરાંત ગ્રંથારંભમાં મુકાયેલો ગુજરાતી સાહિત્યના વિહંગાવલોકનનો લેખ આપણને ગુજરાતનાં સામયિકોનાં જાણીતાં લેખિકા શ્રી કલાવતી વોરાની અભ્યાસુ કલમની ઓળખ આપે છે. એ બધું સાહિત્ય આપણા જાણીતા સાહિત્યકાર શ્રી ગુલાબદાસ બ્રોકરે સંપાદિત કર્યું છે એથી તેની મૂલ્યવત્તા અનેકગણી વધી છે છતાંય તેના લેખન માટે તો શ્રી કલાવતી વોરા અભિનંદનનાં સાચાં અધિકારી છે જ. આવું ઊંડું સાહિત્યજ્ઞાન અને તે તરફની અભિરુચિ ધરાવવા માટે આ લેખિકા ઊંચા ભાવિની આશા બંધાવે જ છે.

લેખોના સંપાદક શ્રી ગુલાબદાસ બ્રોકરની પણ જાણે ચાલીસ જ સાહિત્યકારોને વીણીને આ ગ્રંથમાં લેવા બદલ પ્રકાશકે કસોટી કરી છે એમ તેમના નિવેદનથી તો જણાય છે જ, ઉપરાંત કોઈપણ સાહિત્યવાંચ્છુ—સાહિયપ્રિય વ્યક્તિને આ ગ્રંથનાં પાનાં ઉથલાવતાં લાગે જ છે. કેટલીય એવી અધિકારી વ્યક્તિઓ આ ગ્રંથમાં કેમ ન લેવાઈ અને 'આ ન હોય તો આ ગ્રંથ વાંઝિયો ન બનત' એવું કહી શકાય તેવા સર્જકોને આમાં સ્થાન મળ્યું એ પણ એક આશ્ચર્યજનક ઘટના ગણી શકાય. સરકાર તરફથી કે સરકાર—સંચાલિત સાહિત્ય અકાદમી તરફથી આવી પક્ષાપક્ષી થઈ હોત તો કદાચ વિવેચકો અને અવલોકનકારોની ઝપટમાં આ-ગ્રંથ એ રીતેય જલદી આવી ગયો હોત. પણ આપણું છેલ્લાં કેટલાંય વરસોનું વિવેચન—દારિદ્ર એ માટે પૂરું નહિ તો ય ઠીકઠીક જવાબદાર ગણી શકાય. છતાં ખર્ચની મર્યાદા વટાવ્યા વિના સંયમપૂર્વક શ્રી બ્રોકરે સંપાદિત કર્યાનો ભાસ આ ગ્રંથ કરાવી જાય છે એટલે એને માટે આકરી ટીકા કે વધુ વિવેચન બિનજરૂરી છે.

કલા સંપાદન આપણા કળાગુરુ શ્રી રવિશંકર રાવળે કર્યું છે અને તેમને સહાયરૂપ થવામાં તેમના અનેક શિષ્યોનો—સંબંધીઓનો—મિત્રોનો સાથ પણ સાંપડયો છે. ચાલીસેય તસ્વીરો–ચિત્રો મઢાવવા માટેનો અને બધા સાહિત્યસર્જકોનો સાચો ખ્યાલ આપવા માટે જે આબેહૂબ સાતત્યતા જળવાઈ છે તે માટે શ્રી રવિશંકર રાવળ સાચા જશના અધિકારી ગણાય.

આવા સમૃદ્ધ ગ્રંથ માટે તેના પ્રકાશક અને સંપાદકો અને આકર્ષક ઉપરણા માટે ગુજરાતના જાણીતા કળાકાર શ્રી બંસીલાલ વર્મા પણ અભિનંદનના અધિકારી છે.

ગુજરાતી સાહિત્યના આવા મહામૂલા ગ્રંથને આવકારવાની સી સપ્લાયર્સે જે તક ઊભી કરી તે બદલ ગુજરાતી સાહિત્ય તેમનું ઋણી ગણાશે જ.

### ગુર્જરી :

[ લે. પૂજાલાલ. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂ. ૫/— ]

ગુજરાતના પહેલી હરોળના કવિઓમાં જેમની ગણના બેધડક કરી શકાય તેવા આપણા જાણીતા કવિશ્રી પૂજાલાલનાં સૉનેટોનો આ સંગ્રહ તેમની કવિતાને આબાદ રજૂ કરતો પ્રતિનિધિ સંગ્રહ બન્યો છે. 'પારિજાત'માં પ્રગટ થઈ ચૂકેલા ચોપન સૉનેટોનો પણ આમાં સમાવેશ કરવામાં આવેલ છે. એ ચોપન અને આ સંગ્રહ માટેનાં બાકીનાં નવાં મળીને કુલ બસો ચુંવાલીસ સૉનેટોનો આ સંગ્રહ ગુજરાતી કવિતામાં મહત્ત્વનો સંગ્રહ તો એટલા માટે બને છે કે આટલાં બધાં સૉનેટોનો—એકલાં સૉનેટોનો આ પહેલો જ ગુજરાતી સંગ્રહ છે.

શ્રી ડોલરરાય માંકડે સંગ્રહના પ્રવેશકમાં સૉનેટ વિષે જે ચર્ચાસ્પદ મુદ્દો રજૂ કર્યો છે તે પણ આ સંગ્રહની

વિશિષ્ટતા ગણાય કવિતાનો આ વિદેશી પ્રકાર આપણા સાહિત્યમાં પણ જે સહજતાથી વ્યાપી ગયો છે તેના સદ્અસદ્ અંશો સમજાવતો આ પ્રવેશક પણ મહત્ત્વનો છે.

સાધકવૃત્તિના આપણા સમન્વય દૃષ્ટિવાળા કવિશ્રી પૂજાલાલનો આ સંગ્રહ ગૂજરાતને લગતાં કાવ્યો, ગૂજરાતીઓને લગતાં કાવ્યોનો વિશેષકર હોવાથી સંગ્રહને યથોચિત નામાભિધાન સાર્થ ઠરે છે તેમ ગૂજરાતથી દૂર દૂર પોંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમમા રહીને સાધક જીવન ગાળતા આ ગુજરાતી કવિ ગુજરાતી કવિતાને, ગૂજરાતને, ગૂજરાતના સપૂતોને નથી ભૂલ્યા તેની પ્રતીતિ કરાવતાં સૉનેટો પણ આ સંગ્રહનું મહત્ત્વ ગણાય. ગૂજરાતનું નવું અને જુદું રાજ્ય થતાં તો ગૂજરાતને ગૌરવ આપે તેવા સાહિત્યમાં આ સંગ્રહનો ઉમેરો યથાસમય પણ ગણાવી શકાય.

કાવ્યરસિકોને, કાવ્ય અને સાહિત્યના અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને, અધ્યાપકોને અને કવિ–સાહિત્યકારોને વસાવવા જેવા આ સંગ્રહના પ્રકાશન માટે ગુજરાતની જાણીતી પ્રકાશન સંસ્થા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય પણ અભિનંદનની અધિકારી ગણાય



સોવિયેત સંઘની કિયેવની એક ઇસ્પિતાલમા બ્લડ પ્રેશરનો એક નવતર ઇલાજ શોધી કાઢવામાં આવ્યો છે.
આ ઉપાય જેટલો નાવીન્યભર્યો છે એટલો જ સરળ છે ઇલાજ તો માત્ર એટલો જ કે દરદીને એક ખાસ, બંધ કેબિનમા રાખવામાં આવે છે આસપાસના વાતાવરણ સાથે એ કેબિનના બધી જાતના સબંધો કાપી નાખવામા આવે છે: કહોને કે સર્વગ્રાહી રીતે એને સીલબંધ કરી દેવામા આવે છે.
એ કેબિનમાં અમુક ઉષ્ણતામાન, અમુક કક્ષાનું હવાનું દબાણ, અમુક પ્રમાણમાં પ્રાણવાયુ, વગેરે અનેક વસ્તુઓ ઝીણવટથી દરદીની તબીબી જરૂરિયાત અનુસાર નક્કી કરીને, યોજવામા આવે છે પછી એ બધામાં જરાય ફેરફાર ન થાય એની ગોઠવાઈ ઇલેક્ટ્રોનિક સાધનોથી યોજવામાં આવે છે.
આ કેબિનનુ નામ 'બાયોટ્રોન' એવું રાખવામાં આવ્યું છે.
બ્લડપ્રેશરના દરદીને આ કેબિનમા રાખવામાં આવે છે દરરોજ એકવાર આવીને ડાકતર એમને તપાસી જાય છે. ડાકતરનો એક મદદનીશ સતત દરદીઓ જોડે રહે છે. બાકીનું દેખરેખનું કામ ડાકતરો એ કેબિનની બહારથી ટેલિવિઝનની મદદથી કરે છે
આ કેબિનનો અખતરો અત્યારલગી ૩૦૦ જેટલા બ્લડપ્રેશરના દરદીઓ ઉપર કરવામાં આવેલ છે અને પરિણામે મોટા ભાગના દરદીઓ બ્લડપ્રેશરથી મુક્ત થયા છે.



જાણીતા માનસશાસ્ત્રી ડૉ. આલ્ફ્રેડ એડલરે એક સભામાં ભાષણ કરતાં કહ્યુ: 'માનવી પોતાની કોઈ ખાસ ઊણપને કારણે પોતાના જીવનને કોઈ ખાસ લક્ષ તરફ વાળી લે છે દાખલા તરીકે આપણે એમ કહી શકીએ કે નબળી આંખોવાળો માણસ ચિત્રકાર બનવાનું વધુ પસંદ કરે છે.'
ડૉ. આલ્ફ્રેડ આગળ ભાષણ કરે એ પહેલાં પાછળ બેઠેલા એક શ્રોતાએ ઊભા થઈને પૂછ્યું, 'ડૉ સાહેબ! શું આપના ભાષણનો એવો અર્થ થાય છે કે કમજોર મગજવાળી વ્યક્તિ માનસશાસ્ત્રી બને છે?'



પશ્ચિમ જર્મનીમાં મોટરગાડી ખરીદવી એના કરતાં વિમાન ખરીદવું વધુ સસ્તુ પડે છે એક સ્પોર્ટકાર ૩૨,૫૦૦ ડુશ માર્કમા મળે છે જ્યારે બે બેઠકોના વિમાનની કિંમત ફક્ત ૩૦,૦૦૦ ડુશ માર્ક છે, આનુ પરિણામ એ આવ્યું છે કે આજે પશ્ચિમ જર્મનીમાં ૬ હજાર લોકો ધંધા અને આનંદ માટે પોતાનાં ખાનગી વિમાનો ધરાવે છે. ખાનગી વિમાનોના માલિકોના ઉપયોગ માટે પશ્ચિમ જર્મનીમાં એકંદરે ૧૦૪ એરોડ્રોમ છે.







વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.

૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ :

ઊર્મિ-નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ-નવરચના'નું લવાજમ ભરી શકાય છે :—

૧ એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૨ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૩ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.
૪ આરોગ્યધામ, અચ્યુબ મૅન્શન, વિન્સેન્ટ રોડ, કિંગ સર્કલ પાસે, માટુંગા, મુંબઈ, ૧૯
૫ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, રાવપુરા, વડોદરા.
૬ ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.
૭ વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ. આણંદ.
૮ લોકમિલાપ કાર્યાલય, જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર.
૯ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.
૧૦ એલ. કે. મેઘાણી, ૧૪, અમરતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧.
૧૧ ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલા, સૂરત.
૧૨ સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧
૧૩ રવાણી બંધુ વલ્લભવિદ્યાનગર (આણંદ-ખેડા)
૧૪ સીટી બૂક શૉપ, પો. ઑ. નં ૧૪૬૦, મોંબાસા. (કેન્યા)
૧૫ જે. એસ. કાનાબાર લિ૰, પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ)
૧૬ જનરલ બૂકસેલર્સ, પો. ઑ. ન. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા)
૧૭ પૉપ્યુલર બૂક સપ્લાય, પો. ઑ. નં. ૭૬૯. કંપાલા. (યુગાંડા)
૧૮ કે. સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૨૪૬, જિન્જા. (યુગાંડા)
૧૯ નિર્મળાબેન ભટ્ટ, પો. ઑ. નં. ૧૨૦, જિન્જા (યુગાંડા)
૨૦ કે સી. આચાર્ય એન્ડ સન્સ, પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા)
૨૧ રાવળ બ્રધર્સ, પો. ઑ નં. ૪૬, નકુરુ. (કેન્યા)
૨૨ વાલંભીઆ બ્રધર્સ, પો. ઑ. નં. ૮૯, ઝાંઝીબાર (પૂ આફ્રિકા)
૨૩ છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિં. પ્રેસ લિ., પો ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા)
૨૪ રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા)
૨૫ આપાભાઈ પટેલ, પો. ઑ. નં. ૭૯, લુઆન્સ્યા. (નૉર્થ રોડેશિયા)
૨૬ સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા)
૨૭ મોરારજીભાઈ એ.લ. પટેલ, પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી (દ. રોડેશિયા)
૨૮ ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.)

વિશિષ્ટતા ગણાય. કવિતાનો આ વિદેશી પ્રકાર આપણા સાહિત્યમાં પણ જે સહજતાથી વ્યાપી ગયો છે તેના સદ્અસદ્ અંશો સમજાવતો આ પ્રવેશક પણ મહત્ત્વનો છે.

સાધકવૃત્તિના આપણા સમન્વય દૃષ્ટિવાળા કવિશ્રી પૂજાલાલનો આ સંગ્રહ ગૂજરાતને લગતાં કાવ્યો, ગૂજરાતીઓને લગતાં કાવ્યોનો વિશેષકર હોવાથી સંગ્રહને યથોચિત નામાભિધાન સાર્થ ઠરે છે. તેમ ગૂજરાતથી દૂર દૂર પોંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમમાં રહીને સાધક જીવન ગાળતા આ ગુજરાતી કવિ ગુજરાતી કવિતાને, ગૂજરાતને, ગૂજરાતના સપૂતોને નથી ભૂલ્યા તેની પ્રતીતિ કરાવતાં સૉનેટો પણ આ સંગ્રહનું મહત્ત્વ ગણાય. ગૂજરાતનું નવું અને જુદું રાજ્ય થતાં તો ગૂજરાતને ગૌરવ આપે તેવા સાહિત્યમાં આ સંગ્રહનો ઉમેરો યથાસમય પણ ગણાવી શકાય.

કાવ્યરસિકોને, કાવ્ય અને સાહિત્યના અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને, અધ્યાપકોને અને કવિ–સાહિત્યકારોને વસાવવા જેવા આ સંગ્રહના પ્રકાશન માટે ગુજરાતની જાણીતી પ્રકાશન સંસ્થા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય પણ અભિનંદનની અધિકારી ગણાય.



સોવિયેત સંઘની કિયેવની એક હોસ્પિટલમાં બ્લડ પ્રેશરનો એક નવતર ઇલાજ શોધી કાઢવામાં આવ્યો છે.
આ ઉપાય જેટલો નાવીન્યભર્યો છે એટલો જ સરળ છે ઇલાજ તો માત્ર એટલો જ કે દરદીને એક ખાસ, બંધ કેબિનમાં રાખવામાં આવે છે. આસપાસના વાતાવરણ સાથે એ કેબિનના બધી જાતના સંબંધો કાપી નાખવામાં આવે છે: કહોને કે સર્વગ્રાહી રીતે એને સીલબંધ કરી દેવામાં આવે છે.
એ કેબિનમાં અમુક ઉષ્ણતામાન, અમુક કક્ષાનું હવાનું દબાણ, અમુક પ્રમાણમાં પ્રાણવાયુ, વગેરે અનેક વસ્તુઓ ઝીણવટથી દરદીની તબીબી જરૂરિયાત અનુસાર નક્કી કરીને, યોજવામાં આવે છે પછી એ બધામાં જરાય ફેરફાર ન થાય એની જોગવાઈ ઇલેક્ટ્રોનિક સાધનોથી યોજવામાં આવે છે.
આ કેબિનનું નામ 'બાયોટ્રોન' એવું રાખવામાં આવ્યું છે.
બ્લડપ્રેશરના દરદીને આ કેબિનમાં રાખવામાં આવે છે. દરરોજ એકવાર આવીને દાક્તર એમને તપાસી જાય છે. દાક્તરનો એક મદદનીશ સતત દરદીઓ જોડે રહે છે. બાકીનું દેખરેખનું કામ દાક્તરો એ કેબિનની બહારથી ટેલિવિઝનની મદદથી કરે છે.
આ કેબિનનો અખતરો અત્યારલગી ૩૦૦ જેટલા બ્લડપ્રેશરના દરદીઓ ઉપર કરવામાં આવેલ છે અને પરિણામે મોટા ભાગના દરદીઓ બ્લડપ્રેશરથી મુક્ત થયા છે.



જાણીતા માનસશાસ્ત્રી ડૉ. આલ્ફ્રેડ એડલરે એક સભામાં ભાષણ કરતાં કહ્યું: 'માનવી પોતાની કોઈ ખાસ ઉણપને કારણે પોતાના જીવનને કોઈ ખાસ લક્ષ તરફ વાળી લે છે. દાખલા તરીકે આપણે એમ કહી શકીએ કે નબળી આંખોવાળો માણસ ચિત્રકાર બનવાનું વધુ પસંદ કરે છે.'
ડૉ. આલ્ફ્રેડ આગળ ભાષણ કરે એ પહેલાં પાછળ બેઠેલા એક શ્રોતાએ ઊભા થઈને પૂછ્યું, 'ડૉ. સાહેબ! શું આપના ભાષણનો એવો અર્થ થાય છે કે કમજોર મગજવાળી વ્યક્તિ માનસશાસ્ત્રી બને છે?'



પશ્ચિમ જર્મનીમાં મોટરગાડી ખરીદવી એના કરતાં વિમાન ખરીદવું વધુ સસ્તુ પડે છે. એક સ્પોર્ટકાર ૩૨,૫૦૦ ડૉઇશ માર્કમાં મળે છે જ્યારે બે બેઠકોના વિમાનની કિંમત ફક્ત ૩૦,૦૦૦ ડૉઇશ માર્ક છે, આનું પરિણામ એ આવ્યું છે કે આજે પશ્ચિમ જર્મનીમાં ૬ હજાર લોકો ધંધા અને આનંદ માટે પોતાનાં ખાનગી વિમાનો ધરાવે છે. ખાનગી વિમાનોના માલિકોના ઉપયોગ માટે પશ્ચિમ જર્મનીમાં એકંદરે ૧૦૪ એરોડ્રોમ છે.







વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦. : વિદેશમાં : શિ. ૧૫.

૭ વર્ષનું સામટું લવાજમ રૂ. ૩૭/૫૦ : વિદેશમાં : શિ. ૭૫.

અમદાવાદમાં રૂબરૂ લવાજમ ભરવાનું અને મ. ઑ. થી મોકલવાનું મુખ્ય સ્થળ:

## ઊર્મિ-નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. : ૧૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

આ ઉપરાંત નીચેનાં સ્થળોએ પણ 'ઊર્મિ-નવરચના'નું લવાજમ ભરી શકાય છે :—

| | | |
|---|---|---|
| ૧ | એન. એમ. ત્રિપાઠી પ્રાયવેટ લિમિટેડ, | પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૨ | આર. આર. શેઠની કંપની, | કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૩ | એન. એમ. ઠક્કરની કંપની, | ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. |
| ૪ | આરોગ્યધામ, | અચુબ મેન્શન, વિન્સેન્ટ રોડ, કિંગ સર્કલ પાસે, માટુંગા, મુંબઈ, ૧૯ |
| ૫ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, | રાવપુરા, વડોદરા. |
| ૬ | ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, | આણંદ. |
| ૭ | વિજય સ્ટોર્સ, | સ્ટેશન રોડ, આણંદ. |
| ૮ | લોકમિલાપ કાર્યાલય, | જિલ્લા કોર્ટ રસ્તો, ભાવનગર. |
| ૯ | નવયુગ પુસ્તક ભંડાર, | રાજકોટ. |
| ૧૦ | એલ. કે. મેઘાણી, | ૧૪, અમરતોલ્લા સ્ટ્રીટ, કલકત્તા, ૧. |
| ૧૧ | ગાંડીવ સાહિત્ય મંદિર, | હવાડિયા ચકલા, સૂરત. |
| ૧૨ | સોરભ પુસ્તક ભંડાર, | રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ, ૧ |
| ૧૩ | રવાણી બંધુ | વલ્લભવિદ્યાનગર (આણંદ-ખેડા) |
| ૧૪ | સીટી બૂક શૉપ, | પો. ઑ. નં ૧૪૬૦, મોંબાસા. (કેન્યા) |
| ૧૫ | જે. એસ. કાનાબાર લિ૦, | પો. ઑ. નં. ૧૦, બ્લેન્ટાયર. (ન્યાસાલૅન્ડ) |
| ૧૬ | જનરલ બૂકસેલર્સ, | પો. ઑ. ન. ૧૨૭૮, દારેસલામ. (ટાંગાનિકા) |
| ૧૭ | પૉપ્યુલર બૂક સપ્લાય, | પો. ઑ. નં. ૭૬૯, કંપાલા. (યુગાંડા) |
| ૧૮ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૨૪૬, જિન્જા. (યુગાંડા) |
| ૧૯ | નિર્મળાબેન ભટ્ટ, | પો. ઑ. નં. ૧૨૦, જિન્જા. (યુગાંડા) |
| ૨૦ | કે. સી. આચાર્ય એન્ડ સન્સ, | પો. ઑ. નં. ૪૦૬, મ્બાલે. (યુગાંડા) |
| ૨૧ | રાવળ બ્રધર્સ, | પો. ઑ નં. ૪૬, નકુરુ. (કેન્યા) |
| ૨૨ | વાલંલીઆ બ્રધર્સ, | પો. ઑ. નં. ૮૯, ઝાંઝીબાર (પૂ આફ્રિકા) |
| ૨૩ | છોટુભાઈ પટેલ, સેંટ્રલ પ્રિ. પ્રેસ લિ., | પો ઑ. ૪૨૬, બ્રોકનહિલ. (નૉર્થ રોડેશિયા) |
| ૨૪ | રામભાઈ પટેલ, પ્રીમિયર બ્રધર્સ, | પો. ઑ. નં. ૨૯૩, એનડોલા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૫ | આપાભાઈ પટેલ, | પો. ઑ. નં. ૭૯, લુઆન્શ્યા. (નૉર્થ રોડેશિયા) |
| ૨૬ | સાકરચંદભાઈ નાઈ, નાઈ બ્રધર્સ, | પો. ઑ. નં. ૩૪, લિવિંગ્સ્ટોન. (નૉર્થ રોડેશિયા) |
| ૨૭ | મોરારજીભાઈ એલ. પટેલ, | પો. ઑ. નં. ૧૫૧૭, સેલિસબરી (દ. રોડેશિયા) |
| ૨૮ | ઠાકોરભાઈ દેસાઈ, દેસાઈ એન્ડ કંપની, | પો. ઑ. નં. ૧૦૮, લુસાકા. (નૉ. રો.) |

**સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક**

# નવરચના

તંત્રી: ઈશ્વરલાલ મો. દવે | સંપાદક: જયન્ત પરમાર

- દિવાળીને ટાંકણે સમૃદ્ધ રસથાળ લઈને ૧૫મી ઑક્ટોબરે દરેક ગ્રાહકને રવાના થશે.
- ઑક્ટોબરથી નવા ગ્રાહક થનારને પણ આ દળદાર અંક ભેટ તરીકે મળશે.
- દિવાળી અંકને સમૃદ્ધ બનાવનારાંમાંથી થોડાંક કલમનવેશોના નામ આ રહ્યાં :—



શ્રી ધૂમકેતુ
શ્રી ચુનીલાલ વ. શાહ
શ્રી પન્નાલાલ પટેલ
શ્રી ઈશ્વર પેટલીકર
શ્રી રવિશંકર મ. રાવળ
શ્રી સુન્દરમ્
શ્રી ધનસુખલાલ મહેતા
પ્રિન્સીપાલ અનંતરાય રાવળ
ડૉ. સુમન્ત મહેતા
શ્રી 'મીનપિયાસી'
શ્રી ચુનીલાલ મડિયા
શ્રી પીતામ્બર પટેલ
ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી
શ્રી ચન્દ્રભાઈ કા. ભટ્ટ
પ્રો. 'ઉશનસ્'
પ્રો. ડૉ. નરસિંહ મૂ. શાહ
શ્રી જયન્તિકા પરમાર
શ્રી જિતુભાઈ પ્ર. મહેતા
શ્રી બકુલ ત્રિપાઠી
પ્રો. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
શ્રી પ્રબુદ્ધદાસ પટવારી
શ્રી પુષ્પાબેન મહેતા

શ્રી ગુલાબદાસ બ્રોકર
શ્રી દિલખુશ દિવાનજી
શ્રી છોટુભાઈ સુથાર
શ્રી છોટાલાલ મ. કામદાર
શ્રી ઈશ્વરભાઈ પટેલ
શ્રી મુકુંદરાય વિ. પારાશર્ય
શ્રી શિવકુમાર જોષી
શ્રી નાથાલાલ દવે ણી
શ્રી રામુ પંડિત
શ્રી હર્ષિદા પંડિત
શ્રી શશિકાન્ત ચી. જરદોસ
શ્રી રતિલાલ-અનિલ
શ્રી પ્રો. હસિત બૂચ
શ્રી 'સુનાશુ'
શ્રી ભગવતીકુમાર હ. શર્મા
શ્રી 'વિશ્વમિત્ર'
શ્રી રમણલાલ એન્જિનિયર
શ્રી પદ્મકાન્ત ર. શાહ
શ્રી પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ
શ્રી નવનીત સેવક
શ્રી દેવજી રા. મોઢા
શ્રી 'રાજહંસ'



**વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦ : વિદેશમાં શિ. ૧૫**
**[ આ ખાસ અંકની છૂટક કિંમત રૂ. ૨/૫૦ ]**

આ ખાસ અંકમાં જાહેરખબરો લેવાનું મર્યાદિત રાખ્યું હોવાથી જાહેરખબર મોકલનારે પોતાની જગ્યા અગાઉથી નક્કી કરી લેવા અને આ અંકના ખાસ ભાવતા મેળવવાલ વહેલાસર સંપર્ક સાધવો.—

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ** ૬૪, ગાંધીરોડ ફર્નાન્ડીઝ બ્રીજ **અમદાવાદ, ૧**

અંક ૬ : સપ્ટે૦ '૬૦ — 'ઊર્મિ' : વર્ષ ૩૧
સળંગ અંક : ૩૬૬ — 'નવરચના' : વર્ષ ૨૫
સમાજમાં સંસ્કાર અને — સાહિત્ય પ્રેરતું સામયિક



## ક્રમ



★

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પુરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટે, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

# ચિંતન
# નવરચના

## માફીની મહત્તા

માફીની ભાવના માણસમાં હોવી એ સહજ નથી. તેમાંય માફી માગવા કરતાં માફી આપવાની ભાવનાને માણસ જલદીથી કેળવી પણ ન શકે—જો કુદરતી રીતે જ એ આવી ભાવનાથી નવાજાયેલ ન હોય તો. માણસની દૃષ્ટિ, વર્તન, પરિવર્તન બધામાં માફી માગવાની અને માફી આપવાની ભાવના વણાયેલી હોય તો? તો તેની હેરાની-પરેશાની બહુવાર ટકતી નથી હોતી. પણ આ જ તેનામાં હોવું કે આવવું ખૂબ મુશ્કેલ હોય છે. એને સહજ બનાવતાં એ શીખે તો કેટલું બધું તે પામી શકે? વૈમનસ્ય અને વેરની સાથે સાથે માફીની ભાવના કેળવાય તો બધાં કેવાં શાંતિથી રહી શકે? પણ ક્ષમાપના—માફીની ભાવના ભાગ્યે જ જોવા મળે છે. જોઈએ ત્યારેય એ પૂર્ણપણે વિકસેલી નથી હોતી, વિકસેલી હોય ત્યારેય તેને આચરણમાં મૂકી શકાતી નથી હોતી, આચરણ કરાય છે ત્યારેય એમાં દંભ, દેખાવ અને ડોળ જ ઘૂસેલા હોય છે. માફ કરવાની, માફી આપવાની આ દૃષ્ટિ ક્ષમાપનાનું સાચું અને સારું સ્વરૂપ તો ન જ ગણાય. અને એટલે જ કુદરતી રીતે આવી વસેલી ક્ષમાપનાની ભાવના જ સાચી ક્ષમાપના ગણાય. ક્ષમાપના કોઈના પર ઠોકી બેસાડાતી નથી, કોઈના પર બળજબરીથી લાદી શકાતી નથી, કોઈને તે સમજાવીને ઠસાવી શકાતી નથી. શ્રદ્ધા, વિશ્વાસ, આસ્થા અને ભક્તિનો ભાવ જ્યારે કેળવાય ત્યારે તેની સાથે ક્ષમાપના પણ આવી વસે, જે આવવી જ દુર્લભ હોય છે. માનવમન માફ કરતાં અને માફી માગતાં શીખે એ જ એની મોટાઈ છે, બીજી બધી માનવીની મહત્તાની આ એક મોટાઈ પાસે કશી વિસાત નથી. મહત્તા મેળવવા, મોટા દેખાવા માણસ ક્ષમાપના મેળવવા મથે ત્યારે એને નથી મળતી ક્ષમાપના કે નથી મળતી મોટાઈ. કાંઈ પણ મેળવવા માટે માણસે પહેલાં તે બનવું પડે છે. પછી મેળવવાનું હોય તે આપોઆપ તેનામાં ઊગી નીકળે છે. માફીની મહત્તા મેળવતાં પહેલાં મહાન જ બનવું જોઈએ એવું નથી, પણ માફી માગનાર અને માફી આપનાર તો અવશ્ય બનવું જોઈએ જ, તો જ માફીની મહત્તા મળી શકે. તો જ એ મહત્તાનું કંઈક મૂલ્યાંકનેય અંકાય.

☆

प्रवात

## થાક

ચાહવું ને દાઝવું
વિપ્રયોગો સેહવા
કાળને વૃથા ગણી
શું કાળમાંહી તણાવવું ?

માનવીનો પ્રેમ આ
આશ-નિરાશા મહીં
આથડે સર્વે સમે
એ માનવી નવ જાણતાં ?

જાણતાં, શીદ ચાહતાં ?
પ્રેમમાં કયમ ડૂબતાં ?
ડૂબવામાં તારવાની
પ્રેમશક્તિ જાણતાં ?

માનવીના પ્રેમમાં
કૈંક ઊણપ આવતી
ઈશની ઇચ્છેલ એવી
પ્રેમઊણપ સાલતી ?

પ્રેમ કાજે તલસતાં
પ્રેમ માહીં ડૂબતાં
દેહની સૌ ખાખમાં
એ માનવો ભસ્નાંગ ના ?

ભસ્મની વૃથા બધી
એ જિંદગી જો જાણવા
પ્રેમી નચિ તે લેશ એ
પ્રેમુકતા ના એકલી ?

પ્રેમ સાથે આ બધા
શીદને કરવા રહ્યા
પ્રપંચ એ દુનિયા ભરી
પ્રેમીજનોને અર્પવા ?

અર્પણો ઊણાં રહે
પ્રેમમાહીં સર્વદા
પ્રેમની પાંખે ચડી
દુષ્પ્રાપ્ય ગગને ઊડવું ?

ઉડ્ડયન એ આથમે
એકદા થાકે પડે
એ થાક ખાવા ઊઠવા
ના હોશ ત્યારેયે જરા ?

*

પ્રબોધ

## સૂતાં જલ જાગો

જાગો, સૂતાં રે ! જલ જાગો.

બહુ દિન ગાઢ રહ્યો ઉર છાઈ
ઘેર તિમિરનો માળો
ગગન-ખીણુથી તેજ-સળી લઈ
ચલ-સંચાર જગાવો. —જાગો૦

અન્ધકારદલ ભીષણ ભેદી
તેજ-તરંગ નચાવો.
સત્ય શિવ ને સુંદરતાનો
પુણ્યપ્રવાહ વહાવો. —જાગો૦

સ્વવિહીન ચેતનહીન લાગે
સ્વપ્નવિલીન કિનારો
સ્વપ્ન બને સંગીત સુમંજુલ
કલરવ એ અવતારો. —જાગો૦

અરુણોદયની ઉદિત પ્રભામાં
ઉર-સૌન્દર્ય ખીલાવો
હૃદય-પદ્મની બંધ પાંદડી
પૂર્ણ પ્રફુલ્લ બનાવો. —જાગો૦

શ્રાન્ત શરીર, તિમિર નિપીડિત
પાંથ રહ્યો હું આવો
સ્નેહ-સૂકી મમ અન્તર-ગાગર
અમીજલથી છલકાવો. —જાગો૦

*





'પ્રવાત'

## શાશ્વતી શાન્તિ

ક્યાં છે જીવન-ઝંખિત શાન્તિ ?
ગગનચુંબી મહેલે રાચે, રસબસ થઈને મ્હાલે,
નિવૃત્તિમાંહી નિહાળે : શાન્તિ જીવન-વહાલે;
તેના જીવનની ઉત્ક્રાન્તિ
તેની શાશ્વતની વિશ્રાન્તિ.

વિશ્વતણી એ સાચી શાન્તિ ?
જીવનમૂલ્ય રહ્યાં શું સાચાં એવા રક્તાંકિત મહેલે ?
જીવનસાફલ્યો ઢંકાયાં એ રોટી ઝૂંટાતી સહેલે :
દેખાતી ઉપરની શાન્તિ
એ તો છે જીવનની ભ્રાન્તિ.

ત્યારે ક્યાં છે જીવન-ક્રાન્તિ ?
પરસેવાને ટીપે ટીપે જીવન જ્યારે શ્રમથી જીવે,
માનવસેવા કાજે જ્યારે જીવનથી કોઈ ના બીવે;
એના જીવનમાં નહિ ક્લાન્તિ
એને જીવન સાચી ક્રાન્તિ.

ભાસે એ જ ખરી વિશ્રાન્તિ ?
જીવન પળપળ પ્રવૃત્તિમાં જ્યારે વીતે થાકવિહોણું,
એ જીવનની મધુરિમાએ જીવન થઈ જાતું શું સોણું,
આવા જીવનની એ શ્રાન્તિ
એમાં રહી સાચી વિશ્રાન્તિ

સાચી ઉત્ક્રાન્તિમાં શાન્તિ :
જીવનની પળમાંથી જ્યારે માનવ સર્જે જીવન નવલાં,
જીવન-ઝંઝાવાતોમાંથી જ્યારે માનવ ખોજે ધવલાં.
એ રહી શુભ્ર સુજલા ક્રાન્તિ,
એ રહી સજીવ જીવન શાન્તિ,
એમાં છે જ શાશ્વતી શાન્તિ.

☆

સ્વ૦ હરિપ્રસાદ ભ૦ ભટ્ટ

## ભિક્ષાન્ન અમારું

મ્હેલોથી છપ્પરની ટોચે,
નીચેથી ઉપર તું જોજે,
શું ફૂલોમાં કે કાંટામાં,
ઘોર તિમિરમાં કે તારામાં,
આ દુનિયામાં શું છે તારું ?
સર્વ તમારું, સર્વ તમારું,
માત્ર એક ભિક્ષાન્ન અમારું.

આ ભવના સાથી કે સંગી,
વસુધા જેને વ્હાલી લાગી,
તેની સ્મૃતિ પણ સાફ થવાની,
અન્તે શૂન્ય વિષે મળવાની,
મોહવાન કહે છે 'આ મારું.'
સર્વ તમારું, સર્વ તમારું,
માત્ર એક ભિક્ષાન્ન અમારું.

ખાલી આવ્યા ખાલી જાશું,
જેવા છીએ, તેવા થાશું,
જ્યારે જ્યારે પાછો આવું,
ભવસાગરમાં ગોથાં ખાઉં,
એક વાત તો યાદ જ રાખું.
સર્વ તમારું, સર્વ તમારું,
માત્ર એક ભિક્ષાન્ન અમારું.

જે આપે છે તે જ લહે છે,
અહીંથી લઈને બીજે દે છે,
જેમ હોય તેમજ સહુ રે' છે,
પૂર્ણપણે એ પૂર્ણ વસે છે,
ત્યારે કહેવાનું શું મારે ?
સર્વ તમારું, સર્વ તમારું,
માત્ર એક ભિક્ષાન્ન અમારું.

☆





'રાજહંસ'

# સમયનાં શોર-ગોર

### જનતા નોકરો સામે થશે તો?

ક્યારેક આખું રાષ્ટ્ર જાગી ઊઠે છે ચીને જ્યારે દેશની સરહદ તોડી ત્યારે રોષની લાગણી ફેલાઈ એમાંથી એકતાને પોષણ મળ્યું. પછી સરકારી નોકરોની હડતાળ પડી ત્યારે વળી પાછો જન-શક્તિનો પરચો દેખાયો. એ શક્તિ આગળ સરકારને પણ ટટ્ટાર થવું પડ્યું. પહેલી વખત એમણે પડકાર ઝીલ્યો ને મક્કમતાથી સામનો કરવા માંડ્યો.

એ હડતાળ દબાઈ ગઈ; ફરીથી એ ઊઠશે કે નહિ? ભાવવધારાનો આધાર લઈ હડતાળે હિંમત કરી હતી, એ ભાવવધારો જોર પકડે તો સરકારી નોકરોની બીજી હડતાળ વાજબી ઠરે કે નહિ? આ વખતે તો આપણે ઘટાવ્યું કે હડતાળ પ્રજાની સામે હતી, બાકીના ૯૯ ટકા સામે હતી. એટલે એ અળખામણી થઈ. પરંતુ, ભાવ ઊંચા ચડતા રહે ત્યારે શું ગણવું!

કોઈ હડતાળ નિષ્ફળ ગઈ એમ ગણે છે, કોઈ એને આવતી અરાજકતાનું પહેલું રિહર્સલ માને છે. હવે એવી હડતાળો ના પડે તેથી એમને ગેરકાયદેસર ઠેરવી લીધી. પણ કાયદો તો નાની ગુનેગારીને પહોંચી શકે, મોટી ગુનેગારી માટે કોરટો કે કાયદાઓ શા કામના! મુસ્લીમ લીગે 'સીધાં પગલાં' ભર્યાં અને ઘણી ખુનામરકી ચાલી, તે પછી લીગ તો રાજગાદીએ જ આવી ને!

આ વખતે સામ્યવાદી નેતાઓ હડતાળ શરૂ થઈ કે તરત જ પકડાયા, પણ હાર પહેરીને જેલમાં ગયા ને હાર પહેરી પાછા ફર્યાં. એમના ઉપર કશું કામ ના ચાલ્યું. એમણે તો એમના પક્ષની બાજી બરોબર આગળ ચલાવી. અને આ તંત્રના ઉપર અડાબીડ ખરચનો બોજો નાખવો તે નંખાયો: નવા ૪૪ કરોડનું પગારખર્ચ હિંદ સરકારે ઉપાડવાનું આવ્યું. કોને કહે?

સામ્યવાદીઓ ચીનનું લશ્કર સરહદે આવે ત્યારે દેશમાં આવાં વ્યાપક પગલાં ભરે એમાં નવાઈ નથી. બીજા દેશોમાં એમણે એવું જ કર્યું છે.

લોકશાહીમાં એમને એવી છૂટ મળે છે. કાયદાઓ ટૂંકા માલૂમ પડે છે. એમના વિનાની બીજી નેતાગીરી એમને શિથિલ જણાય છે. ભાવવધારો એ હડતાળ માટે નિમિત્ત હતું, હેતુ તો તંત્રને ખોરવી નાખી અરાજકતા ફેલાવવાનો હતો. ચીનની દંભી વાતોથી નેહરુ શરૂમાં ભોળવાયા ખરા, પણ હવે તો દેશ જાગી ગયો છે અને નેહરુ દેશને વિસારે પાડે એમ નથી. એમણે પણ મક્કમ વલણ રાખ્યું છે.

સરકારી નોકરોએ જોઈ લીધું કે એમની જગ્યાઓ ઓછા પગારવાળી નથી, ત્યાં ઘણી ઘણી સગવડો અપાય છે. એ ઉપરાંત કાયદાઓની જંજાળને લીધે ઘણું બીજું મેળવી શકાય છે. એવી એક જગ્યા મેળવવા માટે બીજા હજારો તત્પર ઊભા છે. અને એ ચોંકી ગયા કે આખરે તો તેઓ નોકરો છે, શેઠ તો જનતા છે, જનતાની ઇચ્છા સર્વોપરિ છે. એ જનતાને વધારે વેઠવું પડ્યું તો એનેય મોં ફેરવીને વાત કરતાં આવડી જશે. એકલા નોકરો જ કનડી શકે ને જનતાને જ સહન કરવું પડે એ દિવસો આ હડતાળ પછી પૂરા થયા.

### દોષ કોનો—ભાવવધારાનો કે ખર્ચાળ જીવનનો?

જીવવું મુશ્કેલ બને એટલી હદે ભાવ વધ્યા છે એમ



આપણે વારંવાર સાંભળ્યું, અનુભવીએ તો છીએ જ. અને તેમ છતાં હજુ ભાવ વધશે એમાં શંકા નથી. થોડો વખત કોઈ ગાળો એવો આવે કે ભાવ નરમ થાય પણ એકંદરે એમનો મિજાજ તેજ રહેવાનો. રૂપિયાનું મૂલ્ય ઘટતું રહેવાનું. પાછલી સોંઘવારી ફરી દેખાવાની નથી.

એમ સમજી લીધું હોય કે બીજાં કારણો હોય પણ લોકોએ ગજા ઉપરાંતનું ખરચ કરવા માંડયું છે. એમની ઘણી ટેવો બદલાઈ ગઈ છે. પહેલાં ચાલી શકાય એવું અંતર પગે ચાલી નાખતા, હવે બસ ફાવી ગઈ છે. પહેલાં ઊંચકી શકાય એટલો બોજો ઊઠાવી લેતા, વહુને માથે પણ ચડાવતા; હવે એની શરમ લાગે છે. પહેલાં ભૂખ લાગી હોય તોયે ઘેર જઈને ભાણું માંડતા; હવે નજદીકની હોટેલ કે દુકાન આકર્ષે છે. પહેલાં કોઈની સાથે સંદેશો મોકલી શકાય તો એવી તક શોધતા, હવે ટપાલ લખવી જોઈએ છે. આમ મુસાફરી વધી છે, પહેરવેશનો ખરચ ખૂબ વધ્યો છે, દવાનું ધતીંગ પુષ્કળ ઘૂસી ગયું છે, સિનેમાની પકડ વધી છે. થીંગડું દીધેલ કપડું પહેરેલા જવલ્લે જ કોઈ જડે છે. એ શું બતાવે છે? આપણે ખરચ કરતાં શીખ્યા છીએ. પહેલાંની જેમ પડોશીનું છાપું પાંચ જણા વાંચે એવું રહ્યું નથી.

આ ખરચાળ પદ્ધતિમાં કેટલીક ટેવો સારી છે તો ભૂરીયે છે; ભૂરી ટેવો વધારે છે અને જીવનને પાંગળું, અશક્ત, અવિચારી, ચંચળ, વ્યગ્ર—બનાવી મૂકે એવી છે. જરા જરામાં મન સહેલાણી થવા માગે છે અને એના ઉપર અંકુશ રાખતાં આવડતું નથી.

એટલે જીવનનાં મૂલ્યો હલકાં થવા માંડયાં છે. 'આમ તો ના જ થાય' કે 'આવું તો મારાથી નહિ જ બને' એમ કહી શકવાની તાકાત જાણે ઘટતી જાય છે. નવાનવા શોખ પૂરા કરવા જે ખરચ કરવાં પડે છે તેનો ખાડો પૂરવા નીતિનું ધોરણ નીચે ઊતારવું પડે છે. અને આર્થિક ગોટાળા કરતાં પાવરધા થવું પડે છે. એક વાર પોતે પોતાનું પતન કરી લીધું પછી એની છોછ રહેતી નથી. અને બીજા પણ એવા જ છે એમ માની એમનો વિશ્વાસ પણ ઊઠી જાય છે.

આ વૃત્તિમાંથી ભેળસેળ સૂઝે છે—ખોરાકમાં, દૂધમાં, ઘીમાં, દવામાં, છોકરાંની ખાટીમીઠીમાં—એમ જ્યાં બની શકે ત્યાં હલકું આપી સારાનો ભાવ લેવાય છે. એમાંથી કજીયા સૂઝે છે—પગારોના, ભથ્થાના, જગ્યાના, કરારના—કે મંજૂર રહેવા દેવું ગમતું નથી. એમાંથી અકળક નફાખોરી સૂઝે છે ને કૃત્રિમ અછત ફેલાવતાં શીખાય છે. જીવનને વધારે ભભકવાળું, મોટાઈની છાપવાળું, પ્રમાદી, ઉડાઉ, શોખીન, અભિમાની ને સ્વચ્છંદી બનાવવા જાણે દેશમાં મોટી સ્પર્ધા ચાલી છે.

## લાગવગ—જમાનાનું મહા લક્ષણ

આ દેશમાં આવી સ્પર્ધા કોણે શરૂ કરી? અહીં તો ત્યાગ અને વૈરાગ્યનો મહિમા ગણાયો છે. અહીં તો સાધુસંતો રામેશ્વરથી બદ્રીનાથ સુધી ફરતા જ રહે છે અને એ જ વાતનું સહુને ભાન કરાવતા જાય છે. અહીં તો પ્રજાને બલિદાનની ભૂમિકા ઉપર હજુ હમણાં જ કસવામાં આવી છે. ત્યાં વૈભવની સ્પર્ધા કયાંથી ફાલી નીકળી! અહીંના ગરીબો જીવનની કઠણાઈને સંતોષથી નિભાવી લેતા, સ્ત્રીઓ ઘણું સહન કરી શકતી—ઓછાને વિપુલમાં ખપાવી શકતી—જે મળ્યું તેથી ઈશ્વરનો આભાર માની લેતી. હવે કેમ બધું બદલાયું? કોણે આ દેશના પરમધન જેવા પરિતોષનો ઉચ્છેદ કર્યો!

એના અપયશના અધિકારી છે—સત્તાવડે ધનની ઊથલપાથલ મચાવનાર આગેવાનો. એ વર્ગમાં ઘણાં ગાંધીભક્તો છે—સરળ હૃદયના, નિષ્કામ કર્મયોગી જેવા. પણ એમનાં સંતાનોમાં જે સુપુત્રો ને સુપુત્રીઓ છે તેમની વલણ એમનાથી જુદી છે. બીજા ઘણાને જમાનો આભડી ગયો છે—'આજનો લ્હાવો લીજીએ જી, કાલ કોણે દીઠી છે!' તક મળી ને તેય જવા દેવી ત્યારે તો લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ને કપાળ

ધોવા જવુ—એનું જ બને ને!

એમણે એક વિષચક્ર શરૂ કર્યું તેમા પાવરધા હતા તે બરોબર ગોઠવાઈ ગયા લાગવગ ધરાવનારો એક આખો વર્ગ હયાતીમા આવી ગયો એમને ટિકિટ જોઈતી હોય તો તરત મળે, લયસન્સ જોઈતું હોય તો એનો રસ્તો આવડે, મુદત પડાવી કેસ ઠેલવો હોય તો ફાવે, દાક્તરનુ સર્ટિફિકેટ જોઈતુ હોય તો મળી રહે, એમના ફળિયા કને લાયબ્રેરી ઉઘાડવી હોય તો કરી શકે, હોય એ નિશાળ ખસેડવી હોય તો નવી બધાવવાની જોગવાઈ કરી શકે એમની શક્તિનો પાર નથી બધુ હસતા હસતા પાર પાડી શકે એવી લાગવગ રાખવી એ આ જમાનાનુ મહા લક્ષણ ગણી શકાય.

### સંસ્કૃતિ સાથે સિદ્ધિઓનો મેળ

આ અપલક્ષણની હજી તો શરૂઆત છે યાંત્રિક સસ્કૃતિ એટલે સગવડોની વિપુલતા અને હાથપગનો ઘટી જતો ઉપયોગ એમાથી મોજીલુ જીવન પ્રગટે, પ્રમાદ વધે અને બીજાનુ મેળવેલુ કે હક્કનુ હોય તે પડાવી લેવાની દાનત રહે હજી આપણે નિષ્ણાતોનુ વર્ચસ અનુભવ્યુ નથી સત્તાધીશોની જેમ નિષ્ણાતો પણ મહામાનવ થઈ આપણને આજવા મથશે, આપણા ઉપર ઋણ ચડાવશે, ઓશિયાળા ને ક્ષુદ્ર બનાવશે

એમાથી ઉગારો નથી સો વર્ષ પાછા જવાની હાકલો પડતી આવી છે તે હજુ પડયા કરશે પણ એ ફોગટ છે અસલી જીવન કે મૂળ સસ્કૃતિ તરફ વળવા માનવીને જે મન થાય છે તે નિષ્ફળતાથી, થાકથી, બીજુ નહિ સૂઝવાથી frustrationને લીધે બને છે સતસાધુઓ ને આધ્યાત્મિક અભીપ્સુઓ એવી રમણામા રહી સસારથી વિખુટા પડતા જાય છે અને પોતાના દર્શનનો લાભ જગતને આપવા પામ રીશ મન ની પાવરધા લાગવગીઆ સત્તામા ચકચૂર બનેલા જાડી ચામડીવાળા 'મહામાનવો'ના ઓથ રહી રે છે એમનો અવાજ ગમે તેવો બુલદ હોય—આગળ ચાલવાનો નથી જવાબ શોધાયો હોય તેમણે સમન્વય તરફ જોવુ જોઈશે વિજ્ઞાનની સિદ્ધિઓ એ આપણા સસારની સિદ્ધિઓ જ છે, એને માનવસ્વભાવ સાથે મેળ બેસાડી આપે તેવુ દર્શન યોગ્ય ગણાશે ચકલીઓ બેસાડી પાણીની વિપુલતા કરી આપ્યા પછી એનો ઢોળ કેમ ઘટાડવો એ સવાલ છે ઉડાઉપણુ ને વેડફી નાખવાની વૃત્તિ ઉપર નિયત્રણો કેવી રીતે મૂકવા તે શીખવાનુ ને શીખવવાનુ છે

હજાર વર્ષ પહેલા કે પાચ હજાર વર્ષ પહેલા જે સસ્કૃતિ હતી તેની મોહકતા હવે ઘટવી જોઈએ હવે હવા બદલાઈ છે અને એને આપણા જીવન સાથે સુસગત બનાવ્યે જ છૂટકો જે દૂષણો જ્યા જન્મે છે તેમને રોકવા જ રહ્યા એવુ સશોધન અત્યારથી આપણે ચાલુ કરીશુ તો નવી સસ્કૃતિ આકરી નહિ લાગે, અને ભારતે દુનિયાને નવી દેણગી આપ્યાનો સંતોષ પણ લઈ શકીશું

### આકરી સજાઓ ક્ષિતિજ ઉપર

આપણે અત્યારસુધી આકરી સજાનો પક્ષ કર્યો નથી નેહરુએ કાળાબજાર કરનારાને ઝાડ ઉપર લટકાવી ફાસી દેવાની વાત એક વાર કરેલી પણ તે તો વાણીનુ જોશ હતુ એમનુ હૃદય એવી ઉગ્રતા રાખી શકતુ નથી કોઈકવાર એકાદ કિસ્સો પવનના સપાટામા ખુલો થઈ જાય છે અને લોકસભામા પણ ચર્ચાય છે ત્યારેય એનુ પરિણામ આકરી સજામા નથી આવતુ જેમ કાસીમ રઝવીને અહીથી સરકવા દીધો એમ ઘણાને ભાગી જવાની તક મળી છે લોકશાહીમા આકરી સજાનો મેળ કેમ ખાતો નથી? કારણ કે એક વાર શરૂ કર્યા પછી આકરી સજાઓ કોને નહિ છોડે અને પાપડી ભેગી કેટલી ઈયળો બફાઈ જશે તેની આગાહી કરવી મુશ્કેલ છે

અને તોયે સમય વીતતો જાય છે એમ આપણેય લશ્કરી ધાકવાળી આકરી સજાઓને નિમત્રણ આપવુ પડશે એમ જણાય છે હિન્દુસ્તાનની ચારે તરફ એની અજમાયશ થઈ ચૂકી છે અને લોકોમા એનો

પ્રભાવ પડ્યો છે. ધારાસભામાં કાયદાઓ લોકશાહી ઢબે ઘડાય અને એનો અમલ લશ્કરી પદ્ધતિએ ચાલે એવું હાલના સંજોગોમાં કોણ નહિ ઇચ્છે !

એકવાર સરદારે ચેતવણી આપી હતી કે જેને જાત્રાએ જવું હોય તે નીકળી જજો, લડત આવે છે. એમ સરકારે એમના અને ઉદ્યોગપતિઓના તર્બેલા એકવાર સાફ કરી નાખવા કડક ચેતવણી આપવા જેવી છે. તે સિવાય એકામ નફાખોરી તેમજ - લાગવગીઆને આધારે ફાલતી રૂશ્વતખોરી અટકવાની નથી. આવું કોઈ પગલું લેવાશે તો જનતાનો ઓસરી ગયેલો વિશ્વાસ પુનઃ જોર પકડશે, આપણી પંચવર્ષીય યોજનાઓમાં પણ લોકઉત્સાહ દેખાશે.

આવું નહિ જ બને તો સમજવાનું કે નેહરુ એમના પક્ષ કે પછી એમની જાતની સૌજન્યભીરુતાના બંદીવાન બન્યા છે. એમની વાણી કે વિચારની દૃઢતામાંથી કાંઈ નીપજતું નથી.

લોકમાનસને અધીરાઈ આવી છે કે છ આઠ મહિના માટે પણ એકવાર નાટકમાં દેખાવા મળે છે એવો સપાટો વાગી જાય ને તાગડધિન્ના કરતા બડેખાંઓ એકવાર પૂંછડી દબાવી નાસી છૂટે તો જ આ દેશનો ઉગારો થાય. નહિ તો સારા બાહોશ સેવાભાવી ઉદ્યમી લાડીલા નેતાઓ હોવા છતાં રૂપીઆનું મૂલ્ય ઘટી જવાનું, અંધાધુંધી ફેલાવાની ને સામ્યવાદ દેખાવાનો.

**મધ્યવર્તી તંત્ર ભુલાય કેમ ?**

દેશનું તંત્ર અખંડ અને શંકારહિત બનાવવું હોય તો એક સરસ સૂચન જાહેર થયું છે તે મુજબ, કોઈ પણ પ્રદેશની સરકારના ઉચ્ચ કક્ષાના અમલદારો ૪૦ ટકાથી વધુ કોઈ પણ એક જ રાજ્યના અમલદારોના જોઈએ. મદ્રાસી કે દક્ષિણી અમલદારો બાહોશ હોય તો પણ એની સંખ્યા એક રાજ્યમાં ૪૦ ટકાથી વધવી ના જોઈએ. ગુજરાતમાં ગુજરાતી અમલદારો પણ ૪૦ ટકા જ હોય. આમ બને તો રાખરખાપત ઘટી જાય એટલું જ નહિ, પણ આખા દેશનું તંત્ર સુધરે, એકતા આવે ને વિશ્વાસ પ્રગટે.

આવું તંત્ર મેળવવું હોય તો એકલી ગુજરાતીનો આગ્રહ હળવો કરવો પડે, એકલી હિંદીનો આગ્રહ પણ છોડવો પડે. આ ભાષાઓ આપણી છે એટલે વહાલી છે. એ કાર્યક્ષમ પણ એટલી જ છે એવું નહિ કહી શકાય. એનું સ્થાન જ્યાં શોભે ત્યાં જ ઠીક છે. સત્તાના જોરે નવું સ્થાન આપવા જઈશું તો ભાષા વિકૃત થશે, તરજુમીયા બની ચાંપલી, ક્લિષ્ટ, અસ્પષ્ટ - અર્થવાળી અને બહુ શબ્દોના વપરાશવાળી બનશે. આપણે જે જોઈએ છે તે ભાષાનું ખેડાણ, એનો સ્વાભાવિક વિકાસ. એની યોગ્ય ખીલવણીનું કામ ચાલતું હોય ત્યારે, એવી સરસ તક સાંપડી હોય ત્યારે સત્તાની વિટામિનનાં ઇન્જેક્શનો વડે એને સમૃદ્ધ કરવાનાં ફાંફાં અજુકતાં છે. એથી તો બાવાનાં બેય બગડશે : ભાષા મોટા માથાવાળી પણ ટૂંકા પગવાળી કઢંગી થવાની, તંત્રની સરળતા જોખમાવાની, દેશની અખંડતામાં તડ પડવાની.

ગુજરાતીઓને ગુજરાતીનો આગ્રહ ગમે એની શી નવાઈ ? કોઈ હિંદી વસાવવાનું કહે પણ હિંદી ભાષામાં એટલું ખેડાણ હજુ થયું નથી. અંગ્રેજી હતું ને હજુય છે. એનો દોષ હોય તો એટલો કે એ પરદેશી છે. સેંકડો વર્ષ પછી આપણું થયું નથી કે પછી ગણ્યું નથી? એની સૂગ રહી ગઈ છે. એ સૂગ દેશનું મધ્યવર્તી તંત્ર રઝળાવશે.

જે દેશોને પ્રગતિ કરવાની ઉતાવળ છે, જેમને સારું તંત્ર રાખવું છે, જેમને વિજ્ઞાન સાથે દોસ્તી બાંધવી છે એમણે હોય એટલું અર્વાચીન ભાષાનું ધન ફગાવી દેવાનું કારણ નથી. આપણી ભાષાનો ઉપયોગ કરવાની ઘણી તક છે, ત્યાં એ ભલે ખીલે. પણ ઉપલી કક્ષાએ અને ખાસ કરીને મધ્યવર્તી બાબતોમાં આપણે અંગ્રેજીની ઉપેક્ષા ના જ કરવી જોઈએ. જો એ બાબતમાં અતડા કે જિદ્દી થયા તો એક વાર ભાગલાનું જે કરપીણ સ્વરૂપ આપણે જોયું છે તે ફરીથી વધારે ઉગ્ર રૂપમાં જોવું પડશે. આખું દક્ષિણ ભારત જુદું પડશે, પૂર્વ ભારત હાથમાં નહિ રહે અને હજાર વર્ષ પહેલાંની સંસ્કૃતિથી આપણે રીઝવું પડશે.

ધોવા જવુ—એવુ જ બને ને !

એમણે એક વિષચક્ર શરૂ કર્યું તેમા પાવરધા હતા તે બરોબર ગોઠવાઈ ગયા લાગવગ ધરાવનારો એક આખો વર્ગ હયાતીમા આવી ગયો એમને ટિકિટ જોઈતી હોય તો તરત મળે, લાયસન્સ જોઈતુ હોય તો એનો રસ્તો આવડે, મુદત પડાવી કેસ ઠેલવો હોય તો ફાવે, દાક્તરનુ સર્ટિફિકેટ જોઈતુ હોય તો મળી રહે, એમના દીકરા કને લાયબ્રેરી ઉઘાડવી હોય તો કરી શકે, હોય એ નિશાળ ખસેડવી હોય તો નવી બંધાવવાની જોગવાઈ કરી શકે એમની શક્તિનો પાર નથી બધુ હસતા હસતા પાર પાડી શકે એવી લાગવગ રાખવી એ આ જમાનાનુ મહા લક્ષણ ગણી શકાય.

## સંસ્કૃતિ સાથે સિદ્ધિઓનો મેળ

આ અપલક્ષણની હજી તો શરૂઆત છે યાંત્રિક સંસ્કૃતિ એટલે સગવડોની વિપુલતા અને હાથપગનો ઘટી જતો ઉપયોગ એમાથી મોટુ દૂષણ પ્રગટે, પ્રમાદ વધે અને બીજાનુ મેળવેલુ કે હક્કનુ હોય તે પડાવી લેવાની દાનત રહે હજી આપણે નિષ્ણાતોનુ વર્ચસ અનુભવ્યુ નથી સત્તાધીશોની જેમ નિષ્ણાતો પણ મહામાનવ થઈ આપણને આંજવા મથશે, આપણા ઉપર ઋણ ચડાવશે, ઓશિયાળા ને ક્ષુદ્ર બનાવશે

એમાથી ઉગારો નથી સો વર્ષ પાછા જવાની હાકલો પડતી આવી છે તે હજુ પડ્યા કરશે પણ એ ફોગટ છે અસલી જીવન કે જૂની સંસ્કૃતિ તરફ વળવા માનવીને જે મન થાય છે તે નિષ્ફળતાથી, થાકથી, બીજુ નહિ સૂઝવાથી frustrationને લીધે બને છે સતસાધુઓ ને આધ્યાત્મિક અભીપ્સુઓ એવી રમણામા રહી સંસારથી વિમુખ પડતા જાય છે અને પોતાના દર્શનનો લાભ જગતને આપવા પણ ગીધ્ર મનનમી પાવરધા લાગવગીઆ સત્તા મા ચકચૂર બનેલા જડી ચામડીવાળા 'મહામાનવો'ના ઓથ મેળ રે છે

એમનો અવાજ ગમે તેવો બુલંદ હોય—આગળ ચાલવાનો નથી જવાબ શોધાયો હોય તેમણે સમન્વય તરફ જોવુ જોઈશે વિજ્ઞાનની સિદ્ધિઓ એ આપણા સંસારની સિદ્ધિઓ જ છે, એને માનવસ્વભાવ સાથે મેળ બેસાડી આપે તેવુ દર્શન યોગ્ય ગણાશે યંત્રીઓ બેસાડી પાણીની વિપુલતા કરી આપ્યા પછી એનો દોગ કેમ ધગાડવો એ સવાલ છે ઉડાઉપણુ ને વેડફી નાખવાની વૃત્તિ ઉપર નિયંત્રણો કેવી રીતે મૂકવા તે શીખવાનુ ને શીખવવાનુ છે

હજાર વર્ષ પહેલા કે પાચ હજાર વર્ષ પહેલા જે સંસ્કૃતિ હતી તેની મોહકતા હવે ઘટવી જોઈએ હવે હવા બદલાઈ છે અને એને આપણા જીવન સાથે સુસંગત બનાવ્યે જ છૂટકો જે દૂષણો જ્યા જન્મે છે તેમને રોકવા જ રહ્યા એવુ સંશોધન અત્યારથી આપણે ચાલુ કરીશુ તો નવી સંસ્કૃતિ આકરી નહિ લાગે, અને ભાગ્તે દુનિયાને નવી દેણગી આપ્યાનો સંતોષ પણ લઈ શકીશુ

## આકરી સજાઓ ક્ષિતિજ ઉપર

આપણે અત્યારસુધી આકરી સજાનો પક્ષ કર્યો નથી નેહરુએ કાળાબજાર કરનારાને ઝાડ ઉપર લટકાવી ફાંસી દેવાની વાત એક વાર કરેલી પણ તે તો વાણીનુ જોશ હતુ એમનુ હૃદય એવી ઉગ્રતા રાખી શકતુ નથી કોઈકવાર એકાદ કિસ્સો પવનના સપાટામા ખુલ્લો થઈ જાય છે અને લોકસભામા પણ ચર્ચાય છે ત્યારેય એનુ પરિણામ આકરી સજામા નથી આવતુ જેમ કામીમ રઝીને અહીથી સરકવા દીધો એમ ઘણાને ભાગી જવાની તક મળી છે લોકશાહીમા આકરી સજાનો મેળ કેમ ખાતો નથી? કારણ કે એક વાર શરૂ કર્યા પછી આકરી સજાઓ કોને નહિ છોડે અને પાપડી ભેગી કેટલી ઇયળો બફાઈ જશે તેની આગાહી કરવી મુશ્કેલ છે

અને તોયે સમય વીતતો જાય છે એમ આપણેય લશ્કરી ધારાવાળી આકરી સજાઓને નિમંત્રણ આપવુ પડશે એમ જણાય છે હિન્દુસ્તાનની ચારે તરફ એની અજમાયશ થઈ ચૂકી છે અને લોકોમા એનો

પ્રભાવે પડ્યો છે. ધારાસભામાં કાયદાઓ લોકશાહી ઢબે ઘડાય અને એનો અમલ લશ્કરી પદ્ધતિએ ચાલે એવું હાલના સંજોગોમાં કોણ નહિ ઇચ્છે!

એકવાર સરદારે ચેતવણી આપી હતી કે જેને જાત્રાએ જવું હોય તે નીકળી જજો, લડત આવે છે. એમ સરકારે એમના અને ઉદ્યોગપતિઓના તર્મેલા એકવાર સાફ કરી નાખવા કડક ચેતવણી આપવા જેવી છે. તે સિવાય એફામ નફાખોરી તેમજ લાગવગીઆને આધારે ફાલતી રૂશ્વતખોરી અટકવાની નથી. આવું કોઈ પગલું લેવાશે તો જનતાનો ઓસરી ગયેલો વિશ્વાસ પુનઃ જોર પકડશે, આપણી પંચવર્ષીય યોજનાઓમાં પણ લોકઉત્સાહ દેખાશે.

આવું નહિ જ બને તો સમજવાનું કે નેહરુ એમના પક્ષ કે પછી એમની જાતની સૌજન્યભીરુતાના બંદીવાન બન્યા છે. એમની વાણી કે વિચારની દઢતામાંથી કાંઈ નીપજતું નથી.

લોકમાનસને અધીરાઈ આવી છે કે છ આઠ મહિના માટે પણ એકવાર નાટકમાં દેખાવા મળે છે એવો સપાટો વાગી જાય ને તાગડધિન્ના કરતા બડેખાંઓ એકવાર પૂંછડી દબાવી નાસી છૂટે તો જ આ દેશનો છુટકારો થાય. નહિ તો સારા બાહોશ સેવાભાવી ઉદ્યમી ખાડીલા નેતાઓ હોવા છતાં રૂપીઆનું મૂલ્ય ઘટી જવાનું, અંધાધુંધી ફેલાવાની ને સામ્યવાદ દેખાવાનો.

### મધ્યવર્તી તંત્ર ભુલાય કેમ?

દેશનું તંત્ર અખંડ અને શંકારહિત બનાવવું હોય તો એક સરસ સૂચન જાહેર થયું છે તે મુજબ, કોઈ પણ પ્રદેશની સરકારના ઉચ્ચ કક્ષાના અમલદારો ૪૦ ટકાથી વધુ કોઈ પણ એક જ રાજ્યના અમલદારોના જોઈએ. મદ્રાસી કે દક્ષિણી અમલદારો બાહોશ હોય તો પણ એની સંખ્યા એક રાજ્યમાં ૪૦ ટકાથી વધવી ના જોઈએ. ગુજરાતમાં ગુજરાતી અમલદારો પણ ૪૦ ટકા જ હોય. આમ બને તો રાખરખાપત ઘટી જાય એટલું જ નહિ, પણ આખા દેશનું તંત્ર સુધરે, એકતા આવે ને વિશ્વાસ પ્રગટે.

આવું તંત્ર મેળવવું હોય તો એકલી ગુજરાતીનો આગ્રહ હળવો કરવો પડે, એકલી હિંદીનો આગ્રહ પણ છોડવો પડે. આ ભાષાઓ આપણી છે એટલે વહાલી છે. એ કાર્યક્ષમ પણ એટલી જ છે એવું નહિ કહી શકાય. એનું સ્થાન જ્યાં શોભે ત્યાં જ ઠીક છે. સત્તાના જોરે નવું સ્થાન આપવા જઈશું તો ભાષા વિકૃત થશે, તરજુમીયા બની ચાંપલી, ક્લિષ્ટ, અસ્પષ્ટ - અર્થવાળી અને બહુ શબ્દોના વપરાશવાળી બનશે. આપણે જે જોઈએ છે તે ભાષાનું ખેડાણ, એનો સ્વાભાવિક વિકાસ. એની યોગ્ય ખીલવણીનું કામ ચાલતું હોય ત્યારે, એવી સરસ તક સાંપડી હોય ત્યારે સત્તાની વિટામિનનાં ઇંજેક્શનો વડે એને સમૃદ્ધ કરવાનાં ફાંફાં અજુકતાં છે. એથી તો બાવાનાં બેય બગડશે: ભાષા મોટા માથાવાળી પણ ટૂંકા પગવાળી કઢંગી થવાની, તંત્રની સરળતા જોખમાવાની, દેશની અખંડતામાં તડ પડવાની.

ગુજરાતીઓને ગુજરાતીનો આગ્રહ ગમે એની શી નવાઈ? કોઈ હિંદી વસાવવાનું કહે પણ હિંદી ભાષમાં એટલું ખેડાણ હજુ થયું નથી. અંગ્રેજી હતું ને હજુય છે. એનો દોષ હોય તો એટલો કે એ પરદેશી છે. દોઢસો વર્ષ પછી આપણું થયું નથી કે પછી ગણ્યું નથી? એની સૂગ રહી ગઈ છે. એ સૂગ દેશનું મધ્યવર્તી તંત્ર રઝળાવશે.

જે દેશોને પ્રગતિ કરવાની ઉતાવળ છે, જેમને સારું તંત્ર રાખવું છે, જેમને વિજ્ઞાન સાથે દોસ્તી બાંધવી છે એમણે હોય એટલું અર્વાચીન ભાષાનું ધન ફગાવી દેવાનું કારણ નથી. આપણી ભાષાનો ઉપયોગ કરવાની ઘણી તક છે, ત્યાં એ ભલે ખીલે. પણ ઉપલી કક્ષાએ અને ખાસ કરીને મધ્યવર્તી બાબતોમાં આપણે અંગ્રેજીની ઉપેક્ષા ના જ કરવી જોઈએ. જો એ બાબતમાં અતડા કે જીદ્દી થયા તો એક વાર ભાગલાનું જે કરપીણ સ્વરૂપ આપણે જોયું છે તે ફરીથી વધારે ઉગ્ર રૂપમાં જોવું પડશે. આખું દક્ષિણ ભારત જુદું પડશે, પૂર્વ ભારત હાથમાં નહિ રહે અને હજાર વર્ષ પહેલાંની સંસ્કૃતિથી આપણે રીઝવું પડશે.

## વિચારનું સામર્થ્ય

આવી મોટી ચેતવણી આ નાનકડા માસિકનાં એંસી પાના વચ્ચે મૂકવાનો શો અર્થ, આવો સવાલ કેટલાકને જરૂર થવાનો. પણ વિચાર એનું પોતાનું બળ ધરાવે છે. કર્તાનું તપ હોય તો વહેલો ફળે, નહિ તો એનો ફેલાવો તો થવાનો જ. ગુજરાતમાં વિચારો ઊઠ્યા છે એથી આપણે જરૂર હરખાઈએ. એમાંથી કયો વિચાર આગળ વધશે, કયો જોર પકડશે, કયો ફળશે એ વાત આપણા કોઈના હાથમાં નથી.

આવો બીજો દાખલો ગુજરાતના પાટનગરનો છે. ૭૮ કરીને અમદાવાદ કને રાજધાની લઈ જવાનું જાહેર થયું ત્યારે ઘણાને એ વાત ડંખી હતી. મોટા છલકાતા ઉદ્યોગનગરને અડીને પાટનગર થાય એટલે મગજ ઉપર અસર તો એની જ રહે. નવું જ બાંધવું હોય તો નગર આવી ભરચક વસતીવાળા શહેરથી દૂર હોવું ઘટે. ત્યારે તો એ વાત દબાઈ ગઈ. પણ તેલની શક્યતા ક્યાંથી ક્ષિતિજ ઉપર આવી પહોંચી છે, ને ઈશ્વરને કરવું હશે તો એમ પાટનગર ત્યાંથી ખસશે. ઘણા જણના સરખા વિચારમાંથી પરિણામ જણાઈ આવે. કુદરતે વિચારમાં એવું સામર્થ્ય મૂક્યું છે.

આ સાથે ભૂદાનનો વિચાર પણ કરી લઈએ. જ્યાં સુધી દાનનો વિચાર હતો ત્યાં સુધી એ ફળ્યો. એની પછીનું નથી વિચારાયું તે એ થંભ્યો. ભૂદાન સાથે ખેતીનું કેમ ના વિચારાયું એ વિચિત્ર છે. શોચનીય પણ છે. જમીન અને ખેતીનું ઉત્પાદન એ બંને સવાલો સંકળાયેલા છે. ભૂદાન પછી ખેતી સુધરશે એવું સ્વપ્ન આકાર નથી લેતું, અને એથી ભૂદાન પણ વિલીન થાય તો કોને દોષ દેવો!

સર્વોદય લાબેનું વિચારે છે એટલું નજદીકનું કેમ ના વિચારે? આપણે તો હાથ જોડીને વિનતિ જ કરી લઈએ.





શસ્ત્ર સૈન્યો માટેના ૬ નવા ચન્દ્રકો અને તેમની પટ્ટી વગેરેની ડિઝાઈનો પહેલી હાર: વિશિષ્ટ સેવા ચન્દ્રક (સવળી અને પાછલી બાજુ), સૈન્ય સેવા ચન્દ્રક (સવળી અને પાછલી બાજુ), વિદેશ સેવા ચન્દ્રક (સવળી અને પાછલી બાજુ) બીજી હાર: સેના ચન્દ્રક (સવળી અને પાછલી બાજુ), નૌસેના ચન્દ્રક (સવળી અને પાછલી બાજુ) અને વાયુ સેના ચન્દ્રક (સવળી અને પાછલી બાજુ.)

દ. બા. કાલેલકર

# સેવાની રીત

માણસની માનવતાના જે સંદેશો દરેકમાં હોવા જોઈએ તેને આવકારતી આપણી સંસ્કૃતિ છે. બૂરા સામે પણ ભલા થવાનું એ જ સંસ્કૃતિએ આપણને શીખવ્યું છે. કાકાસાહેબે, આ ટૂંકા છતાં મહત્ત્વના લેખમાં એ બધું વણી લીધું છે ટકે જ હિંદી 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને અહીં મૂક્યો છે...

अमृतत्वं विषं याति सदैवामृतभावनात् । शत्रुर् मित्रत्वमायाति मित्रसंवित्तिवेदनात् ॥

[ આ અમૃત છે એવી અમૃતભાવના હમેશાં રાખવાથી ઝેર પણ અમૃત બની જાય છે. એવી જ રીતે કોઈને ( વ્યક્તિ કે દેશ ) માટે આપણે મૈત્રીની ભાવના રાખીએ તો દુશ્મન પણ મિત્ર થઈ જાય છે. ]

યોગવસિષ્ઠનું આ વચન છે. સંત તુકારામે પણ કહ્યું છે:—

चित्त शुद्ध तरी शत्रु मित्र होती । व्याघ्र हे न खाती सर्प तया ॥
विष ते अमृत आघात तें हित । अकर्तव्य नीत होय त्यासी ॥
दुःख तें देईल सर्वसुखफळ । होतील शीतळ अग्निज्वाळा ॥

[ જો શુદ્ધ મન હોય તો શત્રુ પણ મિત્ર થાય છે. સાપ કે વાઘ પણ તેને ન મારે. ઝેરનું અમૃત થઈ જાય છે. કોઈ આઘાત પહોંચાડે તેય હિતમાં ફેરવાઈ જાય છે. ન કરવાનું કરે તો ય એને માટે તે નીતિવાળું ગણાઈ જાય છે. એને દુઃખ પડે તો એ પણ સુખનાં જ ફળ ચખાડે છે. અગ્નિની જ્વાળાઓ પણ એને ઠંડક આપે છે. ]

આવા માણસ દરેક જીવને પોતાના પ્રાણથી પણ પ્યારા લાગે.

આ સંતો અને ઋષિમુનિઓની કેટલી બધી ભોળી શ્રદ્ધા ! આપણે સાચા અને નીતિવાળા હોઈએ તો કોઈ આપણું બૂરું નથી કરી શકતું.

સંતોની આવી ભોળી શ્રદ્ધાની અસરને લીધે સામાન્ય માણસો પણ રોજબરોજના વ્યવહારમાં કહે છે—'આપ ભલા તો જગ ભલા.' પણ અનુભવ શું કહે છે ? મહાત્મા ગાંધીએ શ્રી ઝીણાની સાથે ભલાઈ રાખવામાં કાંઈ કચાશ રાખેલી ? અને ચીન વિષે ? આપણે તો 'હિંદી-ચીની ભાઈ-ભાઈ' એટલા બુલંદ અવાજે ગાયે રાખ્યું કે જો સ્વર્ગ હોત તો ત્યાંય આપણો અવાજ પહોંચી જાત. વ્યવહારની દુનિયા એટલી ભોળી નથી. સંસ્કૃતનાં જ વચન પ્રમાણ હોય તો એય આપણી સામે છે :—

पयःपानं भुजंगानाम् केवलं विषवर्धनम् ।

અને તુકારામ પણ કહે છે:—

सर्पासी पाजिलें शर्करापीयूष । अंतरींचें विष जाऊँ नेगें ॥

શુદ્ધ વ્યવહાર કહે છે કે ભલાની સાથે ભલા બનો અને બૂરાની સાથે બૂરા.

સંતોની વાતો સાંભળીને વ્યવહારવાદીઓ ગુસ્સે થાય છે. પણ શું વ્યવહારવાદીઓએ દુનિયાને સુધારી છે ? સારા દિવસો એમણે દેખાડ્યા છે ?

ચીને આપણી ભલાઈનો લાભ ઊઠાવીને આપણને દગો દીધો એમ માની આપણે જરૂર તેમનો સામનો કરીએ. પણ જો ગુસ્સે થઈને આપણે કહેવા લાગીએ કે ચીનાઓ,



તમનો દશ અને તેમના નેતાઓ ખરાબ લોકો જ છે તો શું તેમાં આપણે અતિશયોક્તિ નથી કરતા ?

એક વાતે ખરાબ થનારા લોકો બધી વાતે ખરાબ જ હોય છે ? જો આપણે આપણી વાત છોડયા વિના ચીની નેતાઓ સાથે સજ્જનતાથી વાતો કરીએ અને એમને સમજવાની કોશિષ કરીએ તો શું એથી ચીની લોકો અને નેતાઓ વધુ બગડી બેસશે ? સંતોની શ્રદ્ધા ક્યારેય આપણને આંધળા બનવાનું નથી કહેતી. ખરાબ માણસોની બૂરાઈ આપણે બરોબર સમજતા હોવા છતાંય જો આપણે એમની ભલાઈ પણ જોઈ શકીએ અને એને પ્રોત્સાહન આપતા જઈએ તો શું એમની બૂરાઈઓનો વિરોધ આપણે વધુ સફળતાથી ન કરી શકીએ ? શા માટે આપણે માની લઈએ કે આપણી ભલાઈની અસર ચીન ઉપર થઈ જ નથી ? પાંચ દસ વરસ પહેલાં ચીનના મનમાં આપણા વિષે જે ગેરસમજુતી હતી અને તેઓ આપણને જે ગાળો દેતા હતા એની નોંધ આપણી પાસે નથી. એ હોત તો આપણે સહેલાઈથી જોઈ શકત કે ચીનમાં કેટલો સુધારો થયો છે. જો આપણી નીતિને આપણે વળગી રહીએ તો ચીનનો સ્વભાવ વધુ સુધરશે, છેવટ બગડશે તો નહિ જ આ લાભ પણ નાનોસૂનો નથી.

કોઈની બૂરાઈ જોતાં જ આપણામાં છૂપાયેલી કે સૂતેલી બૂરાઈને જગાડીએ તો આપણે આપણા દુશ્મનને શરણે ગયા ગણાઈએ. એનો રસ્તો આપણો ગણાય આપણો ધર્મ છોડીને એમનો ધર્મ આપણે અપનાવ્યો કહેવાય. આપણો ગુમાવેલો પ્રદેશ પાછો મેળવાશે ત્યારે મેળવીશું, પણ દુશ્મનની સામે ગુસ્સે થવામાં પહેલાં તો આપણે આપણો મિજાજ ગુમાવી બેસીશું, દુનિયાનો દ્વેષ વધારીશું અને આપણા કેટલાય એવા મિત્રોને ગુમાવી બેસીશું કે જેમની ચીન તરફ સહાનુભૂતિ છે. એટલે છેવટ આપણે એટલો નિશ્ચય તો કરીએ જ કે આપણે આપણી શ્રદ્ધા નહિ ખોઈએ અને વિરોધીઓની દ્વેષ ઉપરની શ્રદ્ધા વધવા નહિ દઈએ.

સંતોએ જે કહ્યું છે એ અનુભવના આધારે જ કહ્યુ છે. ખાનગીમાં અને દેશના વ્યવહારમાં આપણે આપણી શ્રદ્ધાને ઘસાવા ન દઈએ. દેશનું ભલું કરવાની શક્તિ કોઈ એક જ વ્યક્તિમાં રહેલી હોય છે. પણ આપણા દેશનું નુકસાન કરવાની શક્તિ દરેકમાં હદ ઉપરાંતની હોય છે. આપણે એ રસ્તે શા માટે જવું જોઈએ ? આદર્શવાદ આપણને એમ નથી કહેતો કે આપણે આંધળા થઈ જઈએ આદર્શવાદ તો કહે છે કે ઉઘાડી આંખે બધાના ગુણદોષ જુઓ. અ ધાપો એ શક્તિ નથી. પણ દુનિયાના કડવા અનુભવો થાય તો પણ આપણે આપણી છેવટની શ્રદ્ધામાંથી ન ચળીએ. દુનિયાની અને આપણી સેવાની આ રીત છે.

★





ઈશ્વર પેટલીકર

# સંસ્કાર સીંચનારું પર્વ

આઝાદી મેળવ્યાને તેર તેર વર્ષનાં વહાણાં વાઈ ગયાં. આઝાદી ખુમારીને બદલે નિર્માલ્યતા, અનીતિ, અને સડો આપણી ઊગતી પ્રજામાંય પેસી ગયાં છે અને આપણે દમામથી દર વરસે સ્વાતંત્ર્ય દિન ઉજવીએ છીએ! સંસ્કાર સીંચવા માટેનું એ પર્વ બને તો..

મારા એક મિત્રની દીકરીનો જન્મ ૧૫મી ઑગસ્ટ '૪૭ના દિવસે થયો હતો. હું તેને કહું છું કે તું કેવી ભાગ્યશાળી કે તારો જન્મ-દિવસ આખો દેશ ઊજવે છે! આ ૧૫મી તારીખે એને બરાબર તેર વર્ષ પૂરાં થઈ ૧૪મું વર્ષ બેઠું. ગયા રવિવારે એ મારે ત્યાં સાયકલ ઉપર આવી હતી. સાંજ પડતી જોઈ મેં એને કહ્યું: 'તું હવે જા. તારી પાસે બત્તી નથી.'

એણે એની સત્તા ન હોય તેમ રોફથી માનાર્થે જવાબ આપ્યો: 'આપણને રોકનાર કોણ છે?'

હું: 'કેમ તારા બાપુજીનું રાજ છે?'

'સાયકલ ઉપર રોજ નિશાળે જાઉં છું એટલે પોલીસ-નાકાવાળા દીઠે ઓળખતા હોય છે.'

'ઓળખતા હોય એટલે ગુનો કરવાનો?'

'પોલીસે જ એક વખત અમને બેસવા કહ્યું હતું. અમે બે બહેનપણીઓ રાત્રે સાયકલ ઉપર જતી હતી અને નાકા આગળ પોલીસની નજરે ન ચડી જવાય એટલે ઊતરી ગઈ હતી, પોલીસે જ અમને કહ્યું કે બેસી જાઓ.'

'પણ કોઈ કાયદાપાલનનો આગ્રહી હોય અને રોકે તો?'

'ખોટું નામ લખાવી દેવાનું!'

જાણે એ પોતે કેટલી હોંશિયાર હોય તેવા ગૌરવ સાથે એણે જવાબ આપ્યો હતો. પછી તો એ સાયકલ ઉપર વિદાય થઈ ગઈ પણ હું એનો જ વિચાર કરતો રહ્યો. એની પેઠે આપણા દેશમાં સ્વરાજ્યને દિવસે અને તે પછી કેટલાંય બાળકો જન્મ્યાં હતાં. સ્વરાજ્યથી ભારતમાં નવો યુગ બેઠો એમ આપણે જો કહીએ તો એ બધાં નવા યુગમાં જન્મેલાં થોડાં વર્ષમાં નવજવાનો બનશે. અને ભારતનું ભાવિ એમને ઘડવાનું રહેશે. એ-પેઢી પોતાની જવાબદારી બરાબર અદા નહિ કરી શકે અને તેમનામાં કાયદાભંગની મનોવૃત્તિ આપ[illegible] જોઈશું તો વૃદ્ધાવસ્થાને આરે પહોંચેલાં આપણે એમ દોષ કાઢીશું. આ પ્રજા સારી ન પાકી. આજે પ[illegible] આપણે વિદ્યાર્થીઓને, જુવાનોને કાયમ દોષ દે[illegible] હોઈએ છીએ.

પરંતુ આ તેર વર્ષની કિશોરી સાયકલ-સ્વારી[illegible] કાયદાનો ભંગ કરવામાં કંઈ અજુગતું જો[illegible] નથી અને કદાચ પકડાઈ જવાનું બને તો ખો[illegible] નામ લખાવવા જેટલી 'હોંશિયાર' થઈ ગઈ [illegible] એમાં એના દોષ કરતાં આપણી પેઢીનો દોષ ગણ[illegible] જોઈએ. તેર વર્ષમાં જો એને કાયદાભંગ કરતા સમ[illegible] જતું વાતાવરણ ન મળ્યું હોત અને કાયદો પાળ[illegible] શિસ્તબદ્ધ નાગરિકોનું આચરણ જોવા મળ્યું હોત [illegible] એને આવો વિચાર આવત નહિ. એનાં માબાપ મા[illegible] મિત્ર છે, છેલ્લા પંદર વર્ષથી એમને પણ નીકટ[illegible] ઓળખું છું. આપણા દેશમાં જે પ્રજાજનો કાયદ[illegible] પાલનના, ફરજ અદા કરવાના વર્ગમાં આવે તે[illegible] એમનો સમાવેશ થઈ શકે તેવાં છે. કેવળ માબાપ[illegible] આચરણની અસર બાળકો ઉપર થતી હોત તો [illegible] કિશોરીને આ જાતના સંસ્કાર પ્રાપ્ત ન થયા હો[illegible] તેમ હું માનું છું. પરંતુ એ રોજ નિશાળે સાયક[illegible] ઉપર જાય છે ત્યારે રસ્તા ઉપર એકને બદલે [illegible] જણાને બેઠેલા જુએ છે. રાત્રે બત્તી વગર જ[illegible] પ્રવાસીઓને પણ એ જુએ છે અને એ વાતાવરણ[illegible] ટેવાઈ ગયેલા પોલીસને કાયદાનું પાલન કરી પગે ચાલ[illegible] કિશોરીઓની દયા આવે છે એટલે એ કાયદો ભં[illegible] કરવાની એમને સલાહ આપે છે—કાંઈ વાંધો નહિ[illegible] બેસીને જાઓ!

મને એવું દૃશ્ય પણ યાદ છે, એક રીક્ષામાં ત્રણ જણી[illegible] લેખકો બેઠા હતા! અમદાવાદમાં બસ સર્વિસની આ[illegible]

તો સારી સગવડ છે પણ અમુક ભાગમાં જવું હોય ત્યારે ટૂંકા રસ્તામાં બસ બેત્રણ બદલવી પડે અને તેથી સમય વધારે જાય. રીક્ષાનું વાહન મળી જાય પણ એ બે જણ હોય ત્યાં સુધી ઉપયોગી, આ અગવડ ન વેઠવાને કારણે પેલા ત્રણ પ્રતિષ્ઠિત લેખકો કાયદાભંગની ખબર હોવા છતાં બેઠા. રીક્ષાવાળએ ભાડું વધારે મળશે એ લોભે અને પોલીસનાકું કોઈ પસાર કરવાનું ન હતું તે ગણતરીએ તૈયારી બતાવી. પોલીસે એમને ન જોયા અને હેમખેમ એ પહોંચી ગયા. પરંતુ એ રીક્ષામાં બેસીને જતા હશે ત્યારે બીજા રાહદારીઓએ અને બાળકોએ એમને જોયા હશે તેમને શું સંસ્કાર મગજમાં પડ્યા હશે ?

ચારેક દિવસ ઉપર એક 'ટેમ્પો' ગાડીને બતાવતાં એક જવાબદાર સ્નેહીએ મને કહ્યું' 'લાગવગની બલિહારી તો જુઓ! ચાર પૈડાની ભાડાની ટેક્ષીમાં ત્રણ ઉતારુઓને બેસવાની છૂટ છે અને આ ત્રણ પૈડાંની 'ટેમ્પો'માં ચાર જણને બેસવાની પરવાનગી સરકારે આપી છે!'

આમ સરકારી તંત્ર, જેને કાયદાપાલનનો આગ્રહ રાખવાનો છે તે આવું વર્તન કરે, લેખકો જે સમાજને માર્ગદર્શન આપે તેવી આશા રાખવામાં આવે તે થોડી અગવડ વેઠવાની આવે ત્યારે કાયદાભંગમાં ખેંચાઈ જાય, અને એવું જ સામાન્ય બીજા નાગરિકો પણ કરતા હોય ત્યારે એ વાતાવરણમાં ઉછરનાર નવી પેઢી એ વારસો પ્રાપ્ત કરે તેમાં દોષ એ નવી પેઢીનો કે એને વારસો આપનારનો ?

વાહનવ્યવહારનો આ કાયદો પળાવવા પાછળનો હેતુ શો છે? અકસ્માતો ન થાય અને પ્રવાસીઓના જાનનું રક્ષણ થાય. સાયકલ જેવા વાહનમાં બે જણ સ્વારી કરે અને હાંકનાર કાબૂ ગુમાવે તો સાયકલ ગબડી પડે અને જો તે વખતે કોઈ વાહન ત્યાં થઈને જતું હોય તો અકસ્માત થાય. આમ સમાજના રક્ષણ માટે ઘડેલા કાયદા જો પ્રજા ન પાળે તો એને જ એનો ભોગ થવું પડે, એને એટલે જે ભંગ કરે એ જ વ્યક્તિને એવું નહિ, પણ એ સમાજની બીજી વ્યક્તિ પણ એનો ભોગ બને છે. જેમ સાયકલ વખતે ખોટું નામ લખવાની મનોવૃત્તિ છે, તેમ મોટરથી અકસ્માત થાય છે ત્યારે જો એ સ્થળ નિર્જન હોય તો મોટર-ડ્રાયવર પૂર ઝડપે ચાલ્યો જાય છે ટ્રકના ડ્રાયવરો બેજવાબદારીથી હાંકે છે તેમ લોકો તરફથી ફરિયાદ ઊઠતી હોય છે, તેમાં તથ્ય પણ હશે. પરંતુ એ કાયદાભંગની બેજવાબદારી એમનામાં આવી ક્યાંથી? આપણે ટ્રક-ડ્રાયવરો ન હોઈએ એટલે તે રીતે અમે હોઈએ તો ન વર્તીએ એમ કહી શકીએ, પરંતુ આપણે સાયકલ હાંકતા હોઈએ છીએ ત્યારે બે જવાબદરીથી વર્તીએ છીએ તેનું શું? સાથે નીકળનારા મિત્રો આખો રસ્તો રોકીને ચાલે છે કે નહિ? પોતાની કારમાં જનાર પગે ચાલનારાઓનો વિચાર કરે છે? ગયે અઠવાડિયે, સાંજના અમે બે મિત્રો ફરવા જતા હતા. ૭-૨૫ થઈ હતી. વાડજ આગળ પોલીસવાન આવી અને વરસાદને લીધે અમને છાંટા ન ઊડે તે માટે વાનને મિત્રે હાથથી નિશાની કરી. પણ એને અમારી કંઈ ન પડી હોય તેમ ધરાર હાંકી અને એણે જે કાદવવાળા છાંટા ઉડાડ્યા તેથી મારાં કપડાં પૂજેરી ખેલ્યા જેવા થઈ ગયાં! અને એ જ રીતે પગે ચાલનાર રાહદારીઓ પણ એટલી જ બેજવાબદારીથી રસ્તા વચ્ચે ચાલતા હોય છે. જાણે પોતાને અકસ્માત ન થાય તે જોવાની જવાબદારીથી કેવળ વાહન હાંકનારને જ માથે હોય! આમ વાહનવ્યવહારના કાયદાભંગની રીતે આપણે વર્તતા હોઈએ છીએ ત્યારે આપણે આપણા હિતનો વિચાર નથી કરતા ત્યાં સમાજના હિતનો કેટલો વિચાર કરવાને લાયક ગણાઈએ?

આપણી આઝાદીને આ ઑગસ્ટની ૧૫ મી તારીખે તેર વર્ષ પૂરાં થઈ, ચૌદમું વર્ષ બેઠું. એ ગાળામાં આર્થિક વિકાસની દૃષ્ટિએ મોટી મોટી યોજનાઓ થઈ છે તેને અમુક પ્રમાણમાં સિદ્ધિ ગણાવી શકાય. ત્રીજી પંચવર્ષીય યોજના બીજી કરતાય થોડી મોટી હોવાનો

અંદાજ પ્રગટ થયો છે. એ રીતે આવતાં પાંચ વર્ષમાં આર્થિક વિકાસ વધશે પણ ખરો. પણ એથી આપણી લોકશાહીની ભાવના વિકસી રહી છે તેમ ન કહી શકાય. પરદેશી સરકાર કે રાજાઓ લોકોના પૈસાનો જે બગાડો પોતાની મોજમજામાં કરતા હતા, તે બગાડો આપણી સરકારે ઓછો કર્યો છે? વહીવટી ખર્ચનો બોજો પ્રજા પર દિવસે દિવસે વધે છે કે ઘટે છે? પ્રધાનો અને અમલદારો પ્રજાના પૈસાનો દુરૂપયોગ ન થાય તેમ માની કરકસરભર્યો વહીવટ કરે છે? લાંચ-રુશ્વત ઓછી થઈ છે? લોકોનું કામ ઝડપથી સરકારી તંત્રમાં થાય છે? પ્રજા પણ આ પોતાની સરકાર છે એટલે કાયદેસર નીકળતી કરવેરાની રકમ ભરવા ઘડાઈ છે? જો સરકારને પ્રજાજન વ્યાજબી કરવેરા ન ભરે તો એનો લાભ સમાજને મળે શી રીતે ?

મારા એક મુરબ્બી એક સાધુ-મહારાજ સાથે પગપાળા જાત્રા કરવા પ્રવાસે નીકળ્યા હતા. સુખી ઘરના હતા અને વાહનમાં ફરવા ટેવાઈ ગયેલા હતા. શરીરે પણ સ્થૂળ એટલે એમને માટે ચાલવું અઘરું ગણાય. એવા સુખી-શ્રદ્ધાળુ યાત્રી પોતાના સંઘમાં હોય એને પોતાની પ્રતિષ્ઠા માની મહારાજ ગૌરવ લેતા હતા. પરંતુ એ મુરબ્બી બીજી બાજુ ઈન્કમટેક્ષમાં જેટલી ચોરી થઈ શકે તેટલી કરતા હતા.

જૈનોમાં ઉપવાસ વગેરે આચારોનું ઘણું મહત્ત્વ છે. પરંતુ એ પહેલાં વ્યક્તિમાં કયા ગુણો હોવા જોઈએ અને તે ન હોય તો ઉપવાસનાં વ્રત-નિયમો ઉપયોગી નથી તેનો બોધ આપતાં જયશેખરસૂરિએ ઉપદેશ ચિન્તામણિમાં કહ્યું છે, જેણે દુઃખ માત્રના કારણભૂત લુચ્ચાઈ, લોભ, ક્રોધ, માન આદિ કષાયનો ત્યાગ નથી કર્યો, તેવા જડ લોકો બાપડા નિરપરાધ શરીરને તપકામોત્સર્ગ વનવાસ આદિ કષ્ટક્રિયાથી શું કામ પીડતા હશે?

મતલબ કે, માણસે આત્માના વિકાસ માટે વ્રતો કરતાં પહેલાં જે સમાજમાં એ રહે છે તે સમાજના ધારણ માટેના જે નિયમો—આચારો ઘડાયા હોય તે પ્રથમ પાળવા જોઈએ. પણ જો એ પ્રાથમિક આચારો પણ એ પાળવા તૈયાર ન હોય તો આત્માની ઊંચી ભૂમિકાએ પહોંચવાની એની લાયકાત શી રીતે ગણાય ? જે પ્રાથમિક શિક્ષણમાં પસાર થવાની કક્ષા પ્રાપ્ત ન કરે તે ઉચ્ચ શિક્ષણ શી રીતે લઈ શકે? છતાં આપણે જોઈએ છીએ કે પ્રજાનો મોટો વર્ગ પોતાની જાતને ધર્મનિષ્ઠ માની વ્રતો કથાઓમાં ભક્તિ ધરાવતો હોય છે અને બીજે છેડે સમાજના હિતના કાયદા પાળવામાં એટલી જ ઉપેક્ષા કરતો હોય છે એટલું જ નહિ, પણ એની જરૂર સ્વીકારતો પણ નથી!

છેલ્લાં તેર વર્ષમાં, આઝાદીનો યુગ શરૂ થયા પછી પ્રજામાં સમાજના હિતમાં જ પોતાનું હિત છે, એ ભાવના પ્રબળ થવી જોઈએ તે થઈ નથી. અને થઈ શકે તેવા સંસ્કાર વડીલો તરફથી આચરણદ્વારા ઊગતી પ્રજાને મળતા નથી. આમ આપણે આઝાદીને લાયક પ્રજા વર્તે તેવાં બી વાવી રહ્યા નથી અને પછી તેનાં જે ફળ આવશે તે સારાં ન પાક્યાં તેવો દોષ નવી પેઢીને દઈશું તો એ બરાબર નહિ ગણાય. ૧૫ મી ઑગસ્ટના તહેવારને આપણે રાષ્ટ્રિય તહેવાર તરીકે ગણીએ અને તે દિવસે એના પ્રતીક તરીકે ધ્વજ ફરકાવીએ તે પૂરતું નથી. રાષ્ટ્રની આઝાદી એટલે પ્રજાની આબાદી એ અર્થમાં પ્રજાનો સદાચાર ઘડાય તે તરફ પૂરતું લક્ષ આપવું જોઈએ.

ભૌતિક સુખ તરફ પશ્ચિમ વધુ ને વધુ ઢળતું ગયું છે, એનું અનુકરણ કરી આપણે ઉદ્યોગો વધારીએ, ઉત્પાદન વધારીએ એની ના નથી, પરંતુ સાચા સુખ માટે કેવળ ભૌતિક સુખ પૂરતું નથી. તેમાં સદાચારનું સુખ મળે ત્યારે જ એ પૂર્ણ બને છે. પરંતુ આજે તો સદાચારને વેદિયાવેડામાં ગણવા જેવો પ્રત્યાઘાતી પ્રવાહ જોર કરી રહ્યો છે. અને એ રીતે જો એનું જોર વધ્યા કરશે તો દેશમાં ભૌતિક સમૃદ્ધિ વધશે તો પણ પ્રજા સાચા અર્થમાં સુખી સંસ્કારી અને નાગરિક ભાવનાવાળી નહિ હોય. આઝાદીનું રાષ્ટ્રીયપર્વ આ સંસ્કાર પ્રજામાં સીંચનારું બને તેમ આપણે ઇચ્છીએ.

*



પન્નાલાલ પટેલ

# પગરખાંની પાંખે

આપણા જાણીતા વાર્તાકાર હવે બાળવાર્તાઓ પણ લખતા થયા છે. તેમની બાળવાર્તાઓનો સચિત્ર પ્રથમ સંગ્રહ 'વિશ્વાસનું વાવેતર' નામથી ભારતી સાહિત્ય સંઘ પ્રગટ કરે છે તેમાંથી આ વાર્તા અહીં મૂકી છે જે બાળકો અને મોટેરાઓને એક સરખો રસ ચખાડશે...

'જાઓ 'લ્યાં છોકરાં. આપણું ઘોડુ શોધી લાવો. તળાવની પચોરમાં હશે.' ગામના દુકાનદારે કહ્યું.

પણ કબડ્ડી રમતાં છોકરાંએ કંઈ ખાસ ધ્યાન ન આપ્યું. શેઠે ઉમેર્યું : 'જાઓ, જે લાવશે એને પાશેર ખજૂર.'

ને ખજૂરના નામે એ આઠ–દસ છોકરાંનાં મોંમાં પાણી પાણી થઈ ગયું.

પણ પાશેર ખજૂર ખાવું એટલે પાશેર લોહી ખોવું! તળાવના એ નીચલા ભાગમાં બાવળ હતા. પછી કાંટા તો જ્યાં ત્યાં હોય જ ને? ને શેઠનું ઘોડુ કંઈ ભણેલું ન હતું કે શેઠ બોલાવે છે એમ સાંભળી આગળ થઈ જાય! ઊલટાનું 'ગણેલું' હતું. છોકરાંને જોતાં જ સમજી જતું ને અવળી દિશાએ ચાલવા માંડતું.

આ બધાં ખેડૂતોનાં છોકરાંમાં એક તલાટીનો છોકરો પણ હતો. એક એની જ પાસે જોડીઓ હતી. એને એક બીજા છોકરાએ કહ્યું : 'હેંડ ચંપક, લઈ લે તારી જોડીઓ. હેંડ, હમણાં શોળી લાવીએ.'

બીજાની આ અક્કલ જોઈ ત્રીજાને એની ઈર્ષા આવી. કહ્યું, 'એ ચંપક, જો જતો આ ચમનિયો તો લુચ્ચો છે કાંટામાં એ દોડશે નહિ ને ઠાલો ઠાલો ખજૂરમાં ભાગ પડાવશે.'

પણ ચંપક કંઈ કાચો ન હતો. એ જાણતો હતો કે ઘોડાના વાદે પોતાનાથી દોડાવાનું નથી ને જોડીઓ એકલી ઘોડું કંઈ પકડી લાવવાની નથી.

ચીમને પણ એને એ જ વાત કરી—ગળામાં હાથ નાખી એક પા લઈ જતાં કહ્યું : 'જો, તારી જોડીઓ ને મારા પગ, ઘોડું હું શોળી લાવીશ. પછી અડધું ખજૂર તારું ને અડધું મારું. અરે, એક ગાંઠિયો તને વધારે, પછી તો બસ ને?'

ચંપકને વહેમ હતો. એક છોકરાએ પોતાની જોડીઓ હોવા છતાંય ચોથો ભાગ જ આપ્યો હતો, પોતે વધારે માગવા ગયો ત્યારે કે' છે : 'મૂરખા, જોડીઓનો ભાગ જોડીઓ જેવો! દોડી દોડીને આટો મારો નીકળી ગયો એ કાંઈ નઈ કે?' એટલે ચીનમની વાત ન માનતો હોય તેમ કહ્યું : 'જોજે હોં! પછી પાછળથી ફરી જઈશ તો નહિ ને.'

'પણ તું ભાગ પાડજે, પછી તો ખરું ને?'

ચંપકને શી ખબર કે ચીમનને જેટલો જોડીઓ પહેરવાનો રસ છે એની પા પાંખડીય ખજૂર ખાવાનો રસ નથી? અરે એચ્યું હોત તો ચીમન ચોથો ભાગ લેવાય કબૂલ થઈ જાત.

પણ ચંપકને તો જોડીઓના બદલામાં અડધો ભાગ મળે એ જ ઘણો હતો. ને કબૂલ થઈ ગયો, 'તો હેંડ ભલે!'

બેઉ જણે પીઠ ફેરવી. ચંપકના ઘેરથી જોડીઓ

લીધી. તળાવ તરફ ચલતી પકડી. ફળી વટાવતાં દોટ મૂકી....

ઘડીકમાં તે તળાવની પાળ ઉપર જઈ ઊભા. ચીમને નીચેના ભાગ ઉપર નજર દોડાવી. જોયું તો બાવળનાં છૂટાંછવાયાં ઝાડવાંમાં ચાર પાંચ ગધેડાં ને ત્રણેક ઘોડાં ચરતાં હતાં. ચંપક પહેલાં ચીમન બોલી ઊઠયો: 'પેલું ચરે....! પેલું અબળખ છે એ જ, ચંપક. જોયું ને?'

ચંપકે ડોકું હલાવી હા ભણી.

'બોલ, જાય છે કે જઉં?' ચીમને, જાણે ધોતલી પહેરી હોય એ રીતે ચડ્ડી ચડાવતાં પૂછયું.

"જા તું.' ચંપકે કહ્યું.

'કાઢ જોડીઓ.' કહી ચીમને, પગ જાણે પેંગડે ઘાલવાનો હોય એ રીતે આગળ કર્યો. જોડીઓ પહેરતાં કહ્યું: 'જા, તું પેલું નાકું સાચવ. પછી તો નેળિયે ચડી જશે.'

પગમાં જોડીઓ પહેરતાં જ હર્ષઘેલા ચીમનને ઊંડું ઊંડું થઈ રહ્યું. ને એમાં વળી પાળનો ઊતરતો ઢાળ!

અરે, પાળ ઊતર્યા પછીય એને દોડતો જોઈ ચંપકને થવા લાગ્યું: એ જાણે ઊડી જ રહ્યો છે.

ને પછી તો ચંપકને એ ઝાડવાંવાળી પચોરમાં ચીમન અને ટટ્ટુ કોઈ વાર જાણે સંતાકૂકડી રમતાં હતાં તો વળી એન ઘેન ને દાહીનો ઘોડો પણ રમતાં લાગતાં.

જોઈ જોઈને થાકયા પછી ચંપકે બૂમ પાડવી શરૂ કરી: 'અલે, આ પા, વાળ....આવવા દે....આગળ ન ફેર, પાછું વળી જશે'....ને સાચે જ ઘોડું જ્યારે પાછું વળી ગયું ત્યારે તો એ ચીમન ઉપર ચિડાઈ જ ઊઠયો: 'શે તારા બાપને! જા વાળી લાવ પાછું!'

બિચારો ચંપક! એ શું જાણે કે ચીમન ઊડવા શીખેલા પક્ષીની જેમ રમણે ચડયો હતો? એને તો હજુય આ પહેરેલી જોડીએ, નફ્ફરા બની ખાંટાં કૂદવાં હતાં તો છુટ્ટા પગે કાંટા જાણે ખૂંદવા હતા! તો ઘોડાનેય ભેગી ખબર પાડવી હતી...

સાચે જ ચીમનને, આ દસ–બાર વર્ષની ઉમ્મરમાં આજના જેવો આનંદ કશાયમાં નો'તો આવ્યો—તળાવની પાળે ને જાંબુની ડાળે, પેલો હીંચકો હીંચવામાંય નહિ.

ઘોડું નેળિયે ચડાવ્યા પછીય એની ઇચ્છા જોડીઓ કાઢી દેવાની ન હતી. ચંપકને એ માગવી પડી: 'લાવ જોડીઓ, મારા બાપા જાણશે તો મારશે મને.'

દોડવાનું બંધ થતાં ચીમનને ખબર પડી કે પગે એ ડસતી હતી. પણ એને તો એવું લાગતું હતું: જોડીઓ પગે જાણે ચૂમીઓ ન ચોડતી હોય!....

ખજૂર ખાતાં ખાતાં એને વિચાર આવ્યો: ઘેર જઈને મા આગળ બસ રઢ જ લેવી: 'ચંપક જેવી મારે જોડીઓ સિવડાવ.'

પણ બીજી બાજુ એનો અંતરાત્મા કહી રહ્યો હતો કે નથી મા સાંભળવાની કે નથી બાપા કાંઈ કાને ધરવાના. ને પોતે જ પોતાનું મન મનાવવા લાગ્યો: 'ચંપકના બાપા તો તલાટી છે. એમને કાંઈ ધના ચમારને પૈસા ઓછા

તો શિયાળાંમાંય શી એની જરૂર હતી? 'અમથી જૂની થાય ને ફાટી જાય.' એટલે મહિને જતી સાફસૂફ કરીને હતી ત્યાં પાછી મૂકી દેતો હતો. નાનાની દાઝ ને દાટી હજુ અકબંધ હતી તો ચીમનનો પડકારેય અડીખમ ઊભો હતો : 'તને જડશે તો ને પણ!'

એક દિવસ આ બેને અમ ઝઘડતા જોઈ માએ, આ મોસમમાં વળી નાનાને સલાહ આપી : 'તો તુંય બેટા પોર ભાઈ લાવ્યો એમ ઘઘોડી લાવને મગફળીઓ!' મોટાને પણ ભલામણ કરી: 'તુંય જાને એની ભેગો બેટા. એને જોડીઓ આવશે તો તનેય સખે પે'રવા મળશે!' આ વાત ચીમનને ગળે ઊતરી.

ને વળી પાછો ચીમનનો દિવસ, નાના ભાઈની સાથમાં નદી પારનાં ખેતરે ઊગવા લાગ્યો. ને રજાનો દિવસ તો આથમતો પણ ત્યાં જ હતો. પણ આ વખતે બે ભાઈ હોવા છતાંય વખત તો એટલો જ લાગ્યો. કારણ ચીમનની જોડીઓએ આખા ગામનાં છોકરાંને પાણીમાં લાવી દીધાં હતાં. : 'હેંડો 'ટ્યા, ચીમનની પેઠે આપણેય મગફળીઓ ઘઘોડી જોડીઓ પે'રીએ.' એટલે પડાપડી જેવું હતું.

ગમે તેમ પણ ચીમને નાના ભાઈના પગમાંય ધનાકાકાની સીવેલી જોડીઓ પંદર દિવસમાં પહેરાવી દીધી.

ને ઘેર આવતાં જ પોતાની જોડીઓ ઉતારવા હર્ષભેર એ માળે ચઢ્યો. હાસ્તો, જોડીઓ લાવ્યાને બાર માસ થવા છતાંય બેફિકર થઈને પહેરી શકે એવો દિવસ તો આજે જ આવ્યો હતો ને? તેમાંય ચોમાસા પછી તો એણે પગમાં પણ નહોતી ઘાલી.

ને જોડીઓ સાફ કરતાં સૂઝી આવેલા એક બીજા વિચારે તો આ હર્ષનો જાણે ફુવારો જ ઊડતો કર્યો : જોડીઓ પહેરી નાના ભાઈ સાથે શેઠનું ઘોડું દોરી લાવવું ને અડધો શેર ખજૂર આગવું આજે પડાવવું.

અડધા શેર ખજૂરની વાતેય સાચી હતી. શેઠના ભેગું એમનું ઘોડુંય ઘરાકોની મગફળીઓ ખાઈને રાતું માતું થયું હતું. ને માટે જ એને પકડવાના મહેનતાણામાં શેઠે સો ટકાનો વધારો સ્વેચ્છાએ જાહેર કરી દીધો હતો.

પણ હાય! હર્ષમાં ને ઉલ્લાસમાં જોડીઓ સાફ કરી ચીમન જ્યાં પહેરવા જાય છે ત્યાં જ એને ખબર પડી—અરે પંજો જ પૂરો નહોતો પેસતો પછી પાની આવવાની તો વાત જ ક્યાં રહી!

ને જોર કરી કરીને, તો જોડીઓને પાણીએ પલાળીને થાકેલો ચીમન એવી તો પોક મૂકી બેઠો કે—

રોટલા ઘડતી ઘડતી મા પણ ફાળ ભરી દોડી આવી : 'શું થયું, બેટા?' ને ઢંઢોળતાં પૂછવા લાગી : 'મને કે' તો ખરો?... છાતી ફાટ તું રૂવે છે શું કામ?'

જ્યારે પાડોશણ બાઈએ તો માની અક્કલની કિંમત જ કરી નાખી : 'તમેય શું, મારી બાઈ! છોરાનો પગ તો જુઓ? વીંછી બીંછીએ ડંખ દીધો છે એટલે તો એ પે'રતાં પેર'તાં—'

ને જોડીમાંથી વીંછી ન નીકળવા છતાંય એ જ એક કારણ કલ્પી લેતાં બાપે તો—ઉપરથી એક મારવાની જ કસર રાખી : 'પગરખાંને અચ્યો (બોડીઓ) કરતા 'તા તે ઊડો હવે પાંખે!'





પણ ઘડી પછી જ્યારે અસલ વાત જાણી ત્યારે તો એ બધાં એવાં ખડખડાટ હસી રહ્યાં!

પણ એમને શી ખબર કે એમનું આ હસવું ચીમનને કાળજે કાતાનું કામ કરી રહ્યું છે! હાસ્તો! એના વાદે વાદે અડધા ગામનાં છોકરાં ભલે જોડીઓ પહેરતાં થયાં હતાં બાકી એને તો આજે, પચોરમાં ઊડતાં એ છોકરાંને જોવાનું, બળવાનું ને તળાવની પાળે સૂનમૂન થઈ બેસી રહેવાનું જ આવ્યું હતું ને?

પણ ત્યાં તો પેલાં બધાંના વિખરાઈ ગયા પછી એકલા પડેલા ચીમનનો પ્રાણ જાણે હણહણી ઊઠ્યો—તળાવની પચોરમાં ઘોડું હણહણે એમસ્તો. ચપ દેતોકને એ ઊભો થઈ ગયો. જોડીઓને ઘરમાં મૂકી આવ્યો ને નાના ભાઈને પણ સાથે લીધો, 'હેંડ મારી હારે.' અત્યાર લગી ડઘાઈ રહેલો નાનો ભાઈ પણ મોટા ભાઈને પાછો ઉત્સાહભર્યો જોઈ ખુશ થઈ ઊઠ્યો. પૂછ્યું: 'ક્યાં જઈશું?'

'તું હેંડ તો ખરો.'—

ને ઉમંગભરી ચાલે ચાલતા બેઉ ભાઈ, ઘડીકમાં તો ગામ બહાર રહેતા ધનાકાકાના નેવાં આગળ જઈ ઊભા.

જેને લીધે આટલી બધી ઓણ ઘરાકી ઊઘડી હતી એવા આ છોકરા ઉપર ધનાકાકા ખુશ હતા. એને જોતાં જ થઈ ઊઠ્યું: 'વળી કોક ઘરાક લાવ્યો.' પણ જુએ છે તો સાથમાં એનો ભાઈ જ હતો.

ત્યાં તો ચીમને ઓટલી ઉપર પોતાનો જ પગ ગોઠવી દીધો, 'લ્યો ધનાકાકા, મારી જોડીઓનું માપ લો હેંડો.'

'પણ તારી જોડીઓ તો હજી પોર મેં સીવી—'

નાનો બોલી ઊઠ્યો: 'એ તો નાની પડી. પગનો પૂરો પંજોય નથી આવતો.'

ધનાકાકાનું મોં સહેજ પડી ગયું. સંભવ છે કે તે વખતે કઠતી હતી એનો એમને ખ્યાલ આવ્યો હોય! ને મૂંગા મૂંગા માપ એ લેવા લાગ્યા.

'પણ પૈસા ધનાકાકા, મહિના પછી મગફળીઓ ફોલીને જોડી આપીશ હાં.' ચીમને પહેલેથી ગાઈ બજાવ્યું.



પણ ધનાકાકા તો ઊલટાના રાજી થયા, ' અરે, પોર આલજે ને ? '

' ના રે, મગફળીઓ ફોલાવી શરૂ થઈ કે પાંચ શેરનો એક આનો ! દસ દનમાં તો અઢી રૂપિયા આમ ખડિંગ ખખડાવ્યા સમજો ને. '

ને ધનાકાકા, રૂપિયો ખખડાવવાનો અભિનય કરતા ચીમનના આગળાં તરફ એવી નજરે તાકી રહ્યા, જાણે કહેતા ન હોય : ' આંગળીઓને ટેરવે પૈસા નચાવે એવા જ તારા હાથેય છે ત્યારે ! '

ને પછી પચ્ચ દિવસનો વાયદો કરી ચીમનને વિદાય કરતા કહી રહ્યા : ' દેખ ત્યારે તું'ય આ વખત ધનાકાકાનો હાથ, ચીમન ખેતરવા પર તું જતો હોય ને લોક ન કે' કે ' ચીમન હેંડ્યો ! ' તો પછી ચૈડ મેલીય ધનાકાકાની કામ શુ લાગી ? '

ને એ જ રીતે પેલા પાંચમા દિવસે જોડીઓ પહેરી ઊભે ગામ જઈ રહેલા ચીમનના પગમા એવુ મઝાનું, ' ચૈ ડ ચૂં . ચૈ .. ડ ચૂં ...' થઈ રહ્યુ કે—જોડીઓ પહેરેલુ છોકરાનું વીંટળાઈને ચાલતું ટોળું તો એના પગ તરફ જ તાકી રહ્યુ હતુ—અરે પેલા, મઝેદાર અવાજને જાણે પી રહ્યું હતું ' ચૈ .. ડ ચૂં ! ચૈ .. ડ ચૂં ! '

*

બ્રિટનના અણુશક્તિ તંત્રે ગમે તેવા ચાલાક ચોરને પણ હંફાવે તેવુ ઈલેક્ટ્રોનિક તાળુ બનાવ્યુ છે. આ તાળુ બેસાડેલા એક કે તિજોરીના બારણા પર બહારની બાજુએ ફક્ત ૧૨ બટનો નજરે પડે છે અને એકી સાથે ચાર બટનોની બે જોડી દાબતા જ બારણું હળવેથી ઉઘડી જાય છે પરંતુ કયા ચાર બટનોની બે જોડી તે જ મુખ્ય પ્રશ્ન છે ૪૩, ૫૬ પ્રયાસોમાથી ફક્ત એક જ પ્રયાસ સફળ નીવડે તો પણ એમાંનું એલાર્મ મૂકેલું હોવાથી તે તરત જ વાગવા માડે છે કોઈ બુદ્ધિમાન ચોર ઓક્સીએસીટીલીન સાધન વડે ખોલવાનો પ્રયાસ કરે તો પણ એલાર્મ વાગવુ શરૂ થઈ જાય છે અને ચોર પકડાઈ જાય છે.

આ ક્રાન્તિકારી ઈલેક્ટ્રોનિક તાળાને લીધે તાળા ખોલવા માટે ગુંચવણભર્યા ગુપ્ત આકડાઓ યાદ રાખવાની ઉપાધિમાથી મુક્ત થવાય છે

*

ચીનની મુસાફરી કરીને એક જાપાનીસ પત્રકાર પાછો ફર્યો એને પૂછવામા આવ્યુ, ચીનાઓ કહે છે તે પ્રમાણે ખરેખર સુખી છે ? ત્યાંનો ખેડૂત સગવડભર્યા ઘરમા રહે છે ? ત્યા દરેક ઘરમા બધી સગવડો અને સમૃદ્ધિઓ હોય છે ? પેકિંગમા આધુનિક શસ્ત્રાસ્ત્રોનો ઢગલો છે ?

' હા ' પત્રકારે કહ્યુ ' આ બધુ જ મે મારી આખોએ જોયુ છે '

' અરે હા પણ તમારો બીજો પત્રકાર મિત્ર કેમ દેખાતો નથી ? તમારી સાથે જ એ પેકિંગ ગયો હતો તે પાછો આવેલો દેખાતો નથી ! '

પત્રકારે નિસાસો નાખતા કહ્યુ, ' કમભાગ્યે ત્યા એને કેદીઓની છાવણીમા રાખવામા આવ્યો છે, એનુ કારણ એ છે કે ત્યા મે જે સિદ્ધિઓ જોઈ તે એ જોઈ શક્યો નહોતો ! '

' ઊર્મિ-નવરચના ' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામા સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં અને આપનું પૂરુ સરનામું લખવુ કદાપિ ભૂલશો નહિ



'અલગારી'

# લખી લો લોહીના અક્ષરે

ગુજરાતના એક જાણીતા કલમનવેશ ઉપનામનો અંચળો ઓઢીને રાજકારણ, સમાજ અને સાહિત્યને તેમના કટાક્ષલેખોમાં રજૂ કરશે. તેમનો પહેલો લેખ ઊર્મિનાં વાચકો માટે આ અંકે રજૂ થાય છે. દરેકને રસ પડે તેવા રોજીંદા પ્રશ્નો પણ છણાશે...

ભૂધરભાઈ એમનો લાક્ષણિક રીતે બરાડી ઊઠ્યા : 'અલગારીભા...ઈ? સાંભળો?...સાંભળ્યું ને? આ તમારા પ્રોફેસર અનાજના ભાવ વધારવાનું કે' છે એ...? કોંગ્રેસની સામે લડનારી ઘણી પાર્ટીઓ છે પણ એ કોઈ એ—સ્વરાજ આવ્યાનેય બાર વરસ થયાં પણ 'અનાજના ભાવ વધારો' એમ કે'નાર નીકળ્યો છે કોઈ બાર માથાળો! માપી લો અક્કલ હવે.'

પ્રોફેસરે ખુમારી સાથે કહ્યું : 'માપી લો નહિ, લખી લો કે જ્યાં સુધી ખેડૂતોને રોકડિયા પાકની સરખામણીમાં અનાજના ભાવો વધારે નહિ મલે ત્યાં લગી કાયદા કરો કે સહકારી કરો પણ અનાજમાં તમે સ્વાલંબી કોઈ કાળે નથી થવાના. ને ભૂધરભાઈ સામે એમનાં ઝૂલ્ફાં ઉલાળતાં ઉમેર્યું: 'લખી લો લોહીના અક્ષરે.'

'આ લ્યો! છે કાંઈ સમજણ? આમાં ક્યાં લોહીથી લખવાનું આવ્યું ભાઈ?!'

ભૂધરભાઈના મોં ઉપર પડેલી કરચલીઓ અને કંટાળો જોઈ મારાથી હસી પડાયું. કહ્યું: 'અરે એ તો— ભાષાના પ્રોફેસર છે એટલે સાહિત્યયિક રીતે બોલે છે. લોહીના અક્ષરે લખી લો એટલે કે કાળજામાં કોતરી લો એમ કહે છે.'

'પણ આમાં કોતરવા જેવું છે શું અલગારીભાઈ. ધાનના ભાવ વધારવાનું તો પેલા લાલ ઝંડાવાળાય નથી કહેતા...'

'તમે જાણો કે અનાજના ભાવ વધશે તો ભૂસાનાય વધી જશે પણ.'

ત્યાં તો સમસમી રહેલા પ્રોફેસર, ભૂધરભાઈને જવાબ આપતાં વચ્ચે બોલી ઊઠ્યા: 'ભાવવધારાની વાત જો લાલ ઝંડાવાળા કહે ને તો તો પેલાં મજૂર-યુનિયનો એ લાલ ઝંડાના ડંડે ડંડે એમની એવી ખબર લે કે લોહીનું જ એમને લાલ કફન બની રહે! છે કંઈ ખબર?'

'તો આ નિષ્ણાત કમિટિનો રીપોર્ટ વાંચો. એય ખોટો? વાંચો આ ચાર ભાગ!'

બાબત એમ હતી કે એક તો, ગુજરાત વેપારી સંમેલને ગુજરાતની પંચવર્ષીય યોજના અંગે નીમેલી નિષ્ણાત સમિતિનો છાપામાં અહેવાલ હતો, બીજું જમીનની ટોચ મર્યાદાના પ્રશ્નને છાપાવાળાઓએ મોટાં મોટાં હેડીંગ કરીને ઘોડે ચડાવ્યો હતો. એટલે સ્વાભાવિક રીતે જ અનાજનો પ્રશ્ન, સોસાયટીના કલબમાં બેઉ બેઉ અમારી વચ્ચે ચર્ચાઈ રહ્યો હતો.

પણ—કોઈને થશે ભૂધરભાઈ રહ્યા ભૂસાના વેપારી ને પ્રોફેસર રહ્યા ભાષાના ભણેશરી પછી એમના પેટમાં શું બળી આવ્યું કે અનાજની બાબતમાં એકબીજાથી જોરશોરથી બાખડી રહ્યા છે?

પણ અનાજની બાબત તો પેટધારી માનવીની મૂળભૂત બાબત છે ને?

એમાં વળી પ્રોફેસર પોતે અસલ ખેડૂત હતા એટલે કે ઘેર એમના ભાઈઓ વગેરે ખેડૂત હતા ને બેની ઉપર જ એમનો ગુજારો નભતો હતો.

નિષ્ણાત સમિતિની વાત સાંભળી મોં કટાણું કરવાનો હવે પ્રોફેસરનો વારો આવ્યો. મારી સામે કહ્યું: 'આય! ન તો પૂરું વાંચે કે ન કંઈ વિચારે ને—'

'તો સમજાવો એમને' મેં હસતાં હસતાં કહ્યું. સાચે જ આ બેની લડાઈમાં મને મઝા આવતી હતી.

'અરે શું સમજાવે! લાગતાવળગતાઓને ઠેકાણે પાડવામાં આપણી સરકાર એવી નિષ્ણાત થઈ ગઈ છે કે જે સમિતિમાં એ જેને નીમે એ નિષ્ણાત! એ જ ચીલે ચીલે આ વેપારી સંમેલનેય હવે નિષ્ણાતો નીપજાવવા માંડ્યા છે છતાંય-' કહેતાં પ્રોફેસરે છાપાનું

પાનું ભૂધરભાઈ સામે ધર્યું: 'જુઓ તમારા આ નિષ્ણાતોય છઠ્ઠી ઑગસ્ટના આ છાપામાં શું કહે છે? ને પછી 'સારા ભાવ વિના આરો નથી' એ મથાળાનું આખુંય લખાણ વાંચી સંભળાવતાં કહ્યું: 'આ લોકનું વેપારી માનસ હોવા છતાંય અનાજના સારા ભાવ આપવાનું કહ્યા વગર એમનો છુટકો નથી થયો–'

'જોયું ને અલગારીભાઈ? આ પ્રોફેસરભાઈની દાનત જ એવી છે કે જશ જ કોઈને ન આપવો! આ બાપડી સમિતિએ અનાજના ભાવ સારા આપવાનું લખ્યું છે તો પણ—'

'પણ અંતમાં પાછો તમે કે'તા 'તા એ સાર તો જુઓ ભલામાણસ.. છે ક્યાંય ભાવવધારાનું સૂચન? બલકે આ લેખ પૂરો કરતાં તો એવી છાપ પડે છે કે જમીનની ટોચમર્યાદા મરવા દો ને વાવેતરેય ખેડૂતોની મરજી ઉપર છોડી દો.'

મને પણ આ વિષયમાં ઠીક ઠીક એવો રસ હતો, પૂછ્યું. 'તો એમાં ખોટું પણ શું છે?'

'ખોટું એ કે અહીં આ સારમાં 'અનાજના ભાવો વધારે આપો' એ વાત ઉપર કફન ઓઢાડીને પછી મરજી મુજબ વાવેતરની વાત છેડી છે. હવે તમે જ કો' મરજી મુજબ વાવેતરમાં તો રોકડીઓ પાક મગફળી ને કપાસ એવું જ કરે ને? એમ છે ત્યારે!'

મેં છાપું લઈને જોયું તો સારમાં ક્યાંય અનાજના ભાવો વધારે આપવાની વાત જ ન હતી ને એ હિસાબે પ્રોફેસરના કહેવા મુજબ નિષ્ણાતોની આ સમિતિનો અહેવાલ સ્વાર્થમાં પરિણમતો હતો. કારણ મોટી જમીનો પૈસાદાર વર્ગ પાસે હોવાની ઝાઝી સંભાવના હતી તો મરજી મુજબના વાવેતરમાં પણ બહોળા વેપારને અનુરૂપ રોકડિયો પાક—'

ત્યાં તો ભૂધરભાઈ મારા ઉપર છેડાઈ પડ્યા: 'પણ તમે કેમ કશી પેટછૂટી વાત નથી કરતા? સરકાર બાપડી બાર બાર વરસથી ધાન ધાન કરીને ધા નાખી રહી છે. પણ કોઈ તો આ વાતનો નિકાલ—'

હું બોલવા ગયો 'વિનોબાજી—'

ત્યાં તો પ્રોફેસર જાણે સળગી ઊઠ્યા: 'મહેરબાની કરીને વિનોબાની વાત તો તમે કરશો જ નહિ. એય શહેરના આ પક્કા ને લુચ્ચા માણસોને છોડી પેલા ભોળા અબુધ ને અજ્ઞાન લોકોનો જ લાભ લેવા નીકળ્યા છે. ને સરકારેય—ખરું કહું છું અલગારીભાઈ મોંઘવારીનો તમે આંક જુઓ. એ આંકમાં અનાજના ટકા જુદા પાડો. ને પછી કો' કે જે અનાજ ઉપર માણસનું જીવન નિર્ભર છે એનો કેટલા ટકા ખર્ચ છે ને બાકીનો જે સ્વાદ અને શોખનો જ માત્ર ભાગ છે એના ટકા કેટલા છે?'

ભૂધરભાઈ પણ—પ્રોફેસરની વાતમાં કંઈક વજૂદ લાગવાથી કે ગમેતેમ ચૂપ થઈને સાંભળી રહ્યા હતા; હું પણ વિચારમાં તો પડી જ ગયો હતો. ને આ જોઈ પ્રોફેસરને જાણે પાનો ચડ્યો. બોલવા લાગ્યા: 'એ તો ઠીક છે કે ભારતનો ખેડૂત વેરણછેરણ પડ્યો છે. એનામાં નથી કોઈ સંગઠનની સૂઝ કે નથી ભણવાની બૂઝ.' આ સાથે જ એમણે અજાણપણે દાંત પીસ્યા. 'પણ થોડાંક વર્ષ એને કેળવાવા દો, સંગઠનનો મંત્ર જરા ભણવા દો ને જુઓ પછી કેવાક આ શિખાઉ કસાઈઓ જેમ ફાવ્યું તેમ એના જીવન ઉપર ઘસરકા કર્યા કરે છે જો!...સરકાર કે' 'છ રૂપિયે મણ ઘઉં!' તો વહેપારી લે ચાર રૂપિયે મણ! પણ એમાંના કોઈનેય ખબર છે કે ઘઉં વાવવા માટે સાત સાત તો એને ખેડ કરવી પડે છે ને પકવવા માટે પચ્ચાંચ વાર એને પાણી પાવાં પડે છે.'

પ્રોફેસર સાચે જ એટલા બધા ઊકળી ઊઠ્યા હતા કે એમની આંખમાં એક આંસુ આવવા જ બાકી હતાં. ને એ વાતને જરા હળવી પાડવા માટે હસીને કહ્યું: 'અરે પણ—તમે જ કો', અનાજ શા માટે છે?'

'ખાવા માટે.'

'તો બસ પછી. આ લોકને ઘઉં ખાતાં તો આવડે છે ને?'

'તો ખાય પકવીને?'

'પણ પકવીને નહિ તો—( મરજી મુજબ—વગર કશી

ગણતરીએ ભાવ બાંધીને ને વગર કોઈ અનુભવે કાયદા કરી) થકવીનેય ખાય છે ને ?'

પણ આથી તો પ્રોફેસરને ઊલટાનું દુઃખ થયું. સાચે જ એમનો અવાજ ગળગળો થઈ ગયો હતો. બોલ્યા તે પણ સ્વગતની જેમ : 'સાચી વાત છે ! નથી તો એના કોઈ, કામના કલાક કાઢતું, નથી એનાં ટાઢ તડકા ને વરસાદની કોઈ નોંધ લેતું. નથી એનાં બૈરાં છોકરાંની રાત–દિવસની મજૂરીનો હિસાબ ગણતું; નથી કોઈ એ અનાજનું પડતર મૂલ્ય ગણી ન્યાયસરનો એને ભાવ આપતું ! ને વેપારીથી માંડીને તે સરકાર સુધી બધા જ એની એવી દયા ખાવા નીકળી પડયા છે કે—સાચું કહું છું અલગારીભાઈ, ભારતના ખેડૂતની આજકાલ જે ક્રૂર મશ્કરી થઈ રહી છે એવી બીજી આ જગતમાં કોઈનીય થતી હશે કે કેમ એ મારે મન એક ઘણો મોટો સવાલ છે !' ને ઊઠીને એ ચાલતા થયા.

ભૂધરભાઈ પણ, 'વાત તો મારી બેટી ખરી લાગે છે અલગારીભાઈ,' આમ કહીને ઊભા થયા, ઉમેર્યું: 'ઘઉંને માટે સાત સાત ખેડ કરવી પડતી હશે ને એટલી બધી વાર પાણી પાવું પડતું હશે એ તો મેં આજે જાણ્યું !' ને એમણેય પગ ઉપાડયો.

પણ હું તો—ખુરશીમાં જાણે જડાઈ ગયો હતો આવા વિચારે : સરકારને હડતાલ નિષ્ફળ જવા છતાંય આ નોકરીયાત વર્ગ માટે કેટલી બધી છૂટછાટ મૂકવી પડી છે ! કારણ ? એ લોકના સંગઠન અને પ્રતિકારને લીધે જ ને ! પરદેશમાંથી અનાજ આવે છે એ અહીંના ભાવે તો નહિ જ પડતું હોય ને ?…ત્યારે એના કરતાં આપણા ખેડૂતને એ જે સારા ભાવ આપે ને શહેરની એતી વસ્તીને સસ્તું અનાજ આપી ખોટ પોતે ભોગવી લે તો—બીજું કંઈ નહિ તો અમેરિકાના ઉંબરે આપણા પ્રધાનોને પગ ઘસવાના ને હુંડિયામણ માટે રાવ કરવાની તો એટલી ઓછી થાય ને ? પણ ના ! અમારે અહીં રોટી સસ્તી છે એ ભ્રમ પછી ભાંગી જાય ને ? તો સેવાભાવી આપણા માનસનેય સેવા કરવા કો'ક ને કો'ક તો જોઈએ જ ને ?…

પણ ઊંડો વિચાર કરતાં મને લાગ્યું કે આ બધા કરતાંય ખાસ તો મૂંગાને મારવો એ જ જાણે અજાણ્યે રાજકર્તા વર્ગની નીતિ લાગે છે !

પણ અહીં—કલબના નોકરને મારા ઊઠવાની વાટ જોતો જોઈ ઊભો થતો હું મનોમન પ્રાર્થી રહ્યો : 'ભગવાન ! ભારતના આ ખેડૂતને—અરે એ મૂંગા માનવીને વહેલી તકે તું વાચા આપ !'

હાસ્તો ! માગ્યા વિના તો માય નથી પીરસતી પછી—ગમે તેવી લોકશાહી પણ આખર તો સત્તા ને ?!



લંડનમાં સવાર તથા સાંજના સમયે કામ પર જતા આવતા લોકોની પુષ્કળ ભીડને પહોંચી વળવા અવનવા ઉપાયો કામે લગાડવામાં આવે છે. ભૂગર્ભ રેલ્વે દ્વારા પ્રવાસ કરનાર લોકોની સંખ્યા પણ લાખોની હોવાથી તેમને પ્લેટફોર્મ પરથી રસ્તાની સપાટી સુધી લઈ જવા લાવવા એક સ્ટેશન પર આપમેળે ચાલતા પટ્ટા જેવા રસ્તાની ગોઠવણ કરવામાં આવી છે. ઉતારુઓ આ પટ્ટા પર ઊભા રહેતાં જ પ્લેટફોર્મથી રસ્તાની સપાટી અથવા તો રસ્તાની સપાટીથી પ્લેટફોર્મ સુધી આસાનીથી પહોંચી જઈ શકશે. પગથીયાં ચઢવા ઊતરવાની કશી માથાકૂટ જ નહિ. આડત્રાંસી ચાલતી લિફ્ટ જ જોઈ લ્યો. પરિણામે ઉતારુઓ ૧૫ કે ૨૦ મિનિટને બદલે ફક્ત પાંચ મિનિટમાં ઉપરનીચે જઈ શકશે.

**'ઊર્મિ–નવરચના'નો ઓકટોબર માસનો અંક પહેલી તારીખને બદલે ૧૫મી ઑકટોબરે ખાસ દળદાર દિવાળી અંક તરીકે પ્રગટ થશે તેથી તેની દરેક ગ્રાહકો નોંધ લે. આવતો અંક ૧લી ને બદલે ૧૫મી તારીખે રવાના થશે.**

—વ્યવસ્થાપક : 'ઊર્મિ–નવરચના'

નાનુભાઈ દવે

# ભરોસો

સ્ત્રી જ્યારે પુરુષના મનને સાબૂત લગામવાળુ અને કાબૂમા જુએ છે ત્યારે એ પુરુષ ઉપર વારી જાય છે ત્યા કુળ કોમ કે કર્મ આડે આવતા નથી એવા એક સાબૂત મનવાળા જવાંમર્દ પુરુષની આ કહાણી એટલે જ દરેકના મન છતી જાય છે—એકલી સ્ત્રીઓના જ નહિ સાથે સાથે પુરુષના પણ

'સાહિબને કહો કે ગાડી દરવાજે લાવે અને આ સામાન અદર ગોઠવી મને ખબર કરે હેનિએ નોકરને સૂચના આપી અને એણે બહાર જવાના કપડા પહેરવા માડયા

મોહનલાલ શેઠની સહુથી મોટી દીકરી તે હેલિ એનો જન્મ થયો ત્યારે ધોધમાર વરસાદ તૂટી પડયો હતો અને રસ્તાઓ પાણીમા ડૂબી ગયા હતા ટેલિફોન ચાલતા ન હતા અને કેટલી જગ્યાએ વીજળી પણ અટકી ગઈ હતી છતા હેલિ સુખરૂપ આવી હતી ને બધાને ગમી ગઈ હતી 'અલિ હે' એમ બોલાવતા એનુ નામ હેનિ પડયુ ને ચીટકી ગયુ કૉલેજમા બે વર્ષ ગાળી હવે ચિત્રકામ શીખતી હતી બપોરે શેઠની મોટર ઑફિસેથી પાછી આવે એટલે હેનિ એનો સરજામ લઈ કોઈ સ્થળે પહોચી જતી અને ચિત્રો દોરતી એના ઓળખીતા કુટુબોમા એના ચિત્રો ભેટ આપતી અને તેઓ ખુશ થઈ ઘરમા ધ્યાન ખેચે એવી જગ્યાએ લટકાવતા

સાહિબસિંગ એમનો શિખ ડ્રાઈવર હેનિને ગમે એવા સ્થળે ગાડી લઈ જતો એનો સરજામ ગોઠવવામા મદદ કરતો બપોરે થરમોસમાથી કૉફી કાઢી આપતો પણ એ સિવાય કઈ બોલતો નહિ એની ગાડીમા બેસી પજાબી ભાષાની ચોપડી વાચ્યા કરતો, અથવા ગાડીની ચાકરી કરતો

કોઈ વાર કામ બધ કરતી વેળા હેલિ સાહિબને ચિત્ર બતાવતી 'તને કેવુ લાગ્યુ ?' એમ એનો અભિપ્રાય પૂછતી પણ સાહિબ મૂગો મૂગો સામાન ઉઠાવી ગાડી ભેગો થઈ જતો વિવેક ખાતર પણ જવાબ દેવાનુ એ ટાળતો સાહિબનો આ સ્વભાવ શેઠને ગમી ગયો હતો ગાડીમા ઘણીવાર ધધાની વાતો ચાલતી પણ સાહિબનો કાન એ તરફ સરતો થતો નહિ અને છતાં શેઠની એક પણ આજ્ઞા એ ચૂકતો નહિ

હેનિએ ચિત્ર દોરવાનુ શરૂ કર્યું એટલામા બીજી ગાડી ત્યા આવી ને એમાથી એક યુવક ઊતર્યો એ કોઈ અમેરિકન ટુરિસ્ટ જેવો દેખાતો હતો છાપાના મ્હીગો બતાવતુ બુશશર્ટ એણે પહેર્યું હતુ અને હિનીપની અદાથી વાળવડે કપાળ ઢાકયુ હતુ ખભે કૅમેરા લટકતો હતો તો બીજા હાથમા સિગરેટ સળગતી હતી 'હલ્લો હેલિ—' કહી એણે દૂરથી હાથ હલાવ્યો

એણે ચિત્ર જોયુ, ખૂબ ખૂબ વખાણ્યુ વસ્તુનુ સયોજન એને મન અદ્ભુત હતુ એક કળાકારની નજર જ આ શોધી શકે અને પછી એણે કૅમેરા આગળ કર્યો

'તુ તારે કામ ચાલુ રાખ જોઉ છુ મને કોઈ સારો પોઝ જડે છે—' કહી એણે હેલિની ચારે પાસ ઘૂમવા માડયુ એ ઘડીકમા ભોયે બેસી જતો લેટી જતો તો વળી કોઈ પથ્થર પર ચડી જતો એની ઊચેથી કૅમેરામા મીટ માડતો એ બધો વખત એનો રેડિયો ચાલુ રહેતો અમેરિકાની વાતો કહેતા એ થાકતો નહિ. પોતે એ બધુ જાણી શકયો છે એમા જ એ ધન્ય બન્યો હતો

હેલિ સાથે કૉફી પી એ છૂટો પડયો બીજે દિવસે ફોટા બતાવવા ત્યા જ મળવાનુ એણે જણાવ્યુ ત્યારે હેનિ આભારવશ બની ઊભી થઈ

'મન્મથભાઈ એટલા માટે આટલે દૂર—'

'એટલા માટે જ નહિ પણ સારા ના આવ્યા તો બીજા પોઝ લઈ શકુ ને સારા આવ્યા હોય તો તો વધારે લેવાનુ કેમ ચૂકાય !' એ બને કાન સુધી મો ખેચીને હસ્યો ને પછી ટાટા કરતો મોટર હકારી



ગયો. એના ગયા કેડે હેલિનું ધ્યાન કામમાં લાગ્યું નહિ એટલે એ પણ પાછી ઘેર ફરી. ફોટા તો સારા આવ્યા હતા છતાં મકરંદે એની ભૂલો બતાવી પોતાના ઉપર રોષ કર્યો. અને ફરીવાર કેમેરા તૈયાર કર્યો. આ વખતે એણે હેલિને જરા આમ, જરા તેમ કહીને ફેરવી. એની પાસે જઈને એનું મોં એના વાળ એની સાડી એના હાથ ગોઠવતો ગયો, વખાણતો ગયો.

'આ વખતે તો એવો પોઝ ઝડપી લેવો છે કે પરદેશના પ્રદર્શનમાં ઈનામ જાય નહિ.' અને એ પ્રદર્શનોની વાતે ચડી જતો. હેલિ કોઈ સવાલ પૂછતી તો એ ખુશ ખુશ થઈ જતો. 'હાઉ સ્માર્ટ ઑફ યુ!'

'આ ચિત્ર જે પ્રદર્શનમાં તું મૂકે ત્યાંથી મારે જ ખરીદવું. બીજાના હાથમાં એ જવા જ નહિ દઉં.'

'પણ મેં તો મારા મનથી એક જણને આપવા નક્કી કર્યું છે.' હેલિએ ચિંતા બતાવી.

'તેને બીજું ચીતરી આપજે. એ શું જાણવાનો હતો? મને આની 'સેન્ટીમેન્ટ વેલ્યુ' છે એટલી બીજા કોઈને ક્યાંથી હોય?'

'સારું ત્યારે. તમને આપ્યું!' કહી હેલિ હસી પડી. અને મકરંદે અમેરિકન ઢબે એના ઉપર લાખ લાખ થેંક્સ ખડકી દીધા. છેલ્લે સરંજામ પેક કરવામાં મકરંદે જ હાથ આપ્યો ને છટાથી ઉઠાવી પણ લીધો. બંને સાથે ચાલવા માંડ્યાં.

'એકલા 'લેન્ડસ્કેપ' કરો છો કે—અહીં રહેતા લોકો, એમનાં રહેઠાણ, એમની ઘરવખરી—એવું કાંઈ ચીતરો ને, હેલિબહેન, તો અમેરિકનો એવું જોવા ખૂબ જ ઈંતેજાર હોય છે. આવો બતાવું તમને.' એમ કહીને એ નજીકની ઝૂંપડી તરફ વળ્યો. અંદર કોઈની સાથે વાત કરી અને હેલિને માનપૂર્વક અંદર લઈ ગયો.

'જોયું ને અહીં ચિત્ર માટે કેટલી બધી સામગ્રી પડી છે. ફક્ત તમારે 'મૂડ' લાવી આપવાનો.' મકરંદે નાની ખાટલી ઉપર હેલિ સાથે બેસતાં કહ્યું. લાગલો જ એણે કેમેરા સંભાર્યો ને માંદી સ્ત્રીને એનું બાળક ચૂસ્યા કરતું હતું તેનો ફોટો ખેંચી લીધો.

ત્યાંથી એ બંને મોટરો કને આવ્યાં. સાહિબે સરંજામ ગોઠવવા માંડ્યો ત્યારે મકરંદે સિગરેટ ચેતવતાં પૂછ્યું: 'આ તમારો વિશ્વાસુ છે ને! બાકી એવો તો નથી ને!'

અને જવાબમાં બાફવા જેવું શું બન્યું હતું તે હેલિ મનમાં ખોળવા લાગી. પણ કશું જડ્યું નહિ. એ સાહિબની જોડે આગલી સીટમાં બેઠી અને એટલેથી જ બતાવ્યું કે ચિંતાની જરૂર નથી. એમ જુદાં જુદાં સ્થળે તેઓ મળતાં રહ્યાં. કદીક મકરંદ નાનકડી પીકનીક જેવું ગોઠવતો તો કદીક એકાદ ઝાડની છાયામાં કોઈ ચોપાનિયું ઉથલાવતો. અમેરિકનોની જિંદગી માણવાની જાતજાતની રીતો એ પ્રશંસાપૂર્વક કહેતો.

'એવું તે વળી હોય!' કહી હેલિ વિસ્મયપૂર્વક મકરંદ તરફ જોઈ રહેતી. ને એની ખાતરી કરાવવા એ ઊઠીને એની પાસે જતો, એના ખભા પકડી હલાવતો, એની ચિબુક પકડી ઊંચે જોવડાવતો. 'નથી મનાતું એમ? આથી આગળ કહું? પછી જોજે કહેતી કે—'

બીજે દિવસે ચિત્રસરંજામ કાઢતા સાહિબને હેલિએ રોક્યો. 'જોઉં છું, 'મૂડ' આવશે તો સામાન મંગાવીશ.' એમ કહી એ વૃક્ષોની ઝાડીમાં જતી રહી. મકરંદ એની રાહ જોતો હતો. એક પડી ગયેલા ઝાડના થડ ઉપર બંને બેઠાં. મકરંદ પાસે સરક્યો. એણે શું શું કહ્યું તે હેલિને યાદ ના રહ્યું પણ એનો નશો ચડી ગયો.

પાછા ફરતાં ચૂપચાપ ગાડી હાંકતા સાહિબને હેલિએ કહ્યું. 'સાહિબ, મને તારા ઉપર યકિન છે. શેઠને કે બીજા કોઈને કાંઈ જણાવતો નહિ.'

અને જવાબમાં સાહિબે એનો વિશાળ પંજો માથા સરખો ઊંચો લઈ હેલિ સામે ધર્યો: વિશ્વાસ મૂક્યો છે તે જળવાશે, ફિકર કરશો નહિ. એ અક્ષરે બોલ્યો નહિ, જાણતો હતો છતાંય.

એમ બંનેની સંતલસો ચાલી, ગુફતગુ વધી, મુલાકાતોમાં મસ્તી ઉમેરાતી ગઈ. પહેલાં એકાંત શોધતાં, તેનીય હવે જરૂર ના રહી કૈંક ગાંડાં કાઢ્યાં, કૈંક વચનો અપાયાં, કૈંક તરંગો ઘડાયા. અને ગરમીનો પારો ઝડપીથી ચઢ્યો એમ ઊતરવા લાગ્યો. એક દિવસ એણે સાહિબ આગળ વરાળ કાઢવા માંડી પણ ધ્યાનથી સાંભળ્યા પછી સાહિબે માત્ર એટલું જ પૂછ્યું.

'એને કહ્યું ?'

'કહ્યું ત્યારે તો એ ખીજાયો છે. એ કહે છે લગ્નની ઉતાવળ કરે એ છોકરી એને પછાત, અન–અમેરિકન લાગે છે એટલે હવે મળવા પણ નથી આવતો.'

'શેઠને કહો.'

'તો તો થઈ જ રહ્યું ને. મરી જાઉં તો ભલે પણ—' અને હેલિ ગભરાઈ ગઈ હોય એમ બોલતાં અચકાઈ.

પણ આવી વાતો છાબડે ઢંકાતી નથી, સમય એકલો જ ચાડી ખાવા પૂરતો હોય છે. મૌન મોં અને ઘૂરકાટભરી આંખો જોઈ હેલિ સમજી ગઈ કે શેઠ બધું જાણી ગયા છે. શું સાહિબે દગો દીધો ? શેઠનો વહાલો થવા એણે બધું ઓકી કાઢ્યું ? બીજું કોણ હોઈ શકે ?

ત્યાં તો એને, શેઠ સાહિબને ધમકાવતા હતા તે સંભળાયું, ને બંધ બારણાની આગળ એ થંભી ગઈ.

'નાલાયક, પાજી, તને કશું ના સૂઝ્યું તે મારા જ ઘરમાં ધાપ મારી ? અહીં નોકરી માટે આવ્યો ત્યારે તારા શા હાલ હતા અને ક્યાં સુધી મેં તને જાળવ્યો તે બધું ભૂલી ગયો ? આખરે મારું જ નાક કાપવા તૈયાર થયો ? રીસ તો એવી ચડી છે કે હમણાં પોલીસને બોલાવી સોંપી દઉં. પણ જા, તારું મોં કાળું કર, ને આ શહેર છોડી ચોવીસ કલાકમાં જતો રહે જિંદગીમાં ફરી આ તરફ ફરકીશ નહિ. જા જતો રહે.'

આટલું કહેતાં શેઠ ધ્રૂજ્યા, ટેબલ ઉપર મુક્કીઓ પછાડી, કાગળિયાં ફેંકી દીધાં, અને મોં ઢાંકી ખુરશીમાં પડ્યા. સાહિબસિંઘ કાંઈ ના બોલ્યો, ના કર્યો ખુલાસો કે ના કર્યો બચાવ, એના મોં ઉપર અપાર મૂંઝવણ ફરી વળી. એક મિનિટ ચૂપચાપ ઊભો રહ્યો ને પછી શેઠને સલામ કરી બારણું ઉઘાડી બહાર નીકળ્યો.

એને જોઈને હેલિનું મોં પડી ગયું. એણે બહાર રહી બધું સાંભળ્યું હતું તે વાત સાહિબે જાણી હતી. એ નિરપરાધ હતો તેય હેલિ જાણતી હતી. અને છતાં હેલિને આપેલા ભરોસા ખાતર એ કૈં બોલતો ન હતો, અપમાન અને સજા બંને વેઠી લેતો હતો. એની કારકીર્દિની આ કટોકટી હતી. જેને લીધે આ સ્થિતિ આવી હતી, તે ઘરની માલિક જેવી સહુની લાડકવાયી એની સામે ઊભી હતી. એક ક્ષણ ખચકાઈને સાહિબ ત્યાં ઊભો, હેલિ તરફ જોયું, બેકસુરની વહારે ખરું બોલવાની નાહિંમત પારખી અને એ દીવાનખાનું વીંધી સ્વસ્થપણે ચાલ્યો ગયો. પાછું ફરીને એકવાર પણ જોયું નહિ.

હેલિને ઘણુંયે લાગી આવ્યું. બૂમ મારી એને રોકવા એણે ઘણોયે યત્ન કર્યો. પણ એનું કાંઈ ના ચાલ્યું. જીભ જ ના ઊપડી. એ મૂઢ બની જોઈ રહી. એની કાયરતા એને ડંખી, એ લજવાઈ પણ એ બધું ગળે ઉતારી ત્યાંથી ખસીને એ પોતાના રૂમમાં ગઈ. બારણું દઈ દીધું.

'અગર સાહિબે નથી કહ્યું તો વાત ક્યાંથી ફૂટી ? બીજું કોણ કોણ જાણતું હશે ? ક્યારથી આવી ગંધ ફેલાઈ હશે ?' અને એને તરત યાદ આવ્યું કે થોડા દિવસ પહેલાં સવારે સવારે એને ઊલટીઓ થતી હતી ત્યારે મા કશું બબડતી હતી. દિવસમાં એણે ચાળા તોફાન કર્યાં ત્યારે મા હસી નહોતી, વિચારમાં પડી હતી. દાક્તરકાકા મળવા આવ્યા ત્યારે એના તરફ ધારી ધારીને જોતા હતા. શું એને મહિના રહ્યા ? ને એની જાણ આ બધાને પડી ?

એ વિચારે એનું મગજ ધમધમી ઊઠ્યું, પેટમાં ફાળ પડી. હવે ? શું એને ઓસડ પાશે ? શું એને પરગામ મોકલી દેશે ? એમની આંખ સામે આંખ કેમ મંડાશે ?

શી રીતે આ ઘરમાં રહેવાશે?

પેલો મકરંદ તો ના પાડ્યા પછી શહેરમાં પણ ક્યાં હતો? એ તો ભાગી જ છૂટ્યો હતો. અને હોત તો પણ એ શી મદદ કરત? ત્યારે શું એનું નામ દેવું? જે એને સાથ દેવાનો નથી તેનું નામ દીધું તોયે શું, એથી કલંક ક્યાં મટવાનું હતું?

ને લાગલું જ એનું ધ્યાન સાહિબસિંઘ તરફ વળ્યું. આ માણસ કદી એની સામે હસ્યો નહોતો, વાત કરવા માગી તોયે બે અક્ષરથી વધારે બોલ્યો નહોતો. માત્ર એકવાર ભરોંસો દીધા બદલ આટલું સહન કરી લે—રંગ છે ને એને! એણે મારી આબ ઢાંકવા શું ના કર્યું? અને શું ના કરે?

હા. એ એક જ વ્યક્તિ છે, જે એને હજુય સમજે ને સહાય કરે. પણ એ હવે ક્યાં છે? એ તો જતો રહ્યો ને! એણે બારી ખોલીને બંગલાના કંપાઉન્ડમાં જોયું. સાહિબની ઓરડી ખુલ્લી હતી. માળી એમાં ઝાડુ ફેરવી સાફ કરતો હતો. ગાડી પોર્ચમાં હતી, સાહિબ ચાલ્યો ગયો હતો.

હવે? એ ખાટલામાં જઈ પડી, ઓરડીની ચારેય ભીંતો જાણે એના ઉપર ધસી આવતી હતી, હમણાં જાણે એ ભીંસાઈ મરશે. એને ગુંગળામણ થઈ. એને ઓચિંતું ભાન થયું કે દુનિયામાં હવે એનું કોઈ નથી. સહુ અને ભાનભૂલેલી, મૂરખ, દોષિત, પાપી ગણે છે, હવે કોઈ ખુલાસો નથી, કોઈ દલીલ નથી. જાણે પગ નીચેથી ધરતી જ ખસી ગઈ છે. અને ઊબકો આવ્યો, એનું મોં લાલચૂમ થઈ ગયું—

એણે ગાડીનો ઘરઘરાટ સાંભળ્યો. બારીએથી જોયું તો શેઠ ટેક્સી કરી ચાલ્યા હતા. થયું, હવે સાહિબ આવી રહ્યો, એના વિના કામ ચાલવા માંડ્યું. ને સાહિબનું કામ પણ બીજી કોઈ જગ્યાએ ચાલશે. બધાનું જ ચાલશે, એક એનું જ અટકી પડ્યું છે તે હવે જીવ લઈને રહેશે.

અસ્વસ્થ બનીને એ બારીએથી પાછી ફરી, બારણા પાસે ગઈ, મેજ પાસે ઊભી રહી. ખાનું ખોલ્યું ને વાસ્યું, કે સૂઝ ના પડી. ધીરેથી એણે બારણું ખોલ્યું, દીવાનખાના ભણી જોયું, કોઈ નહોતું. ઝટ લઈને પર્સ ઊઠાવી એ બહાર નીકળી ગઈ. અને જે પહેલી ટેક્સી મળી એમાં ઘૂસી ગઈ. 'ક્યાં જવું છે?' એણે 'સીધા આગળ' એવો ઊડાઉ જવાબ દીધો ને ધીરેથી ગાડીના પાછલા કાચમાં જોયું. પાછળ કોઈ જોતું કે આવતું નહોતું. પછી એ નિરાંતે વિચાર કરવા બેઠી. 'જરા આસ્તે—' એણે ગાડીવાળાને કહ્યું.

સામેથી બીજી ગાડીઓ પસાર થતી હતી. કેટલીક સ્ટેન્ડ ઉપર ઊભી પણ હતી. એમાંથી એક શિખ નજરે પડતાં એણે ગાડી થોભાવી, સાહિબસિંઘનો પત્તો માગ્યો. એમાંથી એના કાકાનો પત્તો જડ્યો, એનું ઘર મળ્યું અને છેવટે સાહિબ પણ મળ્યો.

'આપ અહીં?' સાહિબ સફાળો ઊભો થયો.

'ત્યારે કરું શું? હવે કોઈ કરતાં મારું કોઈ નથી. મારા વાંકે તનેય આકરી સજા વેઠવી પડે છે. નોકરી તો સમજ્યા પણ કલંક માથે લેવું—'

'આપ ફિકર ના કરે.'

'ત્યારે બીજું શું કરું, સાહિબ! બધાંને નવી રીતે ગોઠવાઈ જતાં ફાવશે, ઝેર તો એક મારે જ લેવાનું છે ને!' હેલિનો અવાજ ધ્રૂજ્યો, એને ડૂસકું આવ્યું, આંખ ભીની થઈ.

'ऐसा नहि, नहि, नहि. कभी नहि.'

'ત્યારે બીજું શું? એ ઘરમાં હવે મારાથી શે જીવાય, કોની સામે જોવાય?'

'હુકમ કીજીયે—' અને સાહિબ નિશ્ચય કરતો હોય એમ ટટ્ટાર થયો. 'એને પકડી લાવું?'

અને હેલિનું મોં ઊતરી ગયું. એને બળજબરીથી ખેંચી લાવે તોયે શું એવા જોડે એકવાર ભૂલ થઈ, કાંઈ ભરોંસો થાય? ભરોંસો તો થાય—અને એની નજર સાહિબ ભણી ગઈ.

'સાહિબ મને અહીંથી લઈ જા. ગમે ત્યાં લઈ જા. જીવતી રાખવી હોય તો આટલું કર. એક માત્ર



તારો જ ભરોસો રહ્યો છે '

'બસ બસ એટલ કહ્યુ તે ઘણુ છે ' સાહિબે છાતી ઉપર હાથ દાબ્યો

અને એ બને ત્યાથી જ્યારે સરકયા તેની કોઈને ખબર ના પડી સાહિબ જાણતો હતો કે હેનિને ભગાડી જવાનો આરોપ હવે જરૂર એને માથે ચોટવાનો પણ જોખમોથી ડરે તો એ સાહિબ શાનો! નહિ કપડા ને નહિ દાગીના—કશુ જ લીધા વિના હેનિ એની સાથે ગઈ એક ગામથી બીજે ગામ કરતા કરતા બને ઘણે દૂર પહોચી ગયા શી ખબર પાછળ કેવી શોધાશોધ ચાલી પોલીસનુ વોરટ નીકળ્યુ કે શુ થયુ—રામ જાણે

જૂની ચાલમા કોઈને ખસેડીને સાહિબે ઘર માડ્યુ હેનિએ સલવાર ખમીજ પહેરી ઉપર દુપટ્ટો નાખ્યો અને નામ પણ બનેએ બદલ્યા—કરતાર ને કુતી થઈ ગયા

કુતી મૂળ રાવળપીડી તરફની પછી તો સગાથી વિખૂટી પડી ગયેલી ત્યા આ કરતાર મળી ગયો કરતારે નવુ લાયસન્સ કઢાવી ટેકસી ભાડે ફેરવવા લીધી વહેલી સવારે કરતાર ચાલ્યો જાય ને બપોરે જમવા પાછો ઘેર આવે તો આવે કુતી રસોઈ કરે તે જમે ને રાતે ચારપાઈ લઈ ફૂટપાથ ઉપર સૂઈ જાય કુતીની ખાતર એણે કબાબકોફતા છોડ્યા ને ખચીને પૈસા બચાવવા માડ્યા

બે ચાર મહિને એને પોલીસે રોક્યો ને ગાડી થાણે લીધી ત્યા એનુ લાયસસ લઈ લીધુ ને પૂછપરછ કરી કરતારે નક્કી કર્યા મુજબનુ જ કહ્યુ એક અક્ષર પણ આડો અવળો ન થવા દીધો બીજે દિવસે એને ફરી આવવાનુ કહી ફોજદારે જવા દીધો પણ ત્યાથી નીકળીને એણે કુતીને તૈયાર કરી ટેકસીનો હિસાબ પતાવી એ રાતે જ ત્યાથી નીકળી ગયો ને બને જણ વખાના માર્યા ભાગ્યા તે જાય ઠેઠ મ કા

હેનિએ આ પ્રદેશ એકવાર જોયેલો તો ખરો પણ સહેલાણીઓ પ્રદેશને કેટલુ જુએ સમજે! આજે પરિસ્થિતિ જુદી હતી આ મુલકમા હવે એણે પૈસા ખરચ કરવાના નહોતા કમાવાના હતા કોઈની જોડે મેળ રાખીને એને ચાલવાનુ હતુ

કરતારે સીમનાના મોલ બજારની નીચાવાસે એક મેડી લીધી ને માલસામાનની હેરફેર કરનારી કપનીમા એ કામે ચડી ગયો કદીક ખટારો લઈને સીમનાથી કાર । જતો કદીક કોટનર ભણી સફરજનના બગીચાઓમાથી માલ સીમના લાવતો એ સફરોમા જ્યારે ઘેર પાછો ફરતો ત્યારે કુતી માટે કશુક અચૂક લઈ આવતો એણે ભરવાનુ મશીન આણી આપ્યુ હતુ ને એ એનુ માપ લઈને ભરવા બેસી એમ જોયુ ત્યારે કરતારે ગૂથેલુ ઉકેલી નાખ્યુ

મેરે લિયે નહિ છોકરે બચ્ચોકે લિયે બનાઓ

કુતી હસી પડી પણ કરતાર ના હસ્યો એને તો બીજો ઇંતેજામ કરવાની લગની હતી આખ ઉપાડીને એ કુતી ભણી જોતો નહોતો બે શબ્દો કહે તો પણ દાદર ઉપર પગ ફેરવીને એ કહેતો એમ કરતા ઘરમા નાની અમૃતકૌર આવી ને કરતારે પાડોશમા મીઠાઈ વહેચી જેમ હેનિનો સઘાત સ્વીકારી લીધો હતો એમ એની દીકરી અમૃતને પણ એણે લાડથી ઉછેરવા માડી ને બે વર્ષ તો જોત જોતામા વહી ગયા

એ ગાળામા કરતારે એ હાટડી લીધી છે ને તાજા સફરજન વેચે છે એ તો ઝાઝુ નથી બેસી શકતો પણ કુતીકૌર એની નાનકડી અમૃત લઈને ત્યા બેસે છે દુકાને ભાવતાલ થતા નથી મુકરર છે ખરાબ માલ દુકાને રખાતો નથી એથી દુકાન જામવા લાગી છે સહેલાણીઓ પાછા ફરતા એમના સફરજનની પેટીઓ ઘેર લેતા જાય છે ઠીક અગ્રેજીમા કુતી જોડે ટોળટપ્પા પણ હાકે છે તકિયાના ગલેફ ઉપર રેશમના ફૂલ ભરતી કુતી એમને બગીચાઓની વાત કરે છે અને નિર્ભય જીવનમા એ કોકવાર મલકે છે ત્યારે ચોતરફ સફરજનનો મેવો ફેલાઈ રહે છે

સાહિબે ઘણી વાર વાત ... હેનિને સમજાવ્યુ કે એ એને વતન એના સગાને સોપી આવે ત્યારે હેનિએ

હજાર જણને કહેલું તે કહી બતાવતી. મારું વતન તો રાવળપીંડી તરફ, મુલકના બટવાસમાં મારાં સગાં ક્યાનાં ક્યાં થઈ ગયાં. એવામાં એક કરતાર મળી ગયો અને અમને બંનેને ગોઠી ગયું. એમ કહીને એ કરતારના હાથમાં અમૃતને સોંપતી, વળી ટોળમાં ઉમેરતી, 'આપકો શાયદ માલુમ નહિ હોગા, મગર સભી લોગ જાનતે હૈં કે મૈં કરતારકી ઘરવાલી હું.' અને કરતાર નાની અમૃતને લઈ હોહો કરતો નાસી જતો.

કેટલીય વાર કુંતી એને બજારમાં જ મનપસંદ ખાવાનું લઈ લેવા કહેતી, જોઈએ તે ઘેર લાવી પીરસવાનું કબૂલતી પણ કરતારને એમ રુચતું નહિ. હેલિને હવે પરાયું ના લાગે એટલા માટે એણે કેશ ઉતરાવવાની વાત કાઢી ત્યારે હેલિએ કહ્યું–'મારે ખાતર ઉતરાવવા હોય તો આપણે બંને ઉતરાવીએ.' એમ કહીને નાગની ફેણ જેવો એનો લાંબો ચોટલો છોડી એ હોળવા બેસતી. શિખ સ્ત્રીઓમાં એવા લાંબા ને સુંવાળા વાળ કોના હતા? જો કોઈ બુઝર્ગ મળવા આવે ત્યારે કુંતી દુપટ્ટો સરખો ઓઢી લઈ એની લાજ કાઢતી ને એનું રૂપ ઓર ખીલી ઊઠતું. પણ કરતારને એ જોવાની ક્યાં ફુરસદ હતી? કોઈ અસાવધ ક્ષણે એ આવી ચડે તો હેલિ એનું રૂપ ઢાંકતી નહિ ત્યારે એ ઘરની પેટીઓ અહીંથી તહીં ખસેડવા માંડતો. પાણીમાં કચરો ક્યાંથી એમ કહી ઢોળી નાખતો. ને બીજું ભરવા લાગી જતો.

'હવે ઘણું તપ થયું.' હેલિ કહેતી પણ સાહિબ બારી ઉપરથી કાગડો ઉડાડવા ઊભો થઈ જતો.

ને એમ દિવસો વહ્યા જતા હતા, ત્યાં સફરજનની હાટડીએ એક વાર બેચાર ગુજરાતીઓ આવી ચડ્યા. એમાંના એકે એને ઓળખી. એ હતો મકરંદ.

પંજાબી સલ્વાર કમીજ ને દુપટ્ટામાં હેલિ એને વધારે સુંદર લાગી. અમૃતના આવ્યા પછી એનું બદન પણ ભરાયું હતું. રોજ હાથે કામ કરવાની ટેવ પડેલી હોવાથી સ્ફૂર્તિ પણ ઘણી હતી. અને એ મુલકનાં હવાપાણીની તો વાત જ શી! મકરંદ એને જોઈ જ રહ્યો.

કુંતીનું એના ભણી ધ્યાન નહોતું. એ નજદીક આવીને ઊભો ત્યારે એક ઘરાક જોડે એ વાત કરતી હતી. વચમાં અંગ્રેજી પણ છાંટતી હતી. ત્યાં એને કાને અવાજ આવ્યો, 'હેલિ!'

એણે ચોંકીને પડખે જોયું ને મકરંદને ઓળખ્યો. આટલે વખતેય એને જોઈને એની આંખમાં અગ્નિ ભભૂક્યો. હમણાં જ એને ખખડાવી નાખે એવાં વેણ કહેવાને જીભ સળવળી. પણ એ ગમ ખાઈ ગઈ. અને પંજાબી અદાથી દુપટ્ટો સરખો કરતાં કહ્યું, 'અજી, આપકો ક્યા ચાહિયે? અભી દુકાન બંદ હોનેકા ટાઈમ હુઆ હૈ.'

મકરંદને ટાળીને એ ઝડપથી આડીઅવળી ગલીઓમાં થઈ મેડી ઉપર આવી પહોંચી. એને છાતીમાં કૈંક બળતું હોય એવી વેદના થવા લાગી. મકરંદની સાથે જ કાં તો બીજા પણ હશે. વખત છે અને એનાં બા–બાપુજી એની સામે આવી ચડે તો? શું એ લોકો સાહિબને પકડાવી દેશે અને પોતાને બળજબરીથી ઘેર લઈ જશે? શું કરવા લઈ જશે?

અને એ સાહિબના ઘરમાં વગર લગ્ને રહેતી હતી તેનું શું? કોણ માનશે કે સાહિબે નજર નથી કરી! અને અમૃત તો હતી જ ને. એને થયું કે સાહિબ આજે વહેલો ઘેર આવી જાય તો સારું. કદાચ એ જ કહેશે કે સીમલા છોડીને ચાલો ઊપડી જઈએ મદુરા કે કોચીન, કોને ખબર!

એને આ અસ્થિર જીવન ગમવા માંડ્યું હતું. તેમાંય હાટડી ઉપરના અનુભવે હિંમત પણ આવી હતી. એકલા સુખવાળું જીવન શા કામનું, જદોઝદ પણ જોઈએ. એ વિના હામ ને હૈયાઉકલત ક્યાંથી આવે?

સાંજ પડી. દીવા પ્રગટ્યા. એણે રસોઈ કરવા માંડી. હર પળે સાહિબ આવી પહોંચશે એ આશામાં એણે ઝડપ પણ કરી. આજ ઠંડી પણ વિશેષ હતી. એટલે એણે બારી બંધ કરી ને સગડીમાં કોલસા વધારે નાખ્યા. કમીજ ઉપર લાંબો ગરમ કોટ પણ પહેરી લીધો. અમૃતને દૂધ પીવડાવી સુવાડી દીધી. અને એ સાહિબના નામની માળા જપતી બેઠી. આજે એને કેમ



મોડુ થયુ હશે '
આખરે સાહિબ આ યો ઝટપટ હાથ મો ધોઈ એ જમવા બેઠો ને જમતા જમતા એણે વાત કાઢી 'હેલિ સાચુ કહેજે મારે કે તારે માથે કોઈ ખતરો ના હોય તો દેશમા પાછા જવુ છે ને ?'
હેલિને વળી ધ્રાસકો પડ્યો દુકાન ઉપર એ ઓળખાઈ ગઈ એવુ સાહિબે પણ જાણી લીધુ શુ ? ને એણે એમ ધાર્યું કે ઘરના ખેચાણ સામે એ હવે ઝમૂભી નહિ શકે ? આખરે ઘર છોડવાનુ કારણ તો નાનેરાનો ભય જ હતો ને ! એ ભય ટળી ગયો હોય તો પછી ?
'તમે એક વાર જમી લો પછી આપણે લગાર મારવા બહાર જઈએ.' કહી હેનિએ વાત ટાળી અને બહાર નીકળતી વખતે ગરમ કરી રાખેનો સાહિબને મોટો કોટ પહેરા યો રાત અંધારી હતી બનેએ સાથે ચાલવા માડ્યુ કાશીનો ઘાટ ચડતા હોય એમ પગથિના ચડી બને મોન ઉપર આવ્યા ને ત્યાથી સેસિ તે રસ્તે વળ્યા ટાઢીમા ઝડપથી ચાલવાની મજા હતી
રસ્તે એણે મકરદ દેખાયાની વાત કરી તો સાહિબે ઉમેર્યું કે એ લોકો સેસિનમા ઊતર્યા છે અને અત્યારે આપણે મળીશુ એમ મે કહ્યુ પણ છે તુ મહેનોમા રહેનારી કળાકાર બણેની – હવે તારુ સ્થાન ત્યા જ છે ખતરો દૂર થયો છે એમ જ સમજી લે કે ઓચિતો એક વાર તને લઈ ગયો હતો એમ ઓચિતો તને મૂકવા આવુ છુ
અને હેનિ રસ્તા વચ્ચે થભી ગઈ એણે સાહિબની બાય પકડી પાછો ખેચ્યો 'તુય કેની વાત કરે છે સાહિબ, આટનુ સાથે અથડાયા કુટાયા પણ મને આની જ ઓળખી ? હુ તારો વિશ્વાસ કરી શકુ ને તુ મારો વિશ્વામ નથી કરતો ?'
રસ્તાની ધારે બત્તીની નજદીક મૂકેના એક બાક ઉપર બને બેઠા સાહિબે એને ઘણ સમજાવી 'હેનિ ભૂન તો ભારતની સરકાર પણ કરે પણ એને એ વળગી નથી રહની હવે સ તગો બ નાયા છે ના ગ ગી ગયા છે પછી આ રખડપટની જરૂર શી ? સાહિ
બના બોને હેનિએ નિશ્વાસ નાખ્યો
'એમ કહે ને સાહિબ, કે તુ હવે મારાથી થાક્યો છે ! અને એમા તારોય શો વાક ? મારે લીધે તે કેટકેટલુ વેઠ્યુ છે તે હુ શુ નથી જાણતી ! તે હજુ સસાર માડ્યો નથી અને સોના સરખા આ વરસો તનતોડ મજૂરી કરવામા વીતે છે તે હુ નહિ સમજુ તો કોણ બીજ માનવાનુ છે ? પણ મારે હવે તારાથી છૂટા પડવાનુ હોય તો હુ કાશ્મીર ભણી કે આસામ તરફ ચ લી જઈશ મનેય આથડવા દે જીવન જીવવાની તાકાત કેમ મેળવવી તે તે શીખવ્યુ છે, તો હવે એ શીખેનુ ફોગટ થવ ન દઈશ રોજ સાથે ના રહી શકીએ તો હુ એ નભાવી લઈશ, વરસમા એકાદ વખત આવી મળજે તો તારો અહેશાન માનીશ વધારે તો શુ કહુ !'
'પણ આ તો—'
ના, સાહિબ બીજુ કે નહિ પાછ્યુ જીવન મારે મોત સમાન થઈ પડ્યુ હતુ એ છૂટી ગયુ ને હુ બચી ગઈ ઈતબાર રહે એવો સાથીદાર મળી ગયો ઈશ્વરની એટની દયા ઓછી નથી હવે એની મરજી જુદી હશે તો સાહિબ શુ કરવાનો હતો ? એમ કહી હેનિ ઊભી થઈ ગઈ એણે મો ફેરવી લીધુ
'હેનિ મારો એક આખરી સવાલ છે જવાબ આપ કહેતા સાહિબ ઊભો થઈ ગયો 'તે શુ મારી જ સાથે રહેવાનો નિર્ણય કરી લીધો છે ?' એણે હેનિની આખોમા જોયુ, અને એણેય એવી જ મક્કમતાથી જવાબ વાળ્યો
'તારી સાથે બની તો ઠીક છે નહિ તો બીજા કોઈની સાથે તો નહિ જ એક રીતે નિશ્ચય તો તારે કરવનો છે એક ઓરતનુ મો કેમ ખોલાવે છે ?' એમ કહીને હેનિ ફરી આડુ જોઈ ગઈ એનાથી રડી દેવાશે એમ લાગવાથી એણે મોમા દુપટ્ટો દાબ્યો આખ પણ લૂછી
'નાદાન' કહી સાહિબે એને ખભે હાથ મૂક્યો
'મારામા તે એવુ શુ તે જોયુ કે બસ—'
એટના શા વહાલના સ્પર્શે હેનિ એના ખભા ઉપર ઢળી પડી 'ઓરત શુ જુએ છે આદમીમા ? એના



મન ઉપરનો કાબૂ જુએ છે, સાહિબ તેં કમાલ કરી છે, આ ત્રણ વર્ષમાં મને તારામાં ઈન્સાન ને ભગવાન બંને દેખાયા છે. નહિ તો શરણે આવેલાંને ચૂંથી નાખતાં કે રઝળાવતાં શી વાર? એમ જ કહે ને કે હું તારાથી બિલકુલ જીતાઈ ગઈ છું. અને ભરતખંડ આખો સાથે ફરવો પડે તો પણ તૈયાર છું.'

અને લાગલા સાહિબના બંને હાથ હેલિની આસપાસ ફરી વળ્યા, ભીંસાયા. આકાશમાંથી હલકી ફરફર આવી. ઝીણો ઝીણો બરફ વરસતો હતો અને બંનેના ઉની કોટ ઉપર પુષ્પ–પાંદડીઓ સરખો પથરાતો હતો.

✶

રોમ ખાતેની ઓલિમ્પિક રમતોમાં ભાગ લેનારી ભારતીય હોકી ટીમના સભ્યો સાથે પ્રધાન મંત્રી શ્રી નેહરુ દેખાય છે. ડાબી બાજુથી ત્રીજા શ્રી લેસ્લી ક્લૉડિયસ છે, જેઓ ટીમના કૅપ્ટન છે.

*

ઇટાલિના પ્રસિદ્ધ ગાયક એનરિકો કારુસોનો કોઈપણ જલસામાં જતાં પહેલાં એક દિવસનો ઉપવાસ કરવાનો નિયમ હતો. એકવાર જ્યારે કોઈએ એનું કારણ પૂછ્યું ત્યારે એણે કાચની એક મોટી બરણીના ઉપરના ભાગને ચપ્પુથી ખખડાવ્યો. બરણીમાંથી મધુર સંગીતમય ધ્વનિ નીકળ્યો. આ પછી એણે એ જ બરણીમાં કાચના ટુકડા ભરીને બરણીને બીજી વાર ખખડાવી. આ વખતે જે અવાજ ઉત્પન્ન થયો એ ખૂબ જ કર્કશ હતો. એણે કહ્યું: 'ભરેલા પેટમાંથી આવું જ સંગીત બહાર આવે છે.'

'સેવકરામ'

# દેખાડો કરવાની પ્રવૃત્તિ બંધ થવી જોઈએ

દંભ અને દેખાવને જ મહત્ત્વના માનનાર કોઈને દાખલો બેસાડી શકે? આપણી એ નબળાઈ કાઢીએ તો?

'સેવકરામ! આપણે વૃક્ષારોપણ દિન ઉજવવાનો છે એ માટે લોકોને તૈયાર કરવાના છે' એક અમલદારે આવી મને વાત કરી

'તૈયાર કરવાના છે એટલે શું કરવાનું છે?'

'લોકો વૃક્ષો રોપવા બહાર આવે જે દિવસ નક્કી કર્યો હોય તે દિવસે દરેક જણ એક એક વૃક્ષ રોપે આપણું ગામ બધા કામોમા મોખરે રહે છે આ કાર્યમા પણ તે પહેલો નબર લે એમ ઇચ્છું છું'

'બધા છોડ તો રોપશે, છોડ ઉછેરશે કોણ? છોડ રોપવા એ મહત્ત્વનો સવાલ નથી છોડ ઉછેરવા એ જરૂરી કાર્ય છે લોકોને એ માટે તૈયાર કરવા જોઈએ'

'એ ખરી વાત છે પણ અત્યારે તો વૃક્ષારોપણ દિન ઉજવી લઈએ એકવાર મોટો આકડો આવે તો તાલુકામા અને જિલ્લામા પણ આપણને ઇનામ મળે ઘેરઘેરથી દરેક જણ એક એક વૃક્ષ રોપે એવું કરી આપો'

હું આ અમલદારની વાણી સાભળી રહ્યો બધે આ મનોવૃત્તિ કામ કરે છે સરકાર વર્ષમા કેટલા બધા 'દિન' જાહેર કરે છે બચત દિન, વૃક્ષારોપણ દિન, મેલેરિયા રોધક દિન આરોગ્ય દિન, આઝાદી દિન, શ્રમ દિન આવા તો કેટલા બધા દિનની હારમાળા છે સરકાર ફરમાન કરે એટલે અમલદારો તો એ દિન ઉજવે જ ઉજવે છે એવો દેખાવ કરે. ઉજવ્યો છે એવી નોધ લેવાય એના પત્રકો ભરાય જો આકડા આપે તો તો એમ જ લાગે કે ગામડામા, ગુજરાતમા ભારે લોકજાગૃતિ આવી ગઈ છે

આ વૃક્ષારોપણ દિનનુ પણ એવું જ છે ગામેગામ આ રીતે વૃક્ષો રોપાયાના દેખાવો થાય છે ઘેર ઘેરથી માણસો નીકળે, વૃક્ષો રોપે એથી બને અમલદારના પત્રક પર મોટો આકડો ચડતો હોય, બને એ ગામને ઇનામ મળતુ હોય પણ એથી ગામમા વૃક્ષો વધે છે ખરા? છેલ્લા દસેક વર્ષથી વૃક્ષારોપણનો દિન ઉજવાય છે અત્યાર સુધીમા તો ઘણા વૃક્ષો તૈયાર થવા જોઈતા હતા પણ ગામની ભાગોળ જુઓ, તળાવનો કિનારો જુઓ, ગામનો ખરાબો જુઓ, સીમ જુઓ ગણ્યાગાંઠ્યા વૃક્ષો ઓછા થયેલા દેખાશે

વૃક્ષો એ તો ગામની શોભા છે ઘટાદાર પીપળ, વડ, લીમડો આબો, રાયણ હોય તો તેની છાયામા ઢોર બેસે, છોકરા રમે, પક્ષીઓ ડાળીઓ પર કિલ્લોલ કરે અને પ્રકૃતિની રમણીયતા પણ આખને ઠારે ઉપરાત વૃક્ષો મેઘને ખેંચી લાવે છે ગુજરાતમા જગલો ઓછા છે એટલે સીમમા, ગામમા અને જ્યા પડતર જમીન હોય ત્યા વૃક્ષો ઉગાડવા જોઈએ ઉગાડવા જોઈએ અને ઉછેરવા જોઈએ જે માણસ વૃક્ષ રોપે તે જ તેના ઉછેરની જવાબદારી લે દરેક જણ એક જ વૃક્ષ ઉછેરે, ભલે તેની પાછળ ત્રણચાર વર્ષ કામ આપવુ પડે, પણ જો તેની કાળજી લેવાય તો જરૂર વૃક્ષો તૈયાર થાય

ગામડામા આવી સાચી દિશામા પ્રયત્નો થવા જોઈએ કેવળ દેખાવ કરવાની વૃત્તિથી ગામડા કદાપિ ઊંચા નહિ આવે એથી સરકાર પણ ભ્રમમા રહે છે ગામડાનુ, દેશનુ ઉત્થાન કરવુ છે સૌએ સાથે મળીને કરવુ છે પણ કેવળ દેખાવ કરવાની વૃત્તિથી એ કામ નહિ થાય અમલદારોએ પણ હવે આવી બનાવટ બધ કરવી જોઈએ ગામેગામ ઝાડ ઊછરે અને લહેરાય એ જોવા ઉત્સુક રહીએ અને પ્રયત્નશીલ બનીએ

'સેવકરામ! અમે તે આઝાદીમા જીવીએ છીએ કે



ગુલામીમાં ?'
'કેમ ?'
'રાજકીય રીતે આઝાદી મળી હશે. પણ સામાજિક ગુલામી તો એવી ને એવી રહી છે. જ્ઞાતિનો ત્રાસ, પંચોની જોહુકમી તો ગઈ સદી જેવાં જ છે.'
એક દુભાયેલો યુવાન બળાપો કરી રહ્યો હતો.
'શું થયું, એની વાત કરે તો ખબર પડે ને.'
'સેવકરામ! લાચારીની અને કમજોરીની વાત કરતાંય સંકોચ થાય છે. આવા બંધનમાં ક્યાં સુધી જીવવું પડશે એ જ સમજાતું નથી.' કહી તેણે વિગતે વાત કરી.

તેના મોટાભાઈનું લગ્ન સાટેપેટે થયેલું. ત્યારે સામાવાળાને કન્યાની જરૂર નહોતી એટલે કશો આગ્રહ રાખેલો નહિ. પણ દીકરો થયો તેને પરણાવવો તો જોઈએ. એણે જૂનું દેવું વળાવવા દબાણ કર્યું. અમારું—માગતું 'પેટું' આપો, તો માથા સાટે માથાનો વ્યવહાર થાય છે. પછી તમે લગ્નને સંસ્કાર ગણો, ધર્મનું બંધન કહો કે ભારતીય સંસ્કૃતિનો વારસો ગણો. એમાંથી ઝઘડો વધ્યો. સામાવાળાએ પંચ બોલાવ્યું. પંચે હુકમ કર્યો કે પંદર દિવસમાં જ આ લોકોએ સામાના દીકરાને પરણાવી આપવો. તે માટે કાં તો પોતાની દીકરી આપે કે બીજી વ્યવસ્થા કરે. ગમે તેમ કરે, પણ પંદર દિવસમાં છોકરાને પરણાવી આપે.'
'એમનો છોકરો કેટલી ઉંમરનો છે ?'
'હશે દસેક વર્ષનો.'
'એવડાનાં લગ્ન ..એ તો બાળલગ્ન કહેવાય. એ તો કાયદા વિરુદ્ધ છે.'
'અહીં વળી એ કાયદો ક્યાં પળાય છે? મારી પાંચ વર્ષની બહેન છે. કહે છે કે બસ એને પરણાવી દ્યો. આ કેવી જાતનું ફરમાન ! આવી ગુલામીમાં જીવવાનું ?'
'તમે બાળલગ્નનો વિરોધ કરો તો ?'
'તો પંચ અમને નાત બહાર મૂકે.'
'તો મૂકવા દો ? પણ કંઈ અન્યાયને શરણે થવાય ?'
'સેવકરામ ! એકલા અમને દંડતા હોય તોયે બરાબર છે. પણ આ તો અમારા આખા કુટુંબને બહાર મૂકવાની ધમકી આપે છે.'
'એમને શા માટે નાત બહાર મૂકે ?'
'મારું પણ એ જ કહેવું છે ને ! કે હું ગુનો કરું તો મને સજા કરે તે વ્યાજબી કહેવાય. પણ ગુનો હું કરું. તેની સજા આખા કુટુંબને શા માટે કરવામાં આવે છે ! મારા ઘરને ભલે નાત બહાર મૂકે. આ તો અમારાં કુટુંબનાં પંદરે ઘરને બહાર મૂકવા તૈયાર થયા છે. એટલે પેલા લોકો અમારા પર દબાણ કરે છે. એમને બહાર મૂકે તો એમનાં છોકરાં પરણે ક્યાં ? નાત બહાર તો કોઈ પરણાવે નહિ. એટલે લાચારીથી મોંમાં તરણું લેવા વખત આવ્યો છે.'
'તમે શું કરવા માગો છો ?'
'મારે તો આ પંચના આગેવાનો સામે જ્ઞાતિ ત્રાસ નિવારણ કાયદાના અન્વયે કેસ કરવો છે. પંચ બાળલગ્ન કરવાનું દબાણ કઈ રીતે કરી શકે ? પણ મારાં માબાપ અને કુટુંબીઓ રડારોળ કરે છે. એ કહે છે કે કેસ થશે તો એ લોકો છાશપાણીયે બંધ કરાવશે. ગામમાં રહેવુંયે મુશ્કેલ પડશે. જ્ઞાતિ તો માબાપ છે. તેનાથી કોઈ મોટું નથી. એની સામે આંખ પણ કેમ ઊંચી કરાય ?'
આ યુવાનની અકળામણ હું સમજી શકું છું. ગામડાંમાં અને અમુક કોમોમાં હજી જ્ઞાતિપંચોનું જોર ઘણું ભારે છે. તેમના નિર્ણય સામે 'ચેલેન્જ' પણ થઈ શકતી નથી. પંચનો હુકમ મૂગા મોંએ માથે ચડાવવો જ પડે છે. એ લોકોનો ન્યાય પણ એવો જ હોય છે કે બીજાને અંદર સંડોવે. એટલે પેલા લોકો દબાણ કરી પંચના ચુકાદાનો ફરજિયાત અમલ કરાવે. નહિ તો તેમને એ શિક્ષા સહેવી પડે.
આ યુવાન ભણેલો હતો. તેનાથી આ અન્યાય સહ્યો જતો નહોતો. એ મારી પાસે આવ્યો. જ્ઞાતિના પંચના નિર્ણય સામે શું સલાહ આપું ? એક આગેવાનને અગાઉ મળેલો. ત્યારે તેમણે કહેલું :



'સેવકરામ ! આમા તમારુ કામ નહિ ' કહી મારો એકડો જ કાઢી નાખેનો

સમાજવાદી સમાજરચનાનો આદર્શ લઈ બેઠેલી આપણી લોકશાહી સરકાર સમાજમા પણ સમાનતા લાવવા માગે છે પ નેહરુ તો જ્ઞાતિઓને નાબૂદ કરવાની વાત વર્ષોથી કરે છે એ તો જનતાને જ્ઞાતિ વિહિન સમાજરચનાના માર્ગે જવાનો અનુરોધ કરે છે એ વગર લોકશાહી વિકસી પણ ન શકે પણ જ્ઞાતિઓનો ત્રાસ એવો ને એવો છે તે ગમે તેવા ફરમાન કાઢી શકે છે મોમા તરણુ લેવડાવે છે જ્ઞાતિઓ નાબૂદ ન થાય ત્યા સુધી આમાથી કદીયે ઊગારો થવાનો નથી

એ યુવાન જ્ઞાતિપચના ચુકાદાનો પ્રતિકાર કરવા માગતો હતો એ મારો સહકાર માગતો હતો મે એને સક્રિય સહકાર આપવાની ખાતરી આપી પણ હુ જાણતો હતો કે આમા એ નહિ ફાવે કારણ કે એ તૈયાર હોય તેનુ ઘર તૈયાર હોય તો પણ પેના કુટુબીઓ તેને એ માર્ગે નહિ જવા દે

ને એમ જ બન્યુ એને ઘરમા પૂરી પેની પાચ વર્ષની છોકરીનુ લગ્ન કરી દીધુ

આ કિસ્સો હુ સામાજિક કાર્યકરોને અર્પણ કરુ છુ સમાજકલ્યાણ બોર્ડ સ્થપાય છે, સામાજિક કાર્યકરોના મડળો સરકાર શરૂ કરે છે એ બધા કયા સમાજનુ કામ કરવાના છે ? તેમને હુ આ અર્પણ કરુ છુ સમાજ તો આ છે એસી ટકાને જે પ્રશ્નો સ્પર્શે છે તેનો કોઈ ખ્યાલ કરશે ખરુ !

*

પદરમી ઓગસ્ટના દિવસે સવારે ધ્વજવદન રાખ્યુ હતુ ત્યારે કામ પ્રસગે બીજે ગામ જવાનુ થયુ હતુ સેવકરામને શુ ? રાત પડે ત્યા રાતવાસો એ ગામમા રહ્યો તો ચાલો ત્યા પદરમી ઓગસ્ટ ઊજવીએ

જે ભાઈના હસ્તે ધ્વજવદન રાખ્યુ હતુ તેમને હુ ઓળખતો હતો શાળાના છોકરા યુનીફોર્મ પહેરીને આવ્યા હતા લોકો પણ આવ્યા હતા ધ્વજ ફરકાવી સલામી અપાઈ એ આગેવાન મહાશયે પ્રવચન કર્યુ દેશને આબાદ કરવાની અને સમાજની ઇજ્જત વધારવાની વાત કરી લોકોએ સહકાર સાધી કામ કરવુ જોઈએ એવી પણ શિખામણ આપી

આમ તો એમના ભાષણ વિશે ભાગ્યે જ કઈ કહેવા જેવુ છે પણ એમની સામે લોકોનો જે ઊકળાટ છે તેનો ખ્યાલ કોંગ્રેસ કાર્યકરોને ન હોય તેમ કેમ બને ! એક તો ગણોતધારામા નવી જમીન તેમણે ખપપ કરી બચાવી લીધેલી તેમને માટે કહેવાતુ કે એ એટલા માટે જ કોંગ્રેસમા ભળ્યા હતા ગણોતિયાઓએ કેસ પણ કરેલ પણ આમની ખટપટ આગળ એમનુ શુ ચાલે ? એ જમીન એમની થઈ ગઈ અરે ગામની મહાદેવની જમીન પણ તેમણે પોતાના નામે કરાવી દીધી ગામમા તેમની દુકાન હતી એટલે ગામમા સહકારી મડળી ન થવા દીધી એક બે જણાએ પ્રયત્નો કર્યો તો વાત દાબી દીધી અને કેરળ ધીરાણ માટેની મડળી તેમણે આગળ રહી ઊભી કરી તેમણે ખરીદ વેચાણ થવા ન દીધુ

તેમના ખેતરમા થઈ રસ્તો જતો હતો એથી જમીન કપાતી હતી એમને નુકશાન ન થાય તે માટે રસ્તાને વળાવી બીજાના ખેતરમા લેવડાવેલો

બીજા પતરા માટે, સીમેન્ટ માટે ધક્કા ખાઈ થાકી કામ પડતુ મૂકતા કે કાળાબજારમાથી માલ લઈ આવતા ત્યારે આ મહાશય પાસે હમેશા સીમેન્ટની કોથળીઓ સ્ટોકમા રહેતી એમની પાસે શો કીમિયો હતો એ તો એ જાણે પણ કટ્રોલમાથી માલ લઈ આવતા અને છાનેછૂપે બીજાને વેચી દેતા

લોકલબોર્ડમાથી ગામનો રસ્તો કરવા પાચસો થેલી સીમેન્ટ મફતમા લઈ આવેલ થોડોક રસ્તો થયો પણ ખરો પણ તેમા ત્રણસો સાડા ત્રણસો થેલી પથરાઈ હશે બીજી થેલીઓ ક્યા હડપ થઈ ગઈ તે કોઈએ જાણ્યુ નહિ પાછળથી અરજીઓ થયેલી તપાસ થયેલી પણ બીજુ સહુ કેનાયેલુ કહે છે કે એ થેલીમાથી તેમના મકાનનુ અગાઉનુ ધાબુ ભરાઈ ગયુ હતુ

ડૉ. હુમાયુન કબીર

# તેર વર્ષનું તારણ

આપણા દેશના મધ્યસ્થ પ્રધાન મંડળમાં શિક્ષણ અને વૈજ્ઞાનિક સંશોધન ખાતું સંભાળતા આપણા માનનીય વિદ્વાન પ્રધાને આ લેખમાં જે મહત્વનાં વિધાનો રજૂ કર્યાં છે તે ખરેખર વિચારણીય છે. આપણા દેશની પ્રગતિને લક્ષમાં રાખવામાં આ વિચારો અતિ ઉપયોગી થઈ પડે તેવા પણ છે...

૧૫ મી ઑગસ્ટ ૧૯૬૦ના દિને આપણે સ્વાતંત્ર્યનાં ૧૩ વર્ષ પૂરાં કર્યાં છે. આથી આપણી કેટલીક સિદ્ધિઓ તેમજ નિષ્ફળતાની આકારણી કરવાનો અને ભવિષ્ય માટેનું માર્ગદર્શન મળી શકે એ માટેનું સરવૈયું કાઢવાનો આ સુયોગ્ય પ્રસંગ છે.

સિદ્ધિને પક્ષે એવી અનેક બાબતો છે જેને માટે દેશ સકારણ ગૌરવ લઈ શકે. કોઈ પણ દેશની પ્રગતિ અને સમૃદ્ધિનું માપ, મહદંશે શિક્ષણ અને અક્ષરજ્ઞાનનો પ્રસાર, ઉદ્યોગોના — ખાસ કરીને લોખંડ અને પોલાદ ઉત્પાદનના—વિકાસ, જીવનધોરણમાં સુધારણા અને અન્નપુરવઠા પરથી નીકળે છે.

હવે શિક્ષણ અને અક્ષરજ્ઞાનના ક્ષેત્રે આઝાદી પછી રાષ્ટ્રે સાધેલી સિદ્ધિ આશ્ચર્યજનક લેખી શકાય એવી છે. પહેલાં પ્રાથમિક શાળાએ જતાં બાળકોની સંખ્યા લગભગ ૧.૫ કરોડ હતી. આજે એ વધીને લગભગ ૩.૫ કરોડ પર પહોંચી છે. માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓની સંખ્યા ત્રણગણી થઈ છે અને વિદ્યાપીઠ-વિદ્યાર્થીઓનું પ્રમાણ લગભગ ચારગણું થયું છે. ટેકનીકલ અને ઈજનેરી શિક્ષણના ક્ષેત્રની પ્રગતિ તો આથીય વધુ નોંધપાત્ર છે અને ૧૯૬૧ની વસતી-ગણતરી, સમગ્ર દેશે શિક્ષણ-પ્રસારના ક્ષેત્રે હનુમાન કૂદકો માર્યો હોવાનું દર્શાવનારી નીવડશે એમ લાગે છે.

ઉદ્યોગના ક્ષેત્રે દેશમાં પહેલી જ વાર, અનેક નવા અને પાયાના ઉદ્યોગો નંખાઈ રહ્યા છે. પોલાદના ઉત્પાદનને દેશની ઔદ્યોગિક પ્રગતિનું લગભગ અચૂક ચિહ્ન લેખવામાં આવે છે. ભારતનું પોલાદનું ઉત્પાદન છેલ્લાં ૧૩ વર્ષમાં ત્રણગણું વધ્યું છે અને ૧૯૬૨ સુધીમાં, ૧૯૪૭માં હતું એથી પાંચગણું થવાની અપેક્ષા છે. કદાચ ૧૯૨૦ થી ૧૯૪૦ સુધીના ગાળામાં, પોલાદ-ઉત્પાદનના ક્ષેત્રે એક જાપાને સાધેલી પ્રગતિ સિવાય બીજા કોઈ દેશે આટલી ઝડપી પ્રગતિ સાધી નહિ હોય.

જીવનધોરણ સુધારણાના ક્ષેત્રે જોઈએ તો, આરોગ્ય-સેવાઓ સુધરવાને પરિણામે મૃત્યુ-પ્રમાણમાં ધરખમ ઘટાડો થયો છે. ત્રીજી યોજનાની રૂપરેખા સૂચવે છે કે, વસતીવધારાના આપણા સર્વ અંદાજો અને ગણતરીઓ વસતીવધારો અપેક્ષાતીત થતાં ઊંધાં વળી ગયાં છે.

---

આ મહાશયની તાલુકા વિકાસ મંડળમાં નિયુક્તી થયેલી. આ તેમનો વિકાસ કરશે કે ગામનો કે તાલુકાનો ?

આ બાબતમાં હું જિલ્લા કૉંગ્રેસ પ્રમુખશ્રીને મળેલો. તેમને વાત કરેલી.

'કૉંગ્રેસ આવા માણસોના કારણે વગોવાય છે. એમને સેવાની પડી નથી. લોકોનીયે પડી નથી. તેમને પડી છે કેવળ અંગત સ્વાર્થની. તમે તેને આવા સ્થાને મૂકો એટલે તેની પ્રતિષ્ઠા બંધાય. અમલદારોમાં ઓળખાણો થાય. તેનો એ લાભ લે. આમાં પ્રજા પાછી પડે છે, વિકાસ બાજુએ રહી જાય છે અને આવાં તત્ત્વો ફાલેફૂલે છે. કૉંગ્રેસના મૂળભૂત સિદ્ધાંતની આ વિરુદ્ધ છે. આવાં તત્ત્વોને ઉત્તેજન ન આપવું જોઈએ.'

પણ આ સેવકરામનું કોણ સાંભળે છે ! કૉંગ્રેસવાળા લોકોનું સાંભળતા હોત તો લોકોની, દેશની અને કૉંગ્રેસની પણ આ દશા હોત ! પંદરમી ઑગસ્ટ કાર્યકરોને કંઈ લોકસેવાનો સંદેશો આપી જશે ?



અનાજ અને વપરાશી માલના ભાવોમાં થયેલો વધારો પણ એવું સૂચવી રહે છે કે, દેશની ખરીદશક્તિ વધી છે. છેલ્લાં ૧૫ વર્ષમા અનાજના ઉત્પાદનમાં લગભગ ૫૦ ટકાનો વધારો થયો છે, ખાંડનું ઉત્પાદન તો બમણું થયું છે. અનાજની આયાત નોંધપાત્ર પ્રમાણમાં ઘટી નથી. એથી સ્પષ્ટ થાય છે કે, ૧૯૪૭માં હતું એથી વધુ માથાદીઠ અનાજ આજે પ્રજાને મળી શકે છે. જો અનાજ અને ખાંડના ભાવ હજી ઊંચા રહેતા હોય તો એનો એક સંભવિત ખુલાસો એ છે કે, પહેલાં કરતાં વધુ સંખ્યાના લોક, વધેલો પુરવઠો ખરીદવા માટે અને વાપરવા માટે તૈયાર બન્યા છે.

આ બધું અને બીજું પણ ઘણું આપણા જમા પક્ષે છે. પરન્તુ એની ઉધાર બાજુ પણ છે એ આપણે ભૂલવું ન જોઈએ આમાં પહેલી જ. વાત જે સૂઝે છે તે રાષ્ટ્રિય એકતા અને અખંડિતતામાં આવેલી ઊણપની. આઝાદી પહેલાં બ્રિટિશરો સામેના જંગમાં પ્રજા સંગઠિત હતી. આઝાદી હાંસલ કરવાનું ધ્યેય જાતે જ એક મહાન સંગઠક પરિબળ હતું. આજે, આઝાદી હાંસલ થતાં અને બ્રિટિશરો જતાં એ મુખ્ય પરિબળ અસ્તિત્વમાં નથી. વળી અંગ્રેજી ભાષા પણ જુદા જુદા વિસ્તારોના લોકોને એકત્રિત રાખનાર બળ-રૂપ હતી આજે અંગ્રેજીનું સ્થાન નબળું બન્યું છે. પરંતુ એકતાના એટલા જ અસરકારક બંધન તરીકેનું સ્થાન હિંદીએ હજી પ્રાપ્ત કર્યું નથી.

સામાજિક ન્યાયની ભાવના અને દેશની વિધેયાત્મક સેવા, નવાં સંગઠક પરિબળ બની શક્યાં હોત કમનસીબે, લગભગ તમામ કક્ષાએ પ્રામાણિકતા અને આદર્શના તત્ત્વોમાં ઓટ આવી છે. જેમણે ભૂતકાળમાં ધ્યેય કે આદર્શ ખાતર સહન કર્યું હતું એવા લોક આજે અંગત લાભ માટે, પોતાનો ભોગ વટાવવા માગે છે. વાસ્તવમાં તો સ્વાર્થવૃત્તિ વધતી જતી જ લાગે છે. વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ પૂરો કરે તે પહેલાં જ ગાડીવાળી નોકરીનો વિચાર કરતા થઈ ગયા છે. દરેક જણ પોતાના જ લાભનો—બીજાને એની શું અસર થશે એની પરવા કર્યા વિના—વિચાર કરતા લાગે છે. આઝાદીએ વિધેયાત્મક કાર્યો માટેની શક્તિ પેદા કરી હોવી જોઈતી હતી પરન્તુ કમનસીબે, આજે એ શક્તિ અંદર અંદરની અથડામણોમાં વેડ-ફાઈ જતી લાગે છે.

આ વિખવાદી વૃત્તિ વધે એ એક એવો ભય છે જે આપણે આપણા લોગે જ ઓછો આંકી શકીએ કારણ કે આજે આપણે આપણી જાતને દેશની સાથે એકરૂપ માનતા નથી, માટે ઉશ્કેરણીનું નાનું સરખું પણ નિમિત્ત મળી જતાં, રાષ્ટ્રિય મિલ્કતનો નાશ કરાતો આપણે જોઈએ છીએ. કોઈ એક વ્યક્તિના અમુક કાર્ય સાથે આપણે સહમત થતા નથી માટે આપણે, આપણી જાતને નુકસાન પહોંચાડી રહ્યા છીએ અને રાષ્ટ્રના જીવનને જોખમમાં મૂકી રહ્યા છીએ એ સમજ્યા સિવાય, ટ્રામો બાળીએ છીએ કે ટેલીફોનને નુકસાન પહોંચાડીએ છીએ સર્વત્ર વફાદારી સંકુચ બનતી જતી હોય એમ લાગે છે. વિશાળ આદર્શો કે રાષ્ટ્રવાદની દૃષ્ટિએ વિચાર કરવાને બદલે ઘણા લોકો માત્ર જ્ઞાતિ, ભાષા કે જૂથની દૃષ્ટિએ વિચારવામાં જ કૃતકૃત્યતા સમજે છે. આ સ્થિતિ માટે, બધી જ બાબતોનો હમેશાં ગુણદોષની દૃષ્ટિએ જ નિર્ણય થતો નથી પરંતુ બીજી ગણતરી પણ લક્ષમા લેવાય છે એવી લાગણી પણ, અંશત કારણભૂત છે આથી પ્રત્યેક જૂથ, પોતાની જ જરૂરને બંધ બેસતી થાય એવી વિચારણા કે વાત પર જ ભાર દે છે.

વળી એક એવી પણ વ્યાપક માન્યતા પ્રવર્તતી લાગે છે કે જો યોગ્ય વ્યક્તિને પકડવામા આવે તો તમે ધારો તે કરાવી શકો ઘણા લોકો લાગવગને—નહિ કે પુરુષાર્થને—સફળતાની ચાવીરૂપ માને છે રૂશ્વતખોરીના જે સંદિગ્ધ આક્ષેપો વારંવાર કરવામાં આવે છે તે પણ ખાનગી તેમજ જાહેર જીવનમાં પ્રમાણિકતામાંની શ્રદ્ધાના અભાવનું જે સામાન્ય વાતાવરણ પ્રવર્તે છે તેના સૂચક છે. આમાંના ઘણા આક્ષેપો નાપાયાદાર હોય છે અને બીજા ઘણા અતિશયોક્તિભર્યા હોય છે એ વિષે શંકા નથી. પરન્તુ આક્ષેપો કરવામાં આવે

અને તે સરળતાપૂર્વક સાચા માનવામાં આવે છે એ હકીકત જ બતાવે છે કે આપણા રાજકારણીય દેહમાં મૂળભૂત રીતે કંઈક ખરાબી છે. ન્યાયાધીશ ન્યાયી જ હોવા જોઈએ એટલું જ નહિ, ન્યાયી છે એમ લાગવા પણ જોઈએ. એ કહેવત જાહેર તથા ખાનગી જીવનના પ્રત્યેક ક્ષેત્રને લાગુ પડે છે.

બીજું એક અસ્વસ્થ કરનારું તત્ત્વ તે અનિષ્ટને મૂક સંમતિ આપવાની વૃત્તિ છે. યુગોથી આ આપણી એક રાષ્ટ્રિય નિર્બળતા રહી છે. મહાભારતમાં, ભીષ્મ પિતામહ અને ગુરુ દ્રોણ કૌરવોનાં કૃત્યોને ન્યાયી માનતા નથી પરન્તુ જ્યારે ભર્યા દરબારમાં દ્રૌપદીનાં ચીર ખેંચાય છે ત્યારે એ અત્યાચાર અટકાવવા એમાંથી કોઈ બહાર પડતા નથી એનો આપણો લગભગ રોજ-બરોજનો અનુભવ છે કે જ્યારે આપણે કોઈ અનિષ્ટ જોઈએ છીએ ત્યારે એ સામે આંખમીંચામણાં કરીએ છીએ અને જો એને વખોડી કાઢીએ તો પણ, એ અનિષ્ટ નાબૂદ કરવા માટે કોઈ સક્રિય કદમ ઉઠાવવા સામાન્ય રીતે તત્પર હોતા નથી. છેલ્લાં ૨૦ વર્ષમાં દેશના જુદા જુદા ભાગોમાં જે કમનસીબ ઘટનાઓ બની છે તેમાં તોફાની તત્ત્વો તો કુલ વસતીના એક કે બે ટકા જેટલાં પણ ભાગ્યે જ હશે. પ્રજાની વિશાળ બહુમતીને એમના કૃત્યો ગમ્યાં નથી અને એ માન્ય પણ કર્યાં નથી છતાં, એ અટકાવવાનાં પગલાં પણ એણે ભર્યાં નથી.

આપણે આઝાદી હાંસલ કરી શક્યા કારણ કે આ રાષ્ટ્રિય દૂષણ અમુક અંશે દૂર કરી શક્યા હતા. આપણે ઇતિહાસના સૌથી શક્તિશાળી સામ્રાજ્ય સામે ખડા થઈ ગયા અને અનિષ્ટમાં સાથ આપવાનો ઇન્કાર કર્યો. કેટલીકવાર આપણી યોજનાઓ યોગ્ય ન હતી પરંતુ મૂક શરણાગતિ કરતાં જોરદાર વિરોધ વધુ સારો જ છે. ગાંધીજી કહેતા, અનિષ્ટનો અહિંસક પ્રતિકાર તો શ્રેષ્ઠ છે જ પરન્તુ કાયરની શરણાગતિ કરતાં તો હિંસા પણ સારી. આજે, સલામત રહીને ચાલવાની વૃત્તિ મહદંશે જોવા મળે છે. સલાહકારો સાચી સલાહ નથી આપતા પરન્તુ કઈ સલાહ ગળે ઊતરશે એ જ જુએ છે. બ્રિટિશ સામ્રાજ્યની સત્તાનો પ્રતિકાર કરનાર લોક પણ, આજે જાહેર હિતના અનેક પ્રશ્નો વિષે સ્પષ્ટપણે બોલવા નારાજ હોય એમ લાગે છે.

આ વસ્તુસ્થિતિ વધુ આશ્ચર્યજનક તો એટલા માટે છે કે, આજે આપણે એક એવા રાષ્ટ્રિય નેતા ધરાવીએ છીએ કે જેણે હમેશાં બીજા બધા ગુણો કરતાં હિંમતને ઉચ્ચ સ્થાન આપ્યું છે. જવાહરલાલ નેહરુ વારંવાર કહે છે કે તમામ અનિષ્ટોનું મૂળ ભય છે. જગતના દેશો ભયને કારણે જ અમુક રીતે વર્તે છે. વ્યક્તિઓ, પોતાની શુદ્ધબુદ્ધમાં હોય ત્યારે કરતાં શરમાય એવાં કૃત્યો, ભયને કારણે જ કરે છે. આપણે ભયને ફગાવી દઈને આઝાદ બન્યા અને છતાંય આજે એ જ ભય બીજા અનેક સ્વરૂપે આપણા રાષ્ટ્રિય જીવનમાં પુનઃ પ્રવેશી રહ્યો છે અને તેને કોરી ખાઈ રહ્યો છે.

સ્વતંત્રતા સતત સાવધાની માગી લે છે. પ્રજાની મહત્તાનો આધાર એની હિંમત અને ઉદારતા પર રહેલો છે. ૧૯૪૭ પછીની ભારતની સ્થૂળ સિદ્ધિઓ સાબિત કરે છે કે, ભારતીયોમાં શક્તિની કે ખંતની ખોટ નથી. આમ છતાં નીતિમત્તાની શિથિલતા એ એક અસ્વસ્થ કરી મૂકનારું તત્ત્વ છે. ભારતીયોએ ભૂતકાળમાં પુરવાર કરી બતાવ્યું છે કે, તેઓ આત્મ યાગની સર્વોચ્ચ કક્ષા સુધી ઊંચા ઊઠી શકે છે. આઝાદીએ પ્રત્યેક ભારતીય માટે અસીમ તકો આણી છે અને તકોની સાથે અસ્વીકાર કરી ન શકાય એવી નવી જવાબદારીઓ પણ.



બ્રિટનના રાષ્ટ્રીય અંધજન મંડળે 'અન્ધજનો માટે બ્રેઈલ લિપિ પછીથી સહુથી મહત્ત્વની શોધ' તરીકે દાવો કરવામાં આવે છે તે વિષે જાહેરાત કરી છે. આ શોધ એટલે અન્ધજનોને પુસ્તકો 'વગાડી સંભળાવવા' માટેનું નવું ટેપ રેકોર્ડર યંત્ર.

મંડળના એક મુખીએ કહ્યું છે કે મંડળ ભારત તથા પાકિસ્તાનની અન્ધજન કલ્યાણ સંસ્થાઓ સાથે સંપર્ક ધરાવતું હોઈ જરૂર પડ્યે તેમને પણ નવથી બાર મહિના સુધીમાં આ યન્ત્રો પૂરાં પાડી શકશે. મંડળ વિદેશો ખાતે આશરે ૫,૦૦૦ થી ૬,૦૦૦ યન્ત્રો પૂરાં પાડવાની અપેક્ષા રાખે છે.

પ્રદ્યુમ્ન ક ચનરાય દેસાઈ

# ગરૂડ કુટુંબ

પક્ષીરાજ કહેવાય એવા ગરૂડ કુટુબનો શરૂ થતો વિગતવાર પરિચય આપણા જાણીતા પખી–પ્રાણી–વિશારદ અહી આપે છે પક્ષીઓમા રસ ધરાવતા વાચકોને તો આ લખાણો ગમે જ છે, ઉપરાત સામાન્ય વાચકો પણ આ લેખો હોશે હોશે વાચે છે એટલુ બધુ મહત્વ આ લેખોનુ છ

## સાંસા ગરજ

સમળીથી મોટા કદની સાસાગરજ પુખ્ત વયે ખરા બર લગડના રગને મળતી આવે છે પણ તેના ઘાટ કદ અને પગ ઉપરથી તરત જ વરતાઈ આવે છે તેની પીઠ ઉપર કથ્થાઈ રગ રહે છે જેમા આછા રાખોડી રગની ઝાય પડે છે તથા કેટનાક સફેદ પીછા રહે છે અને સફેદ ડાઘો પીઠ ઉપર આવે છે છાતી અને પેટાળ મેના ધોળા રગના પણ છાતી ઉપર કથ્થાઈ લાબા ડાઘા રહે છે ગરૂડ કુટુબમા ચાચ મજબૂત વળેની અને શીગડીયા રગની હોય છે અને પગ પૂરા મોજાકસ હોય છે જેની નળીઓ મજબૂત અને લાબી રહે છે નખો કાળા અને અણીદાર હોય છે આખનો રગ સોનેરી પીગો રહે છે જ્યારે નાની ઉમ્મરની સાસાગરજનો રગ તદ્દન જુદો જ હોય છે પીઠ ચોખ્ખા કથ્થાઈ રગની અને પેટાળ પણ આછા કથ્થાઈ રગનુ હોય છે જેમા રતાશ દેખાય છે આખનો રગ કથ્થાઈ રહે છે બે ઉમ્મર વચ્ચે આવતા ગરૂડનો રગ મિશ્રણવાળો જોવામા આવે છે પણ આખ તો કથ્થાઈ જ દેખાય છે નર માદા રગમા સરખા પણ કદમા નર નાનો વરતાય છે

સાસાગરજ તેના બીજા સગા કરતા કદમા મોટી નથી પણ સ્વભાવે ખૂબ તીખી અને ચચળ રહે છે તેનો વસવાટ ખુલ્લી અથવા વનરાજીવાળી ડુગરમાળમા છે કે જ્યાથી તેને શિકાર માટે સપાટ મેદાનમા પહોચવુ સહેલુ પડે સામાન્ય રીતે તો તેઓ જોડીમા વિચરવાનુ વધારે પસદ કરે છે છતા એકલી નથી જ દેખાતી એવુ નથી તેનો અવાજ ગલુડીયાના ભસવા જેવો લાગે છે અને ક્યારેક ઝીણી સીટી પણ દે છે ન્યારે સાસગરજ ઊડતી હોય ત્યારે તેને તેના બીજા ઘેરા રગના સગામાથી જુદી તારવવા માટે તેની પાખ નીચેનો સફેદ રગ અને છાતી પણ સફેદ દેખાતી હોય છે

સાસાગરજની પૂછડી બીજા ગરૂડો કરતા કઈક લાબી જણાય છે એ ઉપરાન્ત તેની પાખો અણીવાળી હોવાથી ઊડતી હોય ત્યારે બીજ શીયાચશ્મ જેવી દેખાય છે તેની પાખ ધમવાની રીત ઉતાવળી હોય છે આ સાસાગરજને ખરગોશ લોકડી છીકારા અને બીજા હરણ પકડવા માટે કેળવી શકાય છે

સસાગરજનો વસવાટ યુરોપથી માડી ભારત અને તેમા સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાતમા છે અને તેની ખાસીયત એક જ જગ્યા ઉપર વસવાની છે એટલે ત્યા હમેશા જોવામા આવે છે

ડિસેમ્બરથી એપ્રિલ માસ સુધી સાસાગરજના માળા દેખાય છે પણ વધારે જોડીઓ તો જાન્યુઆરી અને ફેબ્રુઆરી માસમા ઈડા સેવતી જોવામા આવે છે એક વખત સાસાગરજે પોતાનો માળો બાધવા માટે જગ્યા પસદ કરી લીધા પછી તે જગ્યામા તે જોડી ઘણા વરસો સુધી રહી એ જ માળામા નવી સામગ્રી જેવી કે સાઠીકડા પાદડાવાળી ડાળી વગેરે ભરી બચ્ચા ઉછેરે છે આથી તેના માળો સાઠીકડાનો મોટો જથ્થો હોય એવો જણાય છે અને તેમા વૃક્ષ ઉપરના માળા તો ખાસ જબરા જોવામા આવે છે આ પખી ડુગરની પડથાળ અને વૃક્ષ બને ઠેકાણે માળો બાધવાની પસદગી ઉતારે છે પણ જે જોડી વૃક્ષ ઉપર માળો બનાવે તે જ માળો કાયમ માટે રાખે છે અને પડથાળ પસદ કરી હોય તે જ માળો વાપરે છે સાસાગરજ પોતાનો માળો બાધવા માટે એવી જગ્યા પસદ કરે છે કે જ્યાથી તેઓ પોતાના બચ્ચાનુ પેટ ભરવા સહેલાઈથી શિકાર મેળવી શકે બનતા સુધી બે ઈંડા મૂકે છે જેનો રગ સફેદ હોય છે પણ અદર બારીક રતાશ પડતા છાટણા જોવામા આવે છે બચ્ચાને ઉછેર કરવા માબાપ તનતોડ મહેનત કરે છે અને બચ્ચા ધરાય

તેના કરતાં વધારે શિકાર લાવી માળામાં મૂકી રાખે છે.

પોતાનો ખોરાક દરેક પ્રકારના જળચર તેમજ થળચર પંખી ખરગોશ નોળીયા, ઉંદર ઉપરાન્ત ઘોને પણ મારી ખાય છે. આ શિકાર પકડવા માટે તેઓ જોડીમાં નીકળે છે જેમાંનું એક જાળા ઝાપટું એટલે પાંખ મારતું અને એક ઊંચે ગેડા મારતું હોય છે. જ્યારે શિકાર ચમકીને જાળામાંથી ભાગે કે તરત જ ઉપર ગેડા મારતું પંખી તેના ઉપર હુમલો કરે છે અને એ હુમલામાં બીજું પણ જોડાઈ જાય છે. એમ શિકારને હારણ કરીને મારી લે છે. તેનો એવો પણ સ્વભાવ છે કે બીજાં પંખી જેવાં કે સમળી કે બાજ જેવાં પંખી શિકાર મારી જતાં હોય તો તેની પાસેથી તેની ઉપર હુમલો કરી પડાવી લેવાની છે. આ પ્રકારની ખાસીયત તમામ ગરૂડોમાં જોવા મળે છે. પણ સાંસાગરજ બનતાં સુધી પોતાનું પેટ પોતે શિકાર મારી ભરે છે. તેથી આ ગરૂડ બહુ હિંમતવાળું અને દમામદાર છે. તેને શિકાર ઉપર ત્રાટકતાં જોવામાં એક પ્રકારનો આનંદ આવે છે.

સાંસાગરજને અંગ્રેજીમાં The Bonellis Eagle કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Hieraætus F. Fasciatus (Viellot) કહેવું જોઈએ.

### પરદેશી સાંસાગરજ

લગભગ સાંસાગરજના કદથી કંઈક નાની જણાતી આ પરદેશી સાંસાગરજ પુખ્ત વયની હોય ત્યારે પેટાળ લગભગ સફેદ હોય છે. પણ છાતી ઉપર રતાશ રહે છે. તેમાં કથ્થાઈ રંગની બારીક લકીરોનું ચિત્રામણ પણ જણાય છે. તેની પીઠ ઉપર પીળો કથ્થાઈ રંગ રહે છે અને ઓડ અને ગરદન ઉપર રતાશપડતો રંગ હોય છે. કેડમાં સફેદ પીળો ડાઘો રહે છે. પાંખ નીચે સફેદ રંગ દેખાય છે. પગ મોજાકસ પીળા કથ્થાઈ રંગના અને આંખો પણ કથ્થાઈ રંગની હોય છે. બીજે વરસે પેટાળ સફેદ અને રતાશપડતું થાય છે અને તેમાં આછી લકીરો કાળા રંગની હોય છે. બુચ્ચામાં આ રંગ વધારે ઘાટો રહે છે. તેનો સામાન્ય રંગ સમળી જેવો હોય છે.

જ્યારે પરદેશી સાંસાગરજ ઊડતાં જોઈએ ત્યારે શંકરચીલની માફક પાંખ ધમતી જણાય છે અને હવામાં સરતી હોય ત્યારે પાનપટાઈ જેવી જણાય છે. પણ તેની ગરદનની બાજુમાં રહેતા સફેદ ડાઘા પ્રકાશમાં ચોખ્ખા વરતાઈ આવે એવા હોવાથી તે જુદી રીતે તરી આવે છે. શિકાર મારવા માટે પાછળ ઊડી જતી હોય તો સાંસાગરજને ઘણી મળતી જણાય છે. આ ગરૂડ આપણે ત્યાં પ્રવાસી છે એટલે શિયાળામાં જ દેખાય છે.

દક્ષિણ યૂરોપમાં કેટલેક ઠેકાણે ઉત્તર આફ્રિકા, એશિયા અને ઉત્તર ભારતમાં તેઓ બચ્ચાં ઉછેરે છે. જ્યાંથી તેઓ શિયાળો વીતાવવા માટે દક્ષિણ બાજુ ચાલ્યાં આવે છે અને મલાયાના દ્વિપકલ્પ સુધી મુસાફરી કરે છે. ઘણી થોડી સંખ્યામાં તેઓ સૌરાષ્ટ્ર કચ્છ, અને ગુજરાતમાં અવશ્ય રોકાય છે.

દરેક પ્રકારનાં પંખી નાના કર્તનશીલ અને સરીસૃપ વંશના પ્રાણીઓ ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે.

અંગ્રેજીમાં પરદેશી સાંસાગરજને The Booted Eagle કહેવામાં આવે છે. અને વિજ્ઞાનિક નામ માટે Hieraætus Pennatus (Gmelin) કહેવું જોઈએ.

### શાહી ઝુમસ

સમળી કરતાં મોટા કદનો શાહીઝુમસ રંગે ઘણો ઘેરો ગરૂડ છે. જેની પીઠ કાળાશપડતી કથ્થાઈ અને પેટાળ એ જ રંગનું પણ તેમાં આછી પીળી અર્ધગોળ લીટીઓ હોય છે. તાલકું અને ઓડ ઉપર પીળાશ પડતો રંગ રહે છે. પુખ્ત વયના શાહી ગરૂડના ખભા ઉપર નાનો સફેદ ડાઘ પણ જણાય છે. પૂંછડીમાં આછા પટ્ટા જણાય છે. પગ મોજાકસ પીળા રંગના રહે છે. આપણે ત્યાં આવતા ગરૂડોમાં આ શાહી ગરૂડ સૌથી મોટા કદનું અને સાથે શરમાળ પણ રહે

છે જે આપણને જોતાવેત ઊડી નીકળે છે તેનો વસવાટ દરીઆકાઠો તથા સરોવરકાઠો છે જ્યાથી તેઓ જમીન ઉપર મેદાનમા શિકારની શોધ કરવા નીકળે છે ચુઝમા આ ગરૂડના રગ ઘણી રમત તરફ વનવાળો માલુમ પડે છે જ્યારે સામાન્ય રગ ભગીરા પડતો કથ્થાઈ અને પેટાળ ઉપર સાફ જણાતા ટીટાનો રગ પીળાશપડતો હોય છે અને માથુ આછા રગનુ અને લીગીઓનાડુ રહે છે જ્યારે વચ્ચેની ઉમ્મરમા આવતા ગરૂડનો રગ ઘેરો કથ્થાઈ અને માથા ઉપર વધના ઓછા પ્રમાણમા પીળાશપડના સફેદ પીછા તાનડા ઉપર જણાય છે નરમાદામા જરા પણ તફાવત જણાતો નથી

શાહી ઝુમસને ખારો કે મીઠો પાણીકાઠો પસદ છે તેમા રેબડીઓ દરીઆકાઠો તો વળી ખાસ પસ દગીની જગ્યા છે ઘણી વખત તેઓ તારના થાભના સૂકા વૃક્ષના ઠૂઠા એવી ખુલ્લી જગ્યામા પણ બેઠેલા જણાય છે તેની ઊડવાની રીત શાંત અને આકર્ષક છે તેની સાથે તે ભારે અને પોતાની પહોળી પાખને ધીમી ગતિએ ધમે છે પોતાનુ માથુ આગળ રાખતો હોવાથી તેની મજબૂત ગરદની ચાચ ચોખ્ખી જોવામા આવે છે આ ગરૂડ ઘણુ શક્તિશાળી અને કઈક હિમતમા ઓછુ હોવાથી નાના પખી અને નાના પ્રાણીઓનો શિકાર કરી ખાય છે અને પોતાના કુટુ બની ખાસીયત પ્રમાણે બીજા ગરૂડ કે સમળી જેવા પખી પાસેથી ખાજ પડાવી લેવા હમેશા તત્પર રહે છે

દક્ષિણ યુરોપ, મધ્ય એશિયાથી મોન્ગોલીઆ અને ઉત્તર અને પશ્ચિમ ભારતમા તેઓ પોતાના બચ્ચા ઉછેરે છે જોવામા જરાય મુશ્કેલ નથી આથી શિયાળામા તેઓની સખ્યા સારા પ્રમાણમા આપણે ત્યા જોવામા આવે છે

દરીઆકાઠે આ ગરૂડ લેપળી માછની દરીઆઈ સર્પો ગરોળી અને બીજા દરીઆકાઠે વસતા જળચરો મારી પોતાનુ પેટ ભરે છે અને સરોવર કાઠે વસતા ગરૂડ જળકાગડાની વસાહત ઉપર હુમલો કરી તેમાથી જે ડરીને ભાગે તેની પાછળ પડી પાણીમા તે પડે તે પહેલા તેને પોતાનો શિકાર બનાવી દે છે એ ઉપરાન્ત દસાડી અથવા આડનો પણ શિકાર કરી લે છે કુજને પણ મારી લેતા અચકાતો નથી

અગ્રેજીમા શાહી ઝુમસને The Imperial Eagle કહેવાય છે જ્યારે Aquila h heliaca (Suvigny) એ એનુ વિજ્ઞાનિક નામ છે

### પરદેશી ઝુમસ

સમળી કરતા મોટા કદના પરદેશી ઝુમસની પીઠ ઉપરનો રગ રતાશપડતો ભગરીઓ કથ્થાઈ અને પેગળ તથા છાતી જરા ઝાખા રગના રહે છે તેના ખભા ઉપર પીળો ઘેરો પટ્ટો જોવામા આવે છે પટ્ટો નાની ઉમ્મરના ગરૂડમા ખાસ જોવામા આવે છે લાબા પગ મોજાકસ અને નાક ઉપરની ચામડી મીણીઆ પીળા રગની રહે છે જ્યારે આગળા ચળકતા પીળા રગના અને નખો કાળા હોય છે નાની ઉમ્મરમા પૂછડીમા પટ્ટા દેખાય છે આખો કથ્થાઈ રગની રહે છે નાની ઉમ્મરના પરદેશી ઝુમસની છાતી તનકાવાળી રહે છે આ ગરૂડ અથવા ઝુમસને ભૂમિ ઉપર બેસવાની ખાસ ખાસીયત છે અને ગગનમા ગેડ પણ ઘણો લાબો વખત મારે છે તેની પાખનો વિસ્તાર વિશાળ અને ઉડાન ભારે ખરી પણ આકર્ષક જરૂર છે આગળ જોઈ ગયા તે શાહી ઝુમસ કરતા સ્વભાવે ઘણો હિમત વાળો એટલે આપણને જોતા ઊડી નથી નીકળતો જ્યારે ભૂમિ ઉપરથી ઊડે છે ત્યારે તેની જાતને હવામા ઊચ કવા માટે તેને જરા પ્રયત્ન કરવો પડે છે અને લાબે સુધી જમીન સરસો ઊડીને પછી અદ્ધર ચડે છે આ પખીને વેરાન પ્રદેશ વસવાટ માટે વધારે ગમે છે માદાનુ કદ નર કરતા મોટુ માલુમ પડે છે પણ રગમા જરાય તફાવત નથી

પરદેશી ઝુમસ આપણે ત્યા શિયાળામા ચડી આવે છે અને ચાર છ પખી નજીક નજીક બેઠેલા પણ જોવામા આવે છે આ ગરૂડ અથવા તો કહોને ઘણાખરા ગરૂડ મરેલા જાનવરનુ માસ ખાવા ઊતરી પડે છે



કૃષ્ણ ચંદ્ર

# ચોરસ્તાનો કૂવો

ખ્યાતનામ ઉર્દૂ વાર્તાકારની આ એક કટાક્ષકથા ગુજરાતીમાં ઉતારનાર છે **શ્રી ઓમપ્રકાશ ખન્ના.** કૃષ્ણ ચંદની કલમ એટલે હૈયા સોંસરવી ઊતરી જતી સીધી લક્ષ્યવેધિતા. શૈલીની જોશીલી પ્રવાહિતા. કટાક્ષની કાવ્યમય કવિતા એ વસ્તુગૂંથણી ગુજરાતી વાચકોને ગમે તેવી વિશદ પણ હોય છે...

મારો પુત્ર બિમાર હતો, મારું માનવું હતું કે તે મૃત્યુપથારીએ છે. લોકોએ કહ્યું :

'આને ચારમાર્ગી રસ્તા પર આવેલા કૂવાનું પાણી પા, તારો છોકરો અવશ્ય બચી જશે.'

મેં પૂછ્યું, 'ચારમાર્ગ પરનો કૂવો ક્યાં છે ?'

તેમણે કહ્યું, 'એ 'ક્યાંય નથી' ગામમાં છે !'

''ક્યાંય નથી' ગામ ક્યાં આવ્યું ?' મેં પૂછ્યું.

ગામના સૌથી વયોવૃદ્ધ વૈદ્યે કહ્યું :

'તું અહીંથી ત્યાં જા, ત્યાંથી જ્યાં જા, જ્યાંથી ત્યાં જા; અને ત્યાં પહોંચ્યા પછી ક્યાં તરફ વળી જજે. બરાબર સામે તને 'ક્યાંય નથી' ગામ દેખાશે. તેના મધ્યમાં આ કૂવો આવેલો છે.'

મેં વૈદ્યનો આભાર માન્યો. પુત્રને ખભે તેડી લઈ ગામની બહાર આવી ગયો.

હું અહીંથી ત્યાં ગયો, ત્યાંથી જ્યાં ગયો, જ્યાંથી ત્યાં ગયો. ત્યાં પહોંચ્યા પછી જ્યારે હું ક્યાં તરફ વળ્યો, ત્યારે મારી સામે ચાર સડક આવી ગઈ હતી.

એક સડક લાલ હતી, એક નીલી હતી, એક કાળી હતી અને એક સફેદ હતી; અને આ ચાર સડકોને સ્પર્શતું વર્તુળાકાર 'ક્યાંય નથી' ગામ આવેલું હતું. તેની મધ્યમાં ચારમાર્ગનો કૂવો હતો.

ચારમાર્ગના એ કૂવા ઉપર ભારે જનમેદની એકઠી થઈ ગઈ હતી. તેમાં પુરુષો હતા, સ્ત્રીઓ હતી, બાળકો હતાં અને વૃદ્ધો પણ હતા. જાણે કોઈ મેળો ભરાયો હતો ! આ બધામાં એક ઊંચો ભરાવદાર, લાંબા સફેદ વાળવાળો વૃદ્ધ આમતેમ દોડધામ કર્યા કરતો હતો—તે ખૂબ જ સુંદર અને શીલવાન લાગતો હતો. પ્રત્યેક વ્યક્તિ તેને આદર આપતી હતી. એ વૃદ્ધ પોતાના શાયરાના અંદાઝમાં બધાનો આદર સ્વીકારતો હતો.

વૃદ્ધે મને પૂછ્યું. 'આ ગામમાં તું અજાણ્યો છે ?'

મેં સાદર મસ્તક ઝૂકાવી લીધું.

---

ખીડકાંમાં વસવાટ કરી ઘણી વખત રાતવાસો પણ ભોંય ઉપર કરે છે. અને સૂર્ય પૂરો પ્રકાશે પછી જ પોતાની બેઠક છોડી ગેડા મારવા નીકળે છે. એ ગેડા મારતાં શિકાર અથવા કોઈએ કરેલા શિકારની તપાસ રાખે છે.

શિકાર નજરે પડ્યા પછી પથ્થર માફક ગજબ ગતિથી તેના ઉપર તૂટી પડે છે અને શિકારના દેહમાં પોતાના કાતીલ નહોરો પરોવી દે છે. અને તરત જ ફાડી ખાય. ખુશીમાં કે ચીડમાં પોતાનાં માથાં ઉપરના પીંછાં ઊભાં કરી દે છે. જે ખાસિયત લગભગ બધાં ગરૂડ કુટુંબમાં જોવા મળે છે. બીજી એક ખાસીયત એ જોવા મળે છે કે ગરૂડ કુટુંબ ભૂખ ખૂબ સહન કરી શકે છે. પણ ખાવાનો નિશ્ચય કર્યા પછી ગમે તેની ઉપર તૂટતાં અચકાતો નથી અથવા શિકાર ઝૂંટવી લેવા પ્રેરાય છે.

એશિયા અને ભારતના ઘણા ભાગોમાં તે દેખાય છે એટલે સૌરાષ્ટ્ર ગુજરાત પણ તેનાથી વંચિત નથી. આપણે ત્યાં બચ્ચાં ઉછેરતાં જોવામાં આવ્યો નથી.

દરેક જાતના કર્તનશીલ પંખીઓ, સરીસૃપ વંશનાં પ્રાણીઓ એ પોતાનો ખોરાક છે. આથી પોતાનું પેટ સહેલાઈથી ભરાય એવી જગ્યા વસવાટ માટે પસંદ કરે છે. ખરગોશ તો ગરૂડ કુટુંબને તેના ઉપર તૂટતાં તેના પાંખના સુસવાટથી સજ્જડ બેસી જાય છે આથી સહેલાઈથી ગરૂડો તેને મારી લે છે.

પરદેશી કુમસને અંગ્રેજીમાં The Steppe Eagle કહે છે અને Aquila nipalensis (Hodgson) એ એનું વિજ્ઞાનિક નામ છે.



વૃધ્ધે પૂછ્યુ 'તુ કયા ગામથી આવ્યો છે?'
મે કહ્યુ, 'હુ 'અહી ક્યાક' ગામથી આવ્યો છુ મારો પુત્ર મા દો છે વૈદ્યજીએ કીધુ હતુ કે જો હુ તેને આ કૂવાનુ બે ટીપા પાણી પણ પીવડાવી દઉ તો તે બચી જશે'
વૃધ્ધે તદ્દન હતાશાભર્યા સ્વરે કહ્યુ, 'પાણીથી શુ થશે?'
'પાણીમા ઘણી શક્તિ છે, બાબા!'
'આગમાય ઘણી શક્તિ છે, બેટા!'
'પાણી અને આગ એ બન્ને મહાન શક્તિઓ છે, બાબા! આગ જે માનવીના હૃદયમા છે, પાણી જે તેની આખોમા છે જે કાર્ય આગ કરી શકતી નથી તેને પાણી પાર ઊતારી દે છે—એવુ વૈદ્યજીએ કહ્યુ હતુ'
વૃદ્ધ મારી વાત સાભળી મુશ્કરાયો મારા ખભે હાથ મૂકી બોલ્યો
'તમારા ગામનો વૈદ્ય શાણો લાગે છે, પણ અફસોસ, અત્યારે તને આ કૂવાનુ એક ટીપુય પાણી મળી શકે તેમ નથી'
'કેમ?'
'જોતો નથી, અમે કૂવો ગાળી રહ્યા છીએ'
સહસા એ જ વખતે કૂવો ગાળનારે બહાર આવી જાળ ઊધી કરી દીધી કાદવ નીકળ્યો, ઘણા લોકો તેની ઉપર તૂટી પડ્યા અને તેને ચૂથવા લાગ્યા તેઓ તેમાથી કઈક શોધી રહ્યા હોય તેમ લાગતુ હતુ, પણ એ કીચડમાથી તેમને કઈયે મળ્યુ નહી કૂવો ગાળનાર વળી કૂવામા ડૂબકી લગાવી ગયો
મે વૃદ્ધને પૂછ્યુ, 'આ કૂવો ગાળનાર શુ ગોતી રહ્યો છે?'
'કશુય નથી ગોતતો એ કૂવાનો ગ દો કાદવ બહાર ફેકી રહ્યો છે, જ્યારે બધો કાદવ બહાર નીકળી જશે ત્યારે કૂવાનુ પાણી ચોખ્ખુ થઈ જશે પછી તુ તારા બચ્ચાને પીવડાવી શકીશ' વૃધ્ધે કહ્યુ
હુ મારા પુત્રને લઈ એક તરફ ઊભો રહી ગયો કૂવો ગાળનાર જાળ લઈ પાછો બહાર નીકળી આવ્યો તેણે જાળમાંનો કાદવ બહાર જમીન પર ઠલવી દીધો તેમાથી એક કાસકો નીકળ્યો
કૂવો ગાળનારે પૂછ્યુ, 'આ કાસકો કોનો છે?'
એક નવવિવાહિતા યુવતીએ શરમાઈ જઈ કૂવો ગાળનારના હાથમાથી કાસકો લઈ લીધો અને વળી પોતાના પતિના ખભા પર ઝૂકી ગઈ તે યુવતીના વાળ લાબા અને સોનેરી હતા ચહેરો ઘઉવર્ણો અને આખો મોટી મોટી અને ભૂરી, ક્યારેક ક્યારેક તેમા આસુ આવી જતા ત્યારે તે પ્રાતકાલીન નીલિમાની જેમ ચમકી ઊઠતી
'યાદ છે?' તેણે હળવેથી પોતાના પતિને કહ્યુ અને તેની અગુલિઓ કાસકા પર ફરવા લાગી જાણે કાસકાનો પ્રત્યેક દાતો એ સમયની એક મધુર ક્ષણ હતી—સમય કે જે હવે પાછો નહોતો આવવાનો
'યાદ છે!' તેના પતિએ કહ્યુ અને તે સપનામા ખોવાઈ ગયો આ કૂવાની પાળ ઉપર તેણે પોતાની લજ્જામણીને પહેલી વખત જોઈ હતી ત્યારે તે નહાવાની પૂર્વે પોતાના સોનેરી વાળ ઓળી રહી હતી, અને તે તરસ્યો હતો તેણે પોતાનો ઘોડો અહી થોભાવી તેની પાસેથી પાણી માગ્યુ હતુ
પાણી!
પાણીમા એક મહાન શક્તિ છે!
પાણીમા મહોબ્બત છે!
યુવાન પતિએ પોતાની નવવિવાહિતા પત્ની પાસેથી કાસકો લઈ ચૂમ્યો અને પછી પોતાના ખિસ્સામા સેરવી દીધો તે યુવતીએ તેને પાણી પીવડાવતા પહેલા કાસકો કૂવાની પાળ ઉપર મૂકી હતી, અને તેના સોનેરી વાળ તેના ખભા પર રેલાઈ ગયા હતા અને જ્યારે પાણી પીવડાવીને તે પાછી ફરી હતી ત્યારે યુવકે તેનો હાથ પકડી લીધો હતો અને આ ખેચતાણમા કાસકો કૂવામા જઈ પડ્યો હતો
'યાદ છે?'
કોને યાદ નહી હોય, કોઈના હાથનો એ પ્રથમ

સ્પર્શ ! જ્યારે કાંસકો કૂવામાં જઈ પડચો અને નિગાહ દિલમાં ઊતરી ગઈ હતી અને વાળ સૂર્યનાં કિરણો બની ગયાં હતાં ! કોને યાદ નહીં હોય ?

કૂવો ગાળનાર વળી બહાર નીકળી આવ્યો. તેણે કાદવ ઠાલવી દીધો. તેમાંથી આ વખતે એક લાંબો એવો છરો નીકળ્યો.

રૂપેરી વાળવાળા એ વૃધ્ધે છરો હાથમાં લઈ પૂછ્યું, 'આ છરો કોનો છે ?'

થોડીક ક્ષણો માટે એ ભીડ શાંત થઈ ગઈ. કોઈ કશુંય ના બોલ્યું. બધાય જાણતા હતા એ છરાને ! એ છરાની મૂઠ હાથીદાંતની હતી અને ખૂબ જ સુંદર હતી. જે નવયુવકનો એ છરો હતો તે પણ આ જનસમૂહમાં ઊભો હતો. બધા તેની તરફ જોઈ રહ્યા હતા, કારણ કે બધાને ખબર હતી તેણે ગામના એ અત્યાચારી થાનેદારને ખતમ કરી દીધો હતો. એ થાનેદાર ગામની વહુ–દીકરીઓની ઇજ્જત લૂંટતો હતો. પણ નવયુવકની સામે એકેય પૂરાવો મળ્યો નહોતો અને તે નિર્દોષ છૂટી ગયો હતો અને ગામની વહુ–દીકરીઓની ઇજ્જત લૂંટનારથી પૃથ્વી મુક્ત થઈ ગઈ હતી. પાણીની લહેરોએ એ છરાને એવી રીતે છૂપાવી લીધો હતો કે જેવી રીતે માતા પોતાના અપરાધી પુત્રને પોતાના પાલવમાં સંતાડી દે છે.

પાણીમાં મહાન શક્તિ છે.

પાણી જે પ્રતિશોધ છે !

તે નવયુવકની આંખો લાલ થઈ આવી. સહસા તેણે આગળ આવી તે છરો લઈ લીધો અને પોતાના કમરબંદમાં ખોસી દીધો અને ગર્વથી તેની માએ તેનો હાથ પકડી લીધો.

પનડુબ્બો (કૂવો ગાળનાર) ફરીથી બહાર આવ્યો. આ વખતે કાળા મેલા કાદવમાં હાથીદાંતની ઘણી બધી ચૂડીઓ હતી.

ગામની સૌથી યુવાન વિધવા સિસકવા લાગી—ધીમે ધીમે રડવા લાગી. કેમકે શાદીની રાત્રે તેના વરરાજાએ ઝેર લીધું હતું. તેને કોઈ બીજી છોકરી સાથે પ્રેમ હતો—છોકરી—કે જે તેની કદીય ના થઈ શકી. સુહાગરાતે પોતાના પતિની લાશ જોઈ તે નવવિવાહિતા ચીસ પાડી ઊઠી હતી અને કૂવાની પાળ પર આવી તેણે બધી ચૂડીઓ ઊતારીને કૂવામાં ફંગોળી દીધી હતી.

વૃદ્ધ ચૂપચાપ ઊભો હતો !

તે યુવાન વિધવા ધીમે ધીમે આગળ આવી. ઝૂકી જઈને તેણે ચૂડીઓ વીણવા માંડી અને એકે એક ચૂડીઓ સંભાળથી પોતાના પાલવમાં સમેટવા લાગી.—જાણે એ ચૂડીઓ નહોતી, પણ તે પોતાની વણદેખી કામનાઓ ગણી રહી હતી. બધી ચૂડીઓ પાલવમાં સમેટી લઈ તે જતી રહી. તેના ગયા બાદ પણ ક્યાંય સુધી લોકો શાંત જ ઊભા હતા.

વૃધ્ધે કહ્યું, 'આ અમારો પૂર્વજોનો કૂવો છે. તે અમને જીવન પણ અર્પે છે અને મૃત્યુ પણ ! આ કૂવાથી કોઈ પણ છટકી શકતું નથી.'

સહસા પનડુબ્બો ફરીથી બહાર નીકળી આવ્યો. આ વખતે તેનો ચહેરો શ્યામ પડી ગયો હતો; અને તેની છાતી જોર જોરથી ધડકી રહી હતી. લાગતું હતું કે તે ઊંડે ઊંડે અતાગ પાણીમાં ડૂબકી મારીને આવ્યો હતો; કંઈક શોધીને લાવ્યો હતો.

પનડુબ્બાએ સાવધાનીથી કાદવ બહાર કાઢ્યો. પણ આ વખતે કીચડ ઓછો હતો અને રેતી વધારે હતી. આ રેતીમાં એક નાના બાળકનું શબ હતું.

બધાં બે ડગ પાછાં હટી ગયાં, અને ધ્યાનથી એ શબને જોવા લાગ્યાં. બધાંની આંખો જાણે આશ્ચર્યથી ફાટી ગઈ હતી; ઉજ્જવળ કાંતિવાળા પેલા વૃધ્ધે બાળકના શબને પોતાના બન્ને હાથવડે ઊંચક્યું અને પૂછ્યું, 'આ બાળક કોનું છે ?'

કોઈ બોલ્યું નહીં.

કોઈ આગળ વધ્યું નહીં.

પુરુષોના ચહેરા પીળા પડી ગયા હતા. વિવાહિતાઓએ ઘૂમટો ખેંચી લીધો હતો. કુમારિકાઓની નિગાહો ઝૂકી ગઈ હતી.

'આ બાળક કોનું છે ?' વૃધ્ધે કઠોર સ્વરે પૂછ્યું.

બધાંય ચૂપચાપ, સુન્ન બની કૂવાની આસપાસ ઘેરો ઘાલી ઊભાં હતાં પણ કોઈએ બાળકને પોતાનું કહ્યું નહીં.

વૃધ્ધે બાળકના શબને પનઘુબ્બાના હવાલે કરતાં અફસોસથી કહ્યું :

'ભાઈ ! આ બાળકને ફરીથી કૂવામાં નાખી દે.'

પછી તે મારી તરફ ખેદ અને દુ ખભરી આંખે જોતાં બોલ્યો .

'અતિથિ ! મને અત્યધિક ખેદ છે કે હવે આ કૂવો ગાળી શકાશે નહીં. તું તારા બાળકને આ કૂવાનું પાણી પીવડાવી તેને નવું જીવન નહીં આપી શકે.'

પનઘુબ્બાએ એ શબને કૂવામાં નાખી દીધું.

સહસા મારા ખોળામાંથી ઊંઝીને-મારા બાળકે કૂવા તરફ દોટ મૂકી દીધી

'ઊભા રહો, ઊભા રહો, હું આ બાળક જોડે રમીશ !'

અને હું આગળ વધી તેને પકડું તે પહેલાં તેણે કૂવામાં છલાંગ લગાવી દીધી.

'મારો પુત્ર ! મારો દીકરો !' કહેતો કહેતો હું કૂવા તરફ દોડ્યો, પણ લોકોએ મને પકડી લીધો.

'જોતાં નથી ?' મેં ખીજવાઈ જઈ કહ્યું.

'મારું બાળક આ કૂવામા પડી ગયું છે !'

'તે પેલા બીજા બાળક સાથે રમી રહ્યું છે !' પેલા ઉજ્જવળ કાંતિવાળા વૃધ્ધે એકદમ ધીમેથી કહ્યું.

મેં કૂવામા ડોકાઈને કહ્યું '

'બેટા ! બેટા, પાછો આવતો રહે '

કૂવામાંથી એક ઝેરીલા હાસ્યનો પડઘો પડ્યો. જાણે કૂવામાં પાણી નહોતું, વિષનું ફીણ હતું, જે એ કૂવામાં ઊકળી ઊકળીને આખા સંસારમાં, ખીણોમાં અને મેદાનોમાં ફેલાઈ રહ્યું છે.

લોકો મને ખેંચીને દૂર લઈ ગયા. મેં ઘૂંટણીએ પડી પેલા વૃદ્ધના ઝભ્ભાને પકડી લીધો અને કાકલૂદી કરતાં કહ્યું :

'મારું બાળક ! બા ! મને મારું બાળક પાછું આપી દો. હું સામે ચાલીને તમારી પાસે આવ્યો છું. મારું બાળક મને પાછું મેળવી દો.'

'મળી જશે.' બાબા સીધા ટટ્ટાર થઈને ઊભા રહી ગયા. તેની આંખમાં વિલક્ષણ એવું પ્રકાશનું કિરણ ચમકી ઊઠ્યું. ધીમે ધીમે, પણ એકદમ દઢતાથી તેણે કહ્યું :

'તારું બાળક તને પાછું મળી જશે, પણ ત્યારે જ, કે જ્યારે કોઈ કુમારિકા આ કૂવા પર આવશે અને તેની પાળ પર ઝૂકીને એ બીજા બાળકને સાદ દેશે અને તેને પોતાનું બાળક કહી બોલાવશે, તત્ક્ષણ તને તારું બાળક પાછું મળી જશે.'

હું ત્યાંથી ઊભો થઈ ગામની સ્ત્રીઓ તરફ દોડ્યો.

'મારું બાળક મને પાછું આપી દો.'

વિવાહિતાઓએ પોતાના ઘૂમટા વધુ તાણી લીધા; અને મારી ભણી પીઠ કરી ઊભી રહી ગઈ.

'મારું બાળક મને પાછું આપો.'

કુમારિકાઓએ મોં ફેરવી લીધાં. તેમના હોઠ ફિક્કા પડી ગયા હતા અને પાંપણો આંસુઓથી થરથરતી હતી.

'મારું બાળક મને પાછું આપી દો.'

વૃદ્ધાઓ ઘૃણાથી અટ્ટહાસ્ય કરી ઊઠી. તેઓ ઘૃણાથી હસી શકતી હતી કારણ કે તેમની કૂખ હવે વાંઝણી થઈ ચૂકી હતી.

લોકો મારા ગાલ પર સરી જતાં મારાં આંસુ ન જોઈ શકે એટલા માટે મેં મારા મુખને બન્ને હાથે ઢાંકી દીધું.

થોડા વખત પછી જ્યારે મેં હાથ ખસેડી લીધા ત્યારે ત્યાં કોઈ નહોતું. મેં જોયું કે એ ગામમાં હું એકલો જ ઊભો છું—ગામ કે જે કયાંય નથી. હું એ કૂવાની પાળે ઊભો છું કે જે દરેક ચારમાર્ગ પર આવેલો છે અને એ કુમારિકાની પ્રતીક્ષા કરી રહ્યો છું કે જે એક દિવસ એ કૂવા પર આવી મારા બાળકને જીવતદાન આપશે.

*

જનરલ કરીઅપ્પા

# આપણા યુવાનો

આપણા ભૂતપૂર્વ સરસેનાપતિ અહીં આજની એક ઘેરી સમસ્યાની છણાવટ કરે છે. આજે તો તે સમયોચિત પણ ગણાય એવું અશિસ્તનું વાતાવરણ દેશભરનાં વિદ્યાર્થીઓ-યુવાનોમાં પ્રવર્તે છે. સહુ કોઈને માર્ગદર્શન મળે તેવો આ લેખ છે... "

આપણા યુવાનોને ચારે બાજુએથી આપણે વગોવી રહ્યા છીએ. હું ઇચ્છું છું કે આ વગોવણીનો હવે કાયમ માટે અંત આવવો જોઈએ. આ 'કરુણ નાટક'નાં ચાર મુખ્ય પાત્રો જો હૃદયપૂર્વકનો વ્યવહાર અને વિશ્વાસપૂર્ણ સહકાર સાધે તો જ એ પ્રમાણે બની શકે. નાટકનાં ચાર પાત્રો આ રહ્યાં :

(૧) માતાપિતા.
(૨) સ્વાર્થસાધુ રાજપુરુષો.
(૩) રાજ્ય સરકાર–કેન્દ્ર સરકાર અને
(૪) વિદ્યાર્થીઓ પોતે.

વિદ્યાર્થીઓની ગેરશિસ્ત એ કાંઈ આખાય દેશમાં ફેલાયેલ નથી એમ એકલા ભારત પૂરતો પણ એ પ્રશ્ન નથી કે જેની આપણી રાષ્ટ્રીય દૃષ્ટિએ વધુ પડતી ચિંતા કરવી જોઈએ. હું જાણું છું તે મુજબ ઘણા જ થોડા ગુનાહિત બનાવો બન્યા હતા અને કેટલાક સાવ બેહુદા હતા પરંતુ બધા જ શું એકતરફી છે ? શું એમાં સ્વાર્થસાધુ રાજપુરુષો, અસંતોષી શિક્ષકો અને વધુમાં તો અસ્પષ્ટ અને અપૂર્ણ એવી સરકારની શિક્ષણનીતિ પણ મોટા ભાગના બનાવો માટે જવાબદાર નથી ? અને એવું પણ નથી કે આપણા દેશના દરેક રાજ્યોમાં આ જાતનો રોગચાળો ફેલાયો હોય છતાંય જો રોગચાળાને સત્વરે ફેલાતો અટકાવીશું નહિ તો આખાય દેશ માટે તે આફત લાવશે ?

માતાપિતાએ તેમનાં બાળકોને શિસ્તબદ્ધ અને સાચા માર્ગ પર નીરોગી અને વ્યવસ્થિત એવા ઘરના વાતાવરણમાં ઉછેરવાં જોઈએ. એમણે બાળકોને એમના વિચારોમાં, શબ્દોમાં અને કાર્યમાં સ્વચ્છ અને સુઘડ રહેવાનું શીખવવું જોઈએ. એમણે એમનાં વડીલો અને શિક્ષકોની આજ્ઞામાં રહેવાનું પણ શીખવાડવું જોઈએ અને તે પ્રમાણે કરાવવું જોઈએ. તેમના પ્રત્યે વધુપડતી સખતાઈ પણ ન રાખો અને તેમનાં ગેરકૃત્યો માફ પણ ન કરો. પરંતુ તેમને સાચા માર્ગે દોરવા નમ્ર અને વિવેકપૂર્ણ માર્ગ લો. મોન્ટેસરી પદ્ધતિ અલબત્ત ઘણી જ સુંદર છે પરંતુ સાથે સાથે તોફાની ફરી તોફાન કરવા ન પ્રેરાય તે માટે ક્વચિત સોટીનો ઉપયોગ પણ જરૂરી છે. મારાં માતાપિતાએ મારે માટે સોટીનો ઉપયોગ કર્યો હતો અને સાચી રીતે તો મારા પિતાએ પ્રેમ, વિવેક અને વાત્સલ્યમિશ્રિત સખતાઈ અને અડગતાથી મને ઉછેર્યો તે બદલ હું એમનો આભારી છું. હું માતાપિતાને આટલું જ કહીશ કે એમને (બાળકોને) તેમની ભૂલો પકડાય નહિ તેમ સંતાડવાને બદલે તેમની કબૂલાત કરતા શીખવાડો.

તેમના મન પર ફરજ માટેની તત્પરતા, સમયની કિંમત અને શ્રમનો મહિમા એ સર્વેની મહત્તા ઠસાવો. ઘરમાં ગમે તેટલા નોકર–ચાકર હોય તો પણ તેમના ઓરડા તેમને જ સ્વચ્છ અને સુઘડ રાખવા દો. તેમના જોડાને પોલીશ કરવાનું વગેરે કામ પણ તેમને જ કરવા દો. તેમના મન પર એવું ઠસાવો કે જો તેઓ હુકમ પાળવાનું નહિ શીખે તો તેઓ કદીય હકૂમત કરી શકશે નહિ અને આજ્ઞાપાલક સેવક નહિ હોય ત્યાંસુધી કદીય તેઓ આજ્ઞા પ્રવર્તાવતા માલિક બની શકશે નહિ. તેમને માતાપિતા તથા વડીલોને માન આપવાનું શિક્ષણ આપો. શિક્ષકોને પણ માન આપે અને ભગવાનને પણ માન આપે એવું એમને શીખવો. હું અત્યારની કેટલીક સુધરેલી માતાઓને અરજ કરું છું કે તેઓ તેમનાં બાળકોને માટે થોડો વધુ સમય આપે; પાર્ટી, સિનેમા અને કહેવાતા સમાજકલ્યાણનાં કાર્યમાં થોડો ઓછો વખત ગાળે. માતાઓ જ બાળકોનાં સંસ્કાર અને ચારિત્ર્યની ધાત્રી છે.

બાળકોના ચારિત્ર્યને ઘડવાની તેમજ તેને શિસ્તબદ્ધ બનાવવાની જવાબદારી માબાપને શિરે છે આ માટેની શરૂઆત એમના નાનપણના દિવસથી જ કરો જેથી પાછળના વર્ષોમા તેઓ ક્યારેય ખોટા માર્ગે નહિ જાય મહેરબાની કરીને વિદ્યાર્થીઓને એકલા જ છોડી દો તમારા રાજકીય હેતુ માટે તેમને હથિયાર ન બનાવો શાળા કે કૉલેજ માટેના તેમના દિવસોની પ્રત્યેક ક્ષણ તેમને ભણવા પાછળ રાષ્ટ્રના સારા નાગરિક બનવા માટેના જ્ઞાન મેળવવા માટે કરવા દો વિદ્યાર્થીઓના કાર્યમા દખલ ન નાખવાનો શિરસ્તો દરેક રાજપુરુષે પાળવો જોઈશે—પછી ભલેને તે કોઈપણ રાજદ્વારી પક્ષનો હોય વધુમા બધા રાજદ્વારી પક્ષોનુ એક સંમિશ્ર મંડળ હોવુ જોઈએ જે રાજકીય હેતુઓ માટે વિદ્યાર્થીઓને શિસ્તભંગ કરવા પ્રોત્સાહન આપવાના ભયંકર રાષ્ટ્રીય ગુના માટે સખત હાથે કામ લે મહેરબાની કરીને શિક્ષણમા પડેલા સત્તાધારીઓને તેમના શિક્ષણ આપવાના અને કેળવણી આપવાના કાર્યમા દખલ ન કરો મહેરબાની કરીને શિક્ષણક્ષેત્રમા રાજકારણને ન લાવો

મહેરબાની કરીને શિક્ષણનીતિ બાબતમા તમે એકનિશ્ચયી થાવ અને એકવાર અમુક નીતિ ઘડી કે પછી ઓછામા ઓછુ દશ વર્ષ માટે તેને બળપૂર્વક વળગી રહો આપણા કેટલાક નેતાઓ જેમણે આપણી શિક્ષણપદ્ધતિ પર ઘણી ખરાબ ટીકા કરી હતી તેઓને અરજ કરૂ છુ કે જાહેરમા આની નિંદા કરવાને બદલે વસ્તુઓને સુધારા પર મૂકવા પ્રયાસ કરો કારણ કે નહિ તો તેઓ આથી કેવળ વિદ્યાર્થીઓને અસંતોષી અને યોગ્ય રીતે જ વિરોધ કરતા બનાવી રહ્યા છે મહેરબાની કરીને તમારા શિક્ષકો અને પ્રાધ્યાપકો હેડમાસ્તરો અને પ્રિન્સિપાલોની યોગ્ય વરણી કરો અને ત્યાર પછી તેમને સારૂ મહેનતાણુ આપો

જેઓને તે શિક્ષણ આપી રહ્યા હોય તેમનામા અંગત રસ લે તે માટે ભારપૂર્વક પ્રયાસ કરો એ લોકો વિદ્યાર્થીઓની સાથે જ રમતગમતમા પર્યટનોમા વગેરે પ્રવૃત્તિઓમા ભાગ લેતા કરો શાળા અને કૉલેજો—પછી તે નાની હોય કે મોટી, તે દરેક માટે આટલુ તો મહેરબાની કરીને આપો

રમતગમત માટેના પૂરતા ક્રીડાંગણો શોખ વિકસાવવા શોખકેન્દ્રો, સારા અને સુસજ્જ વર્ગખંડો પુસ્તકાલયો મનોરંજન માટેના ઓરડા, વસતિગૃહો વગેરે વગેરે

અત્યારની મુશ્કેલી એ છે કે પૂરતા રમતગમતના મેદાનો અને અન્ય સાધનસામગ્રી શાળા-કૉલેજો પાસે હોતી નથી આથી શાળાના સમય બાદ માત્ર ઘણા જૂજ પ્રમાણમા વિદ્યાર્થીઓ રમી શકે છે, જ્યારે મોટા ભાગના વિદ્યાર્થીઓને બજારમા રખડવા, સિનેમાની મુલાકાતે કે બીજી કોઈ રીતે સમય પસાર કરવા ધકેલી દેવામા આવે છે વળી વિદ્યાર્થીઓએ રમતમા મેળવેલી સિદ્ધિને કાંઈ જ પ્રાધાન્ય અપાતુ નથી. આથી ક્રીડાંગણો પર વધુ સમય ગાળવાની વૃત્તિ રહેતી નથી

હુ ઇચ્છુ છુ કે એન સી સી અને એ સી સી ની તાલીમ દરેક શાળા અને કૉલેજોમા ફરજિયાત કરવી જોઈએ આ પ્રવૃત્તિ કાંઈ એટલી ખર્ચાળ નથી જેટલી તેને હાલ બનાવી મૂકવામા આવી છે આશ્ચર્ય ભરી વસ્તુ તો એ છે કે જેવા તે લશ્કરી ગણવેશ ધારણ કરે છે કે તરત જ તેનામા શિસ્તની ભાવના આપમેળે પ્રસરી જાય છે હુ ભારપૂર્વક એમ માનુ છુ કે આ વસ્તુ વિદ્યાર્થીઓમાની અવ્યવસ્થા દૂર કરવા મોટે અંશે મદદરૂપ થશે

મહેરબાની કરીને હેડમાસ્તર અને પ્રિન્સિપાલને વિદ્યાર્થીઓમા શિસ્ત લાવવા જે કાંઈ પગલા લે તેમા ટેકો આપો મહેરબાની કરી એમને કાર્ય કરવાની સ્વતંત્રતા આપો પરંતુ જો તેમની સત્તાનો દુરુપયોગ થતો દેખાય તો તેમને બરતરફ કરો રાજપુરુષો અને અન્યની પીઠ પાછળની ફરિયાદો સાભળી તેમની સત્તાની કે તેઓ જે હોદ્દો સંભાળી રહ્યા છે તે હોદ્દાની અવગણના ન કરો શિક્ષકો અને પ્રાધ્યાપકોની સારી રીતે વરણી થવી જોઈએ અને તેમને સારી રીતે પગાર આપવો જોઈએ





શિક્ષણપ્રધાનો અને વડા અધિકારીઓએ વારંવાર શાળા–કૉલેજોની મુલાકાત લેવી જોઈએ. છેલ્લે સરકારને હું એક વધુ અરજ કરું છું કે—

શિક્ષણખાતું શું કેન્દ્રના હસ્તક ન રાખી શકાય ?

કારણ આજે ભાષાવાર પ્રાંતો રચાવાને કારણે આપણો દેશ વિભાજિત થઈ ગયો છે. આપણા વિદ્યાર્થીઓને સમગ્ર ભારતને લક્ષમાં રાખીને વિચારતાં શીખવવામાં આવવું જોઈએ—જે હાલ થતું નથી.

મને દેશના યુવાનોમાં શ્રદ્ધા છે. તેઓ આપણા મહાન દેશના અને જગતના મહાન નાગરિકો બનશે. આપણા દેશમાં હજારોની સંખ્યામાં હું એમને મળ્યો છું. તેમની સાથે પ્રેમથી છતાં ચોખવટથી અને અડગતાપૂર્ણ રીતે હું બોલ્યો છું. મારા મન પર તેઓએ સારી છાપ પાડી છે. મને તેઓએ આશા આપી છે. ખરેખર, મૂળભૂત રીતે તેમનામાં કંઈ જ દોષ નથી. પરંતુ તેમના જૂથમાં કેટલાંક ખરેખર ખરાબ તત્વો છે જે તેમને ખોટે રસ્તે દોરી ઉશ્કેરી મૂકે છે—ઘણો જ નુકશાનકારક અને ખોટો જુસ્સો ઉત્પન્ન કરે છે. જો કે કાયદો અને વ્યવસ્થા હાથમાં લેવા અને તે પ્રમાણે વર્તવા માટે તેઓ તેમના શાણપણના દિવસોમાં ખૂબ પસ્તાય છે અને શરમ અનુભવે છે. આવા કેટલાકને તો રાજકીય તત્ત્વો તરફથી સહાય મળતી હોય છે. તમારી શાળાઓ અને કૉલેજો કેમ ચાલવી જોઈએ એ બાબત એમણે નક્કી કરવાની નથી. પ્રશ્નપત્રો કેટલા સહેલા કે અઘરા રાખવા કે અમુક સહાધ્યાયીને કરેલી શિક્ષા યોગ્ય છે કે અયોગ્ય એ બધું એમણે નક્કી કરવાનું નથી. વિદ્યાર્થીઓ કોઈ કામદારમંડળના સભ્યો નથી કે તેઓએ હડતાળ પાડવી જોઈએ. મોટા થયે રાષ્ટ્રીય ઉત્થાનના કાર્યમાં યોગ્ય ફાળો આપી શકાય એ માટે તેઓએ ઘણું ઘણું શીખવાનું છે.

તેમને જે કાંઈ રજુઆત કરવાની હોય તે તેમણે બંધારણીય રીતે કરવી જોઈએ. વિદ્યાર્થીઓને તેમની શિક્ષણમાંથી મળેલી નવરાશને નીરોગી મનોરંજન, ક્રીડાંગણ કે પર્યટનો પાછળ ગાળવા દો. તેઓ હજુ જીવનના ઉષાકાળમાં છે અને રાત્રિ તો એમના માટે ઘણી દૂર છે. માતૃભૂમિની સેવા કરવાની અને તેને દુનિયાની રોશની બનાવવાની ઘણી જ તકો તેમની પાસે છે. આપણે મહાન સંસ્કૃતિ અને સંસ્કારિતાના વારસ છીએ. આપણો જૂનો ઇતિહાસ વાંચો અને તેમની ભૂલોમાંથી બોધપાઠ મેળવો. દેશની એકતા અને બળ માટે અવિરત કાર્ય કરો જેથી આપણે ફરીવાર પરદેશી ધૂસરી હેઠળ ન આવીએ.

તેમને હાલમાં સક્રિય રાજકારણમાં ભળતા અટકાવો પરંતુ રાજકારણના સિદ્ધાન્તોનો અભ્યાસ કરવા દો. હાલનું તેમનું મુખ્ય કાર્ય તો શિક્ષણ મેળવવાનું જ છે. શારીરિક રીતે યોગ્ય બનવાનું પણ તેમણે શીખવું જોઈએ, તેમ માનસિક રીતે સજાગ અને નૈતિક રીતે સાચા પણ બનવું જોઈએ.

મારા યુવાન મિત્રો ! ભારત તમારી સેવાઓ માગી રહ્યું છે ! તમે જ તેના શિલ્પીઓ છો. અને તમે જ અમારી આવતી કાલની આશાઓ છો. અમને નીચા ન પાડશો.



એકબીજામાં અર્પણ થઈ જવું એનું નામ લગ્ન, એવી મારી સમજ છે. લોઢાના બે કટકાને તપાવીએ ને ટીપીએ અને પછી તેમને જોડીએ ત્યારે એમાં સાંધો રહેતો નથી. સાંધો રહે નહિ એનું નામ લગ્ન.

લગ્ન કરારથી નહીં; વિધિથી નહિ, પ્રેમથી જ સફળ થાય. બન્નેને ભેગાં જીવવામાં રસ પડે, બંને એકબીજાને મદદ કરે, એકબીજાને સુખી કરવાના યત્ન કરે ત્યારે લગ્ન સફળ થાય. એ જ લગ્નની ભાવના, એ હૃદયની વસ્તુ છે, એમાં હૃદયની એકતાનો સંબંધ છે, એ ઉપરચોટિયા વસ્તુ નથી, દુઃખો, મર્યાદાઓ, કુટેવો એ તો બધો ઉપરનો મેલ છે. અંદરની વસ્તુ તો જૂદી જ છે. પેલો ઉપરનો મેલ દૂર કર્યા પછી તરત દેખાય છે એટલે સંબંધને શુદ્ધ બનાવવાથી સંસાર પણ સફળ થશે.

રવિશંકર મહારાજ



ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# પહેલું સંતતિનિયમન કેન્દ્ર

અત્યારે સંતતિનિયમન અને કુટુંબનિયોજન વિશે આખી દુનિયા જાણતી થઈ છે પણ ચાલીસ વર્ષ પહેલાં અમેરિકામાં પહેલવહેલું કેન્દ્ર શ્રીમતી માર્ગરેટ સેન્ગરે શરૂ કર્યું એથી વીતકકથા અંગ્રેજી પરથી ઉતારેલા આ લેખમાં છે

સંતતિનિયમન ચળવળના પ્રણેતા અને દુનિયાભરના નેતા માર્ગરેટ સેન્ગર ઇન્ટરનેશનલ પ્લાન્ડ પેરન્ટહુડ ફેડરેશન (આંતરરાષ્ટ્રીય સંયોજિત માતૃપિતૃત્વ સંઘ)ના સ્થાપક અને પ્રમુખ છે વળી ન્યૂ યૉર્કમાં માર્ગરેટ સેન્ગર રિસર્ચબ્યુરો (સંશોધન સંસ્થા) પણ સ્થાપેલું છે સ્ત્રી માત્રનો માતૃત્વ માટે મરજિયાત હક્ક સ્થાપવા માટે તેમણે આખી જિંદગી લડત ચલાવી છે બ્રુકલિન, અમેરિકામાં સૌ પ્રથમ સંતતિનિરોધ કેન્દ્ર સ્થાપનાનો એક પ્રસંગ અહીં ઉતારવામાં આવ્યો છે

૧૬મી ઑક્ટોબર ૧૯૧૬ની સવારે બ્રુકલિન, અમેરિકામાં સૌ પ્રથમ સંતતિનિરોધ કેન્દ્રના બારણાં ખુલ્લાં મુકાયાં અમેરિકી સ્ત્રીઓના સામાજિક દરજ્જાને સ્થાપતો આ ચિરસ્થાયી બનાવ હતો

ત્રણ વરસ અગાઉ માર્ગરેટ સેન્ગર ન્યૂ યૉર્ક શહેરના એક ભાગમાં એક દાક્તર સાથે ધંધાદારી નર્સ તરીકે ગયા હતા ત્યાં એક મજદૂર સ્ત્રી હાથે કરી ગર્ભપાત કરવાના કારણે મરવા પડી હતી દાક્તરે તેને સંતતિનિરોધની માહિતી આપવા ના પાડેલી આથી છેવટે તેને ગર્ભપાતનો આકરો આશરો લેવો પડ્યો હતો આવી રીતે સબડતી સ્ત્રીઓમાંની આ એક બાઈ હતી દર વરસે હજારો સ્ત્રીઓ આ માર્ગ ગ્રહણ કરતી હશે આ વિચારે માર્ગરેટ સેન્ગરને એકલા નર્સીંગ કરવાના ધંધા ઉપર કંટાળો આવ્યો

શ્રીમતી માર્ગરેટ સેન્ગર હોલેન્ડમાં ભણેલાં ત્યાં નર્સીંગ ઉપરાંત સંતતિનિરોધન અંગેનું જ્ઞાન પણ મેળવ્યું હતું એમના બેન પણ આ કામમાં મદદગાર નીવડે એમ હતાં

પણ ન્યૂ યૉર્કનો કાયદો માત્ર દાક્તરોને સંતતિનિરોધની માહિતી આપવા માટે અધિકારી ઠેરવતો હતો કોઈ રોગીને વહેમ મટાડવા માટે જ સંતતિનિરોધનો આશરો લેવાની છૂટ હતી પણ માર્ગરેટ સેન્ગર તો આ કાયદાને વિસ્તૃત બનાવી વધારે સુધારાકથી આવી પડતી માંદગીથી સ્ત્રીઓને રક્ષવા માગતા હતા સ્ત્રીઓને તેમના ભાગ્યને કાબૂમાં રાખવાનો હક્ક મળવાની બાબત અગત્યની હતી

શ્રીમતી માર્ગરેટ સેન્ગર દાક્તર ન હોવાથી તે સંતતિનિરોધની માહિતીનો ફેલાવો કરે તે કાયદેસર ન હતું પણ તે મરજિયાત માતૃત્વનો હક્ક મેળવવા માટે કાયદો ભંગ કરવામાં પાછા પડે એમ ન હતા

બ્રુકલિન શહેરના બ્રાઉન્સવિલેના એમ્બોય ખાચામાં સંતતિનિરોધ કેન્દ્રનું સ્થાન પસંદ કરવામાં આવ્યું ગંદો અને મલીન એ લત્તો હતો મજૂર લોકથી વસેલો હતો ગરીબાઈના કારણે તેમને સંતતિનિરોધની માહિતી આપવી ઘણી જરૂરી હતી શિકાગોથી એક ઉત્સાહી નવયુવાન આ કામમાં મદદ કરવા આવી મળ્યો પાંચ હજાર માહિતીપત્રો છપાવ્યા તેમાં આ પ્રમાણે લખેલું હતું

માતાઓ !

બહોળું કુટુમ્બ તમે નિભાવી શકશો ખરા ? તમારે વધારે બાળકની જરૂર છે ખરી ? જો ના હોય તો તે કેમ થવા દો છો ?

મારી ના નાખશો ખૂન ના કરશો

પણ તેને જન્મતું અટકાવો

એમ્બોય સ્ટ્રીટની ૪૬મી ઓરડીમાં કેળવાયેલી નર્સ દ્વારા તમને આ બાબતની સહીસલામત અને બિનજોખમી માહિતી પ્રાપ્ત થશે

તમારા મિત્રો અને પડોશીને આ વાત કહો

માતાઓને આમંત્રણ

માર્ગરેટ સેન્ગર અને સાથીદાર માહિતીપત્રનો થોકડો



લઈ ઘરેઘર ફરી વળ્યાં.

બીજે દિવસે ખાંચાના અડધા રસ્તે લોકો હારબંધ ઊભાં હતાં. તેમને બારીએ ઊભેલા સાથીએ સાદ દઈ બોલાવ્યાં : 'આવો. અંદર આવો અને જુઓ.' સ્ત્રીઓની આંગળીએ છોકરાં વળગાડેલાં હતાં. આખો દિવસ સંખ્યાબંધ લોકો આવતાં રહ્યાં. સેંકડો લોકો આવ્યા. પછી તો સંતતિનિરોધ કેન્દ્રમાં રોજ લોકો આવવા લાગ્યાં. વૃત્તપત્રોમાં ખબર પ્રગટ થવાથી દૂર દૂરથી સ્ત્રીઓ આવવા લાગી.

માર્ગરેટ સેન્ગર અને એમનાં બેન એક્રી સાથે આઠ જણને સંતતિનિરોધની પાયાની વાત કહેવા લાગ્યાં.

સ્ત્રીઓની કથની પણ કરુણ હતી. એક બહેને પંદર સુવાવડો થયાનું કહ્યું, આમાંનાં ફક્ત ૭ બાળકો જીવતાં હતાં. તે કહે 'ઉંમર ફક્ત ૩૭ ની છે, પણ મારા સામું જુઓ. પચાસ જેટલી નથી લાગતી?' આઠ છોકરાંવાળી બીજી સ્ત્રી વળી ગર્ભવંતી હતી. આને વળી કેટલીયે કસુવાવડો થઈ હતી. ઘરકામ ઉપરાંત ટોપીઓ બનાવવાના કામમાં ઘસાઈ ગયેલી સ્ત્રી ગાંડાની જેમ બોલી : 'તમે જો સહાય નહીં કરો તો આજ રાતના કાચ વાટીને ખાઈશ!'

માર્ગરેટ સેન્ગરે એને સાંત્વન દીધું. તે સંતતિનિરોધમાં માનતાં હતાં, ગર્ભપાતમાં નહિ.

ઉપરાંત બીજી સ્ત્રીઓ માર્ગરેટ સેન્ગરના કામને અભિનંદતી આવી. જ્યારે કામનો ખાસ વધારો હોય ત્યારે ઘર-માલિકણ બાઈ આનો ભાવ પૂછવા આવતી હતી.

દસમા દિવસે રોગીઓના ટોળાંને વીંધતી સખત ચહેરાવાળી અને સુસજ્જ સ્ત્રી આવીને બોલી : 'માર્ગરેટ સેન્ગર તમે ને? તમે કેદ પકડાયાં છો. હું પોલીસ-અફસર છું' આ સાંભળી સ્ત્રીઓ રડવા લાગી. તેમના હાથમાં રહેલાં છોકરાં રડવા લાગ્યાં. કેન્દ્ર ગાંડાની ઇસ્પિતાલ જેવું બની ગયું. પોલીસ-અફસરે માર્ગરેટ સેન્ગર સાથે ૪૬૦ કેસપેપર્સ અને માહિતીપત્રનો થોકડો પણ કબજે કર્યો.

સમાચાર ફેલાતાં ખાંચામાં લોકોનાં ટોળાં ઊભરાયાં, ખબરપત્રીઓ અને ફોટા પાડનારા પણ આવી લાગ્યા. માર્ગરેટ સેન્ગરે પોલીસ-મોટરમાં બેસવાની ના પાડી. કોર્ટનો એક માઈલનો રસ્તો પગે ચાલવાની ઇચ્છા વ્યક્ત કરી. મોખરે માર્ગરેટ હતાં. ટોળું પછવાડે હતું.

રેમન્ડ સ્ટ્રીટ જેલમાં રાત વીતાવી. કદી ના ભુલાય એવી ગંદી આ જેલખાનાની ઓરડી હતી. ગોદડાં ગંધાતાં અને ગંદાં હતા. કોટમાં શરીર ઢાંકી દઈને માર્ગરેટ સેન્ગર સૂતાં. ઊંદર અને વંદાઓનો ત્રાસ હતો. છેક બપોરે વ્યવસ્થા થઈ. જેવાં માર્ગરેટ જેલની ઓરડીની બહાર નીકળ્યાં કે પેલી કાચ ખાવાની ધમકી આપતી સ્ત્રી તેમની રાહ જોતી ઊભેલી દેખાઈ.

માર્ગરેટ સેન્ગરે ક્લીનીક ખોલ્યું પણ ઉપદ્રવ ટાળવા ફરીથી તેમની ધરપકડ કરવામાં આવી. આ વખતે તે પોલીસની ગાડીમાં બેસી જેલમાં જતાં હતાં. તે વખતે એક બાઈનું બૂમરાણ સંભળાયું. 'પાછાં વળો. પાછાં આવો. મને બચાવો.'

માર્ગરેટ સેન્ગરની નિરાશા અને નાલેશી વધતાં જતાં હતાં પણ ચમત્કાર જેવું બન્યું. તેમના માટે ચારેકોરથી સહાય અને સહાનુભૂતિ પ્રગટયાં. કાયદાની મદદની વ્યવસ્થા થઈ. દાક્તરો મદદે દોડી આવ્યા. માર્ગરેટ સેન્ગરના બચાવ માટે શિષ્ટ અને સંપત્તિવાન સ્ત્રીઓની એક કમિટી સ્થપાઈ. જાહેર સભાઓ ભરાઈ.

જાન્યુઆરી ૨૯, ૧૯૧૭ના રોજ કેસ ચાલ્યો. દીન અને દુઃખી સ્ત્રીઓ કોર્ટ ખંડમાં આવી બેઠી. એમની વચમાં શિષ્ટ સ્ત્રીઓ પણ હતી. માર્ગરેટ સેન્ગરને આશ્વાસન આપતી હોય તેમ તેમના તરફ જોઈ મોં મલકાવ્યાં અને માથાં હલાવ્યાં.

કેસ ચલાવવાની કરડાકીથી માર્ગરેટ સેન્ગર આશ્ચર્ય પામ્યાં. એમના પક્ષે તો કોઈ દલીલ ન હતી. એમણે જાણી જોઈને કાયદાનો ભંગ કર્યો હતો. હા, છૂટવા માટે એમણે જૂઠું બોલવાનું હતું કે એમણે સંતતિનિરોધની સલાહ આપી નથી. પણ વકીલ એમને છોડાવવા મથતો હતો.

એક પછી એક સ્ત્રીઓની-માતાઓની જુબાનીઓ થઈ.

'તમે કદી માર્ગરેટ સેન્ગરને જોયા હતા?'
'હા, ક્લીનીકમા '
'તમે ત્યા કેમ ગયા હતા?'
'બાળકો આવતા અટકાવવાની રીત જાણવા '
'તમને માહિતી મળી ખરી?
'હા '
દિવસો સુધી કાયદાની દલીલો ચાલી
છેવટે ન્યાયાધીશે કહ્યુ 'આપણે કાયદાથી બધાયેલા છીએ આ બાઈ તેને માન આપવાની કબૂલાત કરે છે ખરી?' તેમણે માર્ગરેટ સેન્ગર સામા જોઈ કહ્યુ
'તમારો જવાબ શો છે? હા કે ના?'
લોકોના શ્વાસ થભી ગયા માર્ગરેટ સેન્ગરે ભારપૂર્વક કહ્યુ
'જે કાયદાને હુ માન ના આપુ તેને પાળવાનુ વચન હુ ના આપી શકુ '
સભાજનોની મનની ખેચ દૂર થઈ સ્ત્રીઓએ તાળીઓ પાડી બૂમો પાડી ન્યાયાધીશે ન્યાયનુ ઉચ્ચારણ કર્યુ
'તમને ત્રીસ દિવસની સજા છે '
ખૂણામાથી એક સ્ત્રીએ 'શરમ' ની બૂમ પાડી
માર્ગરેટ સેન્ગરને લોંગ આયલેન્ડના શિક્ષાગૃહમા લઈ જવામા આવ્યા કેદીઓમા વેશ્યાઓ, ખિસ્સાકાતરુઓ, ચોરો હતા .તેમણે માર્ગરેટ સેન્ગર વિષે સાભળેલુ હતુ એક જણે માર્ગરેટ સેન્ગરને જાતીય ચોખ્ખાઈ વિષે પૂછ્યુ આ કહેવા માર્ગરેટ સેન્ગરે મેટ્રન પાસે પરવાનગી માગી તે કહે 'તેઓ આ વિષે ઘણી ખરાબ રીતે જાણે છે'
પણ માર્ગરેટ સેન્ગરે માગણી જારી રાખી રજાક મળી એમણે કેટલીક છોકરીઓને વાચતા લખતા શીખવ્યુ સતતિનિરોધ માટે પણ એમણે લખ્યુ યોજનાઓ ઘડી
માર્ચની છઠ્ઠીએ છુટકારો થયો આ જેલ જેવો ત્રાસદાયક અનુભવ એમને જિદગીમા કદી થયો નથી જેલના બારણે વકીલ મિત્રો, સાથીકાર્યકરો તેમને વધાવી લેવા ઊભા હતા પાછળ રક્ષણગૃહના તાજા મિત્રો પણ એમની સુખાકારી માટે ગીતો લલકારતા હતા
બ્રાઉન્સ વિ સતતિનિરોધ કેસનો ચુકાદો જાન્યુઆરી ૧૯૧૮ના રોજ જાહેર થયો
ન્યૂ યોર્કની હાયકોર્ટે ગુનો સાબિત રાખ્યો ન્યાયાધીશની કાયદાની ઉદાર સમજુતીને લીધે આરોગ્ય ખાતર પરિણીત વ્યક્તિઓને સતતિનિરોધની માહિતી આપવાની છૂટ આપવામા આવી વ્યાધિ શબ્દનો વિશાળ અર્થ લેવામા આવ્યો આવી માહિતી આપવા માટે દાક્તરોના લાયસન્સ ખોવાની બીક દૂર થઈ ગઈ અમેરિકામા દરેક ઠેકાણે સ્ત્રીઓને સતતિનિરોધની સલાહ આપવા માટે ક્લીનીકો અને દાક્તરોના દવાખાના ખુલ્લા થયા



## સાભાર પ્રાપ્તિ—સ્વીકાર

**જન્મભૂમિ પંચાંગ સં ૨૦૧૭** સ અમૃતલાલ લક્ષ્મીચદ શાહ પાના ૨૦૦ રૂ ૧/૭૫ જન્મભૂમિ પ્રકાશન મદિર, ઘોઘા સ્ટ્રીટ, મુબઈ, ૧ **સરસ્વતીચન્દ્ર** (બૃહત્ સક્ષેપ) ઉપેન્દ્ર છ પડ્યા પાના ૫૦૪ રૂ ૫/૨૫ **સ્નેહમુદ્રા** ગો મા ત્રિપાઠી સપા અનતરાય મ રાવળ પાના ૩૧૨ રૂ ૪/૫૦—બન્નેના પ્રમ એન એમ ત્રિપાઠી મુબઈ, ૨ **પાલવ કિનારી** અનતરાય પ ઠક્કર (શાહબાઝ) પાના ૪૮ રૂ ૧/- પશાનત દોશી ૯૧ જવાહરનગર, મુબઈ ૬૨ **રામાયણી ગગા** હિંમતભાઈ જોશી પાના ૧૯૨ રૂ ૧/- ઝગમગ કાર્યાલય, અમદાવાદ **લાગણીના દીવા** ઈશ્વર હ પટેલ પના ૧૧૦ રૂ ૨/૫૦ ધરતી કાર્યાલય દરિયાપુર, અમદાવાદ **ગઢ ગિરનારી** સવિતાલક્ષ્મી બૂચ પના ૫૪ રૂ ૧/- હરિરાય ભ બૂચ, જ્યુબિલીબાગ પાછળ, વડોદરા **ગ્રામોદ્યોગ** ગાધીજી પાના ૩૮ -/૨૫ નવજીવન પ્રકાશન મદિર અમદાવાદ, ૧૪ **તોલમાપમા મેટ્રિક પદ્ધતિ** ડી એચ ભાયાણી પાના ૪૦ રૂ ૨/- ભાયાણી બૂક ડીપો મુબઈ ૨ **ખુદાનો ખજાનો:** પ્રબોધ બેન્ડવાલા પાના ૫૭ રૂ -/૭૫ ફૂલવાડી પ્રકાશન, મુબઈ ૩





ઈ. સ્વેત્લાનોવા

# પછી ઘરકામ કરશે કોણ ?

વિજ્ઞાને દરેક કામ એટલું બધું યંત્રમય બનાવી દીધું છે કે ઘરના દરેક કામમાં તે મદદરૂપ થઈ પડે તેમ છે. વિશ્વના દરેક પ્રગતિશીલ દેશો આજે વિજ્ઞાનમય છે તેમાં સોવિયેત સંઘ અગ્રપદે છે તેની આ લેખમાં રસપ્રદ માહિતી છે...

એન્તોનિના કે. નામનાં બહેન, તંત્રીઓ પર એક પત્રમાં લખે છે કે, 'મારા પતિના આગ્રહ છતાં પણ મારે હવે વધુ બાળકો નથી જોઈતાં.

'મારા પતિ અને હું—અમે બન્ને બાળકોને ખૂબ ચાહીએ છીએ. પરંતુ મને ભીતિ છે કે મને જો હવે ત્રીજું બાળક અવતરે તો મારે માટે કુટુંબની સંભાળ રાખવાનું ઘણું મુશ્કેલ બની જાય. હું કારખાનામાં મારું કામ છોડી દેવા માગતી નથી.'

સોવિયેત સંઘમાં હજારો સ્ત્રીઓ કારખાનાંઓમાં કામ કરે છે અને પોતાના મોટા કુટુંબની સંભાળ પણ રાખે છે. એ કહેવાની જરૂર નથી કે આ કામ સહેલું નથી. એન્તોનિનાનો કાગળ એક ઘણા જ અટપટા પ્રશ્નને છેડે છે. સવાલ એ છે કે સોવિયેત સંઘમાં સ્ત્રીઓ, માતા અને પત્નીની ફરજો બજાવતાં બજાવતાં સામાજિક જીવનમાં, કેવી રીતે ઉપયોગી થઈ શકે અને દેશની ભૌતિક સમૃદ્ધિ વધારી શકે ? ઘરે અને કારખાના વચ્ચે તે તેનું સમાન લક્ષ આપી શકે તેમ છે ?

અત્યારે તો એવી સ્થિતિ પ્રવર્તે છે કે, કામ પરથી છૂટ્યા પછી માતા અનાજની દુકાને જાય છે. ત્યાંથી કીંડર ગાર્ડન અથવા ઘોડિયા-ઘરમાં તેના બાળકને લેવા જાય છે, અને પછી તે બાળક સાથે આવે—થોડીવાર ઉતાવળે ઉતાવળે બાળકો સાથે વાતચીત કરે છે—અને પછી ઝટઝટ રાંધવાનું પતાવે છે. બાળકોને નવરાવી, સાફસુફ કરીને પથારીમાં નાખે છે. ત્યાં જ રાત પડી જાય છે. વાંચવાનો કે નાટક જોવાનો સમય રહેતો નથી અને એ એટલી થાકી ગયેલી હોય છે કે તેમ કરવાની તેનામાં ત્રેવડ પણ રહી હોતી નથી. પતિ સાથે હસીખુશીથી વાત કરવા જેટલીય નિરાંત હોતી નથી. હજુ કેટલું બધું કામ બાકી છે ? કપડાં સાંધવાનાં અને ધોવાનાં છે, મોટા છોકરાનું ગૃહલેખન તપાસવાનું છે—અને એવાં તો બીજાં અનેક કામ એમ જ પડ્યાં છે.

અને છતાં તેના ધણી સાથે નાટક-સિનેમામાં જવાની તેની ઇચ્છાને પણ શી રીતે અવગણી શકાય ? દરેક પતિ ઇચ્છતો હોય છે કે તેની સ્ત્રી ખુશમિજાજ હોય, સુંદર લાગે અને સુઘડ વસ્ત્રો પહેરીને તેની સાથે કોઈ કુટુંબને મળવા આવે અથવા નાટક-સિનેમા જોવા આવે.

વળી મુદ્દાની વાત એ છે કે સ્ત્રીઓ સિવાય ઘરકામ સારું કરે કોણ ?

હું ઘણીવાર ઘણા લોકોને એમ કહેતાં સાંભળું છું કે આપણા સમાનતાના જમાનામાં, માત્ર સ્ત્રીઓ માટેનાં વિવિધ ક્લબો અને મંડળો હોય તે વિચિત્ર લાગે છે. વળી તેમને માટે 'રાબોત્નિત્સા' નામનું સ્ત્રીઓનું સામયિક પણ છે. તેઓ સવાલ કરે છે કે 'સોવિયેત પ્રજાજનોમાં પુરુષો અને સ્ત્રીઓના પ્રશ્નો એક સરખા નથી શું ?'

આવા ટીકાકારો મહદ અંશે ખોટા છે. જો કે તેમની કેટલીક ટીકાઓ સાથે હું સંમત થાઉં છું.

સ્ત્રીઓનાં મંડળો, ક્લબો અને સામયિકોનો વિરોધ કરીને તેઓ કેટલાંક ચોક્કસ લક્ષણોને અવગણે છે. સ્ત્રી અને પુરુષ વચ્ચે સમાન હક્કો અને સ્ત્રીઓ વચ્ચેની સમાનતા બે જુદી વસ્તુઓ છે. આ બન્ને ખ્યાલ જુદા છે અને તેનો તાત્ત્વિક ફરક ન સમજાતાં વિચારગોટાળો થવા પામે છે. સોવિયેત સંઘમાં સ્ત્રીઓ અને પુરુષો સમાન હક્કો ભોગવે છે. આમ છતાં એક વાત તો ચોક્કસ છે કે એક બાબતમાં તેમની વચ્ચે પૂરી સમાનતા શક્ય નથી અને તે ઘર અને કુટુંબની દેખભાળમાં. આનો અર્થ એ છે કે હરહમેશ સ્ત્રીઓના 'ખાસ' અને 'ચોક્કસ' સવાલો રહેવાના જ.

તો પછી આદર્શ માતૃત્વ અને ઉત્તમ બાળ-સભાળના આદર્શ વચ્ચે અને સમાજજીવનમા ઉપયોગી અને ભૌતિક સમૃદ્ધિ વધારવાના કાર્ય વચ્ચે મેળ કેમ બેસે ?

જે ફિલસૂફોએ સામ્યવાદના સપના સેવ્યા અને ભાવિના એ ભવ્ય સમાજની કલ્પના કરી તે ફિલસૂફોએ, સ્ત્રીઓ પુરુષોની વિરુદ્ધ નહી, પરતુ પુરુષની સાથે અને તેના સહકારમા કામ કરે અને સાચી અને સપૂર્ણ સમાનતાની સમાન લડતમા અને સામાજિક દૃષ્ટિએ ઉપયોગી અને ઘરની સભાળના કાર્ય વચ્ચે સુસવાદી મેળ ઊભો કરવા માટે મથે એ રીતે તેમણે 'સ્ત્રીઓના પ્રશ્ન'નુ નિરાકરણ શોધ્યુ

એ સમય હવે આવી પહોચ્યો છે આ કાર્યક્રમનો અમલ શરૂ થઈ ગયો છે અમારા દેશનો જે રીતે વિકાસ થયો તેથી આ ભૂમિકા તૈયાર થઈ છે

સોવિયેત સઘના સામ્યવાદી પક્ષના એકવીસમા અધિવેશનમા, એન એસ ખ્રુસ્ચોવે એમના અહેવાલમા ભારપૂર્વક જણાવ્યુ હતુ કે, આપણા દેશમા રહેવા-ભણવા માટેની નિશાળો, બાળમદિરો અને ઉપાહાર ગૃહોની સખ્યા દિનપ્રતિદિન વધતી જ જાય છે બીજી જાહેર સેવાઓ અને ઉપાહારગૃહોની સગવડ પણ વધારવામા આવે છે તેમના હક્કોનો, જ્ઞાનનો અને સામાજિક દૃષ્ટિએ ઉપયોગી કામ કરવાની તેમની શક્તિનો બહોળા પ્રમાણમા સ્ત્રીઓ લાભ લઈ શકે તેવી પરિસ્થિતિ સરજવી આવશ્યક છે સોવિયેત નારીના જીવનની આ બને બાજુઓનુ નિરાકરણ હવે આપણા—સોવિયેત મહિલાઓના હાથમા છે

બીજી ઘણી સ્ત્રીઓની જેમ, એન્તોનિના કે ની ખ્વાહેશ દેશની ભૂભૌતિક સમૃદ્ધિ વધારવા માટે એક નમૂનેદાર કાર્યકર બનવાની અને એક સચી માતા બનવાની છે તે તેનો સમય, શક્તિ અને જ્ઞાન આ કાર્યમા પ્રાણપણે વાપરવા ચાહે છે—પણ આ થઈ શી રીતે શકે ?

સોવિયેત નારીની આ બેવડી જવાબદારીને કઈક અશે હળવી કરવાના જે પગલા લેવાયા છે તેમાનુ એક પગલુ ઘણાડેના કામના કલાકોવાળો નવો કાર્યદિન છે સાત કલાકના કાર્યદિનનો અમલ થતા મહિલાઓને ઘણો ફાયદો થયો છે ઘરકામ કરવા માટે વધેલી આ ફુરસદ એક મોટી અસ્કયામત છે તે અસ્કયામત દુકાનોમા ખરીદી કરવા માટે વેડફી નાખવી જોઈએ નહીં આ સમયનો સદુપયોગ કરવા માટે 'મહિના આદોલન' જગાવવાનુ અહી વિશાળ ક્ષેત્ર છે

તાજેતરમા ઊપડેલા, સ્ત્રીઓ અને કુમારિકાઓના મડળો અને વર્તુલોમાના ઘણાખરાની તાકીદની આવશ્યકતા નથી—એવા આક્ષેપમા થોડુ વજૂદ છે આ મડળોના મોટા ભાગના કાર્યક્રમોમા કઈ સામાજિક હિત હોતુ નથી—પણ કેવળ સકુચિત હિત હોય છે અમુક રસોઈ કેવી રીતે બને ? કઈ વેશભૂષા સારી ? તમારા પતિના પહેરણના કોલરને કેવી રીતે કડક બનાવવા ? આ બધા ચૂથણાઓનુ મહત્ત્વ ઘણુ ગૌણ છે શુ આ મડળોનો આટલો જ ઉદ્દેશ છે ?

આનો અર્થ એ પણ નથી કે સ્ત્રી-સમિતિઓ આ સિવાય બીજુ કઈ કામ જ નથી કરતી તેઓ કારખાનાઓ અને કચેરીઓમા સામૂહિક ખેતરોમા અને રહેણાક મકાનોમા પ્રવૃત્તિ કરે છે શહેરો અને ગ્રામ્ય વિસ્તારમા તેઓ સસ્કાર સવર્ધનનુ ઘણુ મોટુ કામ કરે છે અને સ્ત્રીઓને ઘર અને કુટુબની સભાળ રાખવામા મદદ કરે છે આમ તેઓ ઘણુ-ઉપયોગી કાર્ય કરે છે

આમ છતા સ્ત્રી-સમિતિઓ, જો જાહેર સેવાઓની સગવડો સારા પ્રમાણમા વધારવા તરફ તેના પ્રયત્નો કેન્દ્રિત કરે તો, તેમને નાના ઘરકામ કરવાના બોજામાથી મુક્તિ મળે

સ્ત્રી-સમિતિ જે કાર્યો હાથ ધરી શકે તેના ઉદાહરણ લઈએ કોઈ શહેરના બાળકોના કપડા તૈયાર કરતુ કારખાનુ માલ બરોબર તૈયાર ન કરતુ હોય અથવા 'રાધેલો ખોરાક' વેચતા ઉપાહારગૃહો તેમની રસોઈ સારી ન બનાવતા હોય તો, સ્ત્રી સમિતિ સ્ત્રીઓને

હાથે કેમ સારાં કપડાં શીવવાં કે કેમ સારી રસોઈ કરવી તે શીખવે છે. પરંતુ તેના કરતાં એ સંસ્થાઓ જ તેમના માલની ગુણવત્તા સુધારે તેવાં પગલાં ભરે તો તે વધુ બહેત્તર ન ગણાય.

આજે સોવિયેત સંઘમાં રાજ્યની કેટલીક જવાબદારીઓ ક્રમશઃ નાગરિક સંસ્થાઓને સોંપાઈ રહી છે ત્યારે કેમ સારી રસોઈ કરવી અને કેવી રીતે ઈસ્ત્રીથી કપડાં કડક બનાવવાં—તેવાં ક્ષુલ્લક કામોમાં તેનો સમય બરબાદ કરવાનું સ્ત્રી સમિતિઓ માટે લાઝિમ છે શું? આ કામ તો એકરીવાળાઓનું અને લોન્ડ્રીવાળાઓનું છે. સ્ત્રી સમિતિઓએ તો આથી પણ વિશાળ અને મોટી અગત્યતા ધરાવતા સવાલોના ઉકેલ હાથ ધરવો જોઈએ.

સ્ત્રી સમિતિઓએ દરેક નવા ઘરમાં, સંપૂર્ણ સગવડ ધરાવતું જાહેર રસોડું અને ધુલાઈ–કેન્દ્ર હોવું જોઈએ. તેવી માગણી કરવી જોઈએ. નિયત સમયે, ભાણાં ઘેર પહોંચાડે તેવા ઉપાહારગૃહોની કાર્યક્ષમ વ્યવસ્થા શું ઊભી ન કરી શકાય? જે સ્થળોએ સ્ત્રીઓ કામ કરતી હોય તે કારખાનાં કે કચેરીઓમાં જ, છૂટતી વખતે તેને 'અર્ધો રાંધેલો' ખોરાક વેચવાની વ્યવસ્થા ન થઈ શકે શું? ઘરકામના બોજને હળવો કરે તેવાં વિવિધ સાધનોના ઉત્પાદન પર સ્ત્રીસમિતિઓ બરોબર દેખરેખ રાખી શકે.

સ્ત્રી સમિતિઓ બાળગૃહો અને બાળમંદિરોની વ્યવસ્થા પણ વિસ્તારી શકે એટલું જ નહીં પરંતુ તેના સમયમાં પણ વધારો કરી શકે જેથી જે માતાઓ એમના બાળકોને ત્યાં મૂકી જતી હોય તે માતાઓ, કોઈ વ્યાખ્યાન સાંભળવા, નાટક જોવા કે કોઈની મુલાકાત લેવા જવું હોય તો નિઃસંકોચ જઈ શકે.

જો સ્ત્રી સમિતિઓનું યોગ્ય સંગઠન કરવામાં આવે તો દેશના જાહેર જીવનમાં તે ઘણો જ સક્રિય ફાળો આપી શકે અને આ રીતે સામ્યવાદી સમાજના ચણતરમાં તેનો જમણો હાથ બની શકે.



## કાશ્મીરી લોકગીતો

હે મનુષ્ય, તું ક્યાં સુધી દૈવી અંશનો દેવાદાર રહીશ?

ગુલાબ બદલામાં તેના સૃષ્ટાને સુગંધ આપે છે, તારાઓ તેમના સર્જકને બદલામાં તેજ આપે છે, પૃથ્વી તેના ઉત્પાદકને લીલા ઘાસની શેતરંજ ઊભા રહેવા માટે ટેકા તરીકે આપે છે. આ રીતે તેઓ બધા ઈશ્વરના આભારનું દેવું વાળે છે.

હે મનુષ્ય, તું ક્યાં સુધી દૈવી અંશનો દેવાદાર રહીશ?



એક દિવસ પ્રભુએ, પૃથ્વી પર રહેનાર મનુષ્યને પોતાના દિવાનખાનામાં આવવાનો ફિરસ્તાને હુકમ કર્યો.

ફિરસ્તો હુકમ માનીને સ્વર્ગમાંથી ચાલી નીકળ્યો.

પૃથ્વી પર પહોંચીને તેણે મનુષ્યને ઈશ્વરનો હુકમ સંભળાવ્યો.

મનુષ્યે તે હુકમ માનવાની સત્વર હા પાડી.

પાલખીમાં બેસીને, વરઘોડાની આગળ ફિરસ્તાને રાખીને મનુષ્ય સ્વર્ગમાં ગયો. ત્યાં પહોંચ્યા પછી તરત જ પ્રભુએ તેને મળવા બોલાવ્યો.

મનુષ્યે પ્રભુને નમન કર્યું. પ્રભુએ બદલામાં માથું સહેજ નમાવ્યું. પણ સાથોસાથ તેણે મનુષ્યને દરેક દિશામાં નમન કરવાનો હુકમ કર્યો અને કહ્યું કે 'હું સર્વત્ર છું.'

**છોટાલાલ માનસિંગ કામદાર**

જયન્તિકા પરમાર 'સુમંગલા'



'ભૂલ તો માણુસ માત્રની થાય.' એ કહેતી સાચી જ છે. માણસ છીએ એટલે જ ભૂલ થાય, પશ્ચાત્તાપ થાય અને માફી પણ મળે. પરંતુ એ કબૂલ કરવાની તાકાત જોઈએ; પોતાની ભૂલને શોધી ફરીથી એમ ન થાય તેના પ્રયત્નમાં રહેવું એ ગુણ મોટામાં મોટો છે.

પરંતુ મનુષ્ય જાત જ એવી છે કે પોતે ભૂલ કરે તે તેને દેખાય છતાં ખ્યાલ બહાર કરી શકે છે અને બીજાની ભૂલ હોય, દોષ હોય તો તેને વીણી વીણીને ગાય છે. કેટલીયે વ્યક્તિ એવી હોય છે જે બીજી વ્યક્તિની ખરાબ બાજુ શોધી શોધીને પોતાના અહમ્‌ને પોષવા પેટ ભરીને વાતો કરે છે. કંઈક સહેજ બાતમી મળે તો ખુશ થઈને એમાં રસ લે છે અને હાજીહા પૂરાવે છે. પરંતુ પોતે શું છે, કેટલામાં છે તે જોવા પ્રયત્ન કરતી નથી અને ક્યારેક તે જ વ્યક્તિ બીજાના લાગમાં આવી જાય છે ત્યારે એક જ તોડ નીકળે છે: 'જેવું માણસ પોતે હોય તેવું બીજાને માટે તેને દેખાય.' અથવા તો પોતાને એવી તક મળી હોય નહિ. પોતે જ 'કંઈક છે' એ અહમ્‌ને સંતોષવા 'એ તો આવી છે,' 'એનામાં શું દમ છે,' 'ઠીક હવે જોયાં એમને' એમ કહી કોઈ જ સારું દેખાતું નથી હોતું. માત્ર પોતે જ દુનિયામાં સારાં છે એવું અભિમાન કેટલો સમય ટકવાનું હતું! દરેક વ્યક્તિને અહમ્ હોય છે અને તેને પોષવાની રીત પણ જુદી જુદી હોય છે.

બીજાનું ગાતાં પહેલાં હું કોણ છું, કેટલામાં છું, એની ભૂલ દેખાઈ તેવી મારામાં ક્યાં છૂપાઈ છે તે શોધવાની વધુ જરૂર છે. પારકાના દોષ જોઈ-શોધીને તેમાંથી કશું જ શીખવા નહિ મળે. માત્ર નિંદા કુથલી જ કરી શકીશું. તેથી જીવનનો પરમ આનંદ પણ કદિ પામી શકીએ. હા, મન ક્ષુલ્લક, મતી સીમિત, આનંદ પામીશું. એટલે જો સાચે જ આનંદ મેળવવો હોય, આ જીવનમાં કંઈક સાર્થક કરવું હોય તો પારકાના ગુણ શોધી તેમાંથી કંઈક મેળવવા પ્રયત્ન કરવો અને આપણા દોષ વીણી વીણીને શોધી કાઢી તેને નીવારવા પ્રયત્નશીલ રહેવું જોઈએ. મોટાઓ પણ કહી ગયા છે કે નાનામાં નાની લાગતી વ્યક્તિ પાસેથી પણ ઘણું શીખવાનું મળે છે. તેને તુચ્છકારવાની જરૂર નથી. દરેકની પાસેથી કંઈ ને કંઈ શીખવાનું મળે છે જ.





## ધોળું એટલું દૂધ નહિ !

ગીતાના લગ્ન પહેલાં એના સાસરીયાં સાથે કબૂલાત થયા મુજબ દાયજાની ઝાઝી રકમ લગ્ન પછી એને લઈ જવાની નહોતી. લક્ષ્મી-શંકર પોતે એક અચ્છા લેખક હતા. ગીતાને તેમણે ભણાવી ગણાવીને તૈયાર કરી હતી. પરંતુ તેમની પાસે એવી મૂડી નહોતી કે જ્ઞાતિના રિવાજ મુજબ દીકરીને સાથે મોટો દાયજો આપી શકે. એટલે પહેલેથી જ એ કબૂલાત સાથે તેનાં લગ્ન થયાં હતાં.

ગીતા પરણીને સાસરે ગઈ. સાસુ, સસરા, નણંદ, દિયર વગેરેથી ભર્યું ભર્યું કુટુંબ હતું. ગીતા કામમાં તો એક્કો હતી એટલે એને કંઈ કહેવાપણું નહોતું. એકાદ વર્ષ સુખચેનથી પસાર થયું. દિયરના વિવાહ થયા અને દિય-રના લગ્ન પણ લેવાયા.

દિયરનું સાસરું પસાપાત્ર હતું એટલે વહુ તો સારો એવો દાયજો લઈને આવી. ઘરમાં નાની વહુના માન વધ્યાં. મોટી વહુને ઘેર લગ્ન પછી ઠીક ઠીક સમય થયા છતાં પારણું બંધાયું નહોતું ત્યાં નાની વહુએ દીકરાને જન્મ આપ્યો. હવે તો ગીતાનું આવી બન્યું. બાપને ઘેરથી કંઈ નથી લાવી એ મહેણું તો હતું જ ત્યાં 'વાંઝણી'નું મહેણું સાંભળ-વાનું રહ્યું.

ગીતાના હૃદયમાં કારમો ઘા પડ્યો. પિતા પાસે અંતે પોતાનું દુઃખ વર્ણવ્યું. લક્ષ્મીશં-કરની છેલ્લી ચોપડીઓ પ્રગટ થયેલી તેના પૈસા આવેલા તે બધા જ દીકરીને આપવાનું નક્કી કર્યું. એમની આ એકની એક દીકરી હતી. તેનું દુઃખ જોયું જાય તેમ નહોતું.

ગીતાને પાંચ હજાર રૂપિયા આપી સાસરે મોકલી પણ નાની વહુને તોલે તે ન આવી. રૂપિયા તો એના ગયા જ પણ મહેણાં ઓછાં ન થયાં. ગીતાના પતિ કપિલરાય સ્વભાવે ક્રોધી અને પત્ની તરફ ખૂબ બેદરકાર હતા. નાની નાની ભૂલ શોધીને તેને મારતા પણ ખરા. અંતે જાણે ગીતાના ભાગ્ય ખૂલ્યાં હોય તેમ તેને ઘેર પારણું બંધાયું. ગીતા પ્રસૂતિ કરવા પિયર ગઈ. અને દીકરો અવતર્યો. ગીતા તો ખુશખુશ થઈ ગઈ. પિતાની ખુશાલી પણ ખૂબ હતી. ગીતાને આણું કરીને સાસરે વળાવી.

ગીતા સાસરે આવી પણ કોઈને એની ખુશાલી ન થઈ. કોઈ જ તેની સાથે આનંદથી વાત કરે નહિ. ગીતા ડઘાઈ જ ગઈ. કારણ સમજી શકી નહિ

પહેલેથી બધું જ જોઈ વિચારીને કરવા છતાં ગીતા ઘરમાં કોઈને ગમતી નહિ. ઘરકામ અને બાળાને સંભાળતી. ન છૂટકે બે અક્ષર એની સાથે ખપપૂરતી વાત કરતાં.

કંઈક કારણવશાત કપિલરાયનું કબાટ એણે ખોલ્યું. અંદરથી થોડા પત્રો તેણે જોયા. કોના છે તે જોવાની જિજ્ઞાસા થઈ તો ખલાસ. કપિલરાય ઉપરના તે પ્રેમપત્રો હતા !

ગીતાનું મન અસ્થિર થઈ ગયું. તેને ચેન પડ્યું નહિ. થોડા જ સમયમાં તો તે ગાંડી થઈ ગઈ. રસ્તે ભટકવા લાગી અને લોકોને કહેવા લાગી કે ઊજળા મોં અને નામ જોઈને કોઈ દીકરીને પરણાવશો નહિ.

# સાચી મિત્ર માતા

દરેક માને પોતાનાં બાળકો લાડકવાયાં હોય છે. પરંતુ બાળક સાથે મિત્રતા કેળવી શકે, તેની દરેક વાતને સંતોષી શકે તેવી માતા ભાગ્યે જ જોવામાં આવે છે.

મેધા એની માતાની ખૂબ લાડકવાયી દીકરી હતી. તે નાની બે વર્ષની હતી ત્યારથી તે પ્રશ્નો પૂછતી હતી. અને તેની માતા તેને ખૂબ સરસ જવાબ આપતી હતી. જેમ જેમ તે મોટી થવા માંડી તેમ તેમ આ દુન્યવી જાળના અવનવા વાતાવરણમાં તેની જિજ્ઞાસા વધવા લાગી અને તેથી પ્રશ્નો પણ વધ્યા. તેની જિજ્ઞાસાને સંતોષવા માતા પણ આતુર રહેતાં એટલે બધા પ્રશ્નોને નિરાંતે બેસીને તેને સમજાવતાં.

કુદરતી કરામતો સમજાવતાં શિક્ષકની માફક પાઠ આપવા બેસવું પડે છે એટલું જ નહિ પણ બાળકના ગળે તે ઊતર્યું છે કે નહિ તે પણ ધ્યાન રાખવું પડે છે. એકમાથી અનેક સવાલ ઉત્પન્ન થાય છે અને તેનો સંતોષકારક જવાબ આપવો પડે છે. પણ મેધાની માતા તો સમજાવતાં જાય અને મેધાનો સંતોષ અને નવું જાણ્યાનો આનંદ જોઈને ખુશ ખુશ થઈ જતાં.

જીવનમાં તેમને બીજું ઘણું અગત્યનુ કામ કરવાનું રહે છે. પોતાનું ઘર સંભાળવાનું — વ્યવસ્થિત રાખવાનું, ઉપરાંત બાહ્ય પ્રવૃત્તિમાં પણ ઠીક ઠીક સમય આપતાં. ગમે તેવી ઉતાવળમાં હોય, કામમાં હોય પણ મેધાના કે બીજાં બાળકોના સવાલને તેમણે તોડી પાડ્યો હોય કે ગુસ્સે થતાં હોય તેવું મારા ધ્યાનમાં નથી. તેવે સમયે તેઓ ખૂબ જ સમજાવટથી કામ લેતાં. અને પછી જે ટાઈમ આપતાં તે સમયે તેમને બોલાવીને જ સુંદર રીતે સમજાવતાં.

દશેક વર્ષની મેધા થઈ ત્યારે એક પ્રશ્ન એના મગજમાં ઘૂમ્યા કરતો. માસીની નાની બેબીને જોઈ એ ઉપરાંત બીજાં તરતનાં જન્મેલાં બાળકોની વાત પણ તેની પાસે આવતી. અને તે બધાં હૉસ્પિટલમાંથી ઘેર આવે છે એવી પણ કંઈક તેને ખબર એક વખત તેણે માતાને પૂછ્યું : ' મમ્મી, માસીની આ બેબી ક્યાંથી આવી ? હૉસ્પિટલમાંથી આવી ? '

' ના બેટા, જો અહીં બેસ, નિરાંતે હું તને સમજાવું. તને એમ પણ થતું હશે કે, તું ક્યાંથી આવી, ખરું ને ? '

' હા. મમ્મી, પણ હું તો મોટી થઈ ગઈ. માસીની તો આવડી નાની બેબી આવી ક્યાંથી ? '

' જો, તું પહેલાં મારા પેટમાં હતી. ધીમે ધીમે કરીને નવ મહિના સુધી તું મારા પેટમાં રહી પછી તું બહાર આવી એટલે મારી બેબી થઈ ગઈ એમ જ માસીના પેટમાંથી આ બેબી જન્મી એટલે તે માસીની બેબી થઈ. '

આટલી સમજાવટ પછી પણ મેધાના મનમાં કંઈક પ્રશ્નો અટવાયલા હતા એક વખત ટાઉન હૉલમાં પ્રદર્શન ભરાયુ હતું. તેમાં બાળકના જન્મ પહેલાંની અવસ્થાના જુદા જુદા પ્રકારો કાચની બરણીમાં જાળવી રાખેલા મૂકયા હતા. તે પ્રદર્શનમાં મેધાને લઈને તેની માતા ગયાં અને બાળક માના પેટમાં કેવી રીતે





રહેલું હોય તે બતાવીને સમજાવ્યું. મેધાને કુદરતની આ કરામત ઉપર ખૂબ નવાઈ લાગી પણ આ બધું તેણે નજરે જોયું એટલે ફરી-વાર એકનો એક પ્રશ્ન કરવાનો એને રહ્યો નહિ.

મેધા આજે પણ માતાની એટલી નીકટ છે કે ગમે તેવા મુંઝવતા પ્રશ્નો પૂછતાં તે શરમાતી નથી, યોગ્ય ખુલાસો મેળવે છે. માતા જ તેની પ્રિય સખી હોય તેમ કોઈ વાત પણ તેનાથી છૂપાવતી નથી. અને માતા પણ તેની મુંઝવણનો ઉકેલ શોધી આપે છે. આમ બંને મા–દીકરી સખીઓની માફક પણ રહી જાણે છે.

બાળક જન્મે ત્યારથી તેનામાં જિજ્ઞાસાવૃત્તિ હોય છે. એ જિજ્ઞાસાવૃત્તિ સતેજ થાય છે અને જે જુદા જુદા પ્રશ્નો પૂછે છે તેને જો સંતોષી ન શકાય તો જિજ્ઞાસાને પોષવા ગમે ત્યાંથી બાળક ખરું ખોટું જાણી લેવા પ્રયત્નશીલ રહેશે. પરંતુ તેને પહેલેથી જ તેના વડીલો સંતોષતાં હોય તો આખરે ઊભી થતી મુંઝવણ બાળકના મનમાંથી દૂર થશે અને વડીલોને 'વડીલો'જ સમજી તેમનાથી દૂર રહેવા પ્રયત્ન નહિ કરે.

## સુધાનો નિર્ણય

બાળાબહેનના પિતા એન્જિનિયર હતા. પૈસો સારો હતો અને એક દીકરી અને દીકરો જ હતાં. જૂની ઘરેડમાં ચાલતા કાન્તિભાઈને દીકરીને બહુ ભણાવવાની જરૂર ન લાગી. પોતાનો પૈસો અને પાછો વર પણ એવો પૈસાપાત્ર ગોત્યો એટલે દીકરી સુધાને ઝાઝી ચિંતા નહિ એમ તેઓ માનતા હતા. 'છોકરીઓને લખનાં વાંચનાં આવડયું એટલે બસ, કયાં તેને નોકરી કરવા જવાનું છે તે વધુ ભણવું જોઈએ!'

કાન્તિભાઈ પોતે આટલું ભણીને ગામમાં સારા ગણાતા એન્જિનિયરમાંના એક હતા છતાં તેમનું મન જૂની ઘરેડમાં તણાતું હતું. તેના કરતાં વધુ તો તેમની સુધા માટે ડૉકટરનું ભણતો મૂરતિયો મળી આવ્યો હતો એટલે બન્ને પક્ષે પૈસાની બાબતમાં ચિંતા હતી નહિ એટલે જેવો એનો વિવાહ નક્કી થયો કે ઉઠાડી મૂકી. પિતાને પોતાની મિલ્કતમાંથી દીકરી માટે ઘર બંધાવી આપવાની ખૂબ ઇચ્છા હતી. એટલે લગ્ન પહેલાં જ એ કામ પતાવવા માંડયું. સાસરીયા પક્ષે જાણ્યું ત્યારે તેઓ ખુશ થઈ ગયા. હિતેન્દ્ર ડૉકટર થઈ જશે એટલે એના સસરા સારી મદદ કરશે અને ઘરના બંગલામાં રહેવા મળશે.

જ્યારે આ બાજુ હિતેન્દ્ર મોજમઝામાં પડી ગયો હતો. તેને લગ્નની પડી નહોતી પરંતુ સાસરાના પૈસાની પડી હતી. કાન્તિભાઈને તો જમાઈની બીજી બાજુની કશી જ ખબર નહોતી લગ્ન નક્કી થયાં અને મુહૂર્ત પ્રમાણે લેવાઈ ગયાં.

હિતેન્દ્ર હવે ડૉકટર થઈ ગયો હતો. બીજા પ્રદેશના એક ગામમાં દવાખાનું ખોલ્યું જ્યાં પોતે રહીને ભણ્યો હતો. કાન્તિભાઈએ ઠીક પ્રમાણમાં મદદ કરી. માન્યું કે દીકરી અને જમાઈ હવે આનંદથી રહેશે. પરંતુ લગ્ન પછી બે મહિના, ત્રણ મહિના, છ મહિના થયા તો પણ સુધાને સાસરે ન બોલાવી. કાન્તિભાઈ વિચારમાં પડયા પણ રિવાજ

મુજબ શરૂઆતમાં નહિ બોલાવે એમ માનેલું. કાન્તિભાઈએ ક્ષેમકુશળતાનો પત્ર લખ્યો અને હિતેન્દ્રને ભાન થયું કે સુધાને બોલાવવી જોઈએ. પોતાનાં બા-બાપુજીને લખ્યું કે તેને તેડાવવાનો પત્ર લખજો. અને સુધા સાસરે આવી. સાસુ પાસે થોડા દિવસ રહી પતિને ગામ ગઈ. હિતેન્દ્રને ખૂબ જ કામ હોય તેમ વર્તે. રાત્રે પણ બાર બાર વાગે ઘેર આવે, બન્ને સાથે જમે, ઠીક ઠીક વાતો પણ કરે. ખૂબ મોડું થવાના કારણમાં પોતાનો ધંધો આગળ ધરે ડૉક્ટરને તો રાત દિવસ જોવાનાં જ હોય નહિ જ્યારે દરદીની હાક પડે ત્યારે ગમે તેવું કામ પડતું મૂકીને જવું પડે. અને સાચે જ ડૉક્ટરનું જીવન તો એવું જ હોય. સુધા બિચારી કાંઈ ન સમજી શકી. પરંતુ રોજ રોજ આમ મોડું થવા માંડ્યું એટલે તે વહેમાઈ. પણ તેનામાં કંઈ પણ પૂછવાની બિલકુલ હિંમત નહોતી.

થોડો સમય તો આમ કંઈક સારું ચાલ્યું. પરંતુ ધીમે ધીમે ડૉક્ટર તો દારૂ પીને આવવા માંડ્યો. અને સાથે એક સ્ત્રી પણ આવવા લાગી. સુધા તો કંપી જ ગઈ. આ શું...? પરંતુ સુધાનું કંઈ જ ચાલે તેમ નહોતું. તે નાહિંમત હતી. હિતેન્દ્ર ઑર્ડર કરે તેમ ચા નાસ્તો વગેરે રૂમને પણ તૈયાર કરીને તેની રૂમમાં આપી આવવા પડતાં. સુધાને ઘણીવાર મન થતું કે ચોખ્ખી ના પાડી દઉં. પરંતુ ડૉક્ટર-વરની બીક ખૂબ લાગતી. કંઈક હુંસાતુંસી કરવાથી ઝેર આપી મારી નાખે તો ખબરેય ન પડે. એટલે ડૉક્ટરના બધા જ હુકમનું તે પાલન કરતી. ધીમે ધીમે પેલી સ્ત્રી તેને ઘેર જ રહેવા લાગી. આ સમયે સુધાને પાંચ મહિના થયા હતા. સાતમે મહિને તો પોતે કોઈ પણ સંજોગોમાં પિયર ચાલી જશે એમ મન મનાવી બધું જ કર્યા કરતી હતી.

સુધા પિયર આવી અને હાશ ખેંચી બાબાને જન્મ આપ્યો. બાબો ત્રણેક મહિનાનો થયો ત્યારે સાસરે મોકલવાની વાત આવી. સુધાએ જણાવી દીધું કે પોતે હવે સાસરે નહિ જાય. એની બા તો એનું દુઃખ સાંભળીને થીજી જ ગઈ. 'અત્યાર સુધી તેં અમને જણાવ્યું પણ નહિ?'

અને સુધાએ પિતાને ઘેર રહી પગભર થવાનું નક્કી કર્યું. ગમે તેટલો પૈસો પિતાને ત્યાં હોય તો પણ શા માટે ઓશિયાળાં થઈ ભાઈને આશરે ભવિષ્યમાં જીવવું! પોતાની પાસે કંઈ કામ હોય તો આનંદથી જીવન તો વિતાવી શકાય!

★

બ્રિટનમાં માન્ચેસ્ટર વિશ્વવિદ્યાલય દ્વારા તૈયાર કરવામાં આવતું એટલાસ નામનું ક્રાન્તિકારી ગણતરીયંત્ર પ્રકાશની ઝડપથી કામ કરવાને શક્તિમાન બનશે. આમ તે જતે દિવસે પ્રકાશનો અવરોધ ભેદવાને પણ શક્તિમાન બને તે ઉદ્દેશથી માન્ચેસ્ટર વિશ્વવિદ્યાલય તથા ફેરેન્ટી ઇજનેરી પેઢી સંદેશા લઈ જતા તારોને બને તેટલા ટૂંકા રાખવા ઇચ્છે છે. એટલાસ તૈયાર કરવા પાછળ પા. ૧૦ થી ૩૦ લાખ જેટલો ખર્ચ આવવાનો અંદાજ છે. આ નવું એટલાસ યંત્ર ફેરેન્ટી પેઢીએ હજી તો ૧૦ જ વર્ષ પહેલાં તૈયાર કરેલા ગણતરીયંત્ર કરતાં ૧૦૦૦ ગણું વધારે ઝડપી હશે; અને હજી તો બ્રિટનનો ગણતરીયંત્ર ઉદ્યોગ બાલ્યાવસ્થામાં છે.





પ્રો. ઈન્દ્રવદન કા. દવે




ગ્રંથસમીક્ષા

**વા. મો. શાહની તત્ત્વકથાઓ** (પ્રથમ ખંડ) : [લે. સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ. સંપાદક—ત્રિભુવન વીરજીભાઈ હેમાણી. પ્રકા. દેવચંદજી પ્રકાશન મંદિર, લીંબડી. મૂલ્ય—રૂ. ત્રણ.]

તેમના સુધારક ઉગ્ર વિચારો, ધર્મસમાજનાં તત્ત્વદર્શી ચિંતન અને ઉત્કટ વેધક લેખનશૈલીથી વીસમી સદીની પ્રથમ ત્રીસીના ગાળામાં જાણીતા બનેલા અને બ. ક. ઠાકોર, રમણભાઈ નીલકંઠ, વિજયરાય, મેઘાણી આદિ સાક્ષરો વડે ચિંતનગદ્યના એક સમર્થ લેખક તરીકે બિરદાવાયેલા વા. મો. શાહની ચર્ચાપ્રધાન, વિચારગર્ભ ૧૨ કથાઓ અને એક સંવાદનો આ પુસ્તકમાં સંગ્રહ છે. એમાં કથાતત્ત્વ નામનું છે. અને લેખકને એ અભિપ્રેત પણ નથી. ધર્મ, સમાજ, તત્ત્વજ્ઞાન, ચારિત્ર્યશુદ્ધિ, જીવનનાં ઉચ્ચ મૂલ્યો વગેરે વિષયો ઉપર વાર્તા અને કાલ્પનિક સંવાદના રૂપમાં પોતાનું ચિંતન રજૂ કરવાનો હેતુ તેમણે રાખ્યો છે. રૂપકો દૃષ્ટાંતો અને સામાજિક જીવનરીતિવ્યવહારનાં ચિત્રો દ્વારા પોતાનું વિચારમનન આકર્ષક સરલ અને હૃદય તથા બુદ્ધિને અપીલ કરે તેવું વેધક બને એટલો જ હેતુ કથાસ્વરૂપમાં આલંબન લેવામાં તેમનો છે. ઉંદર અને ઉધઈનાં રૂપકો, સ્વપ્નમાં જોયેલાં દૃશ્યો, જેલ અને ખૂનનો પ્રસંગ, પતિપત્નીના ચારિત્ર રક્ષણની કસોટી, નટની મંડળી, હોડીવાળો, ફકીર, આર્ય પત્ની અને બંગાળનો નવાબ સુરાજ–ઉદ્–દૌલા, ભમરો, સગાળશા અને કેલૈયાંના પ્રતીકો—આ સર્વ પ્રસંગો, પાત્રો કે આયોજનોમાં લેખકની વૈવિધ્યવંતી તરંગલીલા અવલોકન–અનુભવની વિશાળતા તથા વર્ણનશક્તિ પ્રગટ થાય છે. એ શક્તિ વડે તેઓ પોતાના મૌલિક વિચારો દૃષ્ટિ અને વક્તવ્યને સુવાચ્ય રસિક અને સર્વગમ્ય બનાવે છે. સ્વાભાવિક છે કે આવા પ્રકારની કથાઓમાં ઊંચી કલાની અપેક્ષા ન રખાય. પણ અંતર્ગત પણ વિચારોની સંગીનતા, ગહનતા અને સર્વદેશિતા તપાસાય અને એમાં તો લેખકની સિદ્ધિ મણિલાલ ન. દ્વિવેદી જેવી છે. કથાઓમાંથી વા. મો. શાહની વિચારધારાનો સર્વાંગી પરિચય મળી રહે છે. તેમણે ધર્મ અને જીવનવિકાસમાં સ્વાનુભાવને અગત્યનું સ્થાન આપ્યું છે. સ્વાનુભવ વડે આત્મ વિશ્વાસ કેળવવો, ભય, ચિંતા વિકારો દૂર કરવાં અને મન તથા આત્માને નીરોગી, શાંત બનાવી નિજાનંદ પ્રાપ્ત કરવો; જીવનયુદ્ધોથી ગભરાવું નહિ, એમાં ઝંપલાવવું, યુદ્ધની કલામાં કૌશલ પ્રાપ્ત કરવું; અખંડ બ્રહ્મચર્યને શ્રેષ્ઠતા અર્પવી પણ તે ન પળાય તો યોગ્યતા પ્રાપ્ત કર્યા બાદ વિચારપૂર્વક સુપાત્ર શોધી પરણવું, વિધવા સ્ત્રીઓ સમાજસેવિકા ન બની શકે તો તેમને ફરી પરણાવવી, આપણાં પ્રાચીન શાસ્ત્રોને નવા વિચારોના પ્રકાશમાં ઉકેલી તે અનુસાર જીવનવ્યવહાર કરવો, રૂઢિ દંભ પરંપરાનો મોહ—ગાડરિયો પ્રવાહ—અજ્ઞાન—અંધશ્રદ્ધા—ખોટી મોટાઈ—બાહ્ય પ્રદર્શનો, પ્રમાદ અને વિલાસિતા દૂર કરવાં એવી ઘણી સોનેરી વાતો લેખકે માર્મિકતાથી કહી છે. તેમની વિચારણામાં ઉગ્રતા છે પણ સમતુલા ને સ્વસ્થતાનો અભાવ નથી. એમાં તેમના હૃદયની ઊંડી આગ છે. અને અભ્યાસ અને ચિંતનનું બળ છે. ખરી માણસાઈ અને સાચું જૈનપણું શામાં છે, જરા સરખી નિર્બળતા કાયરતા અને સત્ય સાથેની બાંધછોડ આપણને કેવી અધમ દિશા તરફ ખેંચી જાય છે અને જૈનોનો ખરો શુભેચ્છક



કોણુ તેનુ ઊંડુ દિગ્દર્શન લેખકે પોતાના વિષયનિરૂપણમા કર્યું છે લેખકની વિચારણા સર્વદેશીય ઉન્નતગામી અને કોઈ પણ જાતની માનસિક ગુલામીથી મુક્ત રહી છે વાસ્તવ ઉપરથી નજર ખસેડ્યા વિના તે ઊંચા નિશાન તેમા તાકી શકી છે વર્તમાન પ્રજાજીવનની નકની સૂરત પલગાવવાનુ તેમા ઘણુ બળ માલૂમ પડે છે 'શિક્ષણનો સહેનો પાઠ,' 'આપણી આસપાસ ચાલતુ નાટક' અને 'નગ્ના દોરડા પરથી સર્જનના સિંહાસન પર' એ કૃતિઓ લેખકના ચિંતનવિહારની દૃષ્ટિએ નોંધપાત્ર છે ધર્મ અને સમાજસુધારાનો ઉત્સાહ લેખકમા ઘણો છે તેમનુ ગદ્ય ધારદાર ઊર્મિની ઉષ્માવાળુ આવેગવાળા વાક્યોના લયવાળુ, અર્થદ્યોતક અને તત્ત્વતેજની ટશરોથી ઝળહળતુ છે

## વા મો શાહનો જીવનસંદેશ

[ લેખક, સપાદક અને પ્રકાશક ઉપર મુજબ મૂલ્ય ૩ ત્રણ ]

આગલા પુસ્તકમા ધ્યેયલક્ષી વાર્તાઓ તો આ પુસ્તકમા જીવન અધ્યાત્મ, નીતિ–ચારિત્ર્ય, આરોગ્ય, લેખક–વાચક, ગુપ્ત દરદો વગેરે નાના મોટા વિષયો ઉપર વા મો શાહના લેખો, દૃષ્ટાંતકથાઓ અને તેમના દીર્ઘ પુસ્તકોમાના પ્રકરણો પ્રગટ થાય છે પુસ્તકમા સર્વત્ર લેખકનુ મનનશીલ, સુધારક, ચારિત્ર્યપ્રેમી, સિદ્ધાંતવાદી અને આદર્શ વિચારકનુ વ્યક્તિત્વ ઝગારા મારે છે ક્યાક કટાક્ષોથી તો ક્યાક બોલ્લા ભગતની ચાબખા રીતથી આપણા જીવનના દૂષણો તેમણે ખુલ્લા કર્યાં છે અને તીખી ભાષામા સાધુ સમાજની દુર્બળતા ઉપર પ્રકાશ ફેંક્યો છે નર્મદથી શરૂ થયેલા સુધારાનુ સગીન સ્વરૂપ આપણને વા મો શાહમા પૂર્ણપણે જોવા મળે છે વા મો શાહ જૈન ધર્મના જ માત્ર નહિ, સમસ્ત હિંદુ સસારના, ભારતીય સમાજના નવીન યુગના 'લ્યુથર' છે જે કાર્ય આર્ય સસારમા સ્વામી દયાનંદ સરસ્વતીએ કર્યું તેવુ જ મિશન વા મો શાહનુ પણ હતુ એમ તેમના લેખો વાચતા જણાય છે એમના ઉદ્બોધનો નૈતિક બોધ, ધર્મના સ્વરૂપની પીછાન, આત્મોદ્ધાર, શરીરવિમાસ અને સમાજોદ્ધારના બતાવેલા માર્ગો આજ પણ મનનીય છે ધર્મના બાહ્ય આચાર અને દબી પ્રદર્શનોના કટ્ટર વિરોધી ભયપ્રેરિત નીતિપાલનને કુસસ્કાર ગણનારા, ખાનપાન, આરોગ્ય, લેખન-વાચન, આચાર વ્યવહારથી માંડીને જીવનનુ પ્રત્યેક કાર્ય જાગ્રત બુદ્ધિથી, ઊંચી હૃદયપ્રેરણાથી કરવાના માર્ગો બતાવનારી, ધર્મ સ્વભાવ બની જાય–જ્ઞાનતતુઓ સહજપણે એની ક્રિયા કરતા થઈ જાય એને જ સાચો જીવનવિમાસ કહેનારા વા મો શાહ ગુજરાતના ચિંતનસાહિત્યમા અનોખી શૈલીના સ્વામી છે એમની લેખનશૈલી ટૂંકા, ચમત્કારક, અર્થગર્ભ અને આજી નાખે તેવી વિચારતાનોથી ભરપૂર છે 'વાચક–લેખકના સગ મોટે ભાગે વ્યભિચાર સમા હોય છે' (પૃ ૫) 'છાપા અને પેમ્ફ્લેટોનો આ જમાનો છે। અક્કલની નકલનો જમાનો છે। હૃદયના ઊંડા કૂવામાથી નીકળતા સરોદોને સ્થાને સપાટી પરના કૂદકાની ચીસોનો આ જમાનો છે' (પૃ ૧૭) 'જેમ જીવ ઊંચી શ્રેણીનો, તેમ કુદરત તેને ઓછી ને વધારે ઓછી સહાય કરે છે' (પૃ ૧૨૪) એમના ગદ્યમા પત્રકારી લખાણોમા હોય છે તેવો આવેશ છે, પણ તેમા હોય છે તેવા શબ્દોના ખાલી ખણખણાટ નથી કે ભાષાની ઓછી ચમક નથી જો કે ક્યારેક એમા આવેશની અતિશયતા થવાથી વક્તવ્યની પુનરુક્તિઓ થૂમી જવા પામે છે કદાચિત્ 'પારેવાઓ માટે કાઈ આ પ્રવૃત્તિ નથી,' કે 'સત્યસુંદરીને નગ્ન કરી નિહાળવાની મને કેટલુ થયા લત લાગી હતી અને તેથી હુ ઘણા 'અગ્કચાળા' કરતો' જેવા વાક્યોમા રુચિભગનો દોષ આવે છે, તો પણ એકદરે એક સન્નિષ્ઠ, રજોગુણી, તત્ત્વવિચારક, સુધારક, પ્રજાવત્સલ આત્માની આ પ્રાસાદિક, વેધક, અસ્ખલિત પણ જોશબધ વહેતી પૌરુષભરી વાણીના ધોધમા સ્નાન કરવુ એમા તણાવુ આપણને ગમે તેવુ છે એમાથી જીવનક્રાંતિ અને ઉન્નતિની ઝખના સેવનારા સર્જનોને તેમના મનોરથો માટે પૌષ્ટિક ભાથુ મળી રહેશે એમા કોઈ શકા નથી ઉપરના બન્ને



પુસ્તકાનું સંપાદન કરીને શ્રી ત્રિભુવન હેમાણીએ માત્ર લેખકની જ નહિ, સમસ્ત ગુજરાતી ચિંતનવાઙ્મયની સરસ સેવા બજાવી છે.

**સાધના અને સિદ્ધિ :**

[ લે. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ; પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૭/૫૦ ]

આ એક પત્રકાર લેખકની હેતુપ્રધાન નવલકથા છે. ગામડાંનો ઉદ્ધાર શહેરમાં રહી મોટાં મોટાં ભાષણો કરવાથી કે વર્તમાનપત્રોમાં લેખો લખવાથી થશે નહિ, પણ ગામડાંમાં જ દટાઈ, તેના પ્રશ્નો સમજી, તેની પ્રજા સાથે હૃદયથી એકરૂપ બની, સમતા, ત્યાગ, સહનશીલતા, શ્રમ, સમાજસુધાર અને સેવાવડે ગ્રામજનતાના માનસનો પલટો કરાવી, થઈ શકે એ લેખકનો વિચાર કથાના બીજરૂપ છે. ગામડાંમાં નવું જીવન લાવવા આદર્શવાદી યુવાન સતીશ મુંબઈની વકાલતની ધીકતી કમાણી છોડી પોતાના ગામડામાં જનસેવા કરવા ધૂણી ધખાવી બેસી જાય છે. એની સાથે એ જ ગામના મુખ્ય આગેવાનની દીકરી સુલભા દાક્તરીની પરીક્ષા આપી રજાઓ ગાળવા ગામમાં પ્રવેશે છે. પણ બંનેની દૃષ્ટિ ભિન્ન છે. સતીશ ગામડાની ધૂળમાં ખેલવા માગતો હતો, સુલભા ગ્રામજનોને તેના પિતા ઉપર ઉપકાર કરવા ગામડામાં આવી હતી. સતીશની સામે ચારિત્ર્યહીનતા, નાસ્તિકતા અને પ્રજાને ખોટી રીતે ઉશ્કેરનાર ધાંધલિયા તરીકેના આક્ષેપો મુકાય છે. ગામના શંકા, વહેમ, જડતા, અજ્ઞાન, દંભ, દાંડાઈ વગેરે બળો તેની સામે અથડાય છે પણ સતીશ તેના ઉપર પ્રેમથી, અહિંસક હૃદયથી અને ત્યાગ–સેવાનાં કાર્યોથી વિજય મેળવે છે. ગ્રામજીવનના અનેક પ્રશ્નો ગામડાંના આર્થિક શોષણનો, શાહુકારોની લુચ્ચાઈ અને વ્યાજખોરીનો, સ્ત્રી–સ્વાતંત્ર્યનો, આગેવાનોની નાગચૂડનો, છૂતાછૂતનો એમ અનેક પ્રશ્નોનો સતીશ ઉકેલ લાવે છે, સુલભાના વિચારો પલટાવે છે, ગામડાનાં અબુધ સ્વાર્થી બળોનો માનસપલટો કરાવે છે. સમૂહખેતીનો નવો પ્રયોગ ગ્રામજનતા પાસે કરાવે છે; પણ એ બધું કરાવવા જતાં તેને પોતાના દેહનું બલિદાન આપવું પડે છે એ આપણા અજ્ઞાની સમાજની મોટી કરુણતા છે.

વાર્તાનો હેતુ ( Motif ) ઘણો સારો છે. વર્તમાન સમયમાં આવા હેતુવાળી વાર્તાની જરૂર પણ છે. અત્યારે જ્યારે માત્ર પ્રણયરસિક અને મનોભાવોની સેન્દ્રિયતા કે વિકૃતિ બતાવતી જ વાર્તાઓ થોકબંધ લખાય છે ત્યારે જીવનનાં આદર્શો અને વાસ્તવિક પ્રશ્નોનું ગુંફન કરી વાચકોને તે દિશા તરફ પ્રેરતી નવલકથાઓ આવકારદાયક છે. લેખકનો આ પ્રયાસ તેથી સ્તુત્ય છે. પ્રચારાત્મકતાનો દોષ વહોરીને સમાજને સ્પર્શતા પ્રશ્નો અને પરિવર્તનનાં મૂલ્યોનું માર્ગદર્શન કરાવતી કૃતિઓ ભલે લખાય; પરંતુ એક વાત નોંધવાની જરૂર છે કે વાર્તારસના ભોગે જો આ પ્રશ્નોની ચર્ચા કે માર્ગદર્શનનો ઉત્સાહ વાર્તાકાર દાખલ કરવા જશે તો બાવાનાં બેય બગડશે. નહિ રહે એ કૃતિ રસાત્મક નવલકથા કે નહિ થાય વાચકના સમગ્ર ચિત્ત ઉપર તેમાંની ભાવનાઓ કે મૂલ્યપરિવર્તનની દિશાની સચોટ અસર. હેતુપ્રધાન નવલકથાઓ લખનારે આપણા ઉત્તમ લેખક સ્વ. રમણલાલ દેસાઈને આદર્શ સ્થાને રાખવાની જરૂર છે.- 'ગ્રામલક્ષ્મી', 'દિવ્યચક્ષુ', 'પૂર્ણિમા' વગેરે નવલોમાં રમણલાલે વાર્તાકલા અને સમકાલીન જીવનના પ્રવાહો–પ્રશ્નો અને બદલાતાં મૂલ્યોની રજૂઆત—ઉભયની સમાન માવજત કરી છે. આ નવલકથાનો રસપ્રવાહ તૂટક તૂટક બની રહે છે. લેખકનાં ધ્યાન અને શક્તિ જેટલાં ગામડાના પ્રશ્નો અને સુધારાની ચર્ચા આલેખવા તરફ છે તેટલાં નવલકથાના કલાબીજની માવજત કરવા વિશેનાં નથી. વાર્તાતત્ત્વના કરતાં અહીં ચર્ચાતત્ત્વ અને બોધતત્ત્વનું પ્રમાણ વધી પડે છે. વિચાર અને આદર્શ ઝાઝી મૂર્તતા પામ્યાં નથી. એના વસ્તુ પ્રસંગોમાં કુતૂહલ પ્રેરે તેવાં તત્ત્વો નથી કે ક્રિયાની ત્વરિતતા નથી. રસક્ષમ પ્રસંગો લેખક અલ્પ ઊપજાવી શક્યા છે અને જ્યાં રચ્યા છે ત્યાં તે બહલાવી શક્યા નથી. લેખકની

કથનશૈલીમા એક સરખી રસિકતા કે પ્રૌઢી નથી કે તેમની વાર્તાનાયની રીતિમા આકર્ષકતાય ઓછી છે ¹ લેખકે ગામડાના પ્રતિનિધિ રૂપ પાત્રો વ્યાજખાઉ, દભી, લપટ, ખધા બાપાજી સરલ હૃદયનો પણ દારૂ, અબુધ ઝનૂની કાનો લુચ્ચો, જડ, કિન્નાખોર કાયર, તમો ભટ્ટ વાત્સલ્યમૂર્તિ ઉર્વશીફોઈ અને હસનચાચા ભાવનાશાળી યુવાનોના પ્રતિનિધિ રૂપ મનોજ, સુલભા, રમેશ વગેરે કોનેન્જિયનના પ્રતીક રૂપ ડૉ પીયૂષ, તિનોત્તમા વગેરે, ગામડાની શોષિત વિધવા સવિતા—તથા ગામડાના ભુવા, ખેડૂતો અને અન્ય ભોળા જનોનુ ચિત્રણ યથાર્થપણે કર્યું છે સતીશના પાત્રમા તો બીજો જાણે રમણલાલનો અશ્વિન જ જોઈ લો ! પાત્રચિત્રણમા આદર્શ અને વાસ્તવના તતુઓનુ મિશ્રણ કરી લેખકે પોતાના હેતુનુ કાર્ય સાધ્યુ છે પાત્રભેદ અને પાત્રોના પોતાના આગવા વ્યક્તિત્વનુ નિરૂપણ વિશેષ થઈ શક્યુ હોત તો હેતુસિદ્ધિમા વધારો થાત તેમ છતા વાર્તામા પાત્ર વિકાસ, જે ધ્યેયલક્ષી વાર્તાનુ વિશિષ્ટ અગ છે, ઠીક ઠીક બતાવાયો છે સુલભા, બાપાજી, રમેશ વગેરે પાત્રો અને નવરગપુરા ગામની સ્ત્રીઓ, જુવાનો અને વૃદ્ધોના માનસમા પલટો કેવી રીતે આવ્યો તેના અકોડા લેખકે યોગ્ય રીતે વાર્તામા મેળવી આપ્યા છે સતીશ, સુલભા, માલતી, ડૉ પીયૂષ વગેરે પાત્રોના પ્રણયતતુનુ નિરૂપણ પણ વચમા તક મેળવી તેમણે કરી લીધુ છે એકદરે ચર્ચાના રસવાળી સુધારાના ઉત્સાહવાળી નવીન ભારતના ગામડાની સમસ્યાઓ રજૂ કરતી, એના ઉદ્ધારની દિશાઓની શકયતા સૂચવતી અને ભાવનાશાળી કાર્યરત ભણેલા યુવાનોને માર્ગદર્શન આપતી આ સુવાચ્ય નવલકથા એના લેખકના ઉત્સાહ અને ધ્યેયની દૃષ્ટિએ સફળ છે

१ નવલકથામા નાની નાની સરતચૂકો કેટલીક છે દા ત પૃ ૬૮ મે સુલભા દાનાને પોતાની દાકતરી પેટી લઈને આવવાનુ કહે છે, પણ બીજે પાને હસનના મુખમા લેખકે શબ્દો મૂક્યા છે ‘આ ગાડીમા બેન આવવાના છે દાકતરનુ ભણી રહ્યા હવે રજાઓ પડી છે એટલે બાપાજીને મળવા આવે છે ’ આગળ એ જ પાને કહે છે ‘પાસ તો થશે જ ને ? ’ જો સુલભા એમ બી બી એસ થઈ ન હોય તો દાકતરી પ્રૅકટીસ કરતી હોય તેવો દમામ પેટી વગેરેનો પોતાની પાસે તૈયાર કેવી રીતે રાખે ? એમ જ વળી સતીશ અને સુલભાના પરસ્પરના સબોધનોમા ‘ તુ તમે ’ વચ્ચેની નિશ્ચિતતા જળવાઈ નથી ક્ષણમા સુલભા સતીશને તુકારો કરે છે તો ક્ષણમા માન દઈ બોલાવે છે કોઈ જાતના પ્રથમ પરિચય વિના સુલભા શિક્ષિત યુવાન સાથે પ્રથમથી તુકારાથી વાતચીત કરે તે અજુગતુ લાગે છે વળી જે સતીશ સુલભાની પેટી ટ્રેનમાથી ઉતારી આપે છે તેને પોતાની ગાડીમા બેસાડવા તે સમતિ આપતી નથી તે સુલભા જેવી શિક્ષિત પાછળથી મહાન બનતી નારીના પાત્રમા અસગતિ રૂપ છે તે છડી અને ગુમાની તરુણી પ્રથમ પરિચયમા તો વિવેક બતાવતી જ હોય જ્યારે સુલભામા તો ઉચ્ચ ગુણો બતાવ્યા છે જે ઉચ્ચ ગુણો પાછળથી વિકસ્યા તે બીજમા હોવા જોઈએ ને ? પુસ્તકમા છાપભૂલોય ઠેરઠેર છે

**રાજરાજેન્દ્ર**

[લેખક–જેઠાલાલ ત્રિવેદી, પ્રકાશક–કાતિલાલ મ ત્રિવેદી જલાલપુર મૂલ્ય રૂપિયા પાચ ]

‘અલકા ’ અને ‘ પાખડી ’ ના કવિ તથા પાચેક ઐતિહાસિક અને બે સામાજિક નવલકથાઓના લેખક શ્રી જેઠાલાલ ત્રિવેદીની આ નવી ૨૮૦ પાનાની નવલ કુમારપાળના રાજ્યારભના સમયના પાટણના રાજકારણને કેન્દ્રમા રાખી રાજાએ પોતાના બુદ્ધિ અને પરાક્રમથી સાભરના અભિમાની રાજા અર્ણો રાજાને કેવો પરાજય આપ્યો અને દારાસમુદ્રના ઉન્મત્ત રાજા બલ્લાલને કેવો તાબે કર્યો તેની ગૌરવગાથા આલેખે છે કથામા મહાઅમાત્યપદ માટેના મત્રીઓના દાવપેચ, ગુપ્તચરોની બાહોશી, અઘોરી બાવા જાસૂસો અને સ્મશાનના ભેદી તત્ત્વો, પાટણના વૈભવના, સેનાકૂચ અને વિજયના વર્ણનો, પ્રપચી વ્યૂહો અને યુદ્ધનુ વાતાવરણ તથા શૂરવીર કુમારપાળ ઉપરાત પિયર અને પાટણની ભક્ત, સ્વમાની, મેધાવિની, નીડર ગુજરાતની ટેકવાળી, ધ્યેયનિષ્ઠ, વીરાગના છતા કોમળ

# અર્ધવાર્ષિક નવરચના અનુક્રમણિકા

**વર્ષ ૩૧ : અંક ૧ થી ૬ : એપ્રિલ '૬૦ થી સપ્ટેમ્બર '૬૦. સળંગ અંક ૩૬૧ થી ૩૬૬.**

[ લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો સળંગ અંક નં. અને બીજો પાનું દર્શાવે છે.]



---

પતિપરાયણ કાંચનદેવી તથા ચતુરસુજાણ કાર્યકુશલ લીલાદેવીનાં પાત્રો વાર્તારસિયાઓને રીઝવી શકે તેમ છે. વાર્તાના આદિથી અંત સુધી વાચકોનો કૌતુકરસ જળવાઈ રહે તેવા રોમાંચક પ્રસંગોની ગૂંથણી તેમાં છે. વાર્તાની રજુઆત વર્ણનાત્મક રીતિની હોવાથી અને કેટલાક રસક્ષમ પ્રસંગોને લેખક ખીલવી શકયા નહિ હોવાને લીધે મુનશી–ધૂમકેતુ કે ચુનીલાલ શાહની આવા પ્રકારની કથાઓના જેવું સતત આકર્ષણ તેમાં નથી; તેમજ બે–ત્રણ પાત્રો સિવાય અન્ય પાત્રોનાં વ્યક્તિત્વ પૂર્ણપણે મહોરી ઊઠતાં નહિ હોવાથી તથા હકીકતોની એકવિધતા ને પુનરુક્તિ થતાં હોઈ કલાની કચાશોથી કથા મુક્ત નથી તો પણ આપણા ખ્યાતનામ નવલકારોની સોલંકીયુગની કથાઓમાં આ કથા તેની સુવાચ્યતાથી, એમાંની કૌતુકપોષક ઘટનાઓના વેગથી અને ઈતિહાસના યથાર્થ વાતાવરણઆલેખનથી એક ધ્યાન ખેંચે તેવો ઉમેરો કરે છે.





મચ્છરને દૂર રાખવા માટે હવે તો તુલસી સુપ્રસિદ્ધ છે. તુલસીની એક જાતનું અંગ્રેજી નામ જ 'મોસ્કિવટો પ્લેન્ટ' રાખવામાં આવ્યું છે. મુંબઈમાં વિક્ટોરિયા ગાર્ડન્સ અને આલ્બર્ટ મ્યુઝિયમ રચપાયા ત્યારે કામ ઉપર ચડેલાં મજૂરો મચ્છરના ત્રાસથી હેરાન થતાં અને ઘણા તો મેલેરિયાથી પાયમાલ થતા બાગની જગ્યા ખૂબ મેલેરિયસ હતી. એ વખતે હિન્દુ કારભારીના સૂચનથી ત્યાં તુલસીની જેટલી મળી એટલી જાતો ઉછેરવામાં આવી. એ વખતે 'મેલેરિયા મોસ્કિવટો'ની થીયરી પણ અજાણી હતી. તુલસીની જાતોને ઉછેર્યાં પછી આશ્ચર્યજનક રીતે મચ્છરો સાથી દૂર થઈ ગયા હતા

આપણા આંગણામાં વિધ્ન અર્થાત્ અમૃતમથી તુલસીને જો સ્થાન આપીએ તો આપણે મેલેરિયા જેવા રોગોથી અવશ્ય બચી જઈએ





મુદ્રક દીપક પ્રિન્ટરી અમદાવાદ